# નિવેદન

પાંચ વર્ષ પહેલાં માર્ચની ૯ તારીખે ગુજરાત–સૌરાષ્ટ્રના લાડીલા શ્રી. ઝવેરચંદ મેઘાણી પ્રભુને ખોળે પોઢ્યા ત્યારે સમગ્ર ગુજરાતમાં એમનું ઉત્તમ સ્મારક કરવાની લાગણી પ્રગટી હતી. એ વખતે શ્રી. અમૃતલાલ શેઠની પ્રેરણાથી સ્વ. મેઘાણીભાઈના મુંબઈ–સૌરાષ્ટ્રના કેટલાક મિત્રોની એક સ્મારક સમિતિ રચવામાં આવી હતી. આ સમિતિએ એક મહાન ગ્રંથ પ્રગટ કરવાની જાહેરાત કરી હતી. એ ગ્રંથ ગુજરાતી ભાષાનું એક વિશિષ્ટ પ્રકાશન બને એવી સૌની ઇચ્છા હતી. ગ્રંથની કિંમત રૂ. એક સો એક રાખી, એમાંથી જે બચત થાય તેનો સંસ્કાર ક્ષેત્રે ઉપયોગ કરવાની ધારણા હતી. એ ગ્રંથમાં પુષ્કળ ચિત્રસામગ્રી આપવાનું ધાર્યું હતું....પરંતુ સંયોગો એવા આવ્યા કે ધારણાઓ ફળી નહિ. ગ્રંથનું પ્રકાશન એક અથવા બીજે કારણે અટકતું જ રહ્યું.

એ પછી સમિતિના મંત્રીની વિનતિથી 'જન્મભૂમિ' સંસ્થાએ એટલે કે સૌરાષ્ટ્ર ટ્રસ્ટે ગ્રંથની સર્વ આર્થિક જવાબદારી ઉઠાવી તેનું પ્રકાશન કરવાનું સ્વીકાર્યું. સંપાદનનો મુખ્ય બોજ તો પ્રથમથી જ શ્રી. ઉમાશંકર જોષીએ ઉઠાવ્યો હતો. આજે પાંચ વર્ષ પછી આ પ્રકાશન, મૂળ યોજનાથી કાંઈક ઊણું, છતાં ગુજરાતી સાહિત્યક્ષેત્રે તો ગણનાપાત્ર, રજૂ થઈ શકે છે તેના મુખ્ય યશભાગી 'જન્મભૂમિ' સંસ્થાના સંચાલકો અને શ્રી. ઉમાશંકર જોષી છે.

આ ગ્રંથ અંગેની હવે સર્વ જવાબદારી 'જન્મભૂમિ' સંસ્થાએ ઉઠાવી લઈ સ્મારક સમિતિનું કાર્ય પાર પાડી આપ્યું છે તે માટે સમિતિ ટ્રસ્ટી–મંડળનો આભાર માને છે.

આ ગ્રંથમાં સ્વ. મેઘાણીનું વિસ્તૃત જીવનચરિત્ર આપવાની યોજના હતી. સમિતિએ એ માટે શ્રી. સુશીલને વિનતિ કરી હતી. તેઓની તબિયત સારી

ન હોવાથી શ્રી. કપિલ ઠક્કરે ખૂબ શ્રમ લઈ એ કાર્ય પાર પાડયું, પરંતુ ગ્રંથની મૂળ યોજના આકાર લઈ શકે એમ ન હોવાથી વિસ્તૃત જીવનચરિત્ર આપવાનું બની શકે એમ નહોતું એટલે સંક્ષિપ્ત ‘ જીવનચિત્ર ’ આલેખવાનો બોજો પણ શ્રી. ઉમાશંકર જોષી ઉપર જ આવ્યો. શ્રી. કપિલભાઈએ પ્રેમ અને શ્રમપૂર્વક જે ચરિત્ર લખ્યું હતું તેમાંની કેટલીક માહિતી અને બીજેથી પણ ઉપયોગી સામગ્રી મેળવી શ્રી. ઉમાશંકર જોષીએ સુંદર ‘ જીવનચિત્ર ’ આપી આ ગ્રંથનું મૂલ્ય વધાર્યું છે.

શ્રી. રામનારાયણ પાઠક પહેલેથી જ આ ગ્રંથના સંપાદનમાં ઊંડો રસ લેતા હતા. એમની તબિયત સારી ન હોવા છતાં તેઓ બધી સામગ્રી ઉપર નજર ફેરવી જતા હતા અને કાર્ય પૂરું થયું ત્યારે એમણે પ્રસ્તાવનારૂપે પણ લખી આપ્યું. આ ગ્રંથના અનેકવિધ કાર્યમાં સ્વ. મેઘાણીભાઈના પુત્ર ભાઈ મહેન્દ્રે હંમેશાં સાથ આપ્યો છે. સંપાદનકાર્યમાં શ્રી. કરસનદાસ માણેક, શ્રી. મનસુખલાલ ઝવેરી, શ્રી. ગુલાબદાસ બ્રોકર, શ્રી. ઉમેદભાઈ મણિયાર, શ્રી. દિલીપ કોઠારી વગેરેએ પણ સારો સહકાર આપ્યો છે. પ્રકાશનમાં શ્રી. બચુભાઈ રાવત અને શ્રી. લક્ષ્મીદાસ ગાંધીના સહકારની નોંધ લેવી જ જોઈએ.

આમ આ ગ્રંથના સંપાદન અને પ્રકાશનમાં ‘ ઝાઝા હાથ રળિયામણા ’ બન્યા છે. સૌએ સ્વ. મેઘાણીભાઈ તરફના પ્રેમથી પ્રેરાઈને તથા ગુજરાતી સાહિત્યની યત્કિંચિત્ સેવા કરવાના શુભ હેતુથી આ કાર્ય કર્યું છે. આ માટે સ્મારક સમિતિ સૌનો આભાર માને છે.

મુંબઈ
૯–૩–૫૨

સોપાન
મંત્રીઓ વતી

# સૌરાષ્ટ્રી સાહિત્યકાર

આપણા સમગ્ર સાહિત્યમાં જો કોઈ ખરેખરા કાઠિયાવાડના જ—સૌરાષ્ટ્રના જ સાક્ષર હોય તો તે સદ્દગત મેઘાણી હતા. મેઘાણી હતા એટલે એમ નહિ કે કાઠિયાવાડમાં એમના સિવાય કોઈ સાક્ષર જ થયા નથી. ફક્ત કાન્ત–કલાપીનાં નામો, સાહિત્યના કોઈ અલ્પ પરિચિતને એવો તર્ક કરતાં અટકાવવાને સમર્થ છે. તેમજ કાઠિયાવાડના જ સાક્ષર એટલે એમ પણ નહિ કે મેઘાણી માત્ર કાઠિયાવાડમાં જ જાણીતા થયા હતા—તેઓ કાઠિયાવાડ ઉપરાંત ગુજરાતમાં અને બૃહદ્ ગુજરાતમાં જાણીતા હતા; અને સમાજના બધા થરોમાં એમના જેટલા જાણીતા બહુ ઓછા નીકળે, કદાચ કોક જ નીકળે. હું એમને કાઠિયાવાડના કહું છું એનું મુખ્ય કારણ એ કે એમનું સમગ્ર જીવન, ખાનગી જીવન તેમજ સાક્ષરજીવન કાઠિયાવાડમય હતું, કાઠિયાવાડના ખૂણેખાંચરે અનેક રૂપે પડી રહેલી કવિતાને વીણી વીણીને જીવન્તરૂપમાં જનતા આગળ રજૂ કરવામાં તેમણે આખું આયુષ્ય વાપર્યું છે, તેમની સર્જનકૃતિઓમાં પણ મુખ્ય પ્રેરણા કાઠિયાવાડની છે, અને એ કૃતિઓમાં કાઠિયાવાડના રંગો એક કે બીજે રૂપે આવ્યા વિના રહ્યા નથી

લોકસાહિત્યસંગ્રહ માટે તો કોઈક પ્રદેશની મર્યાદા સ્વીકારવી પડે જ, પણ કવિ, વાર્તાલેખક, નવલકથાલેખકને માટે પણ કલ્પના એક જ પ્રદેશમા મર્યાદિત રહી રાચ્યા કરે એ દોષ નથી. કવિ પોતાની રુચિને જ અનુસરે તેમાં કશું ખોટું નથી, જો તે એમાંથી ખરેખરા રસ નિષ્પન્ન કરી આપી શકે તો. ટોમસ હાર્ડીએ માત્ર અમુક જ પ્રદેશની (જે તેની વાર્તાઓ ઉપરથી વેસેક્સ કહેવાયો) નવલકથાઓ લખી તેને કોઈ દોષ ગણતુ નથી. હા, એવી મર્યાદા વિવેચકમાં દોષ ગણાય એ દેખીતુ છે.

સદ્દગત મેઘાણીએ સાહિત્યમાં કાઠિયાવાડના લોકસાહિત્યના સંગ્રાહક અને ઉદ્ધારક તરીકે પ્રવેશ કર્યો. સાહિત્યના એ પ્રદેશ તરફ તે પહેલાં ધ્યાન જ ગયુ નહોતુ એમ નહિ, ઘણાનું ગયું હતું, અને વિવિધ રુચિવાળા રણજિતરામ વાવાભાઈએ એ ઉપર સારો નિબંધ પણ લખેલ હતો. પણ એના સંગ્રહનું કામ કાઠિયાવાડમાં શ્રી મેઘાણીએ કર્યું, તે એવડા મોટા પાયા પર કર્યું, અને એને એવા જીવન્ત રૂપમાં રજૂ કર્યું કે સામાન્ય જનતા અને ઘણા સાક્ષરો એના તરફ મુગ્ધ ભાવે જોઈ રહ્યા.

મેઘાણીને આ કામનો શોખ કેવી રીતે લાગ્યો તે હું જાણતો નથી, પણ એ શોખ પૂરો

કરવાને તેમને અનેક કુદરતી બક્ષિસ મળી હતી એ એક સાહિત્યનું સદ્ભાગ્ય હતું એમની રીત-ભાત એ લોકસાહિત્ય જાણનારાં નીચા અને સામાન્ય ઘરનાં ગણાતા માણસો અને ખાસ કરીને એ સાહિત્યના નિધિરૂપ એવી સ્ત્રીઓ સાથે સહેલાઈથી ભળી જઈ શકે એવી હતી. ઠેઠ સુધી તેમણે કાઠિયાવાડી પહેરવેશ અને કાઠિયાવાડી કાનશિયાં રાખ્યાં હતાં. અને તેમનામાં કાઠિયાવાડ વિશે એક દુહાર્ધમાં કહેલુ છે તે બન્ને લક્ષણો 'લાડકવાયાં લોક મીઠાબોલાં માનવી'–વહાલસોયું વર્તન અને મીઠી વાણી બન્ને હતા. તેમના પહેલાં કવિશ્રી નાનાલાલે પોતાની કાવ્યપ્રવૃત્તિમાં આ બન્ને લક્ષણો અપનાવ્યાં હતાં. મેઘાણીએ કવિનો વારસો પણ લીધો અને કાઠિયાવાડની વાણીમાં અને રીતભાતમાં એટલા તન્મય થઈ ગયા કે એ બન્ને એમના જીવનમાં સ્વાભાવિક થઈ ગયાં. કોઈ સ્ત્રીએ કે નીચા ઘરનાં લોકોએ એમની પાસે સંકોચ અનુભવ્યો નથી. નવાઈની વાત તો એ છે કે અમુક પ્રકારના લોકસાહિત્ય ઉપર ઉપજીવિકા કરનારા ભાટચારણો પણ તેમના મિત્ર થઈ ગયા, અને તેમને પોતાની સર્વ વિદ્યા તેમણે કશી ગુરુમુષ્ટિ રાખ્યા વિના આપી. મેઘાણીનો પોતાનો અવાજ બુલન્દ અને મીઠો હતો અને તેમણે સંગ્રહિત કરેલું ઘણું સાહિત્ય તે સાહિત્યકારો આગળ તેમજ સમસ્ત જનતા આગળ ગાઈ બતાવતા, અને એ બહુ જ લોકપ્રિય થતું. લોકસાહિત્ય તેઓ ગાતા તે બધા ઢાળો મૂળનું અસ્લોઅસ્લ અનુકરણ નહિ હોય–નહોતું, પણ તેમની હલક મીઠી હતી, અને તેને લીધે નવી પેઢીએ તેમની લઢણ પકડી, અને અત્યારે તેમની શૈલીમાં જ ઘણાં ભાઈબહેનો ગાય છે.

તેમની પ્રવૃત્તિને તેમના કાળમાં જ પ્રવર્તેલા અસહકારના મહાન આંદોલનમાંથી ઘણું બળ, ઉત્તેજન અને અનુકૂળતા મળ્યાં. અસહકાર એક નીતિ અને ધર્મનું કાર્ય છે, ફરજ છે, એમ બતાવવા મહાત્માજીએ ભણેલ, અભણ, ઊંચ, નીચ, શ્રીમંત, ગરીબ સર્વ ભેદોને નિષેધ્યા. એથી સમાજનો અભણ વર્ગ હજી જે સાહિત્યમાં રાચે છે તે તરફ સમભાવ થયો, અને બીજી તરફથી લોકસાહિત્યના અજ્ઞાત અભણ કે અલ્પશિક્ષિત રચનારા તરફ આદર અને કૌતુક થયું. વળી અસહકારના આંદોલનમા મોટી મેદનીઓને સંબોધવાના પ્રસંગો વધ્યા તેની અસર જાહેર સાહિત્ય-પઠન મંડળીઓ ઉપર પણ થઈ. અસહકાર પછી જ આવા સાહિત્યના જલસા અને મુશાયરા થવા લાગ્યા. ને સર્વથી લોકસાહિત્ય તરફ બધાનું ખૂબ ધ્યાન ગયું. અને મેઘાણીને સૌરાષ્ટ્રમાં અનુકૂળ રાણપુરનું કેન્દ્ર મળી ગયું જ્યા વર્તમાનપત્રકાર તરીકે તેમને સ્થાન મળ્યું અને લોક-સાહિત્યસંગ્રહ કરવાને સગવડ અને અવકાશ મળ્યાં.

પણ માણસની ખરી મોટાઈ તેની તકની પારખમાં અને તે તક ઉપર ખરચવા તૈયાર કરેલ શક્તિસંપત્તિમાં છે. મેઘાણી રાણપુર ગયા તે દરમિયાન આખા કાઠિયાવાડમાં ફરી વળ્યા, અનેક ગામોના સ્ત્રીપુરુષોને મળ્યા, અનેક હલકા ગણાતા લોકો સાથે સમાન ભાવથી ભળી જઈ તેમની શ્રદ્ધા મેળવી, તેમના દિલ પીગળાવી તેમાંથી લોકસાહિત્ય ટપકાવી લીધું આ ટપકાવેલા સાહિત્યના ગંજના ગંજ તેમની પાસે થયા, જેમાંના થોડા તેમણે છેલ્લાં વરસોમાં છપાવવા માંડેલા. આ

સાહિત્યનાં વૃત્તાન્તોના કૌતુકથી તેમણે તે તે વૃત્તાન્તનાં સ્થળોની પણ મુલાકાત લીધી. સૌરાષ્ટ્રનાં ખંડેરો જોયાં. આ બધું સાહિત્ય પ્રકાશિત શી રીતે કરવું તે સમજી લેવા ઇંગ્લંડમાં થયેલા આવા સાહિત્યમંથોનો અભ્યાસ કર્યો. આપણા જે વર્ગમાંથી આ સાહિત્ય મળતું હતું, તેમનું જીવન કેવું હતું એ પણ સમભાવથી જોયું, અને તેમનાં પુસ્તકોની પ્રસ્તાવનામાં એ જીવનનું ઊજળા રંગે વર્ણન આપ્યું. લોકસાહિત્ય એકઠું કરવા, પ્રકાશિત કરવા અને લોકપ્રિય કરવા તેમણે પોતાની શક્તિ ખરચવામાં ક્યાંય પણ ઊણપ રાખી નથી. લોકસાહિત્યનો એકકે પ્રકાર તેમણે જવા દીધો નથી. ભજનો, ભક્તોનાં જીવનો અને ખારવાનાં ગીતો સુદ્ધાં તેમણે મેળવ્યાં છે.

સાહિત્યકારોના મોટા વર્ગે એમનું સાહિત્ય ખુલ્લે દિલે આવકાર્યું. ખરું તો સાહિત્યમાં અને વિવેચનમાં પણ આ જાતના સાહિત્યને માટે એક અનુકૂળ વલણ પેદા થતું જતું હતું. સાહિત્યમાં જેને પંડિતયુગ કહેવામાં આવે છે, તે યુગના પ્રત્યાઘાતો શરૂ થઈ ગયા હતા. એ યુગના લેખકોની પેઠે નવા લેખકો માત્ર વિદ્વાનોની કદરથી સંતોષાતા નહોતા, પણ આમજનતાની કદરના પણ અભિલાષી હતા, અને તેમના હૃદય સુધી પહોંચવા માગતા હતા. તે ઉપરાંત વિવેચનમાં અને સાહિત્યમાં રોમેન્ટિસિઝમ–રંગપ્રિયતાનો પક્ષપાત વધતો જતો હતો. એ સમસ્ત વલણે મેઘાણીના સાહિત્યની વાહવાહ કરી. અલબત્ત મેઘાણીનાં પ્રકાશનોમાં લોકસાહિત્ય તરફના પક્ષપાતને લીધે અત્યુક્તિઓ આવી જતી, પણ મેઘાણી સ્વભાવે એટલા નમ્ર હતા કે સર્વના અભિપ્રાયો માગતા અને કોઈ પણ ક્ષતિ સમજાઈ જાય તો તેને સુધારવામાં તેમણે કદી અભિમાનને આડું આવવા દીધું નથી.

લોકસાહિત્યના સંગ્રહ અને પુનરુજ્જીવનમાંથી સાથે સાથે એ પ્રકારની નવી કૃતિઓ રચવાનું તેમણે શરૂ કર્યું. તેમનામાં પહેલેથી સાહિત્યસર્જનની અભિલાષા હતી કે કેમ તે હું જાણતો નથી, પણ તેમનામાં પ્રતિભાનો સ્ફુલિંગ હતો. અને તેણે, તેમને પ્રિય લોકસાહિત્યપ્રકારની રચનાઓ તરફ પ્રેર્યા એ જ સ્વાભાવિક છે, કારણ કે એક રીતે એમ કહી શકાય કે માનવની કલારુચિ જ વ્યાપારમય થઈ સર્જન કરે છે. તેમણે લોકસાહિત્યની ઢબે જ કુદુંબભાવો ઉપર કાવ્યો લખ્યાં તેમ જ અસહકારના આંદોલનમાં લોકોમાં જે નવું ચેતનાપૂર આવ્યું તેને બિરદાવનારાં વીરરસ-કાવ્યો લખ્યાં. એ દૃષ્ટિએ એ નર્મદ, હરિ હર્ષદ ધ્રુવ અને ખબરદારની હરોળમાં સારી રીતે બેસી શકે. એમનાં લડતના પ્રસંગનાં કાવ્યો એટલાં લોકપ્રિય હતાં કે હિંદને સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે મેઘાણી નહોતા એનું ઘણાએ સ્મરણ કર્યું. એવી જ રીતે લોકસાહિત્યમાં તેમને જે કાચી ઇતિહાસ-સામગ્રી મળી તેના પૂર્ણ અભ્યાસ માટે તેમણે ઇતિહાસ વાંચ્યો, સ્થાનો જોયાં, અને તેમાંથી ઐતિહાસિક નવલકથાઓ લખાઈ.

સૌરાષ્ટ્રમાં તેઓ નાના હતા ત્યારથી ખૂબ ફરેલા, લોકસાહિત્યને અંગે ફર્યા અને કાઠિયાવાડની ધરતીના પ્રેમથી એમણે જે અનુભવ્યું અને મેળવ્યું તેમાંથી સામાજિક નવલકથાઓ અને નવલિકાઓ લખી. આ સર્વમાં પણ તેમની દૃષ્ટિ મુખ્યત્વે લોકસાહિત્યના રંગની રહી છે.

તેમાં મધ્યકાલીન શૌર્ય અને ચમત્કારોનો શોખ છે, અભણ ભોળાં આવેશવાળાં માનવો તરફનો સમભાવ છે, સ્ત્રીભાવની કુમાશ અને દઢતાનું આલેખન છે, સારા અર્થમાં શોભતી રીતે મલાવી મલાવીને વાત કરવાની શૈલી છે, અને વસ્તુના રસથી હૃદય ઊભરાઈ જઈને અલંકારો આવતા હોય તેવા અલંકારો છે.

તેમણે કેટલાંક ભાષાન્તરો પણ કર્યાં છે. કેટલાંક દુઃખના સમયમાં સ્વસ્થતા મેળવવા કરેલાં છે, કેટલાંક પ્રકાશન-ધંધાની ખાતર કરેલાં, પણ ઘણાંખરાં તો મનને ગમી જવાથી કરેલાં છે. તેમાંનાં કેટલાંક બહુ જ હૃદયસ્પર્શી અને મનોહર નીવડ્યાં છે. જેવાં કે 'સૂના સમદરની પાળે', 'કોઈનો લાડકવાયો.' આના મૂળ સર્જકો કોઈ મહાન કવિઓ નહોતા પણ મેઘાણીએ પોતાની રુચિ ખાતર તે ગુજરાતીમાં ઉતાર્યાં અને તે ખૂબ લોકપ્રિય થયાં. તેમણે વ્યવસ્થિત પ્રયત્નથી રવીન્દ્રનાથ ટાગોરનાં કેટલાંક કાવ્યો પણ ગુજરાતીમાં ઉતાર્યાં છે. આમાંનાં ઘણાં તેમણે લોક-સાહિત્યના ઢાળોમાં ઉતાર્યાં છે અને તેમાંનાં કેટલાંક જોતાં એમ જણાય છે કે મેઘાણીમાં અન્ય કવિના વક્તવ્યને ઝીલી તેને ગુજરાતીમાં નવો અવતાર આપવાની શક્તિ હતી.

મેઘાણીએ અનેક પ્રવૃત્તિઓમાં વિવેચનનું કામ પણ કર્યું છે. લોકસાહિત્યના તેઓ પ્રચારક હતા, એ સાથે વિવેચક પણ હતા, પણ તે સાથે વર્તમાનપત્રોમાં તેમણે વિવેચન પણ શરૂ કરેલું. તેમાં 'જન્મભૂમિ'માં કલમકિતાબનો વિભાગ તેમણે શરૂ કર્યો અને વિકસાવ્યો, તે તેમની એક સફળતા ગણાવી જોઈએ તેમાં મેઘાણી ચાલુ અંગ્રેજી વિવેચન-લેખોમાંથી ફકરા અને વિચાર-કણીઓ મૂકતા, તેમજ ચાલુ ગુજરાતી સાહિત્યની પણ વિવેચના કરતા. તેમની વિવેચનપદ્ધતિ એક રીતે સાદી હતી, અને તેથી પહેલાં વિવેચન નહિ વાંચનાર વર્ગોમાં પણ તે આકર્ષક નીવડી. મેઘાણી પટુકરણ હતા, અને તેમને કોઈ પણ કૃતિમાં જે સારું-ખોટું લાગતું તે બરાબર ઢાંક-પિછોડા વિના તે કહી દેતા. એમ કરવામાં તેમણે નાનામોટાનો ભેદ રાખ્યો નથી, મોટાની શરમ રાખી નથી, નાના તરફ મુરબ્બીવટ દેખાડી નથી. આ વિભાગમાં કામ કરવાથી તેમની દૃષ્ટિ વધારે વિશાળ થઈ, એકલી રંગપ્રિયતા હતી તેમાં સંયમ અને વિશાલતા આવ્યાં, જુદી જુદી વિવેચનદૃષ્ટિઓનો તેમણે અભ્યાસ કર્યો, અનેક સાહિત્યકારોની તેમણે મૈત્રી કરી.

આ સિવાય પણ સામાન્ય રીતે સફળતા ગણાય અને સંતોષનું કારણ બને એવી સફળતા મેઘાણીને તેમની કારકિર્દીમાં સારી મળી છે. લોકસાહિત્યનું કામ કરતા હતા તેની કદરમાં તેમને ગુજરાત સાહિત્ય સભા તરફથી રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો હતો. પણ તેથી વધારે તો હું એ ગણું કે મહાત્માજી ગોળમેજી પરિષદમાં જતા હતા ત્યારે તેમણે 'છેલ્લો કટોરો' લખ્યું:

છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ !<br>
સાગર પીનારા ! અંજલિ ના ઢોળજો બાપુ !

અને તે કાવ્ય મહાત્માજીને ગમ્યું અને મહાદેવભાઈએ તેની પ્રશંસા કરી. તેમનાં દેશપ્રેમનાં કાવ્યોથી ઉત્સાહિત થયેલા મોટા વર્ગે આ કાવ્યથી તેમને રાષ્ટ્રીય શાયરનું બિરુદ આપ્યું. પ્રસંગને

અનુલક્ષીને કાવ્ય લખાયું હતું તેથી પ્રસંગના ઉત્સાહમાં કાવ્યને અતિપ્રશંસા મળી છે એમ કોઈ કહે તોપણ મહાત્માજી માટે લખેલી કવિતા મહાત્માજીને ગમી એ વાત કોઈ પણ કવિને સંતોષ આપે એવી તો છે જ. તેમને એવા જ સંતોષનો એક બીજો પ્રસંગ તેમના "માણસાઈના દીવા" પુસ્તકને મહીડા પારિતોષિક મળ્યું તે ગણાવો જોઈએ. એમની રંગપ્રધાન શૈલી ઠાકરડાઓના ઉદ્ધાર માટે સાદું જીવન ગાળતા શ્રી. રવિશંકર મહારાજના અનુભવોને વાઙ્મય સ્વરૂપ આપવામાં સફળ થઈ અને તેણે શ્રી કાકાસાહેબની પ્રશંસા મેળવી એ પણ એમની લેખિની માટે નાનોસૂનો વિજય નહોતો.

કુટુંબજીવનમાં મેઘાણી ઉપર કરુણ દુઃખો પડેલાં છે. અહીં એમના જીવન વિશે લખવાનો ઉદ્દેશ નથી. જાહેર જીવનમાં તે જનતાના લાડકવાયા સાક્ષર હતા. એમનો વ્યવસાય અનેકને મળવાનો હતો, અને તેમનો સ્વભાવ બહુ જ મળતાવડો હતો. એ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં પછવાડે મિત્રો મૂકતા ગયા. એમની ખોટ અત્યારે તો સાહિત્યમાં ન પુરાય એવી છે. પણ વસુંધરા બહુરત્ના છે. એમની પછી લોકસાહિત્યની સેવા કરનારા બીજા સાહિત્યસેવકો મળી રહેશે, નવલકથા અને નવલિકા લખનારા મળી રહેશે, પણ તેમનો મીઠો અવાજ અને અનેક મિત્રોના હૃદયમાં મૂકેલાં મીઠાં સ્મરણો ફરી બીજે ક્યાંઈથી નહિ મળી શકે.

અહીં મેઘાણીના સાક્ષરજીવનનું મૂલ્યાંકન કરવાનો પ્રસંગ નથી. હજી તેને માટે વધારે લાંબું અંતર જોઈએ. પણ એટલું તો કહી શકાય કે એમણે લોકસાહિત્યનો સંગ્રહ કરી સાહિત્યની અનન્ય સેવા કરી છે. એમની સંપાદનપદ્ધતિથી અને એમના સર્જનસાહિત્યથી કાઠિયાવાડી બોલીનું સામર્થ્ય વ્યક્ત થયું છે, નવા ભાવોને જૂના ઢાળોમાં વહેવરાવવાનું વધારે સરલ થયું છે, ઢાળો શબ્દો વગેરેની સમૃદ્ધિ વધી છે અને સર્જકને ભાવપ્રકટીકરણમાં એક પ્રકારની મુક્તિનો વારસો એ મૂકતા ગયા છે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક

"કાઠિયાવાડમાંથી હમણાં હમણાં ખૂબ પત્રો આવે છે અને જુનાગઢે કાઠિયાવાડને સારી પેઠે મૂંઝવ્યું છે. જો કે બાપુજી તો કહે છે કે 'કાઠિયાવાડને ઓળખવામાં બહુ કુનેહ જોઈએ. કહેવત છે કે જેટલા કેંટાના આંટા કાઠિયાવાડીઓ લે છે, એટલી જ આંટીઘૂંટી કાઠિયાવાડીઓમાં હોય છે. છતાં જો એ પ્રજા ધારે તો ઘણું કરી શકે છે. કાઠિયાવાડમાં ઇતિહાસ પડ્યો છે. નૂર પડ્યું છે. ગામડાંઓમાં ગુણ, ભક્તિ અને નેકદિલી છે. પ્રજા ભોળી છે, શહેરનો પવન ત્યાં પૂગ્યો છે છતાંય આ અજ્ઞાન પ્રજામાં કળા, સૌંદર્ય, વગેરે ઘણું ભર્યું છે. રાજકીયતામાં પણ તેઓ બહુ કુશળ છે.

એ સાહિત્યની શોધખોળ પાછળ મેઘાણી ગાંડા હતા. રાયચૂરા પણ તેમાંના ખરા. પણ મેઘાણીની તમન્ના જુદી જ હતી. જ્યારે આવું ડહોળાયેલું વાતાવરણ હોય ત્યારે મેઘાણી જેવા લોકસાહિત્યવીરો જો એ પ્રદેશોમાં હોય, તો આખું વાતાવરણ પલવારમાં પલટાવી નાખે. એ તો જેમ કૃષ્ણની બંસરીની રીત અદ્‌ભુત છે અને કૃષ્ણ કરતા એ બંસરીના નાદે ગાયોનું ટોળું કે ગોપીઓનું ટોળુ કૃષ્ણની પાછળ જ હોય તેમ સાહિત્યની બાબતમાં છે. પરંતુ કમભાગ્યે આવા સાહિત્યકારની કિંમત અંકાતી જ નથી. આપણે તેમને સમજી જ નથી શકતા. પરિણામે તેઓની જે ઝંખના હોય છે તે અધૂરી જ રહી જાય છે અને અકાળે આ દુનિયામાંથી અલોપ થઇ જાય છે."

મનુબેન ગાંધીની ડાયરીમાંથી

# ઝવેરચંદ મેઘાણી–જીવનચિત્ર

"લિ. હું આવું છું."

સહી કરવાની આ તે કઈ રીત હશે? અને ક્યાં 'આવું છું'?

કલકત્તા એલ્યુમિનિયમના કારખાનામાં ઉચ્ચ પદવી ધરાવતો, કારખાનાના માલિકનો પ્રીતિપાત્ર, એમની સાથે હમણાં જ ઇંગ્લંડની યાત્રા કરી આવેલો, પચીસ વરસનો યુવક પોતાના એક મુરબ્બી મિત્રને લખી રહ્યો છે (તા. ૧૮–૯–૧૯૨૧):—

"આજ લખ્યાં જ કરું. મારા જીવનની એક નાની સરખી લીટી સમજાવવા આજ ઉલટાવીપલટાવીને લખ્યાં જ કરું. પણ સ્પષ્ટ નહિ કરી શકું. હું જુદા દેશની વાણી બોલું છું, તમે એ ન પણ સમજી શકો.

"અંધારું થતું જાય છે. ગોધૂલિનો વખત થઈ ગયો. વગડામાંથી પશુઓ પાછાં આવે છે. એના કંઠની ટોકરીનો ગંભીર અવાજ કાને પડે છે. મંદિરમાં ઝાલર વાગવા લાગી. હું પણ એકાદ બે માસમાં પાછો આવું છું ઘરાઈને આવું છું જીવનની આ ગોધૂલિને સમયે—અંધકાર ને પ્રકાશની મારામારીને વખતે, મારો ગોવાળ મને બોલાવી રહ્યો છે. હું રસ્તો નહિ ભૂલું. એના સાદને હું ઓળખું છું. હું બંધુહીન નથી એમ કહેવા દેજો. વધુ શું?

લિ. હું આવું છું."

એ અવાજ શાનો હતો? વરસો પછી—ઉપરના પત્રનું મેઘાણીભાઈને ઓસાણ પણ કદાચ રહ્યું નહિ હોય ત્યારે—એ પ્રસંગોપાત્ત કહે છે: 'મને પોતાની સાથે ઇંગ્લંડ લઈ જનાર તેમજ પોતાની સાથે માનભેર, પ્રેમભેર પાછો લાવનાર અને લાવ્યા પછી મને એમના એલ્યુમિનિયમના કારખાનાના ઉપરીસ્થાને પૂર્ણ પ્રેમ અને ઇજ્જતથી સાચવનાર શ્રી જીવણલાલભાઈ જ હતા... મારી વ્યાપારબુદ્ધિ ખાતે મોટું મીંડું હતું તેને લીધે જ મને લંડનમાં કાયમી સ્થાન આપવાના તેમના વિચારનો લાભ હું પોતે જ ન લઈ શક્યો એટલે જ લાચારીએ તેઓ મને પાછો લાવ્યા. પાછા આવ્યા પછી બે વરસે એમની ઘણી જ ઉત્કટ ઇચ્છાની વિરુદ્ધ થઈને તેમજ એમના તરફથી મળે જતા અને મળનાર સારા કારકિર્દીલાભોને સ્વેચ્છાથી છોડી, એમના હૃદયને દુભાવીને ૧૯૨૧ માં હું કાઠિયાવાડ પાછો આવ્યો એ રીતે મને આશાભરી કારકિર્દીને ખોળેથી પાછો લાવનાર અવાજ સાહિત્યજીવનનો જ હતો. તે વખતના મારા ત્યાંના સાથીએ કહેલું તે મને અત્યારે પણ યાદ છે

કે—ગુજરાતમાં કલમ ઉપર જીવવાના એવા કયા સંજોગો છે કે તું અહીંની રોટલીને છોડી જાય છે? પણ મારા કાનમાં સંભળાતો અવાજ દુર્નિવાર હતો. અને એ અવાજે મને જરા પણ છેતર્યો નથી, તેની આજે હું વર્ષોથી પલેપલ પ્રતીતિ કરું છું.'

આજે આપણે જાણીએ છીએ કે પચીસી વટાવેલા એ યુવકને માટે હવે બીજી એક પચીસી જ બાકી હતી. કયા અકળ ક્રમે એને પોતાનું જીવનકાર્ય જડી ગયું? કાર્લાઈલનું વચન છે: Blessed is he, who has found his work.—જેને પોતાનો સ્વધર્મ સૂઝી ગયો છે તે ખરેખરો સુખિયો છે.

પણ પ્રશ્ન તો એ થાય છે કે આવા સાહસને યોગ્ય ઠેરવે એવી એ યુવકની કેવીક સાહિત્યસિદ્ધિ હતી 'યુગવંદના' જોતાં એમાં ૧૯૨૫ પહેલાનું માત્ર એક ગીત 'દીવડો ઝાંખો બળે' (૧૯૧૮) છે, જેને ટિપ્પણમાં 'મારું પહેલવહેલું ગીત' કહ્યું છે. આ એક ગીત ઉપર આવડું સાહસ? પણ ૧૯૧૬ ની એક અપ્રસિદ્ધ કૃતિ જોઈએ. વીસમા વરસે જન્મતિથિએ નહિ પણ નૂતનવર્ષાભિનંદન નિમિત્તે રચાયેલી એ કૃતિમાં સાહિત્ય એ પોતાનો સ્વધર્મ છે એવું હજી સમજાયું નથી બલ્કે કશોય સ્વધર્મ ન સમજાયાની વેદના છે. પણ સાહિત્યશક્તિ એમાં જરૂર ઊંચી પ્રતીત થાય છે.—

" નિહાળું છું આજે જગત રમતી મંગલ પ્રભા,
હજારો વ્હાલાંનાં હૃદય પણ કલ્લોલ કરતાં;
હસી, ભેટી, ચુમી, લઈ દઈ વિનોદો અવનવા,
સુખે કે મ્હાલે છે પ્રિયતમ સખા ને પ્રિયતમા.
ઊભો છું હું એનો ટગમગ બધું વિસ્મિત બની,
અને પૂછું: 'ભાઈ, શીદ અહિં હગે ભેટની મજા?'
' અરે ઘેલા, ભોળા!' કહી સહુ જનો મશ્કરી કરે,
' નથી શું જાણ્યું કે નવવરસ આજે શરૂ થશે!'
પડ્યા શબ્દો કાને, અરર! વદતાં કમ્પ વછૂટ્યો,
ગયાં ચાલ્યાં રે શું મુજ જીવનનાં વીસ વરસો:
પ્રભાનો કે આવાં ઝળહળ પ્રકાશી વહી ગયાં,
છતાં મારાં નેત્રો કયમ નવ અરે જાગ્રત થયાં?"

જાણે કાન્ત જેવા કવિની કલમમાંથી નિર્ઝરેલું કાવ્ય. આ શિખરિણીનો સરલગંભીર છંદોલય જોતાં તો એમ થાય છે કે મેઘાણીએ છંદોબદ્ધ કાવ્યો રચવાનું જ રાખ્યું હોત તો એ જાતની કવિતામાં એ ઉત્કૃષ્ટ ફાળો આપી શક્યા હોત. પણ જે 'દુર્નિવાર અવાજ' હતો તે વિશિષ્ટ પ્રકારના સાહિત્યજીવનનો હતો.—કદાચ વિશિષ્ટ પ્રકારની આખી જીવનચર્યાનો હતો. ૧૯૨૧ના સપ્ટેમ્બરના એ વર્ષાદિને કલકત્તામાં બેઠેલો દેશના ગામગોંદરની ગોધૂલિને એ યુવક ઝંખે છે દુન્યવી આફતથી એ થાક્યો છે. દેશપરદેશના અનુભવો, નાગરજીવનની સગવડો, અધિકાર, ભાવી સલામતી એ બધું નજર સામે છે, તેમ છતાં સાંજ ટાણે પાછાં વળતાં ગોધણની ટોકરીનો ગંભીર અવાજ આજે અચાનક એના કાનને ચમકાવે છે.

સદ્ભાગ્યે જીવનની શેષ એક પચીસી એ સાહિત્યજીવનને અર્પણ કરી શકે છે. પણ 'હું આવું છું' એમ એ કહે છે તે માત્ર સાહિત્યજીવનને જ નહિ, સૌરાષ્ટ્રને પણ કહે છે. આ આખી પચીસી કલમની સાથે એ ઘૂણે છે અને સૌરાષ્ટ્રના ગત ગૌરવને હમેશને માટે લિપિબદ્ધ કરી આપે છે, નવીન સૌરાષ્ટ્રને પોતાની વાર્તાનવલકથા દ્વારા એના મુખનું દર્શન કરાવે છે અને ચાલુ પત્રકારત્વ ખેડીને એના વિકાસની માવજત કરે છે.

'અંધકાર અને પ્રકાશની મારામારી!' એનું નામ જ સંધ્યાની રંગપર્વણી. બે વિરોધી તત્ત્વોના સંઘર્ષમાંથી મેળ નીપજે, ત્યારે જ જીવનમાં પણ રંગ શોભી રહે. લગભગ આખી પચીસી મેઘાણીએ વ્યવસાય તરીકે પત્રકારત્વ ખેડ્યું, વર્તમાન જીવનના પ્રશ્નોની રેખાએ રેખાએ એ નાચ્યા, પણ આખોયે વખત સતત એ મથી તો રહ્યા હતા ભૂતકાળના સૌરાષ્ટ્રની અમર શબ્દમૂર્તિને જાળવી લેવા. પત્રકારત્વ એમને મન 'વેરાન' સમું હતું. પણ એ વેરાનમાં રહ્યા રહ્યા લોકસાહિત્યની લીલી વાડી એમણે પ્રજાને ભાળવી. સાહિત્યજીવન સ્વીકારીને વર્તમાન તેમજ ભૂતકાળને વફાદાર રહેવામાં જે મેળ એમણે નીપજાવ્યો એમાં એમના વ્યક્તિત્વની ઝલક પ્રગટ થાય છે.

સૌરાષ્ટ્રને 'હું આવું છું' એવો અંતરનો કોલ દેવાની પાત્રતા મેઘાણીએ પૂરી કિંમત ચૂકવીને મેળવેલી હતી.

લાખાપાદર, ગીરનાકા પરનું નાનકડું પોલીસથાણું. મેઘાણીના જીવનનાં મૂળિયાં આ લાખાપાદરમાં છે. સારી જિંદગી છાપાની કટારોમાં રોજરોજના બનાવોની આલોચના કરતી વખતે પણ એમનું હૃદય તો વળીવળીને રમતું હતું લાખાપાદરનાં શૈશવ–સ્મરણોમાં. નજીકમાં નજીકનું સ્ટેશન એ કાળે ત્યાંથી ત્રીસ માઈલ દૂર. લાખાપાદર એટલે એજન્સી પોલીસનું કાળું પાણી. જમાદાર કાળિદાસ મેઘાણી—બેઠી દડીના અને એકવડિયા છતાં કસાયેલ શરીરના એ વણિક—ભારે કડપવાળા અધિકારી હતા. સ્વભાવ તેજ, નોકરીની સીડીનાં પગથિયાં ચઢવામાં મદદગાર ભાગ્યે જ. જ્યાં પોલીસ અમલદારો જતાં ખચકાય એવાં સીમાડાનાં થાણાં ચોક ને દાઠા, ચમારડી ને લાખાપાદર એમને ભાગે આવતાં. વાવડી–ધારગણીના બહારવટિયા રામવાળાને ભણકારે એ થાણાં ધ્રૂજતાં. એની સામેના બંદોબસ્તમાં જમાદાર ઘોડાની પીઠ પર ભાટકતા. ઘેર આવે ત્યારે જ સૌ ઘરનાં માણસો એમને જીવતા જાણતાં. વિદ્યાર્થી ઝવેરચંદ શાળા કે કૉલેજમાંથી વેકેશન ગાળવા આ થાણાં પર આવે. હાઈસ્કૂલના શિક્ષણ માટે પિતાએ કોઈક સગાને ત્યાં બાળકને મૂકેલ. પારકા ઘરના ટુકડા રોગલાના અને 'પૂરું' હાલિયું પણ નહિ એટલી છાશ'ના ઓશિયાળા એ બાળકને રજા પડતાં જ લાખાપાદર 'ગાય વાછરુને ખેંચે તેમ ખેંચતું.' પિતાપુત્રની આ હાડમારી એ સૌરાષ્ટ્રના—ગુર્જર ગિરાના—સદ્ભાગ્ય રૂપ હતી. બાળક ઝવેરચંદનાં શૈશવનાં આ નિસર્ગાશ્રયો જીવનભરનાં પ્રેરણાનવાણ નીવડવાનાં હતાં.

'પાણીના પ્રવાહ વચ્ચે આવતાં કરોડો બેસી જનારા ઢાગલા ટટ્ટુ પર અગર તો ફરતાં તેમ જ બેસતાં અસવારના શિશુ–શરીરને શીર્ષાસનની તાલીમ આપતા ઉસ્તાદ સરીખા અદાવંકા

ઊંટની પીઠ પર જ્યારે બેસીને આ અગિયાર વર્ષનો પરજીવી બાળક એક પછી એક ગામડાં પાર કરીને આવતો હતો—એ ભમરકું, શીલાણું, શેત્રુંજીની આભઊંચી ભેખડ—રોયે કોઈક ધક્કો મારે ને નીચે જઈ પડે એવું જણાતું એ ભય્ય, એ દરબારસાહેબનું દસા, દઢીડા, ગરમલી...ત્યાં તો આવેરી ધરતી ઉપર, ઘટાદાર વૃક્ષોની લેલુંબ હરિયાળીના એક વિસ્તીર્ણ કુંડાળાની વચ્ચે, સેગન સફા જમીનટુકડા પર ઊભેલાં થોડાંક ચૂનાબંધ ખોરડાં દેખાય, પછી શેત્ર નદીના જળપ્રવાહ સંભળાય, ઊંટ કે ઘોડું લગભગ ઊંધે માથે થઈને નીચે ઊતરે એવા એ નદી પાર કરવાના ઊંટ-વડ આગમાં તો પગ મહામહેનતે પેંગઠામાં રહે, અને કેંક બળદોને તોડી નાખનારી તેમ જ કેંક ઊંટિયાઓને લપસાવી ભાંગી નાખનારી એ શેત્ર ભયંકર છતાં રમ્ય ભાસે

'આ લાખાપાદર થાણું, જેની ઊંચી ભેખડ પર એ ઊભેલ છે તે વસમો વોંકળો ચમનિયો, અને બીજી તરફ જરાક ખમીને છુપાઈ જાણે ઘૂમરો કાઢીને વહેતી ગૌમુખી ગંગા—.

'...વેકેશન ખૂટી જતા ફરી પાછા કોઈક ઘોડીની કે ઊંટની પીઠ પર, લપસણી બિહામણી તોયે શિશુહૃદયસોહામણી શેત્રને સામે પાર, સપાટ ખૂમચા જેવી ભોમકા પર વહેતું થતું વાહન, પાછળ ફરીફરીને કેટલીય વાર નિહાળેલાં એ ચૂનાબંધ ખોરડા, ફરી પાછાં બીજા માર્ગે આવતાં રંક અને રોટીવિહોણાં એ ગામડાં—એ માણાવાવ, પાદરગઢ, હાલરિયું, હુલરિયું, ફરી પાછી ત્યાંયે ભેટતી ને છાનો દિલાસો દેતી મંગળમૂર્તિ ભદ્રવાહિની, પહોળા પટવાળી સુજલા સુફલા સોરઠી શેત્રુંજી.

'ઊતરીને પાણી ખોબેખોબે પીતો, પગ ઝબોળીને ટાઢો થતો.

'...પહાડના મારા સંસ્કાર થોડાથોડા પોષાતા રહ્યા તેનું કારણ એ હતું કે...લગભગ એ તમામ થાણાં.. કાં કોઈ ગીરમાં, કાં કોઈ પહાડમાં, ભયંકર નદીનેળાંવાળી વંકી ને વિકરાળ જગ્યાઓ ઉપર સ્થપાયેલાં, એ પહાડભેદન્તી નદીઓના ઊંડા ધરા ને એ ડુંગરની ખોપો મારાં બાળપણનાં સંગી હતાં. નદીની ભેખડ પરના અમારા નિવાસોની નાની બારીઓમાં થઈને હૂહૂ! હૂહૂ! ભૂતનાદ કરતા પવનસુસવાટાએ મારી નીંદરું ઉડાવી દઈને પહાડોના સંદેશા સંભળાવ્યા છે. ફાગણી પુનેમના હુતાશણીના ભડકા ફરતા ગોવાળીડા જુવાનો—અરે વગડાખખ ખેડુ દુહાગીર પણ સામસામા દુહાસંગ્રામ માંડતા, તેનો હું બાલભોકતા હતો. પહાડનો હું બાળગરો, પહાડનાં ટેટાટીબરું અને ગુંદાં વગેરે. મેવાની માફક જ પહાડની પેદાશરૂપ આ દુહાસોરઠાવાળી કવિતાનો પણ રસિયો હતો તે પછી તો ઘણાં વર્ષનો ગાળો પડ્યો ભિન્ન ભિન્ન જાતના સાહિત્યના સંસ્કાર પડ્યા અને ભીતરની ભોંયમાં જૂનાં રસનાં ઝરણાં વહ્યાં કરતા હશે તેની જાણ પણ ક્યાં હતી?'

જે સ્વધર્મ મેઘાણીએ બજાવવાનો હતો તેને માટે આ ભૂમિકા, આ અનાયાસ તૈયારી કેવી અમૂલ છે? તેમ છતાં વિદ્યાર્થીઅવસ્થાને યાદ કરતાં મેઘાણીને ઊણપો જ ભાસે છેઃ 'રે પાયામાં જોઉં તો કશો જ નક્કર કુલસંસ્કાર, રક્તસંસ્કાર નથી જડતો. જડે છે ફક્ત આ શેત્રુંજી, ભાતસલી અને શેત્ર સમી નદીઓના નીરસમીરણ માત્રતના થોડા નિસર્ગસાવન, પણ એટલેથી

દાઠા, પાળિયાદ, બગસરા વગેરે સ્થળે પ્રાથમિક શિક્ષણ પૂરું થયું. અંગ્રેજી બીજા ધોરણ સુધીનો અભ્યાસ વઢવાણ કેમ્પમાં થયો. પછી પિતાજીની બદલી લાખાપાદર થતાં બગસરા, અને ત્યાં મિડલસ્કૂલ જ હોઈ પછી અમરેલીની હાઈસ્કૂલમાં ભણવાની વ્યવસ્થા થઈ. અમરેલી બગસરાથી દસબાર માઈલ દૂર.

ભાયાણીનું બગસરા, ચાર દરબારોની ચાર પાટીઓમાં વહેંચાયેલું, પંદરેક હજારની વસ્તીનું, ૪૦૦–૫૦૦ શાળાથી ગાજતું, સાંકડી બજારવાળું, વર્ષાનદી સાતલીનાં પાણી પીતું 'બગદરું' મેઘાણીના વડવાઓનું વતન. દશા શ્રીમાળી વણિક મેઘાણીઓનાં પંદરેક કુટુમ્બનું જૂથ ત્યાં દરબાર રામસુરની પાટીમાં વસે છે.

બગસરામાં નાનપણથી જ મેઘાણીએ આકર્ષણ જમાવ્યું. શાળામાં નંબર તો પહેલો હોય જ. આમ શરમાળ ઓછાબોલો કિશોર, પણ પ્રાર્થના એ જ ગવડાવે. જૈનોની પાઠશાળામાં સ્તવનો ગાવાની એને ટેવ. એના સ્તવનો સાંભળવા સ્ત્રીઓ રાહ જોતી. એકવાર ધર્મગુરુ પાસે કોઈ મારવાડી શેઠ આવેલા તેની પાસે વિદ્યાર્થીસંઘે કવિતા ગાઈ. બારેક વરસના બાલ મેઘાણીની એ પ્રથમ પદ્યરચના

'નેઘર વસા સપૂત વેલાજી તણા છે,
ચિમનાજી નામે સુવિખ્યાત ગણાયે;
ધન્ય ધન્ય માતા તારી, જણ્યા કર્ણાવતારી,
જુગજુગ જીવો દાનવીર પ્રાર્થના એહ મારી.'

ચિમનાજી પાસેથી છોકરાઓ શાળા માટે પચીસ રૂપિયા ઈનામ લઈ પણ આવ્યા! સાચું કે ગોડનાં એવાં પદ્યો ગમે તે મિત્ર રચે, પણ એ ગાવાના તો મેઘાણીએ જ.

કાવ્યો રચવાનો શોખ વધતો જતો હતો, ત્યાં હાઈસ્કૂલમાં જતાં કલાપીનાં કાવ્યોનો પરિચય થયો. કલાપીનાં કાવ્યો એ દર્દભરી રીતે ગાય. મિત્રો એને 'વિલાપી' કહે. પછી તો પોતે જ 'વિલાપી' ઉપનામ પોતા માટે સ્વીકારી લીધું.

મેટ્રિકમાં ભણતા ગુલાબચંદ વખારિયાએ ૧૯૧૧માં અમરેલીમાં 'બાલમિત્રમંડળ' નામની સંસ્થા શરૂ કરી, વેકેશનમાં બગસરામાં એની પ્રવૃત્તિ ચાલુ રાખી અને અમરેલીની શાળામાં થયેલા 'મોસ્યલ ગેધરિંગ'નું બગસરામાં પુનરાવર્તન કર્યું. વેકેશન પછી બગસરાના વિદ્યાર્થીઓને રહેવા માટે એમણે અમરેલીમાં 'બગસરા લૉજ' શરૂ કરી. ઝીંઝુવાડામાં વેકેશન ગાળી મેઘાણી હવે આ લૉજમાં જોડાયા. સ્થાપક કહે છે કે 'માસિક રૂ. ૭ કરતાં વધારે ખર્ચ ન આવતું કેમકે ઝવેરચંદભાઈનો એવો આગ્રહ હતો કે આપણે અહીં ભણવા આવ્યા છીએ, મોજમજાહ કરવા કે વૈભવ માણવા નહીં. જેટલું ખર્ચ ઓછું થાય તેવી રીતે રહેવું એ તેમનો સિદ્ધાન્ત હતો.'

મેઘાણી બાલ મિત્રમંડળના હોદ્દેદાર ન હતા, પણ મંડળનો આધાર મેઘાણીના ગળા અને દોરવણી ઉપર હતો. વેકેશનમાં બગસરામાં ગેધરિંગો યોજતાં. એ સંસ્મરણ પદ્યને ગાય હવે

ચડતું. એ સમારંભમાં મેઘાણી લોખંડના દોરડાની મદદથી 'ફૂલની પાંખડી હ્યો પ્રાણ' ગાતાગાતા હાથમાં પુષ્પ ગ્રહીને આકાશમાંથી ઊતરે. હેમ્લેટ, રાણાપ્રતાપ, સિકંદર અને ડાકુ વગેરેમાંથી મેઘાણી પ્રવેશ પસંદ કરે. એક વખતે નાનાલાલનો ત્રણ કાળનો પ્રવેશ ભજવતાં 'વર્તમાનમાંથી ભૂતકાળ જેમ ઓચિંતો યાદ આવે તેમ ઝવેરચંદભાઈ ઓચિંતા સ્ટેજ ઉપર કૂદી પડયા, જાણે અંતરિક્ષમાંથી ભૂતકાળ સરી પડ્યો. એ કૂદ્યા ને પડ્યા. પ્રેક્ષકોએ તાળીઓથી વધાવી લીધા.' કાંઈ બન્યું ન હોય એમ એ પાઠ એમણે ભજવ્યો.

આ સમયમાં બીજા એક, ઘરના સુખી, બાળમિત્ર ગિરધરલાલ દેસાઈ('વીરમાલ')ને ત્યાં પડ્યાપાથર્યા રહેતા અને આખો વખત પુસ્તકોમા રચ્યાપચ્યા રહેતા. છૂટી પાટલીનું ધોતિયું અને લાંબી ચાળનું ખમીસ એ તે વખતનો પહેરવેશ.

૧૯૧૨માં મેટ્રિકમા પસાર થતાં આગળ હવે યુનિવર્સિટીની પરીક્ષાઓ આપવાની અનિચ્છા ગુલાબચંદને એ જણાવે છે.

"After having been rescued from the cruel clutches of the examination, I have come hote yesterday I may, however, let you know and rejoice that I stand 2nd in the examination. God be thanked I have no more ambition to appear at the University."

તેમ છતાં ૧૯૧૩મા ભાવનગર કોલેજમા પોતાના પોષાકથી જુદો તરી આવતો એક વિદ્યાર્થી ધ્યાન ખેંચવા લાગે છે. લાંબો સફેદ કોટ, પાની સુધી પહોંચતું ધોતિયું, માથે બગસરાનો ગોકડીવાળો પાછળ છોગું ગ્રહીને બાધેલો ફેંટો—અથવા ક્યારેક ઊંચી દિવાલની વાળગૂંથેલી બેંગલોર ઘાટની ટોપી, પગમા સ્લીપર. બેઠી દડીનું શરીર, ઘીનો વાન, ટચાક જેવી મોટી ઊંડુંઊંડું નિહાળતી કોઈ ગંભીર વિચાર કરતી આંખો, ઘૂંચળિયાળા વાળ, મસ્તીનગીથી ચાલવાની છટા,—આકૃતિ પણ આકર્ષક હતી. પણ સ્વભાવ શરમાળ. જવલ્લે જ બોલે. પિરિયડ પૂરો થાય એટલે બહાર જઈને ઊભા રહે. જોતજોતાંમાં 'જનકરાજા' નામ પડી ગયુ.

પણ પૂનમની રાત્રિઓએ જશોનાથ મહાદેવના ચોગાનના સ્નેહસમેલનોમાં સૌ ગાતા ત્યારે પોતાનો વારો આવતા એ શરમાતો, ક્ષોભ પામતો. સુરક્ષ ઝીણા મીઠા સરોદે કલાપી કે નાનાલાલમાંથી એકાદ ગીત છેડતો અને સૌના હૃદય સાથે સૂક્ષ્મ સંબંધે બંધાતો. 'વાતાવરણમા મોહક કરુણતા' પ્રસરી રહે ગીત પૂરું થતાં બેએક મિનિટ મંડળી નિઃશબ્દ બેસી રહે.

ચર્ચાઓમા એના વક્તૃત્વની જુદી ભાત પડતી. પ્રોફેસરે આવતી સભા માટે તૈયાર થઈ આવવા કરેલી સૂચનાનો પ્રતિરોધ ન પડ્યો ત્યારે છેલ્લા બાંકડા પરથી મેઘાણીએ કહ્યું કે પોતે કલાપીની 'માલા અને મુદ્રિકા' માંથી ફકરા વાચશે.

સવારે વહેલા ઊઠી ઠંડા પાણીએ નાહી લે. કપડા હમેશાં પોતે જ મોજથી ધુએ. બે વાર

ખાવું, વચ્ચે કાંઈ જ નહિ. આની ટેવ ન મળે. સાથી હળેમળે, પણ આ વિદ્યાર્થીમાં કોઈ એવું સ્વાભાવિક ગાંભીર્ય હતું કે કોઈ એની સાથે છૂટ લઈ ન શકે, એની મર્યાદા પાળે.

ઠક્કરબાપાના ભત્રીજા શ્રી કપિન ઠક્કર કૉલેજમાં હતા. મેઘાણી પ્રત્યે એ સહજ પ્રેમભાવે આકર્ષાયા હતા. ભાવનગરમાં ૧૯૧૦માં થી શિન્દેએ સ્થાપેલી અંત્યજશાળાના સેક્રેટરીપદે એ હતા. શાળાના ઉત્સવમાં કૉલેજના વિદ્યાર્થીઓને એમણે નોતર્યા. સમારંભને અંતે અંત્યજ બાળકોને હાથે મહેમાનોને પાનબીડાં અપાયાં. પાનબીડાં ઘણું તો લઈ શકાય, પણ એ ખાવાનાં તે કોય ? ગાંધીજી આવવા પહેલાંનો એ સમય. (૧૯૧૩.) માત્ર બે જણાએ એ ખાવાનું મુનાસિબ ગણ્યું : ઝવેરચંદ મેઘાણીએ અને પરમાનંદ જોશીએ. હૉસ્ટેલમાં હોહા મચી ગઈ. એ બે ગુનેગારોના પાટલા અલગ નંખાયા. રસોયાને ઊંચેથી પીરસવાની આજ્ઞા થઈ. મેઘાણીએ ન કરી દલીલ, ન આજીજી, ન કાંઇ કડવાશ મનમાં સંઘરી. બધું જ બધા વચ્ચે પૂર્વવત્ આનંદથી ચાલતું. 'ફક્ત જમવાટાણે બે થાળીઓ દૂર મુકાતી અને એના અધિકારીઓ સીધા ત્યાં આવીને બેસી જતા.' ઇન્ટરમાં નવી રેસિડન્સીમાં જગ્યા મળી. ત્યાં પણ આ સામાજિક બહિષ્કાર ચાલુ રહ્યો

ઇન્ટરના વાર્ષિક સમારંભમાં 'ગુણવંતી ગુજરાત' ગાઈને એમણે આખા નગરસમાજનું ધ્યાન ખેંચ્યું. બી. એ. માં વધુ સારા શિક્ષણને લોભે જૂનાગઢ ગયા. ત્યાંના પ્રો. મહાદેવ ભંડાર જોશીનાં સ્મરણો જીવનભર એમણે વાગોળ્યાં છે. પણ એક સત્ર પછી પાછા એ ભાવનગર આવતા રહ્યા. અંગ્રેજી-સંસ્કૃત સાથે ૧૯૧૬માં બી. એ પાસ થયા. કૉલેજ મૅગેઝિનનો એ વરસે પ્રથમ અંક નીકળ્યો. કહે છે કે એમાં ઉત્તમ ફાળો મેઘાણીનો હતો. મેઘાણીનો એ પ્રથમ પ્રગટ લેખ.

બીજી પ્રવૃત્તિઓ પણ ચાલતી. '૧૬ના ઉનાળામાં વડાળા દરબાર વાજસૂરવાળાએ થિયોસોફીનો વર્ગ ખોલ્યો. એમાં ભાગ લેવા મેઘાણી અને મિત્રો બગસરાથી પાંચ માઇલ ચાલીને વડાળા આવતા. બી. એ. પછી ભાવનગર સનાતનધર્મ હાઈસ્કૂલમાં જોડાવાનું આમંત્રણ મળ્યું. મેઘાણીએ કહ્યું : 'એમ. એ. માટે વાંચવું છે એટલે આખો સમય કામ નહિ કરું. અડધો દિવસ હાજરી આપીશ. બીજા ગ્રેજ્યુએટોને મળે છે એ કરતાં દસ રૂપિયા ઓછો પગાર આપજો.' બે વરસની બાંધણીથી જોડાયા. એવામાં રાષ્ટ્રીય કેળવણીસપ્તાહમાં 'ચિત્રવિચિત્ર' નામે નાટ્યપ્રયોગ ભજવાયો તેમાં નાનાલાલના 'જયાજયન્ત' માંથી 'એક જવાલા જલે તુજ નેનનમાં' વાળો પ્રવેશ તો એમણે ઊંચી રસિકતાથી ભજવ્યો જ, પણ 'એમ. એ. બનાકે ક્યું મેરી મિટ્ટી ખરાબ કી ?' માંથી ઢંગી ધર્માચાર્ય તુલારામ પટવારીનો પાઠ પણ એવો સફળતાથી ભજવ્યો કે એમને હવે સૌ 'ગુરુજી' કહી સંબોધવા લાગ્યા.

સ્વદેશી પ્રવૃત્તિમાં ભાગ લેવા માંડ્યો ઈન્દ્રાકામમાં રોકાયેલો ધોબી દેશી સાબુનો મહિમા માન સોમરો કાઢી નાખે છે ત્યારે ધીરજપૂર્વક 'આ અન્યા પૈસાની અરધી ગોટી હું તમને મફત આપી જાઉં છું. કેવો લાગે છે એ જોજો. હું પાછો અઠવાડિયા પછી આવીશ.' કહીને એ આગળ વધે છે રસ્તે ઝોળીમાથી ચારીની ટીકડીઓ વળી વેરાઈ જાય છે. 'શું થયું ગુરુજી !'

કહી સો રૂપિયે મળે છે. મેધાણી ખૂંગાખૂંમા ટીકડીઓ ગણીગણીને વીણી લે છે. એ અરસામાં ઇન્ફ્લુએન્ઝા દેશમાં ફાટી નીકળ્યો હતો. ઘેરઘેર ફરીને દવા વહેંચવાના કામમાં મેઘાણી જોડાયા. માત્ર દવા દાલવીને ન ચાલ્યા જતાં, બિછાના પાસે રોકાઈ, દરદી સાથે હેતથી વાતે વળતા. ક્યાંક સારવાર કરનાર ન હોય ત્યાં પોતે રોકાઈ પણ જતા.

આ ગાળાનું મેઘાણીનું જીવન, એમના સહાધ્યાયી શ્રી કપિલ ઠક્કર કહે છે તેમ બેફિકર, સ્વસ્થ અને સ્થિર હતું. દોઢેક માસ તો એ કપિલભાઈના કુટુમ્બી થઈને જ રહ્યા હતા. ગાંધીજીના આશ્રમમાંથી કપિલભાઈ સ્વાશ્રયનો પાઠ લઈ આવેલા. બધાં સાથે મેઘાણી પણ દળવાના કામમાં જોડાતા. વિનોદની પળો પણ જામતી. કપિલભાઈ કહે: 'હવે તમે કંઈ લખો.' ઝવેરચંદભાઈ કહે: 'હું શું લખું ? મને કંઈ સૂઝતું નથી.' કપિલભાઈએ સૂચવ્યું કે એ શબ્દો જ ગઝલની પંક્તિ જેવા હતા. નાનાભાઈ રામુ ઠક્કર પણ બેઠા હતા. ત્રણે જણાએ શીઘ્ર કવિતા જોડવા માંડી:

હું શું લખું ! કે સૂઝતું મુને નથી;
મારી હકીકત કોઈ સાંભળતું નથી (ઝ.)
તારી હકીકત સાંભળીને શું કરે ? (ક.)
તારી હકીકત સાંભળીને શું મરે ? (રા.)

એ પળને અમરતા આપવાનો પ્રયાસ પણ થયો :

તારીખ ચોથી, વાર મંગળ આજ છે. (રા.)
ને ઘોર રાત્રિનું હૃદયમાં રાજ છે. (ઝ)
આ સૃષ્ટિનો મૂર્ખનો શિરતાજ છે. (રા., ઝ.)
દુનિયા તણો રિવાજ કે સમળી પછાડી બાજ છે. (ક.)

પછીથી જુદા રહી જાતે ખાવાનું પકાવી લેવા લાગ્યા. પાછળથી ઔદિચ્ય વિદ્યાર્થીભુવનમાં વિદ્યાર્થીઓને સંસ્કાર મળે એ માટે એમને મદદગાર ગૃહપતિ તરીકે નિમંત્રવામાં આવ્યા. વિનાવેતને એ જોડાયા. ત્યાં રહેવાની સગવડ હોઈ પેન્શન પર ઊતરેલા પિતાને, માતાને અને બેનબાઈને બોલાવી લીધાં. પણ તરત માળો વિંખાયો. કલકત્તામાં મોટાભાઈની બિમારીનું સાંભળી, પંદર દિવસની રજા લઈ, ત્યાં દોડી જવું પડ્યું. ત્યાં પછી ભાઈના આગ્રહથી જીવણલાલ કંપનીમાં અંગત મંત્રી તરીકે બહુ વસવસા સાથે જોડાયા. સનાતનધર્મ હાઈસ્કૂલને બે વરસનું બંધન ન પળાયાથી ઓછું આવ્યું. પિતાજીને લખેલું કે નાનાભાઈને હું અહીંયાં બોલાવી લેવા અને નજદીકના એક આશ્રમમાં દાખલ કરવા માગું છું, એથી એ ગભરાયા. કપિલભાઈને કહે: 'નક્કી મારો દીકરો બાવો થઈ ગયો. તું બધું જાણે છે.' કપિલભાઈને 'સરસ્વતીચંદ્ર' માંના ચંદ્રકાન્તનો પાઠ ભજવવાનો આવ્યો. આશ્રમનો ઉલ્લેખ તે તો સંભવતઃ શાંતિનિકેતન વિષે હતો.

જીવણલાલ કંપનીમાં મેઘાણીએ બધા કામની જવાબદારી ઉપાડવા માંડી. જીવણલાલ પોતે ય એમને પરચૂરણ માલ જોખવામાં દીઘપત ન ગણતા. મેઘાણી તો ગણે એવા હતા જ નહિ. કારખાનાના મેનેજરપદેથી એમણે કારીગરોની પ્રીતિ સંપાદન કરી, બંગાળી કારીગરોમાં 'પધ્ધી-

બાબુ' ના લાડકા નામે એ ઓળખાતા. પાંચ વાગે ઊઠી, નાહી, કોટપાટલૂન ચડાવી સાઈકલથી નદી સુધી જઈ હોડીથી પાર ઊતરી, કારખાને પહોંચતા. 'બાસા'( વીશી ) માં જમતા. ઓફિસે સૂતા. જતાં-આવતાં દુકાનોનાં પાટિયાં વંચાઈ જાય. એમ કરતાં બંગાળી લિપિનો મહાવરો થયો. વાતચીતમાંથી ભાષા શીખવાનું બન્યું. રવીન્દ્રનાથની કવિતાનું પાન કરવા માંડયું. દ્વિજેન્દ્રલાલનાં નાટકોનો આસ્વાદ લેવા માંડ્યો. બંગાળી રંગભૂમિ વિકાસ પામેલી. નાટકો જોવાની તક લીધી. દર રવિવારે બ્રહ્મોસમાજનાં પ્રવચનો થાય. મધુર સ્તોત્રો ગવાય. મેઘાણી ત્યાં નિયમિત જાય, સંસ્કારિતાને પલ્લવિત કરે.

૧૯૧૯માં જીવણલાલભાઈને ધંધા અંગે વિલાયત જવાનું હતું. સાથે જનારા ભાઈને અગવડ આવી ઊભી. છેલ્લી ઘડીએ ઝવેરચંદભાઈને સાથે જવા કહેવામાં આવ્યું. વિલાયતમાં ત્રણ માસ રોકાયા. જીવણલાલભાઈની તબિયત સારી ન રહી. મેઘાણીએ એમની સારવાર કરી. ધંધાના કામ સિવાયના સમયમાં લંડનનાં સ્થળો જોયાં, કેમ્બ્રિજ જઈને મિત્રોને મળી લીધુ.

પાછા આવ્યા પછી બે વરસ કંપનીમાં રહ્યા.

અને વર્ષાની એક સાંજે વતનનાં ગોધણની ટોકરીનો ગંભીર અવાજ આવીને કાને અથડાતાં નિર્ણય કરી લીધો : 'હું આવું છું.'

સારું થયું કે દૂર કલકત્તામાં રહ્યે રહ્યે વતનની આ ખેંચ અનુભવી. એ કેટલી તીવ્ર છે, સાચી છે એનું માપ, સૌરાષ્ટ્રમાં રહ્યે રહ્યે જ એને આત્મસમર્પણ કર્યું હોત તો, પૂરું નહિ નીકળી શકત. સારું થયું તે દુન્યવી સફળતા-સફળતાની શક્યતાઓ-જોઈ લીધી; દુન્યવી સફળતાનું મોં જોયા વગર જ આવો સાહસનિર્ણય કરી બેઠા હોત. તો જિંદગીમાં પાછળથી દુન્યવી આસ્વાદોના ઓરતા રહી જાત. સારું થયું કે લોકસાહિત્યના સંસ્કારો પર અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી સાહિત્યનો પુટ લાગ્યો. નહિ તો સેંકડો સરસ્વતીપુત્રો-ચારણો સૌરાષ્ટ્રમાં હોવા છતાં હજી સુધી લોકસાહિત્ય નવા યુગનો સમાદર પામ્યા વગરનું રહ્યું હતું એ સ્થિતિનો અંત કેમ આવત? અને સાહિત્યજીવનનો સ્વીકાર કરવો નિર્માયો હતો તો સંભારની કપરી શાળામાં ઘડાયા પછી એ સ્વીકાર્યું એ પણ બહુ રૂડું થયું. વેડિયાની જેમ ઝંપલાવ્યું હોત, તો એમાંથી નીપજતી શહાદત પણ ભાગ્યે જ આકર્ષક નીવડત.

આમ, ૧૯૨૧માં વણિકપુત્ર બ્રાહ્મણત્વના રંગે રંગાઈને સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યો.

મંથનોમાંથી સૌરાષ્ટ્રમાં જવાનો નિર્ણય એક તારવ્યો ને એને અમલમાં મૂકયો એ જ, બાકી હજી મંથનદશા ચાલુ જ હતી. હજી પણ જીવનને છેક જુદો, કેનોય, ઘાટ મળ્યો હોત. '૧૯૨૨માં હું દિશાશૂન્ય હતો. કલકત્તાની નોકરી છોડીને કાઠિયાવાડમાં આવ્યો હતો. સ્થિર થયું હતું. ખેતીના ઉધામા ચાલ્યા. વ્યાપારી સ્વજનો વ્યાપાર તરફ ખેંચવા લાગ્યા. રેલ્વે ખાતાની નોકરી પણ બહુ દૂર નહોતી. મને કોઈને ભાંગ્યાના બેરુ જેવી શિક્ષણની નોકરી તો સામે ઊભી જ હતી.' શ્રી. સનાતનધર્મ હાઈસ્કૂલે જ ફરી નિમંત્રણ આપ્યું હતું. પણ મુખ્ય નજર ખેતી

ઉપર મંડાઈ હતી. દરબારશ્રી વાજસૂરવાળા કહે છે: 'અમે ચારેય જણાએ જિંદગીભર સાથે રહેવાનું ને આશ્રમજીવન ગાળવાનું નક્કી કરેલું......ઝવેરભાઈ સાહિત્યની અને ખેતીની પ્રવૃત્તિઓ કરે, ગિરધરભાઈ વ્યાપારિક પ્રવૃત્તિ કરે, ગુલાબચંદભાઈ કેળવણીનું અને હું એ ત્રણેયને પૂરક એવું કામ કરું–આમ અમો ચારે જણા ભેગા રહીએ. અમે આખી યોજના કાગળ પર પણ ઉતારી, નકશોતોટો મૂક્યો. પણ ખેતી કરવામાં અમને કશી આવક ન દેખાઈ. ઊલટાનું એમાં ઘસાવાનું લાગ્યું. આમ છતાં અમે અમારી યોજના માટે મક્કમ હતા. પણ એ પછી યાદ નથી આવતું કે આ શ્રમજીવી જીવન જીવવાની આખી યોજના કેમ પડી ભાંગી.' મિત્ર લાલચંદ વોરા ખાદીભંડાર ચલાવતા હતા, તેમને મેઘાણીભાઈ કહે: 'આ ખાદીમાં પણ પડવા જેવું છે, પણ ખેતીમાં જ પડું તો!' વળી જમીન, ઢોરઢાંખર, ઘાસનીરણ વગેરેના હિસાબનો કાગળિયો કાઢીને કહે: 'આ ખેતીનું કાંઈ સરાડે ચડે તેવું નથી. કેવળ ખોટનો ધંધો છે. બે પાસાં સરખાં થાય તેવું નથી.' વળી રહીને કહે: 'આપણે રોજ અકેક ઘર ઢૂંઢીએ અને રેંટિયાનું રહસ્ય સમજાવીએ તો કંઈક કામ થાય ખરું.'

આ મંથનસમયમાં બે વાત બની. ભીતરની વીંયમાં શૈશવકાળથી લોકસાહિત્યનાં રસઝરણાં વહ્યાં કરતાં હતાં. 'એ પ્રવાહોને ફળનાર પાણીફેરો ૧૯૨૨માં' મળી ગયો. કલાપીના બાલસ્નેહી, સાહિત્યરસિક, ધર્મપ્રિય અનુભવી સજ્જન હડાળાદરબાર વાજસૂરવાળા કથાવાર્તાના કોઠાર સમા ગઢવી સામંતભાઈને સંભારી સંભારીને પોતાની શાંત શૈલીએ માંગડા ભૂતની, ચાંપરાજવાળાની, એવી કંઈ કંઈ વાર્તાઓ કહે, દુહા ટાંકતા જાય, અને એમ મેઘાણી માટે નિર્માયેલી દિશાનું ઉદ્‌ઘાટન કરવાનું મુખ્ય નિમિત્ત બનતા જાય.

બીજી વાત લગ્નની. આજ સુધી આ યુવક લગ્નથી દૂર શી રીતે રહી શક્યો એની જ નવાઈ લાગે. પણ હવે સગાંઓએ બરોબર પીછો પકડવા માંડ્યો. ભાઈ કહે: 'હું તો ખેતી કરવાનો છું. મારે તો ખેતરે ભાત લઈને આવે એવી વહુ જોઈએ.' વડીલ મિત્ર ગુલાબચંદભાઈ વખારિયાએ કળેકળે એમને પલાળ્યા. મેઘાણીએ સૌરાષ્ટ્ર આવતી વખતે પોતે 'એ-ક-લ દશામાં' જીવવા માગે છે એમ લખ્યું હતું. લગ્ન સામેનું એમનું વલણ કુટુંબને ને નવા સાથીને પોતે સુખી કરી શકશે કે કેમ એવા સંદેહ–એવા ભય–ને લીધે હોવાનો સંભવ છે. એવામાં (જેતપુરના એક ખાનદાન કુટુંબની, મુંબઈમાં ચારપાંચ અંગ્રેજી ધોરણ સુધી ભણેલી, કન્યા બેન દમયન્તી માટે તેના મામા–વઢવાણમાં પહેલે દડે જામ રણજીની વિકેટ ખેરવનાર અચ્છા ક્રિકેટર અને એજન્સીના ઉચ્ચ અમલદાર શિવલાલ ગોસલિયા–એ હડાળા દરબાર મારફત પુછાવ્યું. નાનાં બહેન લાભુ ક્ષયથી મરણપથારીએ પડ્યાં હતાં. 'તારાં લગ્ન જોઈને હું જાઉં એ મારી આશા પૂરી કર,' એવી એની અંતિમ માગણી હતી. મિત્રો કન્યાને જોવા જેતપુર ઊપડ્યા. લગ્ન લેવાયાં. સાદાઈથી છતાં ઉલ્લાસથી લગ્ન ઊજવાયાં. ઘેર પહોંચ્યા પછી નવવધૂ સમક્ષ મિત્રોના આગ્રહથી 'ચાલો, દાદાજીના દેશમાં' એ ગીત વરરાજાએ ગાયું.

બેન થોડા દિવસમાં જ ગુજરી ગયાં. મેઘાણીને ગુલાબચંદભાઈનાં પત્નીએ આગ્રહ કરેલો કે નોકરીવશાત્ દોઢબે મહિના તેઓને પ્રાંતસાહેબ સાથે રખડવાનું હતું તેમાં આ નવદમ્પતી પણ જોડાય. મેઘાણી કબૂલ થયા. માણાવદર, જૂનાગઢ, ચાણાદેવડી, વડિયા, જેતપુર, કુંકાવાવ, ચીતળના મુકામો નક્કી થયા હતા. ગુલાબચંદભાઈ કહે છે કે આમાં કોઈ રાજ્ય એમની પસંદગીમાં આવે કે કોઈ રાજ્યની પસંદગીમાં તેઓ આવે એવો અસ્પષ્ટ આશય પોતે સેવી રહ્યા હતા. પણ મેઘાણીને 'દાદાજીનો દેશ' આ મુસાફરીમાં સહેજમાં લાધ્યા જેવું થયું. જેતલસરથી ભાવનગર જતી રેલવેની બંને બાજુએ જે કાઠી રાજ્યોનાં ઝૂમખાંઓ જામ્યાં છે તેનો તેમણે સુંદર અહેવાલ 'મોતીની ઢગલીઓ' નામે લેખમાં, આ મુસાફરીને પરિણામે, લખ્યો. 'અમર રસની પ્યાલી' અને 'ચોરાનો પોકાર' લખાયાં. 'ચોરાનો પોકાર' નવ નામ પહેનાં નીકળેલા 'સૌરાષ્ટ્ર' પર મોકલવાનું કઈ ઘડીએ સઝ્યું, એ ઘડીએ મેઘાણીનો જીવનક્રમ આંકી દીધો. તંત્રી અમૃતલાલ શેઠનો પત્ર આવ્યો. મેઘાણીને મળવા તેડ્યા. મળ્યા ને માસિક ૭૫ રૂપિયાના પગારે 'સૌરાષ્ટ્ર'ના તંત્રીમંડળમાં દાખલ થયા.

બગસરામાં હતા ને ટાગોરના 'કથા ઓ કાહિની'નો 'કુરબાનીની કથાઓ' નામે અનુવાદ કરેલો તે 'સૌરાષ્ટ્ર' તરફથી પ્રગટ થયો. આ મેઘાણીનું પ્રથમ પુસ્તક. 'ડોશીમાની વાતો' તૈયાર હતું તે પણ પ્રગટ થયું.

શુક્ર, શનિ ને રવિ : એ ત્રણ હતા પુસ્તકલેખનના અને સોરઠી ગીતો-કથાઓને ગોતવા જવાના પ્રવાસદિવસો. મેઘાણી મિસર, કોરિયા, આયર્લૅન્ડ અને હંગેરીનાં પ્રેરક ઇતિહાસપૃષ્ઠો આ સમયમાં આલેખતા, દેશના નરવીરોની ચરિત્રગાથા પીરસતા, બંગાળીમાંથી અનુવાદ આપતા. પણ ગિરનારના શિવરાતના મેળાની કહાણી સાંભળે ને એમનું હૈયું હાથ ન રહે. 'એક કોર આપણા બગસરા ગામનો લુકમાનભાઈ વોરો અને બીજી કોર બરડાના બરખલા ગામની અહીબમ મેરાણી : એ માનવિયુંના મેળા અને એની વચ્ચે આ વોરો ને આ મેરાણી ત્રણત્રણ દિવસ સુધી સામસામા દુહાસોરઠા લલકારે.' મેઘાણી દિવસની કામગરી પતાવી રાતની મુસાફરી કરે, સૂવાનું ને પંથ કાપવાનું એમ 'એક પંથ દો કાજ' પતાવે. વચ્ચે થાક્યાપાક્યા કોઈ હળવદના ખેડુ કે બરડાના ગોવાળના કંઠમાંથી ઝરતા દુહા ટપકાવી લે "અરે બાપા, આ તો અજડવાણી : આ અમારાં ગાંડાઘેલાં : તમને સુધરેલાને આમાં શો રસ!" સાચા પાઠ મેળવવા અનેક વાતડાહ્યાઓને પંપાળવા પડે. એકવાર બગસરામાં લોકગીત ગાયેલાં ત્યારે બહેનો ઓસરી અને ઘરમાં બેઠી ઠી-ઠી કરતી હતી : 'હવે આવાં તો અમે ઘણાંય સાંભળ્યાં છે. નવું કંઈક ગવરાવો.' મેઘાણીને નવાં ગાવામાં કાંઈ લેવા જવું પડે એવું ન હતું. પણ એમનાથી કહેવાઈ ગયું : 'તમને આજ નહિ સમજાય. પણ હવે પછીની પેઢીને-શિક્ષિતોને આ બધું ગમી જવાનું છે. થોડી રાહ જુઓ.' મેઘાણી ભાવનગર જાય. મિત્ર અમૃતલાલ દાણીનાં પત્ની જયાબહેન પાસે ગીતો ગવડાવે ને પોતાના મનામાં બેસાડે. 'રઢિયાળી રાત,' 'હાલરડાં' અને 'ચૂંદડી'ના સંગ્રહો તૈયાર થવા માંડ્યા.

વડિયાના મિત્ર હાથીભાઈ વાંક અને એમનાં પત્ની પાસેથી અને ઉડાળેથી પણ એમાં સામગ્રી ઉમેરાતી ગઈ. દરબાર વાજસૂરવાળા કનેથી અને ગગુભાઈ ચારણ પાસેથી મળેલી કથાઓમાં બીજી ઉમેરાઈ અને 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચ ભાગો, 'સોરઠી બહારવટિયા', 'સોરઠી સંતો' વગેરે આકાર પામ્યાં.

૧૯૨૬ : 'ચોથે વર્ષે મેં 'સૌરાષ્ટ્ર'ના પત્રસંપાદનમાંથી મુક્તિ માગી. કેમકે એની અંદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો ને હાઝેભર્યા આવેગોને સહેવા જેટલું પાકું રીઢું મારું મનોબળ ન બની શક્યું. વેરાનમાં વંટોળા અને આંધીઓ વધતાં જતાં'તાં. પ્રચારલક્ષી, કેવળ વિધાતક પ્રચારલક્ષી વિચારદાવાનલની રોશની વધુ ને વધુ આંખો આંજતી હતી. મેં મારી સાહિત્યદીવી લઈને જુદી વાટ ઝાલી. એ ઝાંખી'બત્તીએ મને દિશાદોર ચૂકવા દીધો નથી. મારાં ગીતો, વાર્તાઓ અને વિવેચનોનાં નવાંનવાં કૂટશે જતાં ચાંદરણાંનું પણ મને એ ઝાંખી બત્તીએ જ દર્શન કરાવ્યું...એ બત્તીને ચેતાવનાર "સૌરાષ્ટ્ર"ના પત્રકારત્વની સાહિત્યરંગી જ્યોત.' બગસરામાં '૨૨માં એકવાર કપિલભાઈ ને બંને હિંડોળા પર બેઠેલા ને પાણિયારાના ગોળામાંથી ઝમતું પાણી ટીપેટીપે પડતું હતું ત્યારે મેઘાણીથી ઉદ્‌ગાર થઈ ગયો હતો : 'ભાઈ, હવે તો આ પાણીનાં ટપકતાં ટીપાંઓ પણ કાવ્યસર્જન માટે પ્રેરણા આપે છે.' હમણાં જ ભાવનગરમાં મિત્રોએ શરૂ કરેલ મહિલાવિદ્યાલયમાં શનિરવિએ પોતે વચન પ્રમાણે પ્રવચનો કરવા જતા, પણ હવે ભાવનગર વસવાટ કર્યા પછી ભીતરની એ સર્જકતાને અમૃતલાલ શેઠની દાણીએ વેગ આપ્યો. "મારી કાવ્યસર્જકતાનો રોપ સીધેસીધો રાષ્ટ્રોત્સાહભાવની જોખમભરી ભૂમિમાં પડતો બચી ગયો અને નિસર્ગલક્ષી બાળગીત, કુમારગીત તેમ જ દામ્પત્યગીતની ક્યારીમાં રોપાયો એ સ્વ. દાણીના પ્રતાપ. પત્રકારિત્વથી હું ત્યારે...આઘો ખસી ગયેલો હતો. 'કિલ્લોલ,' 'વેણીનાં ફૂલ'નો ફાલ એટલે જ સંભવિત બન્યો. રાષ્ટ્રભાવી ઉગમ તો પછી, ફરી પત્રકારિત્વમાં ઊતર્યો ત્યારે, '૨૯, '૩૦નાં વરસોમાં 'જાગો જગના ક્ષુધાર્ત' અને 'કવિ, તને કેમ ગમે ?' એ અનુકૃતિઓ વડે 'સૌરાષ્ટ્ર' સામાહિકના પહેલા પાનાને શણગારવા માટે થયો." બંને પ્રકારની રચનાઓ તરત લોકહૈયે વસી ગઈ.

૧૯૨૮માં લોકસાહિત્યના સંશોધક મેઘાણી રણજિતરામ સુવર્ણચંદ્રકના પ્રથમ અધિકારી થયા. ૧૯૨૯માં સ્વ. પ્રો. સર જીવણજી મોદીના પ્રમુખપદે જ્ઞાનપ્રસારકમંડળીના આશ્રયે મુંબઈમાં લોકસાહિત્ય ઉપર છ વ્યાખ્યાનો આપ્યાં. ૧૯૩૦માં સત્યાગ્રહસંગ્રામ વખતે એમણે 'સિંધુડો' આપ્યો. સરકારે એ જપ્ત કર્યો.

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.

—એ પંક્તિઓને અનેક યુવકહૃદયો એ સમયે રટતાં હતાં. મેઘાણી સત્યાગ્રહ શરૂ થયા પછી ૨૧મા દિવસે ધોળાદ પાસેનો મીઠાસત્યાગ્રહ જોઈ પાછા વળતાં બરવાળાના આગેવાનો ગિરફ્તાર થયાનું જાણી તેમને મળવા ગયેલા.) ઇન્સ્પેક્ટરની નજર એમની ઉપર પણ હતી. ગિરફ્તાર કર્યા.

મેઘાણીએ કહ્યું : ‘Thank you !’ (તમારો આભાર !) દમયન્તીબહેને “ઇન્કિલાબ ઝિન્દાબાદ !”-ની ગર્જનાથી પતિની ગિરફતારી વધાવી લીધી.

આ ગિરફતારી અંગે, વોરંટ જોધાણીના નામનું હતું ને પોલીસે મેઘાણી વાંચ્યું ને મેઘાણીને પકડ્યા એવી રસિક કલ્પના છે, પણ પોલીસની આવડત એથીય વધુ હતી. હેડ કોન્સ્ટેબલે જુબાની આપી કે તા. ૨૫મી એપ્રિલે મેઘાણીએ બરવાળામાં જંગી સભા આગળ ભાષણ આપ્યું હતું : એમણે કહ્યું હતું કે ગાંધીજીનો સંદેશો હું લઈ આવ્યો છું. ગાંધીજીએ કહ્યું છે કે સરકારને ઘોઘરે બેસી લોહી પીવું છે.’ નિવેદનમાં મેઘાણીએ કહ્યું : ‘બરવાળામાં મારી જિંદગીમાં મેં જે ભાષણ કદી કર્યું નથી, એ ભાષણ ઉપજાવી કાઢવાને અને એ ભાષણની કીર્તિ મને બક્ષવાને સમર્થ બેજું પોલીસ ધરાવે છે એ જાણી તેને હું અભિનંદન પાઠવું છું. જાહેરને એ જાણીને રમૂજ થશે કે જે દિવસે અને જે કલાકે મેં બરવાળામાં ભાષણ કર્યાનું તહોમત મુકાય છે એ દિવસે અને એ કલાકે હું રાણપુરમાં મારા ઘરમાં ઘસઘસાટ ઊંઘતો હતો.

“ યુગજૂની શૌર્ય અને વીર્યની ભૂમિએ—મારા પ્યારા કાઠિયાવાડે આ ધર્મયુદ્ધમાં તેનાં પ્રિયતમ પુત્રપુત્રીઓમાંથી વીણીવીણીને સુંદર ફાળ મોકલી આપ્યો છે અને એ રીતે મારી શ્રદ્ધાને સાચી પાડી છે તે જોઈ મારું હૃદય ગર્વઉન્માદમાં નાચે છે. તમારાથી મને ફાંસીના માચડાની ભેટ થઈ શકતી હોય તો હું તેને વધાવી લેવાને પણ તૈયાર છું. એ ભેટને હું મારું પરમ સૌભાગ્ય સમજીશ. ”

પકડાવા પહેલાં વાઈસરૉય લૉર્ડ અરવીનને મોકલવા ધડેલા કાગળમાં ગાંધીજીએ લખ્યું હતું : ‘ થોડા જ દિવસ ઉપર એક ગુજરાતી કવિ જે ખરો વીર છે તેને અમલદારોએ જૂઠા ઊભા કરેલા પુરાવાને બળે સજા કરવામાં આવી, જો કે તેણે આગ્રહપૂર્વક જણાવ્યું કે જે સમયે તેણે ગુનો કર્યાનું કહેવાય છે તે સમયે તો તે બીજે જ સ્થળે ઘસઘસાટ ઊંઘતો હતો.’ (નવજીવન : ૧૧-૫-’૩૦)

(બે વરસની સજા થઈ હજારોની મેદની મળી હતી. મેઘાણીએ આઈરીશવીર મેકસ્વીનીની ‘હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ ’-એ પ્રાર્થના ગાઈ. ન્યાયાધીશ ઈમાણીની આંખો પણ આંસુથી છલકાઈ.)

સાબરમતી જેલમાં સરદારશ્રી, અબ્બાસસાહેબ, મહાદેવભાઈ આદિનો સહવાસ હતો. મુલાકાતને દિવસે શ્રી દમયન્તીબેનને મળવા માટે ફૂલમાળા સાથે અભિસાર કરતા કવિનું રસિક વર્ણન સહજેલવાસી શ્રી રામનારાયણ વિ. પાઠકે (‘ શેષનાં કાવ્યો ’ માં) કર્યું છે :

“ કોઈ કહેશો
યુવાન ક્યાં સિધાવતો હતો ?
ઓવારેથી વીજળીની શોધમાં
મેઘમંડળે ચોડી જતા એકલ મેઘ સમો,
મેઘશ્યામ યુવાન જતો હતો.)

હોજના અને નળના તાલ,
એમ બબ્બે પાણીએ નાહ્યો છે.
બબ્બેવાર તેણે ગોદરેજનો સાબુ દીધો છે.
બબ્બેવાર તેણે હજામતનો હાથ ફેરવાવ્યો છે.
બબ્બેવાર તેણે આર્જિરોલ આંખે અંજાવ્યું છે.
બબ્બે કાંસકે તેણે વાળ ઓળ્યા છે.
અને ઓળતાં ઓળતાં
કાઠિયાવાડી કાજલશ્યામ કાનરિયામાં
પખવાડિયે પખવાડિયે એકેક વધતો,
સાતમો સફેદ વાળ ગણ્યો છે.
હવે દીપિલ કોઈ પ્રતિભાશાળી કવિ,
જૂના લોકસાહિત્યની શૈલીમાં
નવીન અસહકારના ભાવ ગૂંથે તેમ,
આધુનિક ચંપા અને અનામી અંગ્રેજી ફૂલો સાથે,
તેણે પ્રાચીન શિરીષોને ગૂંથ્યાં છે.
ફૂલમાળા સંતાડી, પ્રસન્ન પણ શરમાતો,
સુખી પણ દુઃખી, આશાભર્યો પણ નિરાશ,
તે દીન પણ ઉત્સુક પગલે ચાલે છે.

નળને દમયન્તી માટે
જે ગમગીની થઈ નથી,
દુષ્યન્તને શકુન્તલા માટે
જે ઉત્સુકતા થઈ નથી,
અર્જુનને દ્રૌપદી માટે
જે ચિંતા થઈ નથી,
તે ચિંતા, તે ઉત્સુકતા, તે ગમગીની,
તેની આંખમાં ભરી હતી.

તેના સહવાસીઓને પ્રશ્ન થયો,
કહેશો—કોઈ કહેશો
જુવાન ક્યાં સિધાવતો હતો ? ”

(જેલમાં શ્રી દેવદાસ ગાંધીએ જૂની રૉયલ રીડરમાંના Mrs. Lacosteના 'Somebody's
arling' તરફ ધ્યાન દોરતાં, પ્રસિદ્ધ 'કોઈનો લાડકવાયો' રચાયું. જેલમાંથા બીજી જેલોમાં
ને છૂટનારાઓ મારફત બહાર પ્રજામાં એ જોતજોતાંમાં પ્રસર્યું અને લોકજીભે વસી ગયું.)

'૧૯૩૧માં ગાંધીજીએ છેવટે ગોળમેજીમાં જવાનું સ્વીકાર્યું" ત્યારે મેઘાણીએ 'છેલ્લો કટોરો
રનો આ પી જજો બાપુ' લખ્યું.) આગબોટ પરથી મહાદેવભાઈ ૨૦-૯-૧૯૩૧ના 'નવજીવન'

માં લખે છે: "કુદીબંધ તારો અને કાગળો આવેલા હતા તે વાંચવા માંડ્યા. વાંચી રહ્યા બાદ મેઘાણીનો 'છેલ્લો કટોરો' બાપુના હાથમાં આવ્યો. બાપુ કહે: 'મારી સ્થિતિનું આમાં જે વર્ણન થયું છે તે તદ્દન સાચું છે.' મીરાંને કહે: 'એનું ભાષાંતર મહાદેવ કરશે, પણ એનું કાવ્ય અને એની ભાષા તને શી રીતે આપી શકશે?' (મેઘાણીના કાવ્યને વાંચતાં તો જાણે મેઘાણીનો આત્મા ગાંધીજીના છેલ્લા પંદર દિવસનો સતત સાક્ષી રહ્યો હોય એમ પ્રતીત થાય છે.) ૧૧મી ઓગસ્ટે હોર્સન સાહેબનો કાગળ આવ્યો ત્યારથી માંડીને તે ૨૭મીએ સિમલાથી નીકળ્યા ત્યાં સુધીનું દરેક પગલું જાણે મેઘાણીજીએ ક્યાંક છુપાઈને-પેલી આપણી પ્રાચીન વાર્તાઓનો અંધારપછેડો ઓઢી-ને-જોયા કીધું હોય એમ લાગે છે...બાપુની સાથે રહેવાનો લહાવો જેને નથી મળ્યો પણ જેની અદ્‌ભુત કલ્પનાશક્તિ બાપુને રોમેરોમ ઓળખી ગઈ છે એવા કવિએ બાપુનું શાશ્વત ચિત્ર આલેખ્યું છે." હવે પછી મેઘાણી 'રાષ્ટ્રીય શાયર' તરીકે ઓળખાયા.)

(૧૯૩૨ના સત્યાગ્રહમાં 'સૌરાષ્ટ્ર' બંધ થયું. છાપખાનાને ચાલુ રાખવા મિત્રોએ ફેબ્રુઆરીમાં મુખ્યત્વે સાહિત્ય અને ઇતિહાસનું સાપ્તાહિક 'ફૂલછાબ' પ્રગટ કર્યું. મેઘાણીએ 'ચિતાના અંગારા'ની ટૂંકી વાર્તાઓ એમાં આપી અને 'જેલ ઓફિસની બારી'—એ અનોખી સ્મરણ-માળા અને 'સોરઠને તીરે તીરે' આલેખવા માંડ્યાં.)

(બોટાદમાં જઈને વસવાનો નિશ્ચય કર્યો. ઘર બંધાવ્યું, ત્યાં ૧૯૩૩માં મેઘાણીના જીવનને કારમો આઘાત પહોંચ્યો. એમનાં પત્નીએ અગ્નિસ્નાન કર્યું. સૌરાષ્ટ્ર છોડીને બાળકોને લઈને એ મુંબઈ ગયા. પોતે કહે છે: "'ફૂલછાબ'ને 'સૌરાષ્ટ્ર'ના રાજરંગોમાં ઝબકોળાવાનું હતું. મેં ખસી માર્ગ આપ્યો. કાળસંયોગે મુંબઈ લઈ આવ્યા...જીવતર પર એક હિમ પડ્યું હતું. આંગળાંનેય એ હિમે ચિબ્બાવ્યાં હતાં. એ હિમ ઉપર મિત્રોનાં સ્નેહકિરણો ચમકતાં રહ્યાં, ને ફરીથી મારાં છૂટાં થયેલાં આંગળાંએ કલમ લીધી. 'પ્રતિમાઓ' ને 'પલકારા'ની વાર્તાઓ લખી." મુંબઈમાં સિનેમા જોવા મળે તેનું આ સાહિત્યિક ફળ. મેઘાણી સિનેમાના ધંધાનાં બારણાં ઠોકે છે 'એવી વાતમાં વિકૃતિ હતી. મારાં ગીતો અને કથાઓને મારા જ કંઠથી પર્દા પર ઉતારવાનો એક પ્રયોગ, એક દિલસોજ ચિત્રપટકાર સ્નેહીની જોડે વિચારી રહ્યો હતો પણ આજે તો એ વિચાર અભરાઈ પર છે.'

(દરમ્યાન શ્રી અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ' શરૂ કર્યું. "દેશમાં તને નહિ ગમે, આંહીં કામે લાગી જા, કહીને એમણે મને જન્મભૂમિના દૈનિક સંપાદન પર જોડ્યો. એમાંય એમણે મારી ઝીણી બત્તી અજવાળી શકે તેટલા પૂરતો જ સાહિત્યખૂણો પકડવાની અનુકૂળતા કરી આપી." 'કલમ અને કિતાબ'નું સાહિત્યપાનું ચલાવીને મેઘાણીએ લેખક અને વાચક બંનેને ઉપકારક એવા સજીવ વિવેચનની નવી જ પ્રણાલિકા આપણે ત્યાં આરંભી. સાથે જ 'નિરંજન,' 'સોરઠ તારાં વહેતાં પાણી' આદિ નવલકથાઓ લખવી શરૂ કરી અને રોણી-વિજાણંદની વારતા, કોઈનો લાડકવાયો, તને આવડી લાલપ ક્યાંથી-વગેરેની રેકર્ડો ઉતરાવી.)

૧૯૩૪માં નેપાળના પંડિતશિરોમણિ દીક્ષિતાચાર્ય હરિહર શર્મા અને વિદુષી માતા દુર્ગાદેવીનાં વિધવા પુત્રી શ્રી ચિત્રાદેવી સાથે મેઘાણીએ ફરી લગ્ન કર્યાં. રાજદરબાર છોડી મુંબઈ આવી વસેલા અને લાખોની પૂંજી વેપારમાં ખોઈ બેઠેલા પિતાની પુત્રી ચિત્રાદેવીનાં પ્રથમ લગ્ન બાર–તેર વરસની ઉંમરે થયેલાં અને બે વરસમાં જ એ વિધવા બનેલાં. ૧૯૩૩માં યરવડા જેલમાં તેઓ શ્રી વિજયાબેન દુર્લભજી પરીખ સાથે હતાં અને તેમની મારફત એ મેઘાણીના પરિચયમાં આવ્યાં હતાં. સ્વ. ડૉ. વ્રજલાલ મેઘાણીએ અભિનંદનનો મેળાવડો યોજવા તૈયારી કરી. મેઘાણીએ એમને રોકયા: 'વ્રજલાલભાઈ, મેં કોઈ સુધારક દૃષ્ટિએ આ પગલું નથી ભર્યું. અમે અમારી સગવડનો જ વિચાર કર્યો છે.'

૧૯૩૬માં 'ફૂલછાબ' બંધ થાય એવો સંભવ ઊભો થયો. નેવું–સો જેટલા કારીગરો બેકાર બને. મેઘાણીભાઈ તંત્રીપદે આવે તો નાવ તરી જાય એવું સૂચવાયું. મેઘાણીને સૌરાષ્ટ્રની ભૂમિનું ખેંચાણ ફરી બળવત્તર બન્યું જ હતું. મુંબઈમાં ઊછરેલાં શ્રી ચિત્રાદેવીને કદાચ અનુકૂળ ન પડે. પણ આખું કુટુંબ બોટાદ જઈ વસ્યું. રોજ ગાડીમાં મેઘાણી રાણપુર આવે. 'ફૂલછાબ' મેઘાણીનો હાથ અડતાં ઉત્તમ ગુજરાતી સાપ્તાહિક બની રહ્યું. ભેટપુસ્તકો તરીકે 'વેવિશાળ' 'તુલસીક્યારો', 'સમરાંગણ', 'રા'ગંગાજળિયો', 'પ્રભુ પધાર્યા', 'જય ગુજરાત' આદિ નવલકથાઓ લખાઈ.

૧૯૪૧માં શાન્તિનિકેતન જવા નિમંત્રણ મળ્યું. આઠ વરસ પહેલાં મુંબઈમાં મેઘાણીએ કવિવર રવીન્દ્રનાથ પાસે લોકસાહિત્ય માટે સમય માગ્યો હતો. અરધો કલાક મળ્યો હતો. કવિવરે કહ્યું: 'દિલગીર છું કે આઠ વાગે આપણે પૂરું કરવું પડશે.' ઘડિયાળ સામે જોઈ આઠ વાગે મેઘાણીએ ગાવાનું થંભાવી રજા માગી. ટાગોરે સાંભળ્યું જ ન હોય એમ આંતરપ્રાન્તીય લોકસાહિત્યની ચર્ચા આંતરરાષ્ટ્રીય લોકસાહિત્ય તરફ વાળી. સરોજિનીદેવી આવ્યાં. રંગ જોઈને બોલ્યાં: 'હું તેમની તરફેણમાં રાજીનામું આપીને ચાલી જાઉં છું.' સહેજમાં બે કલાક થઈ ગયા. કવિવરે શાન્તિનિકેતન આવવા આગ્રહ કર્યો. પાછળથી શ્રી નંદલાલ બસુને મેઘાણીના રહેઠાણે મોકલી રીતસરનું નિમંત્રણ મોકલ્યું. '૪૧માં મેઘાણી ગયા ત્યારે કવિવર તો બીમાર હતા. એકલા ગુજરાતી જ નહિ, સૌ વિદ્યાર્થીઓએ એમનાં વ્યાખ્યાનોનો રસ લૂંટ્યો. વિદ્યાર્થીઓ અને વિદ્યાગુરુઓ સૌને એમના સ્વભાવે ગાંડા કર્યા. કવિવરને મળવા નંદબાબુ અને મલ્લિકજીએ આગ્રહ કર્યો. 'ના, ભાઈ, મારે એમની શક્તિ નથી બગાડવી.. મળો ત્યારે કહેજો કે મેઘાણી આપનું વચન પૂરું કરી ગયો છે.' ફરી આગ્રહ થયો. 'બહુ આગ્રહ હોય તો ચાલો એમની શ્યામલી(રહેઠાણ)નાં પગથિયાં સુધી આંટો મારી આવીએ.' પગથિયાં પાસે જઈને એ પાછા આવતા રહ્યા.

૧૯૪૧માં અમદાવાદના હિંદુ–મુસલમાન હુલ્લડ પ્રસંગે 'ફૂલછાબ' માં કાર્ટૂન આવેલું તે માટે મેઘાણીને પકડવામાં આવ્યા. આ વખતે એમની ભીતરની તાકાતનાં વળી દર્શન થાય છે. શ્રી બાપાલાલ દોશીને લખે છે: 'હું prepare for the worst ની જ મનોવૃત્તિ કેળવી ચૂક્યો છું. સ્થાનિક મનોદશા જોતાં કદાચ જેલ ( લાંબી જેલ ) પણ થાય, નવાઈ નહિ. પણ આપણે

માટે '–બધે એમણે તો માત્ર 'કસુંબલ રંગ' પકડ્યો હતો. કસુંબીનો રંગ લેવા આમંત્રતાં, 'દોરંગાં દેખીને ડરિયાં' એમ એ યોગ્ય રીતે જ કહે છે ખરે જ, જીવનતંત્રમાં મેળ નિપજાવવો એ દોરંગાંનું કામ નથી, એકરંગી આત્માઓનું જ કામ છે.' મેઘાણીના કોમળ લાગણીતંત્રે બહારનાં અને ભીતરનાં વાવાઝોડાંમાં વિંઝાતાં વિંઝાતાં મેળ સિદ્ધ કર્યો હોય તો તેમાં લોકહૃદય માટે એમને જે રંગ લાગ્યો હતો તેનો ફાળો સૌથી મોટો હોવા સંભવ છે.

પાછાં વળતાં ગોધણની ઘંટડીનો રણકાર અને ગોંદરાની ગોધૂલિને મેઘાણી જીવનભર વફાદાર રહ્યા છે. એ વફાદારીએ એમને એક જાતનુ આત્મગૌરવ અર્પ્યું છે. ક્યારેય પણ કોઈ ગજા, ધનિક કે સત્તાધારી રાજપુરુષની બગલમાં લપાવાનો પ્રસંગ જ, એથી, એમને ઊભો થયો નથી. પત્રકાર તરીકે પોતાની પ્રિય જાહેર સંસ્થાઓ કે વ્યક્તિઓની ટીકા કરતાં પણ કદી એ ખંચકાયા નથી. અને આ જાહેર જીવનની–તેમજ સાહિત્યની–એમની ટીકાઓમાં ક્યારેય અંગત કારણ પ્રવેશી, બાહ્ય લાભો ઉપર નજર માંડીને એ ટીકા કરે એવું બન્યું નથી. એથી ઊલટું, આત્મપ્રશંસાથી પણ એ ત્રાસતા રહ્યા છે. 'ફૂલછાબ'ના એક અંકમા એ સાપ્તાહિકની કોઈક સુંદર કામગીરી વિષે લખાણ છપાઈ ગયેલું જાણવામાં આવતાં જ, એ છાપેલો ફરમો એમણે રદ કરાવ્યો એટલું જ નહિ,-ઉપર રહીને બાળી નંખાવ્યો ત્યારે એમને શાંતિ વળી લોકહૃદય સાથેના સંબંધની પવિત્રતા પણ એ બરોબર જાળવી જાણતા. પ્રજાના પ્રશ્નો અંગે ટીકા કરતા 'ફૂલછાબ' સામે જેમણે પ્રવેશબંધી ફરમાવેલી એવા સૌરાષ્ટ્રના કોઈ રાજવીએએ મેઘાણીની વિદ્યાથી આકર્પાઈ એમને માનભેર નિમંત્રણ આપ્યું ત્યારે મેઘાણીએ કહાવ્યું કે 'ફૂલછાબ' જે હદમાં પ્રવેશી ન શકે ત્યાં પોતે પગ શી રીતે મૂકી શકે, 'ફૂલછાબ' અને પોતે જુદા નથી. પોતે બહુ લોકપ્રિય હતા, હાથ ભીડમાં હોય એવા દિવસો ઠીકઠીક હશે, પણ 'નામ વેચતો નથી' એ ખુમારીથી એ વર્ત્યા છે, કદી પૈસાથી 'જલસા' કર્યા નથી.

લોકો માટેનો પ્રેમ એ 'લોકો'–'જનતા'–એવાં સૂત્રો રટવા પૂરતો જ એમને માટે ન હતો, પણ સક્રિય હતો. એક લાક્ષણિક, રમૂજભરી, વાત છે કે સુખે એ કોઈ પુસ્તક પણ વાચી શકતા નહિ. પશ્ચિમના સાહિત્યની કોઈક ઉત્તમ કૃતિ વાંચવી એ શરૂ કરે છે, પણ થોડા પાનાં વાચી વિચારે ચઢી જાય છેઃ આવું આવું આપણી ભાષામાં હોય તો? પોતાના અનુભવની મદદથી કાંઈક લખવાનું શરૂ કરે છે અને પેલું પુસ્તક પૂરું વંચાયા વગરનું જ રહે છે! એ જ પ્રેમ એમની પાસે વિદ્વાનો કે બડેખાંઓને જ નહિ પણ પ્રેસના કારીગરોને કોડભેર પોતાનાં પુસ્તકો ભેટ અપાવે છે. અને ચારણી સાહિત્યમાં જ એમને રસ નથી, કોઈ વૃદ્ધ ચારણ વખાનો માર્યો આવે તો એને એ હેતભર્યો આવકાર આપે છે એ પૈસાની મદદ પણ કરે છે અને ટૂંક-ભૂખ્યો અતિથિ સમયભાન ગુમાવે તો અમૂંઝતા નથી, એના હોઠથી એકાદ દુરો ટપકી પડે તો અકળાતા આથીઓને ઓશિયાળા સ્મિત સાથે કહે છે, 'હ્યો, ચાર કલાકની વટક વળી.'

સામે આંગણાના પગ...રો ડોકિયાં કરતા દીવા જતાં વ્યવહારુ વણિકપુત્ર મેઘાણી રાજગતમાં

ન પોસાય એવા સમયે પત્રકારત્વ અને વાઙ્મયચર્યાના વિકટ માર્ગને વળગી રહ્યા અને ' આજી-વિકાસાધન માટે લોહી ' આપીને પણ પ્રજાના ફંડફાળા ઉપર જીવવાવારો આવે એમાંથી ઊગરી ગયા અને એકંદરે જીવનમાં ભારે મેળ સિદ્ધ કર્યો. તક મળી છે કે પત્રકારત્વમાંથી એ ખસ્યા છે; ૧૯૨૬માં ' સૌરાષ્ટ્ર ' માંથી ખસ્યા, ૧૯૩૩ માં ' ફૂલછાબ ' માંથી છટક્યા, ફરી ૧૯૪૫માં ' ફૂલછાબ'માંથી હંમેશ માટે છૂટા થયા, પોતાની ઉપર મદાર બાંધીને સામાહિક કાઢતો હોય તો તેમ ન કરવા ઉત્સાહી પુત્રને સૂચવ્યું. મુક્ત પરિવ્રાજક તરીકે વિહરવાનું કદાચ એમને સૌથી વધુ મનપસંદ હતું. તેમ છતાં પત્રકારત્વનો એમણે હમેશાં આભાર માન્યો છે. આવા.દાખલામાં જોવા મળે છે કે મેઘાણી વિરોધી દેખાતી વસ્તુઓમાં મેળથી–સમદૃષ્ટિથી જોઈ અને વર્તી શકે છે. પત્રકારત્વ વેરાનસમું લાગે ત્યારે એ તરત ' સાહિત્યદીવી ' ના અજવાળે સર્જનની કેડી પકડે છે, પણ તે સાથે એ સાહિત્યદીવી પત્રકારત્વ પાસેથી જ મળી છે એ સ્વીકારવામાં એ રાચે છે. વળી દેશમાં નવા પ્રશ્નો જાગે છે એટલે એની હાકલ સાંભળી પાછા પત્રકારત્વમાં આવીને ઝંપલાવે છે, પણ પોતાની પ્રવૃત્તિને મોટાં નામ આપતાં એ ડરે છે, એને ' ધંધાર્થી લેખનકાર્ય ' કહેવામાં એમને જરીસરખો સંકોચ નથી. એટલું જ નહિ, એને ' આશીર્વાદ ' લેખે છે કેમકે તો જ ચોક્ક્ કસ પણ કામ પોતાને હાથે બની આવે છે એમ એ જુએ છે. સંશોધક તરીકે શાસ્ત્રીયતાને નામે બીજા-ઓની મહેનતથી મળેલી સામગ્રી ઉપરથી લખાતા લૂખા લેખો એમને ન ગમતા, છતાં સત્યપ્રિય વિદ્વાન અધ્યાપકો કેવા હોય એની એમને કલ્પના છે અને પોતાને માત્ર ' આત્મસ્ફુરણાનો જંતુ ' કહે છે. યુગલક્ષી રચનાઓ હોઈ પોતાના કાવ્યસંગ્રહને એ ' યુગવંદના ' કહે છે, છતાં અમૃતલાલ દાણીની અસર નીચે પોતાની સર્જકતાનો રોપ ' રાષ્ટ્રોત્સાહની જોખમભરી ભૂમિમાં ' નહિ પણ ' નિસર્ગલક્ષી બાળગીત, કુમારગીત, તેમજ દામ્પત્યગીતની ક્યારીમાં ' રોપાયો એમાં શુભસંકેત પણ જુએ છે. ' હું કયો મોટો બ. ક. ઠા. ? ' એમ કહીને ઊભા રહે છે, પણ કવિ કાગની સાથે પ્રેમથી સ્ટેશને જતાં વાતમાં મન ઉચાટભર રહ્યા કરે છે કેમકે લેખમાં ' રવીન્દ્રનાથ ' ની ઈ હ્રસ્વ રહી ગઈ છે.

મેઘાણી મોટા સદ્‌ભાગી કે એમની જે અંતરની ઇચ્છા હતી તે મહદંશે પૂરી થઈ. સૌરાષ્ટ્ર-નો સાદ એમને બોલાવી લાવ્યો, થોડા સમયમાં જ સૌરાષ્ટ્રના પ્રતીક રૂપ એ બની રહ્યા. એમનો સૌરાષ્ટ્રી પહેરવેશ, બોલી, આતિથ્ય, વીરતા, ટેક, ... મેઘાણીના સહેજ અનુભવથી પણ સૌરાષ્ટ્રનું દર્શન થતું. અને સૌરાષ્ટ્રના ગત ગૌરવને તો લીલામાત્રમાં એ અમરતા આપી શક્યા. છેલ્લાં વરસોમાં રાજકોટમાં બે હજાર ચારણપુત્રોની ભરીભરી સભા સમક્ષ વિનંતિ થતાં મેઘાણી સંકોચ-પૂર્વક પ્રવચન માટે ઊભા થયા. દેશના ખૂણેખૂણેથી ભેગા થયેલા એ ચારણકવિઓ મેઘાણીની અસ્ખલિત વાગ્ધારામાં તણાયે ગયા. પ્રવચન પૂરું થતાં વૃદ્ધ કવિશ્રી શંકરદાનજી ઊભા થયા. મેઘાણી-ને કહેઃ શો કળજગ આવ્યો છે ! મેઘાણીએ પૂછ્યું: કેમ ? વૃદ્ધ ચારણે કહ્યું: કેમ તે જોતા નથી ? આ અમે બે હજાર સરસ્વતીપુત્રો બેઠા છીએ ને એક વણિકપુત્ર બે બે કલાક સુધી અમને

કશું જ ખોટું અથવા મૂર્ખાઈભર્યું કર્યું હોય એવું મને તો નથી લાગતું, પણ એ પગે ચાલતા કોઈને પણ નથી લાગતું. સૌને એમ લાગે છે કે સરકાર જે તપાસ આપવા નહોતી માગતી તે આ કેસથી પ્રજાને મહેજે સાંપડશે. આપણી આત્મશ્રદ્ધા અને જાહેરની પ્રતીતિપૂર્ણ સહાનુભૂતિ-બસ, આ મત્તા કરતાં વધુ શાની આપણે જરૂર છે? જોખમ તો શામાં નથી? Safety first-ની જ મનોદશા તો સડેલી છે. મારું અંતઃકરણ સ્વસ્થ છે, નિર્મળ છે.' પણ મુસલમાન ન્યાયમૂર્તિએ તહોમતનામું ઘડ્યા સિવાય જ મેઘાણીને મુક્ત કર્યા.

૧૯૪૨ના સંગ્રામમાં સરકારે 'ફૂલછાબ' જપ્ત કર્યું. પ્રેસને નભાવવા મેઘાણીએ ફૂલછાબ પ્રકાશનશ્રેણી શરૂ કરી. સૂરતમાં લોકસાહિત્ય-પગદંડીનો પંથ-નામે સ્વ. રા. બ. કમલાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા આપી.

'લોકસાહિત્યનું સમાલોચન' નામે મુંબઈ યુનિવર્સિટીનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો એમણે આપ્યાં. આવા પ્રસંગે વક્તા, પ્રમુખ અને યુનિ.ની કોઈ એકાદ વ્યક્તિ એટલી જ હાજરી હોય એમ પણ બનેલું છે. મેઘાણીને વખતે કોન્વોકેશન હોલ પણ નાનો પડ્યો. બારીબારણાંના કાચ તૂટ્યા. બહાર બગીચામાં માણસોની ઠઠ જામી. મેઘાણી માઇકનો ઉપયોગ કરવાની વિરુદ્ધ. વચ્ચે ટેબલગોઠવી, ઉપર ચઢીને એમણે બુલંદ સ્વરે એ વ્યાખ્યાનો આપ્યાં.

૧૯૪૫માં 'ફૂલછાબ'માંથી નિવૃત્તિ લીધા પછી 'રવીન્દ્રવીણા' આપી, ગુજરાતમાં પરિભ્રમણ આદર્યાં. શ્રી રવિશંકર મહારાજના જીવન-અનુભવોનું પુસ્તક 'માણસાઈના દીવા' સર્વપ્રિય થઈ પડ્યું. ૧૯૪૬ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે એને મહીડા પારિતોષિક મળ્યું. એ જ વર્ષે રાજકોટ સાહિત્ય પરિષદમાં સાહિત્ય-વિભાગના પ્રમુખ તરીકે એમણે એક નિખાલસ અને પ્રેરક વ્યાખ્યાન આપ્યું.

૧૯૪૭માં 'સોરઠી સંતવાણી'ને નામે સોરઠી ભજનસાહિત્યના સંશોધનનું પ્રથમ પુસ્તક પૂરું કર્યું, દુહાની પુસ્તિકા છપાતી હતી. સાંજે બોટાદમાં પ્રાથમિક શિક્ષકોના સંઘ આગળ 'એને આદર્શનાં મેણાં સંભળાવશો મા'- વગેરે વાસ્તવદર્શી પ્રોત્સાહક પ્રવચન કર્યું. વહેલી સવારે ગાયના નીરણ માટે ઊઠ્યા. હૃદય પર દબાણ અનુભવ્યું. સૂતા. આખો દિવસ બેચેની રહી. મધરાતે હૃદયરોગના હુમલાથી દેહ છોડ્યો. ૯ માર્ચ, ૧૯૪૭.

આખા ગુજરાતે સ્વજન ગુમાવ્યાનો ભાવ અનુભવ્યો.

એમણે ચારે ખૂણે ગુજરાતીઓમાં જન્માવેલી અંગત શોકની લાગણીનું માપ કાઢી શકવાની કલ્પનાશક્તિ હોય એવો કોઈ પણ લેખક આવા મૃત્યુને અવશ્ય ઝંખે. કેટલાં બધાં સ્નેહીઓ-જાણીતાં અને અજાણ્યાં-એ શૂન્યતા અનુભવી! કેટલા બધાના જીવનમાં મેઘાણી ઓતપ્રોત થઈ ગયા હતા!

દુનિયા કોઈને પૈસા આપે છે, કોઈને માનમોભો આપે છે, ઘણાબધાને આપી કોઈ ને કોઈ સ્થૂલ વસ્તુઓ કદાચ બહુ ગમ્મત વિના આપી દે છે. પણ દુનિયા પ્રેમ કોઈકને જ આપે છે. એ તેના જુએ છે, તેની પર ઝૂઝે છે, પછી જ પ્રેમ નો આપે છે. મેઘાણીને આટલો પ્રેમ શી રીતે મળ્યો?

એનો જવાબ એમની 'લોકહૃદય પ્રત્યેની નિષ્ઠા' એ શબ્દોમાં શોધી શકાય. દયા–ઉકલત પ્રમાણે, અંતરાત્માની પ્રેરણાને વશ વર્તીને, એકવાર જે દેવ સ્થાપ્યા તે સ્થાપ્યા, પછી આડું-અવળું જોવાનું નહિ—એવી નિષ્ઠાથી પોતે સ્વીકારેલા સ્વધર્મને મેઘાણી જીવનના શ્વાસેશ્વાસે વફાદાર રહ્યા હતા એમ કહી શકાય. સૌરાષ્ટ્રને–સૌરાષ્ટ્રના લોકજીવનને–એમણે પોતાનું જીવન નિવેદિત કર્યું હતું. એના વર્તમાન જીવનપ્રશ્નોનો એમણે પત્રકાર બનીને ઊહાપોહ કર્યો, એના અતીત સાહિત્યવારસાને એમણે લોકસાહિત્યસંશોધક બનીને સંઘરી લીધો–ઉગારી લીધો. એમને હાથે, એ સૌરાષ્ટ્રની પ્રજાના પત્રકારનું અને લોકસાહિત્યસંશોધકનું કામ કરતાં કરતાં, સ્વતંત્ર રચનાઓ પણ થઈ આવી. સૌરાષ્ટ્રપૂજક 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ પામ્યો. આ બધી જ પ્રવૃત્તિમાં લોકોની સાથે એમનો જીવતો સંપર્ક સધાયે ગયો. વર્તમાનપત્ર દ્વારા લોકોના રોજના પ્રશ્નો ચર્ચીને લોકોના ચાલુ જીવનમાં એ ઓતપ્રોત થતા. લોકસાહિત્ય દ્વારા લોકોના લોહીમાં વહેતા આખા ભૂતકાળને એ વ્યાપી વળ્યા. સ્વતંત્ર કૃતિઓમાં પણ શબ્દભંડોળ જનવાણીનો અને ભાવનાઓમાં મુખ્ય તો પ્રજાજીવનની રાષ્ટ્રીય જાગૃતિનો ધબકાર. ઉપરાંત. એમને હલકભર્યા બુલંદ કંઠની બક્ષિસ હતી. જૂનાં લોકગીતો તેમજ પોતાનાં નવીન ગીતો સીધાં પ્રજા સમક્ષ એ પીરસી શક્યા. આમ, વાણીના સાધન દ્વારા મેઘાણી લોકહૃદય સાથે પોતાના હૃદયનું સંધાન કરી શક્યા. લોકહૃદયના તાલે તાલે એમનું હૃદય નાચ્યું, અને એમના હૃદયના તાલેતાલે લોકહૃદયને નાચવું સુગમ પડ્યું. એમનું અકાળ અવસાન થતાં એ લોકહૃદય કકળી ઊઠ્યું. લોકહૃદયમાં મેઘાણીની છબી કેવા લાડપૂર્વક અંકાઈ હતી તેનો સુરેખ ખ્યાલ પણ એમના અવસાન પછી આવ્યો.

મેઘાણીનું જીવન પણ બીજા સૌની પેઠે સામાન્ય માનુષી ભાવોથી રંગાયેલું હતું, અનેક વિરોધી-ભાવોની ખેંચતાણ અનુભવતું સંકુલતાભર્યું હતું. એમની પટુકરણવૃત્તિ (સેન્સિટિવનેસ) ક્યારેક કોઈને વધુ પડતા આળાપણા જેવી પણ લાગી હશે. નાનપણની રિસાળવૃત્તિ પણ ઠીકઠીક લાંબો સમય રહી હશે. નાનપણની એકલપંથી વિષાદમય વૃત્તિએ કદાચ એમનો છેક સુધી કેડો ઘણાએ પકડી હશે. શરૂઆતમાં જોયું તેમ, જીવનના 'દુમેળ'નું ભાન એમને જ ઓછું ન હતું. નવાઈની વાત તો એ છે કે એમનું જે લાગણીતંત્ર હતું, ભાવનાતંત્ર હતું; એમાં આવો સુંદર મેળ એમણે શી રીતે નિપજાવ્યો. જે રીતે જગતમાં વસાતાં તેમાં વિષાદને ભીંસવાનો જાણે પ્રયત્ન ન હોય! મેઘાણીની સંગત નીરસ (હલ) હતી એમ કહેનાર ભાગ્યે જ કોઈ મળશે. મેઘાણીની આસપાસ તરત જ મંડળી મળી પડતી અને રંગ જામતો. સામસામી વૃત્તિઓના સંઘર્ષ–'અંધકાર અને પ્રકાશની મારામારી'–માંથી મેળ જન્માવવો, રંગપર્વ નિપજાવવું એ તો જીવનકલાનો કીમિયો છે. વિષાદમાં ઝબકોળાયેલા જીવન ઉપર મેઘાણી એમના વાંકડિયા વાળની એક લટને ફેંટામાંથી બહાર નીકળી કપાળ પર મોજથી ફરકવા દેતા. જીવનના જૂના અનુભવોમાંથી એમણે ઝડપે સંઘરેલા ભાવની હતી. 'પીળાં પાવળ ખરી ધાગએ ધાગએ' 'ગિ[illegible]

કશું જ ખોટું અથવા મૂર્ખાઈભર્યું કર્યું હોય એવું મને તો નથી લાગતું, પણ એ પગે ચાલતા કોઈને પણ નથી લાગતું. સૌને એમ લાગે છે કે સરકારે જે તપાસ આપવા નહોતી માગતી તે આ કેસથી પ્રજાને સહેજે સાંપડશે. આપણી આત્મશ્રદ્ધા અને ઈશ્વરની પ્રતીતિપૂર્ણ સહાનુભૂતિ— બસ, આ મત્તા કરતાં વધુ શાની આપણે જરૂર છે? જોખમ તો શામાં નથી? Safety first-ની જ મનોદશા તો સડેલી છે. મારું અંતઃકરણ સ્વસ્થ છે, નિર્મળ છે.' પણ મુસલમાન ન્યાયમૂર્તિએ તહોમતનામું વડ્યા વિના જ મેઘાણીને મુક્ત કર્યા.

૧૯૪૨ના સંગ્રામમાં સરકારે 'ફૂલછાબ' જપ્ત કર્યું. પ્રેમને નભાવવા મેઘાણીએ ફૂલછાબ પ્રકાશનશ્રેણી શરૂ કરી. સુરતમાં લોકસાહિત્ય-પગદંડીનો પંથ—નામે સ્વ. ન. ભ. કમલાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા આપી.

'લોકસાહિત્યનું સમાલોચન' નામે મુંબઈ યુનિવર્સિટીનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો એમણે આપ્યાં. આવા પ્રસંગે વક્તા, પ્રમુખ અને યુનિ.ની કોઈ એકાદ વ્યક્તિ એટલી જ હાજરી હોય એમ પણ બનેલું છે. મેઘાણીને વખતે કોન્વોકેશન હોલ પણ નાનો પડ્યો. બારીબારણાંના કાચ તૂટ્યા. બહાર બગીચામાં માણસોની ઠઠ જામી. મેઘાણી માઇકનો ઉપયોગ કરવાની વિરુદ્ધ. વચ્ચે ટેબલ ગોઠવી, ઉપર ચઢીને એમણે બુલંદ સ્વરે એ વ્યાખ્યાનો આપ્યાં.

૧૯૪૫માં 'ફૂલછાબ'માંથી નિવૃત્તિ લીધા પછી 'રવીન્દ્રવીણા' આપી, ગુજરાતમાં પરિભ્રમણ આદર્યું. શ્રી રવિશંકર મહારાજના જીવન-અનુભવોનું પુસ્તક 'માણસાઈના દીવા' સર્વપ્રિય થઈ પડ્યું. ૧૯૪૬ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે એને મહીડા પારિતોષિક મળ્યું. એ જ વર્ષે રાજકોટ સાહિત્ય પરિષદમાં સાહિત્ય-વિભાગના પ્રમુખ તરીકે એમણે એક નિખાલસ અને પ્રેરક વ્યાખ્યાન આપ્યું.

૧૯૪૭માં 'સોરઠી સંતવાણી'ને નામે સોરઠી ભજનસાહિત્યના સંશોધનનું પ્રથમ પુસ્તક પૂરું કર્યું, દુહાની પુસ્તિકા છપાતી હતી. સાંજે બોટાદમાં પ્રાથમિક શિક્ષકોના સંઘ આગળ 'એને આદર્શના મેણાં સંભળાવશો મા'—વગેરે વાસ્તવદર્શી પ્રોત્સાહક પ્રવચન કર્યું. વહેલી સવારે ગાયના નીરણ માટે ઊઠ્યા. હૃદય પર દબાણ અનુભવ્યું. સૂતા. આખો દિવસ બેચેની રહી. વહેલી રાતે હૃદયરોગના હુમલાથી દેહ છોડ્યો. ૯ માર્ચ, ૧૯૪૭.

આખા ગુજરાતે સ્વજન ગુમાવ્યાનો ભાવ અનુભવ્યો.

એમણે ચારે ખૂણે ગુજરાતીઓમાં જન્માવેલી અંગત શોકની લાગણીનું માપ કાઢી શકવાની કલ્પનાશક્તિ હોય એવો કોઈ પણ સેવક આવા મૃત્યુને અવશ્ય ઝંખે. કેટલાં બધાં સ્નેહીઓ—જાણીતાં અને અજાણ્યાં—એ શૂન્યતા અનુભવી! કેટલા બધાંના જીવનમાં મેઘાણી ઓતપ્રોત થઈ ગયા હતા!

દુનિયા કોઈને પૈસા આપે છે, કોઈને માનમોભો આપે છે, ઘણાબધાને આવી કોઈ ને કોઈ સ્થૂલ વસ્તુઓ કદાચ બહુ સંકોચ વિના આપી દે છે. પણ દુનિયા પ્રેમ કોઈકને જ આપે છે. એ તેવ જુએ છે, તેવની ધાર જુએ છે, પછી જ પ્રેમ તો આપે છે. મેઘાણીને આટલો પ્રેમ શી રીતે મળ્યો?

એનો જવાબ એમની 'લોકહૃદય પ્રત્યેની નિષ્ઠા' એ શબ્દોમાં શોધી શકાય. દયા–ઉકલત પ્રમાણે, અંતરાત્માની પ્રેરણાને વશ વર્તીને, એકવાર જે દેવ સ્થાપ્યા તે સ્થાપ્યા, પછી આડું-અવળું જોવાનું નહિ—એવી નિષ્ઠાથી પોતે સ્વીકારેલા સ્વધર્મને મેઘાણી જીવનના શ્વાસેશ્વાસે વફાદાર રહ્યા હતા એમ કહી શકાય. સૌરાષ્ટ્રને–સૌરાષ્ટ્રના લોકજીવનને–એમણે પોતાનું જીવન નિવેદિત કર્યું હતું. એના વર્તમાન જીવનપ્રશ્નોનો એમણે પત્રકાર બનીને ઊહાપોહ કર્યો, એના અતીત સાહિત્યવારસાને એમણે લોકસાહિત્યસંશોધક બનીને સંઘરી લીધો–ઉગારી લીધો. એમને હાથે, એ સૌરાષ્ટ્રની પ્રજાના પત્રકારનું અને લોકસાહિત્યસંશોધકનું કામ કરતાં કરતાં, સ્વતંત્ર રચનાઓ પણ થઈ આવી. સૌરાષ્ટ્રપૂજક 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ પામ્યો. આ બધી જ પ્રવૃત્તિમાં લોકોની સાથે એમનો જીવતો સંપર્ક સધાયે ગયો. વર્તમાનપત્ર દ્વારા લોકોના રોજના પ્રશ્નો ચર્ચીને લોકોના ચાલુ જીવનમાં એ ઓતપ્રોત થતા. લોકસાહિત્ય દ્વારા લોકોના લોહીમાં વહેતા આખા ભૂતકાળને એ વ્યાપી વળ્યા. સ્વતંત્ર કૃતિઓમાં પણ શબ્દભંડોળ જનવાણીનો અને ભાવનાઓમાં મુખ્ય તો પ્રજાજીવનની રાષ્ટ્રીય જાગૃતિનો ધબકાર. ઉપરાંત એમને હલકભર્યા બુલંદ કંઠની બક્ષિસ હતી. જૂનાં લોકગીતો તેમજ પોતાનાં નવીન ગીતો રીધાં પ્રજા સમક્ષ એ પીરસી શક્યા. આમ, વાણીના સાધન દ્વારા મેઘાણી લોકહૃદય સાથે પોતાના હૃદયનું સંધાન કરી શક્યા. લોકહૃદયના તાલે, તાલે એમનું હૃદય નાચ્યું, અને એમના હૃદયના તાલેતાલે લોકહૃદયને નાચવું સુગમ પડ્યું. એમનું અકાળ અવસાન થતાં એ લોકહૃદય કકળી ઊઠ્યું. લોકહૃદયમાં મેઘાણીની છબી કેવા લાડપૂર્વક અંકાઈ હતી તેનો સુરેખ ખ્યાલ પણ એમના અવસાન પછી આવ્યો.

મેઘાણીનું જીવન પણ બીજા સૌની પેઠે સામાન્ય માનુષી ભાવોથી રંગાયેલું હતું, અનેક વિરોધી-ભાવોની ખેંચતાણ અનુભવતું સંકુલતાભર્યું હતું. એમની પટુકરણવૃત્તિ (સેન્સિટિવનેસ) ક્યારેક કોઈને વધુ પડતા આળાપણા જેવી પણ લાગી હશે. નાનપણની રિસાળવૃત્તિ પણ ઠીકઠીક લાંબો સમય ટકી હશે. નાનપણની એકલપંથી વિષાદમય વૃત્તિએ કદાચ એમનો છેક સુધી કેડો મૂક્યો નહિ હોય: એમની સીંગુની ફાડ જેવી આંખોમાં એ વિષાદની ઝાળ ક્યારેક ક્યારેક ઊઠતી ઘણાએ પકડી હશે. શરૂઆતમાં જોયું તેમ, જીવનના 'દુમેળ'નું ભાન એમને જ ઓછું ન હતું. નવાઈની વાત તો એ છે કે એમનું જે લાગણીતંત્ર હતું, ભાવનાતંત્ર હતું: એમાં આવો સુંદર મેળ એમણે શી રીતે નિપજાવ્યો. જે રીતે જગતમાં વસાતાં તેમાં વિષાદને ભીંસવાનો જાણે પ્રયત્ન ન હોય! મેઘાણીની સંગત નીરસ (દલ) હતી એમ કહેનાર ભાગ્યે જ કોઈ મળશે. મેઘાણીની આસપાસ તરત જ મંડળી મચી પડતી અને રંગ જામતો. સામસામી વૃત્તિઓના સંઘર્ષ–'અંધકાર અને પ્રકાશની મારામારી'–માંથી મેળ જન્માવવો, રંગપર્વ નિપજાવવું એ તો જીવનકલાનો કીમિયો છે. વિષાદમાં ઝબકોળાયેલા જીવન ઉપર મેઘાણી એમના વાંકડિયા વાળની એક લટને કૂંડાળામાંથી બહાર કાઢી કપાળ પર મોજથી ફરકવા દેતા. જીવનના જૂના-નવા અનુભવોમાંથી એમણે કોઈક સંવાદિતા સાધી હતી. 'ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ', કે 'બિડિમિત બેટાઓની માતાને

તમારી જ વિદ્યાથી મંત્રમુગ્ધ કરી દે છે, અને અમારા આ હુક્કા પણ હરી ગયા છે! મેઘાણીએ માત્ર એટલું જ કહ્યું: હું તો તમારો ટપાલી છું, વિદ્યા તો તમારી છે.

મેઘાણી એટલે સાક્ષાત્ સૌરાષ્ટ્ર. પચાસ વરસ સૌરાષ્ટ્રની ધરતી મેઘાણીના દેહરૂપે સૌની વચ્ચે વિહરીને પોતાના કેવાકેવા દૈયાધબકાર રેલાવી ગઈ! એ ભૂમિની પેઢીઓની સંચિત થયેલી વેદનાઓ અને યાતનાઓ, એનાં લાજાળ આંસુ, એની મૂંગી વીરતા, એનાં ઉન્મત્ત બલિદાન, એના ઢાલાઘેલા આતમખોજ-બધું મેઘાણીની વાણીના સ્પર્શથી સજીવન થઈ ને ગુજરાતી ભાષામાં અમરપદને પામ્યું.

ગાંધીજીને, મેઘાણીના મૃત્યુ પછી સાતમે મહિને જૂનાગઢપ્રકરણ પ્રસંગે, સૌરાષ્ટ્રમાંથી અનેક પત્રો મળતા ત્યારે એમનાં અંતેવાસી મનુબહેન ગાંધી ( જુઓ એમની ડાયરી : ' શિક્ષણ અને સાહિત્ય ' ફેબ્રુ ૧૯૫૨ ) કહે છે કે " કાઠિયાવાડથી આવેલા પત્રો પરથી બાપુજીએ ઝવેરચંદ મેઘાણીને કેટલીક વખત યાદ કર્યા " શ્રી મનુબહેન આગળના ગાંધીજીના ઉદ્ગારો નોંધતાપણે મેઘાણીના વ્યક્તિત્વનું મૂલ્યાંકન કરાવે છે : " કાઠિયાવાડને ઓળખવામાં કુનેહ જોઈએ... કાઠિયાવાડમાં ઇતિહાસ પડ્યો છે, નૂર પડ્યું છે ગામડાંઓમાં ગુણ, ભક્તિ અને નેકદિલી છે. પ્રજા ભોળી છે શહેરનો પવન ત્યાં ઘૂસ્યો છે છતાંય આ અજ્ઞાન પ્રજામાં કળા, સૌન્દર્ય, વગેરે ઘણું ભર્યું છે ગરજકીયતામાં પણ તેઓ બહુ કુશળ છે એ સાહિત્યની શોધખોળ પાછળ મેઘાણી ગાંડા હતા . જ્યારે આવું ડહોળાયેલું વાતાવરણ હોય ત્યારે મેઘાણી જેવા લોકસાહિત્યવીરો જો એ પ્રદેશોમાં હોય, તો આખું વાતાવરણ પલવારમાં પલટાવી નાખે. એ તો જેમ કૃષ્ણની બંસરીની સેવા અદ્ભુત છે અને કૃષ્ણ કરતા એ બંસરીના નાદે ગાયોનું ધણ કે ગોપીઓનું ટોળું કૃષ્ણની પાછળ જ હોય, તેમ સાહિત્યની બાબતમાં છે પરંતુ કમભાગ્યે આવા સાહિત્યકારની કિંમત અંકાતી જ નથી. આપણે તેમને સમજી જ નથી શકતા પરિણામે તેઓની જે ઝંખના હોય છે તે અધૂરી જ રહી જાય છે અને અકાળે આ દુનિયામાંથી અલોપ થઈ જાય છે."

મેઘાણી એમના સ્વભાવ પ્રમાણે ગુજરાતને પોતાને જે આપ્યું તેથી સંતોષ વ્યક્ત કરતા. પણ ઑલ ઇન્ડિયા રેડિયો એમનાં ગીતોનો ઉપયોગ ન કરી શક્યું, કોઈ વિદ્યાસંસ્થા રેકર્ડિંગ મશીનથી એમના 'કંઠમાં ૫૦૦ ગીતો' હતાં તે અને એમની રાગ બીજાઓનાં ગીતો ઉતરાવી લઈ શકી નહિ એ કાળપ હમેશ માટે ખટકયાં કરશે એક અમેરિકન વિદ્વાન તો બાકી રેકર્ડિંગ યંત્ર લઈને મેઘાણી પાસે ભાવનગર ગયા હતા. મેઘાણી પોતે યંત્ર મેળવવાની યોજના વિચારતા હતા. લોકસાહિત્યના સંશોધન કાર્ય માટે એ 'યુવાનોને સાદ' દેતા હતા. હવે તો નવીન પેઢીએ જ એ કરવાનું, અને એ રીતે મેઘાણીનું ઋણ ચૂકવવાનું, રહે છે.

પણ ગાંધીજીએ મેઘાણીની, ' કૃષ્ણની બંસરીની સેવા ' ની વાત કરી છે તેનો ભવિષ્યની પેઢીઓને શી રીતે ખ્યાલ આવશે? મેઘાણી જે મહાજનોના ખમીરથી પ્રભાઓ ધરાય છે તેમાંના એક હતા એનો એને શી રીતે અંદાજ આવશે? મેઘાણીના વાઙ્મયમાંથી લોકસાહિત્ય, નૈસ

અને કૌમારનાં થોડાંક સ્વતંત્ર ગીતો, ઐતિહાસિક મહત્ત્વનાં રાષ્ટ્રીય ગીતો, ચારેક વાર્તાઓ અને બેએક નવલકથાઓ બચશે (એથી વધુ કાળની ચાળણીમાંથી જવલ્લે જ કોઈનું બચી પણ શકે)– એટલા ઉપરથી ભાવિને, મેઘાણીમાં એમના અનેક સમકાલીનોને જે મહત્તાનો અનુભવ થયેલો તેનો, ભાગ્યે જ આંક મળશે. મેઘાણી મોટા ગજાના આદમી હતા. છાતી સિંહની હતી. આંતર-બાહ્ય ઝંઝાવાતો વચ્ચે ભીતરના આતશને એ જાળવી શક્યા–જીરવી શક્યા: જાહેરજીવનમાં ખોટી બાંધછોડ કર્યા વગર પોતાને સમજાયેલા સત્યને વળગીને અણનમ ઊભા રહ્યા. ધરતીનાં માણસો વચ્ચે, એમની લાલસા હતી તે રીતે, સામાન્ય માણસ તરીકે જીવી ગયા–અને ?–અસામાન્ય મધુરપ રેલાવી ગયા.

મેઘાણી જો મૂળ યોજના પ્રમાણે ખેતીને વળગી શક્યા હોત ! છેલ્લાં વરસોમાં વિદ્યાસંસ્થાઓ એમને લોકસાહિત્યની પીઠ સ્થાપવા નોતરતી, પણ કાઠિયાવાડની ધરતીમાં આવીને પાછો રોપાયો છું તો તેનાથી દૂર થવા હવે મન માનતુ નથી—કહીને સૌરાષ્ટ્ર છોડ્યું નહિ. છેલ્લા દિવસોમાં ભત્રીજાની સાથે વાડી કરવાની અને ત્યાં રહીને પ્રેસ, છાપું, પુસ્તકો વગેરે ચલાવવાની વાત પણ એ કરે છે. ખેતી પણ આપણા દેશમાં આ સમયમા એટલી સહેલી વાત નથી. પણ ખેતીને વળગવાનું મેઘાણીનું સ્વપ્નું ફળીભૂત થયું હોત તો...તો...આટલો ઘસારો એમને લાગ્યો ન હોત, કદાચ અકાળ અવસાન થયું ન હોત. મેઘાણીની જિંદગીનું છેલ્લુ કાર્ય ગાયને નીરણ નીર્યાનું છે એ એમની જીવનભરની એક એષણાને કેટલું અનુરૂપ છે !

'કૃષ્ણની બંસરીની સેવા' આપનાર એ 'લોકસાહિત્યવીર'ની–'કસુંબલ રંગ'ના ગાયકની–લાડીલી મૂર્તિ ગુજરાતને હૈયે ચિરકાલ માટે લાડભર્યું સ્થાન ભોગવશે.

જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં
પીધો કસુંબીનો રંગ;
ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ
ચોજ્યો કસુંબીનો રંગ.
વ્હાલી દિલદારાના પગની મેંદી પરથી
ચૂમ્યો કસુંબીનો રંગ;
ભક્તોના તંબુરથી ટપકેલો મસ્તીભર
ચાખ્યો કસુંબીનો રંગ.
રાજ મને લાગ્યો કસુંબીનો રંગ
લાગ્યો કસુંબીનો રંગ.*

અમદાવાદ : ફેબ્રુ૦ ૧૯૫૧, '૫૨

ઉમાશંકર જોષી

* બાળપણની અને બીજી કેટલીક માહિતી માટે સદ્ગતના મિત્ર શ્રી. ગુલાબરાય વખારિયાના લખાણની, અને કૉલેજજીવનની તેમ જ અન્ય ઘણી વિગતો માટે શ્રી. સુશીલભાઈ અને શ્રી. કપિલભાઈ ઠક્કરે તૈયાર કરેલા લખાણની મદદ લીધી છે. શ્રી. નિરંજન વર્મા અને શ્રી. જયમલ પરમાર કૃત 'ઝવેરચંદ મેઘાણી–સ્મરણાંજલિ' અને સદ્ગતનાં પોતાના લખાણોમાંથી પણ કીમતી સહાય મળી છે.—ઉ.

# સ્વ. મેઘાણીનું અક્ષરધન

સ્વ. ઝવેરચંદ મેઘાણીનાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકોની આ સૂચિ વિભાગ અને પ્રથમાવૃત્તિની ાલ પ્રમાણે આપી છે. અનેક પુસ્તકોની પાંચમી-સાતમી આવૃત્તિઓ થઈ છે.

### લોકકથા

૧. ડોશીમાની વાતો, ૧૯૨૩
૨. સૌરાષ્ટ્રની રસધાર (ભા. ૧) ૧૯૨૩
૩. ,, (ભા. ૨) ૧૯૨૪
૪. ,, (ભા. ૩)
૫. ,, (ભા ૪) ૧૯૨૭
૬. ,, (ભા. ૫) ૧૯૨૭
૭. કંકાવટી (ભાગ-૧) ૧૯૨૭
૮. દાદાજીની વાતો, ૧૯૨૭
૯. સોરઠી બહારવટિયા (ભાગ-૧) ૧૯૨૭
૧૦. સોરઠી બહારવટિયા (ભાગ-૨) ૧૯૨૮
૧૧. કંકાવટી (ભાગ-૨) ૧૯૨૮
૧૨. સોરઠી સંતો, ૧૯૨૮
૧૩. સોરઠી બહારવટિયા (ભાગ-૩) ૧૯૨૯
૧૪. સોરઠી ગીતકથાઓ, ૧૯૩૧
૧૫. પુરાતન જ્યોત, ૧૯૩૮
૧૬. 'રંગ છે બારોટ', ૧૯૪૫

### લોકગીત

૧૭. રઢિયાળી રાત (ભા.૧) ૧૯૨૫
૧૮. રઢિયાળી રાત (ભા. ૨) ૧૯૨૬
૧૯. રઢિયાળી રાત(ભા ૩) ૧૯૨૭
૨૦. ચૂંદડી (ભાગ-૧) ૧૯૨૮
૨૧. હાલરડાં, ૧૯૨૮
૨૨. ચૂંદડી (ભાગ-૨) ૧૯૨૯
૨૩. ઋતુગીતો, ૧૯૨૯
૨૪. રઢિયાળી રાત (ભા. ૪) ૧૯૪૨
૨૫. સોરઠી સંતવાણી, ૧૯૪૭
૨૬. સોરઠિયા દુહા, ૧૯૪૭

### પ્રવાસ

૨૭. સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં, ૧૯૨૮
૨૮. સોરઠને તીરે તીરે, ૧૯૩૩

### વિવેચન

૨૯. લોકસાહિત્ય, ૧૯૩૯
૩૦. લોકસાહિત્ય-પગદંડીનો પંથ, ૧૯૪૨

### વિવેચન

૩૧. ચારણો અને ચારણી સાહિત્ય, ૧૯૪૩
૩૨. ધરતીનું ધાવણ, ૧૯૪૪
૩૩. લોકસાહિત્યનું સમાલોચન, ૧૯૪૬

### ઇતિહાસ

૩૪. એશિયાનું કલંક, ૧૯૨૩
૩૫. હંગેરીનો તારણહાર, ૧૯૨૭
૩૬. મિસરનો મુક્તિસંગ્રામ, ૧૯૩૦
૩૭. સળગતું આયર્લેંડ, ૧૯૩૧
૩૮. ભારતનો મહાવીર પાડોશી, ૧૯૪૩
૩૯. ધ્વજ–મિલાપ, ૧૯૪૩

### જીવનકથા

૪૦. બે દેશદીપક, ૧૯૨૭
૪૧. ઠક્કરબાપા, ૧૯૩૯
૪૨. મરેલાંના રુધિર, ૧૯૪૨
૪૩. અકબરની યાદમાં, ૧૯૪૨
૪૪. આપણું ઘર, ૧૯૪૨
૪૫. પાંચ વર્ષના પંખીડાં, ૧૯૪૨
૪૬. આપણા ઘરની વધુ વાતો, ૧૯૪૨
૪૭. દયાનંદ સરસ્વતી, ૧૯૪૪

### નવલિકાઓ

૪૮. કુરબાનીની કથાઓ, ૧૯૨૨
૪૯. મેઘાણીની નવલિકાઓ (ભા. ૧), ૧૯૩૧
૫૦. દરિયાપારના બહારવટિયા, ૧૯૩૨
૫૧. જેલ-ઑફિસની બારી, ૧૯૩૪
૫૨. પ્રતિમાઓ, ૧૯૩૪
૫૩ મેઘાણીની નવલિકાઓ (ભા. ૨), ૧૯૩૫
૫૪. માણસાઇના દીવા, ૧૯૪૫
૫૫ વિલોપન, ૧૯૪૬
૫૬. પલકારા

### નાટક

૫૭. રાણો પ્રતાપ, ૧૯૨૩
૫૮. રાજારાણી, ૧૯૨૬
૫૯ શાહજહાં, ૧૯૨૭
૬૦. વંઠેલાં, ૧૯૩૪

### ગીતો–કાવ્યો

૬૧. વેણીનાં ફૂલ, ૧૯૨૮
૬૨ કિલ્લોલ, ૧૯૩૦
૬૩ યુગવંદના, ૧૯૩૫
૬૪. એકતારો, ૧૯૪૦
૬૫. બાપુના પારણાં, ૧૯૪૩
૬૬. રવીન્દ્ર–વીણા, ૧૯૪૪

### આત્મકથન

૬૭. પરકમ્મા, ૧૯૪૬
૬૮. છેલ્લુ પ્રયાણ, ૧૯૪૭
૬૯. લિ. સ્નેહાધીન ઝવેરચંદ (મેઘાણીના પત્રો), ૧૯૪૮

### નવલકથા

૭૦. સત્યની શોધમાં, ૧૯૩૨
૭૧. નિરંજન, ૧૯૩૬
૭૨. વસુંધરાનાં વહાલાં-દવલાં, ૧૯૩૭
૭૩. સોરઠ, તારાં વહેતાં પાણી, ૧૯૩૭
૭૪. સમરાંગણ, ૧૯૩૮
૭૫. અપરાધી, ૧૯૩૮
૭૬. વેવિશાળ, ૧૯૩૯
૭૭. રા'ગંગાજળિયો, ૧૯૩૯
૭૮. બીડેલાં દ્વાર, ૧૯૩૯
૭૯. ગુજરાતનો જય (ખંડ–૧), ૧૯૩૯
૮૦. તુલસીક્યારો, ૧૯૪૦
૮૧. ગુજરાતનો જય (ખંડ–૨), ૧૯૪૧
૮૨ પ્રભુ પધાર્યા, ૧૯૪૩
૮૩. કાળચક્ર (અધૂરી), ૧૯૪૭

### લેખસંગ્રહ

૮૪. વેરાનમાં, ૧૯૩૫
૮૫ પરિભ્રમણ (ભા. ૧), ૧૯૪૪
૮૬ સાંબેલાના સૂર, ૧૯૪૪
૮૭. પરિભ્રમણ (ભા. ૨), ૧૯૪૭
૮૮. પરિભ્રમણ (ભા. ૩), ૧૯૪૭

'આપણુ કાંધ લઇ ગઠરિયાં,
ઊપડ ધણીને દ્વાર!'

એ બાંધ્યુ છે મેં કવિ-સુરૈયાનું નિરાળું સ્વરૂપ. એનો અસબાબ એણે એની કાંધ પરજ ઉપાડવાનો હોય છે. એની કૂંપીઓમાં અર્કો-નિષ્કર્ષો ભર્યા છે. એની કવિતાની પોઠો કે કાફલા નથી ઠલવાતા. એના પ્રત્યેક શબ્દપૂંભડાની અવનિભરતી ફોરમને માટે માનવ-સંસારના ઊકળતા ચરૂમાં અજબમુખ પ્રાણ પરિતાપે બફાયા હોય છે. એણે જે સુગંધ નીચોવી છે તે કોટિ કોટિ જનહૈયાંના સંવેદનોમાથી નીપજેલ હોય છે.



## કાવ્યો





# કસુંબીનો રંગ

લાગ્યો કસુંબીનો રંગ
રાજ મને લાગ્યો કસુંબીનો રંગ.

જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં
પીધો કસુંબીનો રંગ;
ધોળા ધાવણ કેરી ધારાએ ધારાએ
પામ્યો કસુંબીનો રંગ—રાજ૦

બહેનીને કંઠે નીતરતા હાલરડાંમાં
ઘોળ્યો કસુંબીનો રંગ,
ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ
ચોળ્યો કસુંબીનો રંગ—રાજ૦

દુનિયાના વીરોનાં લીલા બલિદાનોમાં
ભભક્યો કસુંબીનો રંગ,
સાગરને પારે સ્વાધીનતાની કબરોમાં
મહેક્યો કસુંબીનો રંગ—રાજ૦

ભક્તોના તંબૂરથી ટપકેલો મસ્તીભર
ચાખ્યો કસુંબીનો રંગ;
વહાલી દિલદારાના પગની મેંદી પરથી
ચૂમ્યો કસુંબીનો રંગ—રાજ૦

નવલી દુનિયા કેરા સ્વપ્નોમાં કવિઓએ
ગાયો કસુંબીનો રંગ;
મુક્તિને ક્યારે નિજ રક્તો રેડણહારે
પાયો કસુંબીનો રંગ—રાજ૦

પીડિતની આંસુડાધારે હાહાકારે
રેલ્યો કસુંબીનો રંગ,

શહીદોના ધગધગતા નિ:શ્વાસે
સળગ્યો કસુંબીનો રંગ—રાજ૦

ધરતીનાં ભૂખ્યાં કંગાલોને ગાલે
છલકાયો કસુંબીનો રંગ,
બિસ્મિલ બેટાઓની માતાને ભાલે
મલકાયો કસુંબીનો રંગ—રાજ૦

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા રંગીલા હો!
પીજો કસુંબીનો રંગ,
દોરંગા દેખીને ડરિયા ટેકીલા હો!
લેજો કસુંબીનો રંગ!—રાજ૦

રાજ મને લાગ્યો કસુંબીનો રંગ.
લાગ્યો કસુંબીનો રંગ.

## શિવાજીનું હાલરડું

(ઢાળ 'પરભાતે સૂરજ ઊગિયો રે સીતા રામની જોવે વાટ'—એ લોકગીતનો)

આભમાં ઊગેલ ચાંદલો ને જીજીબાઈને આવ્યા બાળ,
બાળુડાને માત હીંચોળે
ધણણણ ડુંગરા બોલે!

શિવાજીને નીંદરું નાવે
માતા જીજીબાઈ ઝુલાવે.

પેટમાં પોઢીને સાંભળેલી બાળે રામ-લખમણની વાત,
માતાજીને મુખ જે દીથી
ઊડી એની ઊંઘ તે દીથી. —શિવાજીને૦

પોઢજો રે મારા બાળ! પોઢી લેજો પેટ ભરીને આજ,
કાલે કાળા જુદ્ધ ખેલાશે
સૂવાટાણું ક્યાંય ન રે'શે —શિવાજીને૦

ધાવજે રે મારા પેટ! ધાવી લેજે ખૂબ ધરાઈને આજ,
રે'શે નહિ રણઘેલુડા !
ખાવા મૂઠી ધાનની વેળા. —શિવાજીને૦

પે'રી-ઓઢી લેજે પાતળા રે! પીળાં લાલ પિરોજી ચીર,
કાયા તારી લોહીમાં ના'શે
ઢાંકણ તે દી ઢાલનું થાશે. —શિવાજીને૦

ઘૂઘરા, ધાવણી, પોપટલાકડી ફેરવી લેજે આજ,
તે દી તારે હાથ રે'વાની
રાતી બંબોળ ભવાની. —શિવાજીને૦

લાલ કંકુ કેરા ચાંદલા ને ભાલે તાણજે કેસર-આડય,
તે દી તો સિંદોરિયા થાપા
છાતી માથે ઝીલવા, બાપા! —શિવાજીને૦

આજ માતા ચોડે ચૂમીયું રે બાળા! ઝીલજે બેવડ ગાલ,
તે દી તારા મોઢડા માથે
ધૂંવાધાર તોપ મંડાશે. —શિવાજીને૦

આજ માતાજીની ગોદમાં રે તુંને હૂંફ આવે આઠ પો'ર,
તે દી કાળી મેઘલી રાતે
વાયુ ટાઢા મોતના વાશે —શિવાજીને૦

આજ માતા દેતી પાથરી રે કૂણાં ફૂલડાં કેરી સેજ,
તે દી તારી વીરપથારી
પાથરશે વીશ ભુજાળી. —શિવાજીને૦

આજ માતાજીને ખોળલે રે તારાં માથડાં ઝોલે જાય,
તે દી તારે શિર-ઓશીકાં
મેલાશે તીર-બંધૂકાં. —શિવાજીને૦

સૂઈ લેજે મારા કેસરી રે! તારી હિંદવાણું જોવે વાટ,
જાગી વે'લો આવ બાળુડા!
માને હાથ ભેટ બંધાવા. —શિવાજીને૦

જાગી વેગ્લો આવજે વીરા !
ટીલું માના લોહીનું લેવા ! ૪૦

શિવાજીને નીંદરું નાવે
માતા જીજીબાઈ ઝુલાવે.

બાળુડાને માત હીંચોળે
ઘણુંઘણું ડુંગરા બોલે. ૪૧

## તરુણોનું મનોરાજ્ય

(ઢાળ: ચારણી ટુંકજિયાનો)

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ.

આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે
વિશ્વભરના યુવાનોની આંખો અડે,
પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે,
ગરુડ શી પાંખ આતમ વિષે ઊઘડે.

કેસરિયા વાઘા કરી જોબન જુદ્ધ ચડે,
રોકણહારું કોણ છે ! કોનાં નેન રડે !

કોઈ પ્રિયજન તણાં નેન રડશો નહિ !
યુદ્ધ ચડતાને અપશુકન ધરશો નહિ !
કેસરી વીરના કોડ હરશો નહિ !
મત્ત યૌવન તણી ગોત કરશો નહિ !

રંગરગિયાં રેડિયાં ઘણું, પડિયાં બહુને પાય,
લાતો ખાધી, લથડિયાં, એ દિન આવ્યા જાય.

લાત ખાવા તણા દિન હવે ચાલિયા,
દર્પભર ડગ દઈ યુવકદળ હાલિયાં,

માગવી આજ મેલી અવરની દયા,
વિશ્વસમરાંગણે તરણદિન આવિયા.

અણદીઠાને દેખવા, અણતગ લેવા તાગ,
સતની સીમો લોપવા, જોબન માંડે જાગ. ૨૦

લોપવી સીમ, અણદીઠને દેખવું,
તાગવો અતલ દરિયાવ, તળિયે જવું,
ઘૂમવાં દિગ્દિગંતે, શૂળી પર સૂવું
આજ યૌવન ચહે એહવિધ જીવવું. ૨૪

## મોતનાં કંકુ-ઘોળણ

કંકુ ઘોળજો જી કે કેસર રોળજો !
પીઠી ચોળજો જી કે માથાં ઓળજો

ઘોળજો કંકુ આજ યોદ્ધા રંગભીને અવસરે,
રોપાય મંડપ મોતના ગુર્જરી કેરે ઘરઘરે;
મીંઢોળબંધા તજી માયા, સજી આયુધ નીસરે,
હરખાવ પ્રિયજન, ગાવ ગુણીજન, દાવદુશ્મન થરથરે. ૧

જોદ્ધા જાગિયા જી કે કાયર ભાગિયા,
ડંકા વાગિયા જી કે હાકા લાગિયા;

લાગિયા હોહોકાર રણલલકાર ઘરઘર બારણે,
કંકુ લગાવત પ્રિયા, બ્હેની લળે વીરને વારણે;
સહુ સાથ લડશે, પછી રડશે કોણ કોને કારણે !
રિપુઓને આંગણ સંગ-પોઢણ પામવા દિલ રણઝણે ૨

માંડયાં કારમાં જી કે જુદ્ધ જગે નવાં,
ના ના મારવા જી કે શીશ સમર્પવા;
કારમાં રણ ખાંડા વિનાનાં ખેલવા હાકલ પડી,
હુલ્લસિત હૈયે ઘાવ તાતા ઝીલવા સેના ચડી;

છો હજુ ધાતી, રખે થાતી રોષ-રાતી આંખડી,
ગુર્જરી ! તારાં જુદ્ધ નવલાં ન્યાળવા આલમ ખડી.

ગુર્જર ઘેલડી જી કે ઓ અલબેલડી !
સમરાંગણુ ચડી જી કે તું ન હતી લડી !

ન હતાં લડયાં, તારાં બીચારાં બાળ ગભરુ ઘેલડાં,
હર વરસ હોરી–ખેલ રસબસ રમન્તાં તુજ છેલડાં !
આવિયો ફાગણુ આજ ભીષણુ, ખેલજો રે ફૂલ-દડા !
મોતની ઝારી રક્ત-પિચકારી ભરી રિપુદળ ખડાં.

રાજ વસંતનાં જી કે વાહ વધામણાં !
ગાઓ ગાવણાં જી કે જુદ્ધ જગાવણાં !

ગાઓ બજાવો, જુદ્ધ જગવો, વાહ ઘોર વધામણાં !
ગુર્જરી તારે મધુવને ગહેકે મયૂરો મરણના;
મધમધે જોબન, પ્રાણે થનગન, લાગી લગન, સહાય ના,
પ્રગટે હુતાશન, ભીતિનાશન, ખમા વીર ! ખમા ! ખમા !

## ઝંખના

(રાગ : મારા કેસરભીના કંથ હો—એ માહનો)

મારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય,
મારી આતમ-જ્યોતના દીવડા ઝમૂકી ઝમૂકી ઝંખવાય.

ઝંપે જરી રોતાં લોચનિયાં ત્યાં
ઝબકીને જાગી જવાય;
આઘે આઘે આછા યુગનર કેરા
પડછાયા પથરાય રે
મહાવીર દૂરે દરશાય—મારી૦

આભ લગી એનાં મસ્તક ઊંચાં ને
પગ અડના પાતાળ;

જુગજુગના જેણે કાળ વલોવ્યા ને
ડોલાવી ડુંગરમાળ રે
ફોડી જીવનરૂંધણ પાળ—મારી૰

ટપકા દેતી દમતી રતી એ
ઝળહળતી ચાલી જાય,
સ્વપ્ન સરે, મારે કાન પડે
મારા દેશની ઊંડેરી હાય રે
એનાં બંધન ક્યારે કપાય—મારી૰

ઘનઘન અંધારાં વીંધણહારો
જાગે ન કો ભડવીર;
ડરતાં ડરતાં ડગલાં ભરતાં આ તો
વામન સરખાં શરીર રે
અણુભીંજલ ઊભાં છે તીર—મારી૰

જરીક જરીક ડગ માંડતાં મારી
જનનીને ના વળે જંપ;
આવો વિપ્લવ ! આવો જ્વાળામુખી !
આવો રૂડા ભૂમિકમ્પ રે
દો જીર્ણતા-દારુણ થંભ—મારી૰

## તલવારનો વારસદાર

(ઢાળ : રોના લીધા મારા શ્યામ અબોલડા શાને લીધા રે !)

ભેટચે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટે ઝૂલે રે.

ભીંતે ઝૂલે છે તલવાર
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે.

મારા બાપુને બ્હેન ! બે બે કુંવરિયા
બે વચ્ચે પાડયા છે ભાગ:

[1]હાંરે બેની ! બે વચ્ચે પાડયા છે ભાગ
વીરાજી કેરી ભેટે ઝૂલે રે.

મોટે માગી છે મો'લ મહેલાતો વાડીઓ
નાને માગી છે તલવાર
હાં રે બેની ! નાને માગી છે તલવાર—વીરાજી૦

મોટો મહાલે છે મોગલ-મેડીની સાયબી
નાનો ખેલે છે શિકાર—વીરાજી૦

મોટો ચડિયો છે કાંઈ હાથી-અંબાડીએ
નાનેરો ઘોડે અસવાર—વીરાજી૦

મોટો કાઢે છે રોજ કાવા-કસૂંબલા
નાનેરો ઘૂમે ધમસાણુ—વીરાજી૦

મોટો પોઢે છે લાલ રંગીલે ઢોલિયે
નાનો ડુંગરડાની ધાર—વીરાજી૦

મોટો મઢાવે વેઢ વીંટી ને હારલા
નાનો સજાવે તલવાર—વીરાજી૦

મોટાને મોહે હીર-જરિયાની આંગડી
નાનાને ગેંડાની ઢાલ—વીરાજી૦

મોટો સંતાય સુણી શત્રુના રીડિયા
નાનેરો દે છે પડકાર—વીરાજી૦

મોટો લાગ્યો છે મેન શત્રુનાં ભાળતાં
નાનેરો [2]ઝીંકે છે ઘાવ—વીરાજી૦

મોટો ઝાલ્યો છે પાય શત્રુના પૂજતો
નાનેરો સૂતો મગ્રામ—વીરાજી૦

---

૧ બધી કડીઓમાં બીજી-ત્રીજી વાર આ રીતે ગવાશે તો રાસડો ચગાવી શકાશે
૨ બીજો પાઠ: ઝીલે છે પાન.

મોટે રે માડી ! તારી કૂખો લજાવી
નાને ઉજાળ્યા અવતાર—વીરાજી૦

મોટાનાં મોત ચાર ડાઘુડે જાણિયાં
નાનાની ખાંભી પુજાય—વીરાજી૦

ભેટ્યે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટે ઝૂલે રે !

ભીંતે ઝૂલે છે તલવાર
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે !

## પ્રતિજ્ઞાપાલન

સાબદા રાજે અજમેરિયા !

અજમેરગઢને ઊંચે તોરણિયે
પડી રે નગારાંની ધોંશ :
સાબદા રાજે અજમેરિયા !

અજમેરગઢને ગોખેથી દૂમરાજ
પાડે હાકલ ગઢપાળ :
સાબદા રાજે અજમેરિયા !

આવે છે જાંગલા, આવે મરાઠડા,
આવે લૂંટારુઓની ફોજ,
સાબદા રાજે અજમેરિયા !

૨

વેળા બપોરની, ભાખર જુવારની
શેકે છે જણુ જણુ જુદા;
અજમેરગઢને ગોખેથી વરતાય
ધૂળના ડમ્મર ધૂધા

ખાધા વગર ખડા થાય
ભૂખને ભૂલ્યા અજમેરિયા !

બખતર પાખર ભિડાય
શિરપેચ ઝૂલ્યા અજમેરિયા !

૩

'ખાંડાંના કુંડ આજ ખાંત્યું રાખીને ભાઈ,
'એવા પ્રગટાવજો આછા,
'કૂદાં બનીને માંઈ મહાલે મરેઠડા,
'જાય નહિ એકોય પાછા !'

ભડકા આભે ભળાય
સિંધીઓ આવે અજમેરિયા !

ઓરા ને ઓરા કળાય,
સાબદા થાજો અજમેરિયા !

૪

એ કોણ આવે તાતો ઉતાવળો
અસવાર સાંઢિયાવાળો !
મારવાડ દેશથી માર માર કરતો
આવ્યો કાસદિયો કાળો.

હથિયાર છોડો રે ભાઈ !
દુમરાજ યોદ્ધો અમીરિયા !
ઠાકર કેરી દુહાઈ,
ચાકર યોદ્ધો અજમેરિયા !

૫

જોધાણનાથનો કાગળ વંચાય ને
દુમરાજ નેણુલાં દાઝે:
'સિંધીઆને સોંપજો અજમેર સોપટ,
'વિણ ટંટે હોબાળે;

'એળી ફિરંગીતી ફોજ
'સિંધીઓ લાવે અજમેરિયા !
'ઈ છે સમદર, તમે હોજ,
'કર નહિ ફાવે અજમેરિયા !'

૬

એક કોર દૂમરાજ! ઠાકરની આજ્ઞા,
એક કોર વીરનો ધરમ;
બેની વચાળે ભીંસાણો ભાઈ તું !
વીંધાણા ભાયલા મરમ

લાખેણી પલ પલ જાય
ડુંગરા લાગે અજમેરિયા !
ગૌધેન ચરતાં દેખાય,
પાવા વાગે અજમેરિયા.
હૈયામાં ધકધક થાય
ધમસાણ જાગે અજમેરિયા !

૭

અજમેરગઢ મને આપ્યો તે દિન મેં
મનસું પણ લીધેલાં—
શત્રુને હાથ ગઢ સોંપી દઈશ પછી
પ્રાણ મુજ પડશે પેગલા.

જીવનનાં પણ નહિ જાય ?
(તો)સામ-ધર્મ જાશે અજમેરિયા ?
બેમાંથી એક પણ જાય,
(તો) પ્રાણ કેમ રે'શે અજમેરિયા ?

૮

અજમેરગઢની સેના શરમભરી
રોપભરી રણસાજ છાંડે,

આગે કદમ : દરિયાવની છાતી પરે;
નિર્જળ રણે, ગાઢાં અરણ્યે, ડુંગરે;
પંથે ભલે ઘન ઘૂઘવે કે લૂ ઝરે,
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

રહેશે અધૂરી વાટ, ભાતાં ખૂટશે;
પડશે ગળામાં શોષ, શક્તિ તૂટશે;
રસ્તે જતાં ડૂકી જવાથી શું થશે?
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

આવે ન આવે સાથીઓ સાથે છતાં,
ધિક્કાર, બદનામી, બૂરાઈ વેઠતાં,
વૈરીજનોનાં વૈર હૈયે ભેટતાં
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

ક્યાં ઊભશો? નીચે તપે છે પથ્થરો,
બાહેર શીતળ, ભીતરે લાવા ભર્યો,
અંગાર ઉપર ફૂલડાં શીદ પાથરો?
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

આ તો બધા છેલ્લા પછાડા પાપના;
હોશે ખતમ: જો ભાઈ! ઝાઝી વાર ના.
પૂરી થશે તારીય જીવનયાતના;
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

જ્વાલામુખીના શૃંગ ઉપર જીવવા
તેં આદરી પ્યારી સફર, ઓ નૌજવાં!
માતા તણે મુક્તિકદંબે ઝૂલવા
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

આગે કદમ! આગે કદમ! આગે કદમ!
યારો! ફનાના પંથ પર આગે કદમ!

## છેલ્લી પ્રાર્થના

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંનાં રુધિર ને જીવતાંનાં આંસુડાંઓ :
સમર્પણ એ સહુ તારે કદમ પ્યારા પ્રભુ ઓ !

અમારા યજ્ઞનો છેલ્લો બલિ : આમીન કે'જે !
ગુમાવેલી અમે સ્વાધીનતા તું ફેર દેજે !
વધારે મૂલ લેવાં હોય તોયે માગી લેજે !
અમારા આખરી સંગ્રામમાં સાથે જ રે'જે !

પ્રભુજી ! પેખજે આ છે અમારું યુદ્ધ છેલ્લું,
બતાવો હોય જો કારણ અમારું લેશ મેલું.
–અમારાં આંસુડાં ને લોહીની ધારે ધુવેલું–
દુવા માગી રહ્યું જો સૈન્ય અમ તત્પર ઊભેલું.

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે;
જીવે મા માવડી એ કાજ મરવાની ઘડી છે,
ફિકર શી જ્યાં લગી તારી અમો પર આંખડી છે !

જુઓ આ તાત ! ખુલ્લાં મૂકિયાં અંતર અમારાં,
જુઓ હર જખ્મથી ઝરતી હજારો રક્તધારા,
જુઓ છાના જલે અન્યાયના અગ્નિ-ધખારા :
સમર્પણ હો, સમર્પણ હો તને એ સર્વ પ્યારા !

ભલે હો રાત કાળી, આપ દીવો લૈ ઊભા જો !
ભલે રણમાં પથારી, આપ છેલ્લાં નીર પાજો !
લડન્તાને મહા રણખંજરીના ઘોષ ગાજો !
મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો !

તૂટે છે આભ-ઊંચા આપણા આશા-મિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારા;
સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં લગી મુક્તિ-કિનારા. ૨૮

## છેલ્લો કટોરો

[ ગોળમેજી પરિષદમાં જતી વેળા ]

છેલ્લો કટોરો ઝેરનો આ : પી જજો બાપુ !
સાગર પીનારા ! અંજલિ નવ ઢોળજો બાપુ !

અણખૂટ વિશ્વાસે વધ્યું જીવન તમારું :
ધૂર્તો દગલબાજો થકી પડીયું પનારું :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું :
આ આખરી ઓશીકડે શિર સોંપવું, બાપુ !
કાપે ભલે ગર્દન : રિપુ-મન માપવું, બાપુ !

સુર-અસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ ! કોણ પીશે ઝેર દોણે ?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમલ ! જાઓ રે બાપુ !

કહેશે જગત્ જોગી તણા શું જોગ ખૂટ્યા ?
દરિયા ગયા શોષાઇ ? શું ઘન નીર ખૂટ્યાં ?
શું આભ સૂરજ-ચંદ્રમાનાં તેલ ખૂટ્યાં ?
દેખી અમારાં દુઃખ નવ અટકી જજો, બાપુ !
સહિયું ઘણું, સહીશું વધુ : નવ થડકજો, બાપુ !

ચાબૂક, જપ્તી, દંડ, ડંડા-મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા-ઘણા છંટકાવ ગોળીબારના,

એ તો બધાંય જરી ગયાં, કોઠે પડયાં, બાપુ !
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડયાં, બાપુ !

શું થયુ–ત્યાંથી ઢીંગલુ લાવો ન લાવો :
ઓસા દઈશું, ભલે ખાલી હાથ આવો !
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.

દુનિયા તણે મોંએ જરી જઈ આવજે, બાપુ !
હમદર્દીના સંદેશડા દઈ આવજે, બાપુ !

જગ મારશે મેણું : ન આવ્યો આત્મજ્ઞાની !
નાગ્યો ગુમાની પોલ પોતાની પિછાની !
જગપ્રેમી જોયો ! દાઝ દુનિયાની ન જાણી !

આજાર માનવ–જાત આકુલ થઈ રહી, બાપુ !
તારી તબીબી કાજ એ તલખી રહી, બાપુ !

જા બાપ ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને.

ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ !
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ !
ચાલ્યો જજે ! તુજ ભોમિયો ભગવાન છે, બાપુ !
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ !

## ફૂલમાળ

[ ઢાળ– તોળી રાણી ! તમે રે ચંપો ને અમે કેળ
એકી એ ક્યારે રોપિયાં હો જી. ]

વીરા મારા ! પંચ રે સિંધુને સ્મશાન
રોપાણાં ત્રણ રૂખડાં હો જી,
વીરા ! એની ડાળિયું અડી આસમાન
મુગતિનાં ઝરે ફૂલડાં હો જી.

વીરા ! તારાં ફૂલ રે સરીખડાં શરીર,
ઇંધણ તોય ઓછાં પડયાં હો જી,
મારા ! સતલજ નદીને તીર
પિંજર પૂરાં નો બળ્યાં હો જી.

વીરા ! તારી ચિતામાં ધખધખતી વરાળ
નવ નવ ખંડે લાગિયું હો જી,
વીરા ! તારી નહિ રે જંપે પ્રાણઝાળ
હારેલી ભલે ટાઢિયું હો જી.

વીરા ! તારા પંથડા વિજન ને અઘોર,
ઓરાણો તું તો આગમાં હો જી,
વીરા ! તારાં વસમાં જિગરનાં જોર,
લાડકડા ! ખમા ખમા હો જી.

વીરા ! તારે મુખડલે માતાજી કેરાં દૂધ
ધાવેલાં હજી ફોરતાં હો જી,
વીરા ! એવી બાળુડી ઉંમરમાં ભભૂત
જાણ્યું તેં જોગી, ચોળતાં હો જી.

વીરા ! તારા ગગને ઊછળતા ઉલ્લાસ
દુનિયાથી દૂરે દોડવા હો જી,
વીરા ! તારે અચળ હતા વિશવાસ
જનમીને ફરી આવવા હો જી.

વીરા ! તારે નો'તા રે દોખી ને નો'તા દાવ
તરસ્યોયે નો'તો રક્તનો હો જી,
વીરા ! તારી છાતીએ છલ્યો ભવ્ય ભાવ,
માભૂમિ કેરા ભક્તનો હો જી,

વીરા ! એ તો ફાંસી રે નહિ, ફૂલમાળ:
પે'રીને પળ્યો પોંખણે હો જી.
વીરા ! તારું વદન હસે ઉજમાળ
સ્વાધીનતાને તોરણે હો જી.

## કોઈનો લાડકવાયો

મરાઠી સાખીનો ઢાળ

રક્ત ટપકતી મો મો ઝોળી સમરાંગણથી આવે,
કેસરવરણી સમર-સેવિકા કોમલ સેજ બિછાવે,
ઘાયલ મરતા મરતા રે
માતની આઝાદી ગાવે.

કો'ની વનિતા, કો'ની માતા, ભગિની ટોળે વળતી,
શોણિતભીના પતિ સુત વીરની રણશય્યા પર લળતી,
મુખથી ખમા ખમા કરતી,
માથે કર મીઠો ધરતી.

થોકે થોકે લોક ઊમટતા રણજોદ્ધા જોવાને,
શાહબાશીના શબ્દ બોલતા પ્રત્યેકની પિછાને,
નિજ ગૌરવ કેરે ગાને
જખમી જન જાગે અભિમાને.

સહુ સૈનિકનાં વહાલાં જનનો મળિયો જ્યાં સુખમેળો,
છેવાડો ને એકલવાયો અબોલ એક સૂતેલો,
અણપૂછ્યો અણપ્રીછેલો
કોઈનો અજાણ લાડીલો.

એનું શિર ખોળામાં લેવા કોઈ જનેતા નાવી,
એને સીંચણ તેલ-કચોળાં નવ કોઈ બ્હેની લાવી,
કોઈના લાડકવાયાની
ન કોઈએ ખબરે પુછાવી.

ભાલે એને બચીઓ ભરતી લટો સુંવાળી સરતી,
સનમુખ ઝીલ્યા ઘાવો મહીંથી ટપ ટપ છાતી ચૂતી,
કોઈના લાડકવાયાની
આંખડી અમૃત નીતરતી.

કોઈના એ લાડકવાયાનાં લોચન લોલ બિડાયાં,
આખરની સ્મૃતિનાં બે આંસુ કપોલ પર ઠેરાયાં,
આતમ-દીપક ઓલાયા
ઓષ્ઠનાં ગુલાબ કરમાયાં.

કોઈના એ લાડકડા પાસે હળવે પગ સંચરજો,
હળવે એના હૈયા ઉપર કર-જોડામણ કરજો,
પાસે ધૂપસળી ધરજો,
કાનમાં પ્રભુપદ ઉચ્ચરજો !

વીખરેલી એ લાડકડાની સમારજો લટ ધીરે,
એને ઓષ્ઠ કપોલે ભાલે ધરજો ચુંબન ધીરે,
સહુ માતા ને ભગિની રે !
ગોદ લેજો ધીરે ધીરે !

વાંકડિયાં એ ઝુલફાંની મગરૂબ હશે કો' માતા,
એ ગાલોની સુધા પીનારા હોઠ હશે બે રાતા,
રે ! તમ ચુંબન ચોડાતાં
પામશે લાડકડો શાતા.

એ લાડકડાની પ્રતિમાનાં છાનાં પૂજન કરતી,
એની રક્ષા કાજ અહરનિશ પ્રભુને પાયે પડતી,
ઉરની એકાન્તે રડતી
વિજોગણ હશે દિનો ગણતી.

કંકાવટીએ આંસુ ઘોળી છેલ્લું તિલક કરંતા,
એને કંઠ વીંટાયા હોશે કર બે કંકણવંતા,
વસમાં વળામણાં દેતા,
બાથ બીડી બે પળ લેતા.

એની કૂચકદમ જોતી અભિમાનભરી મલકાતી,
જોતી એની રુધિર-છલકતી ગજગજ પહોળી છાતી,
અધબીડયાં બારણિયાંથી
રડી કો' હશે આંખ રાતી.

એવી કોઈ પ્રિયાનો પ્રીતમ આજ ચિતા પર પોઢે,
એકલડો ને અણબૂઝેલો અગન-પિછોડી ઓઢે,
કોઈના લાડકવાયાને
ચૂમે પાવક-જ્વાલા મોઢે.

એની ભસ્માંકિત ભૂમિ પર ચણજો આરસ-ખાંભી,
એ પથ્થર પર કોતરશો નવ કોઈ કવિતા લાંબી,
લખજો : 'ખાક પડી આંહીં
કોઈના લાડકવાયાની.'

## કાલ જાગે !

જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બલ અશક્ત !
ઈન્સારી તખ્ત પર કરાલ કાલ જાગે,
ભેદો સહુ રૂઢિબંધ, આંખો ખોલો રે અંધ,
નૌતમ દુનિયાનો સ્વર્ણ-સૂર્યોદય લાગે;
પૃથ્વીના જીર્ણ પાય આંસુડે સાફ થાય,
રક્તે ધોવાય, જાલિમોનાં દળ ભાગે;
જાગો જુગના ગુલામ ! દેખાયે દિવ્ય ધામ,
ઈન્સારી તખ્ત પર કરાલ કાલ જાગે.
દેવા દુષ્ટોને દંડ ઘોર કાલ જાગે.

નવ જોઈએ ધર્મપાલ, સ્વર્ગાસનધર કૃપાલ,
પશુના ગોવાલસમ નિયંતા નવ જોઈએ;
માનવસંતાન સર્વ, મોડી ગર્વીના ગર્વ,
મુક્તિને પર્વ મેળ મનના મેળવીએ;
લૂંટણહારાની લૂંટ, લેશું આ વાર ઝૂંટ,
ફૂટ ફૂટ બેડી લોક-પ્રાણ કેદ ત્યાગે,
જાગો રે જનસમાજ, અરિને કરવા અવાજ,
ઈન્સારી તખ્ત પર કરાલ કાલ જાગે.
દેવા પાપીને દંડ ઘોર કાલ જાગે.

સત્તા-નિયમોના જાલ, ધારા કેરી ચુંગાલ,
ભોળાં કંગાલ કાજ ફાંસલા પસારે,
ધનિકો મહાલંત મુક્ત, ગરીબોનાં લાલ રક્ત
સત્તાના ભક્ત આજ શોષે કરભારે;
બહુ દિન દાસત્વ સહ્યાં, જીવન નિર્વીર્ય થયાં,
બંધુત્વે વહ્યા પ્રાણ નવરચના માગે,
જાગો જાગો ગુલામ ! આવી પહોંચ્યા મુકામ,
ઈન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે.
દેવા ઘાતીને દંડ ઘોર કાલ જાગે.

પૃથ્વી પર રાજ કોનાં ? સાચાં શ્રમજીવીઓનાં,
ખેડુનાં, ખાણિયાનાં, ઉદ્યમવંતોનાં;
રક્તપાન પી પીને પેંગલવાન
બનતા ધનવાન જ્ઞાનવાન તેનું સ્થલ ના.
ગર્વોન્નત ગરુડ બાજ, ભક્ષક એ પંખીરાજ !
તમ બ્હોળો સૂર્ય કાલ તપતું નહિ ત્યાગે:
જાગો શ્રમજીવી લોક ! ત્યાગો તંદ્રા ને શોક,
પૃથ્વીના પાટ પર કરાલ કાલ જાગે.

## કવિ, તને કેમ ગમે ?

ધરતીને પટે પગલે પગલે
મૂઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે.
અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે,
ત્યારે હાય રે હાય કવિ ! તને પૃથ્વી ને પાણી તણાં શેણે ગીત ગમે !

લથડી લથડી ડગલાં ભરતી,
લાખો નાર ગલીગલીએ ફરતી,
સારી રાત ભૂખે મજૂરી કરતી;
મારાં બાળ પરોઢિયે જાગીને માગશે ભાત વિચારી એ દેહ દમે,
ત્યારે હાય રે હાય કવિ ! તને સંધ્યા ને તારકનાં શેણે ગીત ગમે !

મન ! છોડ નિહાળવા તારલિયા,
કાળાં કેદખાનાં કેરા જો સળિયા,
એનાં ક્રંદન શું નથી સાંભળિયાં ?

એની ભીતર મૌન 'એકાકી રિબાઈ રિબાઈ હજારોના પ્રાણ શમે,
ત્યારે હાય રે હાય કવિ ! તુંને સાગરતીર કેરાં શેણે ગીત ગમે !

મહ, ાગ ન મૃત્યુના સાગરમાં,
લાખો ચીસ-નિઃસાસભર્યાં જગમાં,
મિતમે સળગંત ધરા-તલમાં,

રસ-સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સુનેરી ભૂખ્યાં જનને,
ત્યારે હાય રે હાય કવિ ! તુંને શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે !

દિનરાત જેઓની 'નમેનસમાં
પડે ઘોષ ભયંકર યંત્ર તણા,
પીએ ઝેરી હવા જે દમેદમમાં,

એને શાયર શું ! કવિતા શુ ! ફૂલો અને તારલિયામાં એ કેમ રમે !
ત્યારે હાય રે હાય કવિ ! તુંને કૃષ્ણ-કનૈયાની બંસરી કેમ ગમે !

સારા વિશ્વની જે દી ક્ષુધા શમશે,
ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિજનને જડશે,

કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને,
તારાં કૂજન આજ જલાવી દે પ્રાણ ! રે દંભ ગાવા તને કેમ ગમે !

## ઘણ રે બોલે ને

ઢાળ–ભજનનો

ઘણ રે બોલે ને એરણ સાંભળે હો જી.
બંધુડો બોલે ને બેનડ સાંભળે હો જી.
એ જી સાંભળે વેદનાની વાત,
વેણે રે વેણે હો સત-ફૂલડાં ઝરે હો જી.

બહુ દિન ઘડી રે તલવાર,
ઘડી કાંઈ તોપું ને મનવાર,
પાંચ-સાત શૂરાના જયકાર
કાજ ખૂબ ખેલાણા સંહાર
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

પોકારે પૃથ્વીના કણ કણ કારમા હો જી.
પોકારે પાણીડાં પારાવારનાં હો જી.

જળ-થળ પોકારે થરથરી:
કબરુંની જગ્યા રહી નવ જરી,
લીસોલીસ ખાંભીયું ખૂબ ભરી
હાય તોય તોપું રહી નવ ચરી
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

ભઠીયું જલે રે બળતા પો'રની હો જી.
ધમણ્યું ધમે રે ધખતા પો'રની હો જી.

ખન ખન અંગારે ઓરાણા,
કસબી ને કારીગર ભરખાણા,
ક્રોડ નર જીવંતા બફાણા,
તોય પૂરા રોટા નવ શેકાણા
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

હથોડા પડે રે આજ જેના હાથના હો જી.
તનડાં તૂટે રે આજ જેની કાયનાં હો જી.
સોઈ નર હારીને આજ ઊભો,
ઘટડામાં ઘડે એક મનસૂબો:
બાળ મારાં માગે અન્ન કેરી દેગ;
દેવે કોણ, દાતરડું કે તેગ?
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦

આજુથી નવેલાં ઘડતર માંડવાં હો જી.
ખડગ-ખાંડાંને કણ કણ ખાંડવાં હો જી.

ખાંડી ખાંડી ઘડો હળ કેરા સાજ !
ઝીણી રૂડી દાતરડીનાં રાજ
આજ ખંડખંડમાં મંડાય,
એણી પેરે આપણ તેડાં થાય
હો એરણ બેની—ઘણ રે બોલે નેo

ઘડો હો બાળક કેરાં ઘોડિયાં હો જી.
ઘડો હો વિયાતલ નારના ઢોલિયા હો જી.

ભાઈ મારા ! ગાળીને તોપગોળા
ઘડો સુઇ મોચીના સંચ બોગ્ળા:
ઘડો શંક રેંટુડાની આરો,
ઘડો દેવ—તંબૂરાના તારો
હો એરણ બેની—ઘણ રે બોલે નેo

ભાંગો હો ભાંગો હો રથ રણજોધના હો જી.
પાવળડાં ઘડો હો છોરુડાંનાં દૂધનાં હો જી.

ભાઈ મારા લુવારી ! ભડ રે'જે,
આજ છેલ્લી વેળાના ઘાવ દેજે,
ઘાએ ઘાએ સંભાયેં ઘટડામાં
કોડ કોડ શોષિતો દુનિયાનાં
હો એરણ બેની—ઘણ રે બોલે નેo

## દીઠી સાંતાલની નારી

દીઠી સાંતાલની નારી રે આજ દીઠી સાંતાલની નારી; ‘
શીમુળના ઝાડ હેઠ જાતી ને આવતી દીઠી સાંતાલની નારી.

માથે મોડેલ છે માટીની સૂંડલી :
માટીલા હાથમાં થોડી થોડી બંગડી :
પાતળિયા દેહ પરે વીંટેલી ચૂંદડી :
કાયાની કાંબડી કાળી.

કેસૂડા રંગના ભડકા લહેરાવતી લાલ લાલ કોરની સાડી;
શીમુળના ઝાડ હેઠ સંધ્યકારે ચાલતી દીઠી સાંતાલની નારી.

આષાઢી મેઘ અને થોડી શી વીજળી
લઈને બેઠેલ હશે બ્રહ્મા :
ભૂલકણા દેવ, તમે પંખીડું વીસરી
ઘડી કેમ માનવની કન્યા !

પાંખોની જોડ એના હૈયામાં સંઘરી સરજી સાંતાલની નારી.
ઊડું ઊડું હીંડતી હલકે વિદ્યાધરી : દીઠી સાંતાલની નારી.

દખણાદા વાયરાની કો'ક કો'ક લેરખી
વહી જતી શીતને ધપાવે;
સૂકેલાં પાંદ અને ધૂળ તણી આંધીઓ
મ રુ તો ની મો જ ને ચ ગા વે.

શાળાનો ઘંટ થાય, દૂર દૂર વહી જાય પાવા બજાવતી ગાડી;
એવા પરભાતને પો'રે મેં એક દી દીઠી સાંતાલની નારી.

પેલું બંધાય મારું માટીનું ખોરડું
શીતળ નાજુક ને સુંવાળું;
મે'લને ઝરૂખે હું બેસીને કોડભર્યો
મજૂરોની મેદિની નિહાળું.

કડિયાની હાક પડે, હડીઓ ત્યાં કાઢતી દીઠી સાંતાલની નારી;
ધગધગતી માટીની સૂંડલીઓ સારતી દીઠી સાંતાલની નારી.

પો'રને બપોર એની થળથળતી દેહના
કરતી'તી રોજ રોજ ફૂંદા :
કવિની કુટિર તણાં ભીંતડાંને કારણે
ખેંચે એ ધૂળ તણા લૂંદા :

લાજી લાજીને મારાં લોચન બિડાય છે : દીઠી સાંતાલની નારી;
ધિક્કારે આત્માના દીપક ઝંખાય છે : દીઠી સાંતાલની નારી.

પ્રિયજનની સેવાને કારણિયે સરજેલી
નારીની પુણ્યવતી કાયા;
એ રે કાયાનાં આજ દુનિયાના ચોકમાં
સોંઘેરાં હાટડાં મંડાયાં.

ચાર-આઠ ત્રાંબિયાની રોકડ આપીને મેં લૂંટી સાંતાલની નારી;
દીઠી સાંતાલની નારી કે આજ દીઠી સાંતાલની નારી.

## ફાગણ આયો!

ફાગણ આયો ફાગણ આયો ફાગણ આયો રે
ઋતુઓ કેરો રાજન આયો, ફાગણ આયો રે.

ફૂલડે છાયો : રંગ સુહાયો :
'મલયાનિલની ફોરમ વાયો :'
જૂઠેજૂઠો કવિજન ગાયો
ફાગણ આયો રે
સળગતો ફાગણ આયો રે.

વસંત ક્યાં છે? કોનાં પૂજન?
ક્યાં દીઠાં ભમરાનાં ગુંજન?
રસઘેલાનાં કૌમુદી—કૂજન
કોઈ ન લાયો રે
ધધખતો ફાગણ આયો રે.

ક્યાં ફૂલવાડી? કોયલડી ક્યાં?
કૂવે-નવાણે પાણી ડૂક્યાં,
માએ રડતાં બાળક મૂક્યાં
સ્નેહ સુકાયો રે
મહાનલ ફાગણ આયો રે.

પ્રભુ-મંદિરિયે પુષ્પ-હિંડોળા
દ્વાર ખડા ક્ષુધિતોના ટોળા
હૂ હૂ સૂર કરે વંટોળા
નટવર નાચ્યો રે
ભયંકર ફાગણ આવ્યો રે.

થેઈથેઈકાર દઈ કર—તાલી
નવ નાચે ગોપી મનવાલી
આ તો કાલી કોપ-કરાલી
તાંડવ ગાયો રે
પ્રલયંકર ફાગણ આવ્યો રે.

સંતોષી પુરજનને આંગણ
નવ ચેતાયા હોમ-હુતાશન,
આ તો કાલ-ચિતાના દર્શન
ધૂમ્ર છવાયો રે
ધૂંધળો ફાગણ આવ્યો રે.

## બીડીઓ વાળનારીનું ગીત

બીડીઓ વાળો! બીડીઓ વાળો! બીડીઓ વાળો રે!
નિરાધાર, બીડીઓ વાળો રે!
બાર પૈસાની પાચસો લેખે બીડીઓ વાળો રે!

કંઈ કોડીના ડેલીએ બેઠા
વાડીઓ વેચી બાંધતા રંગ,
લાલ કસૂંબે લેટલેટા પાડતા લાળો રે!
આવશે ખાના, માગશે થાળી, કાઢશે ગાળો રે!
નિરાધાર, બીડીઓ વાળો રે!

ભૂખ લાગી છે-બીડીઓ વાળો !
ઊંઘ આવે છે-બીડીઓ વાળો !
આંખમાં લાગી અગન-ઝાળો : બીડીઓ વાળો રે !
પાછલી રાતે, પો'ર દી થાતે, બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

મેલવાં વા'લાં બાળક રોતાં,
તાવ આવે તો મૂકવાં પોતાં,
નાકનાં પાણી લો'તાં લો'તાં બીડીઓ વાળો રે !
કંથને જોશે પાન-સોપારી બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

મીઠાં મીઠાં ઝોલાં આવે,
પાંદડાં-જરદો ગાવડી ચાવે,
વાણિયો કાંટોકાંટ તોળાવે : બીડીઓ વાળો રે !
ઓછું થાતાં, દામ કપાતાં : બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

રાજનું છોરુ, રાજની જોરુ,
કેમ કરી હું ઓજલ ખોલું ?
ઓરડો ઓઢી અંગ સંતાડું, બીડીઓ વાળો રે !
સાડલે લીરા, કાળજે ચીરા, બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

આજ અજવાળી રાત ઝમઝૂમતી,
કંકુડી દોળણુ ગામડે રમતી,
હુંય જાણું છુ બીડીઓ વણતી : બીડીઓ વાળો રે !
અન્ન વસ્તર ને આબરૂ માટુ બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

પાંદડાં કાપું – આવતી નીંદર,
આંગળી વાઢે ઊંઘમાં કાતર,
ટેરવાં તૂટે વીંટતાં સૂતર : બીડીઓ વાળો રે !
હાંફતી છાતી, ખાંસીઓ ખાની, બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

શેઠિયો સૂતરફેણી લાવે,
પાનનાં બીડાં પાતર ચાવે,
લોહીના બળખા મારે આવે : બીડીઓ વાળો રે !
છાતીએ ચાંપી શોકના ગોટા, બીડીઓ વાળો રે !
નિરાધાર, બીડીઓ વાળો રે !

આજ દુનિયાને હાટડે દેખો,
મોંઘાં ગાંજા ભાંગ ને સૂકો,
સોંઘો સ્ત્રીના દેહનો ભૂકો : બીડીઓ વાળો રે !
જીવતાં જનનાં શોણિત સોંઘાં : બીડીઓ વાળો રે !
બીડીઓ વાળો ! બીડીઓ વાળો ! બીડીઓ વાળો રે !
બાર પૈસાની પાંચસો લેખે બીડીઓ વાળો રે !

## રાતાં ફલડાં

'સોનલા ઇંઢોણી રૂપા બેડલું', રે પાલવ છોડજો'
'પાણીડાં ગઈ'તી તળાવ, નવજાદી નવ પાલવ છોડજો !'
—એ લગ્નગીતનો ઢાળ.

વનરા તે વન કેરી કાંટ્યમાં રે રાતાં ફૂલડાં,
હાં રે બાઇએ પધરાવ્યાં પેટનાં બાળ—વનરામાં ગલ રાતાં ફૂલડાં

અરધી રાતલડીનો ચાંદલો રે રાતાં ફૂલડાં,
હાં રે નીચે મલકે છે મા-મેલ્યાં બાળ
વનરામાં ગલ રાતાં ફૂલડાં

હસ મા એવલડું હો લાડકા રે રાતાં ફૂલડાં,
હાં રે મારાં કળીએ કાળજડાં કપાય
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

જમણે હાથે મીંચી આંખડી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈએ ડાબે હાથ દબવેલી ડોક
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

બાર માસ બાળ-કુંવારડી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈનાં તેર માસે લખિયાં લગન
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

એકા રે દશીની ઉપવાસણી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈ તો હરિ-મંદિર પૂજવાને જાય
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

હસતા ને રમતા હિંડોળલે રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈએ નીરખ્યા છે બાળગોપાળ
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

થડકયા થાનોલા, થંભી ગઈ રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈની છાતીમાં છલ છલ દૂધ
વનરામાં ગલ ગતાં ફૂલડાં.

'મરજ્યાં જો હત મારે ખોળલે રે રાતાં ફૂલડાં,
'હાં રે તમને પહેરાવત હીર ને ચીર !'
વનરામાં ગલ ગતાં ફૂલડાં.

'ભૂલી હો ભૂલી હો ભૂંડી માવડી રે રાતાં ફૂલડાં
'હાં રે મારી તે દીધી મરડેલી ડોક'
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

'આવડાં ધાવણ આજે ઊભરે રે રાતાં ફૂલડાં,
'હાં રે મારી તે દીધી તરસ મંભાર !'
વનરામાં ગલ ગતાં ફૂલડાં.

'ઝૂલું હું જશોદા માને ખોળલે રે રાતાં ફૂલડાં,
'હાં રે તારે ખોળલે અગન કેરી ઝાળ !'
વનગમાં ગલ ગતાં ફૂલડાં.

# વિરાટ–દર્શન

ચારણી છંદ ચરચરી

બાજે ડમરુ દિગન્ત, ગાજે કદમો અનંત,
આઘે દેખો રે અંધ ! ચડી ઘોર આંધી;
દેશદેશથી લોક, નરનારી થોકથોક
ઉન્નત રાખીને ડોક આવે દળ બાંધી.

વિધવિધ વાણી ને વેશ: વિધવિધ રંગો ને કેશ :
તોયે નવ દ્વેષ લેશ દાખવતાં આવે;
દેતાં ડગ એકતાલ, નિર્ભયતાની મશાલ
લઈને કંગાલ કેરી સેના આવે.
દેખો ! રે કાલ કેરી સેના આવે.

ગરજે નવલાં નિશાન: નવલાં મુક્તિનાં ગાન:
ઊડત ધ્વજ આસમાન સિંદૂરભીંજ્યો;
ઊભાં સબ રાષ્ટ્ર દેખ, થરથર પૂછે હરેક,
કંકુ બોળેલ એ કહો છે કોણ નેજો ?

ગગને દેતા હુંકાર, ઝલમલ જ્યોતિ-લલાટ,
વદ હો બંધુ વિરાટ ! કયાં થકી તું આવે ?
માનવજાતિને કાજ આશાવંતા અવાજ,
શા શા સંદેશ આજ તુજ સંગે લાવે ?
રંકોનાં લાખલાખ દળ—વાદળ આવે.

: સંઘગાન :

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

*

અમે માનવમંદિર કેરી નવતર રચના અનેરી,
સોંપી તમને, નમેરી માલિક ધનવંતા !
તમ પર ઈતબાર ધરી, વેઠ્યા દુઃખ મરી મરી
બોજા ચુપ કરી રહ્યા પીઠ પર વહંતા,

આજ નીરખી એ આલીશાન જુગજૂના બાંધકામ
ધ્રૂજે અમ હાડચામ, હૈયાં અમ ધડકે,
ધવલા એ દિવ્ય ધામ, કીધાં શીદ તમે શ્યામ !
છાંટ્યા પ્રભુના મુકામ રંક તણે રક્તે.

અમે એ સહુ ધોવા કલંક, ધોવા તમ પાપપંક,
દિલના વિખડંખ સૌ વિસારી અહીં આવ્યાં,
સહુને વસવા સમાન ચણવા નવલા મકાન,
ગાતા શ્રદ્ધાનું ગાન લોકસંઘ આવ્યા,
દેખ મહાકાલના કરાલ સૈન્ય આવ્યા.

સંઘગાન :

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યા;
નૂતન શક્તિને ભાન, ગાતા શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યા.

*

તમે રૂંધી નભના ઉજાસ, પ્રભુજીના પવન-શ્વાસ,
રચિયાં રૌરવી ખાસ યંત્ર-કારખાના,
લેવા ધનના નિચોડ, રૂંધ્યા મનુબાગછોડ,
બાફ્યા અમ કોડભર્યાં બાલપુષ્પ નાના.

તમે પૂરી અમ પુત્રીઓને ભોળી સાવિત્રીઓને,
કોમળ કળીઓને છેક વેશ્યામંદિરિયે,
ટુકડા રોટીને કાજ, વેચે વનિતાઓ લાજ,
એવા તમ રાજના પ્રતાપ તે વીસરીએ.

હાય એ સહુ આશા અમારી, સૂતી હત્યાપથારી,
એને રુધિરે ભીંજાડી નયનો અમ લાવ્યાં
નૂતન શક્તિનો તાજ પહેરી શિર પરે આજ,
માનવમુક્તિને કાજ રંકસૈન્ય આવ્યાં,
જો જો કંગાલ તણાં દળ-વાદળ આવ્યાં.

: સંઘગાન :

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

*

હવે કંપો રે ઓ કૃપાલ ! કંપો અમ રક્ષપાલ !
પરની રોટીના ભક્ષનાર તમે કંપો !
છલના કિલ્લા ને કોટ કરવા સહુ લોટપોટ,
આવે લંગોટધારી સૈન્ય : હવે કંપો !

માનવ-આત્માની માંહીં જુગજુગથી જે છુપાઈ
ભાઈભાઈની સગાઈ, મુક્તિની પિપાસા :
એ છે અમ અસ્ત્રશસ્ત્ર, કોટિ કોટિ સહસ્ર
અકલંકિત ને અહિંસ : એ અમારી આશા.

આખર એની જ જીત : સમજી લેજો ખચિત;
ભાગો ભયભીત જાલિમો ! વિરાટ આવે.
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
એક તાલ, એક તાન, લોકસૈન્ય આવે.
દેખ ! દેખ ! કાલનાં અપાર કટક આવે.

## માની યાદ

કોઈ દી સાંભરે નૈ
    મા મને કોઈ દી સાંભરે નૈ.

કેવી હશે ને કેવી નૈ
    મા મને કોઈ દી સાંભરે નૈ.

૧

કોક કોક વાર વળી રમ્મત વચાળે મારા
    કાનમાં ગણગણ થાય;
હુતુતુતુની હડિયાપાટીમાં
    માનો શબ્દ સંભળાય—
મા જાણે હીંચકોરતી વઈ ગઈ,
હાલાંના સૂર થોડા વેરતી ગઈ—કોઈ દી.

૨

શ્રાવણની કોક કોક ઝેરલી સવારમાં
    સાંભરી આવે મા—
પારિજાતકની મીઠી સુગંધ લઈ
    વાડીએથી આવતો વા.
દેવને પૂજતી ફૂલ લૈ લૈ
મા એની મહેક મહેક મેલતી ગઈ—કોઈ દી.

૩

સૂવાના ખંડને ખૂણે બેસીને કદી
    આભમાં મીટ માંડું;
માની આંખો જ જાણે જોઈ રહી છે મને
    એમ મન થાય ગાંડું.
તગમગ તાકતી ખોળલે લૈ
ગગનમાં એ જ દગ ચોડતી ગૈ—

કોઈ દી સાંભરે નૈ
    મા મને કોઈ દી સાંભરે નૈ.
કેવી હશે ને કેવી નૈ
    મા મને કોઈ દી સાંભરે નૈ.

[ मने पत्ता : शिशु भोलानाथ ]

## મરતા બાળકનું આશ્વાસન

આવજો આવજો વા'લી બા !
એકવાર બોલ, ભલે ભાઈ તું જા !

૧

પાછલી તે રાતને પે'લે પરોઢિયે
ઝબકીને તુ જ્યારે જાગે,
રે મા ! ઝબકીને તુ જ્યારે જાગે,
ઓશીકે પાંગતે ફેરવતાં હાથ તુને
    પડખું ખાલી લાગે હો મા !

માડી મને પાડજે હળવા સાદ,
પડઘો થઈ હું દૈશ જવાબ—આવજો૦

૨

તારા હૈયા તે પરે ખિલવા ને ગેલવા
આવું બની હવાના હિલોળો
રે મા ! આવુ બની હવાનો હિલોળો;
લાંબી લટોમાં રમુ ઓળકોળાંબડે
    ગૂંથશે તુ જ્યારે અંબોડો હો મા !

માડી ! તારો ઝાલ્યો હું નહિ રે ઝલાઉ
ચાર-પાંચ ચૂમી ભરી ચાલ્યો જાઉં—આવજો૦

ચંદન તળાવડીનાં નીર મહીં ના'તી
જોઈ જૈશ હું તને જ્યારે
રે મા ! જોઈ જૈશ હું તને જ્યારે;
મોજું બનીને તારે અંગેઅંગ મા'લીશ
તોય મને કોઈ નહિ ભાળે હો મા !

માડી ! મારી છલછલ છાની વાત
સાંભળીને કરજે ના કલપાંત—આવજો૦

૪

આષાઢી રાતની મેહુલિયા-ધારનું
ઝરમર વાજું વગાડું
રે મા ! ઝરમર વાજું વગાડું,
બાખુડિયા બેટડાને સંભારી જાગતી
માડી ! ને માહ ઉંઘાડું હો મા !

માડી હું તો વીજળીનો ઝબકારો
કે જાળીએથી 'હાઉક !' કરી જૈશ હું અટારો—આવજો૦

૫

આકાશી ગોખનો ટલમલ તારલો
થૈને બોલીશ : બા ! સૂઈ જા,
રે મા ! થૈને બોલીશ : બા સૂઈ જા,
ચાંદાનું કિરણ બની લપતો ને છપતો તુંને
ભરી જૈશ એક-બે બકા હો મા !

માડી, તું તો ફેરવીને ગાલે હાથ
નાખજે નવ ઊંડા નિશ્વાસ—આવજો૦

૬

ઝબલું-ટોપી લઈને માસીબા આવશે
પૂછશે : ક્યાં ગયો બચુડો ?
રે મા ! પૂછશે : ક્યાં ગયો બચુડો ?

કે'જે કે બેન, બચુ આ રે બેઠો
મારી આંખ્યુ કેરી કીકીઓમાં રૂડો હો બેન!

મારે ખોળલે ને હૈયા માંય
બાળ મારો બેઠો છે સંતાઈ!—આવજેo

[ વિદાય : શિશુ ]

## વેણીનાં ફૂલ

[ ઢાળ—મારે ઘેર આવજે માવા, ઊના ઊનાં ઢેબરાં ખાવા. ]

મારે ઘેર આવજે બેની!
નાની તારી ગૂંથવા વેણી.

આપણા દેશમાં નીર ખૂટયાં ને
સળગે કાળ-દુકાળ;
ફૂલ વિના મારી બેનડી! તારા
શોભતા નો'તા વાળ—મારેo

બાગબગીચાના રોપ નથી બેની
ઊગતા મારે ઘેર;
મોગરા ડોલર જાઈ ચંબેલીની
મારે માથે નથી મે'ર—મારેo

રૂપ-સુગંધી હું કાંઈ નો જાણું
ડુંગરાનો ગોવાળ!
આવળ બાવળ આકડા કેરી
કાંઝમાં આથડનાર—મારેo

ડુંગરાની ઊંચી ટોચ ઊભેલાં
રાતડાં ગુલેનાર
સાપ-વીંટયા પીળા કેવડા હું મારી
બેન સારુ વીણનાર—મારેo

પહાડ તણે પેટાળ ઊગેલાં
લાલ કરેણીનાં ઝાડ;
કેસૂડલાં કેરી વાંકડી કળીઓ
વીણીશ છેલ્લી ડાળ—મારે૦

ખેતર વચ્ચે ખોઈ વાળીને
ફૂલ ઝીણાં ખોળીશ;
વાગશે કાંટા, દુઃખશે પાની
તોય જરીકે ન બીશ—મારે૦

સાંજ વેળા મારી ગાવડી ધોળી
આવીશ દોટાદોટ;
ગોંદરે ઊભીને વાટ જોતી એની
માંડશે ઝૂંટાઝૂંટ—મારે૦

મોઢડાં નો મચકોડજે, બાપુ !
જોઈ જંગલનાં ફૂલ,
મોરલીવાળાને માથડે એ તો
ઓપતાં'તાં અણમૂલ—મારે૦

શિવ ભોળા, ભોળાં પારવતી, એને
ભાવતાં દિવસ-રાત.
તુય ભોળી મારી દેવડી! તુને
શોભશે સુન્દર ભાત—મારે૦

ભાઈ-ભાભી બેય ભેળાં બેસીને
ગૂંથશુ તારે ચૂલ;
થોડી ઘડી પેરી રાખજે વીરનાં
વીણેલ વેણી-ફૂલ!

મારે ઘેર આવજે બેની
લાંબી તારી ગૂંથવા વેણી!

## નીંદરભરી

નીંદરભરી રે ગુલાલે ભરી,
બેનીબાની આંખડી નીંદર ભરી રે

નીંદરને દેશ બેની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડી કરી—બેનીબાની૦

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેગે ચડી—બેનીબાની૦

નીંદર બેઠી છે નીલ સમદરના બેટમાં,
કેસરિયા દૂધના કટોરા ધરી—બેનીબાની૦

નીંદરનો બાગ કાંઈ લૂંબે ને ઝૂંબે,
કળીઓ નિતારીને કચોળી ભરી—બેનીબાની૦

સીંચ્યાં એ તેલ મારી બેનીને માથડે
નાવણ કરાવે ચાર દરિયાપરી—બેનીબાની૦

છીપોની બેલડીને જોડ્યા જળ-ઘોડલા
બેસીને બેન જાય મુસાફરી—બેનીબાની૦

સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઊગ્યો ને બેન આવ્યાં ફરી—બેનીબાની૦

## દાદાજીના દેશમાં

હાં રે દોસ્ત ! હાલો દાદાજીના દેશમાં
પ્રેમસાગર પરભુજીના દેશમાં-હાં રે૦

મધુર મધુર પવન વાય
નદી ગીતો કૈં ગાય
હસી હોડી વહી જાય
મારા માલિક રાજાજીના દેશમાં-હાં રે૦

સાત દરિયા વીંધીને વહાણુ હાલશે,
નાગ-કન્યાના મ્હેલ રૂડા આવશે,
એની આંખોમાં મોતી ઝરતાં હશે.
હાં રે દોસ્ત ! હાલો મોતીડાંના દેશમાં-હાં રે૦

સાત વાદળ વીંધીને વહાણુ લઈ જશું,
ત્રીસ કોટિ તારાની સાથ ખેલશું,
ચંદ્ર-સૂરજ ખીસામાં ચાર મેલશું.
હાં રે દોસ્ત ! હાલો ચાંદરડાંના દેશમાં-હાં રે૦

સમી સાંજે દાદાને દેશ પહોંચશું,
એના પાંખાળા ઘોડા ખેલાવશું,
પછી પરીઓને ખોળે પોઢી જશું.
હાં રે દોસ્ત ! હાલો એ પરીઓના દેશમાં-હાં રે૦

ભલે હોય ઘણું તાણુ
ભલે ઊઠે તોફાન
આજ બનશું બેભાન
થવા દાખલ દાદાજીના દેશમાં !

હાં રે દોસ્ત ! હાલો દાદાજીના દેશમાં
પ્રેમસાગર પરભુજીના દેશમાં-હાં રે૦

## સૂરજ ! ધીમા તપો !

મારી મેંદીનો રંગ ઊડી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

માગે કંકુનો ચાંદલો ચોળાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી વેણી લાખેણી કરમાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારાં કાજળ નેણેથી ઝરી જાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી ચૂડી અણમોલી તરડાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારે સેંથેથી હિંગળો રેળાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી પાની સુંવાળી બળી જાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

માગ કેમે નો પંથ પૂરા થાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

જેને શોધું તે દૂર સરી જાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

## ચૂંદડી

[ પંખડી સેંથરમા રમે—એ ઢાળ ]

ચૂંદડી ચાદ લોકમાં ગોતું,
　　આભમાં ગોતું
　　ગેબમાં ગોતું
સાત પાતાળે ઘૂમતી ગોતું—ચૂંદડી૦

ચૂંદડી ચાર રંગમાં બોળી !
લાલ-પીળા પરભાતમાં બોળી
ચાંદલી પૂનમ રાતમાં બોળી
વીજળી કેરા હોજમાં બોળી
મેઘ-ધનુના ધોધમાં બોળી—ચૂંદડી૦

ચૂંદડી ચાર ચોકમાં ઓઢું:
માનસરોવર ઝીલતી ઓઢું
આભની વેરે વીણતી ઓઢું
ડુંગરે ડુંગર દોડતી ઓઢું
વાયરા ઉપર પોઢતી ઓઢું—ચૂંદડી

ચૂંદડી ચાર છેડલે ફાટી
રાસડા લેતાં
તાળીઓ દેતાં
સાગરે ના'તાં નીરમાં ફાટી—ચૂંદડી૦

## રાત પડતી હતી

રાત પડતી હતી, પડતી હતી,
જાણે વીરની વિજોગી બેન રડતી'તી
એની રાત પડતી હતી, રડતી હતી.

રાત ગળતી હતી, ગળતી હતી,
જાણે એટાને હયે માન લળતી'તી
એવી રાત ગળતી હતી, ગળતી હતી

પો પ્રગટતી હતી, પ્રગટતી હતી,
જાણે પ્રભુજીની આંખડી ઉઘડતી'તી
એવી પો પ્રગટતી હતી, પ્રગટતી હતી.

લૂ વરસતી હતી, વરસતી હતી,
જાણે દુર્જનની પ્રીત છાનું દમતી'તી,
એવી લૂ વરસતી હતી, વરસતી હતી.

લાય બળતી હતી, બળતી હતી,
જાણે ધરતી આભે જવા કકળતી'તી
એવી લાય બળતી હતી, બળતી હતી

છાંય ઢળતી હતી, ઢળતી હતી,
જાણે વાલ્હાની વેદના નીંગળતી'તી
એવી છાંય ઢળતી હતી, ઢળતી હતી.

સાંજ નમતી હતી, નમતી હતી,
જાણે હૈયાની વાસના વિરમતી'તી
એવી સાંજ નમતી હતી, નમતી હતી.

સાંજ સરતી હતી, સરતી હતી,
જાણે બાપુને નેહે બા નીતરતી'તી
એવી સાંજ સરતી હતી, સરતી હતી.

## હાલો ગલડાં રમાડવા જી રે

[ શેરીમાં કૂતરી વિયાય એ શેરીનાં બાળકો માટે આનંદ, નૃત્ય અને પશુપ્રેમના ઉમળકા ઠાલવવાનો અવસર બને છે. ]

કાળુડી કૂતરીને આવ્યાં ગલૂડિયાં
ચાર કાબરાં ને ચાર ભૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

માડીને પેટ પડી ચસ ચસ ધાવે
વેશે મોંટચાં જેમ તૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

રાતાં માતાં ને રોમે રોમે સુંવાળાં,
હોય મીઠાં ગાલમસૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

બાને વા'લાં છે જેમ વીરો ને બેની,
કાળવીને વા'લાં કુરકુરિયાં જી રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

મોટાં થાશે ને મારી શેરી સાચવશે,
જાગશે રાતે બાંદુરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

દીપૂડો દીપૂડો ડુંગરડે ઘૂમશે,
ગૌધેન ભેળા વોળાવિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

મોતિયો ને માનિયો ઝોકે રોકાશે,
વાછરું ને પાડરું ભળાવિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

કાબિયો ને ઢુબિયો ખેતરમાં જાશે,
વાસુ રે'શે બે રખોલિયા જી રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

કાળિયો ને લાળિયો પાદર પસાયતા,
બાઉ! બાઉ! આલબેલ બોલિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

ગોળ–ઘી–લોટના શેરા બનાવ્યા,
કાળવીનાં પેટડાં પૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

## પારેવાં હ્યો

પાળે ઘૂમે પારેવડાં, પારેવાં હ્યો,
રોડલે ઘૂમે મોર, માનાં જનમ્યાં! પારેવાં હ્યો.

પાંચ ધોળાં પાંચ વાદળી, પારેવાં હ્યો,
આંખડી રાતી ચોળ, માનાં જનમ્યાં! પારેવાં હ્યો.

આંગણિયે પગ પાડતાં, પારેવાં હ્યો,
ધૂળમાં ગૂંથે ફૂલ, માનાં જનમ્યાં! પારેવાં હ્યો.

ઘેરું ઘેરું કાંઈ ઘૂઘવે, પારેવાં હ્યો,
લીલી ફુલાવે ડોક, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

જોડલું જુદું થાય ને, પારેવાં હ્યો,
રોજ પારેવી સંગ, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

આભને આરે ઊડતાં, પારેવાં હ્યો,
પોઢતાં પૃથ્વી માંહ્ય, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

અસલ ધાન આગેગતાં, પારેવાં હ્યો,
ભૂખ્યાં કાંકર ખાય. માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

ચબૂતરે એનાં બેસણાં, પારેવાં હ્યો,
રાજમોહ્લને ગોખ, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

બેનીબાએ બોલાવિયાં, પારેવાં હ્યો,
તીતી ! તીતી ! બોલે, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

આંગળીએ ઊડી બેસતાં, પારેવાં હ્યો,
હાથેળીએ ચણ ખાય, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

ઝીણી ઝીણી ચાર ઝાંઝરી, પારેવાં હ્યો,
ઘૂઘરિયાળી ઘડાવો, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

ભાભલડી પેરાવશે, પારેવાં હ્યો,
પારેવડાંને પાય, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

રૂમઝૂમન્ત નેવલે, પારેવાં હ્યો,
ઓસરીએ ઘમકાર, માનાં જનમ્યાં ! પારેવાં હ્યો.

## ઝાકળનું બિન્દુ

ઝાકળના પાણીનું બિન્દુ
એકલવાયું બેઠું'તું;
એકલવાયું બેઠું'તું ને
સૂરજ સામે જોતું'તું;
સૂરજ સામે જોતું'તું ને
ઝીણું ઝીણું રોતું'તું. ૬

સૂરજ ભયા ! સૂરજ ભૈયા !
હું છું ઝીણું જલબિન્દુ;
મુજ હૈયે તમને પધરાવું
શી રીતે, હે જગબંધુ ! ૧૦

તમે દૂર વાદળમાં વસતા
સાત અશ્વને કરમાં કસતા
બ્રહ્માંડોની રજ રજ રસતા
ઘૂમો છો, બંધુ !
તમ વ્હોણું મુજ જીવન મથણું
અશ્રુમય, હે જગબંધુ ! ૧૬

જલબિન્દુ જલબિન્દુ !
ઓ નાજુક ઝાકળબિન્દુ !
જ બોલે, સુણ બંધુ ! ૧૯

હું તો ત્રિલોકમાં ફરનારો,
કોટિ કિરણો પાથરનારો,
ગગને રમનારો :
તેમ છતાં હું તારો તારો,
હે ઝાકળબિન્દુ ! ૨૪

તોય મને તું વહાલું વહાલું
બાળાભોળા, જલબિન્દુ
તુજ હૈયે હું પોઢી જાણું,
હે ઝાકળબિન્દુ ! ૨૮

તુજ સરીખો નાનકડો થૈને,
તુજ અંતરમાં આસન લૈને,
ઈન્દ્રધનુની રમતો રમવા
આવીશ, હે બિન્દુ !

તુજ જીવનમાં પ્રકાશ વાવું
તુજ અશ્રુને હાસ્ય બનાવું,
હે નાજુક બિન્દુ ! ૩૫

હસતે મુખડે સૂરજરાણા
જલબિન્દુમાં જઈ સમાણા :
દનભર્યા જીવનમાં ગાણાં
ગાઈ રહ્યું ઝાકળબિન્દુ. ૮૮

## કવિનું વય

૧

કવિરાજ ! ગઈ તમ સાંજ પડી,
તમ કેશ વિષે પડિયાં પળિયાં,
હજી તોય નભે નિજ નેન લગાવીને
કેમ ગણ્યા કરો તારલિયા ?
કે શું સાદ પડે જમરાજ તણા—
પરકાળની વાત વિચારી રિયા ?

૨

કવિ શીશ હલાવીને આપત ઉત્તર :
'માલૂમ છે મારી સાંજ પડી;
'નથી સાભળતો જમહાક; મજાક
'કરો નવ, કાય ભલે લથડી.

'મારા કાન મંડાયા છે સામેના ગામને
'રાન, કરેણ—ઘટાની દિશે—
'કોઈ પેંગલડિયા પ્રેમઘેલડિયા
'મળશે સહસા એ નિકુંજ વિષે;

'એનાં લોચન લોચનમાં મળને
'મીઠી ગોઠડિયું દિલ ઊભરશે,
'એની ગોઠડિયુંને ઝીલી વીણા–તાર પે
'હું વિણ વાણીમાં કો' બજાશે ?

એવાં જોબનિયાંને લડાવવા લાડ,
' આડે મને ધોળાંમાં ધ્યાન નથી,
' ભવપારની વાત વિચારવા કાજ
' હો ભાઈ ! મને હજી ભાન નથી.

૩

' નદીપાર ચિતાના અંગાર ઓલાશે ને
' ઊગીને આથમશે કોઇ તારો;
' કાળી નિશા કેરો મ્લાન શશી
' વરતાય દૂરે વહેરો વનપારો.

' ઉજ્જડ કોઇ કુવેતરમાંહ્ય
' શિયાળ-સભા લલકારશે લાળી,
' એવે સમે ગૃહત્યાગી કો' આવશે
' વિરમવા દિલ – વેદના કાળી;

' જોડીને હાથ એ ધીરેથી ધારશે
' ધ્યાન સપ્તર્ષિનું જ્ઞાનની ખોજે,
' ધીરે ધીરે એને પ્રાણ કો' ગાન
' સુષુપ્તિને સાગર જો કદી ગુંજે–

' આતમમાં એના, જાગીને કોણ
' ભરે પરબ્રહ્મ તણી ગૂઢ વાણી,
' હું જો કવિ ઘરઘૂસ બની
' મારી મુક્તિની જુક્તિ રહું મન માણી !

૪

' મારા કેશ સફેદ ભલે બનિયા,
' એની લેશ ઉપાધિ ઉરે નવ આણો !
' બાળ બૂઢાં ને જુવાન આ ગેરીનાં
' એ સહુની મને તેવડ જાણો.

' કોઈ હસો તમે હોઠ નચાવીને,
' કોઈ હસો વળી નેનન-ખૂણે,
' કોઈ ચોધાર રડો છો તમે વળી
' કોઈનાં નીર સૂકે મન-ખૂણે;

'કોઈ વધુવર ઘેર લપાવ,
'ને કોઈ વળી જગ-ચોક ખોંખારે,
'કોઈ એકાકી મરે ઘર-આંગણુ,
'વાટ ભૂલે 'કોઈ વિશ્વ વચાળે.

૫

'એ તમામ તણા મને સાદ પડે,
'પરકાળના સાદ સુણું કહો કયારે !
'સર્વ તણો હું સમોવડ બાંધવ,
'છો પળિયાં શિર આવિયાં મારે.'

[ कविर् वयस : चतिका ]

## શબ્દના સોદાગરને

[ "કર મન ભજનનો વેપાર"–એ ભજનઢાળમાં ]

શબ્દના સોદાગરોની જાય ચલી વણુજાર જી
ગગન–કેડા ધૂંધળા એની રજ તણે અંબાર
ચલ મન શબ્દને વેપાર;
જી—જી શબ્દના વેપાર.

કો ઈ ક લા દે પો ઠિ યા
કોઈ ગધે ભરતા ભાર જી;
કો ઈ ક જો ડે ગા ડા ગા ડી
શી ડા ળી ડ ક તા ર
જી—જી શબ્દના વેપાર. ૧

નહિ જડે તુને પોઠિયા
નવ ગધે ભર તારો ભાર જી;
આપણુ કાંધે લઈ ગાંઠડિયાં
ઊ પ ડ ધ ણી ને દ્વા ર
જી—જી શબ્દના વેપાર. ૨

તારી જણશ વીરા જુદિયું
એના જુદા જાણણહાર જી;
જૂદાં રે નામ એનાં પાડીશ ને
ભલે નવ જડે લેનાર
જી—જી શબદના વેપાર. ૩

અતરિયા રે વીરા, એકલપંથી
બેસે ન હાટ-બજાર જી;
એક જ પૂંભડે અવનિભર
એની ફોરમના છંટકાર
જી—જી શબદના વેપાર. ૪

અતરિયા હો તારે કારણે
આજ અબજ ફૂલ બફાય જી;
અબજ માનવ-પૂંખડાં
ધગ ધગ જળે ઓરાય
જી—જી શબદના વેપાર. ૫

એક શબદને પૂંભડે
જેની ખપે જીવન-વરાળ જી;
એવાં અબજને તોળવા
કૈંક બેઠા હાટ બકાલ
જી—જી શબદના વેપાર. ૬

ઉઠી-ઉતારા અરક લઈ
માંહી ઘોળે તેલ-ફુલેલ જી;
એવા સુરૈયાની કૂડી ચાલાકી,
નારી—રંજણુ—ખેલ
જી—જી શબદના વેપાર. ૭

કોઈ ચાંદરણાં માગશે
કોઈ માગે રમઝૂમ રાત જી;

કોઈ કહે બીજો નવ પામે
વિણ સૂણ્યાં જનની વાત
જી—જી શબ્દના વેપાર. ૮

હૈયા કેરી ધારણે
તારે ઉર ઊડે જે સૂર જી;
એ જ સૂરોના ઈમાની ભાઈ!
ગાયા કર ચકચૂર
જી—જી શબ્દના વેપાર. ૯

નહિ ચાંદો નહિ ચાંદની
નહિ નીલાં સાયર–નીર જી:
શબ્દને સરજે નહિ
ઘનમેહુલા ન સમીર.
જી—જી શબ્દના વેપાર. ૧૦

આતમની એરણ પરે
જે દી અનુભવ પછડાય જી;
તે દી શબ્દ–તણખા ઝરે
રગ રગ કડાકા થાય
જી—જી શબ્દના વેપાર. ૧૧

ખાંપણમાંય તારે ખતા પડશે
તન હોશે તારાં ખાખ જી;
તોય શબ્દના દીવડા
હોશે પંથભૂલ્યાંની આંખ
જી—જી શબ્દના વેપાર. ૧૨

શબ્દ–તણખે મળગશે
સૂની ધરણીના નિઃશ્વાસ જી;
તે દી શબ્દ લય પામશે
હોશે આપોઆપ ઉજાસ
એવા મન શબ્દને વેપાર
જી—જી શબ્દના વેપાર. ૧૩

## યાચના

મોરલા હો! મુને થોડી ઘડી
તારો આપ અષાઢીલો કંઠ;
ખોવાયેલી વાહ્લીને હું
છેલ્લી વાર સાદ પાડી લઉં.

ઇંદ્રધનુ! તારા રંગ-ધોધોમાંથી
એક માગું લીલું બુંદ;
સાભરતાંને આંકવા કાજે
પીંછી મારી બોળવા દેજે!

મેઘમાલા! તારા લાખ તારોમાંથી
ખેંચવા દે એક તાર;
એ સાડીને સૂર બાકીના
પાછી સોંપી દેશ હું વીણા.

ઘોર સિંધુ! તારા વીંજણાનું નાનું
આપજે એક કલ્લોલ:
હૈયું એક નીંદવિહોણું:
ભાલે એને વાયરે ઢોળું.

રાતરાણી! તારા ઝાકઝમાળાનું
મારે નથી કાંઈ કામ:
ગાઢા અંધકાર—પછેડા
ઓઢાડી દે ઊંઘની વેળા.

## નવી વર્ષા

મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે.
ઘનઘોર ઝરે ચહુ ઓર, મારું મન મોર બની થનગાટ કરે.

१

બહુરંગ ઉમંગનાં પીંછ પસારીને
બાદલસું નિજ નેનન ધારીને
મેઘમલાર ઉચારીને આકુલ પ્રાણ કોને કલ-સાદ કરે.
મન મોર બની થનગાટ કરે.

२

ધર ધરર ધરર મેઘઘટા ગગને ગગને ગરજાટ ભરે
ઘુમરી ઘુમરી ગરજાટ ભરે.
નવે ધાન ભરી સારી સીમ ઝૂલે,
નદીયું નવજોબન ભાન ભૂલે,
નવ દીન કપોતની પાંખ ખૂલે.
મધરા મધરા મલકાઈને મેંડક મેહસુ નેહસુ બાત કરે.
ગગને ગગને ઘુમગાઈને પાગલ મેઘઘટા ગરજાટ ભરે.

३

નવમેઘ તણે નીલ આંજણિયે મારા ઘેઘૂર નેન ઝગાટ કરે
મારાં લોચનમાં મદઘેન ભરે.
વન-છાય તળે હરિયાળી પરે
મારો આતમ લે'ર-બિછાત કરે
સચરાચર શ્યામલ ભાત ધરે.
મારો પ્રાણ કરી પુલકાટ ગયો પથરાઈ મારી વનરાઈ પરે,
ઓ રે! મેઘ આષાઢીલો આજ મારે દોય નેન નીલાંજન-ઘેન ભરે.

४

ઓલી કોણ કરી લટ મોકળિયું ખડી આભ-મહોલ અટારી પરે
ઊંચી મેઘ-મહોલ અટારી પરે!
અને ચાકમચૂર બે ઉર પરે
પચરંગીન બાદલ—પાલવડે
કરી આડશ કોણ ઊભેલ અરે!
ઓલી બીજ કેરે અંજવાસ નવેસર રાસ લેવા અંકવાશ ચડે,
ઓલી કોણ પયોધર સંઘરતી વીખરેલ લટે ખડી મે'લ પરે!

૫

નદી તીર કેરા કૂણા ઘાસ પરે પનિહાર એ કોણ વિચાર કરે,
પટકૂળ નવે પાણી–ઘાટ પરે!
એની મનમાં મીટ સમાઈ રહી,
એની ગાગર નીર તણાઈ રહી,
એને ઘેર જવા દરકાર નહીં.
મુખ માલતીફૂલની કૂંપળ ચાવતી કોણ બીજા કેરું ધ્યાન ધરે!
પનિહાર નવે શણગાર નદી કેરે તીર ગંભીર વિચાર કરે!

૬

ઓલી કોણ હિંડોળ ચગાવત એકલ ફૂલ બકુલની ડાળ પરે,
ચકચૂર બની ફૂલ–ડાળ પરે!
વીખરેલ અંબોડાના વાળ ઝૂલે,
દિયે દેહ–હીંડોળ ને ડાળ હલે,
શિર ઉપર ફૂલ–ઝકોળ ઝરે.
એની ઘાયલ દેહના છાયલ–છેડલા આભ ઊડી ફરકાટ કરે,
ઓલી કોણ ફંગોળ લગાવત એકલ ફૂલ બકુલની ડાળ પરે!

૭

મોર બની થનગાટ કરે
આજે મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે.
તમરાંને સ્વરે કાળી રાત ધ્રુજે,
નવ બાદલને ઉર આગ બુઝે,
નદીપૂર જાણે વનરાજ ગુંજે.
હડુડાટ કરી, મારી સીમ ભરી, સરિતા અડી ગામની દેવડીએ,
ઘનઘોર ઝરે ચહુ ઓર, મારું મન મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે.

[ नववर्षा : चनिका ]

## વર્ષા

ભીડેલા આભને ભેદી કો' રાજબાળ
તાળીઓ પાડતી છૂટી;
બાપુના લાખ લાખ હેમર હાથીડલા
હાંકતી હાંકતી છૂટી. ૧

ઘાટા અંબોડલાની મેલી લટ મોકળી
રંગભરી રાસડે ઘૂમે,
લૂંબઝૂંબ તારલાના ટેટા ઝંઝેડતી,
ચાંદાસૂરજને ચૂમે. ૨

ફૂટ્યાં જોબન એનાં જાગી ઊઠયાં રે આજ,
કાજળ ઘૂંટેછ કાઢિયાશી;
નવરંગી ચૂંદડીના ચીરા ઉરાડતી
કોને ગોતેછ મસ્તાની! ૩

કોને પાવાને કાજ સંચી રાખેલ હતી,
આવડલાં દૂધની કટોરી!
ચાંદા–સૂરજની ચોકી વચ્ચેય તુંને
કોણ ગયું શીખવી ચોરી! ૪

સંધ્યાને તીર એક બખતરિયો જોધ ને
ઘોડલાની જોડ મેં દીઠી;
એની બેલાડ્ય ચડી ક્યાં ચાલી એકલી
ઘેલી તું તેજની પીડી? ૫

નિર્જન ગગનના ગીભાડા લીપતી
આવ રે આવ અહીં ચાલી;
સતી વસુંધરાને વીજળ–સનકાર કરી
પાતી જા ચેતનાની પ્યાલી. ૬

## ઊભાં રો' ! રંગ વાદળી

[ ઢાળ—સોના ઇંઢોણી [રૂપા બેડલું રે નાગર ઊભા રો' રંગ રસિયા ! ]

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઊભાં રો' રંગ વાદળી !
વરસ્યા વિણ શાને વહ્યાં જાવ રે
એક વાર ઊભાં રો' રંગ વાદળી !

ઝૂરે બાપૈયા ઝૂરે ઝાડવાં રે—એક વાર૦
તરસ્યાં નદીઓ તે કેરાં તીર રે—એક વાર૦

ઝાઝા દા'ડાના દીધા વાયદા રે—એક વાર૦
બેઠાં આશાએ બાર માસ રે—એક વાર૦

ઊંચા આકાશની અટારીએ રે—એક વાર૦
ઊભા શાને વિખેરી વેણ રે—એક વાર૦

ઓઢી છે ઈંદ્ર-ધનુ ઓઢણી રે—એક વાર૦
મેલ્યા બે છેડલા ઢળંત રે—એક વાર૦

આષાઢી બીજની આડ્યો કરી રે—એક વાર૦
તારાની ટીલડી લલાટ રે—એક વાર૦

કાંડે તે વીજ કેરી કાંકણી રે—એક વાર૦
વાદળ-ગંગાનો ગળે હાર રે—એક વાર૦

લાંબા તે કાળની વિજોગણી રે—એક વાર૦
કાઢો છો કોને કાજ દોટ રે—એક વાર૦

જળ રે દેવીની તમે દીકરી રે—એક વાર૦
દાદા રૂડા તે રવિ-ભાણ રે—એક વાર૦

જનનીની પ્રીત કયમ વીસર્યાં રે—એક વાર૦
દાદાના તાપ શે સે'વાય રે—એક વાર૦

આવો આકાશની અમીશ્વરી રે —એક વાર૦
પૃથ્વીનાં પંખીડાં પોકારે રે —એક વાર૦

ટાંગી ટાંપીને મોર ટૌકીયા રે —એક વાર૦
આવો અમીના ભરેલ બેન રે —એક વાર૦

## દરિયો

[ નાણું નાખ્યે ·દાદુમા ને મળે—ઢાળ ]

દરિયો ડોલે રે માઝમ રાતનો
ઝૂલે જાણે પારણે મારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

છલકે મોજાં ને છોળો મારતાં,
ખૂંદે જાણે ખોળલા મારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

આભમાંથી ચાંદો રેલે ચાંદની
પાથરે જાણે વીરાના ઓછાડ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝલકે ઝલકે રે જળ માછલી,
ઝલકે જાણે વીર મારાની આંખ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઊઘડે ઊઘડે ને બિડાય તારલા,
ઊઘડે જાણે માજણ્યાનાં નેન રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝબકે ઝબકે રે ઝીણી વીજળી,
ઝબકે જાણે સોણલે મારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

દરિયો ગાજે રે માઝમ રાતનો,
માવડી જાણે વીરને હાલાં ગાય રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

દરિયો મલકે ને ડોલર ફીણુ વળે,
મલકે જાણે વીર મારાનાં મુખ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

## સાગરરાણો

માલા ગૂંથી ગૂંથી લાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.
ધરતીને હૈયે પેરાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

આઘે આઘે એની અનુપમ વાડી,
ચાંદો–સૂરજ રૂડા રાખ્યા બે માળી,
વિધવિધ વેલડી વાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માલા૦

ઊંડે પાતાળે ગાળ્યા એણે ક્યારા,
રોપ્યા રાતલડીના રંગત તારા,
નવલખ નદીઓ સીંચાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માલા૦

સોનલ ફૂલડે સવાર મલકતાં,
સંધ્યાના થાળ ગુલાબે છલકતા,
રજનીમાં ડોલર આવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માલા૦

રાત-દિવસ બીજું કામ ન ફાવે,
ગાંઠો પિયુજી લાખો ગેંદ ગૂંથાવે,

જૂજવા રંગ મિલાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

રીસભરી ધરણી નવ રીઝે,
સ્વામીનાં દાન ત્રોડી ત્રોડી ખીજે,

દરિયો વિલાપ ગજાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માલા૦

યુગયુગના અણભંગ અબોલા,
સૂના સાગર કેરા હૈયા-હિંડોળા,

ગરીબડો થઈ ને બોલાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

કરુણાળુ બોલ કહાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

ગેબીલા શબ્દ સુણાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

ચરણ ચૂમી ચૂમી ગાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

માલા ગૂંથી ગૂંથી લાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

ધરતીને હૈયે પે'રાવે
સાગરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

## વીંજણો

આકાશે આ વીંજણલો કોણ વાય ! ૧
રજની રે ! તારો સજૂણો શશિયરરાણો વાય,
વીંજણલામાં તારલિયાળી ભાત.

ધરતીમાં એ વીંજણલો કોણ વાય !
સરિતાજી ! તારો સાયબો સાયરરાણો વાય,
વીંજણલામાં માછલિયાળી ભાત.

સરવર-પાળે વીંજણલો કોણ વાય !
કોયલ ! તારો કંથ આંબોરાણો વાય,
વીંજણલામાં મંજરિયાળી ભાત.

વાડીમાં એ વીંજણલો કોણ વાય !
ઢેલડ ! તારો વર રે મોરલિયોજી વાય,
વીંજણલામાં ચાંદલિયાળી ભાત.

પીંજરે પેસી વીંજણલો કોણ વાય !
મેનાજી ! તારો પિયુડો પોપટરાણો વાય,
વીંજણલામાં પીંછલિયાળી ભાત.

ગોખે બેસી વીંજણલો કોણ વાય !
નણદલબાનો વીર રે વાલોજી મારો વાય,
વીંજણલામાં રામસીતાજીની ભાત.

## કૃષ્ણકળી

ગામનાં માણસ મૂરખાં રે એને કાળવી કે'તાં રે.
હું કે'તો કૃષ્ણકળી કૃષ્ણકળી કૃષ્ણકળી રે
ગામનાં માણસ મૂરખાં રે એને કાળવી કે'તાં રે.

૧

દીઠી વૈશાખને દા'ડે, સીમને કૂબે, બાપની વાડી રે,
માથે કાંઈ ઘૂમટો નો'તો,
ખંભે કાંઈ મંગટો નો'તો,
ઝૂકાઝૂક ઝીંડનો ચોટો મોકળો એની પીઠ પછાડી રે

કાળી ! મર દેહડી કાળી–
મેં તો જોઈ આંખ બે કાળી.

બીજું કાંઈ દેખવું નો'તું, આંખ બે કાળી, હરણાંવાળી રે
આંજ્યા વિણ આંખ બે કાળી રે—ગામનાં૦

૨

આભે એક વાદળી ભાળી ભાંભરી ઊઠી ગાય બે કાળી રે
આવી ફાળ પામતી બાળી કાળવી ગોતી ઝૂંપડી બાળી રે
ભાંગીને આંખનાં ભમ્મર આભની સામે ઊભલી ન્યાળી રે
તે દી મેં કાળવી દીઠી,
દીઠી બસ આંખ બે મીઠી,
બીજું કાંઈ દેખવું નો'તું, આંખ બે કાળી, હરણાંવાળી રે
આંજ્યા વિણ આંખ બે કાળી રે—ગામનાં૦

૩

ઉગમણી લેરખી આવે, મોલ ઝુલાવે, ખાય હિંચોળા રે
સીમે કોઈ માનવી નો'તુ, એક ઊભો હું, ન્યાળતો લીલા રે.
મારી કોર ફેરવી આંખ્યો
ઝાંખ્યો કે નવ રે ઝાંખ્યો?—
હું જાણું, કાળવી જાણે, કોઈ ત્રીજું જણ કાંઈ ન જાણે રે.
કાળી! મર હોય એ કાળી,
મેં તો બસ આંખડી ન્યાળી.
બીજું કાંઈ ન્યાળવું નો'તું, આંખ બે કાળી, હરણાંવાળી રે
આંજ્યા વિણ આંખ બે કાળી રે—ગામનાં૦

૪

એવો જગ જોઈ બેઠો ને મેવલો બેઠો આભ ઈશાને રે
એવી આષાઢની બાદલ-છાંયડી કાળી રાવટી તાણે રે
એવી કોઈ શ્રાવણી રાતે દિલ એકાએક ડોલવા લાગે રે
એવી એક કાળવી કેરાં કાજળ-ઘેરાં સ્મરણાં જાગે રે.

૫

ગામનાં લોકો ! કાળવી કો', દિલ ચાય તે કહેજો રે
હું તો કહું કૃષ્ણકળી કૃષ્ણકળી કૃષ્ણકળી રે
માથે કાંઈ ઓઢણી નો'તી,
વેળા લાજવાનીય નો'તી,
બીજું કાંઈ ન્યાળવું નો'તુ, બસ દીઠી એ આંખડી કાળી રે
કાળી કાળી મેઘની છાયા હેઠ મેં દીઠી આંખ એ કાળી રે
કાળી કાળી હરણાંવાળી રે–ગામનાં૦

[ कृष्णकलि : क्षनिका ]

## નવી વહુ

[ મારાં નયણાંની આળસ રે—ઢાળ ]

"એલી ! ચાલ પાણીડાં રે, ચાલ્યે વે'લી સાંજ પડે"
આઘે આઘેથી એવા રે, કાને ભણકાર અડે.

ક્યાં એ પાણીનો આરો રે ! સૈયર કેરા સાદ ક્યહાં ?
ક્યાં એ પારસ પીપળો રે ! ક્યા રે એની ઘાટી ઘટા !

સૂના ઘરને આ ખૂણે રે બેઠી છું હું શૂન્ય મને,
'એલી ચાલ પાણીડાં રે'' સૈયર જાણે સાદ કરે.

મા'રાં મયગિયાતી રે માંજો મને યાદ ચડે,
કાખે બેડલું લેતી રે વાંકે રૂડે મારગડે—

ડાબાં ખેતર ખાલી રે સદા હુવવાટ કરે
લીલા વાંસની ડાળ્યો રે ઝૂલન્તી મર્મ જમરો

કાળાં નીર ધૂનાનાં રે ઊંડે ઊંડે હેલે ચડે,
એને માથે રૂપાળાં રે સંધ્યા કેરાં તેજ ગળે.

ઘાટી વનરાની છાયા રે ધૂનાની ચોપાસ ઢળી,
કાંઠે ટૌકતી કોયલ રે અમીયલ કંઠે ગળી.

એનાં નિશ્ચલ નીરે રે ના'વા હું તો ઊતરતી
એને હળવે હેલારે રે ડેલાતી ડેલાતી જતી.

પાછી વળવાની વેળા રે વીસરતી ને મોડી પડું,
વાટે વનરાની વીથી રે અંધારેલી દેખી ડરું.

ત્યાં તો વૃક્ષોની વચ્ચે રે ઝળેળ ઝળેળ થતો
મારો વીર ચાંદલિયો રે મારગ મુને દાખવતો.

એક પીપળ રૂડો રે ઊગ્યો ગઢ—રાંગ ફોડી;
ઊઠી રોજ પ્રભાતે રે જાતી એની પાસ દોડી.

આસો માસની ધરતી રે થાળી જાણે ઝાકળની,
લૂંબાઝૂંબ લચેલી રે કરેણુ — ફૂલે ધરણી.

ને બે બેગન—વેલા રે રાંગે રાંગે હોડ કરી
ફૂલ વેરન્તા વાધ્યા રે ન આગે-પીછે ન જરી.

એની આડશ લેને રે આંખો દી લપાઈ જતી,
મારે માથેથી ઓઢણી રે સરી પગમાં ઢળતી.

સીમે જોઉં તો ખેતર રે અનંત કતાર રચી
ઊભાં ગામ—ચોપાસે રે નથી એને ભીડ જરી.

છેલ્લા ખેતર — શેઢે રે મળી જાણે વાદળને
ઊજું ગામ એકાદું રે પ્રેમેથી બોલાવે મને.

અને દેશવિદેશે રે પૂછ્યા વિણુ પાટકતો
કેડો જાય છે ચાલ્યો રે અથાક પથિક સમો.

૨

હાયે ! આ નગરીનું રે શરીર શિલાનું ઘડ્યું,
મને પંજામાં પીસી રે દયાહીન દૈત્ય પડ્યું !

નથી મોકળાં ખેતર રે નથી પો'ળા મારગડા,
નથી પંખીનાં ગીતો રે નથી વન ઝૂલપટા.

જાણે મારી ચોપાસે રે ચૂપાચૂપ કોઈ ખડું,
જાણે સાંભળી જાશે રે અંતર ખોલી કેમ રડું !

નથી રોઈ શકાતું રે સાંભળનારું કો' ન મળે,
ભટકાઈને ભીંતે રે રુદન મારાં પાછાં વળે.

મારી આંખનાં આંસુ રે કો'ને સમજાય નહિ,
પૂછે કારણ શું છે રે વારે વારે વિસ્મે થઈ.

'બોથું ગામડાં કેરું રે રીઝે નવ કાંઈ કર્યે !'
એવું એક જ મેણું રે મેલે મારા શિર પરે—

'બીજાં સર્વ પાડોશી રે ભેળાં બેસી ટોકા કરે,
એક આ જ મિજાજી રે ખૂણામાં ધલાઈ મરે !'

કોઈ મોઢડે તાકે રે, કોઈ નખશિખ લગી,
કોઈ કે'શે રૂપાળી રે, કોઈ કે'શે માલ નથી !

જાણે ફૂલની માળા રે આવી હું તો પીઠ પરે !
સર્વ કિંમત કરતાં રે, નહિ કોઈ સ્નેહ કરે.

ભર વસ્તી વચાળે રે હીંડું છું હું એકલડી,
જુગ જેવડી લાગે રે જીવ્યાની એકેક ઘડી.

આ તો ખડકી છે ઈંટો રે, મનુષ્યો છે કીટ બધા,
ન વિનોદ, ન ગમ્મત રે, ન માયા કે ના મમતા.

૩

મારી ક્યાં છો માવલડી રે, મને શું તું ભૂલી ગઈ !
મને શે'રના સુખમાં રે નાખી શું નિહાલ થઈ !

માડી ! ચાંદલો ઊગે રે, ઓટા માથે રોજ ચડી
મને પાસ બેસાડી રે કથાઓ તું કે'તી રૂડી.

એવી દૂધલી રાતો રે ફરી શું હું દેખીશ ને ?
એવી મીઠડી વાતો રે ફરી કે'દી પામીશ ને ?

સૂતી સેજલડીમાં રે માડી ! તું તો રોતી હશે,
રજનીભર બેઠી રે લોચન કાં તો લો'તી હશે.

લઈ ફૂલ પ્રભાતે રે દેવાલયે જાતી હશે,
ધીડી કેરાં કુશળિયા રે માગી બાધા લેતી હશે.

માડી આંહીંય આભે રે ચાંદો ઊગે ચકમકતો,
મને બેનીને ગોતે રે, મ્હારી પાસે ટળવળતો.

દેશેદેશ ભમન્તો રે માયાળુ એ આવ્યો અહીં,
મારી ખોજ કરન્તો રે ઊભો છે અગાશી મહીં.

તેથી ભાન જ ભૂલી રે દોડું છું હું દ્વાર કને,
ન્યાળું ચોગમ ઘેલી રે, મેલી સર્વ ભોઠપને.

( ૪ )

નહિ ચાંદની રાતો રે, નહિ અહીં સ્નેહ મળે,
દિલ દોટ કરે છે રે મૈયરિયાંને મારગડે.

મારા નિત્ય-સંગાથી રે ધૂના કેરે ઘેરે જળે
પડી પ્રાણ પટકવા રે ખોળે એને શીતળડે.

બેની સૈયર મારી રે ! ભીંડિરા એ સાદ કરો,
'એલી હાસ્ય પાણીડાં રે !' ફરી એ પોકાર કરો.

મુને કોઈ તો કે'જો રે, પાણી—વેળા ક્યારે થશે ?
મારી લગ્નની લીલા રે, કહો ક્યારે પૂરી થશે ?

શાળા ધૂનાને નીરે રે ન્હાવાળા ક્યારે ધીરમશે ?
કોઈ ન્તણુણકારા રે, કહો ક્યારે ટાણુ થશે ?

[ વધૂ માનસી ]

## અભિસાર

મથુરા શે'રની રાંગે સંન્યાસી ઉપગુપ્ત કો'
સંકોડી ઇન્દ્રિયો સર્વે એક ગત સૂતો'તો ।

*

પવનમાં પુરદીપ હરેલ છે,
જન તણાં ગૃહદ્વાર બીડેલ છે;
ગગનના ભર શ્રાવણ-તારલા
ઘનઘટા મહીં ઘોર ડૂબેલ છે,

*

ઓચિંતી અંધકારે ત્યાં ગૂંજી છે પગઝાંઝરી:
યોગીની છાતીએ પાડુ કોના પાદ તણી પડી?

ચમકી પલકમાંહે સંત જાગી ઊઠે છે,
સુખમય નિદ્રાના બંધ મીઠા તૂટે છે.
ઝબૂક ઝબૂક જ્યોતિ શુભ્ર કો' દીપકેથી
કરુણ-વિમલ નેત્રે સંત કેરે પડે છે.

*

નામે વાસવદત્તા કો સુરવારાંગના વડી
ચડેલી છે અભિસારે, માતેલી મદયૌવના.
અંગે ઝૂલે પવન-ઊડતી ઓઢણી આસમાની,
ઝીણી ઝીણી ઘૂઘરી ઝણકે દેહ-આભૂષણોની,
પ્યારા પાસે પળતી રમણી અંધકારે અજાણે
સાધુગાત્રે ચરણ અથડાતાં ઊભી સ્તબ્ધ છાની.

*

અભાગી કોણ સૂતું તે દેખવા દીવડો ધરે,
યોગીને અંગડે ગૌરનવેલી રોશની ઝરે.

તરુણ સૌમ્ય સુહાસવતી વયે,
નયનથી કરુણા-કિરણો દ્રવે;

મધુર ઇન્દુ સમી મમતા—સુધા
વિમલ લાલ લલાટ થકી ઝરે.

*

લજ્જાભારે નમ્યાં નેત્ર, લાલિત્યે ગળિયું ગળું,
આજીજીના સ્વરો કાઢી યાચે છે અભિસારિકાઃ

'ક્ષમા કરો ! ભૂલ થઈ, કુમાર !
કૃપા ધરી, જો મુજ ઘેર ચાલો.
તમે મૃદુ, આ ધરતી કઠોર;
ઘટે ન આંહીં પ્રિય તોરી શય્યા.'

*

કરુણ વચન બોલી યોગી આપે જવાબ.
ટપકતી અધરેથી માધુરીપૂર્ણ વાણી :
'નથી નથી મુજ ટાણું, સુંદરી ! આવ્યું હાવાં,
જહીં તું જતી જ હો ત્યાં આજ તો જા સુભાગી !
જરૂર જરૂર જ્યારે આવશે રાત મારી,
વિચરીશ તુજ કુંજે તે સમે આપથી હું.'
અચિંતો આભ ફાડે લસલસ વીજળીજીભ ઝૂલન્ત ડાચું,
કંપી ઊઠી ભયેથી રમણી રજની–અંધાર એ ઘોર વચ્ચે;
વાવાઝોડું જગાવી પવન પ્રલયના શંખ ફૂંકે કરાલ,
આભેથી વજ્ર જાણે ખડખડ હસતું મશ્કરી કો'ની માંડે !

*

વીત્યા છે કૈં દિનો માસો અપાઢી એહ રાતને,
વર્ષ પૂરું નથી વીત્યું, સંધ્યા ઢોળાય ચૈત્રની.

ફરર ફરર ફૂંકી આકરો વાયુ વાય,
સડક પર ઝૂમેલાં વૃક્ષને મોગ્ર બેઠા;
ઊધડી ઊધડી મહેકે રાજબાગે રૂપાળાં
બકુલ, રજનીગંધા, પુષ્પ પારલ પ્યારાં.

*

રામને રુદેથી એણે કોરે કરી પાંભરી,
બાઈ! એણે પ્રીતિની વેલડિયું ઝંઝેડી રે
કીધું કે આ મેં ત્રાફિયાં હો જી.—બાઈ એક૦ ૨

ભર રે નીંદરમાં સૂતેલા ભરથરી,
બાઈ! એના લલાટેથી લટડી ખસેડી રે
કીધું કે આ મેં ત્રાફિયાં હો જી.—બાઈ એક૦ ૪

પીઠ તો ઉઘાડી એણે જોગી ગોપીચંદની,
બાઈ! એની જનેતાને આંસુડે ઝરડેલી રે
કીધું કે આ મેં ત્રાફિયાં હો જી.—બાઈ એક૦ ૫

મનડાં મોહાણાં મારાં, દલડાં લોભાણાં ને,
બાઈ! મેં તો કાયાને કીધલ ત્યાં ઉઘાડી રે,
લાકડા એણે મૂકિયા હો જી.—બાઈ એક૦ ૬

સુરતા રહી ને મારી, સૂતી હું તો સેંરમાં;
બાઈ! એણે સોયુંની ઝપટ જે બોલાવી રે
ધંટીનાં પડ જયું ટાંકિયાં હો જી.—બાઈ એક૦ ૭

ગાલે ટાંકયાં ગલફૂલ, કાંડે ટાંકી કાંકણી;
બાઈ! મારી ભમ્મર વચાળે ટીલ તાણી રે
ત્રાફયાં ને ભેળાં ફૂંકિયાં હો જી.—બાઈ એક૦ ૮

કલેજા વચાળે એણે કોર્યો એક મોરલો,
બાઈ! મેં તો અધૂરો ત્રાફાવી દોટ મારી રે
કાળજડાં કોરાં રિયાં હો જી.—બાઈ એક૦ ૯

ડેરે ને તંબૂડે ગોતું, ગોતુ વાસે ઝૂંપડે;
બાઈ! મારાં તકદીરની ત્રાફનારી રે
એટલામાં ચાલી ગઈ કિયાં હો જી.—બાઈ એક૦ ૧૦

# સોના–નાવડી

ગાજે ગગને મેહુલિયા રે,
ગાજે વરસાદ-ઝડી.

નદી–પૂર ઘૂઘવિયાં રે,
કાંઠે બેઠી એકલડી !

મારા નાના ખેતરને રે
શેઢે હું તો એકલડી !

૧

મેં તો ધાન વાઢી ઢગલા કરિયા,
ડૂંડાં ગાંસડી ગાંસડીએ ભરિયાં,
ત્યાં તો વાદળ ઘોર તૂટી પડિયાં,

ભીંજું ઓથ વિનાની રે,
અંગે અંગે ટાઢ ચડી;
મારા નાના ખેતરને રે,
શેઢે હું તો એકલડી.

૨

સામે કાંઠે દેખાયે રે,
વા'લું મારું ગામડિયું;
ગોરાઢલસું શી વાદળીએ રે;
વીંટ્યું જાણે ગોકળિયું.

મારી ચાદિશે પાણીડાં નાચી રહ્યાં,
આખી સીમેથી મોક અશોપ થયાં,
દીનાનાથ રવિ પણ આથમિયા.

ગાંડી ગોરજ ટાણે રે
નદી અંક્લાશ ચડી,

વાયુની લ્હેરીએ વ્હેતા આવે દૂર-સુદૂરથી,
મંદ મંદ સુરા-ભીના ધીરા કૈં સ્વર બંસીના.

નગર નિર્જનઃ પૌરજનો બધાં
મધુવને ફૂલ-ઉત્સવમાં ગયાં;
નીરખતો ચુપચાપ સૂની પુરી
હસી રહ્યો નભ પૂનમચાંદલો.

આરતે પંથે નગર મહીં એ નિર્મળી ચાંદનીમાં,
સંન્યાસી કો' શરદ-ઘન શો એકલો જાય ચાલ્યો;
એને માથે તરવર તણી શ્યામ વેરી ઘટાથી
વારે વારે 'ટહુ ! ટહુ !' રવે કોયલો સાદ પાડે.

*

આવી શું આજ એ રાત્રી યોગીના અભિસારની !
આપેલા કોલ આણુના[1] પાળવા શું પળે છ એ !

નગર બા'ર તપોધન નીસર્યો,
ગઢની રાંગ કને ભમવા ગયો,
તિમિરમાં સહસા કંઈ પેખિયું.
વનઘટા તણી છાય વિષે પડ્યું.

પડી નિજ પગ પાસે એકલી રંક નારી.
તન લદબદ આખું શીતળાના પરુથી;
વિષ સમ ગણી એની કાળી રોગાળી કાયા,
પુરજન પુરબા'રે ફેંકી ચાલ્યા ગયા'તા.

*

સંન્યાસીએ નમી નીચે માથું રોગવતી તણું
ધીરેથી ઝાલીને ઊંચું પોતાના અંકમાં ધર્યું.
શુકા એના અધર પર સીંચી રૂડી નીરધારા,
પીડા એને શિર શમવવા શાંતિમંત્રો ઉચાર્યા:

---

[1] આણુના=આમંત્રણના

ગેગેલા એ શરીર ફરતો ફેરવી હાથ ધીરો,
લેપી દીધો સુખડઘસિયો લેપ શીળો સુંવાળો.

*

પૂછે રોગી: 'મુજ પતિતની પાસ ઓ, આવનારા!
આંહીં તારાં પુનિત પગલાં કેમ થાયે, દયાળી?'
બોલે યોગી: 'વીસરી ગઈ શું કોલ એ, વાસુદત્તા!
તારા-મારા મિલનની સખિ! આજ શૃંગારરાત્રિ.'

ઝર્યાં પુષ્પો શિરે એને, કોકિલા ટહુકી ઊઠી,
પૂર્ણિમારાત્રિની જાણે જ્યોત્સ્નાછોળ છલી ઊઠી.

## તકદીરને ત્રોફનારી

[ બાઇ! મેં તો પકડી આંબલિયાની ડાળ રે
જંગલ બીચ હું ખડી રે જી—એ ભજન-ઢાળ ]

બાઈ! એક ત્રાજવડાં ત્રોફણહારી આવી રે,
ત્રોફાવો રૂડાં ત્રાજવાં હો જી;
છૂંદાવો આછાં છૂંદણાં હો જી.

બાઈ! એ તો નીલુડા નીલુડા રંગ લાવી રે,
ત્રોફાવો નીલાં ત્રાજવાં હો જી!
છૂંદાવો મોટાં છૂંદણાં હો જી!

નાની એવી કુરડી ને, માંહી ઘોળ્યા દરિયા;
બાઈ! એણે કમખામાં મોય તો સંતાડી રે,
પાલવ ઊંચા નો કર્યા હો જી.—બાઈ એક૦ ૧

આભને ઉરેથી એણે આઘી કરી ઓઢણી,
બાઈ! એણે નવ લાખ ટીબકી બતાડી રે;
કીધું કે આ મેં ત્રોફિયાં હો જી.—બાઈ એક૦ ૨

એને ઉજ્જડ આરે રે
ઊભી હું તો એકલડી;
મારા નાના ખેતરને રે
શેઢે હું તો એકલડી.

૩

પેલી નાકાનો નાવિક રે
આવે ગાતો : કોણ હશે?
મારા ક્લિડાનો માલિક રે
જૂનો જાણે બંધુ દીસે.

એની નાવ ફૂલ્યે શઢ સંચરતી;
એની પંખી શી ડોલણહાર ગતિ,
નવ વાંકીચૂંકી એની દૃષ્ટિ યતી,

આવે મારગ કરતી રે
પ્રચંડ તરંગ વિષે,
હું તો દૂરેથી જોતી રે
જૂનો જાણે બંધુ દીસે;

પેલી નૌકાનો નાવિક રે
આવે ગાતો : કોણ હશે?

૪

ક્યાં દૂર વિદેશ રે
નાવિક, તારાં ગામતરાં?
તારી નાવ થંભાવ્યે રે
આંહીં પલ એક જરા!

તારી જ્યાં ખુશી ત્યાં તું જજે સુખથી,
મારાં ધાન દઉં તુંને વાત્સલ્યથી,
તુંને ફાવે ત્યાં વાપરજે હો પથી!

મારી લાગણી લેતો જા રે,
મોઢું મલકાવી જરા.
મારી પાસ થાતો જા રે
આંહીં પલ એક જરા.
ક્યિા દૂર વિદેશે રે,
નાવિક, તારાં ગામતરાં !

૫

લે લે ભારા ને ભારા રે !
—છલોછલ નાવડલી;
'બાકી છે ?' –વા'લા મારા રે !
હતું તે સૌ દીધ ભરી.
મારી જૂની પછેડી ને દાતરડી,
મારા ભાતની દોણી ને તાંસળડી,
તુંને આપી ચૂકી સર્વ વીણી વીણી.
રહ્યું લેશ ન બાકી રે,
રહ્યુ નવ કંઈયે પડી;
રહી હું જ એકાકી રે,
આવું તારી નાવે ચડી;
લે લે ભારા ને ભારા રે !
—છલોછલ નાવડલી.

૬

હું તો ચડવાને ચાલી રે,
નાવિક નીચું જોઈ રહે,
ન તસુ પણ ખાલી રે
નૌકા નહિ ભાર સહે.
મારી સંપત વહાલી રે,
રાગોરાગ માંઈ રહે.
નાની નાવ ને નાવિક પંથે પળ્યાં,
ગગને દળ-વાદળ ઘેરી વળ્યાં,
આખી રાત આકાશેથી આંસુ ગળ્યાં.

સૂની સરિતાને તીરે રે,
રાખી મુને એકલડી.
મારી સંપત લૈને રે,
ચાલી સોના—નાવડલી.
મારા નાના ખેતરને રે,
શેઢે હું તો એકલડી.
[ સોનાર તરી : સોનાર તરી ]

## ભર ભર છાંટું અંજલિ

ફૂલ ખર્યાં ફોરમ રહી, રહ્યા ગીત—ઝણકાર,
હરિયાળી ધરતી કરી હાલ્યા મેઘ—મલાર;
તૂટયા તંબૂર—તાર,
ભણકારા ભવ ભવ રિયા. ૧

ભવ ભવ ગોત્યે ભટકતાં ન જડે જોડીદાર,
જિનકી હેડી હલ ગઈ, તાકા બૂરા હવાલ,
બસૂરાં ને બેતાલ,
હેડી વિણ ગાયન હુઆં. ૨

ભાઈ મરે ભવ હારિયે, બેન મરે દશ જાત,
માવીતર મરતે ભિના, ચોદશના વા વાય;
(પણ) સબ દુઃખ ભેળાં થાય,
હેડી ! એક તમે મૂએ. ૩

સજ્જન ! તમારી ખાક પર ઝાઝા હજો જુહાર,
ભર ભર છાંટું અંજલિ, બખતરિયા જોધાર !
તેં દઈ દઈ પડકાર,
ભાગી ફોજું ભેડવી. ૪

* રાજસ્થાની પ્રજાના સેવક સ્વ. મણિભાઈ ત્રિવેદીના મરસિયા.

## થાકેલો

મારાં જ્ઞાન-ગુમાનની ગાંસડી ઉતરાવો શિરેથી આજ,
મારાં પુસ્તક-પોથાંની પોટલી ઉતરાવો શિરેથી આજ.

*

બોજો ખેંચી ખેંચી માથું ફાટે મારું
કાયામાં કળતર થાય;
હારી હારી મારું હૈયું થાક્યું છે ને
આંખે અંધારાં ઘેરાય રે—ઉતરાવો૦

*

મોર મુગટ માથે, હાથે બાંસુરી ને
રાધાનો આતમરામ,
એવા રૂપાળા ગોપાળાને મળવા
તલખે હવે મારા પ્રાણ રે—ઉતરાવો૦

*

વેદ ભૂલું ને વેદાન્ત ભૂલું ભલે,
દેખાયે છે તારાં રાજ;
આવું છું ઓ વા'લા ! કુંજ-દ્વારે તારે
દીવો પેટાવવા કાજ રે—ઉતરાવો૦

## મૃત્યુનો ગરબો

'આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે'—એ ઢાળ

માડી ! તને લોક બોલે બિહામણી રે;
મેં તો મુખ દીઠાં રળિયાત
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારી છાતીમાં છલકી રહ્યા રે;
જીવન—મૃત્યુના બે કુંભ
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! અમે જમણે રતન ધાવી રહ્યાં રે;
દેતી ડાબલે પડખે દૂધ
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તું તો સોડયે લઈ સુવરાવતી રે;
દિનભર રમતે થાકયાં બાળ
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! અમે મેલાં : તું નવરાવતી રે;
ચૂમી ચૂમી નવલાં દેતી ચીર;
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારાં પરગટ રૂપ રોવરાવતાં રે;
ભીતર મલકે મોહન—ભાત
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારાં કાળાં ભીષણ ઓઢણાં રે;
કોરમોર ઝલકે શ્વેત કિનાર
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારી ભગવી કંથા ભયભરી રે;
માંહીં રમે ગોરાં ગોરાં રૂપ
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારાં કાળાં કાળ-અંધારિયાં રે;
માંહીં ઝૂલે તારલિયાળું આભ
કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તું તો અણજાણી અધ-પા ઘડી રે;
પલમાં યુગયુગની ઓળખાણ
કે જાવું જગજનનીને ખોળલે રે.

# દીવડો ઝાંખો બળે

: બિહાગ :

દીવડો ઝાંખો બળે
રે મારો દીવડો ઝાંખો બળે.

આજે ઘેર અતિથિ આવે
પલ પલ પડઘા પડે;
સકળ નગર સૂતું છે સ્વામી !
તારાં સ્વાગત કોણ કરે?—દીવડો૦

તારો રથ ગાજે છે ગગને
ધરતી ધબકયા કરે;
હે પરદેશી ! પોઢણ ક્યાં દેશું ?
નયને નીર ઝરે—દીવડો૦

'સાંજ પડય આવું છું સજની !'
એવું કહીને ગયો;
આજ યુગાન્તર વીત્યે, વહાલા !
તારાં પગલાં પાછાં વળે—દીવડો૦

સાંજ ગઈ રજની ગઈ ગુજરી;
હાય પ્રભાત હવે;
ક્યાં રથ ! ક્યાં અતિથિ ! ક્યાં પૂજન !
નીંદમાં સ્વપ્ન સરે.

દીવડો ઝાંખો બળે
રે મારો દીવડો ઝાંખો બળે.

## ધીમાં ધીમાં લોચન ખોલો

હળવાં હળવાં લોચન ખોલો
ધીમાં ધીમાં લોચન ખોલો રે
સંહારના સ્વામી ! થોડા ડોલજો હો જી. ૧
ભમ્મરથી ભૂકમ્પોને ખેરજો હો જી.
દેવા ! પાંપણને સૂપડલે
સ્વામી ! પાંપણને સૂપડલે રે
સોજો ધરતીનાં કસ્તર ઝાટકી હો જી. ૨
ખીટુંમાં માંડો માલિક ! ત્રાજવાં હો જી.
ત્રણે ખંડોને દ્યો તોળી
ચૌદે બ્રહ્માંડોને તોળી રે
સાંધણ નવ રાખો એકે વાલનાં હો જી. ૩
દૃગ રે ટાઢી ને હેમાળે ભરી હો જી.
દીઠે દાવાનળ ચેતાવ્યા
ચોગમ હુતાશન ચેતાવ્યા રે
સળગ્યા સિંધુ ને સળગ્યા સાયરા હો જી. ૪
માથે વીંટાળ્યા ધણીએ રાફડા હો જી.
ભીતર ભોરિંગો ફૂંફાડે
જાગ્યા વાસંગી ફૂંફાડે રે
ભાગ્યા વાદી ને ભાગ્યા ગારુડી હો જી. ૫
બીડી પલાંઠી અવધૂ બેસિયા હો જી.
એનાં અણચલ છે યોગાસન
એનાં મૂંગાં મૂંગાં શાસન રે
શબ્દ વિણ હાકમ ! સત્તા હાલની હો જી. ૬
કેને નવ મેલ્યા કેને મેલશે હો જી.
સ્વામી સૌનાં લેખાં લેશે
બારાફરતી લેખાં લેશે રે
ખાતાં સૌ સૌનાં ખતવી રાખજો હો જી. ૭

સંહારના સ્વામી ! તારો વાંક શો હો જી.
તમને ઢંઢોળી જગાડયા
ધૂણી ધફોડી જગાડયા રે
જગવણહારાને જુગતે ઝાલજો હો જી.

સંહારના સ્વામી ! તુંને વંદના હો જી.
તું છો શિવ અને છો સુંદર
તું છો સત્ય અને છો મંગળ રે
આખર તો એવા રૂપે રાજજો હો જી.

ધીરાં ધીરાં લોચન ખોલો
ગાઢાં પાંપણનાં પડ ખોલો રે
સંહારના સ્વામી ! થોડા ડોલજો હો જી.

# નવલિકાઓ

ફૂલોની રજને સાહિત્યના મધુસ્વરૂપે પલટી નાખવાની કલા વેદનાઓથી ભરેલી હોય છે. સંસારની દિન પર દિન પલટાતી અનંત લીલાને લેખક ફાવતી રીતે નિહાળી નિહાળી એનું પોતે કરેલું કૌશલ્યયુક્ત પૃથક્કરણ, સમગ્ર દર્શન તેમ જ જુદા જુદા ખૂણાઓ પર ઊભીને કરેલું દર્શન બીજાઓને બતાવવામાં આનંદ માને છે. પોતાના આનંદમાં અન્યને સાથીઓ બનાવે છે ને ગર્ભિત ભાવે જાણે કે એ અન્યને પૂછે છે કે, "કેમ, આ વાતનું રહસ્ય તને આમ જ લાગે છે ને?" આથી મહત્તર કોઇ ઉદ્દેશને આ વાર્તાકારના શિર ઉપર નહિ આરોપો તો ઉપકાર થશે.



. . : અરે, આવે શું નહિ ? તમે મોઢામાંથી કાંક બોલો તો તો હમણાં 'આવે-મોર' નાગ આવે એમ આવે. આમ જોવોને, ગાખી પીઠમાં કાછિયા કેવી કેરી બોલી કરીને રિયા છે! તમે તો, ભૂંડા, જીભ જ હલાવતા નથી!'

'મને એવું વેણુ કાઢતાં ને સમે રાગે નાખતાં આવડે નહિ.'

'નો આવડે શું ?' ધીરે સૂરે બાઈ પુરુષને પઢાવવા લાગી: 'એ...આ સાકરિ એ...આ મધના ઘડા લઈ જાઓ! અમૃતના મેવા લૂંટી જાવ! હ્યો...બોલો એમ!'

લજામણીનો છોડ જાણે-એનું જડબું ફાટ્યું જ નહિ. નીચે જોઈ ગયો.

'ઓય માટીડો! નારી ઘડતાં ઘડતાં ભૂલથી નર ઘડ્યો લાગે છે ભગવાને!'

એમ કહેતીકને બાઈ પોતાના ગળાના ગળચટા સૂર કાઢવા લાગી: 'એ જઈનાં રે અમરતનાં કૂંપાં એ પૈસાનાં શેર! આ સાકરટેટી એ જઈની શેર! આ મીઠા મેવા એ પૈરે

એક ખેસધારી વેપારી આવીને ઊભા રહ્યા. ઘેરે વિવાહ છે. સાંજે જાનનાં માણસે સવા ચીભડાંનું શાક કરવું છે. પૂછે છે:

'શે ભાવ ?'

'બે પૈસે શેર, બાપા! અમરત રાખો માલ!'

'આનાનાં અઢી શેર તો ઓલી દુકાને આપે છે.'

'ના બાપા, અમારે પોસાય નહિ, અમે પરગામથી આવેલ છયેં! ચાર દીવી ખાટલા છે અમારે. નદીમાં કૂંડિયા ગાળીગાળીને, આટલાં સારીસારીને વાડા પાયા છે, ભાઈ! મોંકાડા નોખા થઈ ગયા છે!'

'ઈ ઠીક, મહેનત વગર કાંઈ થોડો રોટલો મળે છે!' રના સદા રમનાર વેપારીએ લોંઠી પાડી. 'લે, એક વાત કર એટલે હું આખી ફાટ લઈ લઉં. મારે ઘેર જાન આવવ

'અરે મારા ભાઈ! જાનને જમાડવી છે, હજારુ રૂપિયા ખરચીને વિવા' માંડેલ છે અમને ચાર-છ આના ખટાવતાં શું બીઓ છો? એમાં તમને કેટલોક કસ રે'શે?'

'લાંબી વાત નહિ, આનાનાં ત્રણ શેર તોળી દેવાં હોય તો દે, તારાં સડેલબડેલ, ચીરેલાં-તમામ લઈ જાઉં.'

'ના ભાઈ, પેટના પાટા ન છૂટે.'

'ઠીક ત્યારે, બેઠાં બેઠાં ફાકો ધૂળ આંહીં બે દી સુધી!'

વેપારી ભાઈ હાટકે હાટકે અને નાગે બેઠક કરીને વેગનાર એકાએકની પાસે ફરે છે. વારંવાર એની ટાંપ આ કોળી-બેલડીની ફાંટ ઉપર મંડાય છે.

કોળી-કોળણનાં અંતરમાં આ વાત પરથી વિચારનું જાણે કે એક વલોણું ચાલવા લાગ્યું:

'આ શેઠિયાવ-હજારૂંના ગજનારા અને હજારૂંના ધુંવાડા કરીને વરા ઉકેલનારા-પણ, શાકપાંદડાંની વાતમાં પાઈ-પૈસાની ગણતરી છોડતા જ નથી!'

'કોણ જાણે આપણે કઈ મેડીયું ચણાવી નાખીએ છીએ આ કમાણીમાંથી!'

'ઇ...વેપારીયુંની વિદ્યા જ અવળચંડી, બાપ દીકરાને પે'લું શાસતર જ ઈ પઢાવે, કે આગલા પાસેથી કસીને લેવું: અને સામાને છેતરે ઈ ચઢિયાતો.'

એવી વાતો થાય છે ત્યાં તો એક બાઈ રૂમાલ લઈને આવી ઊભી રહી. હાથપગ અને ડોકમાં હેમના દાગીના છે, પગમાં ચંપલની જોડી છે, ઝીણો સુંદર સાડલો છે, નાની શી કોથળીમાં પૈસા ઠીક ઠીક છે.

'કેમ દે છે ચીભડાં?'

'બે પૈસે શેર, બોન!'

'અરે, એવું તે હોય? તમે કોળી તો હવે લૂંટવા બેઠાં. લે, જોખ એક શેર. મારે મંદિર જવાનું મોડું થાય છે ..એમ ગેલી જોખછ? જો કડી ચડી ગઈ છે ત્રાજવાની; ને નમતું જોખ બરાબર, છોકરાં ફોસલાવ મા.'

'લ્યો બોન, આ નમતું!' કહીને કોળીએ દોઢ શેરથી ઝાઝેરો માલ જોખી આપ્યો.

'હવે એક ચીર દે આ પાકા ચીભડામાંથી' શેઠાણીએ એક કાપેલ ચીભડા ઉપર બણબણતી માખો ઉડાડીને એમાંથી ચીર માગી.

'હજી પાછી ચીર, બોન!'

'હા...સ્તો. મફત ક્યાં દેછ? મારો છોકરો ઘેર જતાં જ માગે, ખબર છે?'

'પણ બોન—!' કોળણને એ અકેક પલકે પોતાનો મહેનતે ઉછેરેલ વાડો, મથીમથીને ગાળેલ કૂંડિયો, અને માટલે માટલે સારીને ત્રણ મહિના સુધી લાગલાગટ પાયેલ પાણી સાંભરી આવતાં હતાં. શિયાળવાં અને હરાયાં ઢોર હાંકી હાંકી ઉજાગરા તાણેલા.

'લાવ, ચીર દેછ કે? નીકર આ લે તારું ચીભડું પાછું.'

ચીર દેવી પડી-જેમ જાણે કલેજામાંથી ચીર કાપી આપવી પડી હોય એવું દર્દ એના અંતઃકરણમાં થયું.



## નવલિકાઓ

# બુરાઇના દ્વાર પરથી

કોળી અને કોળણ ચીભડાં વેચવા બેઠાં હતાં. શાકપીઠની અંદર હાટડું ભાડે રાખવાની બે દોંડા સારુ શી જરૂર, એટલે શેરીમાં રસ્તા ઉપર પછેડી પાથરીને ચીભડાં મૂક્યાં હતાં; પણ બેના ચાર દિવસ થઈ ગયા હતા, જુવાન જોડલું હતું, ચમનલાલ શેઠના 'બાથ-રૂમ'માં જઈને એકવાર જો તેલનું મર્દન લઈને માઈસોરી સુખડના સાબુથી અંઘોળ કરે અને ટુવાલે શરીર લૂછે તો કોળી અને વાણિયા વચ્ચેનો રૂપભેદ કોણ પારખી શકે—એવાં એ કોળી અને કોળણનાં લાવણ્યવંતાં, ધાટીલાં અને લાલ ચટકી ઊપડતાં શરીરો હતાં. સંસાર જો તપોવન હોય, અને પરસેવો ટપકાવીને પેટગુજારો કરવો એ જ સાચો યજ્ઞ હોય, તો તો આ બેઉ જણાં સાચો યજ્ઞ જ કરી રહ્યાં હતાં. બેઉ ઉપવાસી હતાં, ધૂપમાં બેઠાં હતાં, એક આસને બેઠાં હતાં, ધૂળના વંટોળા ગરીબીના હવનના ધુમાડા શા ઊડતા હતા, અને બેઉનાં મોં ઉપર આનંદનો ઉજાસ ઝલકતો હતો.

'હવે બે ફાંટ મતીરાં રિયાં છે, ઝટ નીકળી જાય તો ભાગીએ.'

'હા, હવે રોટલા પણ એક ટંકના જ બાકી છે. બે દીના ઘડી લાવી'તી તેને સાટે ચાર દી ગદરી ગયા, માતાજીએ સે' પૂરી, ખરું ?'

'પણ હવે રોટલા કાંક સુકાણા હો ! ભેળું કાંઈ શાક-આથણું ન મળે ખરું ને, એટલે પાણીને ઘૂંટડે ઘૂંટડે—'

'અરે, તમે જુવો તો ખરા, હોશિયાર થઈને આટલાં ચીભડાં કાઢી નાખો ને, એટલે સાંજે ને સાંજે અમરાપર ભેળાં થઈ જઈએ. અધરાત થઈ ગઈ હશે ને તોય મારી મા ઊના ઊના રોટલા ઘડી દેશે, ને હું લસણની ચટણી વાટી નાખીશ. માટે તમે હેંમત રાખીને આટલાં વેચી કાઢો, મારો વા'લો કરું !'

નાના બાળકને પ્રોત્સાહિત કરતી હોય તેવે શબ્દે ધણીને ચાનક આપતી બાઈ પોતાનાં ધાવણ-વિહોણાં સ્તનો ચૂસી રહેલ નાના બાળકને પાલવ ખેંચીને ઢાંકતી હતી, પણ પાલવ તાણવા જાય છે ત્યાં પાછી બીજી બાજુ પીઠ ઉઘાડી થઈ જતી હતી. છોકરો છાતીમાં માથું માર માર કરતો હતો.

'પણ ઘરાક આવે છે જ ક્યાં ?'

'આવા જીવ શે થઈ જાતા હશે આ પૈસાવાળાના ?'

'માટે જ આપણે નિર્ધન રહ્યાં સારાં !'

'ના, ના, મને તો દાઝ ચડે છે કો'ક કો'ક વાર.'

'દાઝ ન ચડાવીએં, ડાયા ! પારકો પરદેશ છે. આપણે રિયાં કોળી. કાં'ક થાય તો સપાઈને આપણા જ વાંકની ગંધ આવે.'

તેટલામાં તો 'પિયુ પેલી પેસેન્જરમાં આવજે—'નું છેલ્લામાં છેલ્લુ નવું લોકપ્રિય નાટક-ગીત ગાતો ગાતો બંકડો પોલીસ આવ્યો અને એક ચીભડું લઈ, કશી ચર્ચા, માથાકૂટ કે લપ-છપ કર્યા વગર મલપતી ચાલે ચાલ્યો ગયો. ચીભડા ઉપર આંગળીઓથી તાલ દેતો એ નવું કવાલી–ગીત ગાતો ગયોઃ 'અય બેઈમાન દિલબર, જોબન લૂંટાનેવાલા !'

કોળી અને કોળણ એકબીજા સામે જોઈ રહ્યાં. બાઈ તો ઝેર પી ગઈ હતી. હસીને બોલીઃ 'આય એક તાલ છે ને !'

'તને ઓળખે છે ?' ધણીની આંખોમાં ઠપકો હતો.

'તમારું તો ફટકી ગયું છે કે શું ?'

'ચાર પેમાનો માલ આમ ઉપાડીને હાલતો થાય, તોય તું દાંત કાઢછ–કેમ જાણે તારા પિયરનો સગો હોય !'

'હવે વાત જાતી કરો ને !' બાઈએ ધણીના વાંસામાં હાથ ફેરવ્યો. 'જો ને, તમારાં લૂગડાં એક મહિનામાં મેલાડાટ થઈ ગયાં છે. આજ સાંજે મારા બાપને ઘેર પહોંચવા દે, ત્યાં ખારો-પાટ છે તે સંધાય લૂગડાં ત્યાં ધમીજંસી, ચોળીને હડમાનની ફૂઈએ ફપાળાં ધમધમાવી નાખું. હાલો મારો વા'લો કરું, હવે એકાદ લલકારો કરો જોઉં !'

ધણીના કલેજાની કળ જાણે કે આ સુવાળાં વચનો વડે ઊતરી ગઈ: 'માતાના સમ, મને શરમ આવે છે !'

'હેઠ નાની વઉ !' કહીને કોમળ કંઠે કોળણે સૂર છેડ્યા 'એ ..આ સરબતના કૂંપા લઈ જાવ ! આ દૂધિયા માલ લઈ જાવ !'

સાંજ નમતી હતી. વરવહુના ચહેરા ઉપર પશ્ચિમના કેસૂડાં જાણે રંગ રોળનાં હતાં. આથ-મણી દિશાના માળી સૂરજે સીમાડા ઉપર ફૂલભરપૂર ખાખરાના કેસરિયાં વન ખડાં કર્યાં હતાં. વાદળાંઓમાં રમતી વગડાઉ છોકરીઓ એ વનફૂલને વેડતી હતી.

'સાંજે આપણે જાયેં ત્યારે ચારે દીના પૈસા તમારી પાઘડીના માયલી કોરના એક આંટામાં બાંધી લેજો હો ! રસ્તે કાઠીનું ગામ છે !'

'પણ ઈ તો પાઘડીય નહિ પડાવી લ્યે? રાતા મધરાસિયાની પાઘડી કાંઈ કાંઈ એમ મૂકી દેશે?'

'ઠીક ત્યારે, હું મારી કેડ્યે બાંધી લઈશ'

બકરીને હાંકતા હાંકતા ફરીથી બાઈએ લલકાર કર્યો કે, 'એ આ ઘીના કડલા લઈ જાવ!'

'કેમ કર્યાં ચીભડાં?' એમ પૂછતો, જવાબની વાટ પણ જોયા વગર એક જુવાન નીચે બેસીને કહે છે કે, 'અધમણ જોખો'

'સુમનલાલ!' પેલા ખેમધારી વેપારી સામેની એક ખોજાની દુકાને બીડી પીતા હતા તે આ સુમનલાલને હાથની ઈશારત કરીને એનાથી લીધા ને કહ્યું 'ઉતાવળ કરો મા એ છે ડરગામના આજ સાંજ પડશે એટલે મફત આપી દઈને પણ ભાગશે એવા થાકેલા છે તમે થોડી વાર થોભી જાવ આનાના ત્રણ શેર લેખે આખોય લાટ આપણે ઉપાડીને પછી વહેંચી લેશું'

કોળી-કોળણે સમજી લીધું 'આપણું ઘરાક ટાળ્યું એટલે શેઠિયે'

'મને તો કાંઈનું કાંઈ થઈ જાય છે મનમાં' કોળીના ધગધગતા મગજમાંથી જાણે દસ કલ્પનાના માનની અકેકેક ડાગ લઈને ત્રાડે છે અને એ વેપારીની ઉપર તૂટી પડે છે.

સુમનલાલ શરમે શરમે થોડી વાર ઊભા થઈ રહ્યા એના મશ્કરીકાર ખેમધારી ભાઈ કોળી કોળણ સામે જોઈ હસવા લાગ્યા, પણ સુમનલાલની અમૂઝણ દેખાવા લાગી વારવાર એની નજર પોતાની કાંડાઘડિયાળના કાચ ઉપર પડવા માંડી ખેમધારી ભાઈએ એને પાંચ-દસ મિનિટ કઢાવી નાખવાના હેતુથી પૂછવા માંડ્યું 'કોલેજમાં પાછા ક્યારે જવાના છે? કેટલામો નંબર રાખો છો? હવે એમએ બી થવાને કેટલા વરસ બાકી? વિલાયત જશો ને? કે ગાંધી મા'ત્મામાં ભળશો?'

'જે થાય તે ખરું!' એવા ટૂંકા અવાજથી પતાવીને સુમનલાલ પાછા એ કોળી-કોળણ તરફ વળ્યા ખેસધારીએ કહ્યું

'કાં! ઘડીક સારું શીદ બગાડો છો બાપુ?'

'મારે મોડું થાય છે'

'વોય ભણેલો! આ વિવા ચા લીલુ કરવાની હતી?'

સુમનલાલે જરા ને કહ્યું 'તો જોખો અધમણ મજૂર બોલાવું'

કોળી દરેક પાંચ શેરની ધારણમાં અકેક શેર નમતું તોળવા લાગ્યો

ખેસધારી ભાઈ આવીને ઊભા રહ્યા 'આ બધું તો એકનું એક થયું ને માળા ગાડા! કે કોળો કહ્યો એટલે થઈ રહ્યું!'

'કેમ ?'

'આટલી નમતી ધારણે તો એ જ હિસાબ થઈ રહે છે. મેં આનાનાં ત્રણ શેર તો માગ્યાં'તાં ?'

'અમે તો બાપા, રકઝકનાં કાયર. ચાર દીશી સૂકા રોટલા ચાવતાં હોઈએ ઈ કાંઈ અમનેય ઘોડું ગમે છે ? પેટમાં પાણાની જેમ ખૂંચે છે, ભાઈ !'.

કોળણ બોલતી ગઈ. કોળી જોખતો ગયો. પાંચેક ચીભડાં વધ્યાં. જુવાને કહ્યું. 'જોખો એક વધુ ધારણ.'

'ના' કોળણે કહ્યું. 'ઈમ ને ઈમ નાખી દ્યો. ઈની ધારણ નથી કરવી. ભલે ભાઈ લઈ જાતા. તમારાં પેટ ઠરે, બાપા !'

જુવાન સુમનલાલને આ કોળી–કોળણમાં રસ પડ્યો. વકીલવર્ગનાં ઊર્મિગીતોમાં કદી આવો રસ નહોતો ઊપજ્યો. એણે કૌતુકથી પૂછવા માંડ્યું. 'ક્યાંનાં છો ? ક્યાં વાડા કરો છો ? કેટલા મહિનાની મહેનત ? શી શી મુસીબતો ? કેટલું રળો ? ક્યારે પરણ્યાં છો ? કેટલી ઉમ્મર છે બેઉની ? આ બાળકને કેમ ધવરાવ્યા જ કરો છો ? ટાઢા રોટલા કેમ ખાઓ છો ? આંહીં કોઈ ન્યાતીલાઓનાં ખોરડાં નથી ?'

દરેક જવાબમાં સુમનલાલે ચીભડાંના રંગો જેટલી જ નિખાલસ મધુરાઈ દીઠી. વચ્ચે વચ્ચે વરવહુના મતભેદનું મીઠું–મર્માળું ટીખળ પણ માણ્યું.

પણ આ વર–વહુએ એ વાતો દરમિયાન પોતાનો ધંધો ચાલુ જ રાખ્યો હતો. પછીડી ખંખેરીને એ બંને પોતાની ભાડે રાખેલી વખારમાં ગયાં.

સૂરજ દોડાદોડ ચાલ્યો જાય છે: ક્યાં જાય છે–આટલો અધીરો બની ક્યાં જાય છે !–પોતાને સાસરે કે પિતૃઘેરે, તે તો એ જાણે ! પણ એની સાથે આ કોળી–કોળણ પણ સ્પર્ધા કરી રહ્યાં છે. છોકરાને કેડે ઝાલીને કોળણ ધણીને એક હાથે બધી લે–મેલમાં સાથ દઈ રહી છે: 'આ અલીભાઈની અટીશેરી દઈ આવો: આ છરી લઈ લ્યો: આ દીવામાંથી ઘાસલેટ ઢોળીને લઈ લ્યો: આ લ્યો આ કાગળમાં વીંટી લ્યો: આ તાળું વખારના માલિકને આપી આવો: લ્યો આપણાં લૂગડાં–લત્તાંની ને તોલાં–ત્રાજવાંની ફાંટ બધાવું: સંડલો મારે માથે મેલો: અરે ભાનભૂલ્યા, ઈંઢોણી તો પેલી મૂકી !'

દરેક આદેશનું મૂંગું પાલન કરતો ધણી દોડાદોડ કરતો હતો.

સુમનલાલ પણ વખારે આવીને આ તાલ જુએ છે ને બાઈને કહે છે:

'તમારું કહ્યું બરાબર ઉઠાવે છે હો !'

'ઉઠાવે નહિ, બાઈ ? ઊના ઊના રોટલા જમવા છે આજ મારી માના હાથના, ખરું ને એલા !'

કોળીના વ્યસનહીન રાતા હોઠ મરકતા હતા.

'પાછાં આ વખતે તો અમારે સરમાણિયાને મેળે જાવું છે, કાં ને એલા ?'

કોળી જુવાનની આંખોમાં આ બધી વાતોની 'સેંકશન' થકી આનંદના દીવા રમવા લાગ્યા.

પેલા ખેસધારી ભાઈ પાંચમી બીડીનું ઓખું ચૂસતા ચૂસતા ક્યાંઈક આંટો દઈ ને પાછા આવ્યા:

'કાં સુમનલાલ, શાક ક્યાં ?'

'ક્યારનું ઘેર પહોંચડાવી દીધું, મજૂર ભેળું.'

'ઠીક, મજૂરને પણ ઘરનું બે ટંકનું શાક નીકળશે! ને તમે તો બહુ રોકાણા? કાંડાઘડિયાળના કાંટા ઓટકી ગયા કે શું ?'

એ મર્મમાં હૃદયની તમામ દુર્ગંધ હતી.

સુમનલાલે કહ્યું : 'હું તો જોઈ રહ્યો છુ કે આ લોકોનું કેવું સાચું-સહિયારુ જીવન છે!'

'કૉલેજમાં આવું નહિ શિખવાતું હોય, ખરું? વાણિયાના દીકરાઓની નિશાળ શાકપીઠમાં ખોલાવવા જેવું છે, કેમ...નહિ?'

'હા, સટ્ટાબજારમાં તો નહિ જ.'

'બરાબર છે, ત્યાં બાઈઓ ન મળે ખરી ને.?'

'એટલે જ આપણે પાંગળા છીએ ને ? બાઈઓ રસોડે આપણા મહેમાનો સારુ ઝીણી ઝીણી રોટલી જ ઉતાર્યા કરે છે!'

દરમિયાન કોળી-કોળણ પરવારી રહ્યાં. વહુએ માથા પર ગાસડીવાળો સૂંડો ચડાવી લીધો. ધણીએ છોકરાને ખભે ચડાવ્યો. છોકરો બાપને માથે માથું ઢાળીને ત્યાં ને ત્યાં જ ઊંઘી ગયો.

'હયો બાપા, રામ રામ! તમારે પરતાપે વે'લાં વે'લાં અમે ઊના રોટલા ભેગા થઈ જાશું!'

'પ્રતાપ તમારી મહેનતનો, બહેન!'

ઉજળિયાત જુવાનના મોંમાંથી 'બહેન' શબ્દે સંબોધાતા કોળણને એક નવી દુનિયાનાં દ્વાર ઊઘડી પડ્યાં લાગ્યાં.

'હું રાજપર આવીશ ત્યારે તમારા વાસમા ચોક્કસ આવીશ.'

'જરૂર જરૂર આવજો ભાઈ, આ ગગાના સમ છે તમને.'

કેસૂડાંની વનરાઈ સંકેલીને જ્યારે સંધ્યા ચંપા-ધારની પાછળ ઊતરી ગઈ હતી, અને આઠમનો ચાંદો વાદળીઓમાં રમતી કન્યાઓને દૂધિયા રંગની ઓઢણીઓ દેતો હતો, ત્યારે ત્રણ ઠેકાણે ત્રણ તરેહની વાતો ચાલી રહી હતી:

—પેલા ખેસધારી શેઠિયા પોતાની બહેનને ઘેર આવેલી જાનના માણસોને સુમનનાનનો દાખલો આપી કૉલેજમા ભણનારાની વ્યવહારકુશળતાની મશ્કરી માંડતા હતા 'વાણિયા વિના રાવણનું રાજ ગયું તે આ રીતે બાપા !' એ જૂની કહેનતને એમણે લાખ રૂપિયાની કહી જણાવી

—ઘેરે પોતાની બહેનના લગ્ન હતા તેની ધમાલમાથી છાનીમાની પોતાની જુવાન પત્ની સવિતાને મેડી ઉપર બોલાવીને સુમન અમરાપરનો કેડો બતાવતો હતો 'સવિતા! એ કેડે બે વરવહુ ચાલ્યા જાય છે એનુ તે સાચુ સહજીવન મરતા મરતા પણ એ જીવનરના તોફાનો સાથે રહી વીંઝે છે આપણુ સહજીવન કેવળ સિનેમામા, ફોટોગ્રાફમા અને રાતના પાચ-છ કલાકમા હું વકીલ થઈશ ને તું કુટુંબમા રોવાકૂટવાનુ કરીશ, મારુ ભઠિયારખાનુ કરીશ–મારો ભાર્ગ પણ નહિ બની શકે ઘણા છૂટે છે આ સદ્ભાવવત્તુ સહ નો મુનક્તુ સહવીર્ય કરવાવહૈ ના એમ્પીસ કોડ વાર જૂઠા બોલાયેલા મંત્ર પર એ મ નના આચરનારા તો ઓ જાય અમરાપરના કેડા ઉપર !'

—'માતાના સમ !' અમરાપરને કેડે પુરુષ ખભે છોકરુ સુવાડીને સ્ત્રીના હાથમ હાથ પરોવી કહેતો હતો 'આજ તો મને ખાઈ ગઈ'તી પાચ વરસથી વાડા વાવતા આજે ગજાગળ આવી ગયો'તો એમા ઓ ધા સપાઈએ, ઉપર ચીર્ય માગનારી બાઈએ ને શેઠિયાએ તો મારી ખોપરી ફાટ ફાટ કરી મેલી'

'અરે ભૂંડા, ખોપરીને તો ટાઢી રાખીએ !'

'ના, ના, આમ લોહીના પાણી કર્યેય જો રોટનો ન પમાતો હોય તો પછી મેરકાની ટોળીમાં ભળવુ શુ ખોટુ !'

'રોયા ! ચોરી ' બાઈએ વરને ચીટિયો ભર્યો

'માતાના સમ, કદીક કે ને બે મહિનાની જેલ મળે એટલુ જ ને !'

'બસ, એ તારે મન કાઈ નહિ ?' બાઈએ પ્રેમના તુમારા માંડયા

'ના, રોટલા તો ત્યાયે મળે છે–દીવટાના બે ટાણા, બમે રોટલા દાળ અને શાક પેટ પરતા આપે છે'

'પણ ત્યા તુને બે વાના નહિ મળે તારા આસુડા નહિ સુકાય'

'શુ નહિ મળે ?'

'એક આ તારી ઝમકુ, ને બીજો આ દીકરો ઝીણિયો'

'એટલેથી કરીને જ આ વાડા પાઈને પ્રાણ નિચોવુ છુ ને ! બાકી આ દુનિયા–આ શેઠ શાહુકાર ને આ સપારડા તો હવે મને ચોર જ બનાવી રહેત છે'

'કેમ આમ હારી બેઠા !' ઝમકુએ ચાહના ઉભરામા ધણીની આખો ભીની થતી ભાળી

એના સાદમાં પણ ખરેડી પડી હતી. એણે ધણીને શરીરે હાથ વીંટીને હૈયા સાથે ચાંપ્યો : 'હેં બહાદુર ! મરદ થઈ ને...આવા માઠા વચાર ! ઠાકર—'

'ઠાકરની વાત હવે નથી ગમતી. કીડીને કણ અને હાથીને હારો દેનારો મરી ગયો લાગે છે.'

'ગાંડા ! સંજ્યાટાણે ઠાકરનું હીણું ન બોલીએ. તારે ખંભે તો જો, ઝીણિયો ઝંપીને સૂતેલો છે.'

'પણ ત્યારે આ તું ને હું બેય તૂટી મૂઆં, તોય તાજો રોટલો કેમ ન મળે ? આ મલક બધો બંગલા-મેડીયુંમાં માલ્લે છે, ગંઠાહાર ને હીરા પે'રે છે, તારા-મારા જેવાં દસ નભે એટલી તો એની એઠ્ય રોજ ગટરુંમાં પડે છે, ફેનુંગ્રામ અને ધૂપપાપ વગર એના દા'ડા ખૂટતા નથી, ત્યારે આપણને તો પૂરી ઊંઘેય નહિ ! આ તે શું ?'

'તને વિચારવાયુ ઊપડયો.'

'મારું મન મૂંઝાય છે. મેરકાની ટોળી મહિને-પંદર દા'ડે કેટલું પાડે છે, જાણ છ ?'

'તું ઝમકુનો દા'ડો ખા જો હવે વધુ બોલ્ય તો. જો અમરાપરનો સીમાડો આવી ગયો.' ઝમકુએ વરના ગાલ ઉપર ટાઢા હાથ દીધા.

સમાજનો સેવક આ કોળી, એ આઠમની રાતને પહોરે, સમાજની શત્રુતાના ઊઘડું ઊઘડું થતા દ્વાર ઉપર છેક ઉંબર સુધી પહોંચી ગયો હતો. ઝમકુનાં જનેતાસમાં ફોસલામણાંએ એને ત્યાંથી પાછો વાળી લીધો.

શિયાળવાંની લાળી સંભળાતી હતી. ચાંદનીમાં પણ એકાન્ત અકારી હતી. પોતાના પગ-ધબકાર પણ કોઈક પાછળ પડયું હોય તેવી ભ્રાંતિ કરાવતા હતા. એ બીક ઉરાડવા માટે બાઈ બોલી :

'કોઈ કાઠી-બાઠી ન નીકળ્યો. દેન કોની છે આવવાની ? માતાજીને નાળિયેર માન્યું છે મેં તો !'

ત્યાં તો ગામપાદરનાં કૂતરાં બોલ્યાં.

# પાપી!

રાતના બે વાગ્યાથી કાળુ એના આંગણાની આંબલી નીચેના જૂના ભાંગલા બાંકડા ઉપર બેઠેલો હતો. બેઉ ગોઠણ વચ્ચે માથું દબાવીને એ અંધારામાં તાકી તાકી જોતો હતો કે પોતાના ઘરનું કમાડ ક્યારે ઊઘડે ! આટલા સરવા કાન એણે આજ જીવતરમાં પહેલી જ વાર માંડ્યા હતા. ઘરની અંદર શો શો સંચર થાય છે, કષ્ટની ચીસો કેટલી વાર પડે છે, એ ઊંહકારો પંદરમી વારનો હતો કે ચૌદમો—એ બધું એના કાન તલ્લીન બનીને વીણતા હતા—તરૈયાઓ દરિયાને તળે જઈ બીજી તમામ વાતો પ્રતિ આંધળા બની સાચાં મોતી વીણે છે તેવી રીતે.

સાડા ચાર વાગ્યે ઘરમાંથી ગંભીર સુખનો શબ્દ સંભળાયો કે: 'વાહ ! શાબાશ બેટી !'

પાંચ બજ્યા અને કમાડ બહુ ધીરેથી જરીકે ક્ચૂડાટ કર્યા વગર ઊઘડ્યું. અંદરથી હાથમાં બૅગ લઈને દાક્તર દાદા બહાર નીકળ્યા. કાળુ સફાળો ખડો થઈને સામો દોડ્યો. એને પોતાના તકદીરનો ફેંસલો સાંભળવો હતો.

ધસી આવતા જોધાર કાળુને ખંભે હળવો પણ મક્કમ હાથ મૂકીને નસરવાનજી દાદા ધેરા નાદે બોલ્યા: 'કાળુ ! બેટા ! જો, તારી વહુને બહુ થાક લાગ્યો છે. કેટલા કલાકની મહેનત કર્યા પછી એને માંડ માંડ નીંદ આવી છે. તું ઉતાવળ કરીશ ના, હો ગાંડિયા ! નર્સ અંદર છે તે તને બોલાવે ત્યારે જ ઘરની અંદર દાખલ થજે, નહિતર આ બુઢ્ઢાના હાથના પાંચ ગડદા તારી પીઠનાં હાડકાંનો ચૂરો કરી નાખશે હાં કે !'

કાળુના માથા પર હાથ ફેરવીને દાક્તર દાદા સવા પાંચે ગયા. મોટરના શૉફરને કહ્યું કે: 'બિલકુલ હૉર્ન ના મારતો હાં કે ! અને ખૂબ 'સાઇલેન્ટલી' ગાડી બહાર કાઢી લે.' ગાડી દૂર ન થઈ ત્યાં સુધી બારણું પણ દાદાએ બીડ્યા વિનાનું જ રાખ્યું. આંબલી પરનાં નાનાંમોટાં તમામ પક્ષીઓ જરીકે ચોંક્યા વગર જંપેલાં રહ્યાં.

દાદા હજુ જાણે એની સફેદ દાઢીમાં હાથ પરોવતા સામે જ ઊભા હોય એવી અદબ રાખીને કાળુ બાંકડા પર બે ગોઠણ વચ્ચે મોં દાટીને બેસી રહ્યો. રેલગાડીમાં વીજળીબત્તીનું ખાતું સાચવતો કાળુ દર એકાંતરે આટલી આટલી રાતો ચર્ચાં મુસાફરીઓ ખેંચતો હતો, પણ અત્યારે એણે

શે'જાદો' એના જેવું બન્યું. એક વરસ વેવિશાળ ટક્યું, બીજે વર્ષે પોતે બી. એ. થાય કે તુરત લગ્ન થવાનાં હતાં, ત્યાં તો કાચની બંગડીના કટકા થાય તેમ એનું હૈયું નંદવાઈ ગયું.'

'કાં ?'

'નાની એવી વાતમાં. એકવાર જઈને સસરાને કહે કે મારે કાલે રૂપિયા અઢીસો જોશે. આ બસ એ 'જોશે' શબ્દ સસરાને લમણાંમાં બંદૂકની ગોળી જેવો લાગ્યો. કહે કે: 'જોશે એટલે ?' મારો બાલુભાઈ બોલ્યા કે: 'જોશે એટલે જોશે. બીજું શું વળી ? ફી ભરવાની છે તે જોશે.' સસરો કહે કે: 'એમ 'જોશે' કહ્યે નહિ ચાલે.' કે': 'કેમ નહિ ચાલે ?' કે': 'નહિ ચાલે. તમે શું કોઈના રણીધણી છો ?' આ એમ કહ્યું એને સસરે, અને મારા બાલુભાઈની ખોપરી ખદખદી. ચેતી જઈને ચુપચાપ ચાલ્યો જાય તો તો કાંઈ નહિ, પણ ઊખડી પડ્યો કે: 'ત્યારે આજ લગી શું ઉલ્લુ બનાવતા'તા !' તો સસરો કહે કે: 'તું શું આંહીં ધણીપતું કરવા આવ્યો છે ? આ તો ઠીક છે, પણ લગ્ન કર્યાં હોત તો તો તેં શી બાકી રાખી હોત ?' આ ઈ 'હોત' શબ્દ પર લાગી પડી. મારો બાલુભાઈ કહે: 'લગ્ન કર્યાં હોત-એટલે શું કહેવા માગો છો ?' સસરો કહે: 'ઈ વ્યાકરણ–ફ્યાકરણ હું ભણ્યો નથી, જા, પૂછ તારા પ્રોફેસરને.' મારો બાલુભાઈ કહે કે: 'ન ભણ્યા હો તો હું ભણાવી શકું તેમ છું. તમારા ઉપર કાંઈ ભૂંગળું ભાંગ્યું નથી.' ઓલ્યો કહે કે: 'ચાલતો થા.' આ કહે કે: 'આ ચાલ્યો.' ઊઠીને મંડ્યો એ તો ચાલવા. ચાલ્યો આવ્યો હોત તો તો કાંઈ નો'તુ, પણ બારણામાંથી પાછો વળ્યો બચાડો અને કહે કે: 'મારે જરા વિશાખાને મળી લેવું છે.'

'હં...' વાર્તાકારે ટમકું મેલ્યું. 'પછી તો ઓલ્યો ધા ભૂલે ?' અને કાઉ તો રાતી રાતી થઈ જઈને આગળ વધી:

'હા...રતો ! બચાડાને ભાન ભુલાવ્યા પછી તો બાકી શીદ રાખે ? કહે કે: 'હાલતો થા હાલતો, મળવું વિશાખાને ! મોઢું છે મારા ચંપલને જોગ !' તોય બાપો ઊભો રહ્યો. હમણાં જાણે એની વિશાખા દોડતી આવીને બાપની પટકી પાડી નાખશે !

'હં...અ...' વાર્તાકારે ટકોરો માર્યો. 'નાટકના તખ્તા ઉપર વીંગમાંથી સબૂર સબૂર કરતું પાત્ર દોડ્યું આવે છે ને કટોકટીની ઘડીએ, એમ આપણા વીર બાલુભાઈને આશા હશે ખરું ને ? પણ વિશાખા બાપડી વિધાતાના નાટકમાં શું કરી શકે–ઘરમાં હશે જ નહિ કાં તો !'

'નહોતી શેની, રૂપા...ળી ઊભી'તી ત્યાં જ !'

'હેં, ક્યાં ?'

'હા, ત્યાં બાજુના ઓરડામાં, બારણાની પાછળ જ. રૂ...પા...ળી ઊભી'તી ! ઊભી ઊભી તમાશો જોતી'તી !'

'પ્રેક્ષકની પેઠે કે?'

'મૂઆ પ્રેક્ષક! નજરોનજર દીઠી હતી મારે બાલુભાઈએ. બાપ ચંપલ મારવાનું ખોઈયો તપે તો ઊલટાંની સરકી ગઈ!'

'બહાર દરવાજે જઈને ઊભી હશે!' વાર્તાકાર એક પણ ફટકો ભૂલતો નહોતો.

'ના, બાપુ ના.' ફાઉએ દાઝ કાઢી. 'મારો બાલુભાઈ પણ એ જ આશા રાખીને બહાર નીકળ્યો કે બગીચામાં ઊભી હશે; ગાનની રાણીના રોપ પાસે ઊભી હશે; ત્યાં નહિ તો આગળ પારિજાતના છોડ પાસે લપાઈ હશે; કાંઈ નહિ તો છેવટે માળીના ઝૂંપડામાંથી નીકળશે! પણ મારો બાલુભાઈ મૂરખો બન્યો. હળવે હળવે હાલ્યો, પંદર વાર તો પાછું વળી જોયું, પણ કેવી વિશાખા ને કેવી બિશાખા! બચાડો મને તે રાતની વાત તો તલેતલ માંડીને કહેતો. ને ને તોય પાંચક વાર ફરી હશે. મેં કહ્યું કે: બાલુભાઈ! એ દરદને જ હવે બંધ કરી દે અને બીજે નજર નાખ, આપણી ન્યાતમાં કાંઈ તારે મારે તોટો નથી, પચીસ નાળિયેર કાલ સવારે તારા પગમાં રડતાં આવે છે કે નહિ તે ઓલ્યાને બતાવી દઈએ. પણ એ કહે કે: 'નહિ રે બેન! જગત બદલે પણ વિશાખા ન બદલે. જરૂર એને એની બાએ જકડી રાખી હશે. મારા ચાલ્યા આવ્યા પછી એના બાપુની એણે પટકી જ પાડી નાખી હશે! જોજે ને, સવારે એની મોટર ગાજી જ સમજે ને!' પણ બેન ક્યાં એવી ગાલાવેલી હતી! બેન શું એની પોતાની અસ્ત્રી–જાતને નહિ ઓળખતી હોય, બાપુ '

ચૂલો ચૂલાને ઠેકાણે રહ્યો, રોટલા ફાઉએ બંધ રાખ્યા, ત્યારે મેં કહ્યું કે: 'તારી વાતોથી સાંજે વાળુ નહિ થાય હો! ફાઉ આ વાર્તાકાર ભલે ધરાય, મારે તો બાસ્સો જોરો જોશે.'

'મારે પણ.' વાર્તાકારે સાહિત્યના કરતાં રોટલાને ઊંચી પદવી આપી.

'એ તો હું તપેલું ચડાવી દઈશ. ખાઈ લેજો ખીચડી.'

'તારા ભાઈનું ખીચડું રઝળ્યું એમાં......!'

'ના, ના, મારા ભાઈનું ખીચડું તો કાંઈ રઝળવાનું નો'તું. મેં એને એ ઘેર આવ્યો ને કહી દીધું કે માર જોડે ઈંવડી ઈને. સવાર પડવા દે, હું તને પંદર છોકરીયું બતાવું, તારે ગમે તે એક ઉપાડી લે. ને એણેય કહ્યું કે: હા બહેન, એકવાર એને તો બતાવી દઈએ. સવાર પડી ત્યાં ફસકયો કે: ના, બેન! નહિ નહિ! વિશાખાના ને આગ તો ઓળિયાં નેરાં, બાકી શ્વાસ એક. મારી ને એની ચાર નજરું એક થાય પછી જોઈ લો. ગયો બાપડો ચાર નજરું એક કરવા! ભાઈબંધો મોટરમાં નીકળ્યા. ગયા ઈંવડા ઈને બંગલે રાત વેળાના. ઈંવડો ઈ સમજ્યો કે કાં વિશાખાને ઉપાડી જવા ને કાં તો પોતાને મારવા ગુંડા લાવ્યો છે. મોટર ઊભી રહી એટલે એણે એના પઠાણને છુટ્ટાવી મૂક્યો.

'કૂતરાંને હુડદાવે એમ ?' વાર્તાકારે ઉપમા વાપરી એ ફાઉને ગમી ગઈ. કહે કે: 'હા, મૂઆ માણસો પણ ડાઘિયા કૂતરા જ છે ના! દરવાન, કૂતરા જેવો, તૂટી પડયો મારા બાલુભાઈ માથે.'

'વિશાખા નહોતી ?' વાર્તાકારે ખંજર માર્યું.

'હતી. મારે બાલુભાઈએ સગી આંખે જોઈ ને! મેડીની બારીએ ઊભી'તી. જાંબલી રંગનો દીવો બળતો'તો ને એના અજવાળામાં ઊભી'તી. મારે બાલુભાઈએ નજરે જોયું. એણે રઢિયાળાએ એક દેશી ભરતનો પોશાક ભેટ આપેલો. તે જ પોશાક પહેરીને ઝળાંઝળાં થાતી ઊભી'તી. મારો બાલુભાઈ આવીને પથારીમાં પડયો, હું હળદર ભરીને શેક કરતી બેઠી તે ટાણે એ કહેતો'તો કે: બેન! શું એનાં ચોળી-ચણિયાનાં આભલાં જાંબુડિયા દીવાને અંજવાળે ઝળક ઝળક થતાં'તાં! મને માર ખાતો દેખીને બાપડી બારીમાં જડાઈ ગઈ હોય એવું લાગ્યું. એ તો ફ્રેમમાં મઢેલી છબી જ જોઈ લ્યો, બેન!'

'ખરો કવિ!' વાર્તાકારે ટમકું મૂકયું.

'કવિપણાએ જ આજકાલ ઘર ઘાલ્યું છે ના! નીકર માર ખાતાં ખાતાં કોઈને આવો વિચાર આવે કાંઈ? મેં કહ્યું કે: રઢિયાળા, હવે એ દશ્યને મૂકી દે ને સવાર પડવા દે. ચાલ્ય, તને દેવનાં ચક્કર જેવી ન્યાતની દોઢસો છોકરીયું દેખાડું. ઈ ટાણે તો કબૂલ થયો કે: હા, હા, બેન! સવાર પડવા દ્યો, પરણીને ઈ જ મોટરમાં સજોડે બેસીને ધોળે દા'ડે એના બંગલાને ઘસાઈને નીકળું તો જ હું ખરો બાલુભાઈ! એકવાર તો એને બતાવી દઉં કે તારા કરતાં તો નવટાંક વિશેષ રૂપ મારા પગમાં આળોટે છે! પણ સવાર પડતાં પાછો ફસકયો. કહે કે: 'ના રે ના, બેન! મને બે ગાળ દેવી હોય તો દઈ લ્યો, વિશાખાને માટે વાંકો હરફ પણ બોલશો મા, નીકર મારો જીવ કળીએ કળીએ કપાશે.' અરે બાપુ! મારી તો કાંઈ હલાં કરી છે એ છોકરે! પાકાં ટબાં બોર જેવી ત્રણ છોકરીયુંને મેં વળતે દા'ડે તેડાવી રાખી. પણ કેવી! તમે જુઓ તો—'

'રહેવા દેજે, ફાઉ!' હું વચ્ચે પ્રોટેસ્ટ પુકારી ઊઠયો. 'મને જોવાનું કહીશ નહિ ભલી થઈને! તું જાણ છ કે તું વિશાખા નથી ને હું તારો બાલુભાઈ નથી. તારા બાપને બંગલે મેં માર પણ ખાધો નથી, તે છતાં મારું મન ઈ ત્રણને દીઠે મજબૂત નહિ રહે!'

'રાખો રાખો હવે! હું એમ જોવાનું કયાં કહું છું? એક જુઓ તો બબ્બે અંબોડા લીધેલા. બીજીએ વાંકો સેંથો પાડેલો, ને ત્રીજીને ખંભે કપાળે બોકળી લટો ઝપેટા ખાય. કહ્યું હોય કે ત્રણે પરણી લ્યો, તો ત્રણે માગ બાલુભાઈને પરણી લ્યે. પણ એ તો ભરખાઈ ગયેલો જ જાણો ને! નિસાસો નાખીને કહે કે: 'ના બેન, વિશાખા તરફડી મરે. એકવાર એને મળું પછી જ

બીજો વિચાર. એકવાર વિશાખા મને મોઢામોઢ થાય અને મને ચોખ્ખીફૂલ ના સંભળાવી દે એટલે પછી મારે ને એને હિસાબ ચોખ્ખો. પછી હું તમે કહેશો તેને પરણીશ, બેન !'

'પછી વિશાખા મળી ને ?'

'ના ભાઈ ના. આવડો આ કાગળો લખ્યા જ કરે, પણ જવાબ જ દે નહિ ને ! એના બાપે સૉલિસિટરની સલાહ લઈ લીધી હતી ને વિશાખાની સહીવાળું કાંઈક વકીલી લખાણ પણ તૈયાર રાખેલું.'

'પછી તો બાલુભાઈને સાન.........'

'સાન ન જ આવી, ભાઈ ! સાન ન આવી તે ન જ આવી ! દેવના ચક્કર જેવી કન્યાઓ વરવા તલપાપડ હતી તેને એકેયને નજરમાં લેવાની ના પાડી દઈને મારો બાલુભાઈ બેઠો રહ્યો. કહે કે: જોજો ને, બેન ! બી. એ. થઈશ કે તુરત જ વિશાખા ચાલી આવશે. પણ બી. એ. થાય શી રીતે ? હાથપગ તો ભાંગી નાખ્યા'તા ઓલે એને સાસરે ! એક વરસ સુધી વારસદાર બનાવીને રાખેલ એટલે મારો બાલુભાઈ પુરુષાર્થ જ ભૂલી ગયો, પાંગળો બની ગયો, ટ્યૂશન આપવા જવાનું જોર ન રહ્યું. આવ્યો દેશમાં અમારે ગામડે. એના દાદાને કહે કે, લાવો મારે ભણવાના પૈસા. પણ દાદા પગલે પગલે જ્યોતિષમાં માનનારા—જોવરાવી રાખ્યો'તો જોષ. જવાબ દીધો કે: 'હેં બાલિયા, તારે ભણીને શું કરવાનું છે ? તું કાંઈ બી. એ. થવાનો નથી, તને વિશાખા પરણવાની નથી, ને ત્રેવીસમે વર્ષે તો તારું મોત નક્કી છે. જોષ જોવરાવી રાખેલ છે. તારે માથે હું શીદ પૈસા બગાડું !'

'સગા દાદાએ આમ કહ્યું ?'

'હા, સગી માના સગા બાપે આ જ શબ્દો સંભળાવી દીધા ! જોષ એણે જોવરાવી રાખેલો ! પૈસા આપ્યા નહિ. મારો બાલુભાઈ દાદાને ઘેર બેઠો. ઘરમાં સૌને મોઢે વિશાખાની જ વાત: બસ પરણીશ જ વિશાખાને ! ને કહી દઉં છું કે વિશાખા કાંઈ ઘરચોળું પહેરશે નહિ, ને તમને, દાદીમા, વિશાખા કાંઈ પગે પડીને મળશે નહિ. અમે કાંઈ અહીં રહીશું નહિ. અમે તો જુદાં રહેવા ચાલ્યાં જશું. આ તમારું કાંઈ વિશાખાને પસંદ પડે નહિ, એવું એવું......'

'ત્યારે તો ગાંડપણ......'

'હા, બધાંને એમ જ થયું કે બાલિયો ગાંડો થયો છે, ફટકી ગયું છે. કોઈ બોલાવે-ચલાવે નહિ, કોઈ સાંત્વનનો શબ્દ કહે નહિ. એક અમારે ઘેર મારી બા એને પ્રેમથી બોલાવે-ચલાવે, એટલે અમારે ઘેર જ પડ્યો-પાથર્યો રહે, પણ વાત ફક્ત વિશાખાની જ કર્યા કરે. એકવાર મારા બાપુને મોઢે પણ મારી વિશાખા આવી ને તેવી એવું લવવા લાગ્યો, એટલે બાપુએ સંભળાવ્યું કે: 'હવે તડકે મૂકને તારી વિશાખાને !' તો બસ, બાપુની સામો થઈ ગયો કે:

'બસ, મારી વિશાખાને માટે એક બોલ પણ આડો બોલનાર તમે કોણ? તમે આવા ને તમે તેવા!' આ...તે દીથી બાપુએ અમારે ઘેરથી પણ એનો ટાંટિયો કઢયો-કૂતરાને હડકારે એમ એને હડકારી મેલ્યો.'

અહીં ફાઉએ પાલવ ઊંચકીને આંખો લૂછી. વાર્તાકારે પણ વચ્ચે ટમકાં મૂકવાનું છોડી દીધું. મારાથી પણ ખીચડીની કે બીજી કોઈ બાબત કાઢી એને હળવી મનોદશામાં રાખવાનું અશકય બન્યું. એણે પણ, પછી તો, થોભ્યા વગર આગળ ચલાવ્યે રાખ્યું:

'એમાં એક દિવસ મારો બાલુભાઈ અમારે ઘેર સવારમાં આવીને ઊભો રહ્યો. અમને તો ઓળખતાંય વાર લાગી. ટસરનાં કોટપાટલૂનને બદલે ખાદીનું પોતિયું અને ખાદીનો ઝભ્ભો, માથા પર હેટને બદલે ગાંધી-ટોપી, ખંભામાં એક બગલથેલી ટિંગાય, ને મારાં બાને કહે કે: 'ફૈબા! મને ચાંદલો કરો, મને આશિષો આપો, જઉં છું.' બા કહે: 'અરે બેટા, કયાં?' કે: 'ફૈબા, વિક્રમગઢના સત્યાગ્રહ-સંગ્રામમાં.'

'બા તો હસી હસીને ઢગલા! કહે કે: હવે રાખ, રાખ, ભાઈ! તારે ને સત્યાગ્રહને લાગે-વળગે શું?'

કે: 'હા, ફૈબા, વાત તો સાચી! હું કાંઇ ખાદીમાં, મહાત્માજીની હજાર લપમાં કે સરદાર વલ્લભભાઈના સત્યાગ્રહોમાં માનતો નથી, પણ આ તો મારી વિશાખાને કારણે...'

'એટલે?'

'ખબર મળી છે, ફૈબા, કે વિશાખાએ પણ અમદાવાદમાં સત્યાગ્રહી બની લડતમાં ઝુકાવેલ છે. એને ગમશે તેટલા માટે હું વિક્રમપુરના સત્યાગ્રહમાં જાઉં છું. બીજું કાંઈ મારે સત્યાગ્રહ સાથે લાગે-વળગે નહિ. વિશાખા રાજી થશે.'

'અરે બાલુ! બેટા!' બા તે મોં વકાસી જોઈ રહ્યાં; પણ બાપુની જીભ ન રહી શકી. એણે કહ્યું કે: 'તારી વિશાખા તો અમદાવાદના સંગ્રામમાં ગઈ. ત્યાં એને જેલ મળશે ખરી, પણ એ કે કલાસમાં પાંઉ-મસ્કો ઉડાવશે. ઘેરથી સુંવાળું બિછાનું લઈ જશે, મચ્છરદાની ઢાંકેલો પલંગ પામશે, નાશે ધોશે ને તેલ-પોમેડ નાખી કાંચકે વાળ હોળશે; ત્યારે તું તો, બચ્ચા, વિક્રમપુરમાંથી જીવતો જ નહિ આવી શકે. મકની કાંજી પી પી મરડામાં મરી રહીશ. વિશાખા વિશાખા શું કરે છ, વેવલા! વિક્રમપુરના દીવાનને ઓળખ છ? એ માણસ નથી, એ તો વાઘ છે લોહીતરસ્યો!'

'—ને બાપડો બાના હાથનો ચાંલ્લો પણ પામ્યા વગર બાપુની સામે બાખડતો ચાલી નીકળ્યો. છ મહિને પાછો આવ્યો. બાપુની વાત પણ સાચી પડી. વિક્રમપુરવાળાઓએ મઠ જ ખવરાવ્યા. મારી મારીને હાડકાં ભાંગ્યાં. હાડપિંજર જેવો બનીને બહાર આવ્યો. એકદમ દોડો

ાવાદ અને ત્યાં એક સંબંધીને ઘેર–જે ઘેર એણે પહેલવહેલી વિશાખાને જોઈ હતી. ત્યાં ંબંધીએ વિશાખાને બાલુભાઈ આવ્યાની ખબર પડવા દીધા વગર તેડાવી હતી. ત્યાં ાવાદની જેલમાં મહાલી આવેલી રાતી રાણુ જેવી વિશાખાને બાલુભાઈએ જોઈ. ઓલીએ પણ ન જોયું. ઘરવાળા કહે કે: 'વિશાખા, આ બાલચંદ્ર! ન ઓળખ્યા? ઓળખાય તેવા રહ્યા ને! એ તારે ખાતર માળખું બન્યો છે, વિશાખા! બાલચંદ્રે વિક્રમપુરનો સત્યાગ્રહ સહ્યો .રે માટે!'

'મારે ને એને કંઈ નથી.' એમ કહીને વિશાખા ત્યાંથી સડેડાટ ચાલી નીકળી. મારા ભાઈની સામે પણ ન જોયું. પછી બાલુભાઈ અમદાવાદમાં રહી શકયો નહિ. નીકળીને આવ્યો ળ. ત્યાં એક ટંક ઊતર્યો. પછી અમારે ગામડે આવ્યો. અમને સૌને મળ્યો. પછી સાંજે ા મેડા પર ચડી ગયો. કંઈક પીને સૂઈ ગયો.

'રાતે એની નાની બેન એને વાળુ કરવા તેડવા ગઈ. ઢંઢોળીને કહે કે: 'ભાઈ, હાલો વાળુ .' જવાબ મળ્યો કે: 'ઊંઘ આવે છે, ઉઠાડશો નહિ.'

'રાતમાં તો ઘરડ ઘરડ અવાજ સંભળાણા. નાની બેન દોડી ગઈ, જોઈને બૂમો પાડી કે: દાદા, દોડો! દાદા! દાદા! બાલુભાઈને દવાખાને પહોંચાડીએ.' દાદા તો જ્યોતિષમાં માનનારા, કે: 'કંઈ જરૂર નથી. ઝટ ન્યાતીલાને બોલાવો ન્યાતીલાને. એ તો થવાનું જ હતું. મેં તો .રાવી જ રાખ્યું હતું. દવાદારૂ વળી શાં! બોલાવો ન્યાતીલાને!'

'પણ પોલીસની બીક લાગી. ઇસ્પિતાલે લઈ ગયા. ત્યાં ઝેર ઉતારવા દાક્તર મથતા હતા મરતો મરતો પણ મારો બાલુભાઈ કહે કે: 'શીદ મને જિવાડવા કરો છો? મારે જીવવું ા. વિશાખા વગરની દુનિયામાં મારે જીવવું નથી. મને મરવા દો.'

'મર્યો બાપડો, ને વિશાખા બીજે પરણી ગઈ!'

કાઉ આથી વધુ કંઈ બોલી શકી નહિ. ડૂસકે ડૂસકે રડવા લાગી. વાર્તાકાર સડક બની ગયો. પણ થયું કે આ લેખકની લપને મેં કયાં ઘરમાં ઘાલી!

# આત્માનો અસુર

રોમે રોમે ઉલ્લાસ રેડે એવું તેજોમય પ્રભાત હતું. અને ત્રીસ-બત્રીસ વર્ષના એક જુવાનની આંગળીઓ વાજિંત્રના પાસા ઉપર રમતી હતી. સામે સ્વર-લિપિની ઉઘાડી પોથીમાંથી કોઈક પ્યારનું ગાન ઉકેલતી એની આંખો પણ જાણે ચેતનના ધ્વનિ કાઢતી હતી. એનો આખો દેહ થનગનતો હતો. એ સુશોભિત મકાનમાં આ યુવક ઉપરાંત એક જૂનો ચાકર હતો. બુઢ્ઢા ચાકરે આ યુવાનના પારણાની દોરી તાણી હતી, એનાં મળમૂત્ર ઝીલ્યાં હતાં. આજ એ યુવાનની ગણના દેશના મહાપુરુષોમાં થતી હતી. છતાં માબાપ વિનાના, ભાંડુ વિનાના અને શૂન્ય અવિવાહિત એ મહાન જીવનની નિર્જનતાને ભરેલી રાખનાર આ બુઢ્ઢો ચાકર એના આરામનું સ્થાન બની ગયો હતો.

બુઢ્ઢો નોકર જ્યારે જ્યારે માલિકના આ સંગીતને સાંભળતો ત્યારે ત્યારે આવીને બારણામાં ઊભો થઈ રહેતો અને બબડતો : 'ધરતી ધણિયાણી વિના આ રાગરાગણી શેનાં શોભે! હવે તો ઘર ખાવા ધાય છે!'

'આવશે, એ પણ આવશે, ભાઈ!' કહીને યુવાન હસતો. વૃદ્ધ ચાકરની આંખો ભીંજાતી. સંગીત વધારે દર્દમય બનતું.

ઘડિયાળમાં ટકોરા થયા. બુઢ્ઢાએ આવીને માતાના ભાવથી યુવાનને કપડાં પહેરાવ્યાં, ઉપર કાળો ઝબ્બો ચડાવ્યો અને ઘરને આંગણે ઊભેલી ઘોડાગાડીમાં બારણા સુધી જઈને માલિકને બેસાડી આવ્યો.

'કેમ છો, ચાચા?' પોતાના પિતાની વારીના એ ગાડીવાનને આ યુવાને મીઠાશથી ખબર પૂછ્યા. 'તમારી દુવાથી લીલાલહેર છે, બાપા!' એવો જવાબ આપી ગાડીવાને લગામ લીધી. એની હાંકણીમાં, તરવરિયા ઘોડાની બંકી ગંભીર ગતિમાં, ગાડીના આરસી જેવા સાફ-સુઘડ કલેવરમાં—સર્વત્ર આ જુવાન માલિક પ્રત્યેની સર્વ નોકરચાકરોની તેમ જ મૂંગા ઘોડાની વહાલપ ચમકતી હતી. રસ્તામાં લોકો એને 'સાહેબ! દાકતર સાહેબ!' એવા સંબોધને ઝૂકી ઝૂકી નમન કરતાં તેમાં અને આ યુવાન એ દરેકને ખબર-અંતર પૂછી જે છટાથી નમન ઝીલ્યે જતો હતો તેમાં પણ અનહદ લોકપ્રેમ નીતરતો હતો.

આખરે ગાડી એક ભવ્ય પુરાતન ઇમારતને દરવાજે આવીને ઊભી રહી. પટાવાળાઓના જઈફ જમાદારે ઝૂકીને અદબ કરી અને યુવાનના પ્રશ્નના જવાબમાં કહ્યું કે: 'આજ તો સોનાનો સૂરજ ઊગ્યો, સાહેબ! તમો પધારો છો તે દનની તો અમે સૌ વાટ જોઈ બેસીએ છીએ, સાહેબ!'

એમ આખે માર્ગે આ તરુણને માટે લોકપ્રેમનાં ફૂલો વેરાતાં હતાં. એના દીદાર કરવા એ શુભ શકુન લેખાતું. એનો બોલ સાંભળવામાં સહુ પોતાની જાતને ધન્ય સમજતા. પ્રભાતના બાલસૂર્ય જેવો એ પુરુષ હજુ તો જ્યારે એ ઇમારતના પ્રવેશ-દ્વાર પર હતો ત્યારે અંદરના વ્યાખ્યાનગૃહમાંથી એકસામટા સોએક મધપૂડામાંથી ઊઠી રહ્યો હોય તેવો ગંભીર ઘેરો બણબણાટ સંભળાવા લાગ્યો, અને એ પુરુષના દાખલ થવાની સાથે જ એ ગોળાકાર ચડ-ઊતર પંક્તિઓમાં ગોઠવાયેલી પાંચસો જેટલી ખુરશીઓ પરથી માનવ-સમૂહ ઊભો થઈ ગયો. ઓરડામાં જાણે આત્મા આવ્યો. યુવાન વ્યાખ્યાનપીઠ પર ચડ્યો એટલે સોય પડે તોય સંભળાય એટલી ચુપકીદી છવરાઈ ગઈ.

સિત્તેર-એંસી વર્ષના જઈફ઼ોથી લઈ છેક હજી મૂછની રુવાંટીએ ન ફૂટી હોય તેવા યુવાનો સુધીની એ વૈજ્ઞાનિકોની મેદની સમક્ષ એ ઝૂલતા કાળા ઝભ્ભાની ભોંયમાં ગોરી ગોરી ભાત પાડતી મુખમુદ્રાવાળા યુવાન વૈજ્ઞાનિકે વ્યાખ્યાનની શરૂઆત કરી :

'આજે હું તમને ઔષધિઓની કે રસાયણનાં મિશ્રણોથી વાત નથી કરવાનો, પણ જીવનના એક ગેબી તત્ત્વ પર બોલીશ.'

—અને પછી કેમ જાણે કોઈ અનંતતાને પોતે માપા રહ્યો હોય એવી છટાથી જમણા હાથને ઝુલાવી અને ડાબા હાથનો પંજો હૃદય પર રાખી એણે આગળ ચલાવ્યું:

'જગતસમસ્તના કલ્યાણને ખાતર, જ્ઞાન અને નવશોધનની અગમ અંધારી ઊંડી કંદરાઓમાં ઊતરી પડવું એ આપણી વિજ્ઞાનનાં બાલકોની ફરજ છે. આપણે 'શોધક' એવું મહાન બિરદ ધારણ કર્યું છે. શોધકની વાટમાં પડેલાં ભયાનક જોખમો આપણને થરથરાવી મ શકે, તો તો આપણી વિદ્યા લજવાય.'

એના ચહેરા પર નવીન દીપ્તિ ઝળકી ઊઠી ને એનો પ્રત્યેક બોલ જાણે ગુપ્ત અંધારી ગુફામાંથી ગાજ્યો :

'પ્રત્યેક માનવીના ભીતરમાં બે પ્રાણ રહે છે: એક સુંદર પ્રાણ ને બીજો કુત્સિત પ્રાણ: આ બંને વચ્ચે અહોરાત ભયંકર યુદ્ધ ચાલી રહેલ છે. બેઉ પરસ્પરના કટ્ટર શત્રુઓ છે. હવે જો આપણે—આપણે જગત-કલ્યાણના બિરદધારીઓ—કોઈક ઇલ્મ શોધીને આ બેઉ શક્તિઓને તદ્દન અલગ પાડી નાખીએ તો પછી એમાંનો જે સુંદર છે તે પ્રાણ કેટલી બધી પ્રગતિ કરી શકે!



૨૦

એની મુક્તદશામાં એ કેવો બલવંત બની વિચરે ! એ વિશ્વકલ્યાણના કેટલા સીમાડા સર કરી કાઢે ! જગતમાંથી બૂરાઈ માત્રનો સમૂળો જ ઉચ્છેદ થઈ જાય ને !'

અને પછી એના જમણા પંજાએ આત્મશ્રદ્ધાની ચૂડના જાણે કોઈ ઝેરી જંતુને ચગદી નાખવું હોય તેવી મુઠ્ઠી બીડીને જાહેર કર્યું:

'ને હવે એ સુંદર માનવપ્રાણને કુત્સિત પ્રાણના પાશમાંથી મુક્ત કરાવવાનો દિવસ દૂર નથી. મારે પોતાને જ ઘેર, મારી પ્રયોગશાળામાં, હું એક એવું રસાયન તૈયાર કરી રહેલ છું કે જેના પ્રભાવથી પેલા અસુર માનવ-તત્ત્વને શરીરમાંથી ચીસો પાડતાં નીકળી જવું પડશે અને પછી માનવજીવનનો બંધનમુક્ત દૈવી અંશ પુણ્યની પાંખો પસારતો દુનિયા પર શાસન ચલાવશે.'

વ્યાખ્યાનગૃહ વિસર્જન થયું ત્યારે એ યુવાન પ્રોફેસરની વાણીથી મંત્રમુગ્ધ બનેલા સમુદાયમાં ફરીવાર પાછો મધપૂડાનો ગણગણાટ શરૂ થયો. એ જાહેર થયેલી નવી શોધના સમાચાર પર ભાતભાતની વાતો ચાલી રહી. અસંભવ, ભય, આશા અને લાભહાનિની અનેક આગાહીઓ તેમ જ એક વૃદ્ધ વૈજ્ઞાનિક-મિત્રની ચેતવણીના પ્રત્યુત્તરમાં યુવાન ઈલ્મીનું મોં એક જ બોલ કહી રહ્યું હતું: 'ધીરા રહો, હું બતાવી આપીશ ! હું બતાવી આપીશ !'

'ના, ના, ના.' મિત્રે માથું ધુણાવીને કહ્યું. 'ઓ દાક્તર ! ઓ ભાઈ ! એ રહેવા દો ! જીવન-તત્ત્વની છેડ કરવી રહેવા દો ! એ માર્ગ ભયાનક છે !'

જવાબમાં આત્મશ્રદ્ધાનાં મૂક ડગલાં ભરતો ભરતો યુવાન ઈલ્મી છૂટો પડ્યો.

## ૨

નવા પ્રયોગની ઘોષણાને લીધે અજાયબીમાં ગરક થયેલી પ્રજા જ્યારે આતુર મનથી આ જુવાનની છેલ્લી સિદ્ધિની રાહ જોતી હતી ત્યારે બીજાં પણ એ જણ હતાં કે જેમની રાહ જોવાની લાગણી સહુથી અલાયદા પ્રકારની હતી. એ હતાં એક જુવાન દીકરી અને એનો બુઢ્ઢો પિતા. જમાઈની નવી શોધ કાને પડતાં એ વૃદ્ધની છાતીની આરપાર એક ઊની ફાળ ચાલી ગઈ હતી. દેશના સર્વોપરી વિદ્યાલયનો સમર્થમાં સમર્થ આ પ્રોફેસર એ દીકરીના બાપને આત્મહત્યાને માર્ગે આંધળી દોડ દેતો લાગ્યો.

'હજુ વાર છે.' એણે લગ્નની યાચના કરતા યુવાનને ઠંડો જવાબ દીધો.

'હજુ વાર છે ? હજુ કેટલી વાર છે ?' જમાઈએ દુઃખિત અવાજ કાઢ્યો. 'આજ સાત વર્ષોથી તમે મને એક જ જવાબ આપી રહ્યા છો મારું ઘર, મારું જીવન આ અંત વગરની એકલતામાં ઊભું ઊભું હાહાકાર કરે છે. તમને અમારી દયા કેમ નથી આવતી !'

પિતાની પુત્રી આઘે ઊભી ઊભી આ ઊભરો જોતી હતી, ને પિતા એના નિષ્ઠુર સ્વરે કહેતો હતો: 'તમારા આ બધા ઉધામાનું છેવટ આવી જવા દો.'

'ઉધામા? જગત જેને 'શોધ' કહે છે તેને તમે—'

'હા, કેમકે એમાં મારી પુત્રીનું સત્યાનાશ પોકારે છે. પાગલ જુવાન! હજુ વાર છે! તમારું શું થવા બેઠું છે તે હું જાણું છું!'

'શું જાણો છો આપ?'

'આ નવા રસાયનનો પ્રથમ પ્રયોગ તમે કોના ઉપર કરવા માગો છો? કોઈ પરાયા મનુષ્ય ઉપર?'

'સાચો શોધક પોતાના ઇલ્મ પર પહેલું બલિદાન પોતાનું જ આપે છે.'

'હં–હં, માટે જ મારે એ બલિદાનમાં મારી દીકરીના જીવતરને નથી હોમી દેવું.'

આ રીતે સાત વર્ષોથી વિવાહની ગાંઠમાં જોડાયેલો એ યુવાન પોતાની કન્યાના આગમનને માટે જીવનમાં નિરંતર તૈયારી કરતો, રાહ જોતો ઝૂરતો, પરંતુ બીજી બાજુ માનવજીવનની અંદર રિબાઈ રહેલ દૈવી સંપત્તિના બંધમોચનનાં સ્વપ્નો સેવતો પોતાના અંતઃકરણમાં કશાય પાપને ન પેસવા દેવા મથે છે. દિવસરાત દારુણ આંતરયુદ્ધ ખેડે છે. એકલતા એને ખાઈ જાય છે. વિદ્યાની આરાધના અને વાસનાનું વધતું જતું ખેંચાણ એ બે વચ્ચે પોતે પિસાય છે.

પ્રયોગના પરિપાકની રાત નજીક ને નજીક આવી રહી હતી, તે દિવસોમાં એક નાનો શો પ્રસંગ બની ગયો. વિદ્યાલયથી પાછા વળતાં એણે એક પછડાટ અને એક પોકાર સાંભળ્યા. દાક્તર તરીકે સ્વધર્મ બજાવવા એ ધાગી ગયો. એક જુવાન સુંદરીના શરીરને લાગેલો એ પછડાટ હતો. પડેલી સ્ત્રીને પોતાના હાથમાં ઉઠાવી એણે ઘરમાં લીધી. પગના ગોઠણ પર થયેલી કચર ઉપર એણે મલમપટો કર્યો. પણ દર્દીને છોડીને એ બહાર નીકળી જાય એ પહેલાં એણે બે ચેષ્ટાઓ દીઠી: દર્દી સુંદરીના મોંનો પિગાળી નાખતો મલકાટ અને લચકતી માંસલ પિંડીને સ્પર્શે કરી દિલના જૂના રાફડાનો લાલસા જગાડતો એ સુંદરીનો ગૌર ગૌર ઝૂલતો પગ. નગ્ન પગને એ નર્તકી લોડાવતી જ રહી.

૩

ફેંસલાની રાત આવી પહોંચી છે. અંદરથી પૂરતો જાપ્તો કરી લઈને જુવાન ઇલ્મી પોતાના પ્રયોગાલયમાં એકલો બેસી ગયો છે. રસાયનોની ઊકળતી કડાઈઓ વીજળીના ચૂલાઓ ઉપર ચીસો નાખે છે. વિદ્યુત્પ્રવાહોની કોઈ ભૂતાવળ ખૂણેખૂણે તીણા આર્તસ્વરો કાઢે છે. એકલો માનવી બીને ફાટી પડે એવી એ અઘોર રસાયન-સૃષ્ટિ છે. આખો એ વિશાળ ખંડ કોઈ જીવતા માનવી-

ના રૂપા ભોગ દેનાર મંત્રસાધક કાપાલિકના સ્મશાનઘરની યાદ આપે છે. એ પ્રેતસૃષ્ટિની વચ્ચે કોણી સુધી પહેરણની બાંયો ચડાવી, અસ્તવ્યસ્ત વાળની લટોએ કરી વધુ શોભતો, ગંભીર મુખડે, ઘડી કાપાલિક લાગતો તો ઘડી પછી સ્વયંબલિ સમો શોભતો એ સૌમ્ય સુંદર પુરુષ બેઠો છે. બેઠો બેઠો બે પ્યાલીઓમાં અકેકેક ઔષધિનું ટીપુ ટીપું મિલાવી રહેલ છે. અકેકેક ટીપું પડતાં જાણે કોઈ પ્રેત-ડાકણ દગ્ધ થતાં હોય તેની ધૂમ્રશિખાઓ ગોટેગોટે પ્યાલીઓમાંથી ઊંચે ચડે છે. કોઈ પિશાચના આકારો ધરતા એ ધુમાડાની આરપાર આ યુવાન વૈજ્ઞાનિકનું મોં નજરે પડે છે. ચોમેર 'ખાઉં ખાઉં'ના અવાજો ઊઠે છે.

આખરે છેલ્લી ઔષધિનું ટીપું પડયું, અને એણે પ્રગટાવેલા ધૂમ્રગોટે એ યુવાનને વિજય-પરાજયના ફેંસલાની અંતિમ ઘડી ઉપર આણી મૂકયો. પ્યાલી ઊંચી કરીને એણે મિશ્રણનો રંગ પારખ્યો. પ્યાલી નીચે મૂકીને એ એકવાર બારણા પર ગયો ને પૂર્ણ જાપ્તાથી બારણું બીડી લીધુ. દોટમદોટ પગથિયાં ઊતરતો એ પાછો આવ્યો અને આત્મસમર્પણના ફાટફાટ તોરથી એણે પ્યાલી ઉઠાવી. એકવાર એનું પ્રતાપી, પુણ્યશીલ, પ્રેમનીતરતું મોં એ પ્રયોગાલયની દરેક શીશી ઉપર એક પિતાની વહાલપથી ફરી વળ્યું. પ્યાલીને એણે હોઠ સુધી લીધી. વળી કંઈક સાંભર્યું. ભૂતાવળ જેવા વિદ્યુત્પ્રવાહોની કિકિયારી વચ્ચે એણે કાગળ લખ્યો. એ કાગળ પોતાના સાત વર્ષોના તલસાટની આરાધ્ય પ્રિયતમા જોગ હતો:

'વહાલી......

'મરણની ઘડી સુધી મે એક તને જ ચાહી છે. જો મારું મૃત્યુ નીપજે તો માનજે કે વિજ્ઞાન-ને એક પગલું આગળ લઈ જવા સારુ હું હોમાયો છું.'

અને પછી એ રસાયનને પોતે એકશ્વાસે ગટગટાવી ગયો.

એક ક્ષણમાં તો એના જઠરમાં ઝાળો ઊઠી. કાળી બળતરા એનાં અંગેઅંગમાં વ્યાપી ગઈ. એની નસોને જાણે કોઈ જંતરડામાં નાખીને ખેંચવા લાગ્યું. એને રૂંવે રૂંવે આગ લાગી ગઈ. શરીરની અંદર કોઈ દારુણ સંગ્રામ મંડાયો હોય તેવા 'ઓહ! ઓહ! ઓહ!' અવાજે એનું ગળું ઘૂંટાઈ રહ્યું. અંદરથી જાણે કોઈ અસુર 'જાઉં છું', જાઉં છું: બળું છું રે બળું છું:'-ની ભેદક ચીસો નાખતો હતો. દેહના પુનિત મંદિરમાથી એ અસુરને બહાર કાઢવા કોઈક સાંકળીના ફટકા લગાવતું હતું.

આખરે એ અસુર બહાર નીકળતો દેખાયો. યુવાન વૈજ્ઞાનિકના દેહમાં કોઈ દાહ લાગ્યો હોય તેવો પલટો આવવા લાગ્યો. એના માથાના રેશમી સુંવાળા વાળને સ્થાને ભાલા જેવા ઊભા અને બરડ પશુ-કેશ નીકળી પડયા. એના કોમલ હોઠ સજ્જી જઈને ઊંચા ચડી ગયા. મરખા શ્વેત દાંતોની બત્રીશી અદશ્ય બની. પીળા, લાંબા વાંકા દાંતના ચોગઠાએ બહાર ધસી

આવીને એ મોંને કોઈ માનવભક્ષી વાંદરાની બીભત્સતા પહેરાવી દીધી. એના આખા દેહની સુંવાળી ચામડી પલટાઈ જઈને શરીર જાણે પાડાના ચામડામાં મઢાઈ ગયું. ઝીણી લીસી રુવાંટી મટી ગઈ અને રૂંછાં ફૂટી નીકળ્યાં.

પોતાનું વિકૃત સ્વરૂપ એણે આરસીમાં જોયું. અસુર આખોયે જાણે બહાર નીકળી ગયો છે, પરંતુ એ હજી પોતાના કબજામાં છે કે નહિ? શમાવ્યો શમી શકે છે કે નહિ? એણે બીજું વારણનું રસાયન અજમાવ્યું. એ બીજી ઔષધિના ઘૂંટડાએ ફરીવાર એનાં અંગેઅંગમાં આગ જગાવી. વેદનાની આહ ઉચ્ચારતો એ પલટાતો ગયો. પાંજરામાં પૂરતી વેળાનો વાઘ જે પછાડા ને કિકિયારા મચાવે છે તેની દેહવેદના દાખવતો અસુર સમાઈ ગયો. પાછું એ જ નમણું અને આલોકમય માનવસ્વરૂપ એના દેહે ધારણ કરી લીધું.

પ્રભાતે જ્યારે બુઢ્ઢો ચાકર ચા-નાસ્તો પીરસીને પોતાના માલિકની આ ઉન્માદી એકલતા નીરખતો ઉદાસ ચહેરે ઊભો રહ્યો ત્યારે કેવી ભવ્ય વિજયશ્રી આ યુવાનના મોં ઉપર વિરાજી રહી હતી! પરંતુ એ વિજયશ્રી જાણે કોઈ દારુણ સંગ્રામના થાકથી લોથપોથ હતી. કેટલો મોંઘો એ વિજય હતો! છતાં માનવજાતના કલ્યાણ ખાતર સ્વીકારેલું એ પીડન હતું. યુવાન વૈજ્ઞાનિકના જીવનનો એ મહોત્સવ હતો. ને હવે આ સિદ્ધિ માનવજાતિને અર્પણ કરી પોતે આઠ વર્ષની નિર્જનતાનો અંત લાવી શકશે, જીવનના વનમાં એની વનદેવીનું આગમન થશે......મંજરીના મેંદીરંગ્યા પગની પગલીઓ જાણે ઉંબરમાં પડતી હતી—જાણે એના આગમનના ઝંઝાર સંભળાય છે, એની નિર્જનતામાં કોયલ ટૌકે છે. 'વિજયનો જે તાજ જગત મને પહેરાવશે તે તાજ હું મારી પ્રિયાના ખોળામાં ધરી દઈશ' આવી ભાવના ભાવતો એ સૂતો.

બીજી રાત્રિ: પ્રયોગાલયને અંધકારણે ભૂતાવળો શા વિદ્યુત્પ્રવાહોની ફરી પાછી એની એ કારમી કિકિયારીઓ: ફરીવાર એ એકાકી માનવનો દીવાલો પર નાચતો કાળો ઓળાયો: ફરીવાર એક પછી એક ટપકતા ટીપાના આક્રંદમાંથી ભભૂકતી ધોળી ધોળી સર્પાકાર ધૂમ્રસિખાઓ: અને ફરીવાર એ રસાયનના એક જ ઘૂંટડા સાથે, કાળી લાહ્ય લાગી જઈને કોઈ ફૂલબાગ સળગી ગયો હોય તેવું એ યુવાનનું દાનવી રૂપ-પરિવર્તન: કોઈને જાણે ખાઈ જશે તેવા લાંબા દાંત અને રીંછ જેવી રોમાવલિ. 'આહ! આહ! આહ!' કરતો અસુર બહાર આવ્યો. વેદના શમી ગઈ. આનંદ સાથે એણે પોતાની મુખાકૃતિ દર્પણમાં તપાસી, અને એ આકૃતિને એણે જાણે ગર્વભેર સંભળાવ્યું:

'હાં, બસ! હવે તારી આસુરી ચૂડમાંથી છુટકાર પામેલો મારો સતાત્મા દિવ્યલોકમાં પાંખો પસારશે. અણુરૂંધ્યો મારો આત્મા હવે સહેલાઈથી સત્યનાં દર્શન પામશે. લાલસા અને સ્વાર્થવૃત્તિઓનાં દર્દ શમી જશે. તને મેં આજે મારા હૃદયમાંથી બહાર કાઢ્યો છે, ને તે જ રીતે હું

એકએક માનવાત્માની અંદરથી તને આગ લગાવી સળગાવી બહાર કાઢીશ. બહુ દિવસ તારાં શાસન રહ્યાં. બહુ યુગો સુધી તેં માનવજાતને પાપમાં રોળી. હવે તારી ઘડીઓ ગણાય છે: હા-હા-હા-હા...!'

'હા-હા-હા-હા' એવો સામો પડઘો આવ્યો. દર્પણમાં દેખાતી આકૃતિના દાંત હસી રહ્યા હતા.

પરંતુ એકાએક આ શું થયું? એની આંખો સામે ઘડિયાળના લોલક માફક શું ઝુલવા લાગ્યું? કોઈ ઝાડની ડાળખીનો પડછાયો? કે કોઈ લાકડે પૂંછડી વીંટાળીને લટકતા કોઈ ફણીધર સાપનો ઓળાયો? એણે આંખો ચોળી ફરી ફરી નિરીક્ષણ કર્યું અને એની આંખો મદવિહ્વલ બની. એ આંખોએ જે ભુજંગાકાર દીઠો તે હતો એક પગ: ઘૂંટણ સુધીનો: એક ગોરગોર સુંદરી-શરીરનો: ચણિયાના ઊંચા થઈ ગયેલા સળમાંથી ઉઘાડો બની હીંચોળા લેતો, રક્તભરપૂર પિંડીઓને છોળા લેવરાવતો એક પગ: પલંગ પરથી ઝૂલા ખાતો પગ: એ પગના ઘૂંટણ ઉપર એક પાટો હતો.

ઓળખાયો: તે દિવસે જેનો પાટો ખુદ પોતાને જ હાથે એ બાંધી આવ્યો હતો તે જ આ પગ: જાણે ઝૂલીઝૂલીને સાદ પાડે છે-ઘણા દિવસથી વાટ જોઈ રહેલ છે.

લાલસા જાગી ઊઠી. એ કદરૂપ શરીરે ત્વરાભેર ડગલો ચડાવ્યો. નિત્યની પ્રિય લાકડી લીધી. ટોપી પહેરી પ્રયોગાલયને પાછલે બારણે તાળું લગાવીને ઊપડતે પગલે એ ચાલી નીકળ્યો. વાસનાનાં ચક્રોએ એને વિદ્યુત્ગતિએ પેલી વારાંગનાના ઉંબર પર આણી મૂક્યો. એની તલસતી આંગળીએ ઘંટડીનું બટન દબાવ્યું. એ તલસાટના ઉચ્ચાર જેવે સ્વરે ઘરની અંદર ઘંટડી રણઝણી. હમણાં દ્વાર ઊઘડશે ને પોતાના ભુજપાશમાં એ સુંદરી સમાઈ જશે એવો તલસાટ એના પગને ધરતી પર નચાવી રહ્યો છે. ત્યાં તો દ્વાર ઊઘડ્યું અને ડોશીએ જવાબ આપ્યો કે: 'બાઈ તો નાચ-ઘરની મહેફિલમાં ગયાં છે.'

ત્યાંથી એણે પગ ઉપાડ્યા. ઉદ્દામ બનતી જતી પિપાસાએ પગમાં એવડું જોર મૂક્યું. જાણે કોઈ ચોર, કોઈ ગળાકટુ, કોઈ ખૂની ચાલ્યો જતો હતો. લાલસા જાણે એની આંખોમાંથી ફૂટી ફૂટતી હોય તેવા ચમકાર કરતી હતી.

શરાબીની મહેફિલ ઉડાવતાં માતેલાં સ્ત્રીપુરુષો આ નવા આગન્તુકને ચોમેર ચકળવકળ નીરખતો જોઈ વિસ્મય પામી ગયાં. જે જે મેજ પાસે થઈને જોતો જોતો એ આગળ વધ્યો તે મેજની મઝેદારી ઘડી વાર થંભી ગઈ. સહુની સામે પોતાના લાંબા દાંત કચકચાવતો એ જાણે પ્રત્યેકને વિષે પૂરી બાતમી ધરાવી રહ્યો હોય એ ઃ જાણભેદુ દેખાયો. ને દૂરના એક ખૂણામાં એક ખાલી મેજ ઉપર એણે એકલાએ આસન લીધું. સહુએ એને ત્રાંસી નજરે નિહાળ્યો. વરધી લેવા માટે કોઈ વેઈટરને પણ એની નજીક જવાનું દિલ થતું નહોતું.

'વેઈટર!' એનાં ફાટી ગયેલાં જડબાંમાંથી ભૂખ્યા વરુ જેવો અવાજ નીકળ્યો. જેના ગજવામાં શરાબ અને સુંદરી નામની બે અમૂલખ કૃતિઓ ખરીદવાના પૈસા છે અને જેના લેબાસમાં નખશિખ અમીરીની ભભક છે એવા કોઈ પણ આદમીને પીરસવા આનાકાની કરવાની મજાલ વેઈટરમાં નહોતી. થરથરતે કલેજે વેઈટર વરધી લઈને જ્યારે એક ઊંચામાં ઊંચી જાતની મદિરાનો સીસો એની પાસે ધરવા જતો હતો ત્યારે આ ભયાનક માનવદૈત્યનાં લાંબાં લાંબાં ભવાંની નીચેથી બે હિંસક આંખો એ સુંદરીને નજરમાં લઈ રહી હતી. જેનો ઈસક અધરાત ભાંગ્યા પછી જ કોઈ સુરાલયને બંધબારણે જાગ્રત થાય છે, તેવા ધોળા દિવસના કોઈક 'સજ્જન'ના ખોળામાં બેઠી બેઠી એ દરી ગાતી હતી: ગાતી હતી કે–

"સજિયાં અકેલી દુઃખ દે!"

"હાં...સજિયાં અકેલી દુઃખ દે!"

મધરાતનો બિહાગ છેડી રહી હતી. છટાથી, 'અકેલી સેજ'ની વેદના રજૂ કરતા તમામ હાવભાવ સાથે, માદક મીડી હલકથી એનું ગળું ટપકતું હતું:

" સજિયાં અકેલી દુઃખ દે!"

એ શબ્દે શબ્દે મરોડ લેતી પંક્તિ આશકોને ડોલન કરાવતી હતી. મદિરા કરતાંયે વધુ નશાનાં લહેરિયાં લેવરાવતી હતી. સુરાભવનના ભપકા જાણે અબઘડી ઓગળીને વહેવા લાગશે એવી એની કંઠમાધુરી હતી. સૌંદર્ય, સુરા અને સંગીતના ત્રિવિધ દંશ શ્રોતાઓને મૂર્છા પમાડી રહ્યા હતા.

'વેઈટર!' એકલા બેઠેલા વિકરાળ અતિથિએ ધુરકાટ કર્યો. 'એ સુંદરીને અહીં બોલાવ.'

સૌંદર્યને અને કંઠને વેચવા નીકળેલી નાજનીન આવી. આવ્યા પછી ભયાનક રૂપ ભાળી પાછાં પગલાં માંડવા જાય છે ત્યાં તો એ માનવદૈત્યે એનો માંસલ હાથ પકડીને સામે બેસારી લીધી. એ જ હતી એ, જેના ઘૂંટણ સુધી નગ્ન જોયેલા પિંડીભર્યા એક પગે આ યુવાન વૈજ્ઞાનિકની નજરબંદી કરી હતી.

એ કટોરી ભરીને એક એણે સુંદરીની સામે લંબાવી કહ્યું: 'લિજિયે પ્યારી! અને દિલ બહલાવો!'

કૂતરો હાડકું કરડતો કરડતો કાઢે છે તેવો આ માનવ-મુખનો હિંસક અવાજ સાંભળીને સ્ત્રી સંકોડાઈ ગઈ. પરંતુ ત્યાંથી ઊઠવું સહેલ નહોતું.

'કેમ?' પુરુષે વિકરાળ હાસ્ય કરતાં કરતાં ચીમટા ભર્યા.

'આ બધા બેઠા છે તે મનુષ્યો છે, ને હું શું વાઘ-દીપડો છું? મેં શું એવાં જ વસ્ત્રો

નથી પહેર્યાં ? હું શું શરાબનાં નાણું નથી ખર્ચતો ? મારામાં શું અમીરાઈભરી રીતભાત નથી ? મને બદસિકલ સમજો છો, ને એ બધા શું ઉપરથી દેખાય છે તેના જ રૂપાળા અંદર પણ છે ? દંભ-દંભ તમને ગમે છે કેમ ? ભીતરનું સાચું સ્વરૂપ બહાર નીકળ્યું એટલે તમારાથી નથી સહેવાતું, કેમ ? સહુને તમારો કંઠ અને તમારું કલેવર વેચવા નીકળ્યાં છો, ને મને એકને જ ના પાડશો, કેમ ?'

પુરુષ બોલ્યે જતો હતો. શું બોલતો હતો તેની એ સુંદરીને ગમ નહોતી. એને કાને તો 'કરડ ! કરડ !' એવો ભયાનક અવાજ જ સંભળાતો હતો. એને પોતાને જાણે એ પુરુષ દાંતો વચ્ચે કરડતો હતો.

' નહિ માનો ? મારા ખોળામાં બેસીને એ ગીત નહિ ગાઓ ? આ બધાના ખોળા બહુ મીઠા છે કે ? હં ! એ તમામની અંદર આ જ પિશાચ પડયો છે, પણ એ બધા સિફતથી ઢાંકી રહ્યા છે એટલે સુંદર લાગે છે, ને હું જેવો છું તેવો દેખાઉં છું માટે મારા પ્રતિ ઘૃણા છૂટે છે ! ફિકર નહિ, યાદ રાખજો. હું તમારે ઘેર આવીશ. તમારું ગીત ત્યાં આવીને સાંભળીશ. રાહ જોજો !'

એટલું કહીને એ ત્યાંથી ઊઠયો. કોઈ ન દેખે તેમ ઘરને પાછલે બારણે પહોંચી, અંદર પેસી, વારણની ઔષધિ પીને પાછું અસલ સ્વરૂપ ધારણ કર્યું.

અને રાતનાં બે બજે એ યુવાન વિચારે ચડયો :

' આ શો ગજબ થયો ? મારો દુરાત્મા કેમ જોર પર આવ્યો ? મને એ કયાં ઘસડી ગયો ? મારી પાસે એણે શું કુકર્મ કરાવ્યું ? મારે તો પ્રાણપ્રિય મારી પત્ની છે, એના પ્રતિનો પ્યાર મારા સમગ્ર જીવનને વ્યાપ્ત કરી રહ્યો છે, છતાં તેને બદલે આ એક જ વાર વિચારમાં સેવેલી ભ્રષ્ટ વારાંગના તરફ હું કેમ ખેંચાયો ? આ શું થવા બેઠું ? મારો સદાત્મા કેમ કશું બલ કરતો નથી ? આ બેઉને જુદા પાડવા જતાં શું અસુર જ બહેકી ઊઠયો ?'

મોટી સમસ્યા એ વૈજ્ઞાનિકના મન પર ચડી બેઠી. એની નિદ્રા ઊડી ગઈ. મોં ઉપર હાથના પંજા ઢાંકીને એ બેસી રહ્યો.

૪

રસાયન પી-પીને વારંવાર એ અસુરને બહાર કાઢયો, વારંવાર પાછો શમાવ્યો, પણ આત્મસુખની લહેર મળવાને બદલે ગુપ્ત ઈંદ્રિયાવેગો જ જોર પકડતા. ઈદમ જાણે એળે ગયો હતો. હવે એને એમ પણ લાગવા માંડયું હતું કે સદાત્મા-દુરાત્માને છૂટા પાડવાનો આ પ્રયત્ન જ નકામો છે. અંદર ચાલી રહેલો એ બે વચ્ચેનો સંગ્રામ જ ઠીક છે, અથવા કોને ખબર છે કદાચ આ નબળાં-સબળાં બન્ને તત્ત્વોનો માલિક જીવાત્મા એક જ નહિ હોય ! ને એના લેબાસરૂપી

મળેલું આ માનવ-શરીર પણ કદાચ ઠીક જ નથી શુ ? જીવન જેટલું ઢાંકયું રહે છે તેટલું.એ ઓછું ભયંકર નથી શું ? હવે હું આ ઔષધિ પીવાનું છોડી દઉં. હું જે છું તે જ બની રહીશ.

એવી મંગલ મનોદશામાં એણે તે દિવસે પોતાના સસરાને ઘેર સંદેશો મોકલ્યો કે આજે સાંજે તો હું તમારે ત્યાં જમીશ. મનમાં હતું કે પ્રિય સહચરીના થોડાક સહવાસે પાછી શુદ્ધ ભાવોની પરિમલ પામી શકાશે.

એવા શાંતિમય ભાવો ભાવતો આ યુવાન તે દિવસ સાંજરે નદીને કાંઠે લટાર મારતો હતો. આથમણી વાદળીઓમાં ઊતરતો સૂર્ય માળામાં લપાતા ચંડુલ પક્ષી જેવો લાગતો હતો. પસ્તાઈને નિર્મળ બનેલ હૃદયના રંગો જેવા સંધ્યાના રંગો પાંદડાંમાંથી ચળાઈને નદીના પ્રવાહમાં ગળતા હતા. એક ઝાડની ડાળી પર બેસીને દેવચકલાં સંધ્યાગીત ગાતાં હતાં. ગાતાં ગાતાં એ બેઉ નર-માદા ચાંચમાં ચાંચ પરોવતાં હતાં. પાંખોમાં પાંખો ઢાળી લથબથ ક્રીડા કરતાં હતાં. યુવાન વૈજ્ઞાનિક એ પક્ષી-ક્રીડા નિહાળી રહ્યો. 'હમેશાં ગાયા કરો હે પંખી !' ઇલ્મીએ એ પક્ષીગાનના રસમાં ભીંજાઈ જઈને આશીર્વાદ આપ્યા, 'સદા ગાયા જ કરજો ! કુદરતે તમારા કંઠમાં વિશ્વ-શાંતિની શરણાઈઓ ભરી છે. નિરંતર ગાયા કરજો ! નિરંતર તમારી જુગલ-જોડ આ પ્રણયસ્વપ્નમાં રમ્યા જ કરજો ! કોઈ પાપી એને વિછોડશો ના !'

એ આશીર્વાદ હજુ તો એના મોંમાં જ છે, પક્ષીઓએ હજુ એની ચાંચ ખીડી નથી, ત્યાં તો એક જંગલી બિલાડીએ ડાળ પર તરાપ મારી અને ગીતો ગાતી દેવચકલીને દાંત વચ્ચે પીસી નાખી. ઝાડ પર ચીચીંકાર થઈ રહ્યો અને ઈલ્મીની આંખો ફાટી રહી.

રોજ તો પેટમાં દવા પડતી ત્યારે જ રૂપ-પલટો થઈ જતો, પરંતુ આજે આ હિંસા દશ્ય માત્રે જ એના શરીરમાં પલટાની તીવ્ર લાગણી જગાડી. અંદરનો અસુર પછાડા મારી જાગી ઊઠયો. નસો તૂટ તૂટ થઈ રહી. રોમ રોમ પ્રજ્વળવા લાગ્યાં અને વેદનાના ન સાંભળી જાય તેવા ઓહકારા વચ્ચે એણે પોતાની સિકલ ફરતી અનુભવી. હાથ ઉપર નજર કરી, રોમે રોમે રીંછના વાળ ખડા થયેલા દીઠા. અને એ દૈત્ય-આકૃતિ લઈને વૈજ્ઞાનિકે છૂપી દોટ દીધી. બાગમાંથી બહાર નીકળી એક દીવાલની ઓથે થોડી વાર થંભ્યો. ઔષધિ વિનાનું આ રાક્ષસ-રૂપ કયાંથી પ્રગટયું ! હાશ, હાશ, એવા નિઃશ્વાસોની ધમણ ધમાઈ રહી. રૂંવે રૂંવે પસીનો છૂટી પડયો. પણ હજુ તો આ ઓચિંતી વિકૃતિ ઉપર ક્ષણભર વિચાર કરે છે ત્યાં તો આત્મભાન ચાલ્યું ગયું. સ્વાગતના સાથિયા પુરતી, ધૂપદીપ જલાવતી અને વાટ જોતી પાકદિલ પ્રિય કુમારિકા વીસરાઈ ગઈ. એને બદલે આસુરી હૃદયે યાદ દીધું કે : 'ચાલો, પેલી ઝૂલતા પગવાળીને વચન આપ્યું છે-એને ઘેર જવાનું, એનું ગાણું સાંભળવાનું.'

રાત્રિના આઠ વાગ્યે જ્યારે નગરીની એ પ્રખ્યાત નટી પોતાના ઘરમાં અધરાતના શણગાર

સજી રહી હતી, ત્યારે બારણામાં માનવ-દૈત્ય હાજર થયો. ચીસ પાડવાની હિંમત એ સુંદ
નહોતી રહી. ગળું પીસી નાખે તેવા પંજા પહોળાવીને એ પિશાચે હુકમ કર્યો: 'આંહીં અ

થરથરતે દેહે સુંદરીએ એની પાસે-લગભગ એના ખોળામાં આસન લીધું.

'હવે પેલું ગીત ગા! ત્યાં મહેફિલમાં બીજાઓને સંભળાવ્યું હતું એવા જ લહેકાથી ગ

નર્તકીનું દયામણું મોં કરગરી રહ્યું.

'ગા!' પિશાચ ધૂરકયો.

'સજિયાં અકેલી દુઃખ દે!' એણે ગાયું-બિલાડાના મોંમાં ઝલાયેલી મેના ગાય તેવું ગા

ને પછી બળબળતી લાલસાએ એ વારાંગનાના દેહમાંથી તૃપ્તિ મેળવી.

૫

ઉપરાઉપરી હવે તો કોઈક હિંસક અથવા ઉદ્દીપક દશ્ય ભાળતાં જ રૂપ વિકૃત થાય
કોઈ હલકી લાગણીનું જોર પણ એને અસુર બનાવી મૂકે છે. હવે તો શરીરની પ્રકૃતિ જ રોજ
આદતને તાબે થઈ ગઈ છે. અને એક દિવસ બપોરે જ્યારે આ મૂર્તિમાન પ્રાણાત્મા જે
સુંદર ઈદમી પોતાના એ વિનાશને વિચારે અફસોસ કરતો બેઠો હતો ત્યારે એ જ નર્તકી હાજર થ

'દાક્તરસાહેબ! ઓ દયાળુ દાક્તરસાહેબ!' એ સુંદરી ત્યાં ધ્રુસકા ભરીને રડી પડી. 'મ
બચાવો, મને કોઈ રીતે બચાવો!'

'કોનાથી? તને શું છે, બહેન? તું શેનાથી બચવા માગે છે?' ઈદમીના અંગ પર અ
તાપના સ્વેદ વળવા લાગ્યા.

'મને એક પિશાચથી બચાવો. એક અસુર રોજ રાતે મારે ઘેર આવે છે અને મારુ
લોહી શોષી જાય છે. હું કોઈને આ વાત કહી શકતી નથી, કહું તો કોઈ માનશે નહિ. પણ મારુ
શરીર ચૂસી જનાર એ જનના પંજામાંથી મને ઉગારો...ઓ ભલા દાક્તરસાહેબ!'

છાતીફાટ રડતી એ સ્ત્રીની વાત સાંભળ્યા પછી દાક્તરે થોડી વાર એક ઉચ્ચાર પણ ન
કર્યો. પોતે જ એ પિશાચ છે તે કહેવાની એની હામ નહોતી રહી. આ કોમલાંગીની પોતે કેવી
વલે કરી હતી એનું પોતાને પૂરેપૂરું ભાન હતું. એ સ્ત્રીની આંખોમાં, મુખમુદ્રામાં, શરીરની
નિચોવાયેલી હાલતમાં આ યુવાને પોતાની હેવાનિયતનો દર્દભર્યો ઇતિહાસ વાંચી લીધો. પોતાનું
ભુક્કો બની રહેલું કલેજું છુપાવીને એણે કહ્યું:

'જા બહેન, હું તને ખાતરી આપું છું કે તું કહે તેવો કોઈ જીવતો પુરુષ નથી. તને
કોઈનો વળગાડ લાગે છે. પણ હું તને આજથી ભયમુક્ત કરું છું. મારું જ્ઞાન મને ખાતરી

આપે છે કે તને હવે ફરીવાર એ અસુર નહિ સંતાપી શકે.' પોતે ગુજારેલા અત્યાચારના પ્રાયશ્ચિત્તરૂપે ઈલીઓએ એ સ્ત્રીને એક મોટી રકમ ભેટ કરી વળાવી.

પરંતુ બીજે જ દિવસે જે વેળા કોઈ દુષ્ટ આવેગને બળે એનામાં અસરનો આવિર્ભાવ થયો ત્યારે આગલા દહાડાના અનુતાપનું તમામ ભાન ચાલ્યું ગયું. બીપણુ રૂપ લઈને એણે ફરી પાછી ત્યાં ને ત્યાં દોટ દીધી અને ભયત્રસ્ત સુંદરીને એણે પાછી પોતાની ચૂડમાં ભીડવી. એના પાશવી બાહુપાશમાં ભુક્કો થઈ જતી સુંદરી વિસ્મય પામી બોલી ઊઠી : 'ઓહ ઓહ ઓહ! તમે પાછા કયાંથી? દાક્તરસાહેબે તો કહ્યું'તું કે તમે હવે નહિ આવો—'

'હં-હં!' વિહ્વલતાની આગમાં ભડકે બળતાં એણે પ્રેયસીને વધુ દાબી-વધુ જોરથી-વધુ ને વધુ જોરથી, તેમ તેમ એ ભયભીત સ્ત્રીએ છટકવા પછાડા માર્યા, ગૂંગળાટ અનુભવ્યો, અંગ-અંગ જુદું પડતું અનુભવ્યું. અને જેમ જેમ એનો અણગમો પોતાની પરિતૃપ્તિના માર્ગ વચ્ચે આવતો ગયો તેમ તેમ એ પિશાચની લાલસા-લાહ્ય વધુ પ્રચંડ બની. એનું ભાન ચાલ્યું ગયું. એની દસે આંગળીઓએ એ સ્ત્રીનું સુકોમળ ગળું પકડી લીધું-ભીંસી નાખ્યું. છેલ્લી ચીસ પાડીને એ સુંદરીના મોંએ શ્વાસ છોડયા. આંખો ફાટી ગઈ.

ઊપડતે પગલે જ્યારે એ ખૂની પ્રયોગાલયની પાછલી બારી પર જઈને ઊભો રહ્યો ત્યારે એને યાદ આવ્યું કે આજ તો પોતે ગુપ્ત પરિભ્રમણની કશી જ ગોઠવણ કરવી ધારી નહોતી, આગલે દ્વારેથી જ જમવા જવા નીકળ્યો હતો ને પાછો દાખલ પણ ત્યાંથી જ થવાનો હતો, એટલે બારણું તો અંદરથી બંધ કરાવ્યું હતું. ઓચિંતાનો ઔષધિ વિનાનો આ રૂપ-પલટો આવશે એવી તો કલ્પના જ નહોતી. શી રીતે ઘરમાં પ્રવેશ કરી શકાશે? વારાંગનાની હત્યાનું તો હમણાં જ ધુમરાણ બોલશે!

એ દોડયો પોતાના દાક્તર-મિત્રને ઘેર. મિત્ર ઘરમાં નહોતા. નોકરને પોતે એક ચિઠ્ઠી આપી. ચિઠ્ઠીમાં લખ્યું હતું : 'ભાઈ, મારે ઘેર મારી પ્રયોગશાળામાં તમે જાતે જઈ નં......ની દવાની પેટી લઈ આવજો તમારે ત્યાં રાતના બાર બજે એક માણસ એ લેવા આવશે. એને પેટી દેજો. હું ભયાનક સંકટમાં છું. વિશેષ રૂબરૂ સમજાવીશ.'

અરધી રાતે જ્યારે એ પાછો આ મિત્રને ઘેર પેટી લેવા આવ્યો ત્યારે મિત્ર એ ભયાનક સિકલને નખશિખ નિહાળી રહ્યો. નિહાળતાં નિહાળતાં એની નજર આ રાક્ષસી પુરુષના હાથની લાકડી પર ઠેરી. શંકા પડી. પૂછ્યુ :

'કોણ છો તમે?'

'દાક્તર ...નો દૂત.'

'કયાં છે દાક્તર...?'

'નહિ કહી શકું.'

'બોલો! કોણ છો તમે?' એ પ્રશ્ન ફરીવાર પૂછતાં તેણે રિવોલ્વર તાકી. પિશાચ થંભ્યો.

'કદમ ઉપાડશો તો ફૂંકી દઈશ. બોલો, કોણ છો તમે?'

'પિછાન કરવામાં સાર નથી.'

'બોલો, બીજો ઈલાજ નથી.'

'જોવું જ છે?'

એ હસ્યો—મોટા દાંત કાઢીને હસ્યો. પેટી ઉઘાડી. રસાયન બનાવ્યું. છેલ્લા ટીપાની મેળવણી ગોટેગોટ ધુમાડાનાં વાદળાં જન્માવ્યાં. એ ઊકળતું રસાયન એણે પીધું. અસુર અદૃશ્ય બન્યો.

પ્રિય ડૉક્ટર-મિત્રની દેવમુદ્રા પ્રકાશી ઊઠી.

વાચાને સ્થાન નહોતું. અધરાતે બેઉ છૂટા પડયા.

૬

'અત્યારે? અત્યારે તમે અહીં?' ચોવીસ વર્ષની કુમારિકા ચમકી ઊઠી. 'મારા બાપુ જાણે તો? ભલા થઈને તમે—'

'હા, હું વિદાય લેવા જ આવેલ છું.' દ્વારમાં આવેલો પુરુષ હાથ જોડીને યાચના કરતે ઊભો રહ્યો. 'હવે તમારા બાપુને હું નહિ સતાવું.'

કુમારિકા નજીક આવી. પુરુષનું મોં ઉકેલવા લાગી: 'શું બોલો છો? શાની વિદાય?'

'હું તમને મારી સાથેના વેવિશાળમાંથી મુક્ત કરવા આવ્યો છું.'

'સાત વર્ષો સુધી વાટ જોયા પછી? મારો કશો દોષ?'

મૂંગાં મૂંગાં એ પુરુષે માથું હલાવ્યું અને કહ્યું: 'મારું દુર્ભાગ્ય!' એની આંખોના ખૂણામ એકેક આંસુ ઝલકી ઊઠયું.

'પણ શા માટે?' કુમારિકાએ પુરુષના હાથ ઝાલ્યા. બેમારીને કહ્યું: 'હવે મને કહો, મૂંઝ વણમાં પડયા છો તમે? કોઈ નવું લગ્ન?'

'આજે હું હાંસી સહી શકીશ નહિ. મારુ નવું લગ્ન તો હવે મૃત્યુ સાથે થઈ શકશે.'

'પણ તમને થયું છે શું? કેમ આજે ગાંડાં કાઢો છો?' કુમારિકાએ પુરુષના માથા પર-આખા માથા પર હાથ ફેરવ્યા.

પુરુષે એનો ખોળામાં પોતાનું માથું નાખી દીધું. એનું હૈયું ભેદાતું હોય તેવો અવાજ નીકળ્યો.

સ્ત્રીએ એ મોંને ઊંચે લીધું. મા એના બાળને પૂછે તેવે સ્વરે પૂછ્યું : 'શું છે આ બધું? કહો, મારા સોગંદ, મને કહો !'

'તને હું નહિ કહી શકું એવી એ વાત છે જીવનભર મારે પ્રાયશ્ચિત્ત જ કરવાનું રહેશે. તારો અવતાર મેં બગાડ્યો છે.'

પુરુષે સ્ત્રીના પગ સુધી માથું લઈ જઈને કપાળ પર એના પગનો સ્પર્શ લીધો. પછી એ ઊભો થયો.

સ્ત્રીએ એના હાથ ઝાલી લીધા : સાત વર્ષોમાં કદી નહોતા ઝાલ્યા એવા જોરથી ઝાલ્યા ને એ પુકારી ઊઠી : 'નહિ, નહિ, નહિ જવા દઉં. તમારું જે દુઃખ હશે તેમાં હું ભાગીદાર બનીશ. મને કહો, એકવાર કહો, એકવાર...'

બહાર નીકળી ગયેલો પુરુષ જ્યારે એ સાસર-ઘરની પાછલી બારીએ આવીને દુઃખમાં ભાંગી પડતો ઊભો રહ્યો ત્યારે એણે જોયું કે પોતે ત્યજેલી કુમારિકા એના પિયાના ઉપર દેહ ઢાળીને ઊંધે મોંએ પડી છે. વાજિંત્રના દબાયેલા પાસા એકસામટું આક્રંદ કરીને ચુપ થયા છે, પણ કન્યાનું રુદન હજી નથી અટક્યું.

'કેવો ધ્વંસ !' પુરુષ એ કાચ વાટે આ પોતાનું જીવન-કરતૂક જોઈ રહ્યો. 'આને હું મારી છાની વ્યથા ન કહી શક્યો. મારા કાબૂની બહાર ગયેલા કિસ્મતી એ કથા સાંભળીને, ગામની ગલીએ ગલીએ ગવાતાં મારાં પાપો સાંભળીને, એ મને કેવો ધિક્કાર દઈ ઊઠત ! અને મારું ઓચિંતું પલટાતું રૂપ હું એનાથી શી રીતે છુપાવત ? અકેક દુષ્ટ ઊર્મિના આંચકા સાથે જ મારો પ્રગટ થતો અસુર આને જીવતી ને જીવતી ભરખી જાત !'

અસ્તાયમાન સૂર્ય જેવો શોભીતો જુવાન હજુ બારીના કાચ વાટે તાકી રહ્યો હતો. પરિતાપ કરતો કરતો એ થોડી ઘડી થંભ્યો. એની દૃષ્ટિ જાણે ધીરે ધીરે બદલવા લાગી. એના મનોભાવ આ ઢળેલી યુવતીના રૂપ ઉપર ફરવા લાગ્યા : ભરપૂર માંસલ દેહલતાને અંગે અંગે એની આંખો અડકી રહી ને એની લાલસા જાગ્રત થઈ. 'આ સૌંદર્ય ! ઓહ ! સાત વર્ષોથી જેનાં સ્વપ્નાં સેવતો તેને એકવાર પણ મેં ભોગવ્યું નહિ ! ને આજ સામે પડ્યું છે છતાંય છોડીને ચાલ્યો જાઉં છું ? એ મારું છે છતાંય...'

આટલો વૃત્તિવેગ નીપજતાં તો રાફડામાંથી જાજડ ભુજંગ જાગે તેમ એના અંગમાંથી અસુર ધસી આવ્યો. દુરાશયે ભયાનક રૂપે દર્શન દીધું અને એક પલમાં તો એની હિંસા એ બારીના કાચના ભુક્કા બોલાવી એને અંદર લઈ ગઈ. ઢળેલી કન્યાને એણે આલિંગનમાં ભીંસી. લાલસાની લાય પથરાઈ ગઈ.

ચમકેલી કન્યાએ આ અસુરને દેખતાં જ તીણી ચીસ નાખી. એ ચીસે આખા ઘરને ઢંઢોળ્યું.

જેને જરી અડકવામાં પણ પોતાની કોમલ સંસ્કારિતા આઘાત પામતી તેને જ અત્યારે પોતાના ભુજપાશમાં રગદોળી રહેલો એ પુરુષ એ તૂટતા બારણામાં ધસી આવનાર વૃદ્ધ સસરાને ભોંય પર ધકેલી દેતો નાસી છૂટયો. પછવાડે પોલીસનું ને લોકટોળાનું બુમરાણ બોલ્યું. ચોર-ગતિથી નાસતા એ પુરુષે પોતાને મકાને પહોંચીને પાછલા દ્વારની ચાવી કાઢવા ગજવાં તપાસ્યાં, પરંતુ તે દિવસની પેઠે આજ પણ દ્વાર અંદરથી જ બંધ કરેલું હતું. એ દોડયો આગલા પ્રવેશ-દ્વારે. ટકોરા માર્યા. બુઢ્ઢા નોકરે બારણું ખોલ્યું. ભયાનક રૂપ દેખતાં જ 'દાક્તરસાહેબ ઘરમાં નથી' એટલું એ માંડ બોલી શકયો. એક જ ધક્કો મારીને દાક્તર અંદર પેઠો અને પોલીસની ટુકડી ત્યાં આવીને બારણું ઠોકવા લાગી ત્યારે એ પોતાની પ્રયોગશાળામાં દાખલ થઈ જઈ કપડાં ઉતારી ઔષધિ પી લઈ પોતાના અસલ સ્વરૂપે કશું જાણે કામ કરવા બેસી ગયો.

'આંહીં પેઠો છે! એ ચોર આંહીં જ પેઠો છે!' એવા રીડિયા પાડતી પોલીસ-ટુકડી પ્રયોગશાળાનું બારણું તોડવા મથી રહી.

દાક્તરે બારણું ઉઘાડયું: 'મારો! મારો! મારો!' શબ્દની ચીસો નાખતા પોલીસોએ અંદર પેસતાં જ એ પૂજનીય પુરુષની ભવ્ય મુખમુદ્રા દીઠી. પ્રતાપી અવાજે એણે પોલીસને પૂછયું: 'શું છે? શી ધાંધલ મચાવી રહ્યા છો અહીં?'

ખસિયાણો પડેલ પોલીસ-અમલદાર પોતાની રિવોલ્વરને નીચી નમાવી બોલ્યો: 'માફ કરજો, સાહેબ! પણ અહીં એક ખૂની પેઠો છે.'

'અહીં ખૂની પેઠો છે?'

'જી હા, અમે અમારી સગી આંખે એને અહીં પેસતાં જોયો છે.'

'તમારી ભૂલ થતી લાગે છે. અહીં કોઈ નથી.'

'સાહેબ, એ આપનાં બાનુ ઉપર અત્યાચાર કરીને અને આપના સસરાનો જાન લઈને નાઠો છે. અહીં જ પેઠો છે એ.'

'ન હોય!'

એવામાં ઓચિંતો 'એ જ, એ પોતે જ, દાક્તર પોતે જ એ છે!' એવો એક અવાજ આવ્યો અને દાક્તરની આંખ ફાટી ગઈ.

પોલીસો દિગ્મૂઢ બની તાકી રહ્યા.

અવાજ દેનાર આદમી પોતાની રિવોલ્વર ખેંચતો આગળ ધસી આવ્યો. રિવોલ્વરની નાળનું એણે દાક્તરની સામે નિશાન લીધું.

દાક્તરે એ મનુષ્યને ઓળખ્યો. એ હતો મિત્ર-દાક્તર. આખા જગતમાં પોતાની આ રાક્ષસી લીલાનો એક જ જાણુભેદુ: તે રાત્રીએ એનો રૂપ-પલટો નજરોનજર જોનાર.

'દાક્તરસાહેબ પોતે?' લોકો તાજ્જુબ બન્યા.

'હા, એ પોતે જ!' કહેતો એ મિત્ર રિવોલ્વર તાકતો આગળ વધ્યો. દાક્તરનું મોં ભયથી ફરેડી ઊઠયું.

દાક્તરનું રૂપ પલટાયું. મૂર્તિમાન હિંસાએ એ સુંદર શરીરનો કબજો લીધો અને ચીસ પાડી: 'એ જ, એ જ, એ જ!'

આત્મરક્ષણના છેલ્લા પછાડા મારતો એ અસુર પ્રયોગાલયની અભરાઈઓ ને કબાટો પર ઠેકી ઠેકી તેજાબોની શીશીઓના ઘા કરી, બે-ચાર વધુ હત્યાઓ કરી, છેવટે જ્યારે મિત્રની બંદૂક-ગોળી ખાઈને હાહાકાર કરતો ઢળી પડયો ત્યારે પાછું એનું આસુરી રૂપ સમાઈ ગયું અને એ મૃતદેહ ઉપર અસલની મધુર આકૃતિ વિલસી રહી.

પંથભૂલી માનવ-ભવ્યતાનો આવો દયાજનક અંત દેખીને લોકોનાં માથાં નીચે ઢળ્યાં.

પરંતુ આખી પ્રજાના રુદનમાંથી સૌથી વધુ ભેદક સૂર તો એ શૂન્ય ઘરની અંદર ઊઠતો હતો. એ કલ્પાંત ઘરના બુઢ્ઢા ચાકરના કંઠનું હતું.

# ફાંદાળો ભીલ

તે દિવસની સંધ્યાએ તું થરથરી ઊઠેલો, ખરું ? ફાંસીની તુરંગમાંથી પેલા મોટી ફાંદવાળા જુવાન ભીલને લાવવામાં આવ્યો અને જેલરે એને ત્રાડ મારી કહ્યું કે: 'તુમકો કલ ફજરમેં ફાંસી મિલેગા, તુમ્હારે વાસ્તે હુકમ આ ગયા હૈ. તુમકો કુછ કહેના હૈ ?'

ફાંદવાળો ભીલ જેવો ને તેવો ઊભો રહ્યો.

'તુમ સુના ? કાન હૈ તો ? કલ સબેરે તુમકો ગલેમેં રસ્સી ડાલકે ફાંસી દેનેવાલી હૈ.'

ભીલની સમાધિ તોયે ન છૂટી.

પછી જેલરે હસીને સંભળાવ્યું :

'દેખો, તુમ્હારી ફાંસીકી સજા નિકલ ગઈ. તુમકો છુટ્ટી દેનેકા હુકમ આયા હૈ. યે તુમ્હારે કપડે લો, પહેન લો, ઔર જાઓ દેસમેં. મગર દેખો, અબ વો તુમ્હારી ઓરત કે પાસ મત જાના. ગલા કાટકે માર ડાલેગી તુમકો !'

ફાંદવાળો ભીલ તો આ ખબર સાંભળીને પણ બાઘાની પેઠે થીજી ગયેલો ઊભો છે. એને એક અદાલતે પોતાની સગી માની હત્યાનો અપરાધી ઠરાવી ફાંસી ફરમાવી હતી, અને આજ વળી એક ઉપલી અદાલતે એની એ જ સાક્ષી પરથી તદ્દન નિર્દોષ ઠરાવી નાખ્યો.

ફાંદવાળા ભીલના પેટમાં વિચારો ચાલતા હશે કે 'આ બધું આમ કેમ ? હું તે મનુષ્ય છું કે માજિસ્ટ્રેટોના હાથમાં રમતું રમકડું છું ? મારું જીવતર શું આવા ઝીણા તાંતણા પર ટિંગાઈ રહ્યું છે ? આ જેલર બોલે છે તેમાં મશ્કરી કઈ ? પહેલું બોલ્યો એ કે પાછલું ? મને ઠેકડીમાં ને ઠેકડીમાં દરવાજાની બહાર જવા દીધા પછી પાછો પકડીને લાવવાનો, મારું ટીખળ કરવાનો, સાંજ-વેળાની જરી મોજ માણવાનો આ તુક્કો તો નહિ હોય ને ?' ફાંદવાળો ભીલ આવી ઠેકડીનો પાઠ પહેરવા તૈયાર નહોતો. એ દિગ્મૂઢ ઊભો રહ્યો.

પછી સહુએ કહ્યું 'સચમુચ તુમ છૂટ ગયા. તુમ ગભરાઓ મત ગે હાંસી મત સમજો.'

છ-બાર મહિનાની સજાવાળાઓને પણ છૂટતી વેળા જે હર્ષાવેશનાં ફુદાફુદ હોય છે તેમાંનું

કશુંયે આ મોતના ઉંબરમાંથી પાછા વળતા ફાંદવાળા ભીલને હૈયે નહોતું થતું. એ પોતે જ પોતાને પોતાના પિંડ ઉપર નિહાળી રહ્યો હતો–પોતે જ જાણે કે પૂછતો હતો કે હું તે જીવતો છું કે મરી ગયેલો ?

બહુ સમજાવટ તેમ જ પંપાળને અંતે એણે મૂંગાં મૂંગાં કપડાં બદલાવ્યાં અને પછી એણે મારી આરપાર બહાર નજર નાખી, બીજી બારીઓની આરપાર પણ જોયું.

કોઈ એને લેવા નહોતું આવ્યું. જગતમાં એની જિંદગી કોઈને કશા કામની નહોતી. આખી દુનિયાએ ત્યજેલાને પણ જે એક ઠેકાણે આદર હોય છે તે ઠેકાણું–તે પરણેલી ઓરતનું હૈયું–ફાંદવાળા ભીલને માટે ઉજ્જડ હતું, કેમકે એ હૈયામાં કોઈ બીજાનું બિછાનું બન્યું હતું. એ બિછાનાની આડે આ ફાંદવાળો ભીલ તો કદાપિ નહોતો આવતો, પણ એની બુઢ્ઢી માતા હમેશાંની નડતરરૂપ હતી. ફાંદાળા ભીલની ઓરતે પોતાના આશકની મદદથી આ બન્ને નડતરોને એકમામટી કાઢવા માટે જ સાસુની હત્યા કરીને પછી એનો ગુનો ધણી પર ઢોકાવી દીધો હતો. એટલે હવે ફાંદાળો ભીલ ક્યાં જઈ કઈ ધરતી પર પગ મૂકશે એ એની મૂંઝવણ હતી.

ભાઈ ફાંદાળા ભીલ ! તું જીવતો જગતમાં જાય છે તે તો ઠીક વાત છે. મને એ વાતનો કશો આનંદ નથી. પણ હું રાજી થાઉં છું તે તો એક બીજે કારણે. ફાંસી–તુરંગના વૉર્ડરો અત્યારે આંહીં વાતો કરી રહ્યા છે કે બાપડો ફાંદાળો રોજેરોજ બેઠોબેઠો ભગવાનને વીનવી રહ્યો હતો કે : 'હે ભગવાન ! મેં મારી માને મારી નથી, માટે જો હું નિર્દોષ હોઉં તો મને આમાંથી છોડાવજે !' હવે તું છૂટયો એટલે અનેક મૂરખાઓને નવી આસ્થા બેઠી : 'જોયું ને ? ભગવાનને ઘેર કેવો ન્યાય છે !'

આ આસ્થાના દોર ઉપર અનેક નાદાનો નાચ માંડશે, જગતમાં ઈશ્વર છે ને એ ઈશ્વર પાછો ન્યાયવંતો છે એવી ભ્રમણામાં થોડાં વધુ ઊંઠાં ગોથાં ખાશે, ને એમાંથી તો પછી અનેક ગોટાળા ઊભા થશે ! છૂટી જનારા તમામ નિર્દોષો લેખાશે ને લટકી પડનારા તમામ અપરાધી ઠરશે ! આવી અંધાધૂંધી દેખીને મારા જેવી ડોકરી ખૂબ લહેર પામશે. એમાંથી તો મને આંસુઓનો ભક્ષ પણ ઘણો મળી રહેશે. ખી–ખી–ખી–ખી–ખી !

# લાશ મિલ જાયગા !

'ત્યારે તો, સા'બ, સવારે એનું મડદું'..................'

'હાં હાં બુઢ્ઢી, કલ ફજરમેં તુમ્હારા બેટાકી લાશ લેનેકો આના.'

'સવારે કેટલા બજે, સા'બ ?'

'નવ બજે-હાં બસ દેખોને, સાડે સાત બજે ફાંસી દે દેંગે, આધા ઘંટા લટકને દેંગે પિછે જલદી સાબલોગ ઉસકો દેખ લેંગે, પિછે નવ બજે બરાબર લાશ દરવાજા પર આ જાયગી.'

'ત્યારે તો, સા'બ, ખાટલો નવ બજે લાવું ને ? માથે કાંઈ ઓઢાડવાનું લાવું ?'

'હાં, લાના.'

હીરજી કેદીની મા તથા જેલર વચ્ચે તે દિવસ સાંજે આટલી વાત થઈ ગઈ. ડોશી દરેક વાતની ચોકસી કરતી કરતી આંખો લૂછતી હતી. હીરજી વળતા પ્રભાતે ફાંસીએ ચડવાનો હતો. જેલરે ડોશીને એવી આસાનીથી બધું સમજાવ્યું કે જાણે હીરજી કેદીને વળતે પ્રભાતે પરણવા જવા માટે બહાર નીકળવા દેવાના હોય ને ! ડોશીની ડોક ઉપરનું આખું માથું, સંચાવાળી ઢીંગલીના માથાની પેઠે, પ્રત્યેક વાતના જવાબમાં ડગુ ડગુ ધૂણતું હતું.

લાશ સોંપવાની આટલી ચીવટભરી વિધિ મને બહુ બહુ ગમે છે. એ વાત કરવાથી ફાંસીએ જનારનાં સગાંવહાલાં ભારી સાંત્વન પામી જાય છે. જેલવાળાને પણ કશી ગમગીની રહેતી નથી. આવી વાત હું અહીં જ્યારે જ્યારે સાંભળું છું ત્યારે મને લગ્નવિધિ કરનારો ગોર યાદ આવે છે. પરણનાર પુરુષને કયારે તોરણે લઈ જવામાં આવશે, કયારે ચોરીએ ચડાવી લેવાશે, કયારે સપ્તપદીના મંત્રો ભણાઈ જશે—એ જ મુદ્દા ચર્ચાતા હોવાનો મને દરેક ફાંસીને સમયે ભાસ થાય છે. ફાંસી દઈને પછી લાશ દરવાજે સોંપવી એ એક સારું, રોજિંદું, વહીવટી કામ બની જાય છે. આ રીતે મૃત્યુ જેવો એક ગંભીર મનાતો પ્રસંગ કેટલી સરલ રીતે વણાઈ જાય છે ! મોતની ફિલસફી ગાનારા કવિઓ કે તત્ત્વવેત્તાઓ શીદને નાહક આવા પ્રાણ કાઢી નાખવાના નજીવા અવસરને નિગૂઢ, ગંભીર તથા કરુણ ચીતરતા હશે !

અમારો ગોરો જેલ-હાકેમ તો બોલી ઊઠે છે કે: 'after every such execution I

enjoy a hearty meal. (આવા પ્રત્યેક ફાંસીદાનને પતાવ્યા પછી હું નિરાંતે પેટ ભરીને જમું છું.)'

હીરજીને ફાંસી દેવાયા પછીની કડાકૂટ કરતાં કરતાં કાગળિયાં અને તુમારોની વિધિ પતાવતાં પતાવતાં વળતે દિવસે ગોરા હાકેમને હમેશ કરતાં જમવાનું ઘણું મોડું થયું. ઘેર મહેમાનો નોતર્યા હતા તે પણ બાપડા મેજ પર રાહ જોઈ બેસી રહ્યા. છતાં એણે ખામોશ રાખી લાશ સોંપવાનું કામ ચીવટથી પતાવ્યું ને જાણે એક દેડકુંય મર્યું નથી એવી શાંતિ જેલમાં બધે પ્રસરી રહી.

ફાંસીખાનામાંથી મેજિસ્ટ્રેટસાહેબ કામ પતાવી ઓફિસમાં આવ્યા ત્યારે એમણે પણ કાગળો પર સહી કરતાં કરતાં એ જ મતલબનું કહ્યું કે: 'બહુ શાંતિથી પતી ગયું. બેશક અમેરિકાની 'ઇલેક્ટ્રિક ચેર' જેટલું સરલ નથી, છતાં આ આપણું ફાંસીયંત્ર ફ્રાન્સની જૂની 'ગિલોટીન' કરતાં તો ઘણું વધુ સુખકર છે. બે મિનિટમાં તો નિકાલ થઈ જાય છે. બસ, ફક્ત બે જ મિનિટની ધીરજ જો કેદી ધરી રાખે ને, તો એને મરવું એક બચ્ચાના ખેલ જેવી વાત બની જાય. કશી પીડા નહિ, છાંટો લોહી સુદ્ધાં રેડવાનું નહિ, ધાંધાટ કે ધક્કામુક્કી નહિ, ડારો કે ધમકી નહિ, ખૂનખરાબા નહિ, આંખોના ડોળા ફાટયા રહેવાનું નહિ–બે મિનિટમાં તો સદાની શાંતિ!'

એવું કહીને મેજિસ્ટ્રેટસાહેબે સહી ટપકાવી દીધી અને અમારા હાકેમ જોડે હાથ મિલાવી હસતા હસતા એ નગર તરફ મોટર હંકારી ગયા; કહેતા ગયા કે: 'સાંજે કલબમાં મળીશું, આજ તો પાર્ટી છે ને! સાહેબજી!'

'બસ, બે જ મિનિટમાં તો સદાની શાંતિ! આ શબ્દો મારા હૃદયમાં અંકાઈ ગયા. આવી ફક્ત બે જ મિનિટની સબૂરી આ ફાંસી ખાનારા કેમ નહિ બતાવતા હોય?

એમાં તેઓનું શું જવાનું હતું? બે મિનિટમાં નાહક લાંબા વિચારો તેઓ શીદ કરતા હશે? આગલી સાંજે સગાંવહાલાંને મળવા તેડાવવાં એ પણ કેવી નાદાની! કેટલી છોકરમત! બે મિનિટ ઈશ્વર ઉપર ધ્યાન ઠેરવતા હોય! પોતાનાં પાપની ક્ષમા માગતા હોય!......કેટલું સરલ!

હીરજીની ડોશી મળવા આવી ને સાથે હીરજીની ત્રણ વરસની દીકરીને પણ લેતી આવી. હીરજીએ એને ખોળામાં લીધી. જુવાન હીરજી બે મહિનામાં તો બુઢ્ઢો બની ગયો હતો. ખોળે બેઠેલી છોકરી બાપના મોં સામે તાકી તાકીને જોવા લાગી. એને ઓળખાણ પડતી નહોતી. બાપના ખોળામાંથી નાસી છૂટવાનું એને મન થતું હતું.

બાપ દીકરીને પૂછે છે: 'વાલકી! તારે બાપો છે?'

વાલકી કહે 'હોવે!'

'ક્યાં છે?'

'ગામ ગયા છે.'

'કિયે ગામ?'

'ભગવાનને ગામ.'

'તું એને સંભારે છે?'

'હોવે! બાના ખોળામાં બેશીને અમે રોજ સાંજે કહીએ છીએ: 'ભગવાન! ઓ ભગવાન બાપાને ત્યાં દખી કરીશ ના. પેટ ભરીને ખાવા દેજે. એને ભૂખ બહુ લાગે છે, હો ભગવાન!

એટલું બોલતી વાલકી પણ રડી પડી.

'વાલકી, હું પોતે જ તારો બાપો છું.'

'નહિ, તું નોય મારો બાપો.'

'કેમ નોય?'

'એ તો રૂપાળો હતો. મારા જેવો હતો. એ તો ગીતો ગાતો મારી કને. તું ક્યાં ગાય છે?

'હું કોણ છું?'

'હું શું જાણું?'

હીરજીની આંખોમાંથી દડ દડ પાણી ગળ્યાં. દુનિયામાં વહાલામાં વહાલી જે એની વાલકી, તેના જ હૈયામાંથી હીરજી ભૂંસાઈ ગયો. એને 'બાપો' એવા ટૂંકા બે જ અક્ષરના બોલે બોલાવનારું છેલ્લી વેળાએ પણ કોઈ ન રહ્યું. એને એક જ દિલાસાની જરૂર હતી કે વાલકી એને હમેશાં યાદ કરશે. પણ વાલકીએય આજે એને વિસાર્યો હતો.

એણે દીકરીને 'વાલકી! મારી વાલકી!' કહીને હૈયાસરખી ચાંપી. વાલકીને બીક લાગી. તોયે વાલકીને એણે છેલ્લી ચૂમી ભરી. એનાં આંસુ વાલકીના ગાલ પર પડ્યાં.

'મેલી દે મને. તારી દાઢી વાગે છે.' કહી વાલકી એના ખોળામાંથી ઊતરી ગઈ. બિન્જાઈ-ને વાલકીએ ગાલ ઉપરથી બાપનાં ખારાં આંસુ લૂછી નાખ્યાં. એ દાદીમાની કને ચાલી ગઈ. ફરીવાર એણે બાપની સામે જોયું નહિ. સહુએ–દાદીમાએ પણ કહ્યું કે, વાલકી એ જ તારો બાપો છે, તોપણ વાલકીએ માન્યું નહિ. બાપનાં આંસુ એના મોંમાં ઊતર્યાં. તે બહુ ખારાં લાગ્યાં.

બાપો કહે: 'હવે લઈ જાવ વાલકીને.'

ડોશી અને વાલકી ગયાં. હીરજીએ જેલવાળાઓને કહ્યું:

'બસ, હવે હું તૈયાર જ છું. જીવતો સળગાવવો હોય તોપણ હું તૈયાર છું.'

સહુએ એની પીઠ થાબડી: 'રંગ છે તને હીરજી !'

'હીરજી તો છાતીવાળો જુવાન છે.'

'અને ભાઈ હીરજી, એકવાર તો હરેકને મરવું જ છે ને ?'

આ શાબાશી અને આ દિલાસા હીરજીના દિલમાં કટાયેલા ખંજર જેવા ભોંકાયા.

એના હોઠ સુધી શબ્દો આવી ગયા : 'એમ જ છે તો તમારામાંથી એક જણ આવી જાઓને મારે બદલે ! સફાઈ શીદ કરો છો ?'

પણ હીરજીની જીભ ચાલી શકી નહિ. આ ધન્યવાદ દેનાર પ્રત્યેકને ફાંસીએ લટકાવી દેવાની લાગણી એના હૃદયમાં ફેણ પછાડતી હતી.

ત્યાં તો હીરજીના કાન મારી તરફ મંડાયા. એનો કાકો ને એની ડોશી જેલરસાબની જોડે કંઈક વાતો કરતાં હતાં. જેલર કહેતો હતો કે: 'હાં હાં, લાશ તુમકો ફજરમેં મિલ જાયગા હો ! ગભરાના મત. હમારે લાશને સું કરવા છે ?'

'સારું, સા'બ !' હીરજીની ડોશી હાથ જોડીને ઊભી હતી તેણે ખળખળતે આંસુએ આભાર માન્યો. 'તમારું સારું થાજો, સા'બ ! મારે તો એકનો એક હીરજી—મારું તો ઉજ્જડ થઈ ગયું. તમે માવતર છો, બાપા ! ખબર રાખજો !'

'વારુ વારુ, ડોશી, કાંઈ ફિકર નહિ !' જેલર એના મોટા મોટા ચોપડામાં સહીઓ કરતો કરતો કહેતો હતો.

'અને હેં...સા'બ !' ડોશી જેલરને કંઈક પૂછવા માગતી હતી.

'બોલો, કયા હૈ ?' જેલરને રોજકામમાં મોડું થતું હતું. શિયાળાનો દિવસ જલદી જલદી આથમતો હતો.

'ઈને સવારમાં કંઈ ચા–બા દેશો ? હું પોગાડું ?'

'કાયદો નથી, ડોશી !'

'તઈં હાંઉ ! તઈં તમે બાપડા શું કરો ! આ તો મને ઈમ થ્યું કે મારા હીરજીને ચા બહુ ભાવતો. એમાંય ખાસ કરીને મારા હાથનો કરેલ ચા તો હીરજી તાંસળી ભરીને પી જાય. વહુના હાથનો ચા ઈ ને માડો લાવે. હું છું તે માંઈ મશાલો નાખીને પરથમ ઉકાળું, પછે પાણું દૂધ નાખી દેર પાકવા દઉં, ને પછે ચા નાખું, એટલે રૂપાળો...'

જેલરે પીળી પાઘડીવાળા મુકાદમને કહ્યું કે: 'બારી બંધ કરો !'

મારા ઉપર બારણાં બિડાયાં. ડોશીને એમ થયું કે ચાના વર્ણનમાં કશીક ભૂલ આવી,

અથવા કદાચ જેલરને આવી જાતની ચાની બનાવટ ગમતી નહિ હોય, અથવા એને બીજું કંઈક કામ હશે.

મારાં બંધ બારણાં સામે ડોશીએ હાથ જોડ્યા. જેલર સાંભળશે એમ સમજી એણે કહ્યું : 'એ સા'બ, બોલ્યું-ચાલ્યું માફ કરજો ! તમે તો માવતર છો, બાપા !'

થોડીક વાર બુઢ્ઢી હાથ જોડીને મારી સામે ઊભી જ થઈ રહી. મારે એને બૂમ પાડીને કહેવું હતું કે: ડોશી, હીરજીને ગમતી ચાનું વર્ણન કરને હજી !

પણ મારી જીભ ક્યાં ?

કાલ સવારે હીરજીનો આત્મા પણ પૂછશે: 'મારી લાશ ક્યાં ?'

હીરજીને બે વાતનો આનંદ હતો: એક તો ડોશી સાઠ-પાંસઠ વરસની છે ને એનું તો હૈયું જ ભાંગી પડશે એટલે એની આવરદા પૂરી થતાં થોડા દિવસ જ લાગશે. એ એક તો પત્યું. બીજી રહી એની વહુ. એ પડી છે માંદગીની પથારીએ. એ પણ ફાંસીની વાત સાંભળીને કાં ઊકળી જશે ને કાં થઈ જશે ગાંડી. ગાંડાંનેય એક વાતનું તો સુખ ને કે પછી લાગણી જ ન રહે, સાનભાન ન રહે. પછી ભલે ને દુઃખ વરસ્યા જ કરતું ! ગાંડપણ એ તો વરસના વરસાદમાં પહેરેલા 'રેઈન-કોટ' જેવું રક્ષાકારી સાધન છે.

માત્ર હીરજીને વિચાર થાય છે એની ત્રણ વરસની નમણી, નાચતી, ગેલતી, નિર્દોષ વાલકીનો. એનું શું થશે ? એનો શો અપરાધ ? એને મેજિસ્ટ્રેટસાહેબે શા માટે નિરાધાર થઈ જવાની સજા કરી?

અરે હીરજીડા ! એ કાયર ! હું કહું છું કે તું આ વિચારે ક્યાં ચડ્યો ? તું આજની રાત ભગવાનની ભક્તિમાં જીવ પરોવી લે ને ! સવારે તો તારે પછી ફક્ત બે જ મિનિટો વિતાવવી છે ને ? બાકી તો આ કામ કેટલું સહેલું ને સરલ છે ! તારે કશું જ સંભારવાનું નહિ રહે, હીરજી ! કાનટોપી પહેરાવી એટલી જ વાર !

કાનટોપી ! કાળી કાનટોપીની કલ્પના આવી હીરજીને. હીરજીની જીભ ઉપર ભગવાનનું નામ ગોઠવાઈ ગયું. હીરજી બિજાઈ ઊઠ્યો :

મને સજા તો ફક્ત ફાંસીની કરવામાં આવી છે, પણ આમ દિવસરાતની માનસિક યંત્રણાઓ મને શા માટે આપો છો ? તમે મારા શરીરને સારુ બે મિનિટની સરલ ક્રિયા ઊભી કરી પણ મારો જીવ, મારો આત્મા, મારાં ત્રણ સ્વજનો એને તમે કયા ગુના બદલ સજા કરી છે ?

એ ન્યાયાધીશસા'બ ! તમે ફરીને તપાસ કરો. કંઈક તમારી ભૂલ થઈ જણાય છે. તમે ભૂલ્યા છો. ફરીને તપાસ કરો !

હીરજી ચીસો પાડે છે, પણ સ્વપ્નામાં એની ચીસો એ પોતે જ સાંભળે છે.

## 'ક્યાં પરસેવો ઉતાર્યો હતો !'

આબર દેવા વગેરેની લૂંટફાટ અંગે એ લૂંટારાઓને આશરો આપનાર ખેડા જિલ્લાના ...કો જ છે એવો આક્ષેપ કરીને સરકારે જે 'પ્યુનિટિવ ટૅક્સ' આખા જિલ્લાની તમામ વસ્તી ...નાખ્યો હતો તે 'હૈડિયા વેરો' નામે જાણીતો છે.

આ અન્યાયી વેરા સામે ના-કરની લડત ઊપડી. મહીકાંઠો મહારાજ સંભાળતા હતા. રતી-રે પણ ઘરવકરી અગર એક પણ ઢોર જપ્તીમાં ન આવી જાય એની તકેદારી રાખતા હતા.

એક દિવસ કાળુગામમાં એક ગરાસિયા ભાઈ મળ્યા. તેના કાનમાં એક સોનાની વાળી હતી. ...વાળી મહારાજે દેખી અને બારૈયાને ટપાર્યો:

'કાં હેમતા ઠાકોર ! આ વાળી કાનમાં રાખીને કેમ ફરો છો ? જપ્તીવાળા જોશે તો ઊચ-...ી લેશે !'

'મૂઉં મહારાજ !' હેમતાભાઈ ગરાસિયાએ મોં મલકાવીને લજ્જતથી જવાબ વાળ્યો. 'ક્યાં ...સેવો ઉતાર્યો હતો !'

'કેમ ? ત્યારે વાળી ક્યાંથી આવી પડી ? આકાશમાંથી વરસી ?'

જવાબમાં ગરાસિયાની છભ પાણીના રેલા પેઠે ચાલી. ધારિયાનો ટેકો લઈને અને માથા ...નું ઓચાલું ફાળિયું જરા ઠીક કરતે કરતે એણે વાત ચલાવી.

...એ તો એમ બનેલું, મહારાજ, કે એક દહાડો રાતે હું...ને ઘેર જઈ ચડયો. (એણે ...ક નામચીન મોટા માણસનું ને કાંઠાના એક ગામનું નામ લીધું.) ત્યાં એ નવી મેડીઓ ચણા-...તા હતા. ચણતરકામ બંધ પડેલું જોઈને મેં પૂછ્યું: 'કેમ બંગલો અધૂરો છે....સાહેબ ?'

એ કહે કે: 'હેમતા, તમે ઠીક ટાણાસર આવ્યા ! બંગલો અધૂરો છે એ પૂરો કરવાનો છે, ...ણ નાણાં નથી. કહો, હમણાં ક્યાંય ગયા છો કે નહિ ?'

મેં કહ્યું કે: 'ના સાહેબ ! હમણાં તો હું એ કામે નથી જતો.'

એટલે અવાજને લગાર તપાસીને એ કહે કે: 'જવું પડશે. મારું મકાન અધૂરું છે, જોતા ...થી ?'

હું વિચારમાં પડી ગયો. એટલામાં તો અમે બેઠા હતા ત્યાં અંદરનું બારણું ઊઘડયું અ
એમાંથી એક ધૈડિયો જણુ નેંકર્યો. મેં એને ઓળખ્યો. એ નજીકના ગામનો બામણુ હતો. બહા
આવીને મને કહે છે કે: 'ક્ષત્રિ' છો ને ?' મેં કહ્યું કે: 'છીએ...સ્તો !' કહેતે કહેતે, મહારાજ, મ
પણુ શરીરમાં કાંટો આવી ગયો. બામણુ કહે કે: 'ક્ષત્રિ' હો તો પછી આવા મોળા જવાબ કે
દ્યો છો ! હીરો !'

મેં કહ્યું કે: 'હોવે, હીરો !' મને તો રાતે ત્યાં જમાડયો. તે પછી અંધારું ઘાટું થયું ત્યાર
વેળાએ એ બંગલાવાળા...સાહેબ અને એ બુઢ્ઢો બામણુ મને મઢી પર લઈ ગયા. એક હોડ
ત્યાં ઊભી હતી એમાં અમે ત્રણે બેઠા. પાર પહોંચીને...સાહેબે મને તથા બામણુને ઉતાર્યા. બામ
મને ગામમાં લઈ ગયો. એક લુહાણાનું ઘર આવ્યું. ઘર બંધ હતું ને ચોમેર અંધારું હતું.
ઘરની બહાર એક પથારી પાથરેલ ખાટલો ઢાળ્યો હતો, પણુ પથારીમાં કોઈ સૂતું નહોતું. લુહાણો
માડી ચલગતનો હતો એટલે કંઈ બહાર ગયેલો. બામણે મને છેટેથી ખાટલો બતાવીને કહ્યું
'જાઓ ઠાકોર, એને ઓશીકે ચાવી છે તે લઈને ઘર ઉઘાડજે. ઘરની અંદર બારણુાની ડાબી
ગમ એક તાકું છે તે ખોલજે ને અંદર જે કંઈ હોય તે લઈ લેજે. એ તાકાની ઉપર એ
મજૂસ છે તેમાંથી પણુ જે મળે તે લઈ લેજે. બીજે કશેય ફાંફાં ન મારતા, જાવ !'

મને તો, મહારાજ, આ બધું બામણુના કહ્યા પ્રમાણે કરી લેતાં હોકો પીએ એટલી જ
વાર લાગી. તાકામાંથી ને મજૂસમાંથી જે મળ્યા તે ચીજોની પોટલી બાંધીને હું તો બહાર નીક
ળીને નદીકાંઠે આવતો રહ્યો. દીવાસળી કરી. એ નિશાની જોઈને હોડી દૂર ઊભેલી તે કાંઠા તરફ
આવી અને હજુ તો હોડી થોડે છેટે હતી ત્યાં હોડી પરથી અવાજ આવ્યો :

'કાં ! સિંહ કે શિયાર ?' એ અવાજ ..સાહેબનો હતો. મેં સામે જવાબ વાળ્યો કે: 'સિંહ !'

એટલે સામેથી... સાહેબે ખુશી થઈ કહ્યું કે. 'વારુ ! અસ્યા માછી, ચાલ, કાંઠેથી હેમત
ભાઈને તેડી, ઊંચકીને હોડી પર લઈ આવીએ.'

મને તો માછીએ ઊંચકી લીધો. હોડી પાછી હંકારી. હોડીમાં...સાહેબે મારે માટે નવું
બૂસું તૈયાર રાખ્યાં હતાં. મને આગ્રહ કરી કરીને પુષ્કળ દારૂ પોતાને હાથે પાયો ને બૂસું પ
ખત્રાવ્યું. મારી પાસે જે પોટકી હતી તેમાંનું બધું જ પોતે લઈ લીધું અને મારી મેનત્ય બદલ
ફક્ત એક હોકાને મઢાય તેટલું રૂપું આપ્યું. પણુ હું તો પક્કો ખરો કની, મહારાજ, તે આ
વાળી મેં છાતીમાની કડ્યે ચઢાવી લીધી ! એ છે આ વાળી ! હવે એ સરકારવાળા લઈ જાય તો
મૂકું, કયાં પરસેવો ઉતાર્યો હતો !'

એટલું બોલીને જુવાન હેમતો બારેયો ધારિયું પાછું ખભે નાખીને મોં મલકાવતો ચાલ્યો ગયો.

# હું આવ્યો છું, બહારવટું શીખવવા—

વાત્રક નદીના ચરાને કાંઠે કાંઠે ચાલ્યો જતો એ રસ્તો આડે દિવસે પણ રાતના મતરા માટે બીકાળો ગણાય. ઉજળિયાત વરણનું ડાહ્યું માણસ એ કેડે રાતવરત નીકળવાની મીઈ કરે નહિ.

બરાબર બાવીસ વર્ષો પૂર્વેની એક અંધારી રાતે એ કેડો વિશેષ બિહામણો બન્યો હતો. એક બર દેવાની, બીજી નામદારિયાની અને ત્રીજી ડાયાભાઈ ફોજદારની—એવી ત્રણ લૂંટારુ ટોળીઓ ત્રકના અને મહીના કાંઠા ખૂંદી રહી હતી. ડાયો બહારવટિયો પોતાને 'ડાયોભાઈ ફોજદાર' હેવરાવતો.

એવી એક રાતનો ઘાટો અંધારપડદો પડી ગયા પછી, કપડવંજ તાલુકાના ગામ છીપાઆલથી નીકળીને એક બ્રાહ્મણ સરસવણી ગામે જતો હતો—પગપાળો, પગરખાં વિનાનો, એક તતડીભર અને એક કાળિયાભર. ઉમર હશે ચાલીશેક.

આમ તો એને વહાણું વાયાથી તે રાતે સુવા-વેળા થતાં લગી મુસાફરી કરવાની રોજિંદી ર્ય હતી, એટલે રોજ માર્ગે મળતાં ખેડૂતલોકની પાયલાગણી અને પ્રેમભીની વાણી પોતાને રિચિત હતી; પણ સીમમાંથી છીપીઆલ ગામ ભણી પાછાં વળતાં લોકોનું આ રાતનું વર્તન ઈક વિચિત્ર હતું.

કદી ન દીઠેલી તેવી કંઈક આકળવિકળતાભરી ઉતાવળ આ રાતે મરદો-ઓરતો તમામના પગમાં આવી હતી. આડે દા'ડે તો મધ્યાહ્નના ધખતા ધોમ-ટાણેય જો આ 'મહારાજ' સામા મળે તો પોતા માયલા એકાદ જણની પાઘડી ભોંય પર બિછાવીને તે પર એમને ઉભાડી એના ચરણોની રજ લેનારાં અને નિરાતે વાતોના ટોકા કરનારાં આ લોક આજ રાતે કંઈક વિશેષ ઉતાવળમાં કેમ હશે! 'પાછા વળોને!' એવું કહેવામાં પણ કેમ પોતાના સ્વરને તેઓ ધીરા પાડી દેતાં હશે! એમના એ બોલમાં સચિંતપણાની સાથે પાછું કંઈક દબાઈ જવા જેવું અને ળું રૂંધાઈ જવા જેવું કેમ હશે—એવો પ્રશ્ન મુસાફરના મનમાં આછો આછો આવ્યો તો ખરો, પણ આવ્યા ભેળો તરત પસાર થઈ ગયો. હોય, ખેડૂતો છે, ઘેર પહોંચવાની ઉતાવળમાં હશે, ને હું એકવાર ઊપડ્યો તે પાછો ન વળું એ તો તેમને સર્વને જાણીતી વાત છે.

પછી તો લોકો મળતાં બંધ પડયાં. સીમ છેક ઉજ્જડ બની ગઈ અને આથમણી વહેતી ઊંડી વાત્રકના ચરા તેમ જ ખીજી તરફ ખેતરાં, એ બેઉની વચ્ચે ચાલી જતી રસ્તાની નાળ વધુ વધુ ઊંડી થતી ગઈ. અંધારું એટલું ઘાટું બન્યું કે મુસાફરને પોતાનો હાથ પણ કળાતો બંધ પડયો.

એકાએક એની છાતી ઉપર કશોક સ્પર્શ થયો. કોઈ જીવતા માણસના હાથ એને પાછો ધકેલતા જણાયા. અને એણે પૂછયું: 'કોણ છો, 'લ્યા !'

'પાછા વરો !' સામો ફક્ત એટલો જ જવાબ આવ્યો–કાનમાં કહેતો હોય તેવો ધીરો અને ભયભર્યો અવાજ.

'કોણ, પૂંજો ?' મુસાફરે, પોતાના પ્રત્યેક પશુનો અવાજ પિછાનનાર માલધારીની રીતે, એ દબાઈ ગયેલ સ્વરને પકડી લીધો.

'હા, ચાલો પાછા.' મુસાફરની છાતીને પાછી ધકેલનારે પોતાના સ્વરને વિશેષ ધીરો પાડયો, પણ મુસાફરે તો પોતાના કાયમના એકધારા ઝીણા અવાજને વધુ હળવો પાડવાની જરૂર જોયા વિના પૂછયું:

'પણ...શું છે, 'લ્યા !'

'આગર્ય નકાંમાં લોકો મે, મહારાજ !' (આગળ નકાંમાં લોકો એટલે હરામખોરો છે.)

'કોણ, બહારવટિયા ?'

'હા, નામદારિયો.'

'ફિકર નહિ, પૂંજા ! હું એમની જ શોધમાં છું.' બ્રાહ્મણના મોંમાંથી ટપ દેતો એ બોલ નીકળી પડયો.

આંહીંથી શરૂ કરીને આ બ્રાહ્મણ-મુસાફર, આ ધારાળા-ઠાકરડાના ગોર, પોતે જે કંઈ બોલતા ગયા તેમ જ વર્તન કરતા ગયા તેમાં પૂરેપૂરો વિચાર હતો કે કેમ, પરિણામોની ગણતરી અને ભાન હતું કે કેમ, તે તો એ મુસાફર જો તમને કોઈ ને આજે મળશે તોપણ કહી શકશે નહિ. કદાચ એ એમ જ કહેશે કે આ ક્ષણથી એમણે કરેલ વર્તનનો કાબૂ એમના નહિ પણ કોઈક બીજાના હાથમાં હતો. એ બીજું કોણ ? તો એનો સંતોષપ્રદ જવાબ એ તમને આજે પણ આપી શકશે નહિ. એણે ફરીથી કહ્યું:

'હું એમની જ શોધમાં છું, પૂંજા ! મારે એમને મળવું છે.'

'બોલો ના, બાપજી !' હેબતાઈ ગયેલ પૂંજાએ અંધારે અંધારે માંડ જીભ ઉપાડી. 'ઈ લોકો તમારી ઇજ્જત લેશે.'

'મારી ઇજ્જત? પૂજા! મારી ઇજ્જત તેઓ ન લઈ શકે તેવી છે! ચાલ, મને તેમનો ભેટો કરાવ.'

'બોલશો ના, બાપજી! હું તમને જવા પણ દઉં નહિ ને સાથે આવું પણ નહિ. એ લોગ તમારા પર કંઈક કરે તો હું તમને બચાવી શકું નહિ–એટલે મારે મરવું પડે. પાછા હીંડો, કહું છું, એવા એ તમને બાન પકડી રોકી રાખશે.'

'બાન પકડી...!' આ શબ્દોએ મુસાફરના મગજમાં વીજળીનો ઝબકારો કર્યો. અત્યાર સુધી એને એ ઓસાણ જ નહોતું ગયું. એક જ વિચાર એમના મગજમા રમ્યા કરતો હતો કે ડાકુઓને ખપ લાગે તેવું કશુ પોતાની પાસે નથી પણ બાન પકડવાની વાતે એને જાગ્રત કર્યા. બાન પકડે છે, બાનને છોડવા બદલ મોટી મોટી રકમો માગે છે, અને મુક્તસર એ માગ્યાં મૂલ ન મળે તો આ લૂંટારા બાનને ઠાર મારે છે! જાન ગુમાવવાનો તો શો ડર હોય!–પણ–પણ એકાએક એને યાદ આવ્યુ કે પોતાની કને કોઈક એવી અમૂલ્ય વસ્તુ છે કે જે ડાકુઓના હાથમા વેડરી દેવાય નહિ પોતાના પ્રાણ અત્યારે એના પોતાના નહોતા રહ્યા.

પોતાની જિંદગીને એણે એક બીજે ઠેકાણે હોડમા મૂકી દીધી હતી. ત્યારે નહિ, પણ ત્યારથી બે જ મહિના પછી એ પ્રાણનો ભોગ બીજે ઠેકાણે ચડાવવા માટે કોલ–દસ્તાવેજ થઈ ચૂકયા હતા માથુ તો બારડોલીના મેદાનને અર્પણ બની ગયુ હતુ. ૧૯૨૨ની એ સાલ હતી મહાત્મા ગાધીએ બ્રિટિશ સરકારને બે માસની મહેતલ આપી હતી હિંદને બે મહિનામા જો સરકાર સ્વરાજ નહિ આપે તો ગાધી બળવો પોકારવાના હતા ગુજરાત એ બળવાનો પહેલો બલિ બનવાનુ હતુ દેશવ્યાપી લડતના પહેલા તોરણ બારડોલીને બારણે બધાવાના હતા, અને ત્યા સરકારની બદૂકોની ધાણી ફૂટવાની હતી, એ વિષે તો કશો શક નહોતો. એ બદૂકોની ગોળીઓ ખાવા માટે બે હજાર ઉમેદવારોએ પોતાના નામ નોધાવ્યા હતા તેમા બે નામો જરા વધુ લાડીલા હતા એક મોહનલાલ કામેશ્વર પંડયાનુ ને બીજુ હતુ આપણા આ બ્રાહ્મણ મુસાફરનું.

માથું તો ત્યા જમા થઈ ગયુ હતુ તે ઉપરાત મૃત્યુનો એ મોકો કેટલો મગળ, કેટલા થનગનાટ કરાવનારો, કેટલો અપૂર્વ લહાવ લેવાને હિલોળે ચડાવનારો હતો! સપાટાબધ આ મુસાફરની કલ્પનામા એક દશ્ય અકાયુ પાચ જ દહાડા પર મહીકાંઠાના ખાનપુર ગામમા 'બારડોલી–સંગ્રામનો સદેશ સભળાવતી જાહેર સભા મળી હતી સભા પૂરી થઈ ગામનો જુવાન મુખી પરશોતમ, સરકારી નોકર, આ બ્રાહ્મણની પાસે આવ્યો એમને પોતાને ઘેર લઈ ગયો ઘેર જઈને જુએ તો એણે પોતાના બે નાના દીકરાના નામ શૌકતઅલી–મહમદઅલી પાડેલા— એક જાડિયો ને એક પાતળો હતો તેથી જ તો! આ બ્રાહ્મણે કહ્યુ કે 'પરશોતમ! ત્યારે હવે નોકરી છોડોને!' મુખી કહે કે 'એ તો મારુ શુ ગજુ!' પણ રાત પૂરી થઈ, સવારે એણે

મહેમાનને જગાડીને કહ્યું: 'અહીં બેસો, આજ રાતે બૈરી સાથે બેસીને આખી રાત સંતલર કરેલ છે, ને તે પછી આ રાજીનામું લખેલ છે તે વાંચો.' બ્રાહ્મણ વાંચતા ગયા તેમ તેમ તો ઊછળતા ગયા. રાજીનામું અતિ કડક હતું. એણે મુખી સામે જોયું. મુખીએ કહેવા માંડયું: 'રાજીનામું હમણાં ને હમણાં સરકારને મોકલું, પણ એક શરતે કે બારડોલીમાં જ્યારે ગોળીઓ ચાલે ત્યારે પહેલી ગોળી મને ખાવા દેવી—ને હું 'જય ભારતમાતા !' કહીને પડું તે પછી જ બીજાનો વારો ગોળી ખાવાનો આવે, તે પૂર્વે નહિ: છે આ શરત કબૂલ ?'

એ પ્રસંગ યાદ આવ્યો. દિલ બોલ્યું: આવા રોમાંચક અને રાષ્ટ્રમંગલ મૃત્યુપર્વને મેં અર્પણ કરેલી જિંદગી અહીં ડાકુઓના હાથમાં રોળાવ્યે શો લાભ ! ચાલને જીવ પાછો ! પાછો ફરી જા-પાછો, ચાલ-પાછો, ચાલ-પાછો !

એ જ ક્ષણે એક બીજું દશ્ય બ્રાહ્મણની નજર સામે ઊભું થયું. ત્રણ જ દિવસ પરની રાતે વામજ્યા ગામના ચોકમાં બનેલો એ પ્રસંગ હતો. સેંકડો માણસોની ઠઠ હતી. ડાકુઓની રંજાડ વિશેની એ સભા હતી. પોતે લોકોને બહારવટિયાની સામે પ્રાણ પાથરવા હાકલ્યા હતા, અને તે વખતે મહેમદાવાદ તાલુકાનો એક પાટીદાર ત્યાં પોતાની કથની કહેવા હાજર હતો. એણે કહેલી કથની આ હતી: 'બહારવટિયા અમારા ઘર પર આવ્યા, મારી કને બે જોટાળી બંદૂક હતી તોપણ હું નાઠો; પાછળથી સુવાવડમાં પડેલી મારી બૈરીને તેમ જ આંધળી ખુદ્દી માને બહારવટિયા માર મારી ગયા છે તેવા મને ખબર પડયા છે.' ભરી સભામાં આવું વર્ણન કરનાર એ બીરુ પાટીદારને આ બ્રાહ્મણે તે જ વખતે કહ્યું હતું કે: 'વાહ, વા' ! ત્યારે હવે તો તમને મરકી, કોગળિયું કે કુદરતી મોત કદી નહિ જ આવે, ખરું ને ! શરમ નથી આવતી કે તમારે કારણે સુવાવડમાં પડેલી તમારી સ્ત્રીને અને નવ મહિના જેણે ભાર વેઠયો તે માને તમે ડાકુઓને હાથે પિટાતી મૂકીને નાસી છૂટયા—બે જોટાળી બંદૂક રાખતા હોવા છતાં !' એમ કહીને આ લોકોને બહારવટિયાનો મરણાંત સુધીનો સામનો કરવા પડકાર્યા હતા.

એટલે આજે જો હું પોતે જ પાછો ફરું તો...તો લોકો શું કહેશે ? એ પાટીદાર શું કહેશે ? બારડોલીની બે મહિના પછી આવનારી લડતની વાતો કોણ સમજશે ?

એ ઝપાટાબંધ આવેલ બે વિચારોનો નિકાલ પણ એકસપાટે આણી મૂકીને એણે કહ્યું: 'પૂંજા, તું છો ના આવે; પણ મને બતાવ, કયાં છે એ લોકો ?'

ઘડીભરની ચુપકીદી: પૂંજાના કોઠામાં એક મોટો નિઃશ્વાસ પડયો તે મુસાફરને સંભળાયો; અને પછી પૂંજો ફક્ત એટલું જ બોલી શકયો:

'ત્યારે શું તમે નકી ત્યાં જવાના ?'

'હા, પૂંજા, કહે મને, કયાં છે એ લોકો ?'

'જુઓ, આ બાજુનાં જ ખેતરાંમાં પડયા છે.' પૂંજાએ ઉગમણી દિશાએ ઊંચી જમીન પરનું ખેતર ચિંધાડીને લાચાર અવાજે ઉમેર્યું : 'પણ જોજો હો, બાપજી ! આ મેં તમને કશાની વાત કોઈ કને કહેશો નહિ, નહિ તો બહારવટિયા જાણશે તો એવા એ મને પીંજી નાખશે; ને પોલીસ જાણશે તો એવા એ મારું લોહી પીશે.'

'વારુ, જા તું તારે.'

અંધકારમાં પૂંજો જાણે કે ઓગળી ગયો અને મુસાફર એ કેડાની ઊંડી નાળ્યમાં આગળ વધ્યો. થોડે છેટે જતાં એણે નાળ્યને કાંઠે એક ખેતરમાં ઝાંપલી દીઠી. પોતે ઉપર ચડયા. ઝાંપલી પાસે પહોંચતાં જ ઝાંપલીની પાછળથી એક આદમી ઊભો થયો. પડછંદ આદમી હતો. હાથમાં બંદૂક હતી. ચુપચાપ ઊભો થયો. તારોડિયાને અજવાળે સ્પષ્ટ વરતાયો. માનવી જ્યારે મૂંગો રહે છે ત્યારે વધુ ભયાનક બને છે.

ખડ—ખડ—ખડ—ખડ—ખડ—મુસાફર એ બંદૂકિયાને જોતાંની વાર ખડખડાટ હસી પડયો. આજે એને મળો ને પૂછો તો એ નહિ કહી શકે કે એ હસવું એ ભયાનકતાની વચ્ચે એમને શાથી આવેલું ? પણ એ તો ખડખડાટ હસ્યા અને એણે પૂછયું : 'કેમ ? તમે એકલા કેમ છો ? બીજા બધા કંઈ (ક્યાં) છે ?'

આ ખડખડ હાસ્ય અને તેની પછી તરત આવેલો આ વિચિત્ર પ્રશ્ન એ બંદૂકદારને હેબતાવવા બસ હતાં. જવાબ એણે વાળ્યો નહિ, એટલે મુસાફરે ઝાંપલી ખોલીને અંદર જઈ ખેતરમાં ચાલવા માંડયું. બંદૂકદાર ચુપચાપ એની પાછળ ચાલ્યો.

થોડે છેટે ગયા હશે ત્યાં તો મુસાફરે બીજા બે બંદૂકદારોને પોતાની સામે ખડા થયેલા દીઠા. તેઓ પણ મૂંગા હતા.

'તમે બે જ કેમ ? બીજાઓ કયાં છે ?' મુસાફરના મોમાંથી આપોઆપ એનો એ જ સવાલ સરી પડયો.

જવાબ કોઈએ વાળ્યો નહિ. પાછો મુસાફર આગળ વધ્યો એટલે એ બન્નેમાંથી અકેક બંદૂકદારે મુસાફરની ડાબી ને જમણી બાજુએ ચાલવા માંડયું. ત્રીજો બંદૂકદાર તો એની પાછળ ચાલતો જ હતો. એવામાં એકાએક સામેથી અવાજ છૂટયોઃ

'ખબરદાર ! ત્યાં જ ઊભો રે'જે, નીકર ઠાર થશે !'

તરત મુસાફર થંભી ગયો. બોલનારને એણે થોડે દૂર દીઠો—ઘોડે બેઠેલો. ત્રણે બંદૂકદારો પણ મુસાફરની ત્રણે બાજુએ ખડા રહ્યા.

'કુણ સે તુ ?' ઘોડાની પીઠ પરથી ફરીથી સવાલ આવ્યો.

'બહારવટિયો છું.' મુસાફરે જવાબ વાળ્યો.

'અંઈ ક્યમ આયો સે?'

'થોડીક વાતો કરવા. તમારા સર્વ જણને મળી લેવા. ક્યાં છે એ બધા?'

જવાબમાં ઘોડેસવાર કંઈ બોલ્યો નહિ, પણ આઠ-દસ નવા માણસો આવીને સામે ખડા થઈ ગયા. થોડી વારની ચુપકીદી પછી મુસાફરે કહ્યું: 'છેટે કેમ ઊભા છો? પાસે આવો અને બેસો.'

આજ્ઞાનું પાલન થતું હોય તેમ એ આઠ-દસ જણા મુસાફરની સામે ભોંય પર બેસી ગયા. ત્રણ બંદૂકદારોએ બંદૂકો તૈયાર રાખીને ત્રણ દિશા પકડી લીધી હતી. ચોથી સામી દિશામાં ઘોડેસવાર પોતાને સ્થાને ચોક્કસ અને નિશ્ચલ થઈ બેઠો હતો.

ફરી પાછો દૂરથી ઘોડેસવારે પ્રશ્ન કર્યો: 'કુણ સે તું?'

'કહ્યું નહિ કે હું બહારવટિયો છું?'

'કોની ટોરીનો?'

'ગાંધી મહાત્માની ટોળીનો.'

સામે કોઈ પ્રશ્ન આવ્યો નહિ. ટોળીવાળાનું નામ સંભળાતાં ડાકુઓ મૂંગા બન્યા; અને મુસાફરની જીભ એની મેળે જ આગળ ચાલી:

'હું ગાંધી મહાત્માની ટોળીનો એક સૈનિક છું, ને તમને સાચા બહારવટાની રીત શીખવવા આવ્યો છું. કહેવા આવ્યો છું કે એમણે અંગરેજ સરકારની સામે બહારવટું માંડયું છે. આપણાં બધાં દુઃખોનું મૂળ આ પરદેશી સરકાર છે. સાચું બહારવટું એમની સામે કરવાનું છે. તમારા નાના બહારવટાથી કશો દા'ડો વળે તેમ નથી. આજથી બે મહિને બારડોલીમાં સરકાર ગોળીઓ ચલાવશે. તમારે સાચું બહારવટું કરવું ।ય તો ચાલો ગાં મહાત્મા કને, એ જ લોકોનું ભલું કરી રહ્યા છે.'

મુસાફર બોલી રહ્યો ત્યાં સુધી બારમાંથી કોઈએ શબ્દ સરખોયે ઉચ્ચાર્યો નહિ; પછી ઘોડેસવારે પ્રશ્ન મૂક્યો:

'ગાંધી માત્માએ લોકોનું શું સારું કર્યું છે?'

'જોયું નહિ અમદાવાદમાં?' મુસાફરને હોઠે એક એવી હકીકત હાજર થઈ કે જે ડાકુઓ પણ સમજી શકે. 'મિલના શેઠિયા મજૂરોની રોજી વધારતા નહોતા, તે માટે ગાંધી માત્મા લાંઘણો એંચી અંતે વધારો અપાવ્યે જ રહ્યા.'

આ વખતે સામે ભોંય પર બેઠેલાની ચુપકીદી તૂટી અને તે માંહેલા એકે સામો પ્રશ્ન પૂછ્યો:

'એમાં ગાંધી માત્માએ લોકોનું શું ભલું કર્યું ? વિશેષ બૂરું કર્યું. શેઠિયા તો કાપડ પર એટલા ભાવ ચડાવશે, આપણને સર્વેને કાપડ વિશેષ મોંઘું મળશે.'

ઘડીભર તો મુસાફર ગમ ખાઈ ગયો. ડાકુના મોંમાંથી અણકલ્પી ચોટદાર દલીલ આવી હતી—જેવી ચોટદાર એની બંદૂકમાંથી છૂટતી ગાળી હોય છે તેવી ! પછી દલીલબાજીમાં પાવરધા પટા-ખેલાડીની બૌદ્ધિક ચપલતા નહિ, પણ અન્ન અને વસ્ત્ર એ જેનું સર્વસ્વ છે તેવા લોક-સમૂહની આંતરવેદના સમજનારા મુસાફરની જીભે જવાબ આવ્યો: 'શેઠિયાના હાથમાં ન પડવું પડે તે માટે તો ગાંધી માત્માએ રેંટિયો બતાવ્યો છે. છોને શેઠિયા કાપડ મોંઘું કરે, આપણે રેંટિયે કાંતીને પહેરી શકીએ, ગાંધીએ આપણને સાધન પકડાવ્યું છે.'

'નહિ રે, નહિ, મહારાજ ! ' ટોળીમાંનો બીજો એક બોલ્યો. (' મહારાજ ' એવો શબ્દ ઉચ્ચારતાં તો મુસાફરે તાગી લીધું કે પોતે ઓળખાયેલ છે.) 'નહિ મહારાજ ! એમ શું લોકો ગાંધી માત્માનો રેંટિયો કાંતવાના ? એ તો કાંતશે અમારી બંદૂકો દેખાશે ત્યારે !'

'તમે ચાલો ગાંધી માત્મા કને, હું તમને તેડી જવા આવ્યો છું. એ તમને બધી વાત સમજાવશે, ચાલો. મને મારામાં વિશ્વાસ ન હોય તો તમારામાંથી એક જણ ચાલો. જો હું દગો રમું તો તમે બાકી રહેલા મારા પર વેર લેજો.'

'ગાંધી માત્મા આપણા મલકમાં આવે ત્યારે વાત, મહારાજ ! ત્યારે અમે મળશું, હમણાં નહિ.' ઘોડેસવારે જવાબ દીધો. 'અને અમે કયાં ગરીબોને પીડીએ છીએ ? તમે જ બતાવો, પૈસાવાળા અથવા તો ગરીબોને પીડનારા સિવાયના કોઈને પણ અમે માર્યો-લૂંટયો છે ?'

'તમને શી ખબર ?' મુસાફરે કહ્યું. 'તમારા આવવાના ખબર થાય છે કે તમામ લોકો ફફડી ઊઠે છે, નાસે છે, છુપાય છે, ખેડધંધો કરી શકતાં નથી; અને તેમને સરકારી પોલીસ રંજાડે છે એ તો જુદું. તમારા ત્રાસની તમને ખબર નથી.'

'પેટ માટે કરવું જ પડે તો !' એક ડાકુએ કહ્યું.

'પેટ માટે ! પેટ તો તમારું પ્રત્યેકનું મહિને પોણો મણ દાણો માગે છે; પણ તમારે તો હજારોની લૂંટો કરવી પડે છે, કારણકે તમારે તમારા આશરાવાળાઓને દેવું પડે છે, સિપાઈ-ઓને પણ દેતા હશો, તમારે ફક્ત પેટ ભરીને બેસવું પાલવે નહિ.'

ડાકુઓ પાસે આનો સાચો જવાબ નહોતો. જૂઠો જવાબ વાળીને દલીલો કરવાની તેમની વૃત્તિ નહોતી. તેઓ મૂંગા રહ્યા. થોડી વાર રહીને એક આદમીએ મુસાફરને પૂછયું : ( અવાજ પરથી એ જુવાન જણાતો હતો. ) 'સીસપેનનો કકડો હશે તમારી કને ?'

'હા.'

'કાગર?'

'છે.'

'તો આલશો? તમારા ગામના લુવાણા સોમા મથુર પર અમારે ચિઠ્ઠી લખવી છે.'

'શું?'

'કે રૂપિયા પાંચસે પોગાડી જાય, નહિતર ઠાર માર્યો જાણે. એ ચિઠ્ઠી સોમા મથુરને આપ્યા આવજો.'

અત્યાર સુધીના વાર્તાલાપમાં એકધારો મીઠો અને સૂરીલો કોઈ કુલીન વહુવારુના કંઠ સ ધીરો ચાલ્યો આવતો મુસાફરનો અવાજ આ વખતે સહેજ ઊંચો થયો. એણે કહ્યું:

'એવી ચિઠ્ઠીઓ લખવાને માટે મારાં સીસપેન-કાગળ નથી, અને એવી ચિઠ્ઠીઓ પ ચાડવા માટે હું આવ્યો નથી. હું તો મારે ગામ જઈને ગામલોકોને તૈયાર કરવાનો કે ખબ દાર બનો, બહારવટિયાઓ આવે છે, તેમની સામે આપણે લડવાનું છે. તેઓ ગામ પર હાર નાખે તે પૂર્વે આપણે મરવાનું છે.'

'મારા હારા ભાન વન્યાના!' બીજાઓ પેલાને એકીસાથે ઠપકો આપી ઊઠયા. 'મૂંગો મરી રે'ને! મહારાજને તે એવું કહેવાતું હશે! હારો મૂરખો નઈ તો!'

પછી એક જણે મુસાફર તરફ ફરીને કહ્યું: 'એ તો હારો હેવાન છે. મનમાં કંઈ લાવશો ના, હો મહારાજ! કહેજો તમતારે ગામલોકોને, અને તમે હવે જવું હોય તો જાઓ, મહારાજ! હીંડો, અમે મૂકવા આવીએ!'

'મૂકવા આવવા જેવું લાગ્યું હોત તો એકલો આવત શાને? એકલો જ હીંડ્યો જઈશ'

'વારુ, મહારાજ, જાઓ તમેતારે!'

એકલા ચાલ્યા જતા મુસાફરે છેટે નીકળી ગયા પછી સામટા બંદૂકોના બાર સાંભળ્યા. એ બંદૂકો બહારવટિયાએ હવામાં છોડી હતી.

અધરાતે સરસવણી પહોંચીને મુસાફરે તરત ગામલોકોને જાગ્રત કર્યા હતા, પણ સરસવણી પર તો તે રાતે કે તે પછીની કોઈ રાતે કોઈ લૂંટારું ટોળી ત્રાટકી નહિ.

# નવલકથાઓની સૃષ્ટિમાં

પ્રશ્ન એક જ છે કે આલેખનારો કયા ઉદ્દેશે માનવીના મનોરાજ્યને નિહાળવા અને પ્રકટ કરવા નીકળેલો હોય છે? કોઈ એકાદ વાદનું સમર્થન કરવા માટે? કોઈ નીતિ અથવા આચારનો પ્રચાર કરવા માટે? કોઈ ઢોંગ, દંભ અથવા દુષ્ટ મનોવ્યાપારોનું ઢાંકણુ ખોલવા માટે? કે જીવનની કોઈ સમસ્યાનો ઉકેલ સૂચવવાની કલ્યાણબુદ્ધિથી? કયા ઉદ્દેશથી? કયા વલણથી? જવાબ આટલો જ છે: આવા એક પણ ઉદ્દેશથી નહિ. કશા પણ વલણ વગર, કેવળ નીરખવાને ખાતર દુનિયાને નીરખવામાં જે એક હેતુ-વિહીન, દ્વેષરહિત–છતાં સહેજસહાજ કઠોર–કૌતકભર્યું રહસ્ય જડે છે, તે રહસ્યને સૌંદર્યની ભોંય ઉપર ઉકેલવા માટે.





## નવલકથાઓની સૃષ્ટિમાં

# એક વિદ્યાપીઠ

ત્રીજી-ચોથા વારકી વિપાતલ કોઈ આહીરાણી જેવી હાલારી નદી પહોળાવેલ દેહે પડી હતી. પાએક ગાઉના ઘેરાવમાં એનાં વાંસગ્નળ પાણી, કોઈ હઠીલા ધરધણીને ઘેર અસૂરું રોકાણ પામેલા પરોણલાઓની માફક મૂંગાં બનીને ઊભાં હતાં. ખોરડા ખોરડા જેવડાં જંગી કાળમીંઢોનાં બિહામણાં ગદેડાંની વચ્ચે ભૂલાં પડીને એકબીજાને ગોતતાં છોકરાં જેવાં હાલારીનાં પાણીનું અહીં જાણે કોઈ ધણ ઘેળાતું હતું.

ઓતરાદી હેઠવાશે એક ઊંચો પથ્થર-બંધ ઉગમણો-આથમણો ચોકી બાંધીને પડ્યો હતો બંધની ટોચને ઓળંગી હાલારીનાં પાણી ઘેળાં ઘેટાં ઠેકી પડે એમ ઠેકતાં હતાં. ફરી પાછા કાળમીંઢોની મૂંગી ભેરવ-ગેના વચ્ચે બીતાં બીતાં એ નીર દરિયા ભણી ધાતાં હતાં.

જૂતિયા કાળમીંઢોને જોતો ઊભેલો બંધ, કોઈ પહાડની જાંઘ જેવો, આ ભાગતાં પાણીને ભાળી ભાળી અઘોર હાકોટા પાડતો: 'જાવ મા, જાવ મા, તમારી મા મારે ઘેર મહેમાન છે.'

બંધની પાળી વગરની એક ટોચ ઉપર એક આદમી ઊભો હતો. એનો પોશાક શિકારી જેવો રંગે ખાખી હતો. એના માથા પર વાણિયાશાહી આંટી પાડેલ પાઘડી હતી. ઊંચા એના બૂટ હતા. ખભે એને બે જોટાળી બંદૂક હતી. હજુ તો પરોઢ હતું. ફાટતી પો એની વિગતવાર આકૃતિને રજૂ કરી શકે તેટલી જોરાવર ન હતી. કોઈ ચિતારાએ આંકેલી છાયાછબી જેવો એ માનવી ઊભો હતો.

એ માનવીના ડાબા હાથની બાજુ ત્રણેક ગાઉનો લીલુડો ને ઘટાદાર ઘેરાવ પથરાયો હતો. પાંચાળની આછીપાંખી ડુંગરિયાળ ભો ચોપાસ થોડાં થોડાં જુવાર-બાજરાનાં લીલા બાટાને છુપાવતી હતી—જાણે કોઈ સમૃદ્ધિમાંથી સંકટમાં આવી પડેલી સ્ત્રી પોતાના સાડલાની ચિરાડો ઢાંકતી હતી: ત્યારે ત્રણેક ગાઉનો આ એક જ ભોંય-ટુકડો વહેવારિયા વેપારી સમો સજ્જન ઊભો હતો.

થોડી વાર થઈ. પરોઢના અજવાળા સતેજ થયાં ને ઊંચે ઊભેલા આદમીના બંદૂક ખભેથી ઊતરી છાતી સરસી ઠેરવાઈ ગઈ. પાણીમા પડતા પથ્થરને જોરે જેમ હજારો કૂંડાળાં દોરાય તેમ

એના ગોળીબારથી વગડાની હવામાં ચક્કરો પડી ગયાં, પંખીઓની કિકિયારી ઊઠી અને શેરડીના વાઢની કાંટાળા તારથી કરેલી વાડની પાસે એક દાતરડીવાળો સુવર ઢળી પડયો. ઊઠીને સુવર પાણીના વહેણ પાસે પહોંચે તે પહેલાં તો બીજી ગોળી પાળા પર ઊભેલ પુરુષની બંદૂકમાંથી છૂટી. સુવરડો પોતાના જખમને રૂઝવનાર પાણીથી અનંત યોજનને અંતરે રહી ગયો.

પાળા પરથી એ માનવીએ બંદૂકભેર દોટ દીધી. શેરડીના વાઢ પછવાડેની થોરની વાડે વાડે એણે હડી મૂકી. એની મોખરે એક શાહુડી નાસતી હતી.

'હો–હો–હો–' એવી એક કારમી ડણક આ બંદૂકધારી માનવીના ગળામાંથી ગડૂડિયાના ગડડાટની પેઠે વછૂટી. દોડતી શાહુડીને એ અવાજે હેબતાવી નાખી. કોઈકે મોટું કટક જાણે પોતાની ચોગરદમ ફરી વળ્યું છે. હેબતાઈને પશુ ઊભું રહ્યું. પછવાડે ફર્યું. એનાં અણીદાર પિછોળિયાં ઊભાં થઈ ગયાં. સમમમમ એવા સ્વરો એ પિછોળિયાંના રોમાંચમાંથી ભેદાઈ ઊઠયા. સહસ્ર સહસ્ર તીણાં તાતાં તીરની બાંધેલી કોઈ ભારી જેવી શાહુડી પોતાની પીળી પીળી આંખોના ડાકણ્યા ડોળાને ઘુમાવતી ને લાલ લાલ મોઢાના દાંત કચકચાવતી જ્યારે સામી મંડાઈ ત્યારે ભલભલા શિકારીઓનાં રોમે રોમે સ્વેદ બાઝી જાય તેવો એ મુકાબલો બન્યો.

બન્ને ભડાકાને ખાલી કરી નાખનાર એ શિકારીની પાસે નવો કારતૂસ ભરવાનો વખત નહોતો. એણે સામી દોટ દઈ બંદૂકને નાળીથી ઝાલી શાહુડીના ડાચા ઉપર કંદે કંદે પ્રહાર કરી ત્યાં ને ત્યાં એને પીટી નાખી.

મૂએલાં બેઉ જાનવરો તરફ તુચ્છકારભરી આંખ નાખીને બંદૂકધારી ફરી પાછો નદીના પાળા પર ચડયો. ભરવાડો ડાંગ ટેકવે છે તે રીતે એણે ગરદન પર બંદૂક ટેકવી. ટેકવ્યા પૂર્વે એણે બંદૂક ભરી લીધી હતી. કારતૂસનો પટો એના જમણા ખભા પરથી છાતી પર પથરાયો હતો.

સાણસામાં માણસ જેમ સાપ પકડે તેમ એની નજર ચોમેરના સીમાડાઓને પકડતી હતી.

'કુત્તો બાડિયો દાતરડીવાળો ને!' એ પોતાની જાણે જ બડબડયો. 'એકવાર આંહી પાણી પીવા આવે તો ખબર પાડું, કુત્તા, કે હું બીજાઓની જેમ વેઠિયો નથી, હું ઊભડ પણ નથી; હું તો છું ખેડુત-ધરતીનાં આંતરડાં ખેંચીને પાક લઉં છું હું.'

પોતાના બેઉ પંજાઓનાં દશે આંગળાં પર દષ્ટિ કરીને એ બબડયોઃ 'વાણિયાઇના રંગનો ક્યાંય છાંટોય ન રહ્યો.'

પછી એણે નજર વિસ્તારી : પાળાના પડછંદ બાંધકામ ઉપર, મરોવર શા ઝીલતા નદી-પટ ઉપર અને તેનીયે ઉપરવાસ કાળમીંઢનાં ગરેડાં સોંસરી ચાલી આવતી હાલારી નદીની વાંકી-ચૂંકી નીક ઉપર.

વળાંક લઈને એ નજરે પોતાની સીમને માથે પાંખો પસારી. આંબાનું એક હજાર થડવાળું આબેરણું: પચાસ વીઘામાં હેલે ચડેલો શેરડીનો વાઢ: ભાજીપાલાના ઝોંપાથર્યા વેલા: અને ફળફૂલના માંડવા–જ્યાં પોતાની દસ આંગળીઓએ કેટકેટલી કલમોનાં આંતરલગ્નો ઊજવી સોરઠ-ભરમાં ક્યાંય ન જડે તેવાં નવીન રસસુગંધનાં તેમજ ઘાટઘાટનાં ફળોની સુવાવડ કરાવી હતી.

નદીની એક બાજુ આવી વસુંધરા, ને સામે કાંઠે એવાં જ સજીવન કૂવાવાડીઓ. બંદૂક-ધારીએ નિહાળીને વાડીઓના ઊંચા વડ-પીપળા પર મીટ માંડી. એ હસ્યો ને બબડ્યો:

'આ વાડીયુંના માલિકો મને મારવા આવનારા! બચાડું વાણિયું શું અમારે નદીકાંઠે ખેડ કરશે–એમ દાઝીને મારા પાળાનું ચણતરકામ ચૂંથનારા: મારાં હાથ હાથ વા લાંબાં મરચાંની મરચીયું ગૂડી જનારા–આજ કેવી લીલાલહેર થઈ ગઈ છે એને? પાળો મેં બાંધ્યો પણ મારાં સંઘરેલાં પાણીએ નવાણું તો એમનાંય સજીવન કર્યાં. હવે પૂજે છે મને! મારી તાકાત હોત, ને આ રજવાડાંનાં ઘોલકાંઘોલકીને ભાંગી કરી મારા રાવળજી બાપુ જેવા એકને જ ઘેર આખી સોરઠ-ધરા પધરાવી શકત, તો તો કાઠિયાવાડની કુલઝપટ નદીયુંને નાથી લઈ કુત્તા ખારા ધૂધવા દરિયાને ડાચેથી તો આ બધાં પાણીને પાછાં વાળી લેત.'

એની નજરમાં આખી ધરા તરવરતી થઈ. એ બબડતો રહ્યો:

'ભાલ બાપડો! ભાલ શા માટે પાણી વગરનો સળગે? શીદ એનાં માનવીઓ ધર્માદાના લોટકા પી પી જીવે? હેઠ નામર્દ કાઠિયાવાડ! ડુંગરે ડુંગરનાં પાણી ન સંઘરાવી લેત હું?'

સૂર્ય ચડતો હતો. એનો જમણો ગાલ વધુ ને વધુ કાળપ ઘૂંટતો હતો. એણે બંદૂકનો પટો ગળામાં નાખ્યો. એ બબડ્યો: 'આ મારી જનોઈ!'

પાળા ઉપર થઈને એ નદીની ઉપરવાસ ચાલ્યો. આંખો પર હાથની છાજલી કરીને જોયું: કોની ઘોડાગાડી તબકે છે? મામા તો નહિ હોય? આવીને વળી પાછા પરડ હાંકશે-જીવહત્યાની ને છકાયના જીવની; અઢાર પાપસ્થાનોની ને પજોસણની મોટી પાંચમનું પડકમણું કરવા રાજકોટ આવવાની!

જમણી બાજુ કંઈક સંચર થયો. બંદૂકધારીએ ગળેથી પટો કાઢીને ક્યારે બંદૂક હાથમાં લીધી, ક્યારે તાકી, ક્યારે ભડાકો કર્યો ને કયું પ્રાણી ઢળી પડ્યું તેની વખત-વહેંચણી કરવી દોહ્યલી હતી. એણે ફક્ત પોતાના ફળબાગની બહાર પટકાઈ પડેલ કાળિયારને એટલું જ કહ્યું: 'કાં, જાને મારાં મરચાં અને મારી દરાખ ચરવા! રોજ હળ્યો 'તો! બાપે વાવી મૂક્યું હશે!'

બંદૂકની નાળ વતી એ તોતિંગ કાળિયારના મડદાને ખાડામાં રેડાવતો રેડાવતો એ શિકારી હસ્યો: ગોળીબાર સાંભળતાં સાંભળતાં મામા મારાં પાપનું પોટકું નજરોનજર જોતા

હશે. મારો ઉદ્ધાર કરવા માટે કોઈ સાધુ-મુનિમહારાજને અહીં લઈ આવશે તો ભોગ મળી જશે મારી ખેતીના !

કાળિયારના શબ ઉપર થોડા વખત માટી વાળી દેવાની એને જરૂર લાગી. 'મામાને ખાવું નહિ ભાવે—જો આ નજરે ચડશે તો.' એમ બબડતો બંદૂકધારી મહેમાનની ગાડીની સામે ચાલ્યો.

'એ......જવાર છે, શેઠિયા, જવાર !' દૂર ઘોડાગાડીમાંથી કોઈ ગોવાળ અથવા ખેડુના જેવો રણકાર સંભળાયો.

'મામા ન જ હોય.' વિચારીને બંદૂકધારીએ સામા 'જુવાર'નો ટહુકો દીધો. 'આ તો દરબાર સુરેન્દ્રદેવજી !' શિકારીને મહેમાન ઓળખાયો: 'વાહ, સોનાનો સૂરજ ઊગ્યો !'

શિકારીએ સામે દોટ દીધી. દોડતો એ પુરુષ બાળક જેવો લાગ્યો.

'આપ આંહીં ક્યાંથી મારા બાપા ! ને આ પોશાક ?...' એમ બોલતો બંદૂકધારી સુરેન્દ્રદેવજીને બાથમાં ભીંસીને મળ્યો ને પછી હસતે મોંએ દરબારના દીદાર જોઈ રહ્યો.

'છેલ્લી વારકીનો તમારો ગોળ ચાખવા.'

'ગોળ ને ? હા, હવે તમને કાળો ફીરોડો નહિ પીરસું, બાપુ ! હવે તો આખા કાઠિયાવાડને મોંએ સોના જેવા ભીલાં પોગાડીશ. હવે હું જીતી ગયો છું.'

'ને ચીકુડીના શા હાલ છે ?'

'ચીકુડીઓને તો સાસરું ગોઠી ગયું હવે. હાલો હાલો, એનાં બચ્ચાં દેખાડું !'

મહેમાનના હાથ ઝાલીને બંદૂકધારી પોતાની વાડી તરફ ચાલ્યો. સુરેન્દ્રદેવજીએ પોતાની જોડેના જુવાનને કહ્યું: 'ચાલ, ભાણ્યા !'

'કોણ છે ?' બંદૂકધારીનું ધ્યાન પડ્યું.

'મારો ભાણિયો છે. મહીપતરામભાઈનો પોતરો, તમને સુપરત કરવા લાવ્યો છું !'

'અરે માબાપ, એ હું માનું જ કેમ ? કાઠિયાવાડનો જુવાન તો કાંઇ મુંબઈ-અમદાવાદની કૉલેજને ઝરૂખે જ શોભે !'

બંદૂકધારીએ એમ કહેતાં કહેતાં પિનાકીના દેહ પર પગથી માથા સુધી નજર કરી. એની આંખોમાં તિરસ્કાર નહોતો.

પિનાકીનું દિલ ફૂપું ફૂપું આ બંદૂકધારીની સૂરતને કોઈક બીજી એક આકૃતિ જોડે મેળવવા લાગી પડ્યું. કોની આકૃતિ ? દેખે છે પણ દેઠે નથી. કોણ...રૂખડમામાની આકૃતિ તો નહિ !

હાં હાં, એની જોડે મળે છે. આ વાણિયો ! આ નગરશેઠનો પુત્ર ! સોરઠની આ ઓલાદમાં કુદરતે શું સોદાનો રસ રેડ્યો હશે !

* * *

રાજ-સામૈયામાં ચાલતા કો ચપળ રેવતની જેમ એ કદાવર બંદૂકધારી ઘડીવાર પોતાની જમણી બાજુ સુરેન્દ્રદેવજીને તો ઘડીવાર પોતાની ડાબી બાજુ જરાક પાછળ ચાલ્યાં આવતા પિનાકીને પોતાની વંકી નજરમાં લેતો જતો હતો.

'આપે તો સંચોડો જનમપલટો કરી નાખ્યો, બાપા !' બંદૂકધારીએ તાજા તકના તેજ થી ઝલકતી આંખે સુરેન્દ્રદેવજીના દીદાર ફરી ફરી નિહાળ્યા.

'છેલ્લો મને ક્યારે દીઠેલો, શેઠ ?' સુરેન્દ્રદેવજીએ શરમાતે પૂછ્યું.

'રાજકોટની નાટકશાળામાં રાજસિંહનો ખેલ હતો. તમે તે રાતે, બાપા, રાણીપાઠ કરનાર છોકરાને પોશાકનું ઈનામ આપેલું, યાદ છે ?'

'બહુ વહેલાંની વાત !'

'સાત સાલ પહેલાંની વાત. આપનો લેબાસ પણ તે દી તો...'

બંદૂકધારીએ જોયું કે સુરેન્દ્રદેવજીને આ સ્મરણો ગમતાં નહોતાં. એટલે એણે વાત પડતી મૂકીને કહ્યું: 'જાણે વાસુકિએ કાંચળી ઉતારી નાખી !'

'બસ ?' સુરેન્દ્રદેવજી હસ્યા. 'અંદરખાને તો સાપનો સાપ જ રહ્યો છું ને ?'

'સાપ તો હજો આપના શત્રુઓના. હું તો વગડાનો વાસી છું, સાપ જોડે ભમું છું. વાદીની મૂઠને ન માને એવા વિષધર મને ગમે છે.'

'મૂઠ તો પડી ચૂકી છે, શેઠ !' સુરેન્દ્રદેવજીએ કહ્યું.

'હા. આંહીં બધીય વાતું મારે કાને પડે છે. જાણું છું.'

'માટે જ કહ્યું ને મેં કે છેલ્લી વારકો શેઠની શેરડીનો સ્વાદ લેવા આવેલ છું.' કહેતાં કહેતાં સુરેન્દ્રદેવજીની લાલચટક મુખમુદ્રા ઉપર વાદળીઓ ભમવા માંડી.

'શા માટે બલિદાનના બકરા બનો છો ?'

'શું કરું ? કાળી ટીલી કરાવું તો જ સોરઠમાં જીવી શકાય તેવું છે !'

'ના, બાપા !' ટીલી શબ્દ સાંભળતાની વાર જ બંદૂકધારીની તીટ મહેમાનના લલાટ પરના નાજુક લાલ ચટક ચાંદલા પર લાગી. આવેશમાં આવીને એ બોલી ઊઠ્યો: 'વાહ ! લલાટની

'તારો બાપુજી યાદ આવ્યો કે શું!'

'આ છોકરો ટકશે.' શેઠે હસીને કહ્યું. 'ચાર આવી ગયા. સોરઠભરમાં મેં કહેવરાવેલું કે જુવાનોને મોકલો, મારી ગાંઠના રોટલા ખવરાવી તૈયાર કરું. ચાર આવ્યા પણ રોજ છાપાં માટે વલવલે, ટપાલના હલકારા માથે ટાંપ માંડીને બેઠા રહે, નોવેલું વાંચે. પંદર દિવસમાં તો ભાગ્યા!'

'આ નહિ ભાગે?'

'બનતાં સુધી તો નહિ ભાગે. એનું ધ્યાન આ જિંદગાનીની ખરી ખુમારી ઉપર ઠર્યું છે

'ત્યારે સોંપી જાઉં છું.'

'સુખેથી!'

બપોર સુધી સુરેન્દ્રદેવજી અને શેઠ વચ્ચે શાંતિભર વાર્તાલાપ ચાલ્યો. પિનાકીના રુ[illegible] તરવરાટ મચી ગયો. હાલારી નદીના પાણીબંધ ઉપર ચડીને એણે પણ પાંચાળના જોગંદરો ડુંગરાઓને નિહાળ્યા કર્યા. એના પ્રાણમાં બાપુજીનો માનસિક તાર જાગી ઊઠ્યો. એણે પે[illegible] નજીકમાં પીરાણી ઘોડીનો અસવાર રૂખડ શેઠ ઊભેલો જોયો. એની આંખોમાં પહ ડો પાને [illegible] વાયરાનો મદભર્યો સુરમો અંજાયો. એ હવાની વચ્ચે એકાદ-બે લહેરખીઓ જુદેરી પણ વા[illegible] હતી. મોટી બા એકલાં થઈ પડશેઃ દેવુબા કયાં હશેઃ પુષ્પાને તો હવે નહિ મળાય ને! જીવ ઊંડે ઊંડે બળતો રહ્યો.

સાંજે સુરેન્દ્રદેવજીએ વિદાય લીધી. કહેતા ગયા કે: 'ભાણુ, તારાં દાદીમાની ચિં[illegible] ના, હું એને સંભાળીશ. તું જીવ હેઠો મેલીને આંહીં શીખજે, આંહીં જ તારી યુનિવ[illegible] આ જ તારો મુર્શદ: બીજું તો તારું ચાહે તે થાવ, પણ તું ગુલામ તો નહિ જ થાય[illegible] સમજજે.'

* * *

એ જ રાતથી પિનાકીનું યુનિવર્સિટીનું શિક્ષણ શરૂ થઈ ગયું. લહુ અને સોહીભ[illegible] બંદન આ મરદ ખેતીકારના હૃદયમાં વસી ગયું. રાત્રીએ એણે પિનાકીને પોતાની સાથે રખોપે ચડાવ્યો.

પહેલો પાઠ પિનાકીને પહેલી જ રાતે મળ્યો. પોતાના માલિકનો બોજ કમ્ની[illegible] ઈરાદાથી એ ખીંતી પરથી માલિકની બંદૂક ઉતારવા ગયો. એના હાથ પહોંચે તે પૂર્વે તો [illegible] બંદૂકને હાથે કરી લીધી. ઠપકાનો એક શબ્દ કહ્યા વગર જ શેઠ ચાલ્યા ને પિનાકીને કહ્યુંઃ 'ચા[illegible]

પિનાકીએ જોઈ લીધું. મુશંદી મુશંદી મૌનમાં રહી હતી.

બીજે દિવસે પિનાકીનાં અંગો પર બીજું શેર લોહી ચડ્યું. બપોરવેળાએ રાજવાડા ગામની ાડે ગોટંગોટ ધુમાડા ઊઠ્યા, ને ઠાંગા ડુંગરની હાલારી ધાર પર ઘાસની એક ગાઉ ફરતી । સળગી ઊઠી.

'એલા, કોની વીડીને દા લાગ્યો ?' શેઠે રીડિયા સાંભળીને જાગી જઈ પૂછ્યું.

'આપણી નથી.' માણસોએ આવીને કહ્યું.

'આપણી નથી, પણ કોની છે ? કયા ગામની ?'

'રણખળાના કોળીની, ઈજારાની વાડી.'

'આપણી નહિ, આપણા પાડોશીની તો ખરી ને ?'

એમ કહીને શેઠે ખંભે બંદૂક નાખી પિનાકીને જોડે લીધો. રસ્તામાં માણસો, ઘોડેસવારો, ાપાળા પોલીસો, ખાખી પોશાકવાળા શિકારીઓ વગેરેની તડબડાટી સાંભળી. એ બધાના ડિયા અને ચસકા પહાડી ભોમના કોઈ અકાળ ગર્ભપાતની કલ્પના કરાવતા હતા.

એક બાઈ અને બે છોકરાં દોડ્યાં આવતાં હતાં. ત્રણે જણાંનાં ગળાંમાંથી કાળી ચીસો ાટતી હતી.

'શું છે એલાં ?' શેઠે પૂછ્યું.

'અમારી વીડી સળગાવી મૂકી.'

'કોણે ?'

'બાપુએ પોતે જ.'

'આપણા બાપુએ ? રાવલજી બાપુએ ?'

'હા.'

'શા માટે ?'

'એના શિકારનો સૂવરડો વીડીમાં જઈ ભરાણો એટલા માટે.'

'એમ છે ?' થોડી વાર તો બંદૂકધારીએ ગમ ખાધી. પાછા ફરી જતા એના પગ લથડી ગયા. થોડી વાર પછી પોતાના ફરતા પગને એણે સ્થિર કરીને આગળ ચલાવ્યા ને એની કસોટીનો કાળ આઘો ન રહ્યો. નવલખાનગરથી શિકારે ચડેલ રાજા રાવલજીની મોટર એને રસ્તામાં જ સામી મળી. શેઠે રાજાને રામરામ કર્યા.

ગુસ્તાનમાં આવી ગયેલ રાવલજી પોતાના વિશિષ્ટ આશ્રિત ખેતીકારને શોભીતો જોઈ મલકાતા ઊભા.

એ લાલ ટીલડી તો નથી જ ગઈ ને શું ! જેવા છેલછબીલા જોયા'તા તેવા ને તેવાં આજ જોઉં છું. એ જુગના સીમાડા ઉપર એક લાલ ટીલી જ અનામત રહી છે, ને રે'વાની છે.'

વાડીની વૃક્ષઘટા નીચે ત્રણે જણાનાં મોં પર ઊગતા સૂર્યનાં તીરછાં કિરણો સોના-રસ રેલવતાં હતાં. વાઢમાંથી શેરડીની અને વાડીમાંથી બકાલાંની, પપૈયાંની, દ્રાક્ષ, કેળાં અને ચીકુ વગેરેની સુવાસ ઘૂંટી-કરીને કોઈ એક માદક મિશ્રણની પ્યાલીઓ ભરી ભરી હવાની લહેરો ચાલી આવતી હતી.

'એલા, આજે ઢોલિયો ન પાથરતો.' બંદૂકધારી શેઠે બંદૂક નીચે ઉતારીને મોં પોતે પોતે પોતાના નોકરને કહ્યું. પથરાયેલું બિછાનું સંકેલાવા લાગ્યું.

'કેમ ? અત્યારે પથારી કોને માટે ?' સુરેન્દ્રદેવજીએ પૂછ્યું.

'મારા માટે.' શેઠે જવાબ આપ્યો. 'મારું તો જાનવર જેવું જીવતર છે ને, બાપા ! સહુ સૂએ ત્યારે મારે બંદૂક ખભે ઉપાડી આખી રાત સીમ ભમવાની, ને આખું જગત જાગે ત્યારે મારે થોડી વાર ઝંપી લેવાનું !'

'જાનવર જેવું નહિ, મુનિવર જેવું ! આખી રાત ચોકી કરો છો ?'

'બીજો શો ઈલાજ ? નહિ તો આ મારાં બચળાંને કોણ જીવવા આપે ?'

એમ કહેતાં કહેતાં બંદૂકધારી શેઠની નજર બબ્બે માથોડાં ઊંચાઈએ ઝૂલતી શેરડી પર અને વાડીનાં ફળઝાડો પર માના હોઠ ફરતા હોય તેવી રીતે ફરી વળી.

'શેરડીનો સાંઠો કેવડો ઠર્યો, શેઠ ?'

'કાલ જોખી જોયો, ત્રેવીસ રતલ પાકા ઊતર્યો.'

'મરચું ?'

'અગિયાર તોલા.'

'શું બોલો છો !'

'ભોમકાની તાકાત છે, મારી નહિ.' શેઠે ધરતી તરફ આંગળી ચીંધી. 'પણ શું કરું ! આ અભાગણી ભોમકાને માથે, માફ કરજો બાપા, તમારા જેવા પોણોસોના પગ ખૂંદાય છે. આમ જુઓ, એક લાખ બાવળનાં થડ મેં નાખ્યાં છે-ને રાજગઢ જેવું નગર સાત જ ગાઉના પલ્લે પડ્યું છે...પણ શું કરું ?' નિશ્વાસ નીકળી પડ્યો.

'કેમ ?'

'રાજની દ્રામે રાજગઢનો કુલ વહેવાર પોતાને કબજે લીધો છે, મારો માલ હું મારાં

વાહનોમાં ન લઈ જઈ શકું ! મારી જ જન્મભૂમિ ! મારા જ રાજની ! મારી પોતાની જ જાંગ ઉઘાડી કરવી ને ? ચૂપ થઈને બેઠો છું.'

ડગલો ઉતારીને શેઠે ગરદન પર હાથ ફેરવ્યો. મહેમાનનું ધ્યાન પણ એ ચૂંથાયેલા દેહ-ભાગ પર ગયું-પૂછ્યું :

'આ શું ?'

'બહારવટિયાની આપેલ ભેટ !' શેઠની મૂછોના વાળ ફરક ફરક થઈ રહ્યા. 'બાપડા રાંક હતા. એક દી ભળકડે મારી ઊંઘનો લાગ લીધો. બાપડાઓની ગોળી જરાક આ ગરદનનો લોચો ચાખી ગઈ. ખેર ! થવા કરે !'

શેરડીના રસનાં રામપાતર ભરાઈને આવ્યાં. દ્રાક્ષ ચીકુ વગેરે કાઠિયાવાડમાં મળવાં દુર્લભ એવાં કંઈ ફળો કેળનાં પાંદડાંમાં પીરસાયાં.

પિનાકી તો આ માનવીની એકેએક છટાને નીરખવામાં તલ્લીન બન્યો હતો. એનું બેસવું, બાજુમાં બંદૂકને રાખવી, પાઘડી નીચે મૂકવી, ચાકુ કાઢીને શેરડી છોલવી વગેરે દરેક ક્રિયામાં રસ હતો-શેરડીના સાંઠામાં ભર્યો હતો તેવો જ જીવનરસ.

રસનું રામપાતર શેઠની સામે પડ્યું જ રહેલું જોઈને સુરેન્દ્રદેવજીએ યાદ કરાવ્યું : 'તમે તો પીઓ ?'

'ના, બાપુ !' શેઠે જવાબ વાળ્યો.

'કાં ?'

'નથી ભાવતી. વાયુ ઊપડે છે.'

બાગાયત વાવેતરમાં બે કલાક ઘૂમ્યા પછી સુરેન્દ્રદેવજીએ પિનાકીની ગરદન પર હાથ થાબ-ડતે પૂછ્યું :

'કાં ભાણ્યા, ગમે છે અહીં ?'

'બહુ જ ગમે છે !'

'શું ગમે છે ? વધુમાં વધુ કઈ વાત ગમે છે ?'

પિનાકી શરમિંદો બન્યો, પણ જાણે કે એના જવાબની રાહ જોતા તાકી રહ્યા.

'ખચકાય છે શીદ ? કહે, સહુથી વધુ શું પ્યારું લાગે છે ?'

'ભરી બંદૂકે રાતભરની ચોકી.'

'તારો બાપુજી યાદ આવ્યો કે શું !'

'આ છોકરો ટકશે.' શેઠે હસીને કહ્યું. 'ચાર આવી ગયા. સોરઠભરમાં મેં કહેવરાવેલું કે જુવાનોને મોકલો, મારી ગાંઠના રોટલા ખવરાવી તૈયાર કરું. ચાર આવ્યા પણ રોજ છાપાં માટે વલવલે, ટપાલના હલકારા માથે ટાંપ માંડીને બેઠા રહે, નોવેલું વાંચે. પંદર દિવસમાં તો ભાગ્યા !'

'આ નહિ ભાગે ?'

'બનતાં સુધી તો નહિ ભાગે. એનું ધ્યાન આ જિંદગાનીની ખરી ખુમારી ઉપર ઠર્યું છે.'

'ત્યારે સોંપી જાઉં છું.'

'સુખેથી !'

બપોર સુધી સુરેન્દ્રદેવજી અને શેઠ વચ્ચે શાંતિભર વાર્તાલાપ ચાલ્યો. પિનાકીના રુધિરમાં તરવરાટ મચી ગયો. હાલારી નદીના પાણીબંધ ઉપર ચડીને એણે પણ પાંચાળના જોગંદરો જેવા ડુંગરાઓને નિહાળ્યા કર્યા. એના પ્રાણમાં બાપુજીનો માનસિક તાર જાગી ઊઠ્યો. એણે પોતાની નજીકમાં પીરાણી ઘોડીનો અસવાર રૂખડ શેઠ ઊભેલો જોયો. એની આંખોમાં પહાડો પીને આવતા વાયરાનો મદભર્યો સુરમો અંજાયો. એ હવાની વચ્ચે એકાદ-બે લહેરખીઓ જુદેરી પણ વાઈ જતી હતી. મોટી બા એકલાં થઈ પડશેઃ દેવુબા ક્યાં હશેઃ પુષ્પાને તો હવે નહિ મળાય ને ! એનો જીવ ઊંડે ઊંડે બળતો રહ્યો.

સાંજે સુરેન્દ્રદેવજીએ વિદાય લીધી. કહેતા ગયા કે : 'ભાણું, તારાં દાદીમાની ચિંતા કરતો ના, હું એને સંભાળીશ. તું જીવ હેઠો મેલીને આંહીં શીખજે, આંહીં જ તારી યુનિવર્સિટી ને આ જ તારો મુર્શદ: બીજું તો તારું ચાહે તે થાવ, પણ તું ગુલામ તો નહિ જ થાય એ નક્કી સમજજે.'

* * *

એ જ રાતથી પિનાકીનું યુનિવર્સિટીનું શિક્ષણ શરૂ થઈ ગયું. લટુ અને લોહીભરપૂર એનું બંદન આ મરદ ખેતીકારના હૃદયમાં વસી ગયું. રાત્રીએ એણે પિનાકીને પોતાની સાથે રાતભરને રખોપે ચડાવ્યો.

પહેલો પાઠ પિનાકીને પહેલી જ રાતે મળ્યો. પોતાના માલિકનો બોજ કમતી કરવાના ઈરાદાથી એ ખીંતી પરથી માલિકની બંદૂક ઉતારવા ગયો. એના હાથ પહોંચે તે પૂર્વે તો માલિકે બંદૂકને હાથે કરી લીધી ઠપકાનો એક શબ્દ કહ્યા વગર જ શેઠ ચાલ્યા ને પિનાકીને કહ્યુ· 'ચાલો.'

પિનાકીએ જોઈ લીધું. મુર્શદની મુર્શદી મૌનમાં રહી હતી.

બીજે દિવસે પિનાકીનાં અંગો પર બીજું શેર લોહી ચડ્યું. બપોરવેળાએ રાજવાડા ગામની પછવાડે ગોટંગોટ ધુમાડા ઊઠ્યા, ને ઢાંગા ડુંગરની હાલારી ધાર પર ઘાસની એક ગાઉ ફરતી વીડી સળગી ઊઠી.

'એલા, કોની વીડીને દા લાગ્યો ?' શેડે રીડિયા સાંભળીને જાગી જઈ પૂછ્યું.

'આપણી નથી.' માણસોએ આવીને કહ્યું.

'આપણી નથી, પણ કોની છે ? કયા ગામની ?'

'રણુખળાના કોળીની, ઈજારાની વાડી.'

'આપણી નહિ, આપણા પાડોશીની તો ખરી ને ?'

એમ કહીને શેડે ખંભે બંદૂક નાખી પિનાકીને જોડે લીધો. રસ્તામાં માણસો, ઘોડેસવારો, પગપાળા પોલીસો, ખાખી પોશાકવાળા શિકારીઓ વગેરેની તડબડાટી સાંભળી. એ બધાના રીડિયા અને ચસકા પહાડી ભોમના કોઈ અકાળ ગર્ભપાતની કલ્પના કરાવતા હતા.

એક બાઈ અને બે છોકરાં દોડ્યાં આવતાં હતાં. ત્રણે જણાંનાં ગળાંમાંથી કાળી ચીસો ઊઠતી હતી.

'શું છે એલાં ?' શેડે પૂછ્યું.

'અમારી વીડી સળગાવી મૂકી.'

'કોણે ?'

'બાપુએ પોતે જ.'

'આપણા બાપુએ ? રાવલજી બાપુએ ?'

'હા.'

'શા માટે ?'

'એના શિકારનો સૂવરડો વીડીમાં જઈ ભરાણો એટલા માટે.'

'એમ છે ?' થોડી વાર તો બંદૂકધારીએ ગમ ખાધી. પાછા ફરી જતા એના પગ લલચાઈ રહ્યા. થોડી વાર પછી પોતાના ફરતા પગને એણે સ્થિર કરીને આગળ ચલાવ્યા ને એની કસોટીનો કાળ આઘો ન રહ્યો. નવલખાનગરથી શિકારે ચડેલ રાજા રાવલજીની મોટર એને રસ્તામાં જ સામી મળી. શેઠે રાજાને રામરામ કર્યા.

ગુલતાનમાં આવી ગયેલ રાવલજી પોતાના વિશિષ્ટ આશ્રિત ખેતીકારને શોભીતો જોઈ મલકાતા ઊભા.

'શિકાર—શિકાર તો આપે બહુ ભારી કર્યો, હો બાપુ!' ખેતીકારની જબાન કોઈ પણ જાતની વિધિ કરવાનું વીસરી બેઠી.

'હા, ખૂબ મુશ્કેલી—' આવું બોલવા જતાં રાવલજીની જીભ થોથરાઈ ગઈ, કેમકે પોતાના ખેતીકારની મુખમુદ્રા પર એણે પેલા શબ્દોનો ઉજાસી ભાવ ભાળ્યો નહિ, ને રાવલજીના થોથરાતાંની વાર જ ખેતીકારે હિંમત કરી કહ્યું:

'નવલખા-ધણીને શોભે તેવો શિકાર કર્યો, બાપુ!'

'કેમ? તમે આ કોની—'

'હું જાણું છું કે હું કોની સામે બોલું છું. હું રાવલજીનો જ આશ્રિત ખેડુ, ગાદીના ધણીની જ સામે, ઓગણીસસો ને વીસની સાલમાં આ બોલી રહ્યો છું.'

'તમારે શું કહેવું છે?'

'એટલું જ કે, બાપુ, તમે આજ એક જાનવર ઉપરાંત ત્રણ માણસોનેય શિકાર ખેલ્યા છો.'

રાવલજીના મોં પર રુધિરનો ધમધમાટ થઈ રહ્યો એટલે વાણિયો ખેડુ વધુ ગરમ બન્યો:

'તમે જેની વીડી સળગાવી મૂકી એ ત્રણ જણાં આ ચાસ્યાં જાય ધા દેતાં. જરા ગાડીને વેગથી ઉપાડો તો બતાવું.'

રાવલજીનું મોઢું પડી ગયું. એ ગાડીમાં નીચે ઊતર્યા. એણે નરમ બનીને કહ્યું: 'આખી વીડી સળગી ગઈ?'

'પંચાળનું લાંપડું સળગતાં શી વાર '

રાવલજીએ ધુમાડાના થાભલા ગગને અથડાતા જોયા. વીડીના ઘાસમાંથી ભડકા દિક્પાળના વછૂટેલા દાંપડાઓ જેવા દીસ્યા.

'કેટલી નુકસાની થઈ હશે?' રાવલજીએ પસ્તાવાભર્યા સ્વરે પૂછ્યું.

'એ મને ખબર નથી, બાપુ!'

'અત્યારે આટલું કરશો તમે, શેઠ? નુકસાની નક્કી કરજો. તમારી જીભે જે આંકડો પડશે તે ચૂકવી અપાશે.'

પછી કોઈ કશું બોલી ન શક્યું. સ્મશાનયાત્રા જેવી રાજ-સવારી શેઠની વાડીએ ગઈ. ત્યાં રાવલજી એકાદ કલાક રહ્યા. આખો વખત એના મોં ઉપર અપરાધીપણું તરવર્યા કરતું હતું.

એ અનુભવે પિનાકીને પુસ્તકોનાં પુસ્તકો પઢાવ્યાં. એને લાગ્યું કે હાંસીએ બટકેલ રૂખડ મામો નવા યુગના નવસંસ્કાર પામીને આંહીં ઊતરી આવ્યો છે.

રાતે જે આંગળીઓ મોત વરસાવતી તેમાથી દિવસે જીવન ઝરતુ ચીકુડીના રોપ, દ્રાક્ષના માંડવા અને સીધા સોટા સમા છોડવા ઉપર ખિસકોલી શા પગ ભરાવીને ઊંચે ઊંચે ચડતી નાગરવેલડીઓ શિકારી ગોઠના ઠેરવામાથી અમૃતનું પાન કરતી અને ગોઠના પ્રત્યેક વેણુમા પણ પિનાકીએ કદી ન સાભળેલી એવી નવી ભાષા સાભળી માળીઓ જોડે વાતો કરતા ગોઠ જીવન-ભરી જ વાણી વાપરતા

'કંકુ ગી કેળના બચળા રમવા નીકળ્યા કે ? માડ માડ વિયા ઈ છે બીચારી!'

'ચીકુડીને આ જમીન ભાવતી નથી સીમમાથી હાડકા ભેળા કરાવો, ખાડીને એનું ખાતર તીરથ.'

'આ બદામડીની ડોક કેમ ખડી ગઈ છે?'

'જમાદારિયા આબાની કલમને ને સિંદૂરિયાને પરણાવ્યા તો ખરાં, પણ એનો સંસાર હાલશે ખરો? લાગતું નથી વાંધો શેનો પડે છે? ગોતી તો કાઢવુ પડશે ને ભાઈ, કોઈનું ઘર કાંઈ ભાગતું જોવાશે?'

આ ભાષાએ પિનાકીના મનમા વનસ્પતિની દુનિયા જીવતી કરી સચરાચરના ગેબી દ્વાર ઊઘડી ગયા ખપેડી, ખડમાકડી અને જીવાતને ખાઈ જનારી ચીબરી ચકલીથી લઈ વાઘદીપડા સુધીની પ્રાણીસૃષ્ટિના એણે કડીબધ્ધ સબધો જોયા. એ બધા સબધોની ચાવીઓ પોતે નિહાળતો ગયો તેમ તેમ સારુંય સચેતન જગત એને માનવીનુ મુક્તિરાજ્ય દેખાય માનવી એને મરદ દેખાયો મરદાઈની બંકી સૂરત એની સામે વિચરતી હતી શિયાળાના ચ્ચરતો આ માનવીના લોહીમાસ પર ફરતા હતા, પણ કટકીય કાપી શકતા નહોતા. ઉનાળાની આગ એને શેકી રાંધી ખાઈ જવા માગતી હતી, પણ ઊલટો આ માનવીનો દેહ તાતુ ત્રાંબુ બની ગયો હતો રોજ પ્રભાતે વહી જતી રાતને ડારો દેતો માનવી ઊભો હતો—પાણીબધની ઊંચી પાળ ઉપર અણુ ભાગ્યો ને અણુભેદાયો.

હવે પિનાકીને એનુ ભણતર રગદોળી નાખનાર હેડમાસ્તરની ગરદન ચૂસી જવાની મનેચ્છા રહી નહિ.

છ મહિના ગયા છતા એણે એકેય વાર રાજકોટ જવાનુ નામ પણ નથી લીધુ એ વાત શેઠની નજરમા જ હતી પોતે પણ પિનાકીને કદી ઘેર જવાનુ યાદ ન કરાવ્યુ

એમા એક દિવસ મોટી બાનુ પત્ર આવ્યુ

ઢળતો સૂરજ જગલના જડ-ચેતનને લાબે પડછાયે ડરાવતો હતો ત્યારે પિનાકીએ શેઠની રજા માગી.

'ટ્રામ તો વહેલી ઊપડી ગઈ હશે. કાલે જાજો.'

'અત્યારે જ ઊપડું તો ?'

'શી રીતે ?'

'પગપાળો.'

'હિંમત છે ? પાકા સાત ગાઉનો પંથ છે !'

'મારાં મોટી બાને કોણ જાણે શું શું થયું હશે–હું જાઉં જ !' પિનાકીએ પોતાની આંખોને બીજી બાજુ ફેરવી લીધી ને ગળું ખોંખારી સાફ કર્યું.

'ઊપડો ત્યારે, લાકડી લેતા જજો.'

પિનાકીને શેઠના સ્વરમાં લાગણી જ ન લાગી. પાસે આટલાં માણસો છે, ગાડાં ને બળદો છે, ઘોડી ને ઊંટ પણ છે. એક પણ વાહનની દયા કરવાનું દિલ કેમ આજે એની પાસે નથી રહ્યું ?

ખાખી નીકર અને કાબરા ડગલાભર એ બહાર નીકળ્યો.

'ત્રીજે દિવસે પાછા આવી પહોંચજો.' શેઠના સૂકા ગળામાંથી બોલ પડ્યા.

પિનાકીના ગયા પછી શેઠે પોતાની ઘોડી પર પલાણ મંડાવ્યું.

'તમાચી !' એણે બૂઢા મિયાણા ચોકીદારને બોલાવીને કહ્યું. 'તમે ચડી જાઓ. આપણો જુવાન હમણાં ગયો ને, એનાથી ખેતરવા–બે ખેતરવા પછવાડે હાંકયે જજો. ઠેઠ એના ઘરમાં દાખલ થઈ જાય ત્યાં સુધી સાચવતા રહેજો. એને ખબર ન પડવા દેજો. ને જુઓ, ભેળા પચાસ કટકા આપણી બિયારણની શેરડીના, થોડું થોડું શાક અને ચીકુ એક ફાંટમાં બાંધી લ્યો. ઘોડીને માથે નાખતા જાવ. સવારે જઈને એની ડોશીમાને દેજો. છાનામાના કહી આવજો કે ખાસ કહેવરાવેલ છે મેં કે તમારા ભાણ્યાની ચિંતા ન કરજો.'

'ને જો...' શેઠને કંઈક સાંભર્યું. 'રસ્તે એકાદ વાર એનું પાણી પણ માપી લેજો ને !'

ધણીનું એ છેલ્લું ફરમાન બૂઢા તમાચીને બહુ મીઠું લાગ્યું. એ ચડી ગયો.

'વજસાઈ !' શેઠે સાંજે વાળુ કરીને હોકો પીતે પીતે પોતાના વહીવટકર્તાને ભલામણ કરી. 'નવા ઘઉંનું ખળું થાય તેમાંથી એક ગાડી નોખી ભરાવજો, એક ડબો ઘીનો જુદો કઢાવજો, ને એક માટલું ગોળનું–આપણે રાજકોટ મોકલવું છે.'

'ક્યાં ?'

'હું ઠેકાણું પછીથી કહીશ. પણ કોઈને ખબર ન પડવી જોઈએ.'

રાતે શેઠ રખોપું કરવા ચાલ્યા ત્યારે એને પહેલી જ વાર એક પ્રકારની એકલતા ખટકી.

એને ઉચાટ પણ થયો: 'મેં ભૂલ કરી! બિચારો ક્યાંક છોકરાને ડુબાવી ન બેસે: બૂટો કાંઈ કમ નથી. મેં પણ કાંઈ ઓછાં નંગ એકઠાં કર્યાં છે! ચોરી–ડાકાયટીમાં ભાગ લીધેલ ભારાડીઓનો હું આશરો બન્યો છું! પણ હું હુંકાર શેનો કરું છું? આશરો તો સહુને આ ધરતીનો છે. એક દિવસ ધરતીનો ખોળો મૂકીને ભાગી નીકળેલા આ બધા થાકીને એ ખોળે પાછા વળ્યા છે. ફરીને ઠામ થઈ ગયા બચાડા! શા માટે ન થાય? આંહીં એની તમામ ઉમેદો સંતોષાય છે. તમાચીનો જીવ શિકારનો ભૂખ્યો હતો. એના ગામની સીમમાં એણે કાળિયાર માર્યો એટલે જીવદયાળુ માજનનો એ પોતે જ શિકાર થઈ પડયો. મારપીટ કરીને કેદમાં ગયો. આંહીં તો એને કોણ ના પાડે છે! મારને બચ્ચા, ખેડુનાં ખેતરો સચવાય છે!'

'એક એક બંદૂક!' રાતનો સીમ-રક્ષક પોતાની બંદૂકને હાથમાં લઈને બોલ્યો. 'દરએક ખેડૂતના પંજામાં આવી બે જોટાળી એક્કેક બંદૂક હું જે દી ઝલાવી શકીશ તે દી હું ધરાઈને ધાન ખાઈશ. આજ તો હું એકલો મરદ બનીને આ બાયડાંગલાઓની વચ્ચે જીવતો સળગી મરું છું.'

[ સોરઠ તારાં વહેતાં પાણી ]

## 'ચાલો પિયા...'

ઇન્દ્રનગર રાજની એક ખૂબી હતી. ગુના બને કે તરત એને પકડવાની ઉતાવળ નહિ, જૂનામાં જૂનો ગુનો ઝલાય તેમાં જ પોલીસખાતાની વિશેષતા હતી. એવો એક ગુનો આજે સારી પેઠે પુરાતન બન્યો હતો. એ ગુનો અનાથાશ્રમમાંથી છોકરો ઊપડી ગયાનો હતો. રાણીસાહેબને ખુદને જ એમાં રસ હતો, એમની પાસે અનાથાશ્રમના મરહૂમ સંચાલકનો ગુપ્ત કાગળ હતો. 'ઊપડી ગયેલ હોઠફાટો છોકરો આ રાજના એક ઇજ્જતદાર શ્રીમંતના ગેરવર્તનમાંથી નીપજેલો હતો. એના માથે મેં ત્રાસ વર્તાવ્યો હતો. આજ એક વર્ષથી એ મારા સ્વપ્નામાં આવીને મારી છાતી ખૂંદે છે. હું સુખની નીંદર કરી શક્યો નથી. એ મને સ્વપ્નામાં આવી કહે છે કે હું રાજનું સત્યાનાશ કાઢી નાખીશ, મારો ઇન્સાફ થવો જોઈએ. એના હોઠ દાક્તરે ફાડવા છે. એના હાથે અમુક પ્રકારનાં છૂંદણાં છે. એની ગોત કરાવવા હું રાણીમાતાને વીનવી જાઉં છું.'

રાણીજી બડાં રોનકી હતાં. પોતે આડો ચક નાખીને રાજના મોટા અધિકારીઓને મળવા બોલાવતાં ને નેતર વિનાની ખુરશીઓ પર ગાદલીઓ ઢંકાવીને તેના પર બેસતાં અધિકારીને ખુરસીના ચોકઠામાં સલવાઈ જતો જોતાં ત્યારે એમને બડો રસ પડતો. રાણીજી વરુની ઓલાદના કદાવર કુત્તાઓ પાળતાં અને ગામની શેઠાણીઓને બેસવા તેડાવી એ કુત્તાઓને મહેલમાં મોકળા મૂકતાં કુત્તા કરડતા નહિ પણ ખાઉં ખાઉં કરી મહેમાનોને જે લાચાર દશામાં મૂકતા તેથી રાણીજીનો શોખ

સંતોષાતો. રાણીજીના મૃત પતિ એને પુત્ર આપવાની સ્થિતિમાં નહોતા, એટલે રાણીજીએ સમાજ પાસેથી સંતાન મેળવી લીધું હતું. કુમારસાહેબ ખૂંધાળા હતા, એટલે રાણીસાહેબને જગતનાં ખોટીલાં બાળકો જ ગમતાં હતાં. રસોળીવાળા, હડપચી વિનાના, ચપટાં-ચીબલાં મોંવાળા, ને બહુ લાંબા અથવા બિલકુલ બૂચિયા કાનવાળા, કમરથી ખડી પડેલા અને હિંગુજી લોકોને માથે એમની ખાસ કૃપા ઊતરતી. વાંદરમુખા, વાઘમુખા, રીંછ જેવી રુવાંટીવાળા, લોંકડી જેવી લાળી કરી જાણનારા પણ તેમણે ગોત્યા હતા. પણ હોઠફટો છોકરો હજુ એમના જોવામાં આવ્યો નહોતો. પોલીસખાતાને એણે તાકીદ કરી હતી કે હોઠફટાને શોધી કાઢો.

પ્રતાપ શેઠના મામલામાં રાણીસાહેબને રસ લેવાનું એક બીજું પણ કારણ બન્યું હતું.

એક દિવસ રાણીજીના પ્રમુખપદે મહિલાઓનો મેળાવડો હતો. એ મેળાવડામાં રાણીજી એક મહામૂલા હીરાની વીંટી પહેરીને પધાર્યાં: રાત્રિના દીપકો એ હીરાને ચૂમીઓ કરી રહ્યા, નગરનારીઓનાં નયનો પર એ હીરાનાં કિરણો તેજ-ખંજરની લીલા ખેલવા લાગ્યાં. એ જ વખતે એવા જ એક બીજા હીરાની કિરણ-કટારો રાણીજીની આંખો પર ખૂંતી ગઈ. એ કોની આંગળી પરથી કટારો છૂટે છે? રાણીજીનું અભિમાન જખ્મી બન્યું. એ બીજો હીરો એક નગર-નારીના હાથ પર બેઠો હતો. એ હાથ રાણીજીને મણિધર નાગ જેવો કરડવા લાગ્યો. એ હાથ પ્રતાપ શેઠનાં પત્નીનો હતો. શેઠે જે બે હીરા આણેલા તેમાંનો એક રાજને જામદારખાને વેચ્યો હતો, ને બીજો પોતાની પત્નીની કોડીલી આંગળીએ પહેરાવ્યો હતો.

'મારી સ્પર્ધા વાણિયાની બાયડી ઊઠીને કરે છે!'

સભાનું વિસર્જન થયે રાણીજી રાતાંચોળ નયનો લઈને મહેલે પળ્યાં.

તપાસનાં ચક્રો ચાલુ થયાં. સાંધા મળતા ગયા. પ્રતાપ શેઠ પરની દાઝનું માર્યું પીપરડીનું ગામલોક જુબાનીઓ લખાવી રહ્યું: છોકરો પ્રતાપ શેઠથી જ પેદા થયો હતો: વારસદારને વિશ્વમાંથી ભૂંસી નાખવાના જ અમરચંદ શેઠે અખાડા કર્યા હતા. અંકોડાબંધ ઇતિહાસ આવી મળ્યો.

અનાથાલયની નજીકના એ વેરાન ટુકડામાં કોણ કોણ ઊતારા કરતાં? બજાણિયા-મદારીઓ, વેડવાં વાઘરાં, છારાં, ફકીરો, બાવાઓ.

મુલક ઢંઢોળો!

ત્રીસ વર્ષની જુવાન રાજ-વિધવા ઉનાળે-ચોમાસે પોતાના દરિયા-તીરના બંગલાઓમાં લપાઈ જતી ને સમુદ્રનાં પાણીના ઉન્મત્ત ઉછાળા નિહાળતી. દરિયો એને મદિરા પિવાડતો. પછી એ પોતે જેમને સુરાની પ્યાલીઓ પાઈ શકે તેવા મરદોની શોધ કરાવતી.

શ્રાવણી મેળાઓનો સમય હતો. બંગલાથી અર્ધાક ગાઉ ઉપર તંબૂડીઓ ખેંચાતી હતી.

સ્થંભો ઊભા થતા હતા. વેરાન સીમોના સૂકા શોક-વેશ ઊતરીને નીલાં પટકૂળોની સજાવટ થઈ ચૂકી હતી. ગોડિયાના ઢોલ અને વાદીની મોરલીઓ ગામગામને કેડેથી કસુંબલરંગી 'મનખ્યા'ને સાદ કરતી હતી. રાણીની આગમાં ઘી રેડાયું હતું.

રાણી મેળો જોવા ગયાં.

કનાત ભીડેલી ગાડીમાં બેઠે બેઠે રાણીજીએ ઊંચા દોર પર છલંગો મારતું એક બિહામણું યૌવન દેખ્યું. રૂપથી થાકેલીએ કદરૂપતા ભાળી. કદરૂપતાને કામદેવ કરી હોંકારા આપતી અંધતા દેખી. બૂઢો, ઝંડૂર અને બદલી ત્યાં નટવિદ્યા બતાવતાં હતાં.

પગે ઘૂઘરા બાંધીને બે જુવાનિયાં ઊંચા દોર પર નાચતાં હતાં. દોર પર નાચતી નાચતી બદલી ગાન ગાતી હતી :

"અંધારી રાત ને બાદલ છાયા.
"બાદલીને છાંયે મારી આંખ તો મળી.
"ચાલો પિયા, સુખની રાત મળી.
"ચાલો પિયા, સુખની રાત મળી.
"ચાલો......પિયા.....!...સુખ....ની..."

એ દોર ઉપર આંધળીની હાય-ગાદલીએ ઝંડૂર દેહ ઢાળતો હતો, અને અંધીનાં નેત્રોમાંથી નીર વહેતાં હતાં. એ આંસુને શું બદલીની આંખોમાંથી આથમતા સૂરજનાં સીધાં કિરણો ખેંચતાં હતાં, કે ઝંડૂર કયાંક પડશે તે બીકે બદલી રડતી હતી ?

મેદની ઝંડૂરના નાચ પર હસતી હતી શા માટે ? બદલીને કાને લોકબોલ પડતા હતા : 'માડી રે ! નટવો તે કાંઈ હસે છે-કાંઈ હસે છે ! દેવતાનેય દુર્લભ એવા દાંત કાઢે છે !'

ઝંડૂર હસે છે ? જગતને હસાવે છે ? બદલી એ હાસ્યની માલિક હતી. ઝંડૂર પોતાના સાથમાં આવડો બધો સુખી હતો શું ? બદલીને ખબર નહોતી કે ઝંડૂર હોઠકટો હોવાથી હસતો લાગે છે.

'દાંત કાઢો, દુનિયા તમામ રે ! દાંત કાઢો !' બૂઢો મદારી કેડમાં ઢોલકું નાખીને લોક-વૃંદને કહેતો હતો-ઝંડૂરને હાકલ દેતો હતો : 'બચ્ચા ઝંડૂરિયા, હસાવ બધાંને. આ બધાં મસાણિયાં છે. એને હસતાં શીખવ. એને રોતાં શીખવવાની જરૂર નથી, અંધી ! રોતાં તો એને આવડે છે. હસવું એ ભૂલી ગયાં છે. આલમનાં લોક ! હિંદુ ને મુસલમાન ! તમે પેટ માટે રુઓ છો-ઝંડૂરિયો પેટ માટે હસે છે. તમને હસાવીને એ રોટીનો ટુકડો માગે છે. ઝંડૂરનું પેટ એકલા હસવાથી ભરાતું નથી. ઝંડૂરની પ્યાસ બદલીનાં એકલાં આંસુથી છીપતી નથી. એક રાતે ઝંડૂર મારી પાસે આવ્યો ત્યારેય એ આવું ને આવું હસતો હતો. પણ એનું પેટ ખાલી હતું. એ

મને ખાઈ જાત. ભોગાવો બદલીની માને ખાઈ ગયો. ભૂખ્યાં ખાય નહિ ત્યારે બીજું કરે શું? રોવું ખૂટે ત્યારે ખાય શું? ખાય પારકાનું હસવું. ઝંડૂરને ખાઈ જાશો મા, ઝંડૂરના હાડ કોઇ ખાધેલા છે. હજમ થયા ખાનારને, ને હસે છે ઝંડૂરિયો. તમારાં ખેતરો કોક ખાય છે, ને · છો તમે. તમામ હસો હસો હસો...'

લોકો હસી પડે છે–ને બદલી ગાય છે:

"અંધારી રાત ને બાદલ છાં।
"બાદલીને છાયે મારી આખ તો મળી
"ચાલો પિયા! સુખની રાત મળી
"ચાલો પિયા! સુખની રાત મળી."

સંધ્યાની લહરો પર બદલીના ગાનની તર વળી રહી હતી. સુખની રાત કોને મળી હતી દોર પર મોતનાં પગલાં નચવતી એક નાચીજ અંધીને? અંધી છોકરીની ચિરઅંધારી રાત શુ સુખની કોઈ અજાણી ઊંડી કંદરા હતી! આ બિહામણો જુવાન, આ વિશ્વનો વિદૂષક, આ દુનિયાનો ડાગળો શું સુખની રાતનો ભોક્તા!

રાજ-રાણીને કલેજે દ્વેષના એવા દંશ લાગ્યા. નિઃશ્વાસની ઝાળો ઊઠી. અંધી બદલીની સારી દુનિયા એણે એક સતરના દોર પર, આસમાનના તારાઓની પાડોશમાં દીઠી. બદલીની ઝીણી ઓઢણી, કોઈ મસાણે બળેલી શેઠ-વધૂના ખાંપણ લેખે વપરાયેલી, મદારીએ કોઈ ભંગીની પાસેથી વેચાતી લીધેલી–એ ઓઢણીની નીચે સોળ વર્ષની અંધી બદલીની નિર્દોષ જુવાની તસતસતી હતી. સ્તનો ધડકતાં હતાં. વસુધરાનાં ટાઢ-તડકાએ ટાંકણાં મારીને એ ઓઢણી હેઠળનો આરસ-દેહ કંડાર્યો હતો. અંધીની દુનિયામાં દ્વેષ નહોતો, ઈર્ષ્યા નહોતી, એના કદરૂપા પિયુને હાસ્યે હાસ્યે હસતાં ને નૃત્ય કરતાં હજારો યૌવનોની એને જાણ નહોતી. આ અંધકારભર્યા જીવનમાં 'પિયુ' નામનો જે હીરો ચળકતો હતો એને ચોરી જનારું એની દુનિયામાં કોઈ નહોતું.

રાજ-રાણીની આંખો ગાડીની બારીના ચકની પાછળ લસલસી રહી. અંધીનો આ પ્યાર એક રાજ-વિધવાના શૂન્ય યૌવનને માટે ખટકતું ખંજર બન્યો. રૂપ કદરૂપને માટે પુકાર કરી ઊઠયું. ચિરરુદન ચિરહાસ્યને મેળવવા હાહાકાર કરવા લાગ્યું.

રાણીએ રોમાંચકારી દશ્ય દીઠું. ઊંચા દોરને પ્રથમ પગની આંગળીઓમાં પકડી, ટેકણનો વાંસડો નીચે ફગાવી દઈ, ગઝબ ફંગોળા ખાતો ને છલંગો મારી મારી પાછો દોર ઉપર ઠરાતો ઝંડૂર બે હાથે સલામો ભરતો હતો.

ઝંડૂર કોને સલામો ભરતો હતો?

'બેટા ઝંડૂરિયા !' હો ઊભીને ઢોલક પર થાપી દેતો બુઢ્ઢો હાકલ મારતો હતો. 'પે'લી સલામ આપણા માલકને, હિંદુ–મુસલમીનોના સરજનહારને, અલ્લાને, ઈશ્વરને !'

ઢુબાંગઃ ઢુબાંગઃ ઢબાંગઃ ઢોલ પર બુઢ્ઢાએ દાંડી લગાવી, ને ઝંડૂરે આસમાનને બબ્બે હાથો વડે સલામો આપી. ગગન એના મોં પર છાઈ રહ્યું.

'બીજી સલામ હોય ધરતીમાતને, પોતાનાં ધાવણ પિવાવનારીને, ચકલાને ચણ અને માનવીને કણ પૂરનારીને, આપણા કાજે પોતાનાં કલેજાં ચીરનારીને !'

ઢુબાંગઃ ઢુબાંગઃ ઢુબાંગઃ ઝંડૂરના બે હાથ દસે દિશાના ગોળ સીમાડાનાં વારણાં લઈ રહ્યા.

'બેટા ઝંડૂર !'

'હો બુઢ્ઢા !'

'ત્રીજી સલામ આખી આલમનેઃ હિંદુને, મુસલમાનનેઃ નાનાને, મોટાને, બુઢ્ઢાનેઃ આંહીં ઊભેલાં એકોએકનેઃ દિયે તેને ને ન દિયે તેનેઃ તારા આ નઘાતના તમાશા પર મોજનો મહા-સાગર વહેતો મૂકનારનેઃ સાત સાત સલામો આપણાં અધમ પેટમાં રોટી પૂરનાર આલમને !'

ઢુબાંગઃ ઢબાંગઃ ઢબાંગ–અને હસતા જુવાને ડાબી ને જમણી ગમ ઝૂકી ઝૂકી, આગળ તેમ જ પાછળ લળી લળી સલામો વરસાવી.

'ઝંડૂરિયા બેટા ! પાપી પેટને કાજે સલામ, બુઢ્ઢા અને આંધીને કાજે સલામ, રતનિયા વાંદરા અને રતન ડોશીને માટે સલામ, આ બૂઢી મારી બીબી હેડંબાને માટે સલામ, આ દુનિયાના ખાનદાન આપણા ગધેડાને એક પૂળો ઘાસને સારુ સલામ !'

ને ઝંડૂરે અનાથાલયના સંચાલકને છ મહિનાની ક્ષુધા વેઠીને પણ ન આપેલી સલામો તે દિવસ આકાશપૃથ્વીને આપી, માનવોની મેદનીને આપી, ભરીભરીને આપી, ઊભરતા અંતરેઆપી.

ન આપી એક રાજ–રાણીને : આ ધરતીની માલિક કહેવરાવનાર રંભાને. ચક પાછળ બેઠેલું એ રાજવણનું હૈયું 'હાય હાય' પુકારી ઊઠ્યું.

રાજરાણીએ ગાડી પાછી વાળી.

'ચલો પિયા સુખની રાત મળી' એ સૂર એનું કાંડું પકડતો હતો. એ શબ્દોની મધમાખીએ રાજરાણીને કલેજે પોડું બાંધ્યું.

'બદલીને છાંયે મારી આંખ તો મળી !'

એ આંખ કેવી સુલાગી હશે ! બંગલાને છાંયે સળગતી આંખ એ મીઠાશને માટે તલખી રહી.

રાજ–પોલીસે આવીને ખબર આપ્યાઃ 'બાસાહેબ, એ જ છોકરો. એને કાંડે છૂંદણું છે.'

'બૂઢાને અને અંધીને અટકમા લ્યો ! જુવાનને આંહીં લઈ આવો !'

એ આજ્ઞા લઈને ફોજદારે મેળાના રંગ રેલાવતા એ નટ-તમાશામાં ભંગાણ પાડયું. ફક્ત સોટીની અણી દેખાડીને એણે ઝંડૂરને નીચે ઉતાર્યો. સામે ઊભેલ ગાડીનું ખુલ્લું દ્વાર ચીંધ્યું. 'કયાં—' એટલો પ્રશ્ન મદારીના મોંમાં ખંડિત રહી ગયો.

'ઝંડૂર, કયાં છો ?' બદલીએ કોઈક સુગંધનો તાંતણો ગુમાવી બેસીને આજુબાજુ હાથ વીંઝયા. લોકમેદનીના હાસ્ય પર પોલીસની છડીએ સ્તબ્ધતા પાથરી દીધી.

મેદાન ખાલી પડયું ત્યારે બદલી હજુ દોર પર વાંસને અઢેલીને બેઠી હતી. ઢોલક પર બૂઢાના હાથની થાપી થંભી હતી. હેડંબા બદલીની સામે જોતી હતી. ગધેડો પાસેના ખાડામાં ચરતો હતો.

[વસુંધરાનાં વહાલાંદવલાં]

## અદાલતમાં

'હલ્લો ! હલ્લો ! મિસ્તર રામભાઈ !' જેલની ઓફિસમાં બેઠેલા ખ્રિસ્તી જેલરે ત્યાં આવનાર જુવાનનો આંખને એક મિચકારે સત્કાર કર્યો

'તહોમતદારણ અજવાળીનો હું વકીલ છું. મને મુલાકાત આપશો ને ?' જુવાને વગર સંકોચે પૂછ્યું.

'બેશક, વિના વિલંબે ! તમે સારું કર્યું, બરોબર વખતસર જ આવી પહોંચ્યા ! કેટલું બ્યુટીફુલ ! ઓહ, ને એ પણ કેટલી બ્યુટીફુલ !' બોલતે બોલતે જેલરે દસ વાર આંખો ફાંગી કરી.

'નન ઓફ ધેટ સ્ટુપિડ નૉન્સેન્સ સર ! (આવી કશી નાદાનીની મોજ માણવા હું નથી આવ્યો.) મને મુલાકાત કરાવો.' જુવાને ગંભીર બનીને ઠંડો દમ બીડ્યો.

'ધેટ્સ રીયલી એ સેન્સ !' કહીને જેલરે અજવાળીને અંદરની તુરંગમાંથી તેડાવી. આવેલી અજવાળીએ નાક સુધી પાલવ ઢાંક્યો હતો.

'તું મને ઓળખે છે ને, અજવાળી ?' મીઠા અવાજે જુવાને પૂછ્યું.

'મારે કોઈ ને ઓળખવાની જરૂર નથી '

'હું રામભાઈ, હું તારો બચાવ લડવા આવ્યો છું '

'મારે કાંઈ નથી લડવું. મેં કાંઈ નથી કર્યું. મને શીદ મંતાપો છો બધા ?'

'બસ, તેં કશું જ નથી કર્યું એમ હું પણ માનું છું !

અજવાળીને અજાયબી થઈ. પોતાને નિર્દોષ માનનાર જગતમાં બે જણાં : એક મા ને બીજો આ માનવી ! મશ્કરી તો નથી કરતો ? અજવાળીએ માથા પરથી પાલવ ઊંચો કર્યો. રામભાઈનું બાળપણથી પરિચિત મોં—નાનો હતો ત્યારથી બાપનાં ખેતરવાડીઓમાં આવતો હતો, અજવાળી અને પોતે એક ભેગાં બોરડીનાં બોર વીણતાં. મોટપણમાં બાપ મારતો–સતાવતો ત્યારે રામભાઈ જ અજવાળીની મા પાસે આવી દિલાસો દેતો. એ મોં એનું એ જ હતું. અજવાળી બળનરા કાઢતી અટકી ગઈ. મૌન ધરીને બેઠી.

'જો અજવાળી ! હું જાણું છું કે તારી આ દશા તારા બાપે કરી છે. તું નિર્દોષ છે. તું ફક્ત આટલું જ કરજે. આજે અદાલતમાં તું એક જ જવાબને વળગી રહેજે કે મેં એ નથી કર્યું. હું કાંઈ નથી જાણતી. કહીશ ને ?'

અજવાળીએ 'હા' કહી ત્યારે એની આંખનાં ગર્તો ઊંડી બખોલો જેવાં લાગ્યાં. એમાંથી દેવતા ઓલવાઈ ગયો હતો.

'રામભાઈએ વિદાય લેતે લેતે કહ્યું:

'હું હમણાં જ કોર્ટમાં આવી પહોંચું છું, હો અજવાળી !'

એ ઘેર ગયો. ત્યાં ચૂપ જ રહ્યો. નાહી–ધોઈ, જેવું તેવું જમી, કોઈને કહ્યા વગર એ અદાલતમાં પહોંચ્યો.

અદાલતના ચોગાનના દરવાજા બહાર કોઈ તમાશો જોવા મળી હોય તેટલી ગંજાવર ઠઠ હતી. તે દિવસે મિલમાં અણોજો હોવાથી મજૂરો ઊમટયા હતા, ને કૅમ્પના ખેડુપરના લોકો પણ અગિયારનો વાર છોટા સાહેબે આ કેસ ચલાવવાનો ઠરાવ્યો છે તેથી રાજી થઈને દોડયા આવ્યા હતા.

ટોળાથી છેટે એક ઓરત ઊભી હતી. એના હાથમાં પિત્તળની ટોયલી હતી. એ અજવાળીની મા હતી. લોકો એની સામે આંગળી ચીંધી અનેક કટાક્ષો કરતા હતા. એમાંનો એક આ હતો: 'મા તેવી દીકરી !'

અગિયાર વાગ્યાને અદલ ટકોરે એ ઘોડાની ગાડી પાણીના રેલા પેઠે આવી પહોંચી. બંકી ગરદન ડોલાવતા અશ્વોએ દરવાજામાં પ્રવેશ કર્યો. અંદર એકાકી બેઠેલા ન્યાયાધિકારીની ફૂટતી મૂછો મજૂરો–ખેડૂતોની આંખોને મુગ્ધ કરી રહી આવડો નૌજવાન ન્યાયાધીશ જનતાએ અગાઉ જોયો નહોતો. નમણું મોં નિસ્તેજ હતું. 'માંદા માંદા પણ છોટા સાહેબ ન્યાય તોળવા આવ્યા ! જોયું ભાઈ ! રાંડ બાળહત્યારી ડાકણનું આજ આવી બન્યું જાણજો હો કે !' આવી વાતો લોકોમાં થઈ રહી.

પોતાની ખાનગી ચેમ્બરમાં પ્રવેશ કરતાં શિવરાજે બાજુથી જ જેલ સાથે અદાલતને જોડતા

રસ્તા પરથી એક ખડખડાટ હાસ્ય સાંભળ્યું, અને નજર કરીને ત્રાસેલો હોય તેમ એકદમ ચેમ્બરના બારણામાં પેસી ગયો.

એ હાસ્ય અજવાળીનું હતું. પોલીસ-પહેરા વચ્ચે એ ચાલી આવતી હતી. એનાં લૂગડાં અસ્તવ્યસ્ત હતાં. એના વાળની લટો વિખરાયેલી હતી. પોલીસ-હવાલદારે ઉધરસનું ઠસકું ખાતે ખાતે પહેરેગીરો સામે મિચકારો કર્યો. પોલીસોએ ધીરે સાદે અંદર અંદર ટીકા કરી: 'રંડી ફી બેડાઈ તો દેખો...બડાઈ!'

પાછલે દરવાજેથી એને આરોપીના પીંજરા આગળ લઈ જવામાં આવી.

'માડી! અંજુડી!' નજીકથી કોઈ બોલ્યું. બોલનાર અજવાળીની મા હતી. 'લે આટલું દૂધ પી લઈશ?' એમ કહીને એણે પોતાના ફાટેલા પાલવમાં સંતાડેલી નાની ટોયલી બહાર કાઢી ત્યારે હવાલદારે કહ્યું: 'એ બુઢ્ઢી! જરાક શરમા તો ખરી. આંહીં શું તું તારી છોકરીને સાસરે વળાવવા આવી છો? આઘી મર!'

કશું જ બોલ્ય-ચાલ્યા વગર મા દીકરીના સામે નીરખી રહી ને પછી ધીરે ધીરે એણે ટોયલી-માંથી ધોળું ધોળું દૂધ ધરતી પર ઢોળી નાખ્યું. એની બેઉ આંખો પણ સાથે સાથે આંસુડાં ઢોળી રહી. અજવાળી તો માની સામે પણ જોયા વિના જડતાની મૂર્તિ જેવી ઊભી રહી. એના મોં ઉપર દિગ્મૂઢતાભરેલું સ્મિત હતું.

પાંજરા પાસે આવીને એ નીચે બેસી ગઈ. એનાં કપડાંમાં પણ એને મણીકાં ભરેલો ભાર લાગ્યો. એના વાળમાં જાણે વનજંગલોનો સામટો બોજો હતો. એનાં હાડકાંમાં જાણે સીસાનો રસ સિંચાયો હતો.

આગલો દરવાજો ઊઘડનાંની વાર જ ટોળાએ અંદર ધસારો કર્યો. આ મુકદ્દમો ઘણા ખાન-દાન ગનાતા માણસોને પણ ખેંચી લાવ્યો હતો. ધસારાની ભીંસાભીંસમાં એમાંના કેટલાયની પાઘડીઓ પડી ગઈ. કેટલાકની કાછડીઓ છૂટી ગઈ. કેટલાકની કેડયના કંદોરા ઢીલા થઈ ગયા. આગલી બેઠકો માટેની પડાપડી ત્યાં મચી રહી. બેઠેલી અજવાળી સામે આંગળાં ચીંધી ગુસપુસ અવાજે લોકોનો પ્રલાપ ચાલ્યો. ત્યાં તો પટાવાળાનો લાંબો તીક્ષ્ણ સિસકારો સંભળાયો. ચેમ્બરનું દ્વાર ઊઘડયું. ન્યાયાધિકારી દાખલ થયા. લોકો ઊભા થયા. ચુપકીદી છવાઈ ગઈ.

ન્યાયાસનની ગાદી પર એ શરીર ઝટપટ સમાઈ ગયું. એના બિરાજવામાં છટા નહોતી. ઊંચે એણે જોયું નહિ. શિરસ્તેદારે સામે મૂકેલાં કાગળિયાંમાં એની આંખો ખૂંતી રહી. ઊંચે અવાજે બોલવાની હામ એણે ગુમાવી હતી. આરોપીનું નામ પોકારવા એણે આસ્તેથી જ આજ્ઞા કરી. પોલીસે અજવાળીને પગની ઠેશ મારીને ઉઠાડી પાંજરામાં પેસાડી.

આરોપીની સામે નજર સરખી પણ કર્યા વગર શિવરાજે ચાર્જ-શીટનું ઉતાવળું વાચન કર્યું:

'બાઈ અજવાળી, બાપનું નામ વાગા, જાતે કુંભાર, તા. અમુકના રોજ મધરાત પછી જાતે તારા બાળકની હત્યા કરી તેને ગોઝારે કોઠે ઘાતકીપણે મૂકી આવવાનો તારા પર આરોપ છે. ઈશ્વરને માથે રાખીને બોલ, તેં મજકૂર ગુનો કર્યો છે કે નહિ?'

આ બધું જ શિવરાજે નીચે મોંએ વાંચી નાખ્યું. અજવાળીને એ કાંઈ સંભળાયું નહિ. કશું બોલ્યા વિના એ ઊભી રહી. ત્યાં શિરસ્તેદારે એને ઘાંટો પાડીને પૂછ્યું: 'બોલ બાઈ, બોલ. ઈશ્વરને માથે રાખીને બોલ. તેં આ ગુનો કર્યો છે કે નહિ? સાહેબ પૂછે છે તેનો જવાબ દે.'

'ના, મને ખબર નથી.' આરોપીએ એટલું બોલતાં બોલતાં પીંજરામાંથી પોતાનું હાડ-પિંજર શિવરાજની સામે ધસતું મૂક્યું ને માથું ધુણાવ્યું. પોતે કાંઈક મોંમાં વાગોળતી હોય તેવી તરેહથી એનાં જડબાં એકબીજા સાથે ભરડાયાં.

'જોઈ ને રાંડ!' પ્રેક્ષકોએ અંદર અંદર વાતો કરી. 'છે ને મિજાજનું ઘોયું! લાજતી નથી ને ગાજે છે! જોયું, ઉછાળા કેવા મારે છે! એવી છોકરી મારે હોય તો ગળકી જ ન ભીંસી નાખું! ભોંમાં જ ભંડારી દઉં ને! આંહીં ને આંહીં માથું ફાડી નાખું હો કે!'

પછી પોલીસ-પ્રોસિક્યુટર ખડા થયા. 'નામદાર કોર્ટ!' એ શબ્દોથી શરૂ કરતાં એણે પોતાના યુનિફૉર્મના ડગલાનાં ચકચાકત બટનો પર આંગળીઓ ફેરવી.

'નામુક્કર જનારી આ ઓરતે પોતાના નવા અવતરેલા બાળકને એ બાળક હરામ હમેલનું હોવાથી ગળકી દાબીને ગૂંગળાવી માર્યું છે. તે પછી ગુનો છુપાવવા માટે એણે આ બાળકની લાશનો એક ભયંકર જગ્યાએ નિકાલ કરી નાખ્યો છે. તે અપકૃત્ય બન્યું છે. ઓરતજાતને લાંછન લગાડનારું ઘાતકી કામ આ આરોપીએ કર્યું છે. મારી પાસે તેના તમામ પુરાવા છે. પુરાવા સચોટ છે તેની હું નામદાર કોર્ટને ખાતરી કરાવી આપીશ નામદાર કોર્ટને તાબેદાર અરજ કરે છે કે મારા સાક્ષીઓની જુબાની લેવી શરૂ કરે.'

'સાક્ષીઓને બોલાવો!'

પહેલો સાક્ષી પોલીસ-હવાલદાર કાંથડ હતો. એના પગના બ્લૅકિંગ લગાવેલા કાળા તોતિંગ બૂટ ચમચમ્યા. એક આખું સસલું શેકીને ખાઈ જાય તેટલું પહોળું એનું મોં હતું. એની પીળી પાઘડીની કિનાર પસીને રેબઝેબ હતી. બાફનો પસીનો એના યુનિફૉર્મને ઉપસાવતી પેટની મોટી ફાંદ પર પડતો હતો—જે રીતે મોટા શિવલિંગ પર જળાધારી ચૂતી હોય છે.

એણે લખાવ્યું: 'અમુક અમુક દિવસની સવારે કુંભારણ બાઈ કડવીએ મને ખબર આપ્યા કે ગોઝારે કોઠે એક મૂએલું છોકરું પડ્યું છે. ત્યાં જઈ, છોકરું કબજે લઈ, ફોજદાર સાહેબના

હુકમથી હું દાક્તર સાહેબ પાસે લઈ ગયો. એ જ દિવસે બપોરે મેં કુંભારણ બાઈ કડવી અને તેના ધણીની જુબાનીઓ લીધી, ને મને ફોજદાર સાહેબે કુંભારપરાના ઘરે ઘરે જઈ તાજી સુવાવડી કોણ કોણ ઓરત છે તેની તપાસ કરવા ફરમાવ્યું. પરિણામે ઓરત અજવાળી એક જ મને એ હાલતમાં માલૂમ પડી. મેં પછી એને પરહેજ કરી દાક્તરી તપાસ માટે દવાખાને મોકલી.'

'બસ, નામદાર!' કહેતાં પ્રોસિક્યુટર બેસી ગયા.

એ જ ક્ષણે બાજુની ખુરસીમાંથી એક જુવાન ઊભો થયો. એને જોતાં જ શિવરાજનાં નેત્રોમાં ચમક આવી. એ ચમકમાં આશા હતી કે ધાસ્તી? આશા અને ધાસ્તીનાં ભરતી–ઓટ હતાં. શિવરાજે શિરસ્તેદાર સામે જોયું. શિરસ્તેદારે કહ્યું: 'બચાવના વકીલ છે, સાહેબ!'

જુવાન વકીલ રામભાઈએ ધીરા-પોચા અવાજે, ક્ષોભ પામતે પામતે, હવાલદારની ઊલટ-તપાસ આદરી:

'તહોમતદારના ઘરથી ગોઝારો કોઠો કેટલેક દૂર હશે?'

'અરધો–પોણો માઈલ.'

'એ રસ્તો કેવોક કહેવાય?'

'ઉજ્જડ, કાંટાળો ને ખાડાખડિયાવાળો.'

'ગોઝારા કોઠાની નજીકમાં કોઈ બીજી વસ્તી છે?'

'પાછલી કોર ચારસોક કદમ છેટે વેડવાં વાઘરાંના પડાવ છે.'

'તો તમે ત્યાં નજીકમાં તપાસ કરવા ન ગયા ને અરધો–પોણો માઈલ આઘે રહેતી આ તહોમતદારણને ઘેર કેમ ગયા?'

'કેમકે ગોઝારા કોઠાની ઓલી કોર આપણી હદ નથી, સુજાણગઢની હદ છે.'

અદાલતમાં જાણે જનતાનો એક સામટો શ્વાસ હેઠો બેસતો સંભળાયો. શિવરાજનું આગલું શરીર ટટાર થયું. રામભાઈ વકીલનું મોં શાંતિથી મલક્યું.

બીજા સાક્ષી આવ્યા દાક્તર, જેના ડગલાના ગજવામાંથી સ્ટેથોસ્કોપની રૂપેરી ભૂંગળીઓ કોઈ બે નાગણીના જીભના લબકારા જેવી ડોકાતી હતી. તે ઊભા થયા. તેમનો શપથવિધિ થઈ ગયો. તેને પ્રોસિક્યુટર પ્રશ્ન પૂછતા ગયા તેમ તેમ ટંકશાળના સિક્કા સમા જવાબો તેમની જીભમાંથી પડતા ગયા.

'આપે એ બાળકની લાશ તપાસી છે?'

'હા જી!'

'આપની દાક્તરી તપાસમાં શું માલૂમ પડયું હતું ?'

'બાળકનું મેં પોસ્ટમોર્ટમ કર્યું હતું, તેમાં તેને ગૂંગળાવીને મારવામાં આવ્યું હોય તેવી તેનાં ફેફસાંની નળીઓની સ્થિતિ માલૂમ પડતી હતી.'

'બાળકને આપે તપાસ્યું ત્યારે તેનું મોત થયે કેટલો વખત થયો હશે ?'

'અડતાલીસેક કલાકથી વધુ નહિ'

'વારુ સાહેબ !' પ્રોસિક્યુટર વારંવાર અજવાળીના સામે તીણી નજર તાકતા હતા ને પછી શિવરાજ સામે જોઈ મોં મલકાવતા હતા.

'બાળકને અવતર્યે કેટલો વખત થયો હોય તેમ આપને લાગેલું ?'

'બસ, ત્રણેક દિવસથી વધુ નહિ.'

'બરાબર, પછી આપે આ સામે ઊભેલી ઓરતને તપાસી હતી ?'

'હા જી !'

'શું માલૂમ પડેલું ?'

'એના ગર્ભાશયની સ્થિતિ એવી હતી કે એણે તાજેતરમાં બાળકને જન્મ આપ્યો હોવો જોઈએ.'

'પત્યું !' કહીને પ્રોસિક્યુટર પરમ સંતોષની નજરે ચોમેર પ્રેક્ષકો સામે જોતાં જોતાં બેસી ગયા.

'હેં દાક્તર સાહેબ !' જુવાન વકીલ રામભાઈએ દાક્તરની ઊલટતપાસ માંડી. 'આ ઓરતને આપે બરોબર તપાસેલી, ખરું ? વારુ...ને આપને માલૂમ પડયું કે એણે તાજેતરમાં જ બાળકને જન્મ દીધો હશે...ખરું ? હવે હું પૂછું છું કે તાજી સુવાવડી ઓરત, સુવાવડ આવ્યા પછી બાર અથવા ચોવીસ કલાકની અંદર માઈલ, અડધો માઈલ ખાડાખડિયા ને કાંટાવાળો ઉજ્જડ રસ્તો રાત્રિએ ચાલીને તેટલું પાછી આવી શકે ખરી ?'

'ના જી.' ડૉક્ટરની જબાન જરીકે થોથરાયા વગર ચાલી ગઈ.

'તયેં હાંઉ ! જીવતા રો', મારા બાપ !' એવો કોઈ અવાજ પ્રેક્ષકોમાંથી સંભળાયો ને તત્કાળ પટાવાળાનો સિસકારો થયો. ચમકેલા પહેરેગીરોએ પાછળ જોઈને કહ્યું : 'ચૂપ રે', એઈ ડોશી ! ઈધર કોરટ હે, દેખતી નહીં ?'

બોલનાર ડોશી અજવાળીની મા હતી. એના તરફ ફરીને પ્રેક્ષકોએ હસાહસ કરી મૂકી. ન હસ્યા માત્ર બે જણા : ન્યાયાધિકારી અને એ નૌજવાન વકીલ. પ્રોસિક્યુટરના મોં પર ચીડ

ચડી બેઠી. શિવરાજ જે નીચું મોં ઘાલીને જ બેઠો હતો તેની ગરદન ઊંચી થઈ. એના સુકા ગાલમાં સુરખી રેલાઈ. એના ડૂબતા હૃદયને જાણે ભેખડ લાધી.

'બસ નામદાર...!' કહીને રામભાઈ બેસી ગયો.

શિવરાજની છાતીમાં ઓચિંતું જોર ઊછળ્યું. તેણે ટટાર ગરદન કરીને ડૉકટરને સવાલ પૂછયા:

'એ તો ખરું ને, દાક્તર, કે તમે તો તમારી સામાન્ય પ્રચલિત પદ્ધતિથી આ પરીક્ષા કરી હતી. એ દાક્તરી સાધનો કદી ખોટાં પડે જ નહિ એમ તો નહિ ને?'

'નહિ જ નામદાર, દાક્તરી સાધનો ખોટાં પણ પડે છે.'

'આ બાળક જન્મ્યા પછી કેટલુંક જીવ્યું હશે?'

'એક કલાક.'

'એટલે...હજુ એની જિંદગી પૂરેપૂરી સ્વતંત્ર ન પણ બની હોય.'

'સંભવ છે, નામદાર!'

'એટલે...કે આ બાળકની કમનસીબ માતા, એ ગમે તે હો, એણે એ બાળકનો જન્મ છુપાવ્યા કરતાં વધુ અપરાધ-બાળકને મારી નાખવાનો અપરાધ-સંભવ છે કે ન પણ કર્યો હોય, ખરું?'

'ખરું, નામદાર! બાળક કુદરતી જ મૃત્યુ પામ્યું હોય એમ પણ બનવા જોગ છે.'

દાક્તર બેસી ગયા. આવી જુબાનીની અસર લોકો પર ઊંધી થઈ. ટોળાની સહાનુભૂતિ અજવાળી તરફ ઢળી પડી.

તે પછીની શાહેદ કુંભારણ બાઈ કડવી લીંબા ઊભી થઈ. એણે તો પ્રશ્ને પ્રશ્ને પોતાની જીભ પૂરપાટ વહેતી મૂકી દીધી:

'હં...અં...! તમે નહિ? મરને મને પરમેશર એક વાર નહિ ને દસ વાર પૂછે! હું કાંઈ બીતી નથી. મેં તો જેવું ભાળ્યું હશે એવું કહીશ-ધરાર કહીશ. મને તેદુની રાત બરોબર સાંભરે છે. હું તો ત્રણ પેઢીની વાતુંય ભૂલતી નથી. મારી ટીલડી ગા માંદી પડી. એને પેટપીડ ઊપડી'તી. ધનો ભરવાડ પણ રોગ નો વરતી શકયો. પછે તો, બાપા, ભૂતડીના કાંધડ ભગતનો દોરો મંતરાવવા મારા ધણીને મેલવો જ પડે ના! દાગતરું ને દવાદારૂ કરતાં ભગતનો દોરો શું ખોટો? પણ ઈને મેલ્યા પછે મને કાંઈ નીંદર આવે? ઈ છે એક અપલખણા, જ્યાં ત્યાં ગુંદરની પેઠે ચોંટયા રે'. હું એનાં લખણ બરોબર જાણું ને! હું તો બેઠી જ રહી, વાટ જોતી જ રહી. એમાં વીજળીનો ઝોકાર અજવાસ થયો. માડી રે! ચાલીસને માથે પરનાળીશ વરસની હું થઈ. મારો જલમ પંચો-

તરા કાળમાં, તે દી કે' છે કે કોગળિયાનો રોગચાળો હાલતો. આટલાં વરસ મેં કાઢી નાખ્યાં, કેંક ચોમાસાં જોયાં, કરોડ વીજળીયું જોઈ નાખી, પણ આ અજવાસ તો કોઈ નોખી જ ભાતનો– જાણે બીજો સૂરજ ઊગ્યો ! આ...એમાં મારી નજર ગોઝારે કોઠે મંડાણી ને મેં મારી સગી આંખ્યે ભાળ્યું–બરાબર આ અજવાળી પોતે જ, બીજું કોઈ હોય તો મારી આંખ્યુંમાં ધગધગતા સયા પરોવી દઉં, ઈ પંડે જ ગોઝારા કોઠાની પોલ્યમાં કાંક મેલતી'તી. સવાર સુધી મારી આંખ્યુંએ મટકું ન માર્યું. મોંસૂઝણું થયા ભેળી જ હું ગોઝારે કોઠે ધોડી. જઈને જોઉં તો તો છોકરું ! બીજું શું હોય ? હોય જ નહિ ને ! લૂગડામાં વીંટાઈને પ્રેરો પડ્યો'તો, માડી ! ધરતીને માથે પાપ કાંઈ થોડાં ખડકાણાં છે ! આભ તૂટી પડતો નથી ઈ તો, બાપા, તમ સરીખાને ધરમે ! હા, હું તો સાચું કહેનારી છું. મર આગલાને કડવું ઝેર લાગે–મારું નામ જ કડવી ને !'

પ્રેક્ષકોની હસાહસ થંભતી નહોતી. શિવરાજે પણ માથું નીચું ઢાળ્યું હતું.

રામભાઈ ઊલટતપાસ માટે ઊઠ્યો :

'જુઓ, કડવીબાઈ ! તમારે ને આ અજવાળીના બાપને આગલી રાતે કાંઈક વઢવાડ થઈ'તી એ સાચું ?'

'સાત વાર સાચું. વઢવેડ શું–હું તો એને કાચો ને કાચો ખાઈ જાઉં, ખબર છે ?'

'તમે ભાડે રહો છો તે એનું જ ઘર છે ને ?'

'મફત કાંઈ નથી રે'તાં અમે. દૂધે ધોઈને અમાસે અમાસે રૂપિયા બે દઈએ સયેં !'

'તમને એણે ઓરડું ખાલી કરવા કહ્યું હતું ને ?'

'હા, ને મેય ઈને રોકડો જવાબ પરખાવ્યો'તો કે ઓરડું ખાલી કરતાં પે'લાં તો હું તારાં લૂગડાં નહિ ઉતારી લઉં ?'

પ્રોસિક્યુટરને ધ્રાસકો પડ્યો. આ શાહેદને પોતે ક્યાંથી હાજર કરી એનો એને પસ્તાવો થયો. એણે એકાએક ઊઠીને વચ્ચે પૂછ્યું : 'નામદાર, બચાવના વકીલ શું એમ સૂચવવા માગે છે કે શાહેદે એના અસીલની ઉપર કિન્નો લેવા માટે જ આ તરકટ મચાવ્યું છે ?'

'બરાબર છે, એ જ સૂચવવાનો મારો આશય છે.'

'શું બોલ્યો ?' કડવી કુંભારણે રામભાઈ તરફ પોતાનો હાથ લંબાવ્યો. 'તું મને ખોટાડી ઠરાવછ, તું મારા ગોઠણ જેવડો મને ગલઢી આખીને–તું મારા ઉકરડા ખૂંદનારો, મારા ખેતરની વાડ્યેથી ચીભડાં ચોરનારો તું—'

'બાઈ, શાંતિથી જવાબ આપો. આંહીં કજિયા ન કરાય.' શિવરાજે કડવીને શાંત પાડી.

'હાં જુઓ, બાઈ કડવી!' શિવરાજે પૂછ્યું. 'ગોઝારો કોઠો તમારા ઘરથી પા ગાઉ જેટલો તો છેટો હશે ને!'

'ઈ તો, બાપા, તમેય કયાં નથી જાણતા? તમેય હાંડી ત્યાં નીકળતા ને!'

એ દિવસોની યાદે શિવરાજના હૃદયને મોસંબી–રસ કાઢવાના સંચાની માફક પીસ્યું.

'વારુ. તમારી નજર શું હજુ એટલી બધી લાંબે પડે છે કે તમે ત્યાં ઊભેલું માણસ જોઈ શકયાં?'

'ઠીક છે, બાપા! તમારે પરતાપે નજર તો લાંબી પડે છે હજી! ખાધે–પીધે સુખિયાં છૈયેં! ઘી, ગોરસ, દૂધ, દહીં...'

'હાં...ઠીક ત્યારે, જુઓ, તમે કાંથડ હવાલદારને તો ઓળખો છો ને?'

'ઈને શું, ઈની માનેય ઓળખું છું, સા'બ! કાંથડ તો મારી આગળ છોકરું હતો!

'ત્યારે જુઓ. આ સામે બારણું છે ને, તેની પાસે ત્રણ જણા ઊભા છે એમાંથી કાંથડ હવાલદાર કયા?'

'કયો? કાંથડ ને? એ જોવેને, આ...આ...ઓલ્યો છેલ્લો ઊભો છે ઈ.'

અદાલતમાં હસાહસ ચાલી. કડવીને બેસારી દીધી

ચોથો શાહેદ: ઇસ્પિતાલનો જુવાન હાઉસ–સર્જન. સવાલ–જવાબ ચાલ્યા:

'બાઈ અજવાળીને લાવવામાં આવી ત્યારે તમને એની સ્થિતિ કેવી લાગેલી? ચાર-પાંચ દિવસની સુવાવડી હોય તેવી? શા પરથી એમ માન્યું? એણે શરીર તપાસવાની ના પાડી અને-'

'અને શું?'

'એ મારી ગરદન પકડવા દોડી, ને પછી બેભાન બની ગઈ.'

'સબૂર!' શિવરાજે પૂછ્યું. 'એની શરીરતપાસની પરવાનગી દાક્તરે મેજિસ્ટ્રેટ પાસેથી મેળવી હતી?'

પ્રોસિક્યુટરે માથું ખજવાળ્યું. એ મૂંઝાઈને શાહેદ તરફ ફર્યા. જવાબ ન દીધો. શિવરાજે શાહેદને પૂછ્યું:

'તમે ક્વૉલિફાઈડ ડૉક્ટર છો કે?'

'હા જી.'

'તો તો તમને ખબર હોવી જોઈએ કે મેજિસ્ટ્રેટની રજા વગર કોઈ પણ ઓરતનું શરીર એની મરજી વિરુદ્ધ તમારાથી તપાસી શકાય નહિ.'

'હા જી.'

'ને તપાસો તો તમને સખ્ત સજા થાય.'

'હા, સાહેબ.'

'એટલે કે તમે એને નહોતી તપાસી ?'

'ના સાહેબ.'

'બેસી જાવ.'

એ કરડાઈમાં ને કરડાઈમાં એણે પ્રોસિક્યુટરને પૂછ્યું: 'હવે કોઈ શાહેદ છે તમારો ?'

'ના સાહેબ! પણ!' 'પણ'' શબ્દ પ્રોસિક્યુટરનું 'આમેક' શરણું' સમો બન્યો હતો.

બપોરના આરામને માટે અદાલત ઊઠી. શિવરાજ ચેમ્બર તરફ ચાલ્યો. દીવાલ પર એણે અંગ્રેજી સુવાલેખ દેખ્યો:

'જગતમાં પરમ પવિત્ર એક ઇન્સાફ જ છે.'

વાંચીને એનું મસ્તક નીચે ઢળ્યું. પોતે જાણે ઇન્સાફનો દ્રોહી હતો.

આરામ પૂરો થયે અદાલત ફરીથી બેઠી. શિવરાજ પોતાની ચેમ્બરમાંથી નવી ઝલક લઈને આવ્યો હતો. એના મોં પર બધું જ પાર ઊતરી ગયાની નિરાંત હતી. એ આવ્યો ત્યારે વકીલો તરફ પ્રસન્નતાથી ઝૂકતો હતો. એણે અજવાળીના લલાટ પર પણ બેધડક આંખો માંડી. હવે કશી જ વાર નહોતી. એટલું જ જાહેર કરવાનું હતું કે આ મુકદ્દમાને સેશન્સ કમીટ કરવા જેવો સબળ પુરાવો પ્રોસિક્યુશન તરફથી રજૂ થઈ શક્યો નથી એટલે આરોપીને છોડી મૂકવામાં આવે છે. બસ, એટલી જ જાહેરાત કરીને પોતે અજવાળીને અભયદાન દઈ દેશે પછી અજવાળી જાણે ને એનો ઈશ્વર જાણે. હું ને મારી સરસ્વતી તો ઝટ લગ્ન-હીંડોળે બેસી જઈશું.

કાગળ ઉપર ચુકાદાના અક્ષરો ટપકાવવા એની કલમ ખડિયામાં બોળાય છે, ને બોળતાં બોળતાં એ પ્રોસિક્યુટરને છેલ્લી વાર પૂછે છે:

'તમારા પુરાવા બધા પતી ગયા છે ને ?'

'હવે તો જરીતરી બાકી રહે છે.'

'ત્યારે હવે—' કહેતાં રામભાઈ ખડો થયો. 'મારે કહેવાનું છે, નામદાર!'

એ શબ્દો એના મોંમાંથી સરતાંની સાથે જ શિવરાજના હાથમાં કલમ થંભી ગઈ.

'નામદાર કોર્ટને તો હવે બસ ફક્ત સંતોષકારક પુરાવાને અભાવે આ મુકદ્દમો કાઢી નાખવાનું જ રહે છે. પરંતુ નામદાર કોર્ટ, મારી અસીલને માત્ર પૂરતા પુરાવાને અભાવે જતી કર-

વામાં આવે એટલી જ વાત મારે માટે પૂરતી નથી. મારી અસીલ હજુ નાની વયની છે. એને હજુ જિંદગી કાઢવાની છે. અહીંથી એ બચી જશે, પણ લોકોની જીભ તો એનો પાછો જ લેશે. આંગળીચીંધણું એના માથેથી મટશે નહિ. લોકો કહેશે કે પોલીસની અનાવડતને વાંકે બચી ગઈ! માટે મારી માગણી આ છે કે હું એની સંપૂર્ણ નિર્દોષતા સાબિત કરનારા શાહેદો બોલાવવા માગું છું, ને એટલું જોવા માગું છું કે મારી અસીલ બાઈ અજવાળી પોતાની ચાલચલગત ઉપર નાની એવી શંકાનો પણ ડાઘ લીધા વગર આ અદાલતનો દરવાજો છોડે.'

આ બોલો બોલાતા રહ્યા ત્યાં સુધી અજવાળી રામભાઈ સામે તાકી રહી હતી. બોલવું પૂરું થયું ત્યારે એનો ચહેરો ફિક્કો પડ્યો. એણે ફરીથી માથું નીચું ઢાળ્યું. શિવરાજને પણ આ અણગમતો સંજોગ ઊભો થતો ભાસ્યો. અંધારગલીમાંથી દોટ કાઢીને બહાર નીકળવા માગનાર છોકરીની કોઈક ચીજ અધરાતે ભોંય પર પડી જાય ને તે લેવા રોકાવું પડે એવી દશા શિવરાજની બની. એણે મંદ સ્વરે કહ્યું:

'તો બોલાવો શાહેદોને.'

રામભાઈએ પહેલી શાહેદ અજવાળીની માને બોલાવી. પોલીસોએ એ બુઢ્ઢીને હાથનો ટેકો આપી સાક્ષીના પાંજરામાં ચડાવી. એ મોં તાજાં ખરેલાં આંસુડે ભીનું હતું. એને સોગંદ લેવરાવતાં પણ શિવરાજ એની સામે જોવાની હિંમત કરી ન શક્યો. આ બાઈને પોતે કેટલીક વાર અને કેટકેટલી જુક્તિઓ કરીને છેતરી હતી! આને પોતે અજવાળીના નામના બનાવટી કાગળો લખ્યા હતા! એ લખનાર ડાબા હાથ પર ઈશ્વરની આંખો અત્યારે જોતી હશે!

શિવરાજને ખબર હતી–ગઈ પરમના રોજ જ સુજાનગઢ આવેલી આ વૃદ્ધાએ દીકરીનો અપરાધ પૂરતા ઈશારા વડે કબૂલ કર્યો હતો, અત્યારે એ જ બાઈ દીકરીને બચાવવા માટે જૂઠ વદવા આવી છે.

પ્રોસિક્યુટર બરાડા પાડતો હતો. એના સવાલોના જવાબો બુઢ્ઢી ક્ષીણ સ્વરે આપતી હતી. પ્રોસિક્યુટર એના તરફ પોતાના કાન ઢાળતો હતો ને મર્મપ્રહાર કરતો હતો:

'જરા જોરથી બોલો, બાઈ, આપણે ક્યાં રાણીવાસના ઓજલ-પરદામાં રહેનારાં છીએ! આપણે તો ખેતરમાં ઢોર હાંકવાં પડે, કજિયા કરવા પડે–આપણા સાદ તો સરવા જ હોય. શરમાવ મા!'

પ્રોસિક્યુટરની આ શબ્દ-ચૂંટીઓ તો બાઈ નહોતી સમજતી, પણ પ્રોસિક્યુટરનો કરડો ઘોઘરો અવાજ એને હેબતાવી દેતો. રામભાઈ એને મૃદુ વાણીમાં કહેતો કે: 'ડોશીમા, બીઓ મા, જોરથી બોલો. કોરટ તો આપણાં માવતર છે. એ તમારી રક્ષા કરશે.'

પણ શિવરાજ જોઈ શક્યો કે ડોશીની આંખોમાં ડર હતો: આ અદાલતનો નહિ–કોઈ

બીજી ઊંચેરી અદાલતનો. ખૂબ ડચકાં ખાતાં ખાતાં એણે રામભાઈને જવાબ દીધો કે અજવાળી ઘેરે આવી તે ક્ષણથી કાંયક હવાલદાર એને તેડી ગયો તે ઘડી સુધી એણે ઘરની બહાર પગલું નથી દીધું.

'તમારે ઘેર એ હતી ત્યારે તમે એને રાતદિવસ જોતાં જ રહેતાં કે?'

'હા, માવતર! રાતે સૌ છેલ્લી એને જ અને ભળકડે સૌ પે'લી પણ એને જ હું જોતી.'

'અને અજવાળી જે કહે છે તેથી જુદું તમે કશું જ નથી જાણતાં? એને છોકરું હતું જ નહિ, તો એ મારી કોને નાખે, ખરું?'

'ખરું, સા'બ!'

બોલતી બોલતી એની આંખો ન્યાયમૂર્તિ પ્રત્યે દયામણી દૃષ્ટિ ઢેરવતી હતી—જાણે પોતે જૂઠ બોલતી હોવાનું કબૂલ કરતી હતી, જાણે પોતે ગુપ્ત આજીજી કરતી હતી કે: 'બાપુ, પેટની દીકરીને બચાવવા...'

'મા!' શિવરાજનું ભીતર પુકારતું હતું. 'તમારે સ્થાને હું હોઉં તો હુંયે એમ જ કરું.'

'અને આ પ્રોસિક્યુટર સાહેબ સવારે કહેતા હતા કે તમારી દીકરી અજવાળી તો ભાગેડુ પ્રકૃતિની હતી, કાંઈ કારણ વગર ઘરમાંથી ભાગી ગઈ હતી, એ વાતમાં કાંઈ સત્ય છે?'

'ના રે, માવતર! મારી અંજુડી તો ભોળી ભદ્રિક છોકરી છે. બોલે એનું મોઢું ગંધાય—એને ઠાકર પૂછશે!'

'આ અજવાળી તમારા ધણીની સગી છોડી છે કે?'

'ના સા'બ, સાવકી છોડી.'

'એ અજવાળી ઉપર બહુ વધુ પડતી કરડાઈ રાખતો, ખરું ને?'

'બઉ તો શું, સા'બ! પણ ઈમ કે ઠીક, નૈ બઉ ને નૈ થોડું...' બાઈ પોતાના રાક્ષસ ધણીનો પણ દોષ ગાવા રાજી નહોતી.

'એમ નહિ, ગભરાવ મા, ડોશીમા! આ તો તમારી છોકરીની આખી જિંદગી ઉપર છીણી મુકાઈ જાય તેવો મામલો છે. મારે ચોખ્ખેચોખ્ખું બોલી દો. અજવાળીએ ઘર છોડયું તે રાતે શી શી બીના બનેલી?'

ચોમેર જોતે જોતે—હાય, કોઈ જોઈ કે સાંભળી જશે એવા ગભરાટ સાથે એણે એ રાત્રિનું વર્ણન કર્યું, ને શિવરાજ ઊંચે જોવાની હામ ન બીડી શકયો. પ્રેક્ષકોએ માન્યું કે સાહેબ શબ્દે શબ્દ જુબાની હૈયા વચાળે ગોઠવે છે—કેવો ન્યાય કરનારો!

'એટલે કે તમારી જુવાન અજવાળીને મેધલી અધરાતે તમારા ધણીએ આ અજાણી, અંધારી, કાંઠાકિનારા વગરની દુનિયામાં ધકેલી દીધી હતી, ખરુ ને ?'

'ખરું જ તો, બાપા !' બુઢ્ઢીએ ફરી ચોમેર જોયું.

'નરાતાર ખોટું, નરા–તાર–ખોટું !' એક બરાડો સંભળાયો ને એક આદમી ધસી આવ્યો. 'મને પાંજરામાં ઊભો કરો, પછે હું બતાવી દઉં કે કોણ છે આ કાળા કામનો કરનારો –'

એ બોલનાર હતો અજવાળીનો સાવકો બાપ. એ ધસતો હતો શાહેદના પીંજરા પ્રત્યે. એણે પોતાની સ્ત્રીને પકડીને પછાડવા હાથ વીંઝ્યા. પોલીસે એને પકડી લીધો.

'એને તુરંગમાં લઈ જાવ ને બીજો હુકમ થતાં સુધી અટકાયતમાં રાખો !' શિવરાજે શાંતિથી ફરમાન કર્યું.

એને ખેંચીને ઉપાડી જતો જોતાં જ અજવાળીની માએ શિવરાજ સામે લાચાર સ્વરે કહ્યું: 'બાપા, ઇને કોઈ મારશો–ઝૂડશો મા હો ! હું ખોળો પાથરું છું. ઈ બચાડો...' બૂઢી બાઈની આંખોમાં ધસીને માટે ટપકતાં આંસુ દેખી અદાલતના પ્રેક્ષકો સ્તબ્ધ બન્યા હતા. તેમનું હસવું મોંમાં પાછું સમાયું હતું.

પ્રોસિક્યુટર ઊઠ્યા. પ્રેક્ષકો અજાયબ બન્યા. એણે કોઈ દિવસ નહિ ને આજે જ અતિ દયાળુ ને વિનયવંત અવાજે આદર્યું:

'જુઓ માડી, મારે તમને જરીકે સતાવવાં નથી. મારાથી ડરશો મા. તમારો સગો દીકરો પૂછતો હોય એમ માનજો !'

'હા, માડી !'

'તમારા રૂદામાં તો, માડી, ઠાકર વસેલો છે. તમારા ઘટઘટમાં ઠાકર છે !'

'હા માડી, ઠાકર સૌનાં લેખાં લેશે !'

'તમારે મરીને એના ચરણમાં જ વાસ લેવો છે ને ?'

'અરે બેટા, મારા જેવી પાપણીને—'

'તો પછી...હેં મા, ઠાકર જે દી લોઢાનો લાલચોળ થાંભલો ધગાવીને આ અંજવાળીને બથ ભરવાનો હુકમ કરશે, ને તમને પૂછશે કે ડોશી સાચું બોલ તો તારી છોકરીને છોડી દઉં, તે દી શો જવાબ દેશો તમે ઠાકરને, હેં ડોશીમા ? બોલો, જે રાતે તમે એને જોઈ તે રાતે એના શરીરનો દેખાવ કેવો લાગેલો તમને ? બોલો, ઠાકરને ઘેર ધગાવેલા થંભની સન્મુખ બોલો !'

ડોશીને શરીરે કમકમાં આવ્યાં. એની જીભના લોચા વળ્યા. એની આંખો મિંચાઈ ગઈ. એનો દેહ લથડ્યો. આંખે અંધારાં આવ્યાં. પાંજરાની પાળી ઝાલીને પડતી બચી.

'કોન્સ્ટેબલ, બાઈની સારવાર કરો.' -શિવરાજે આજ્ઞા કરી. પોલીસોના હાથના આધારે બહાર જતી બુઢ્ઢી જ્યારે સમજી કે પોતે આ ગભરાટ બતાવીને પોતાની પુત્રીનો દાટ વાળ્યો છે, ત્યારે એણે છાતીફાટ રુદનનો સૂર કાઢ્યો.

'આનું નામ જ રાક્ષસપણું!' રામભાઈએ દાંત ભીંસીને દર્દભર્યો અવાજ કાઢ્યો.

'નામદાર કોર્ટનું હું રક્ષણ માગું છું.' પ્રોસિક્યુટરે ઊડીને કહ્યું.

'કોર્ટ પણ પ્રોસિક્યુટરની એ વર્તણૂકને રાક્ષસી માને છે.' શિવરાજે ગંભીર સ્વરે કહ્યું.

'પત્યું!' કહી પ્રોસિક્યુટર ખુરસીમાં પછડાયા.

પછી અજવાળીની જુબાની થઈ. ઊલટતપાસ ચાલી. એણે તો હુંકાર કરીને કહ્યું: 'ના, ના, મને કશી જ ખબર નથી. કરવું હોય તે કરો ને, આ ઊભી હું!'

'બાઈ, હજુ વિચાર કર!' પ્રોસિક્યુટરે કહ્યું.

'વિચાર કરી લીધો છે.'

'પછી મોડું થઈ જશે. તારે બાળક હતું ને તેં મારી નાખ્યું તે વાતનો શું શું હજી ઇન્કાર કરે છે?'

'હા, હા, તમે શું બોલો છો તે જ હું સમજતી નથી.'

'વારુ, કાંથડ હવાલદાર, આમ આગળ આવો ને લાવો–ખોલો એ તમારું પોટકું!' પ્રોસિક્યુટરે અજવાળીને પકડનાર કાંથડને બોલાવ્યો. લોકો ઊંચા થયા. કાંથડ એક નાનું પોટકું છોડતો હતો.

[અપરાધી]

## જોડી જડી

વાતોના વાતાવરણમાં ચીરો પાડતો એક દેકારો નદીના શહેર નજીકના આરા પર બોલી ઊઠ્યો. કોઈ ધમસાણ મચ્યું હોય તેવા કિકિયાટા અને ચેંચાટા સંભળાયા. આગળ ઊભેલો 'પરદેશી' નામે ઓળખાતો નાગરો કુંવર અજાજી તરફ ઊંચા હાથની નિશાની કરી શહેર નજીકના આરા પર દોટ કાઢતો ગયો. એની લાંબી લાંબી હરણફાળ નિહાળતા કુંવર અજાજી અને વૃદ્ધ વજીર પણ પાછળ દોડ્યા. 'તમે નહિ' એમ કહીને કુંવરે રોકવા માંડેલા વજીરે કશો જ જવાબ આપ્યા વગર સીધી હડી કાઢી. એ દોટના પ્રલય-વેગમાં જ 'તમે નહિ'નો જવાબ હતો.

બેઉ પહોંચ્યા તે પૂર્વે જ તેઓએ દૂરથી હાથી જોયો. મદ–છકેલો હાથી મહાવતને પછાડી નાખીને તરતા કાળ-વાદળા જેવો નદીપારથી ધસ્યો આવ્યો. નદીનાં પાણીમાં એણે પ્રમ્પકાર

મચાવ્યો. એમાં પાણીની ભરેલી હેલ્ય માથા પર માંડીને એક જુવાન સ્ત્રી ગામ બાજુનો ચડાવ ચડતી હતી. એક હાથે એણે હેલ્યને ટેકો આપ્યો હતો, બીજે હાથે એણે એક ખડાઈ મોટી પાડીના ગળાની રાશ જકડી હતી.

હાથીને દેખતાંની વાર ખડાઈ પાડી ટેકડા મારવા લાગી. હાથી દરવાજામાં દાખલ થાય તો લોકોની ભીડમાં મૃત્યુની લીલા મચી જાય એવો મામલો હતો.

'હાથી ગાંડો છે, હાથી વકર્યો છે, બાઈ ખસી જા.' એવા રીડિયા પડ્યા ત્યારે ગામમાં દાખલ થતી આ કન્યાએ પીઠ વાળીને નજર કરી. ગાંડા હાથીને એણે ધસ્યો આવતો દીઠો. નગર બાજુથી એણે કંઈક સ્ત્રીઓને અને નાનાં બાળકોને આવતાં દીઠાં. બન્ને બાજુનાં દશ્યો દેખ્યા પછી ખડાઈની સાથે દરવાજામાં હેલ્ય સાથે હાથીનો રસ્તો રૂંધીને ઊભા રહેવાનો એણે નિશ્ચય કર્યો. એ નિશ્ચય જાહેર કરવાનો વખત કયાં રહ્યો હતો ? લોકોએ એટલું જ જોયું કે 'ભાગજે બાઈ' એ બોલના જવાબમાં બાઈ સામી છાતી કાઢીને ઊભી રહી. ન બાઈએ બેડું નાખી દીધું કે ન એણે પાડીને છૂટી મૂકી દીધી. હાથીએ પણ પોતાના માર્ગને રૂંધનારી આ એક છોકરીને દેખી પોતાનું અસહ્ય અપમાન અનુભવ્યું એ થંભ્યો અને એક જ પલ પછી ભયાનક ધસારો કરવાને માટે એકદમ પાછો હઠયો. પણ સૂંઢ ઘુમાવવાનો પૂરતો પટ એને જડ્યો નહિ તેથી એ વધુ વીફર્યો. તે જ પળે એણે પોતાની પછવાડે કોઈ મોટું ઝાડ ભટકાયું હોય તેના જેવો હડમેલો અનુભવ્યો. એ પાછો ફરીને જોઈ શકે તે પહેલાં કોઈક એના પૂંછડાને ટિંગાઈ વળગીને એના બરડાના જડમૂળને ઝંઝેડતું લાગ્યું. એણે મોં ઘુમાવ્યું એટલે કોઈક જડમું જેવા હાથની એણે થપાટ ખાધી. એનાં જડબાં ઉપર એક લાકડી પછડાણી, બીજી લાકડી, ત્રીજી ગલોફાં ને ગાલ પર, ચોથી ગંડસ્થળ પર, છઠ્ઠી–સાતમી–હાથીને એ ફટકા ગણવાનો સમય નહોતો. એણે ઘુમાવેલી સૂંઢ પર બીજા ઉપરાછાપરી પંદર ફટકા એક જ લાકડીમાંથી મેહુલાની ધાર જેવા વરસ્યા, ને હાથીએ વિચાર કરવાનો પણ સમય માગ્યા વગર ત્યાંથી પલાયન કર્યું.

'જઈ રહ્યા ગજરાજ ! જઈ રહ્યા !' એમ બોલતાં એ 'પરદેશી' યુવકે હાથીના પૂછડા પર ડંડા મારી ચક્કર ચક્કર ફેરવ્યો હાથી વાછરડી જેવો ગરીબડો બની ગયો.'

દરમિયાન કન્યા હજુ માથે હેલ્ય અને હાથમાં પાડીને પકડી રાખીને જ ઊભી હતી. એણે યુવકને હાથીની ઝીણી આંખો સામે ડંડો રાખીને જ ઊભેલો દીઠો. યુવકના મોં પર ઉકળાટ હતો, રોષ નહોતો. પરાજિત પશુરાજની નજીક જઈને પછી એણે હળવા હાથે સૂંઢ પંપાળવા માંડી.

ઘણી ઠઠ ભેગી થઈ ગઈ. વજીર અને અજેજી પણ આવી ગયા. વજીરને આગળ વધતા દેખી 'પરદેશી' યુવાન પોતાની પીઠ ફેરવી ગયો. પીઠ ફરતાંની સાથે જ યુવાને દરવાજા વચ્ચોવચ એ હેલ્યવાળી પનિહારીને દીઠી. બન્નેએ પરસ્પરના મુખભાવ નીરખી લીધા.

'શાબાશ તારાં માતપત્યાને!'

એમ બોલતો વૃદ્ધ વજીર આગળ વધ્યો. એટલે 'પરદેશી' નામે ઓળખાતો નાગડો ઊંચે હાથે દૂરથી સૌને વારવા લાગ્યો. 'આંહીં કોઈ આવશો મા' કહી એણે મોં ફેરવી લીધું.

'કોણ છે એ જુવાન!' વજીરે હાંફતાં હાંફતાં પૂછ્યું.

'આપણો ફોજી છે. નવો ભરતી થયેલો પરદેશી રજપૂત છે.' અજાકુંવરે ઓળખાણ આપી

બેઉ દરવાજે પહોંચીને જઈ ઊભા. થંભી ગયેલી કન્યાને પૂછ્યું: 'કોણ છો, બાઈ? ગજબ હિંમત કરી!'

કન્યા હાથીને પરાજય આપનાર જુવાન પરથી નજર ઉખેડીને સહેજ લજ્જિત નયને બોલી: 'રજપૂત છયેં.'

'આંહીંનાં નથી લાગતાં!'

'ના, જગત દીમનાં રયેં છયેં.'

'જગત' તે વખતમાં દ્વારકાને ઓળખાવતો શબ્દ હતો.

'કોનું ખોરડું?'

'મોરીનું.'

'કોણ મોરી?'

'ભૂચર મોરી.'

'હાં, ત્યારે લોંઠકાઈની નવાઈ નહિ! દીકરી, જા તું તારે હવે!'

'ઈ જણને લાગ્યું તો નહિ હોય?' કન્યાએ ચાલી નીકળવાની તૈયારી બતાવી નહિ. એના મસ્તક પર ટકી રહેલ પાણીનું બેડું હવે મોતનો મામલો પતી ગયા પછી કોણ જાણે શા કારણ-થી ડગમગ થવા લાગ્યું. મોટી પાડી એના હાથના રસીને ખેંચતી હતી તેના આંચકા હવે વિશેષ પ્રમાણમાં લાગતા હતા.

'ઈ જણનું તો જતન કરવાવાળા અમે ઘણા બધા આંહીં છીએ હવે, બાઈ! તું તારે જા હવે. તેં આજ જીવને જોખમે બગતરને બચાવી લીધી.' કુંવરે હસીને કહ્યું.

'બાળકી બહુ પાણીદાર!' વજીર એ ચાલી જતી જોબનવાન કન્યાના મરોડદાર-મજાદાર દેહ સામે તાકી રહ્યા. 'આપણે એના બાપને મળવું જોવે!'

'અને આ બાઈને કાંઈક પહેરામણી કરીએ તો?' કુંવરે સલાહ પૂછી.

'આંહીંનાં અજાણ્યાં લાગે છો! ભૂચર મોરી નામનો કોઈ રાજપુત ઓલાદનો આદમી આંહીં જાણ્યામાં નથી.'

તપાસ કરાવી. ગામની ધર્મશાળામાં એ ખેડૂત રાજપુત ઊતરેલો હોવાના ખબર મળ્યા. 'રસ્તામાં જ છે. થતા જઈએ. તમારા આ જોદ્ધાનેય ભેળો લ્યો.' કહીને બુઢ્ઢાએ કુંવર સામે માર્મિક દૃષ્ટિ નોંધી.

મહાવત આવી પહોંચ્યા હતા. હાથીનો કબજો કરી લીધો હતો. નદીમાં હાથ-મોં ધોઈને થાકેલો 'પરદેશી' નાગડો હજુય દૂર ઊભો હતો. કુંવરની ઈશારતે એ સારી પેઠે અંતર રાખતો પાછળ ચાલ્યો.

ધર્મશાળામાં ગાયોને દોહતો દોહતો ભૂચર નામનો માલધારી રાજપુત વજીરનો અને કુંવરનો બોલાવ્યો બહાર નીકળ્યો. એને નદીકાંઠે બનેલા બનાવની ખબર નહોતી. દીકરીએ બાપ પાસે આવીને કશી વાત કર્યા વગર જ ભેંસોનાં પાડરુ છોડી છોડી બાપને દોહવામાં મદદ કરવા માંડી દીધી હતી. ધર્મશાળાના ફળિયામાં એક ગાડું હતું. ગાડામાં નાનો પટારો, ઘંટી, છાશની ગોળી, રવાઈ, થોડાંક ગોદડાંના ગાભા, એક માટીની કોઠી, ખાટલી, ખાટલો વગેરે થોડીક ઘરવખરી ભરેલી હતી. બળદો બેઠા બેઠા વાગોળતા હતા. ચારેક ભેંસો ઊભી ઊભી પાડરુ પ્રત્યે હીંહોરા કરતી હતી. પૂછ્યું:

'ક્યાંનાં છો?'

'બે-ત્રણ પેઢીથી કચ્છનાં.'

'આવો છો ક્યાંથી?'

'ઓખામાંથી.'

'ઉચાળા ફેરવતાં લાગો છો!'

'હા, નેસડો હતો તે મેલી દીધો છે.'

'કેમ?'

'નરીક વહેમાણું થઈ ગયું. એક બાવાએ જીવતી સમાધ લીધી. પછી આ બાળકીને એનું ચણીતર કષ્ટ દેતું હતું.'

'જીવતી સમાધ લેનારો બાવો શું અવગતે ગયો?' વજીરે પ્રશ્ન કર્યો. 'જીવતો દફન થનાર તો પુણ્યશાળી સંતાત્મા હોવો જોઈએ.'

'જીવતી સમાધ તો જોરાવરીયા લેવા પડેલી. એની સાથે એક જુવાન બાઈ હતી. એક દી એક બુઢ્ઢી ત્યાં આવી. બુઢ્ઢીને ને બાવાને લોહીલોહાણ ધિંગાણો થિયો. બુઢ્ઢી તો જખમી થઈ ને

મરવા જેવી પડી, પણ આ મારી છોકરી ત્યાં ભેંસો લઈને નીકળી. એ દોટ કાઢીને બાવાને માથે ત્રાટકી. બાવાના કાનની વાળી ખેંચીને કાનની બૂટ તોડી નાખેલી. એ જ ટાણામાં જોગીઓની એક મોટી જમાત નીકળી. બાવો હતો ગોરખપંથનો, કાન ફાટી ગયો એટલે જીવતાં સમાધમાં બેસવું જ જોવે એવો. જમાતે ઠરાવ કર્યો ને બાવાને તાબડતોબ ગારદ કર્યો. પછી બુઢ્ઢીને ઝોળીમાં નાખીને ઉપાડી. જુવાન બાઈ ને પણ ભેગા લઈ ચાલ્યા. અમારો નેસ ધીમે ધીમે ભાંગી ગિયો. હું ને ડીકરી, બે જ રિયાં. ગોઠ્યું નહિ. નેસ મેલી દીધો.'

'હવે ક્યાં વાસ કરવો છે ?'

'ગ્રોળમાં. ઉંવાં અમારા જાઈભાઈ છે. બે જાળાં ખેતરનાં દેશે તો ખેડી ખાશું.'

'આંહીં ન' રહો ?'

'અંજળ ગ્રોળની ધરતીનાં છે, એટલે દિલ બીજે ઠરતું નથી.'

'દીકરીનો વિવા' કર્યો છે ?'

'નથી કીધો.'

'કેમ ?'

'પોતે બળૂકી બહુ છે, વસમી છે, કોઈ ધિયાનમાં ઊતરનારો જોરાવર જણ મળવો જોવે ને, બાપા !'

'શાબાશ ! સમજદાર બાપ એનું નામ !'

ભૂચરાની કન્યા એ વખતે ધર્મશાળાના એકઢાળિયામાં પાડીઓને ભેંસોનું દૂધ પાતી પાતી ઊભી હતી. જાળિયું બહાર પડતું હતું. બહાર રસ્તા પર એ હાથાને હંફાવનારો 'પરદેશી' જુવાન ઊભો હતો. એના હાથની આંગળીઓ મૂછોના ઝીણા આંકડા વણતી હતી. એનું ધ્યાન જાળિયા તરફ નહોતું.

'કઈ વડી શૂરવીરાઈ કરી નાખી, તે મૂછોના આંકડા ચડાવતો હશે રિયો !' જાળિયામાંથી કન્યા નાગડાને સંભળાવતી હતી.

નાગડાને કાને આ ટોણો પડયો. એની આંગળીઓએ મૂછો છોડી દીધી. એને ભોંઠામણ આવ્યું. એને લાગ્યું કે અંદર કોઈક બે જણાં પોતાને વિષે જ વાતો કરતાં લાગે છે.

ફરી વાર અંદરથી બોલાસ સંભળાયો: 'મનમાં ગરવ હશે કે પોતે ન ગ્રોડી આવ્યો હોત તો હાય જાણે હાથી મારા ફોદા કાઢી નાખત !'

નાગડાએ આ વખતે તો જાળિયા સામે સીધી આંખો માંડી.

'આંહીં શીદ ટરપરટોયાં મારી રિયો છ? ઘર ભેળો થઈ જા ઝટ, ઘર ભેળો! મા વાટ જોઈ રે'શે તારી!'

આ શબ્દો બોલતે બોલતે પણ બાઈ સામે નહોતી જોતી, પાડીને જ થપાટો મારતી હતી વળી કહેતી હતી: 'જેવા આ ગામના હાથીડા, તેવા જ લાગે છે માનવીઓ! મદછકેલા ને બાપડીયું માથે શૂરા! મૂછયું જ ખચકાવી કાઢવી જોવે! ધિંગાણે કેવાક નીવડે છે એની હજી કોને ખબર!'

'રાજુબાઈ!' સાદ પડ્યો. 'આવ તો બેટા!' બાપે બોલાવી.

તોફાની રાજુ એકઢાળિયાના જાળિયા પરનાં આ તમામ તોફાન શમાવી દઈને ડાહી-ડમરી થઈ પિતા પાસે જઈ ઊભી.

'આ કુંવરબાપુ ને વજીરબાપા તને પે'રામણી બક્ષે છે, રાજુ!' બાપે સમજ પાડી. દીકરી શરમાઈને નીચે જોઈ ગઈ.

એના હાથમાં નગરની બાંધણીની એક ચૂંદડી અને થોડાક રૂપિયા મૂકીને વજીરે તારીફ કરી: 'જીવતી રહે, બેટા, ને જોધારમર્દોની મા થા! હાથીનાં હાડ ભાંગનારા પાકજો તારે ખોળે, બાઈ!'

કન્યા આ આશિષોને ભારે વધુ નીચે ઢળી.

ધર્મશાળામાંથી પાછા ફરતાં વજીર અને અજાજી વચ્ચે ધીરી ધીરી વાતો થઈ:

'આ છોકરીના પેટમાં કેવા પાકે? નગરની કુળવહુવારુ બને તો તો રંગ રહી જાય!'

'આ મારો રાજપુત માને તો તો મેળ મળી જાય.'

'નજર તો એની પણ એ જ વાત કહેતી હતી.'

'ક્યારે?'

'નદી-કિનારે. બેય સામસામાં તાકવા લાગેલાં!'

'કોળ તો ઠૂંકડું જ છે, તપાસ કરાવશું.'

'છોકરો કેમ આઘેરો આઘેરો જ ચાલે છે?'

'અદબ પાળે છે.'

'મને એવો વહેમ આવે છે કે જાણે મારી મામો કનરાઈ રહે છે. મારાથી મોં ફેરવતો હોય તેવું ભાસે છે. હું તે એનો કયા ભવનો દુશ્મન હઈશ?'

'એવું હોય નહિ. જરા એકલસરા સ્વભાવનો તો છે જ. બહુ બોલવાની ટેવ નથી. અજા-

પણું પણ લાગે તો ખરું જ ને? આપની બાબલી કરડાઈ અંદરની કુમાશને એકદમ કોઈનો સ્પર્શ પામવા દેતી જ નથી.'

'હવે તો ભગવાન નવો જનમ દિયે તે વગર કરડાઈ થોડી ઊતરવાની છે? મીઠાશથી બોલવાની મહેનત તો ઘણી કરું છું, પણ નવી વિદ્યા ચડતી જ નથી ને!'

'જુવાનને કાંઈક બદલો દેશું?'

'દફેદારી આપીએ તો ઠીક. પણ થોડા દિવસ વાટ જોઈ જવી. એકલું બળ હશે તો છકી જઈને બહાર પડી જશે. પરાક્રમને જીરવી જાણનારો છે એમ માલૂમ પડે, બડાઈખાં ન બનતો લાગે, તો જ દેજો દફેદારી.'

'આપની વાત બરાબર છે.'

'જરા કડકાઈથી કસોટીએ ચડાવજો. સોનું હશે તો જેમ તપશે તેમ વધુ ચળકાટ દેશે. જલદી જલદી આફરીન ન બની બેસવું, બાપા! આ તો માણસો ઘડવાનો કસબ છે. ચતુરાઈનું કામ છે. આપણે બેઠેલા ત્યાં છોકરીને જોવા માટેય એ જુવાન આવ્યો નહિ એથી જ મને એનામાં માણસાઈની આશા પ્રગટી છે. શીલ વગરના, શિસ્ત વગરના, સંસ્કાર વગરના શૂરાઓને શું ચૂડવા છે!'

બેઉ જણા પરબારા મશાલ-કચેરીમાં ગયા, અને ઢાલ-તલવારધારી પરદેશી 'નાગડો' પોતાની મુકરર જગ્યાએ ઊભો ઊભો ઊંડા આત્મવલોવણમાં પડ્યો.

આ સ્ત્રી! આ સોરઠિયાણી! સ્ત્રીને કોઈ દી પૂરી જોઈ નહોતી. સ્ત્રીથી તરીને જ સદા દૂર ચાલતો આવ્યો છું. આજ નારીને નીરખી નીરખીને ધરાતો કેમ નથી? ફરી વાર કેમ એની ગાળો ખાવા જવાનું દિલ થાય છે? કોણ હતી એ? જાડેજી ભાષાની ઘંટડીઓ કેવી એના કંઠમાં વાગતી હતી? મેં એનું શું બગાડયું છે કે એ મને ઠપકો દેતી હતી? એના મોં પર એક તમાચો લગાવી દીધો હોય તો–તો આંગળાંના વેઢા ઊઠી આવે કે નહિ? એના ગાલ એટલા લીસા હશે કે નહિ? એને ઊંચે ઉછાળીને પાછી ઝીલી હોય તો? એને કૂવામાં ધક્કો દઈને પછી અધ્ધરથી જ પકડી લીધી હોય તો? એને મારા હાથની હથેળી ઉપર અધ્ધરપધ્ધર ઊભી કરીને પછી હડી કાઢી હોય તો કેટલેક સુધી સમતોલપણું ટકાવી રાખે? એનાં બે બાવડાં ઝાલીને ફેરફુદરડી ફેરવીને પછી નીચે મૂકી દીધી હોય તો ચક્કર ખાઈને પડે કે ન પડે? એને એક હાથે કમ્મરથી ઝાલીને બીજે હાથે દરિયો તરવાનો હોય તો સામે કાંઠે કચ્છની ભોમ સુધી પહોંચી શકાય કે નહિ? વાજે-વાજ દોડતે ઘોડે એને રસ્તામાંથી ઉઠાવી લેવી હોય તો કેટલી વાર લાગે? પછી બેલાડે (પછવાડે) બેસારીને ઘોડો દોડાવું તો એ બીકની મારી મારા બદન ફરતા ભુજ બીડી દયે કે નહિ? ન બીડે કેમ? ન બીડે તો પડે મોંભરિયાં, ને ફેદેફેદા નીકળી જાય. હું કાંઈ ઘોડો ઊભો ન રાખું. પાછળ

મને પકડવા વાર ચડી હોય ને હું શું ઘોડો થોભાવું ? એ હાથ મેલી દે તો મને ક્યાં બીજી કળા નથી આવડતી ? હું એને ખેવાડેથી ઉઠાવી લઈને ખોળામા જ ન બેસારી દઉં ! પછી તો પડવાની ધાસ્તી જ નહિ. પછી તો લગામ છૂટી જ મૂકી દેવાય, રેવત આભને ફાળ ભરતો જાય, મુલક પાર કરી જાય અને વંકા, લીલા, વાદળિયા પહાડોના કોઈ પ્રદેશમા એને લઈ જઈને કહું કે લે, તાકાત હોય તો ખચકાવી કાઢ આ મારી મૂછો. મારે હવે મૂછોની જરૂર નથી. મા જે વાત મને કહેવાની હતી તે વાત મે જાણી લીધી છે, હવે એ વાતનો હિસાબ પતાવવા જ પાછો વળવાનો છું. મારે મૂછોની જરૂર નથી ખેચી લે. કેમ ખેચતી નથી ? ભૂલી ગઈ ? વાંક કબૂલ ? દઈશ કદી ગાળ ? બસ તયે, હાલ હવે મા કને, માની આશિષો માગી લઈએ. એક રાત રહી લઈએ. પ્રભાતે તો... .'

પોતે ઝબકી ગયો. આ હું શું કરી રહ્યો છું ? મેં લીલાગર તો પીધી નથી ? ત્યારે કંઈ અજાણી કલ્પનાભોમમા ઊતરી પડયો છુ !

વિચારોના વહેતા ધોરિયાને ભાગી નાખવા માટે એણે લમણા મસળ્યા ને પછી એ કુંવરને મૂકવા ચાલ્યો ગયો

[સમરાંગણ]

## મારી લાડકી

તે પછી શાકકઢીના સબડકા ભરતે ભરતે આઠ-દસ મહેમાનોની પંગતે પંદર મિનિટ દીકરીઓની કેળવણી અને કેળવાયેલા મુરતિયાની અછત ઉપર વિવેચન ચલાવ્યું, ને બાકીની દસેક મિનિટમા કઢી-ભાતના સબડકાના અલ્પવિરામો મૂકતે મૂકતે, તેજપુર ગામની પાંજરાપોળમાં ચપક શેઠ પાસેથી કેટલુક નાણુ કઢાવી શકાશે એની ચકાસણી ચાલુ રાખી

'તમે કહેશો તેમ ! બે હજારના કાકા !'

ચપક શેઠના એ શબ્દોને 'હે...ઈ...ખ ગ !' કહીને સૌએ ઓડકાર ખાતે ખાતે વધાવી લીધા

'હવે ખાઈને તુ વહેલો ઉપર આવજે' પીરસવા-કરવામા રોકાયેલા નાના ભાઈને એટલુ કહીને ચપક શેઠ ઉપર ગયા થોડી વારે બ્રાહ્મણ પણ આવી પહોચ્યો ને ચોખા, કંકુ, નાડાછડી ઇત્યાદિ માગી ગયો ગોળધાણાની થાળી પણ ઉપર ગઈ.

એ વખતે ખડકીમા જૂના ખાસડાનો ખખડાટ થયો સુશીલાએ રસોડાની બારીમાંથી ધ્યાન કર્યું ત્યા તો પરસાળમા ઊભેલો પેલો બાળક બોલી ઊઠયો 'હેઈ બા. .પ્પા ! માલા બાપ્પા ! છુછીલા ભાભી ! બાપ્પા આવા ! આપલને તેળવા આવા ! હાલો છુછીલા ભાભી !'

એમ કહેતો સુખલાલનો ભાઈ સુશીલાને કંઠે આવી બાઝી પડી બોલવા લાગ્યો : 'હાલો ભાભી! હાલો-હાલો-'

'હાલો ભાઈ, હમણાં જ જશું હો ભાઈ!' સુશીલાએ દિયરને હૈયે ચાંપી લીધો.

દીપો શેઠ પરસાળ પર આવ્યા ત્યારે ત્યાં ઊભેલા સુશીલાના પિતાએ એને પિછાન્યા. મુંબઈમાં તો નહિ જેવો જ મેળાપ થયો હતો. આંહીં પણ છૂપો જ મેળાપ કરી લીધો. દીપા શેઠ તો ગામડાની રીતે-તે કરતાંય સુશીલાના પિતા પ્રત્યે સહજ ઊભરાતી પ્રીતે-નાના શેઠને બથમાં ઘાલ્યા ને ઉદ્ગારો કાઢયા: 'મારા બાપ! ખુશીમાં? દીકરી સુશીલા આણંદમાં? મારી તો સાત પેઢી ઉજાળી છે, બાપા! કયાં...બધાં મેડી માથે છે ના?'

'મામા!' ભાભુ બહાર નીકળીને બોલ્યાં. 'જમવા બેસો.'

ઊઠેલી પંગતનો એઠવાડ પરસાળમાં હજુ પડયો હતો તે દેખીને દીપા શેઠે બે હાથ જોડયા: 'ખાઈ-કરીને નીકળ્યો છું, ઘેલીબેન!'

સુશીલાએ આ શબ્દો સાંભળ્યા ને કલ્પ્યું કે વહેલે પરોઢિયે ઊઠીને આ વૃદ્ધ માણસે ચૂલો ફૂંકયો હશે!

'અંદર આવો.' એમ બોલીને નાના શેઠે દીપા શેઠને ઓરડામાં લઈ જઈ, મેસૂરનું બટકું હાથમાં લઈ, વેવાઈને મોં સામે ધરીને કહ્યું : 'મોં ઉઘાડો.'

'ન હોય, મારા બાપ, હજી આજ ન હોય!'

'આજ જ હોય. કાંઈ હરકત નહિ. સુશીલાનાં સાસુ સ્વર્ગમાં ધોખો કરશે તો હું એ પાપ મારા માથે લઈ લઈશ, પણ મોં ખોલો, શેઠ! મારી સુશીલા, મારી દીકરી, મારી એકની એક લાડકી, મારું રાંકનું રતન-' કહેતે કહેતે એનો સ્વર ચિરાવા લાગ્યો. 'એને સંભાળજો, શેઠ! મોં ફાડો-ખાતરી આપો!'

'સુશીલા તો મારી દીકરી જ રે'શે, ને તમે મારા માના જણ્યા રે'શો.'

એમ કહીને દીપા શેઠે બટકું ખાધું.

કોણ જાણે કયા જુગાન્તરોથી ભૂતલનાં પડોમાં અટવાતો અટવાતો, બહાર નીકળવાનો માર્ગ શોધતો જળપ્રવાહ નાના શેઠની જડ બુદ્ધિનાં ને બેઅક્કલનાં પડો ભેદી મથાળે આવ્યો. એણે દીપા શેઠને ચરણે બે હાથ જોડીને નમન કર્યું :

'જે માનો તે આ છે. આ વાગ્દાન નથી, આ તો કન્યાદાન છે, શેઠ! મારું દધું હવે હિંમત નહિ હારે, મારાં ભાભી મારી ભેરે છે ને!'

'હું ભેરે છું ને દીપામામા ભેરે છે, ભાઈ! આટલા બધા ફફડો છો શીદને?'

'ઘેલીબેન ! સુશીલાને એકવાર મારી નજરે કરશો ?' દીપા શેઠે કહ્યું.

'બહાર આવ, ગગી !'

સુશીલા બહાર આવીને પીઠ ફેરવી ઊભી રહી.

'એમ નહિ, મારી સામે જો, દીકરી !'

સુશીલા ખચકાઈ. ગ્રામ્ય સાસરો આ શું માગી રહ્યો છે !

'કહું છું કે, મારી સામે જો, બેટા ! ભલે હું ગામડિયો રહ્યો, પણ તું હજી તો કન્યા છો, મોં જોવા જોગ છો, મારે તારાં દર્શન કરવાં છે, જોગમાયા ! આમ જો !'

સુશીલા સન્મુખ ઊભી રહી. દીપા શેઠે બે હાથ લાંબા કરીને આશિષ દેતે કહ્યું: 'મને આશિષ આપ, બેટા, કે હું અસલ જાત જ રહું, તેલની ઊકળતી કડા સામેય કદી કજાત ન બની જાઉં : મનથી એટલી દુવા દે મને, દીકરી, ને મારો વશવાસ રાખજે.'

એમ કહીને એણે ધબ-ધબ-ધબ પોતાની છાતી પર પંજો પછાડયો. એની છાતી પહોળાતી દેખાઈ. એનો પંજો યુદ્ધના નગારા પર દાંડી પડે તેમ પડયો-જાણે છાતી પર રણજોદ્ધાના બખતરની સાંકળી ઝણઝણી. પછી એણે મોં પર રમૂજ આણીને કહ્યું: 'હવે હું જોઈ લઈશ તેજપરના મહાજનનેય ! જઈને માપી જોઉં છું એ ધરમાદાના ચોરોને !'

બહાર નીકળીને એ ઉપર ગયો. નાના શેઠ પણ સંગ્રામના સાથી બનવા પાછળ ચડયા. હિંમતમાં રહેવા માટે એણે દીપા શેઠનો હાથ પકડી રાખ્યો.

દીપા શેઠને દેખતાંવેંત આ દસ-પંદર પુરુષોનું મંડળ ન્યાયમંદિરનું ગંભીર રૂપ ધારણ કરી બેઠું.

'આવો, બેસો !' ગાદી ઉપર બેઠેલાઓએ આંગળી ચીંધીને ફક્ત જાજમ પર બેસવા કહ્યું. પણ એ તો ચીંધેલી જગ્યા કરતાંયે દૂર, છેક જાજમની કિનાર પર જઈને બેઠા.

નાના શેઠે એની નજીક આસન લીધું. એને ત્યાંથી ખેસવવા માટે ચંપક શેઠ મૂંગા ડોળા ફાડતા રહ્યા, પણ મોટા ભાઈની સામે એ જોતો જ નહોતો. અંદરના ઓરડામાં દાદર ઉપર ઊભેલાં ભાભીનું મોં માત્ર દેખાતું હતું-તેના ઉપર જ દિયરની મીટ હતી. ભાભીનો દેહ તો હજુ નીચે જ હતો.

બ્રાહ્મણ સૌને કપાળે તેલના રેગાડા ચાલે તેવા ચાંદલા કરવા લાગ્યો વિજયચંદ્રે પોતાનો વારો આવતાં આસ્તેથી બ્રાહ્મણને કહ્યું : 'તેલ છંટકોરી નાખો,-ફક્ત કંકુ જ ચોડો.'

'બહુ આનંદની વાત છે !' મહાજનના અગ્રેસરે વિષય ઉપાડયો. 'આ તો મહાન સુધારો છે. દીપા શેઠે ફારગતી આપીને બે માણસના ભવ બગડતા બચાવ્યા છે.'

'ભવ બગડવાવાળી વાત શીદ કરવી પડે છે?' દીપા શેઠે દાંત કાઢીને કહ્યું.

'ત્યારે શું ભવ સુધારવાનો હતો?' ચંપક શેઠ ઊકળી ગયા.

'પણ-પણુ-પણુ ફારગતી કોણે-મેં કયાં-મને તો કાંઈક બોલવા દીયો?' નાના શેઠે શૂરાતન બતાવ્યું.

'તું હવે મૂંગો મરી રે' ને? હું બેઠો છું બધા જવાબ દેનારો!' ચંપક શેઠે વગર સમજ્યે કહ્યું.

'ના, એમ નહિ-ચોખવટ-'

'અડબોત ખાવી છે?' ચંપક શેઠ આગળ વધી ગયા.

'પણુ એને બાપડાને શા માટે અડબોત મારવી જોવે?' દીપા શેઠે વચ્ચે વાકય જોડ્યું.

'તમારી અડબોત તો, મોટા ભાઈ, નાનપણુમાં ઘણી ખાધી છે, આજ પણુ ખાઈ લઈશ; પણુ સુશીલાનો જીવ મને વહાલો છે-બહુ વહાલો છે. મારી એકની એક લાડકી-' નાના શેઠનું હૈયું ભરાઈ આવ્યું.

'તે શું છે?' ચંપક શેઠ ઊભા થઈ ગયા, નાના ભાઈ તરફ આગળ વધ્યા, અને 'હાં-હાં-હાં' એમ સૌ કરતા રહ્યા ત્યાં તો એણે નાના ભાઈના ગાલ ઉપર એક લપાટ ખેંચી. એ લપાટ, બીજી જ ક્ષણે ખબર પડી કે, વચ્ચે પડેલા દીપા શેઠના મોં પર વાગી દીપા શેઠના મોંમાંથી શબ્દ નીકળ્યો: 'રામ!'

ચંપક શેઠને સૌ હાથ પકડીને વારી રહ્યા છે તે ક્ષણે આ હોહાની વચ્ચે શબ્દો સંભળાણા:

'જે જે મોમચંદકાકા! પીતાંબર ફુવા જે જે! મોટા ભાઈ અનુપચંદભાઈ જે જે!'

ઓરડાના બારણામાં આવીને ઊભેલાં 'ભાભુ' તેજપુરના મહાજનના પ્રત્યેક પુરુષને સંબંધ અનુસાર સંબોધતાં હતાં. જેઓ પોતાના શ્વશુરપક્ષના હતા તેમના પ્રત્યે પોતે લાજનો અરધો-પરધો ઘૂમટો ખેંચ્યો હતો.

વહુવારુ માણસ મહાજનના સભાસ્થાનમાં પ્રવેશ કરી ચૂકયું: અજબ વાત બની: આ પ્રદેશના ગામડાની વૈશ્યજ્ઞાતિમાં તો શું, હજુ મુંબઈમાંય નથી બની શકતો એવો અપૂર્વ બનાવ બને છે, ને ભાભુ-જેમણે આવાં પુરુષ-મંડળોમાં અવતાર ધરીને કદી પગ નથી મૂકયો તે પાંત્રીશ વર્ષની કુળવહુવારુ-જાહેરમાં જેણે પોતાના પગની આંગળીઓ પણુ ન દેખાડવાનો મલાજો પાળ્યો છે તે લજ્જાવંત 'ધેની': તેના દીદાર દેખી સૌ ક્ષોભ પામ્યા.

'ભાભુ'એ હાથ જોડી રાખી રહ્યું:

'મારી વાત સાંભળશો?'

'નીચે જાઓ કે નહિ ?' ચંપક શેઠે ત્રાડ મારી.

'આજ પહેલી જ વાર એમની આજ્ઞા ઉથાપવા આવી છું હો–પહેલી જ વાર !' 'ભાભુ'એ મહાજનના આગેવાનોને જ સંબોધ્યે રાખ્યું. 'પહેલી અને છેલ્લી વાર હું કહેવા આવી છું' એટલું જ કે ફારગતી મારા દીપામામાએ આપી હશે, સુશીલાએ કે એના બાપે નથી આપી. સુખલાલમાં એકેય એબ છે જ નહિ. સુશીલા મુંબઈની સુધરેલી નથી, રૂપાવટીના ઘર કરતાં કે વર કરતાં કોઈ વધુ ઊંચ વરઘરને લાયક અમારી સુશીલા નથી. વધુ લાયકને દેશો તો જ બે જણના ભવ બગડશે. ને સુશીલાએ તો મરતી સાસુને મોંએ પાણી મૂક્યું છે, છોકરાંને પોતાની પાંખમાં લીધાં છે, મારા દીપામામાની છાંયા સ્વીકારી છે. આ લગ્ન તો ક્યારનાં થઈ ગયાં હોત—પણ અમારે ચોરીનું કામ નહોતું કરવું, અને અમારે મૂએલ સ્ત્રીની અદબ પાળવાની છે. માટે સૌ આવ્યા છો તો ગળ્યાં મોઢાં કરીને સુશીલા-સુખલાલને આશીર્વાદ આપો, શેઠિયાઓ ! બ્રહ્માંડ ફરશે ને, તોય આમાં મીનમેખ નહિ થાય, ઘોડનારા ભલે ઘોડી હચે !'

એટલું કહીને એ ઓરડામાં લપાઈ ગયાં.

'સુશીલાને બોલાવો.' ચંપક શેઠે આજ્ઞા કરી.

સુશીલા ઉપર આવીને પોતાના સસરાનો મલાજો રહે તેવી રીતે એક બાજુએ ઊભી રહી.

'આ બધી કોની શિખવણી છે ?' ચંપક શેઠે ત્રાડ દીધી. સુશીલાએ જવાબ ન વાળ્યો.

'શો વિચાર છે, બોલ, નીકર એક ઘડીકમાં સૌના હાથમાં રામપાતર પકડાવી દઉં છું.'

'હેં–હેં–' દીપા શેઠના એ બે જ હેંહેંકારામાં ગજબ કટાક્ષનો વજ્રપાત હતો. એ હાસ્યમાં સુશીલાએ સસરાના નિશ્ચયની બખ્તર-સાંકળીનો ફરી ઝણઝણાટ સુણ્યો; ને એણે મોટા બાપુજીની સામે જોયા વગર જ મહાજનને કહ્યું :

'મારા સસરા ના પાડશે તોયે હું તો ત્યાં જ જવાની છું. એ કાઢી મૂકશે તોયે ત્યાં જ જવાની છું.'

'ઠીક શેઠિયાઓ ! આપને સૌને રજા છે, પધારો !' એમ કહીને ચંપક શેઠે નાના ભાઈ પ્રત્યે ફરીને કહ્યું: 'તું, તારી દીકરી, ને ત્રીજી આ તારી જે થાતી હોય તે કજાત, ત્રણેને રુખસદ છે. પાણી પીવાયે રોકાશો મા, નીકર ભૂંડાં લગાડીશ !'

'સાથે સાથે મને એક વિશેષ રજા આપો.'

'કૂવામાં ડૂબી મરવા સુધીની રજા છે.'

'તોયે સ્વામી છો તે નહિ મરો. મને દીક્ષાની રજા...'

'વેશ્યા થવાનીય રજા છે, બસ?'

એકેલા સર્વના મોમાથી અરેરાટી નીકળી. 'ભાભુ'એ કહ્યું

'બસ! ચાલો ભાઈ, ચાલો સુશીના, ચાલો મામા!'

સૌ ઊઠયા નાના ભાઈએ ઊઠીને મોટા ભાઈ સામે હાથ જોડયા ને કહ્યું 'બધું જ તમારું છે મોટાભાઈ, હું તો તમારો આશ્રિત હતો. મને તમે મોટો કર્યો. તમારા ગુણ નહિ ભૂલું મોટાભાઈ... ..'

એમ કરીને પગે લાગવા નીચે નમતા નાના ભાઈને ચંપક શેઠે તરછોડીને કહ્યું 'જા હવે જા, નાટકિયા!'

'એમ તે કાંઈ ચાલશે?' સ્તબ્ધ બનેલા વિજયચંદ્રે આખરે પોતાનો વારો આવેલો જોયો 'એમ તે હું કેમ છોડીશ? હું મારી આખી કારકિર્દીને જતી કરી ચૂકયો છું, જાણો છો? હું અદાલતે જઈશ.'

'જાજો ભાઈ, બેલાશક જાજો' એવો જવાબ આપીને 'ભાભુ'એ તુચ્છકારભર્યું હાસ્ય કર્યું 'અદાલત અમે જોઈ નથી તે જોવાશે.'

મહાજનના અગ્રેસરો તો થીજી જ ગયા એમણે એકબીજાની સામે જોયું એમાંથી એક કહ્યું 'આ બધું જાણ્યું હોત તો અમે આમાં હાથ જ ન નાખત!'

થોડા જ સમય પછી એક ગાડું રૂપાવટીને માર્ગે ચાલતું જાતું હતું. દીપા શેઠ પોતે ગાડું હાંકતા હતા. અંદર સુશીલા ત્રણ ભાડુને લઈ બેઠી હતી. પાછળ સુખલાલ, 'ભાભુ' ને નાના શેઠ ચાલતા હતાં. સુખલાલ એના સસરાને પોતાના ખભાનું ટેકણ આપતો, એક વખતના એ 'નાદાન'ની આજની વીરતા સામે લળતા હૃદયે ગંભીર જવાબદારીના પગલાં ભરતો હતો ગાડામાં ફાલતુ એક કપડાનો ટુકડો પણ સાથે નહોતો.

[વેવિશાળ]

## મંડળિકનું મનોરાજ્ય

ગિરનારની આસપાસ રાસમંડળ રમતી હોય એવી ડુંગરમાળામાંથી આજે જેને દાતારનો ડુંગર કહેવામાં આવે છે તેની તળેટીમાં એક જુવાન પુરુષ એક બુઢ્ઢા આદમીથી જુદો પડતો હતો. અજવાળી આઠમનો ચંદ્રમા એ જંગલની રૂપેરી લાળી કાઢીને પોતાના તેજમાં ઝબ કોળતો હતો અને આ જુવાનના કમ્મર ગુદીના બખબખતા રૂંઢની છાતી ઉપર ઝળહળતા ગળો સાથે ટકોરના ખેલ પણ કરતો હતો.

'કાંઈ અંદેશો તો નથી ને, રા' ?' બુઢ્ઢાએ દાઢી પર પંજો પસારીને હસતાં હસતાં પૂછ્યું.

'નહિ, સાંઈમૌલા !' જુવાને જવાબ દીધો. 'મારામાં સત હશે ત્યાં સુધી હું અંદેશો શા. સારુ રાખું ? બાકી તો જમાનાનાં પૂર હું કેમ કરીને ખાળી શકીશ ? તમે તમારે સુખેથી રહેઠાણુ કરો, તમે તમારો ધર્મ પાળો, હું મારો પાળીશ.'

'ધરમ એક જ છે, રા' ! ઇન્સાનિયત—ઇન્સાનની ચાકરી.'

'બસ, બસ, અમારા બ્રાહ્મણો ને સાધુઓ એ જ ધરમને ચૂકયા છે. આજ સુધી આ કોઢિયાં અને પતિયાં સડેલાં શ્વાનોની માફક વાઘવરુને અને દરિયાનાં મગરમાછલાંને મોંએ ફેંકાઈ જતાં, તમે તેમની ખિદમત આદરી છે. તમારી પાસેથી ભલે અમારા હિંદુઓ એટલી માણસાઈ શીખતા.'

'આંહીં આવતા-જતા રહેશો ને ?'

'આવીશ. મને તમારી ધર્મચર્ચા કરવાની સુલેહભરી રીત ગમે છે, દાતાર જમિયલશા !'

'ખમા ! પધારજો !'

જુવાનના પગની મોજડીઓ એ રાતની ખાડા-ટેકરાળી ધરતી પરથી દરેલાં પગલાં ભરતી ગઈ. એની ગરદન ઉપરથી ખભાની બેઉ બાજુ ઝૂલતા દુપટ્ટાના બેઉ છેડા એના ગોઠણનાં વારણાં લેતા ગયા. એની મોખરે મોટે કાકડે બળતી હેમની મશાલ ચોખ્ખા દિવેલ તેલની સોડમ ફેલાવતી હતી. એની પાછળ પાછળ હથિયારધારી લોકોનું એક ટોળું ચાલતું હતું. બુઢ્ઢા સાંઈની ઝૂંપડી ફરતા ફૂલબાગને જોતો જોતો એ પુરુષ બાગની બહાર આવીને ઘોડા પર છલાંગી બેઠો. એની બાજુમાં બીજો ઘોડેસવાર હતો. એની ઉમ્મર પિસ્તાલીશેકની હોવી જોઈએ. એનો લેબાસ બાલા-બંધી લાંબા અંગરખાનો હતો ને એના શિર ઉપર મધરાશી મોળિયું હતું.

જુવાનોએ આધેડ સાથીને પૂછ્યું: 'સાંઈ લાગે છે તો સુજાણુ !'

'હોય જ ને, બાપુ ! લાંબે પંથેથી આવેલ છે. પારકો પરદેશ ખેડવો એટલે સુજાણુ તો થવું જ પડે ના !'

'ક્યાંથી આવે છે ?'

'સિંધના નગરઠ્ઠાથી.'

'કેવો રક્તપિત્તિયાંની ચાકરી કરી રહ્યો છે ! આપણા હજારો જોગંદરો ગિરનારમાં પડયા-પાથર્યા છે, પણ એકોઈને કેમ આ પરદેશી સાંઈની જેમ કોઢપિત્તની ઔષધિ ગોતવાનું ન સૂઝયું ? આપણા બ્રાહ્મણોને દામાકુંડની દક્ષિણા ઉઘરાવતાં જ આવડયું કે બીજું કાંઈ ?'

'પારકા પરદેશમાં પેમવાની વિદ્યા આવડવી જ જોઈએ, બાપુ !'

'એમ કેમ મર્મમાં બોલો છો, વિશળ કામદાર ?'

'ના, સાચું જ બોલું છું, મહારાજ ! આ ફકીર તો ઘેર ઘેર ઘોડિયા બંધાવવામાં પાવરધો છે !'

'આપણા જોગીજતિઓએ ને બ્રાહ્મણોએ જ લોકોને એ ચાળે ચડાવ્યા છે ને ? મેં તો સાંભળ્યું છે કે તમારે ત્યાંથીય શેર માટીની ખોટ પુરાવા માઈને મજીદે પહોંચ્યો હતો ચાર જ મહિના પર.'

વિશળ કામદાર તરીકે સંબોધાયેલો સાથી ચૂપ રહ્યો

'કેમ, સાચું ને, કામદાર ?' એમ બોલતા યુવાન રાજવી થોડું હસ્યા.

'ઠીક છે, મહારાજ ! એ બધી વાત તો જવા દઈએ, બાકી આપણે પરદેશીઓથી સંભાળવું'

'સંભાળવાનું કોને કહેશું ? નથી બ્રાહ્મણોને કહેવાય તેવું કે નથી ક્ષત્રિયો શબ્દ પણ સાંભળે તેવા રહ્યા. ઊના-દેલવાડાના રાજા હતા બ્રાહ્મણો, પણ રાજસત્તા ન જીરવી શકાઈ. વિજાજી વાજાના નાગી સરંજામ દિરે જાત્રાએ આવ્યા, તો દીઠી એની એબ. રથનો પરદો ઊંચો કરીને રાણીના રૂપ જોયા બ્રાહ્મણોએ. હલકટ હાંસી કરી વોળાવિયા આડા પડ્યા તો એને ધુતકાર્યા. વાજા હવે કાંઈ બેઠા થોડા રહેશે ?'

મંડળિક એ વાત કહે તેટલામાં જ એક એખિયો ઘોડેસવાર મારતે ઘોડે આવી ઊભો રહ્યો ને એણે ખબર આપ્યા

'ઊના-દેલવાડાનો રાજપાલટો થયો વિજાજી વાજાએ ગઢ કબજે કર્યો'

'હેં !'

'હા અન્નદાતા ! બરાબર પરમને દા'ડે બળેવની જનોઈઓ બદલતા તા બ્રાહ્મણ રાજા તમામ બ્રાહ્મણો ભેળા હતા હથિયારવિહોણા હતા વાજાઓ તલવારો લઈને તૂટી પડ્યા જનોઈને બદલે ઝાટકા પહેરીને બ્રાહ્મણો સૂતા. વિજાજીએ આપને-મંડળેશ્વરને જુવાર કહેવરાવ્યા છે.'

'ગો સ્વાદ છે એ જુવારમાં !' બોલીને રાજાએ માથું નીચે ઢાળ્યું. વિશળ કામદારને કહ્યું 'લ્યો જુઓ. સુલતાનને તો જોતું'તું એ જ બહાનું જડી ગયું ને ? પણ જોજો કામદાર, સુલતાન હમણાં કાંઈ નહિ બોલે. એ તો સમજી લેશે કે લોઢું લોઢાને કાપે છે ! હૈયાવરાળ ફક્ત એક આપણે જ રહી ગોરડને ને સુલતાનને બેઉને એક આપણે જ પંપાળી-પટાવી વેગળા રાખવાના હું કાંઈ અમથો આ માઈ-ફકીરોની બરદાસ્ત કરું છું ! હું કરું શું બીજું ? જરાક તણખો મૂકું તો ભડકો કરે તેવા છે'

વાતો કરતા કરતાં ગજદુર્ગ ઉપરકોટ આવી ગયો વિશળ કામદારે વિદાય લેતે લેતે કહ્યું

'કાલ આપે ચાકર પર એક કૃપા કરવાની છે!'

'બોલો!'

'મેરે પગલાં કરવાં જોશે.'

'શું...છે કાંઈ?'

'લગન છે.'

'કોનાં?'

'ચાકરનાં!' કહેતું કામદારનું મોં પલકી પડયું.

'શું વાત કરો છો? શેઠાણી તો બાર દિવસ પર જ મર્યાં! ફરીને વેશવાળ કરી ક્યારે નાખ્યું?'

'થઈ ગયું આપના પ્રતાપે!'

'પણ આ પચાસ વરસની ઉંમરે?'

'જીવ અભાગિયો છે ને, મહારાજ!'

'જીવ! અરે જીવ! ઠીક, બીજું શું...આવશું!'

કામદારની પીઠ તરફ રા' ઝાઝી વાર સુધી તાકી રહ્યા. ખંભાનાં હાડકાં બહાર નીકળ્યાં હતાં. 'સળેકડા જેવો આ વણિક! કોને માટે ફરી પરણતો હશે!'

એટલું મનમાં બબડીને રા' અંદર ચાલ્યા ગયા.

દામાકુંડમાંથી આણેલા પાણીનું માથાબોળ સ્નાન કરીને આ જુવાન જ્યારે રાણીવાસની અટારી ઉપર ચડવા લાગ્યો ત્યારે નગારે દાંડી પડી, શંખ ફૂંકાયા અને છડીદારે છડી પોકારી: 'ઘણી ખમ્મા! સોરઠના ધણી ગંગાજળિયા રા' મંડળિકને!'

ઓરડા પછી ઓરડા ઓળંગતો એ ત્રિપુંડધારી જુવાન અંતઃપુરમાં દાખલ થતો હતો ત્યારે એની બેય બાજુએ ઊભેલી વડારણોની હારમાંથી એને માથે ફૂલોના, ગુલાબજળના, અક્ષત અને ચંદનનાં છાંટણાંના મેહુલા વરસી રહ્યા. ઓવારણાં લઈ લઈને એ રમણીઓ નીચે ઊતરી ગઈ ને રા' મંડળિકને કાને રાણીવાસના છેલ્લા ખંડમાંથી ધીરી ધીરી તાળીઓના તાલે જડાયેલા શબ્દમય સૂર સંભળાયા—

તમસું લાગી તમસું લાગી
　　તમસું લાગી તાળી રે!
નંદના કુવર કાન મુને
　　તમસું લાગી તાળી રે!

ગાતી ગાતી, તાળીઓ પાડતી ને ગોળ કૂંડાળે એકલી રાસ ખેલતી, ઘેરદાર ઘાઘરાની

દરિયા-લેર હીંચતી એ જુવાન રાજપુતાણી પગરવ સાંભળીને રા' તરફ ફરી; ને રા'એ પૂછ્યું : 'કોણસું લાગી તાળી રે ?'

'તમસું લાગી, તમસું લાગી-હાથ ધરો-તમસું લાગી-' એમ ગાતે ગાતે એણે રા'ના ખુલ્લા પંજામાં સામી તાળીઓ દીધી ને રા'ની કમ્મરે જમણો હાથ કમ્મરબંધની માફક લપેટી લીધો. પછી રા'ને પોતાની સાથે ફૂદડી ફેરવતી ફેરવતી ગાતી રહી—

'કંકાવટીમાં કેસર ઘોળ્યાં
વીસરી ગઈ થાળી રે!
'ખીચડીમાં તો ખાંડ નાખી ને
સેવ કીધી ખારી રે!
'તમસું લાલા! તમસું લાલા!
તમસું લાગી તાળી રે!
'નંદના કુંવર કાન મને
તમસું લાગી તાળી રે!'

રા'એ એને તેડી લઈને અધ્ધર ઊંચકી પૂછ્યું :

'ભાન ભૂલી ગયાં છો, કુંતાદે!'

'તમસું લાગી—' રાણી કુંતલદે ગાતી રહી

'આવું ભાનભુલાવણું ગીત કોણ શીખવી ગયું ?'

'ભાન વિનાનું અમારું સ્ત્રીપણું જ શીખવી ગયું !'

'ના, ના, કહો તો ? આ તો ભારી મસ્ત ગીત છે !'

'તમારા માનીતા રાવણના શિવ-તાંડવના કરતાંય ? શું ઓલ્યું બોલો છો ને રોજ ? લટા, કટા, જટા, ફટા, ધગદ્ ધગદ્ ધગદ્ ધગદ્ વિલોલ વીચિ વલ્લરી ! એના કરતાંય વધુ ભાનભુલાવણું ?'

'એમ ન કહો. રુદ્રની એ સ્તુતિ સાથે તો કોઈ ગીતને ન સરખાવો.'

'તમારું એ રુદ્રનું, તો આ મારા મુરલીધરનું !'

'મુરલીધર પણ મારો તો વડવો છે ને ?'

'બસ ત્યારે, આ ગીત પણ તમારા જ કંઠમાં આરોપું છું ને ?'

ફરી ગાતી ગાતી ત્નણે એ ગીતની ફૂલમાળા રા'ના ગળામાં આરોપતી ગઈ—

ચાળા ચોરી ચભિયા ચોર્યા,
ભૂલી ગઈ સાન રે!

ાક કેરી નથડી મેં ્તો
આંગળીએ વળગાડી રે!
વમસું લાલા! વમસું કાના!
તમસું લાગી તાળી રે!

‘ પણ આ બતાવ્યું કોણે ? ’

ઉપરકોટની ઊંચી અટારી પરથી એણે નીચે ફળિયેફળિયું દેખાતા શહેર પર આંગળી ચીંધી—

‘ આજ અત્યાર લગી વાટ જોતી બેઠી હતી તેવામાં, જો ત્યાં દૂર એક ખડકી દેખાય છે ને, ત્યાંથી આ સૂર આવ્યા. ગણું તો પુરુષનું લાગ્યું, પણ કોઈક ગાંડોતૂર થઈને ગાતો હતો. મશાલ બળતી હતી. તેને અજવાળે અમે બાઈઓ લઈએ તેવા રાસ પુરુષો લેતા હતા ને એ કૂંડાળાની અંદર કરતાલ બજાવતો બજાવતો એક ત્રીશેક વર્ષનો જુવાન ગાતો હતો.’

શંનું મુખ મલક્યું.

‘ ઓ હો! નાગરનો છોકરો નરસૈંયો કે? એ છોકરો ગામ ગાંડું કરતો કરતો તમારા સુધી પણ આવી પહોંચ્યો ને શું? મારે તમારા પર ચોકી બેસારવી પડશે! ’

બીજા ઓરડામાં ભોજનની થાળી લેવા જતી કુંતાદે ‘ તમસું લાગી ’ના તાન મારતી જતી હતી. થાળી લઈને પાછી આવતે આવતે પણ એનો દેહ એ જ તાલમાં ચનગનતો હતો ને એનો ચણિયો જમણે પડખે ઝોલે ચડી પાછો ડાબી બાજુ ફંગોળ ખાતો હતો.

થાળી મૂકીને એ બોલી: ‘ શા માટે મારે માથે ચોકી? ’

‘ એટલા માટે કે એ નાગરના ફૂલફૂલ જેવા છોકરાના નૃત્યગીતમાં ગામની નારીઓ પણ ખેંચાતી ચાલી છે.’

‘ તો કાં-અમને નારીઓને ગાતી અટકાવી દીધી? અમારાં હૈયાં કાંઈ તમારા લટા, કટા, જટા, ફટા’ ને ‘ ધગદ્ ધગદ્ ’થી ન સંતોષાય. અમારે તો ‘ તમસું લાગી તાળી રે......!’

‘ આ તો મારે સાચોસાચ ચોકી બેસારવી જ પડશે! ’

‘ બીજાને ભરોસે રહેવા કરતાં પોતે જ બેસો, પોતે!’ એમ કહી કુંતાદેએ શંનો કાન આમળ્યો.

‘ પછી ધિંગાણે કોણ જાશે? ’

‘ ધિંગાણાં શીદ કરો છો? ’

‘ સોરઠના ખંડિયાઓ તમારા નરસૈંયાના તાળોટાથી વશ થાય તેવા નથી ને? એના તો કાઢવા જોઈએ ખરડા–આ દુર્ગની કૃપાણુને ઝાટકે ઝાટકે! ’

બોલતે બોલતે એની જમણી ભુજા સોમનાથના સાગર-તીર તરફ લાંબી થઈ. અને તેલના દીવાની જ્યોત એના કાંડાની ઊપસેલી નસો પર રમવા લાગી.

'એવી અક્કડ ભુજાઓ આંહીં મારા ઓરડામાં નહિ પોસાય!' એમ કહીને કુંતાદેએ એ લંબાયેલા હાથને પોતાના ગળા ફરતો વીંટી લીધો ને પતિના મોંમાં ભોજનનો પહેલો કોળિયો મૂકયો.

'ધરાઈને ધાન તો ખાવ, નીકર ભુજાઓ કૃપાણ પકડી કેમ શકશે?'

'તમને એક ખબર આપું?' રા'એ ગંભીર ચહેરો કરીને કહ્યું. 'વળી પાછાં કહેશો કે પહેલેથી કીધુંય નહિ! તમારા પિયર હાથીલાનગરને માથે જ મારી કૃપાણનો કાળ ભમે છે.'

'શું છે તે?' રા'નાં રાણી કુંતાદે હાથીલાના ગોહિલ રાજકુળનાં દીકરી હતાં.

'તમારા કાકા દુદાજીની ફાટ્ય વધી છે. ઠેઠ અમદાવાદ સુધીની લૂંટો કરનાર એની રાજપુતી હવે તો મારા ઉપર કાળી ટીલી બેસારવાની થઈ છે. સુલતાનનો સંદેશો આવેલ છે કે મારે એની ફાટ્ય ઠેકાણે આણવી.'

'તમારે શા માટે?'

'હું સોરઠનો મંડળેશ્વર મૂઓ છું ને? મારા ખંડિયાઓને કબજે ન રાખું તો સુલતાનને તો બહાનું જ જોઈએ છે. ગઝનવીએ તોડયું સોમનાથ, તઘલગે તોડયું, ખીલજીએ તોડયું, હજી તોડવાનો લાગ જુએ છે સુલતાન એહમદશા. એને તોડવાં સહેલ છે, આપણે ફરી ફરી બંધાવવાં દોહ્યલાં છે. રાજાઓને તો લૂંટારા ને ડાકુ થઈ પોતપોતાનાં અમનચમન સાચવવાં છે, પણ હું રહ્યો ગંગાજળિયો, હું એકલો આડા હાથ દઈને કયાં સુધી ઊભો રહું?'

નિઃશ્વાસ નાખતા રા'ના તાજા સ્નાને ભીના ખંભાઢળક કેશમાંથી મહેશને માથે જળાધારી-માંથી ટપકે તેવું એક જળ-ટીપું ઝર્યું.

'હા! હા!' કુંતાએય ઊંડો નિસાસો નાખ્યો. 'આજ એ એક હોત-તો એકે હજારા થઈ રહેત!'

'કોણ?'

'મારા કાકા હમીરજી.'

'હમીરજી ગોહિલ તો શંભુના ગણ થઈ ગયા, દેવડી! એની શી વાત!' બોલીને રા'એ ફરીવાર પ્રભાસપટ્ટણના ચંદ્રમૌલિ સોમૈયાજીની દિશામાં હાથ જોડી લલાટે અડાડયા. 'કલૈયો હમીરજી! એને ને મારે વધુ નહિ ફક્ત પચીરોક વર્ષોનું છેટું પડી ગયું. હું એટલો વહેલો કાં ન જન્મ્યો? એની વાત સાંભળી છે ને?'

'ત્રૂટક ત્રૂટક, ચોરીછૂપીથી, કોઈ કોઈ વાર, કારણકે કાકાબાપુ હાથીલામાં કોઈને એ કથા કહેવા દેતા નથી.'

'ન જ દિયે તો ! હમીરજીની પરાક્રમ-કથામાં દુદાજીની તો હીણપત ભરી છે ખરી ને ? એના પગની કેડી તો સાવજ-કેડી છે, કુંતા ! એ મારગ સોરઠ ખાતે સદાને માટે ઉજ્જડ પડ્યો છે. અમે કોઈ એ પંથે પગલું દેનારા નથી રહ્યા. અમારું દૈવત આથમી ગયું !'

જમી-કરીને રા'એ પોતાનો નાનકડો સતાર લીધો. 'બેસ, કુંતલ ! હમીરજીને બિરદાવીને પછી જ સૂવું છે આજ તો.'

એક પગ ઉપર બીજો ટેકવીને રા'એ સતાર પોતાના ખોળામાં ગોઠવ્યો. કુંતાદેએ રા'ની એક આંગળીમાં નખલી પહેરાવી.

ઉપરકોટની એ જ એ ગોખ-બારી, જ્યાં બેસીને એક રાતે મંડળિકના વડવા રા' કવાટે બીન બજાવ્યું હતું; હરણાંનાં વૃંદેવૃંદ એના બીનને સૂરે ખેંચાઈ આવીને ગોખ ઉપર કૂદાકૂદ કરતાં હતાં; ને રા'ની હત્યા કરવા એ મહેલમાં છુપાયેલા મારાઓએ પ્રકટ થઈ ને તલવારો કવાટના ચરણોમાં નાખી દીધી હતી. એ જ આ બારીમાં વર્ષો વીત્યે ફરી સતારના ઝંકાર ઊઠયા. ઝંકારે ઝંકારે મંડળિકના ગાલ ઉપર ટશરો ફૂટી. ઝંકારે ઝંકારે ગોહિલોની કુમારી કુંતાદેના હૈયાએ રસિયા, વીર અને ભક્તહૃદય રા'નાં છાનાં વારણાં લીધાં. ચણિયાનો ઘેર એના સોટા સમા દેહની આસપાસ પથરાઈ પડયો હતો. ચૂંદડીની કસૂંબી એના દેહ ફરતી ફૂલવેલડી સમી વીંટળાઈ વળી હતી.

સતાર કોઈ કોઈ બજવૈયાના હાથમાં જીવતું-જાગતું માનવી બની જાય છે. હાજરાહજૂર હોંકારા દેતો સતાર રા'નાં ટેરવાંને રકું રકું કરાવી રહ્યો ને રા'ના કંઠમાંથી શબ્દો રેલ્યા—

વેલો......ઇ......આવે વીર !
સખાતે સોમૈયા તણી;
હી...લો....ળવા....હમી......ર
ભાલાની અણીએ ભીમાઊત !

પછી સતારની ચાલુ સુરાવળે એણે વાત કહેવા માંડી :

'ભીમજી ગોહિલ તારો ડાડો, દેવડી, ડાહ્યો ને સુજાણ રજપૂત, ભડલીવાળા રા' કાનની કુંવરીને પરણેલો. કુંવરી એક ફકીરની સાથે અવળપંથે પળેલી. મૂળ તો એ ફકીર નહિ, પણ દિલ્હી બાજુનો અમીર હેબતખાન. ભડલીને પાદર નીકળ્યો હશે ને કુંવરીમાં લોભાઈ નદીને સામે કાંઠે દરવેશ બની ઝૂંપડી બાંધી બેસી ગયો હશે. કુંવરી રોજ રાતે ભોજન-થાળી લઈને સામે કાંઠે જાતી'તી. વાત પ્રગટ હતી. તારો ડાડો એને નો'તો તેડતો. ઘરમાં ડાઈ ડુઈ રાજપુતાણી : કહ્યું : બાપ ! બહુ વરસ વીત્યાં. મનાવીને તેડી આવ. ભીમજી ગોહિલ તેડવા જાય છે. ત્યાં એને

જુદું શયનગૃહ અપાય છે. એને સૂતો મેલીને કુંવરી કાળી મેઘલી મધરાતે થાળ લઈને ચાલી નીકળે છે. અણુજંપ્યો ભીમજી તલવાર સંભાળે છે, પાછળ પાછળ લપાતો ચાલે છે. ઝૂંપડીએ પહોંચેલી કુંવરીને ફકીર 'કેમ મોડી આવી?' કહી મોટા ખેંચે છે. તોય પ્રેમમાં અંધી કુંવરી પાણી લેવા જાય છે. પાછળ ભીમજી ફકીરને ઝાટકે દો છે. ફરી છુપાય છે. કુંવરી આવીને મૂઆ સાંઈને મોઢે પાણી મેલે છે કે: 'તારા મારતલને મોત ભેળા કરી–કારવીને હું છાશ ફેરવીશ. તારા જીવને ગત કરજે।'

'ભયંકર! ભયંકર! ભયંકર નારી!' હાથીલા પાછો વળો આવનાર ભીમજી ફુઈને આ ભયંકર કથા વર્ણવે છે ત્યારે ફુઈ કહે છે કે: 'બાપ, એના પેટના કેવા પાકે! કેવા સાવજ પાકે! જાતી રાજપુતીને રાખે, હો બાપ! તેડી આણ, ને રાજપુતીનાં રતન પકવ્ય એના ઓદરમાં!'

'એ ઉદરમાં પાકેલું રતન તારો કાકો હમીરજી, દેવડી! એ ત્રણે ભાઈઓમાં સૌથી નાનેરો, કાચો કલૈયો હતો. તારા બાપુ અરજણજી ને તારા કાકાબાપુ દુદોજી આંહીં જુનાગઢ મારા બાપુની ચાકરીમાં રોકાયા હતા. હમીરજી એકલો ઘેરે. સાંભળે છે કે સોમનાથને તોડવા પાદશાહી ત્રીજી વાર આવે છે, છતાં કોઈ કરતાં કોઈ રાજબીજ દેવોનાય દેવ મહેશ્વરની મદદે કાં ન ચડે! પોતે એકલો નીકળે છે. ભેળા એકલોહિયા, થોડીક માટીના ધડેલા, થોડાક મરણિયા જોદ્ધા છે. મારગે કોઈ ક્ષત્રી? કોઈ રાજબીજ? કોઈ હિંદુ? ના, ના, ના, દેવડી! તારો કાકો એકલવીર: સના પંથનો એક જ સાવજ: મોં ઉપર મોતના સોહાગ માણવાની મીઠાશ: જીવતરના પ્રભાતને પછવાડે ઠેલતો, મોતની સંધ્યાનો માણતલ, ગોહેલ હમીર જ્યારે ચાલી નીકળ્યો છે ત્યારે દુદાજીની રાણી તારી કાકીએ નથી હાથમાં શીફળેય દીધું, નથી કપાળે ચાંલ્યોય ચોડયો, નથી એક આશિષનોય બોલ ઉચ્ચાર્યો. ઘરમાંથી મડું કાઢે તેમ દેવરને કાઢયો. તું તો તે દી થેડિયે હઈશ.'

'મા કહેતી'તી એક દી કે છેલ્લી વેળાએ કાકા મને એક બચી કરીને એક હીંચોળો નાખતા ગયેલા.'

'એ બચી હું તારા મોં માથે આજ પણ લીલી ને લીલી નીરખું છું, કુંતાદે! એવાં વહાલનાં ને એવી વિદાયનાં અમી સુકાય નહિ કદી. એના પંથમાં રાજપુતભાઈઓની બથભરી ભેટો નહોતી, ચારણોના ખમકારા નહોતા, વસ્તીનાં વળામણાં નહોતાં. તરવાયાની ડાંડીએ કે શરણાઈના સિંધુડા નહોતા, બ્રાહ્મણોના આશીર્વાદો નહોતા. સોરઠની વાટ સુલતાનની ફાળ ખાધેલી વરાળે બળતી જેઠી હતી. માનવી માત્ર ચકલ્યાંની જેમ મહેલે ને કૂબે સંતાઈ બેઠાં હતાં–હાય જાણે પાદશાહ પાછળથી બાતમી કાઢીને વીણી વીણી ઘાણીએ પીલશે. એને પગલે વારણાં લેતું'તું મોત, મોત, એકલું મોત: ટાઢુંબોળ એકલું મોત.'

'એ મોતની મીઠી લાવણી એણે મારગને કાંઠે સાંભળી નાનકડા એક નેસડામાંથી. પરોઢને

પહેલે પહોરે એને કાને કોઈ નારી કંઠના મરસિયા પડ્યા. એણે ઘોડો થંભાવ્યો. ધરાઈ ધરાઈને રોણું સાંભળ્યું. રોણું પૂરું થયે એણે ઘોડો નેસમાં લીધો. પૂછ્યું: 'કોણ ગાતું'તું મરસિયા ?'

'બાપ, હું હતભાગણી ગાતી'તી ! અપશુકન થયાં તું વીરને ?' આંસુ–ભીંજેલી આંખે એક ડોશીએ ઓસરીમાં આવીને કહ્યું.

'ના આઈ ! સાચાં શુકન સાંપડ્યાં ! જોગમાયાનાં બાળ છો ?'

'હા બાપ, રંડવાળ્ય અને વાંઝણી ચારણ્યનો અવતાર છે મારે !'

'કોના મરસિયા કહેતાં'તાં, આઈ ?'

'છોકરાના ! પેટના પૂતરના ! પંદર જમણ પૂર્વે પાછો થિયો છે—એકનો એક હતો !'

'જીવતે લાડ લડાવનારી મા ! મૂઆ પછીય શું તું બાળને આટલો લડાવી જાણ છ ?'

'માનો તો અવતાર જ એવો કરી મૂક્યો છે ને, ભાઈ !'

'આઈ ! મારાય એવા મીઠા મરસિયા કહેશો ? મારે સાંભળતાં જાવું છે.'

'અરે મારા વીર ! તારા મરસિયા ? તુ જીવતે ? તને જો મૂઓ વાંછું તો હું ચારણ્ય આવતે ભવેય દીકરો પામુ ખરી કે ?'

'મા, હું જીવતો નથી. જગતે મને મૂઓ જ ગણ્યો છે. હું તો મસાણુને મારગે જાતું મડું છું. હું એવે ઠેકાણે જાઉં છું કે જ્યાંથી જીવતાં પાછા આવવાનું નથી. મોતને તેડે જાઉં છું.'

'ક્યાં ?'

'સોમૈયાની સખાતે.'

એ નામ કાને પડતાંની વારે જ ત્યાં ભેળું થયેલું ગામ તેતરનો ઘેરો વિંખાય તેમ વીખરાઈ ગયું. બુઢ્ઢી ચારણી એકલી પોતાના ફળીમાં ઊભી ઊભી આ જુવાનને જોઈ રહી. 'તું ! તું એકલ ઘોડે ? સોરઠ બધીય બીને ઘરમાં બેઠેલ છે, તે ટાણે તું એકલો ? મા, બાપ, બેનડી, ભાઈ, ભોજાઈ કે ચૂંદડિયાળી રજપૂતાણી–કોઈ કરતાં કોઈએ તુંને રોક્યો નહિ ?'

'રોકનારું કોઈ નથી. હોત તોયે જાનારને રોકનાર કોણ ? આઈ ! ઝટ મને મારા મરસિયા સંભળાવો. મને મોત મીઠું લાગે એવું કરો. મારે ને સોમૈયાને છેટું પડે છે, મા !'

'પણ તું કોણ છો ?'

'ગોહિલ છું.'

'ગોહિલ ? મોરલીધરનો ઉપાસી તું મહાદેવને કારણે મરવા જાછ ?'

'હું શાસ્તર ભણ્યો નથી, આઈ! દેવ દેવ વચ્ચેના ભેદનો ભરમ મેં જાણ્યો નથી. જાણીને કરવું છેય શું?'

'કયું ગામ તારું?'

'હાથીલાનો હું ફટાયો: નામ હમીરજી.'

'ગોહિલરાજ ભીમજીનો પૂતર?'

'હા મા, મારા મરસિયા ભણો.'

ચારણી થોથરાઈ.

'પાદશા'થી બીતાં હો તો નહિ, હો મા!'

'બીઉં છું, પણ પાદશા'થી નહિ.'

'સમજ્યો છું, આઈ! મારા ભાઈઓથી!'

'ન સમજ્યો, બાપ! કોડ પડાવ મા! અટાણે તો તું તારે જા ને ચારણીનું વેણ લેતો જા કે તું પ્રભાસમાં જુદ્ધ કરતો હોઈશ તયેં મારા મોંના મરસિયા સાંભળતો સાંભળતો જ મોતને ખોળે પોઢીશ. આજ તો મને માફ કરજે, બાપ!' ચારણીએ ખોળો પાથર્યો.

'સમજાણું હવે. વાણી તમારી ખોટી પડે એ બીક!'

'ખમા, ખમા, બાપ હમીરજી! વાણીની આબરૂ વસમી છે, એ આબરૂનો કાંટો આખરી ઘડીએ જ તોળાય છે ને ભલભલેરા એ અંતની પળે જ ભૂંડા દેખાતા હોય છે. મોતની વાતું તો, વીર, સોયલી છે, પણ મોત સામું આવીને ઊભું ર' છે તયેં......'

'તમે સાચું કહ્યું, માડી! તમારી વાણીને હું જોખમમાં નહિ મુકાવું. હવે તો વચને પળજો ને હું સાંભળું તેમ કહેજો હો! મોડું ન થાય, હો મા!'

'વિશ્વાસે રે'જે!'

'ને પછી તો, દેવડી, પ્રભાસના દરવાજા આડા ઓડા બાંધીને સુલતાની સેનાને ભાલાની અણીએ હિલોળતા તારા કાકાનું મોત એ જ ચારણ ડોશીના આ મરસિયાથી અમિયલ બન્યું હતું. સાંભળ!'

સતારના ઝંકારે ઝંકારે રા'ને કંઠેથી સોરઠા નીગળવા માંડ્યા—

'વેળા-વેળા-વેળા આવ્યે વીર
સખાતે સોમૈયા તણી.
દિલોળવા હમીર
ભાલાની અણીએ ભીમાઉત!

'હે ભીમજીના પૂતર, વહેલો આવ, વહેલો આવ, વહેલો આવી પહોંચ !

'પાટણ આવ્યાં પૂર
ખળહળતાં ખાંડાં તણાં;
શેલે માંહી શૂર
ભેંસાસણ શો ભીમાઉત.

'સુલતાનનાં ખડ્ગોનાં ધસમસતાં પૂર દેવપાટણ ઉપર આવ્યાં, તેની અંદર, ઓ મારા વીર હમીર, જંગી પાડા જેવડો શૂરો જાણે તું શેલારા દેતો દેતો તરતો ઘૂમે છે.

'વેળ તુંહારી વીર
આવીને હવાંરી નહિ;
હાકમ તણી હમીર
(આડી) ભેખડ હુતી ભીમાઉત !

'પણ ઓ વીરા મારા ! તારા શૂરાતનની સાગર-ભરતી ત્યાં આવીને ઓળંગી ન શકી, કારણકે આડે સુલતાનની પ્રચંડ ફોજરૂપી ભેખડ ઊભી હતી.

'આખરે તો પડવાતું જ હતું. તારા કાકાનું શિર પડ્યું, ધડ લડ્યું, ધડ પડ્યું, ઘોડો પડ્યો, અને એ ભેળું કોણ કોણ પડ્યું, દેવડી ! ન કોઈ રાજા, ન કોઈ બ્રાહ્મણ, ન કોઈ જતિ-સતી, શંભુના નામે બે હજાર ગામડાંનો ગરાસ ખાનારા ને ગુલતાન કરનારા કોઈ કરતાં કોઈ દાઢીમૂછના ધણી નહિ પણ—

'તું પડતે પડિયા
હર, શશિયર, હિમાપતિ;
છો ચૂડા ચડિયા
ભજ તોય ભાંગ્યે ભીમાઉત !

'તારા પડવા ભેળા જ પટકાઈ પડ્યા—એક શંભુ પોતે, બીજો શંભુનો વરદાનધારી ચંદ્રમા, ને ત્રીજા હિમાચળના ધણી પ્રજાપતિ પોતે. એક તારી ભુજાઓ ભાંગતે તો એ ત્રણેની સ્ત્રીઓના છયે હાથના ચૂડા ભાંગ્યા. ત્રણે રાંડી પડી.

'વન કાંટાળાં વીર !
જીવાને જેવા પિયાં;
આંબો અળવ હમીર
મોરીને ભાંગ્યો ભીમાઉત !

'ઓ મારા વીરા ! તારા જેવો આંબો, શૂરાતનની શીતળ ઘટા પાથરવા જેવડો થાય તે પહેલાં, જ્યાં મોર બેઠા ત્યાં જ ભાંગી પડ્યો. હવે અમારે સંસારમાં શો સ્વાદ રહ્યો ? હવે

આંબાનાં દર્શન કયાં પામવાં છે ? હવે તો જીવવું છે ત્યાં સુધી કાંટાળાં ઝાડવાંથી ભરેલાં જંગલો જ જોવાં રહ્યાં છે. હવે તો સોરઠની ધરા માથે ઊભાં છે એકલાં જાળાં ને ઝાંખરાં.

' દેવડી ! ' રા'એ સતાર ધીરેથી નીચે મૂકયો ને કહ્યું. ' તારા કાકાના જેવું મંગળ મોત કોને મળશે ? આજકાલ કોના પ્રારબ્ધમાં આબરૂભર્યાં અવસાન પણ રહ્યાં છે ? હે રુદ્ર ! મસાણના સ્વામી, હે મહેશ ! તારે ખોળે...'

' અત્યારે તો મારે ખોળે...' કુંતાદેએ રા'ને પોતાની છાતીએ ખેંચી લઈને કહ્યું. ' આબરૂ-ભેર જીવતર તો જીવી લ્યો !'

પછી એ રાત્રિના ચોથા પહોરે જ્યારે ચોઘડિયાં બજવા લાગ્યાં ત્યારે રા' અને કુંતાદે ગોખની બારીએ ડોકાં કાઢીને કોઈ ગગનગામી ગળાના પ્રભાતી-સૂર સાંભળી રહ્યાં હતાં :

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો
કો...ઓ...ણ ઘૂ...મી રહ્યો...ની...ર...ખ...ને—
બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે

' નીરખને ' એ બોલે કોઈક કાકલૂદી કરતું હતું. ' કોણ ઘૂમી રહ્યો' એ સૂરો આકાશમાં એક વિરાટનું આલેખન કરતા હતા. અને મંડળિક, પોતાના બોલથી રખે જાણે એ સંગીતબાંધી હવાને આંચકા લાગશે એવી બીકે, હળવાફૂલ અવાજે કહેતા હતા :

' દેવડી ! તારો નાગર જુવાન નરસૈંયો ગાય છે.'

' આવું અટપટું શું વળી ? બોલ્યું 'તમસું લાલા ! તમસું લાલા ! તમસું લાગી તાળી રે !' એવું મીઠું ગાતાં ગાતાં આ વળી શી માંડી !'

' હા ! હું પણ એ જ વિચારું છું—આવા ગહન ભાવની આંહીં કોને પડી છે ! બોલ્યાં મીઠાં સાકરિયાં રાધા-કાનનાં જ આંહીં તો ગમશે. પણ દેવડી ! આ મ્લેચ્છો ડાહ્યા લાગે છે. સાંજે જ સાંઈ જમિયલશા એ ' એક તું ' શ્રીહરિની જ વાત કરતા હતા. મ્લેચ્છોને આ દરવેશો એક જ ગાંઠ વળાવી રહ્યા છે. 'એક તું ! એક તું ! અલ્લા હુ અકબર !' બીજી બધી લપ કાઢી રહ્યા છે. કાલ વટલેલો મજૂર પણ 'એક તું' કહીને તમામ પંચાતમાંથી મોકળો થાય ત્યારે આપણાં વિચારજાળાંનો કોઈ આરોવારો નથી. સાંઈ જમિયલશા આપણા નરસૈંયાથી વધુ ડાહ્યો લાગે છે, દેવડી !'

' હા રે હા, કયાંક તમેય...' બાકીના શબ્દો કુંતાદે ગળી ગઈ.

[રા' ગંગાજળિયો]

દેશના ચાર રાજા એના ઉપર તૂટી પડવાની વાટ જ જોઈ બેઠા છે. મોટા રાણા રાજપુતાનાના રાજેરાજમાં સાંઢિયો ખૂંદાવતા ભભી વળ્યા, સૌને સમજાવી વળ્યા કે આપણે સૌ એક થાઓ, નહિતર યવનોનાં ધાડાં આ સૌને ગડપ કરી જશે: તો જવાબ શું મળે છે-ખબર છે? જવાબ મોંએથી તો મીઠો મધ જેવો મળે છે, પણ પાછળથી બધા બોલે છે કે એકેય ક્ષત્રિયની ગાદી ન ટકી રહી ને ગુર્જરદેશ એકલો જ યવનોની સામે ટક્કર ઝીલે તેમાં અમારું શું ગૌરવ?'

'હં-હં-' પાણી બોલ્યાં. 'એ તો આંહીં ધોણ્યો ધોવા આવતાં બૈરાંઓ બોલે છે તેના જેવું: આવ બાઈ હરખા તો આપણે બેય સરખાં.'

'હાં-હાં! હવે સમજ્યાં, હો પાણી! પછી થાકીને મોટા રાણાએ ગુર્જરદેશના નિજના જ, નોખનોખા ચોકા જમાવી બેઠેલા મંડળેશ્વરોને ઘેર જઈ જૂથ બાંધવા સમજાવ્યા, પણ એ ટેંટાં તે માને? એને સૌને તો એમ છે કે કોના બાપની ગુજરાત! કટકો કટકો સૌ સૌના બાપનો! એમાંય પેલા *ગોધ્રપુરના રાજા ઘુઘૂલે હમણાં શો જવાબ મોકલ્યો છે-જાણો છો? જવાબમા કરો કાગળપત્ર નહિ, કશો સંદેશો નહિ, પણ બે વાનાં-ફક્ત બે જ વસ્તુઓ. એક સાડી-બૈરાંને પહેરવાની સાડી, ને બીજી બૈરાંને આંખોમા આંજવાની કાજળની દાબડી હી-હી-હી-હી-!' આરો હસી પડયો.

'એનો શો અર્થ?' પાણીએ પૂછ્યું.

'મૂઢમતિ! આટલાં વર્ષોથી રોજરોજ અપાર સાડીઓના મીઠા માદક મેલ ખાઓ છો, અને હજારો લલનાઓનાં લોચનોમાંથી, રાત્રિએ રાત્રિનાં સુરત-શણગારના સુગંધી કાજળો લૂછીને લઈ જાઓ છો તોપણ સાન ન આવી? શાની આવે! તમે તો પાણી: નાન્યતરજાતિ! નપુંસકો! તમને નર કે નારીના સંકેતોની ગતાગમ કયાંથી પડે!'

'પણ હવે તો પાડો, મોટા મરદ મૂછાળા!' પાણી બબડ્યાં.

'ગોધ્રપુરના ઘુઘૂલે સાડી અને કાજળની દાબડી મોકલી તેનો મર્મ એ થયો કે 'હે ગુર્જરાત! તું શણગાર સજીને મારી રાણી બની મારા અંતઃપુરમા આવ. હું ગોધ્રપુરનો ઘુઘૂલરાજ તારા સમી કૈંક ભૂમિઓને મારી વિલાસિનીઓરૂપે રણવાસમા રાખીને રહ્યો છુ.'

'પછી મોટા રાણા તો ખિજાયા હશે!'

'ખીજનું તો શુ પૂછવુ! પણ કહે કોને? કરે શુ? ગોધ્રપુરના ઘુઘૂલને દંડવાની શી મજાલ છે પાટણની! નાના રાણાને દોટાદોટ બોલાવ્યા પાટણ, પછી બાપ-દીકરો બેઉ બેઠા બેઠા સમસમી રહ્યા છે, સાડી અને કાજળની દાબડી સાચવીને પટારામા રાખી મૂકી છે.'

'મોટા રાણાને કયાંય સુખ નહિ?'

* હાલનુ ગોધરા

'ક્યાંય સુખ નહિ, ક્યાંય વિસામો નહિ ?'

'વિસામો' શબ્દ સાંભળતાં જ મલાવના મુખ્ય આરાની સામે ઊભેલો, વિસામા નામે ઓળખાતો, માથોડું ઊંચો ઓટો બોલી ઊઠયો:

'મારું નામ કેમ લો છો ? મારી ઓથે આવીને કેટલીયે રાતના અંધારાંમાં કોઈક બે જણાં આંહીં મોટા રાણાની વાટ જોતાં ઊભાં રહ્યાં તે જાણો છો ?'

'કોણ બે જણાં વળી, હેં મૂંગા ! તને મૂંગાને વળી વાણી ક્યાંથી ફૂટી ?' આરાએ વિસામાને ધમકાવી કાઢયો.

'એનું નામ દેવરાજ પટ્ટકિલ અને મલ્નરાણી. એ તો અહીં વારંવાર આવે છે. એને ખબર છે કે નાના રાણાનું સત્યાનાશ કાઢી રહેલ છે મામા. એની આંતરડી દાઝે એવી તો કોઈની ન દાઝે, ખબર છે મૂરખા !'

'એને શાનું દાઝે ? એ કોણ ?'

'એ હું શા માટે કહી દઉં ? નહિ કહું. એ આંહીં ત્રણ વાર આખી રાત રોકાઈને પાછાં ગયાં, પણ મોટા રાણાનો જોટો જ થયો નહિ. એણે તો આ મીનલપામાદમાં કેટલી વાર માનતાઓ ચડાવી !'

'કેટલી વયનાં છે ?' આરાનું એક લીસું પગથિયું પણ વાતોમાં ઊતર્યું.

'દેવરાજ પચાસ વર્ષના, મલ્નરાણી ચાળીશનાં.'

'ત્યારે તો એ નહિ.' લાલ લાલ લીસા પગથિયાએ મોં મચકોડ્યું.

'એ વળી કોણ ? તું ય બહુ સાફાઈ કરનું પાછું સ્પષ્ટ વાત કહેતું નથી ! ઉપાડીને તને ફેંકી દેશે મામો, ખબર છે ?' આરાએ પોતાના એ લીસા પગથિયાને ધધડાવી નાખ્યું.

'એ તો છે પચીસ અને અઢાર વર્ષનાં બે જણાં.'

'તારે ને એને ક્યાંની ઓળખાણ ?'

'ઓળખાણ તો બહુ મીઠી છે, અને જેટલી મીઠી એટલી જ વેદનાભરી છે.'

'કેમ મીઠી ને વેદનાભરી ?' પાણીએ પૂછ્યું.

'જુઓ ને, મારા જેટલો સુંવાળો છે કોઈ બીજો એકેય પથ્થર આ આરાનો ? આંહીં પોતાના પગ ઘસીને કોણે મને ફરસું બનાવ્યું, જાણો છો ?'

'જાણી જાણી હવે !' આરો ચડભડ્યો. 'પેલી વયજુકાએ ને ?'

'હા, હા, પોરવાડ-ઓળના રસ્તેથી આંહીં ધોણ્ય ધોવા એ વયજુકા આવે છે. અને રાજગઢમાંથી નાના રાણાની ધોણ્ય લઈ ને આવે જે એક વંઠક. એનું નામ ભૂવણો ગૂડિય.'

# આરા-પાણીનાં છાનગપાતયાં

## દસ વર્ષ પછી—

મલાવ તળાવનાં પાણીમાં દિવસભર જેટલાં વળિયાં પડતાં, તેટલાં જ ત્યાં જનરવનાં જૂજવાં મોજાં લહેરાતાં.

જનરવ શમી જતો ત્યારે રાતને એકાંત પહોરે મલાવના આરા અને મલાવનાં પાણી વચ્ચે છલક છલક સ્વરે જાણે કોઈ વાર્તાલાપ ચાલતો. પાણી પૂછતું હતું: આરા જવાબ વાળતા હતા. મધ્યભાગમાં પાણીની વચ્ચોવચ ઊભેલા મીનલપ્રાસાદના મહાદેવ એકલા જાણે આ વાર્તાલાપ સાંભળતા અને મંદિરના ગર્ભાગારમાં બળતી દીવાની જ્યોત વચ્ચે વચ્ચે ચિડાઈને શિખા ધુણાવતી શિવપાર્વતીને પૂછતી હતી કે: 'તમે કેમ શોકમાં રહો છો ? કહેનાં કેમ નથી ? પાણી અને આરાના બડબડાટ તમને શી વ્યથા કરી રહ્યાં છે ?'

પાણી પ્રશ્ન કરતાં: 'પહેલાં પાંચ વર્ષે તો આંહીં નિત્ય નિત્ય નવલાં નવલાં પ્રજાજનોની ભીડ ઊભરાતી, ને હવે કેમ તમારાં પગથિયાં ખાલી પડયાં રહે છે, હેં આરા ?'

આરા જળવાણીને જવાબ સંભળાવતા: 'આવેલાંઓ પસ્તાઈને પાછાં ચાલ્યાં જાય છે. આવવા તૈયાર થયેલાઓ આંહીંની હાલત સાંભળીને અટકી જાય છે. ગામેગામ ખબર પડયા છે કે ધોળકે તો મામા આવ્યા પછી કોઈને સુખ રહ્યું નથી.'

'મામા કોણ છે ?'

'મામાને ઓળખતાં નથી, મૂરખાં મલાવના પાણી ! તમારાં હૈયાં ઉપર હોડીઓ તરાવે છે, હંસો-બતકોને ને જળકૂકડીઓને ઝાલી જાય છે, એ મામાને નથી ઓળખતાં ? એનું નામ સાંગણમામા !'

'એ કયાંના છે ?'

'સોરઠદેશના, વામનસ્થલી રાજના: આપણા રાણા વીરધવળના સાળા, રાણી જેતલબાના માડીજાયા !'

'મામા સાંગણ ઠેઠ વામનસ્થલીથી આંહીં આવ્યા, તેમાં બીજાં કેમ પાછાં જાય છે ? આવેતુઓ કેમ અટકી જાય છે ?' એમ પૂછતાં પૂછતાં પાણી વધુ ને વધુ ઉત્સુક બની, આરાનાં પગથિયાં ઉપર દોડાદોડ કરે છે, પણ આરાના લીસા પથ્થરો તેમને લપસાવીને પાછાં મલાવમાં ઉતારી મૂકે છે. પછી જવાબ આપે છે:

'કારણકે મામા સાંગણ આંહીંનું મંત્રીપદ કરે છે અને એને મોંએ મીઠાશનું મધ ઝરે છે.'

'મોએ મીઠાશ ઝરે તેથી બીજા નાસે કેમ ?'

'એમ કે મનમાં ઝેરી કાળા નાગને સંઘરે છે મામા.'

'મનમાં કાળા વખનાગ શું કરે છે ?'

'ધવલક્ક (ધોળકા)ની પ્રજા ઉપર ઝીણા-મોટા નવા કરવેરા નાખે છે, અને ધવલક્કની નીપજ વામનસ્થલી ભેગી કરે છે.'

'મામાને એમ કરવા કોણ આપે છે ? શા માટે એમ કરવા દે છે ?'

'મામાને એમ કરવા રાજના અધિકારીઓ આપે છે. જૂના દંડનાયક વામનદેવ પણ મામાની મદદમાં છે. ગામેગામના પટ્ટકિલો (પટેલો) ભળી જાય છે, કેમકે મામાની લૂંટમાંથી એમને ભાગ મળે છે.'

આરાના સ્વરો, વાત જેમ જેમ આગળ ચાલી તેમ તેમ ભયભીત અને ધીરા બનતા ગયા. અહોરાત બડબડાટ કરવાની પાણીની લત તો જાણીતી છે ! એટલે વળી પાછાં અંજ'પ્યાં જળ નવા પ્રશ્નો પૂછીને આરાનું મગજ પકવે છે :

'મોટા રાણા ને નાના રાણા કેમ પોતાના રાજને લૂંટાવા આપે છે ?'

'બેમાંથી એકેયને ક્યાં ખબર છે ? નવા રાજા, નવી પ્રજા, પોતાનું કોણ ? મોટામાં મોટું સગપણ બેનભાઈનું. ભાઈને પોતાનો ગણીને રાણી જેતલબાએ રખેવાળ કર્યો-કોને ખબર કે વાડ થઈને ચીભડાં ગળે છે ?'

'નાના રાણાને મોટા રાણાએ વામનસ્થલીના એવા લૂંટારા પઢિયારને ઘેર કાં પરણાવ્યા ?' જળનો અવાજ વેદના પકડતો હતો.

'સામેથી દેવા આવ્યા, ગળે પડયા. ગણતરી જ એવી કે બેનની માલમતાએ ઘર ભરવા થાશે. મોટા રાજવાળાને દીકરી દેવાનો એ જ આશય હોય ને ?'

'જેતલબાનેયે જાણ નહિ હોય ?'

'જેતલબાના દરદાગીના પણ મામાએ તાળાંચાવીમાં રાખેલ છે. જેતલબાને તો પટાવી લીધાં છે, એમ કહી કહીને કે તારો સસરો તો ગુજરાતને આબાદ કરવા ગાંડોતૂર બન્યો છે, ધોળકાની સંપત્તિ પાટણમાં લઈ જઈ પધરાવે છે, તને ભીખ માગતી કરશે, લાવ તારા દરદાગીના સાચવીને રાખું.'

'મોટા રાણાને પાટણનું શું હજુય ઠેકાણે નથી પડતું ?'

'અરે......એની તો દુર્દશા થઈ ને ! એ તો એ જ જીવી શકે ને જીરવી શકે. મારવાડ

'હા, અને હવે ભસી નાખ ને, પાણા !' આરો હી-હી-હી હસે છે. 'કે પોરવાડની પુત્રી વયજુકા રાજગઢના ગોલા ભૂવણુ ગૂડિયને પ્રેમ કરે છે–એ જ કહેવું છે ને તારે, પગથિયા ?'

'નહિ રે નહિ, રઢિયાળા ! પોરવાડની દીકરી હાલતાં ને ચાલતાં તળાવ-પાળે પ્રેમમાં પડી જાય તેવી નથી. સૌનો પ્રેમ કાંઈ તારા શેવાળ જેવો લપસણો ન હોય. એ વયજુકાનો ભાઈ દીઠો છે ?'

'કોણ ?'

'તેજપાલ નાણાવટી. મંડલિકપુરનો વાણિયો. આજાનબાહુ યોદ્ધો.'

'આજાનબાહુ યોદ્ધો હોય તો પહોંચે નહિ મામા સાંગણને !'

'હં—અં !' પગથિયું બોલ્યું. 'કાંઈ તારા રાજપુતો જેવો ચડાઉ ધનેડું નથી કે તારા જેવાનો ચડાવ્યો ભુજાનાં જોર વાપરી નાખે !'

'ત્યારે ?'

'એ તો સબૂરીભરી તૈયારી કરે છે. એને ઘેર તો ગામેગામનાં લોક આવે છે. કોઈ સોના-રૂપાનાં રહ્યાંસહ્યાં ઘરેણાં વેચવા આવે છે, તો કોઈ જમીનો માંડી દેવા આવે છે. સૌને એ સમજાવે છે કે વેચીવેચીને કયાં સુધી લાંચ ખવરાવશો પટ્ટકિલોને, અધિકારીઓને ને મામાને? જૂથ બાંધો ને ! એકલઠ્ઠા બનો ને !'

'તે આ દુ:ખની વાત વયજુકાનો ભાઈ રાણારાણકીને કેમ કહેતો નથી ?'

'કાચું કાપે તેવો નથી એ વાણિયો. વસ્તી તો મામાની એક ત્રાડે રાણાની આગળ ફેરવી તોળે કે, ના રે ના, વયજુકાનો ભાઈ તો જૂઠો છે ! અમને તો મામાનું કાંઈ દુ:ખ નથી ! તો પછી વયજુકાના ભાઈનો વક્કર શો રહે ? એ તો વસ્તીને એવી ટેકનું પાણી પાય છે કે મામો સાંગણ ઊભાં ને ઊભાં ફાડિયાં કરી નાખે તોપણ કોઈ પ્રજાજનનો બોલ બદલે નહિ.'

'એવું શે થાય ?'

'વયજુકાનો ભાઈ પોતે ટેકીલો થાય તો જ થાય. પણ એ ટેકની કસોટી લોકો નજરે જુએ તો જ થાય.'

'પણ વયજુકાની ને વંઠક ભૂવણાની શી વાત કરતું હતું તું, એ તો કહે, સુંવાળા પગથિયા !'

'એ નહિ કહું.' એમ કહીને પગથિયું ચૂપ થઈ ગયું.

કેમકે પરોઢ પડતું હતું. આરા ઉપર એક અઢાર વર્ષની કુમારિકા સ્નાન કરવા ઊતરતી હતી. તેની સાથે એક છવીસેક વર્ષની શ્યામવરણી સ્ત્રી હતી.

એકનું નામ વચનુકા ને બીજીનું નામ અનોપ. એક નણંદ ને બીજી ભોજાઈ. એક કુમારિકા ને બીજી સુવાસણ, છતાં ઘડીક કુમારી લાગે ને ઘડીક વિધવા ભાસે.

શિવના સ્તોત્રધ્વનિ સામસામી પાજે ગુંજતા થયા. લોકો નાહતાં હતાં. મંદિરમાં પ્રાતઃકાળના ઘંટા વાગતા હતા. [ ગુજરાતનો જય : ખંડ ૧ ]

## ‘ભડકમદાર !’

એશને દેવુ સામે લેવા આવેલો. એના મોં પર લાલી ચડી હતી. ‘ઓ અનસુ !’ એમ કહી એણે અનસુને બાથમાં લઈ એ ચીસ પાડે ત્યાં સુધીની ચીપ દીધી ને અનસુને રીઝવવા એ ભાત-ભાતની પશુ-વાણી કરવા લાગ્યો. એણે યમુનાબહેનની પાછળ છાનામાના જઈને ચીટી ખણી. કોપેલી યમુના પાછળ ફરી જુએ તો દેવુ મોં ફેરવીને સાવ અજાણ બની ઊભેલો. યમુનાનો કોપ મસ્તીરૂપમાં ફેરવાઈ ગયો. યમુનાએ દેવુના બરડામાં એક ધબ્બો દીધો.

સામાન ઉપડાવતી ભદ્રાએ આ તોફાન-મસ્તીમાં દેવુનું ને યમુનાનું નવું જીવન નાદ કરતું દીઠું. કોઈકને ધબ્બો મારવાનું દિલ તો એનેય થઈ આવ્યું, પણ એનો ધબ્બો સુસ્થાને શોભે તેવો કોઈ બરડો ત્યાં નહોતો. કિશોર છોકરો કે ગાંડી બૈરી બની જવા એનું મન ઝંખી ઊઠયું:

‘ફૂટ્યો લાગે છે તારી બાએ !’ રસ્તે ટપ્પામાં ભદ્રાએ દેવુને અભિનંદન આપ્યાં.

‘ફૂટવે જ તો ? શા માટે ન ફૂટવે ?’ દેવુનાં ગલોફાં ફૂલ્યાં.

ભદ્રાએ અંતરથી આશિષો દીધી ને કહ્યું : ‘મારી ગેરહાજરીમાં ઘી-ગોળ કેટલાં ઉડાવી ગયો તેનો હિસાબ દેજે જલદી ઘેર જઈને, રઢિયાળા !’

‘ચોરીને ખાધું તેનો હિસાબ હું શાને દઉં ? ચોરને પકડવા આવનારે જ એ તો શોધી કાઢવું રહ્યું !’

ભદ્રાને આ જવાબો સુખના ઘૂંટડા પાતા હતા. ‘હાશ બૈ ! છોકરાના મોં માથેથી મારી *કે કોઈની ઓશિયાળ તો ગઈ ! હું કેટલું અંતરાવતી તોય કદી સોટીનો છાંટોય ડિલે ચડ્યો'તો !* હે તુળસી મા ! મારો ભાર તમે ઉતાર્યો !’

એણે પૂછ્યું : ‘બા શું કરે છે ?’

‘નજરે જોજો ને ! ઘર કયાં દૂર છે ? જોઈ જોઈને દાઝજો !’

‘જોઉં તો ખરી ! મને દઝાડે એવો તે કયો અગ્નિ પેટાવેલ છે તારી બાએ ?’

એમ કહેતી ભદ્રા ઘરમાં દાખલ થઈ ત્યાં તો એણે અનાજની ગૂણીઓ ઠલવાયેલી દીઠી. ચોખા ને ઘઉંના ડુંગરા થયા હતા. સોવાનું ને ઝાટકવાનું ધમધોકાર ચાલતું હતું. સાફ થયેલા

અનાજને એરંડિયું ચડાવવાની ક્રિયા થઈ રહી હતી બે મજૂરણોના હાથમાં સૂપડાં ને ચાળણીઓ ચાલી રહ્યાં હતાં. તે એક ઓરડો વટાવી ભદ્રા બીજામાં ગઈ તો એણે 'બડકમદાર ! બડકમદાર !' એવા શબ્દો સસરાના ગળામાંથી પૂર્ણ છટા સાથે છૂટતા સાંભળ્યા ને ત્યાં એણે પીંજારાની તાંત ચાલતી દીઠી.

બાપુજી ત્યાં બેઠા બેઠા ઘરનાં જરીપુરાણાં ગાદલાં ઉખેળાવી અંદરનું રૂ પીંજાવતા હતા. એણે ઊઠીને તરત કહ્યું : 'પહોંચ્યાં ને તમે ? વાહ ! બડકમદાર...! હાશ, હવે તો હું છૂટવાનો ! આ કંચને તો મારા માથે કેર ગુજાર્યો છે–લાવી દો એરંડિયું ! લાવી દો આમટા દાણા ! લાવી દો નવું રૂ ! આ રૂ સારું નથી, ને આ એરંડિયું દાણામાં ચડાવવા નહિ ખપ લાગે ! આ ખાટલાની પાટી ભરનારને તેડાવો ને પેલા ખાટલાને મુજ ભરાવી દો !–મને તો પગે પાણી ઉતરાવ્યા છે, બાપ ! આ તે દીકરાની વહુ કે કોઈ નખેદ દીકરો ! મને બેસવા દેતાં નથી. તમે હતાં તો મારે કેવું સુખ હતું ! દસ દસ વરસ પહેલાંનાં દેવુનાં મૂતરેલાં ગાભા જેવાં ગાદલાં એ...ઈ ને મઝાથી ચાલતાં, ને પંદર વરસથી પાટી ધોયા વગરના ઢોલિયામાંય ધસધસાટ ઊંઘ આવી જતી, ને વળી મહિને મહિને દાણો લાવીને ખાતા. તેને ઠેકાણે આ તો ઘરમા મોટી રાજક્રાન્તિ થઈ રહી છે ! મને શી ખબર કે તમારી દેરાણીને તમે આવડાં પહોંચેલાં કરી નાખ્યાં હશે ! નહિતર તમને હું દૂર રાખત શા માટે ? હવે તો, બાપ, તમારી સત્તા આ ઘર માથેથી ગઈ છે. ઘરનાં ખરાં માલિક આવી પહોંચ્યાં છે. હું સાચવવાનું કહેતો ત્યારે આકરું લાગતુ તો હવે લેતાં જાઓ, તમારી સત્તા જ ઝૂંટવાઈ ગઈ ! હાથનાં કર્યાં હૈયે લાગ્યાં !'

'દેવુ !' ભદ્રાએ પીઠ ફેરવી ઊભાં ઊભાં સસરો સાંભળે તેમ કહ્યું. 'બાપુજીને કહે કે મને બનાવો છો શાને ! તમે જ ઉપર રહીને કંચનની મદદથી મારી સામે આ કાવતરુ રચ્યું છે ના ! એટલા માટે જ એને લઈ ને તમે આંહીં આવ્યા હતા. પણ એ ગઈ કયાં ?'

એમ કહેતી ભદ્રા બીજે ઓરડે દોડી ત્યા એણે કંચનને પીંજાયેલા રૂના પોલ પાછળ છુપાયેલી પકડી પાડતા સામસામી હસાહસ મચી રહી. 'કાવતરાબાજ !' કહી ભદ્રાએ એના કાન આમળ્યા ભર્યો ભર્યો કંચનનો દેહ અંદરથી કોઈ અજબ સ્ફુર્તિએ ઊછળી રહ્યો એનાં અંગેઅંગમા જીવન કોઈ હાસ્ય ખેલી રહ્યું. તેની માછલી જેવી ગતિમાન કાયા ભદ્રાના હાથમાંથી સરી જવા લાગી. પીંજેલુ રૂ પડયું હતું તેના સફેદ સુંવાળા પોલને બાથમાં લઈને કંચન બોલી ઊઠી 'ખરેખર ભાભીજી, આજ સુધી બબ્બે મોટાં ગાદલાંમાં સૂતાં છતાં આ તો કદી ખબર જ નહોતી ! મને તો એવુ થાય છે કે રોજેરોજ નવાં નવાં ગાદલાં ભરાવ્યા જ કરું, રોજેરોજ નવુ નવુ રૂ પીંજાવ્યા જ કરું ને રોજ આ પોલમાં આળોટ્યા જ કરું ! ને સાંભળો તો આ પીંજારાની તાંત શું બોલે છે ?' એમ કહેતે એણે તાંતના ટેં–ટેં–ટ્ફ–ટ્ફ–ટ્ફ એવા અવાજોના ચાળા પાડી હાથની ચેષ્ટા માંડી.

ભદ્રા સમજી ગઈ. આ સર્વ સ્ફૂર્તિની ભૂખ એના શરીરની ગર્ભવતી સ્થિતિને આભારી છે ભદ્રાએ એને મસ્તકે હાથ મૂકીને ફક્ત એટલુ જ કહ્યુ 'હિલોળા કર, તુ તારે બે'ન, હિલોળા જ કરે આ વર તારુ જ છે!'

'ને બાપુજી તો કાંઈ છે ને, ભાભીજી!' કચને વાત આદરી 'હુ જે કહુ તે કરવા ખડે પગે બડકમદાર! ગાદલા માટે નવુ કાપડ લાવો, તો કહે કે બહુ સારું, બડકમદાર! જે મગાવુ તે લઈ આવી દેવા માટે બસ બડકમદાર! એ બોલે છે ત્યા તો મારાથી હસી પડાય છે એ 'બડકમદાર' બોલે છે ને મારા પેટમા જ ભાભીજી, કંઈક ઊછળના લાગે છે!' એમ બોલતી બોલતી કચન, જેણે ત્રણેત્રણ કસુવાવડો જ જોઈ હતી–જેણે સાતમા ને આઠમા મહિનાની સગર્ભાવસ્થાએ અનુભવાતો સ્વાદ કદી ચાખ્યો નહોતો, તે આ નવા અનુભવની કથા કહેતા નીચે જોઈ ગઈ. પેટમા બાળકનુ સ્પન્દન ચાલતુ હતુ.

ભદ્રાએ એનુ મો ઊચુ કર્યુ ને એની આખોમા પનપૂર્વેના થનગનાટને બદલે ગ્લાનિ ને વિષાદ, ભય ને ચિતા નિહાળના એનો પણ મર્મ ભદ્રા પારખી ગઈ કચનના નેત્રો એકાદ મહિના પછીની એક કટોકટી પર મીટ માડી બેઠા હતા એ ટાણે, એ પ્રસવની ચીસોને ટાણે, એ શિશુના પહેલા રુદનને ટાણે, આના આ જ સસરાના કાનમા શુ થશે? આ ભદ્રા, આ પાડોશીઓ, સુયાણી વગેરે સૌ શુ કરશે? કોઈને કઈ આડુઅવળુ કરવાની સૂચના તો નહિ થાય? એ કનકનો નિકાલ તો કોઈને નહિ ભળાવાય?

એ એકેએક મનોવેગને ભદ્રાએ પકડી પાડયો. ને એણે કશુ જ બોલ્યા વગર કચનના રૂના પોલ પર હળેના ચહેરાની જમણી આખને ખૂણે આવેલુ એક આસુનુ ટીપુ હળની આગળીએ ઉપાડી લીધુ.

ત્યા તો સસરાનો શબ્દ સભળાયો 'બડકમદાર! હું શાક લેવા જાઉ છુ. ગાદલાના ગનેફનુ કાપડ લેતો આવુ છુ બીજુ કાઈ જુવે છે, બડકમદાર? હૈ. હ! અત્યારે યાદ ન આવતુ હોય તો પછી કહેજો, બડકમદાર! કરમીની છીલ ને અમ્બરમીના ટાટિયા! અની એ અનસ્તુ, બડકમદાર! યમુના, બડકમદાર!' એમ બોલતા સોમેશ્વર માસ્તર રૂપેરી હાથાવાળી સીસમલાકડી વીંઝતા, ઘરમા છુપાઈને હસતી યમુનાના માથા પર લાકડી અડાડતા કહેતા ગયા કે 'બડકમદાર! કાણુ કહે છે તુ ગાડી?–બિલકુલ ગાડી નહિ, બડકમદાર?'

'બડકમદાર' શબ્દ કોઈ મત્ર કે સ્તોત્ર બન્યો હતો એ ઉચ્ચાર આખા ફળીમા જીવન પાથરતો હતો એ શબ્દ વાટે એક વૃદ્ધની સ્ફૂર્તિ ને શક્તિ હવામા લહેરિયા પાડતી હતી. ચાલ્યા જતા સસરાની પાછળ શેરી પણ ગાજતી ગઈ 'બડકમદાર!'

ભદ્રાએ એનો પણ મર્મ કલ્પી લીધો કે સસરા જાણે કોઈક અપૂર્વ આપત્તિના કસોટી

કાળને માટે કૃત્રિમ હિંમતનો સંચય કરી રહેલ છે. એવો અર્થહીન ઉચ્ચાર પગલે પગલે કાઢવાનો એ વગર બીજો હેતુ ન હોય. ને એ કસોટીનો કાળ કયાં દૂર હતો?

એક મહિના પછી એક પ્રભાતે કંચનની એ પ્રસવ-ચીમોનો પ્રારંભ થયો. એના ખાટલાને ઝાલીને ભદ્રા સુયાણીની સાથે બે રાતથી બેઠાબેઠ હતી. વેદના અસહ્ય હતી. કંચનને વેદના પીવાની ટેવ નહોતી, એને તો જાણે કોઈએ અગ્નિકુંડમાં ઝીંકી દીધી. એણે ચીસોને દાબવાની શક્તિ હતી તેટલી ખરચી. પણ છેવટે હોઠની ભોગળો ભેદતો ભેદતો સ્વર ફૂટયો—કેના નામનો સ્વર? કોને તેડાવતો પોકાર? કોને બોલાવતી ચીસ? એનું કોણ હતું? એને મા નહોતી, બહેન નહોતી, ભાઈ નહોતો, ને એક પણ એવી બહેનપણી નહોતી—એક પણ નારીસન્માનક પુરુષમિત્ર નહોતો, ભરથાર હતો પણ ન હતા જેવો-દરિયાપાર બેઠેલો, રૂઠેલો, પોતે જ ફગાવી દીધેલો. કોનું નામ પોકારે? કોના નામનો આધાર ધર્યો એ વેદનાની આંતર્વાણીએ?

'બાપુજી! બાપુજી! ઓ મારા બાપુજી...જી...જી!' એમ પુકારતાં એના દાંતની કચરડાટી બહાર બેઠેલા સસરાએ સાંભળી. કંચનને મન પોતાનો પરિત્રાતા, પોતાને માટે જગતની જોડે પણ જુદ્ધ માંડનાર આ એક જ પુરુષ હતો: સસરો સોમેશ્વર હતો. એણે પુકાર્યું:

'બાપુજી! ઓ મારા બાપુજી...ઈ...ઈ ઈ—!' ને દાંતની કચરડાટી પર કચરડાટી.

'તુળસી મા! હે તુળસી મા! તુળસી મા સારાં વાનાં કરશે, બેન!' બેઠી બેઠી ભદ્રા કંચનના લથડતા, કકળતા, ભાંગી ટુકડા થતા શરીરને ટેકવતી બોલતી હતી.

સોમેશ્વર માસ્તરનો એ સૌથી વધુ કપરો કસોટીકાળ હતો. ગઈકાલ સાંજ સુધી એણે વૈદ્યને બોલાવેલા, ઓસડિયાં ખાંડાવેલાં, સુવાવડનો ઓરડો સ્વચ્છ કરાવી ત્યાં ઢળાવવાના ખાટલામાંથી જાતે વીણીવીણી માંકડ કાઢેલા, ધૂપ દેવરાવેલો, ઓરડાને ગૌમૂત્ર છંટાવેલાં ને પૃથ્વી પર મહેમાન બનનારા માટે નાની માચી, પોચી ગાદલી, અરે-બાળોતિયાંના ટુકડા પણ પોતે ચીવટ રાખી રાખીને તૈયાર કરેલા.

એ જ ડોસાએ જ્યારે પ્રસવ સામે દીઠા ત્યારે એક ધ્રુજારી અનુભવી. એનું હૈયું પાછું પડયું. એની અંતર-ગુહામાં બેઠેલો સંસારી બોલી ઊઠયો: 'ઓઈ! પણ આ બાળક કોનું! ને શી આ વાત! આ દીકરાની નામરદાઈનાં નગારાં વગડાવછ! અલ્યા...આ ચીસો પાડનારી લગીર લજવાતી નથી!'

ઝાઝા વિચારોએ એને જાણે પીખી નાખ્યો. એને સ્વેદ વળી ગયો ને આજ એક મહિનાથી જે શૌર્ય-શબ્દ 'બડકમદાર' એના મોંને જંપવા દેતો નહોતો તે એના ગળાની નીચે રોકાઈ ગયો.

'બાપુજી! બાપુજી! ઓ મારા બાપુજી ઈ—ઈ—ઈ!' ચીસો ઊઠતી રહી. ચીસ પાડનારી



6

રાહ જોતી રહી કે હમણાં પડકારશે ડોસા–'બડકમદાર !' એટલે હું માનીશ કે મારા સસરા મારી વહાર કરવા, મને દાનવોથી રક્ષવા અહીં જ બેઠા છે, પણ કોઈ ન બોલ્યું–'બડકમદાર !'

સોમેશ્વરને લજ્જાએ, નબળા વિચારોએ ને આ ચીસોની નફટાઈએ ભાંગી નાખ્યો. એણે કાન આડી હથેળીઓ દાબી. એણે વહુના પ્રસવ-ખંડની પરસાળ છોડી દીધી. એ જાણે કે નાઠો, પણ નાસીને જાય કયાં ? નાસીને જવાનું એક જ ઠેકાણું હતું: પાછલી પરસાળે પડેલો અંધા જયેષ્ઠારામનો લબાચો.

સોમેશ્વર સરકીને ત્યાં પહોંચ્યા એણે જઈ ને જયેષ્ઠારામના હાથ ઝાલી લીધા. એના મોમાંથી 'કરમ ! કરમ !' એવા ઉદ્ગાર નીકળ્યા.

જયેષ્ઠારામે ઘરમાં જાણે કશું જ બનતું નથી એવા મિજાજે કહ્યું: 'કાં દવેજી ! આજ તમારું 'બડકમદાર' કયાં તબડકાવી ગયું ?'

'ચૂપ રહે, ભાઈ ! બોલ મા !' સોમેશ્વરે સાળાનો પંજો દબાવ્યો. 'હું હાર્યો છુ. મેં આ શું કર્યું ? હેં જયેષ્ઠા ! તેં આ શી સલાહ દીધી'તી મને ?'

'શું છે ?' જયેષ્ઠારામ હસ્યો.

'આ કોનું સંતાન ! હેં ? આ કોનું હશે ?'

'એ તો ખબર નથી, દવેજી ! પણ તમને કંઈ ખબર છે કે હું મારી માને પેટ કોનો જન્મ્યો હતો ? હેં દવે, પાકી ખબર છે તમને કે હું મારા બાપનો જ છુ, હેં ?'

એવા બોલના તાળા સોમેશ્વરની જીભે દેવાય તે પૂર્વે તો અંધાએ આગળ પ્રશ્ન કર્યો. 'ને તું પડે તારી માને પેટ કોનાથી, તારા બાપથી જ પાકેલ તેની તને ખાતરીબંધ ખબર છે કે દવે ! એંસી એંસી વરસના આપણા ન્યાતીલાને પૂછી જોશું, હેં દવે, કે મારી કે તારી માને પેટે હું ને તું કોનાથી પાકયા'તા ?'

સોમેશ્વર ચૂપ બન્યો થોડી વાર એ મૌન ટકયું. એ મૌનને વીંધીને બૂમ પડી 'ઓ બાપુજી ! ઓ મારા બાપુજી ! ઓ - ઓ .ઓ ..!'

'જા, દવે ! 'અંધાએ કહ્યું 'ને મનેય લેતો જા. કોઈએ આ સંતાન કોનું એવું પૂછવા જેવું નથી. તે પૂર્વે આપણે આપણી જાતને પૂછવું કે હું પોતે કોનો હોઈશ ? માટે ચાલ, એને હિંમત આપ પરસાળમાં બેસીને.'

બીજા હાથે દોરાતો અંધ તે ટાણે સોમેશ્વરને દોરી પ્રસવ-ખંડ પાસ લઈ ગયો ને ઊભા રહ્યા તે પછી પ્રસવની ભયંકર વેદના આવી. ચીસ પડી "'બાપુજી, ઓ મારા...'

'હો બચ્ચા ! આ રહ્યો હું બચ્ચા ! બડકમદાર !'

એ શબ્દો કંચને સાંભળ્યા ને તે પછી બીજી જ દાજે વિશ્વની પરસાળે, આમળવાડાને ઓરડે, તુલસીને ક્યારે, ઝબૂકના પરોણુલા શી એક બાલિકા ઊતરી પડી. સુયાણીએ બહાર આવી ખબર દીધાઃ 'દાદાને ઘેર લેણિયાત આવી !'

'બડકમદાર !' એ બોલ બોલીને ગોમેશ્વર માસ્તર ગદ્‌ગદિત બન્યા. એ તુલસી-ક્યારે ગયા. ત્યાં યમુના અનસુને લઈ ચુપચાપ બીડેલી આંખે બેઠી બેઠી કંઈક પ્રાર્થના લવતી હતી-અનસુને પણ એણે હાથ જોડાવ્યા હતા

[ તુલસી-ક્યારો ]

## પ્રભુ સિધાવ્યા

એક પખવાડિયા પછી ટમુ નામના ગામને સીમાડે જે સેંકડો માણસોનો પડાવ પડ્યો હતો તેમના દીદાર વિચિત્ર હતા. પડાવમાંથી કોઈક એક અનિર્વચનીય બદબો બફાતી બફાતી બહાર નીકળતી હતી. હજુયે ગાડાની કતાર ચાલી આવતી હતી. જેઠ મહિનાની બાફ લાગતાં મંકોડાનાં ધણ ઊમટે તેમ માનવી ઊભરાઈ ચાલ્યાં હતાં. માર્ચ મહિનો હતો.

કાળા કીટોડા જેવા લેબાસમાં બે જણા એક ગાડા પાસે લોથપોથ પડ્યા પડ્યા વાતો કરતા હતા ત્યાં ગામનાં કંગાલો તેમની પાસે માગતાં ઊભાં.

'તડે એ...સેસેંગે લફ્રેયે રીઓને પેબા !' (ઓ શેઠજી, બીડી ને ચા હોય તો આપોને !)

'હવે લૈ ભન્નં થઈને ઝટ પ્યામ ત્વા કરોને-ટળોને અહીંથી ? પેલા બેમાંથી એક બરમી-ગુજરાતીનું ખીચડું બાફ્યું. 'મારો સાળો...આ તે કાંઈ દેશ છે...કાંઈ દેશ ! આ બેહાલ દશામાં પણ હજી આપણને ખંખેરવામાં કાંઈ કમીના નથી રાખતી. ઈંગોનથી આંહીં ટમુ લગી છ દિવસને રસ્તે એક પણ ગામડું માગ્યા વગર રહ્યું છે ! એક પણ બરમો એમ પૂછવા આવ્યો છે કે, બાબુલે, કાંઈ જોઈએ છે ? ચાવલ કે દૂધ લાવી આપું ? ગાડાં બાંધી આપું ? ઊલટાંનાં આપણાં ગાડાં લૂંટયાં, આપણને પૂછપરછ કરી રંજાડ્યાં......'

'હવે એ કાણ્ય મૂકો અને આમ જુઓ.' એના સાથીએ આથમણી દિશાએ અનંત અમાપ એવો ગિરિમાળાનો ગઢ બતાવતાં કહ્યું.

'આ શું ?' પેલા ભાઈએ પૂછ્યું.

'બસ આ જ નાંગા પહાડો.'

'ઓહો ! ત્યારે તો આની પછવાડે જ આપણો હિંદુસ્તાન !'

'હં–અં'! પઝવાડે જ! એટલે કાંઈ વંડી ટપવા જેટલી વાત નથી. પાકા છ દિવસનો ગડાવ-ઉતાર છે! ને ગેઇ, ઝટ ઝટ આ નાંગાઓને મજૂર રાખી લઈએ, નહિતર રઝળશું.'

'નાંગા સામે આવ્યાં છે એમ ને! તમે તો હાશ! તમે તો હવે આ ભમરાળી ભૂમિમાંથી છૂટયા! કરી છે ને કાંઈ માથે! ડુંગળી ને ભેંસનાં દૂધ સિવાય કાંઈ મળે જ નહિ ને? એક એક વીમા દૂધના (૩।। શેરના) બાર બાર આના! અરે તારી જાતનું મિકુન!' (મિકુનો એટલે ભેંસનું દૂધ. મિકુ=ભેંસ. નો=દૂધ.)

'અરે ભાઈ!' સાથીએ કહ્યું. 'જંગલમાં તો એટલુંયે મળ્યું કહોને! પણ મોલમીન-રંગૂનથી આગબોટોમાં તો, કહે છે કે, મૂઠી મૂઠી ચણા સિવાય કાંઈ ખાવાનું છ છ દિવસ સુધી નથી મળ્યું. અને મૂઠી મૂઠી ચણાના મૂઠી મૂઠી રૂપિયા ચૂકવવા પડ્યા છે'

'ઓ...ત્યા ઓલા યુ.પી.વાળા ભૈયા! ઈ તો ઈવડા ઈ જ ને, જેના સાત જણા રસ્તે મરી ગયા?'

'હા, ઈ જ. મરે ઈ તો! અમરપટો કોઈ થોડો લાવ્યું છે!' એમ કહેતો એ માણસ થૂંક્યો.

'ઓ...પણે ઓલી મદ્રાસણ બાઈ રુવે. હવે મોં શું વાળી રહી હશે! કૉલેરા ફાટ્યો એમાં કોઈ શું કરે? એનો ધણી મૂઓ ને બીજો શું જીવતો રે'ત!'

'ભાઈ! આપણાં બૈરાં-છોકરાં દેશ ભેળાં થઈ ગયાં એટલે સૂઝે છે આ બધાં લાડ!'

'દેશ છે કાંઈ કમબખત દેશ!' પેલા ભાઈએ વળી પાછું શરૂ કર્યું. 'નોટુંના થોકડા ગાંડે બાંધી લીધા ન હોત તો રસ્તે પાણી પીવાયે આપત? આમ જુઓ આ મૂર્તિયું હાવી આવે–ડાકણ્યું જ લાગે છે કે બીજું કાંઈ!'

બે-ત્રણ બરમી સ્ત્રીઓ ચારેબાજુ ફરતી ફરતી આવતી હતી ને બધાને કહેતી હતી તેમ આ બે જણને પણ કહ્યું: 'બાબુ ત્વામલા?' (બાબુ, દેશ જાઓ છો ને?)

'હા, બાપ! ત્વામશું જ ના હવે તો!' એમ કહેતા આ ભાઈ ડોકું ધુણાવતા હતા.

'હાં...આં...બાબુ ત્વામે!' (બાબુજી દેશ જશે!) પેલી સ્ત્રીઓ સાદી જ વાત કરતી હતી.

પણ એ શબ્દોમાં આ ભાઈએ વ્યંગ ઉકેલ્યો:

'ટળીએ છીએ, બાપ! ટળીએ છીએ! તમારા દેશનો છેલ્લો છેડો આવી રહ્યો તોય હજી કેમ અમારો જીવ ખાવા ફરી છો માવડીયું! આ ત્વામ્યા, બાપા! અમે તો આ ત્વામ્યા! પણ ભૂલશો નહિ, બ્રહ્મચારીઓ, કે એક દિવસ અમે પાછા આવશું!'

એમ કહેતાં જ એણે ઊઠવા યત્ન કર્યો ને કહ્યુ: 'પગ તો સૂજીને થાંભલા થયા છે. આ ગાડાં! ગોના ભીંદડાં જેવા બળદો! આ ગાડાંમા બેસાય જ કઈ રીતે? ગતે નાપણા કરી કરીને

જાગરણ કરવાં આ બધા તખ્તો અને ચજોગની બીકે, અને દિવસે બમ લાગટ ઝાડીમાં જ ચાલ્યા કરવાનું! છ દિવસની લાગટ ઝાડી! અહોહો! ઝાડી તે કંઈ બીજી ઝાડની! મારગ વગરની ઘનઘોર ઘાટી ઝાડી! શું ભાઈ! આ ઝાડી કાંઈ નજરમાં બેસે છે? એકેય વાર કપાણી નથી લાગતી. આમાંથી લાકડું નીકળે તેનો સુમાર જ ન રહે. નરદમ સોનાનું જ ટીંબર છે હો! કોઈક દી પાછા વળીએ તો આ બીક ભૂલવા જેવું નથી.'

'પણ આપણા મામાનનું એક ગાડું કેમ હજુ આવ્યું નહિ?' બીજો ઉંચી ડોક ઊગમણી દિશાએ સઘન ઘન જંગલ તરફ જોતો હતો.

'આવી રહ્યું, બાપ! દેશ છે કાંઈ ભાડોડ! માણસાઈ તો પતાળે ઊતરી ગઈ છે!'

* * *

પડાવના બીજા એક ભાગમાં ડૉ. નૌતમ, રતુભાઈ, બે સ્ત્રીઓ અને બે બાળકોનો કાફલો બેઠો હતો. ચાર જણાએ ઉપાડી લાવેલી ડોળીમાં શારદુ સૂતી હતી.

કોઈ દેખી ન જાય તેમ ડૉ. નૌતમ એનું શરીર તપાસીને રતુભાઈને કહેતા હતા:

'બચી જાય તો નવાઈ નહિ!'

'પણ હજુ આ બીજા છ દિવસ...'

'પહાડી હવા મદદ પણ કરે. પણ વરસાદ તોળાઈ રહ્યો છે તેની બીક છે. ઓ જુઓ પેલો કોઈક ગોરો મારી સામે જોઈ રહ્યો છે. ક્યાંક ઓળખી પાડશે તો આંહીંથી હજુ મને પાછો ધકેલશે! ઓ મારા બાપ, એ તો પાસે આવતો લાગે છે! લશ્કરી સી. આઈ. ડી. તો નહિ હોય? આવ્યો આ તો! નક્કી કોઈક...'

ત્યાં તો પેલા ગોરાએ દૂરથી લલકાર કર્યો: 'હલ્લો!'

'હલ્લો! ઓહોહો! તમે આંહીં? અહીં કેમ?' ડૉ. નૌતમે પેલા ફ્રયુવાળા અંગ્રેજને પિછાન્યો ત્યારે એનો શ્વાસ હેઠો બેઠો.

'અહીં જ હોઉં ને?'

'ક્યાં જાવ છો?'

'બીજે ક્યાં વળી? ઑલ રોડ્ઝ લીડ ટુ ઇન્ડિયા! (બધા માર્ગો હિંદ જ લઈ જાય છે!')

'એકલા છો?'

'ના, મારાં બે છોકરાં પણ છે ને!'

'પણ તમે તો ખાસ યુરોપિયનોને રસ્તે જઈ શક્યા હોત.'

'હા, ને તે રસ્તે મને હાથી વગેરે વાહન પણ મળત, પરંતુ મને થયું કે જે રસ્તે હિંદીઓ જાય તે જ રસ્તે મારે જવું. તેમાં વળી તમે ભેટ્યા. તમે કયે માર્ગે આવ્યા ?'

'પીમનાથી ચુડઝ ટ્રેનમાં માંડલા, માંડલાથી લોંચમાં મીયું, મીયુંથી ખટારામાં મનીલા, મનીલાથી મોટી લોંચમાં કલેવા, કલેવાથી ઈંગોન હોડકામાં, ને ઈંગોનથી આંહીં ગાડારસ્તે.'

'કેટલું ટૂંકામાં કહી નાખ્યું!' ગોરો શ્વાસ લઈ ગયો.

'દુઃખનાં લાંબાં બયાન શા માટે ?' નૌતમનો સ્વર ક્ષીણ પડ્યો.

'તમારે હોડીઓ ખેંચવી પડેલી ?'

'હા જ તો ! કાંઠે કાંઠે ધગધગતી રેતીમાં ચાલીને ગેરડાં ખેંચવાં પડેલાં !'

'અમારી લોંચમાં ગોરાં જ હતાં. જગ્યા હતી છતાં દેશીઓને ન બેસવા દીધાં. લોંચવાળાઓ હતા હિંદીઓ. તેમની ખોપરીઓ તપી ગઈ. તે વખતે તો ન બોલ્યા, પણ પછી રસ્તે લોંચમાં ભાર વધુ પડતો છે એમ કહી અમારી સ્ત્રીઓને ઊતરીને ચાલવા ફરજ પાડેલી. તેમાંથી કેટલીયે મરી ગઈ.'

'ગોરી સ્ત્રીઓ ?' ડૉ. નૌતમ ચકિત થયો.

'હા. તમારાં પત્નીને હવે કેમ છે ?'

'આ રહ્યાં.' ડૉ. નૌતમે પત્ની બતાવી. 'હવે એ એકલી નથી.'

'શું કહો છો ? પ્રસવ થઈ ગયો ? આજે કેટલામો દહાડો ?'

'અઢારમો. ત્રીજે વામે જ અમે નીકળ્યાં.'

'ને એ બન્ને જીવે છે !'

'Kicking and alive !' (લહેરથી જીવે છે.)

'અદ્ભુત !'

'મુસીબત ને મર્દાઈ બેઉ જોડે ચાલે છે. આ બીજા બાઈ. એને પ્લેગ હતો. એને અમે બેભાન સ્થિતિમાં ઉઠાવેલ. લોંચમાં ભંડકિયાને તળિયે છુપાવીને લાવ્યા.'

આમ વાતો કરે છે ત્યાં તો—

'અરે...ઓ ડૉક્ટર ! પહોંચ્યા છો ને શું ?' એવા બરાડા પાડતા પેલા બેઉ મેલાં કપડાંવાળા સાથીઓ આવી પહોંચ્યા. 'ભલા આદમી, બોલતાય નથી !'

ગોરો વિનયથી દૂર ચાલ્યો ગયો.

'ઓહોહો ! શામજી શેઠ ! શાંતિભાઈ શેઠ ! માંડ માંડ ઓળખાયા, હવે અહેરખાતી કરીને ગને ડોકટર કહી બોલાવતા નહિ, નીકર હું જાહેર કરી આપીશ કે તમે બધા માલદાર છો, તો હમણાં આ ગોરો તમને પાછા ઉપાડશે. લશ્કરવાળો છે. હમણાં તમારાં જ નામ પૂછતો હતો.'

'ડે...ક ! ચાલો હવે ! આ તે કોઈ દેશ છે ભાઈ ! આ દેશ તો કોઈ જાલિમનો નીકળ્યો, હો ડોકટર ! આ દેશનાં માણસો ! મલકનાં ઉતાર ! આ તમે બહુ વખાણતા તો જોઈ લ્યો આ સંસ્કૃતિને ! મરા બેટા ગામેગામ કહેતા આવે છે કે 'બાબુ ત્વામલા ! બાબુ ત્વામલા ! મારા બેટા, જેટલા બહાર એટલા બીજા ભોંમાં ! નરાતાર જાપાનને મળી ગયેલા ને ! મીંઢા તે કાંઈ મીંઢા ! જાપાનને દોરીને લઈ આવ્યા !'

'મુદ્દાની વાત કરોને, શામજી શેઠ !' નૌતમે કહ્યું. 'આપનું નાણું તો બધું દેશ ભેગું થઈ ગયું છે ના ?'

'ઈ તો થાય જ ના ! નજ્યનાં ગાડાં નજ્યમાં થોડાં રહે છે ! આ તો હું પ્રસ્તાપી પેટફૂટી વાત કરું છું કે આ પંદર દા'ડામાં આ દેશનાં લોકોએ અમને જે અનુભવ કરાવ્યો છે તેની કાંઈ વાત કરી જાય તેમ નથી, સાહેબ ! વગર પૈસે તો વહાણી ઉપર મૂતરવાય તૈયાર નહોતા. લાવો પૈસા ! ટબ્યા પેબા ! નપ્યા પેબા ! પેબા પેબા ને પેબા વિના બીજું રટણ નહિ ! અને રાતે બસ ધા લઈને આવે ધમરોળવા !'

'આપણેય શેઠ, ટબ્યા-નપ્યા (પૈસા-રૂપિયા) વગર આ લોકોની કઈ વહાણી પર મૂતર્યા છીએ, યાદ તો કરો !'

'હવે તમે પાછા, ભાઈસા'બ, બળતામાં ઘી હોમો છો, હો ડોકટર ! છેલ્લી ઘડીએ, આ ભમરાળો દેશ છોડતાંય તમારાં મેણાં મટયાં નહિ !'

'ત્યારે પછી હવે એનો દેશ છોડતી વેળા, છેલ્લી ઘડીએ એનાં જ વગોણાં કરશું !'

'ખાસું. ચાલો, કાનની બૂટ પકડી, હવે ? આ શું...તમારો કાફલો ? આ છોકરું...'

'દેવનાં દીધેલ !'

'અરે રંગ ! જાતાં જાતાંય આ દેશનો પાણીફેર વસૂલ કરતા જાવ છો ને શું ? ત્યારે તો પછે આ દેશનું વાંકું શેના બોલો, મારા ભાઈ ! તમારું કામ તો બેવડે દોરે છે !'

'પણ શાંતિભાઈ શેઠ !' નૌતમે કહ્યું. 'તમે કેમ ચૂપ છો ?'

'સહેજ જ. અમારું એક ગાડું નથી આવ્યું.'

'હવે છોડોને ગાડાવાળી, શેઠ !' શામજી શેઠ બોલ્યા હતા. 'હવે તો સુગમ ઉડાવો ! જીવતા આવ્યા તેનો આનંદ માણો ! તમારી છાતી પર તો ગાડું જ ચડી ગયું છે ! ગાડામાં

હતું શું ! જાવા દ્યોને જહાનમમાં ! સમજો ને કે ગાડેથી જ પત્યું ! નજરોનજર નથી જોયું–કોલેરામાં ટપોટપ માણસો પડનાં'તાં, મા સગા દીકરાને ડચકાં ખાતો મૂકીને ચાલી નીકળતી'તી, ને આપણાં ગાડાં મુડદાંને માથે થઈને ચાલતાં હતાં!'

'આપણે જરાક છેટા જઈએ.' ડૉ. નૌતમને પત્ની તેમજ શારદુનાં નબળાં મગજ પર ભયાનક છાપ પડવાની બીક લાગી.

'મારું તો ભાઈ એવું કે મને ઈ બધાં મડદાં–ફડદાં દેખી ચીતરી ન ચડે. કેંક જોઈ નાખ્યાં. આ શાંતિભાઈ શેઠ કાંઈક સુગાળવા ખરા–જ્યાં એવું આવતું ત્યાં ઊંધું જ ઘાલી જતા. હું તો ગાડાંનાં પૈડાં હેઠળ મડદાં ચેપાતાં જોઉં તોયે...'

ડૉ. નૌતમે પણ આવી વાતોથી મોં ફેરવી લીધું હતું. દૂરથી રતુભાઈ એક ડોળી અને ચાર ઉઠાવનારાઓ લઈને આવતા હતા. એ નજીક આવતાં શામજી શેઠની નજરમાં ઓળખાઈ ગયા ને પોતે ગંભીર બનીને બોલ્યાઃ 'ઓહો ! આ ભાઈ પણ તમારી ભેગા છે ને શું ! ઠીક ત્યારે, લ્યો ડોક્ટર, હવે તો આપણે વળી ક્યાંક આગળ ભેટી જશું. અમારે તો ગાડાની વાટ જોવી પડશે.'

એમ કહીને એણે ને શાંતિદાસ શેઠે ચાલતી પકડી. રતુભાઈનો તેમને ખરેખર ભય લાગ્યો. ગોરા સાહેબ પોતાનો સામાન નાંગા લંગોટીદારોનાં શિર પર ઉપડાવીને ડૉ. નૌતમના પડાવ પર હાજર થયા. જોડે બે બાળકો હતાં. તેને હેમકુંવરબહેને હેત કરીને પોતાની પાસે બોલાવ્યાં, કાજુ વગેરે સૂકો મેવો આપ્યો. ગોરી કન્યા હેમકુંવરબહેનની નવી બાલિકાને તેડવા પણ લાગી તેમનો બધાંનો પડાવ એક રાત્રિ માટે સાથે થઈ ગયો.

પરોઢિયે તેમનું પહાડ–પરિયાણ શરૂ થયું. પગપાળાં બધાં પહાડ ચડવા લાગ્યાં. ડૉ. નૌતમે નાની છોકરીને લીધી. બાબલો, ચારેક વર્ષનો, ચાલવા લાગ્યો. એ દૃશ્ય દયામણું હતું. એને ગોરા સાહેબે પોતાને ખંધોલે ચડાવી લીધો. સુવાવડાં હેમકુંવરબહેન પગ ઠેરવતાં ચાલ્યાં. શારદુની ડોળી અને રતુભાઈ આગળ નીકળી ગયાં હતાં.

અરુણોદય થતો હતો ત્યારે ડોળીવાળાઓના પહેલા વિસામે રતુભાઈએ ઊભા રહી પહાડ પરથી પાછળ રહી જતા મુલક પર મીટ માંડી–બ્રહ્મદેશનું છેલ્લું દ્વાર છૂટતું હતું.

રાતીમુખી આ ઈરાવદીના કનકમય કાંઠા સુવર્ણના લિસોટા જેવા જાણે હજુ દૂર દૂર દેખાતા હતા. રૂપાનાં ઊંચાં શિખરો ચમકતાં હતાં. બુદ્ધની વામણી અને વિરાટ પ્રતિમાઓ, બેઠેલી અને સૂતેલી દેવમૂર્તિઓ, હજુ નયનોમાં રમતી હતી.

એ એંજી લુંગી અને અંબોડામાં પુષ્પો મઢતી નારીઓ ફરી દેખવાની નહોતી. નીમ્યા

અને મા-હૂલાની મધુર વાણી અને સોનાંકાડીના શરીરને સદાસર્વદા મહેકાવતો તનાખા-લેપ કાન અને નાકને હજુ ભરતાં હતાં.

એ સર્વ ગયું શું ! સ્વપ્નમાં જ જોવું રહ્યું શું ! વિશ્વસંગ્રામ વિરમે તે પછી પણ બ્રહ્મદેશમાં જવાનું કોણ જાણે ક્યારે થશે ?

મીઠાબોલાં માનવીઓ સાંભર્યાં ને અંતર વલોવાઈ ગયું.

નીમ્યાનો કાંઉલે મને શોધતો હશે !

દડ-દડ-દડ-આંખો વહેવા લાગી. આંસુનાં ટીપાં પર સૂર્ય-કિરણો પડ્યાં.

હે દિવાકર દેવ ! તમે તાજા જ કાંઈ સમાચાર લાવો છો બ્રહ્મદેશના ? આગનાં પ્રલયપૂર ક્યાં સુધી પહોંચ્યાં ? એ સંહારના સ્રોતમાં નીમ્યા-કાંઉલે ને મા-હૂલા સલામત છે ?

તેમનાં શરીરોને તો ઘરના કે પરના લૂંટારા સ્પર્શ્યા નથી ને ?

અતિ સ્નેહ પાપશંકી બન્યો. આશંકાના ઓઘ ઊછળ્યા. કંઈક થયું હશે તો ? નીમ્યાના દેહ પર જાલિમોનાં હળ ચાલ્યાં હશે તો ? તો હું શું મોઢું લઈને ઘેર જઈ જીવતો રહીશ ?

મા-હૂલા શું કરતી હશે ? શારદુને વળાવતી એની આંખો મેં રાત્રિએ જોઈ હતી. એણે મારી સામે માત્ર મીટ જ માંડીને કહેવાનું કહી નાખ્યું હતું. આટલી વહાલી નણંદને વળાવીને મા-હૂલા ઊભી થઈ રહી-હવે કોઈ દિન કાગળ, તાર, સંદેશો, કાંઈ કરતાં કાંઈ જ નહિ આવે-જાય !

જાણે પાતાળમાં પુરાઈ ગયાં. ઉપર ભમ્મરિયા પાણી ફરી વળ્યાં. બડબડિયાં બોલી બંધ પડ્યાં. ત્યાંવાળાં ત્યાં-આંહીંવાળાં આંહીં !

શારદુની ડોળી તરફ પીઠ વાળીને જ એ ઊભો હતો.

શુદ્ધ બ્રહ્મદેશી અદાથી રતુભાઈ ઘૂંટણિયે પડ્યો ને એણે માથું ઢાળી છેક ધરતીને કપાળ અડકાડ્યું. એણે પુકાર્યું :

'મને સાત વર્ષ સંઘરનારી હે વસુધરા ! હે અન્નપૂર્ણા ! વિચારમાત્રથી પણ મેં તારા અવગુણ જોયા હોય તો માનજે કે પેટના બાળકે ખોળો બગાડ્યો છે.

'હે પાલક ભૂમિ ! મારાં અનેક ભાંડુઓએ છેલ્લાં સાઠ વર્ષમાં તારી કુસેવા કરી હશે. એમને ક્ષમા દેજે ! એ શું કરે બાપડાં ! અમારી અંબા જ જર્જરિત, લૂંટાયેલી અને ધાન્યહીન છે, એટલે અમે આવ્યાં તારે દ્વારે, ભૂખનાં વડકાં ભરતાં. અમે આવ્યા, અભણ અને અણસંસ્કારી સ્થિતિમાં. આવવું કેમ, પરને આંગણે રહેવું ને વર્તવું કેમ, એની અમને ગતાગમ નહોતી-ક્ષમા દેજે !

# સર્જનપ્રવાહોની સમીક્ષા કરી ત્યારે

રાજકોટ સાહિત્ય પરિષદ વેળાએ સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે પ્રવચન કરતા



'સૌરાષ્ટ્ર'માં જો.



લોકગીતોના ગાયક

'તને વગોવી હશે-વગર સમજ્યે. ક્ષમા દેજે !

'કોઈક દિવસ આવશે મારાં દેશવાસીઓ, તું આગળ, તારાં થઈને.

'કોઈક દિવસ તું પોતે જ બની જશે અમારી માતૃ-તનયા. આજે તો તને ઈરાદાપૂર્વક ઉચ્છેદી છે.'

ફરી ફરી વંદનો કરીને એ ઊઠયો. આગળ ચાલ્યો. ડોળીમાં પડેલી શારદુએ ક્ષીણુ નેત્રે રતુભાઈનું રહેલું મોં નિહાળ્યું. ક્ષીણુ સ્વરે એણે પૂછયું: 'મારાં ભાભી કાંઈ બોલ્યાં'તાં ?'

'બધું જ કહીશ.' રતુભાઈના એ મીઠા જવાબે શારદુની છાતી છલાવી.

શારદુની પથારી પાસે જ પંદર દિવસ ને પંદર રાત ગાળનાર રતુભાઈ શારદુને મન અજાણ્યો નહોતો રહ્યો. દેશમાં જશું એટલે કોઈક નવી જ જીવન-દુનિયા ઊભડવાના સ્વપ્નમાં એ મસ્ત રહેતી હતી.

પગપાળો કાફ્લો આવી પહોંચ્યો. તેમણે રતુભાઈ ને ઘૂંટણિયે પડતો જોયો હતો. તેમણે પણ ઊભા રહીને છેલ્લી દૃષ્ટિ બ્રહ્મદેશ તરફ નાખી લીધી.

'ચાલો આપણે પણ પ્રાર્થના કરીએ, બચ્ચાં !' કહીને ગોરા પિતાએ પોતાનાં બેઉ બાળકોને બ્રહ્મદેશ તરફ ઘૂંટણિયે ઝુકાવ્યાં. ડૉ. નૌતમ પણ પોતાની હૅટ બગલમાં દબાવી પૂર્વ ભણી ઊભા રહ્યા.

સાંજ પડતાં કાફ્લો એક પહાડ ચઢીને પાછળ એની ખીણમાં ઊતરી ગયો. બ્રહ્મદેશ આડો પરિપૂર્ણ પડદો પડી ગયો.

પહાડો પછી પહાડો ઊભા હતા. પહાડોનો કોઈ પાર નહોતો. ગામડું નહોતું. જળાશય નહોતું. ઝૂંપડીયે નહોતી. પહાડોને પેટાળે પેટાળે સરકારે નવી કરેલી પગદંડી પર થઈને હિંદી-વાનોનું કીડિયારું ચાલ્યું જતું હતું. એ પગદંડીની કિનારી નીચે હજારો ફૂટ ઊંડી કંદરાઓ હતી. સાહેબનો સાત વર્ષનો બાળક ચિંતાનું કારણ હતો. જરીક પગલું ચૂકે તો ગતાગોળમાં જાય તેવો વિકટ માર્ગ હતો. રસ્તે જે પાસે હોય તે જ ખાવાનું હતું, ટોચેથી છેક નીચે ખીણ સુધી ઊતરીને નાળામાંથી મળે તે પાણી પીવાનું હતું.

ચડ ને ઊતર-ચડ ને ઊતર પહાડની અનંત અટવી ઓળંગી જવાનો અન્ય કોઈ ઈલાજ નહોતો. નહોતું ખચ્ચર કે ગવેડું, બકરું પણ નહોતું.

હતા કેવળ લંગોટિયા કાળા મણિપુરી નાંગા મજૂરો ને હિજરતી હિંદીઓ.

પહેલા દિવસની રાત એક ડોળી નદીના પટમાં ગાળવી પડી. પડાવે ત્યાં રાંધ્યું-ચોંધ્યું ને ખાઈ-કરી રાતભર ચોકી રાખી.



૨૨

વળતા દિવસના વહેલી પરોઢના સાડા ત્રણ વાગ્યે પડાવ ઊપડયો. બપોર સુધી ચાલ્યો. સાંજે અનરાધાર મે ત્રાટક્યો. સુવાવડી હેમકુંવરબ્હેન ને એના જેવી તો કૈંક પલળતી પલળતી પ્રભુને ભરોસે આગળ ચાલી.

ત્રીજે દિવસે ગોરા સાહેબનો સાત વર્ષનો દીકરો આગલા દિવસના મેઘમાં પલળીને આખી રાત એ જ વસ્ત્રભર ફૂંકાતા પવનમાં સૂતેલો એટલે સહેજ અસ્વસ્થ બન્યો. બે દિવસમાં ૪૪ માઈલનો પંથ કર્યા પછી ત્રીજા રોજના બાવીસ માઈલ એને માટે વસમા બન્યા. એની ચાલ ધીમી પડી. પિતા-પુત્ર પાછળ રહ્યા.

સાંજે ત્રીજા પડાવ પર પહોંચીને સૌ રાહ જોતાં હતાં. છેવટે તેમણે સાહેબને ખંધોલા પર કેવળ એકલા બાબલાને જ ઉપાડીને એકલો આવતો દીઠો.

નાની છોકરીને રમાડતી ગોરી કુમારિકા તો આ કાળા કાફલામાં એકરસ બની ગઈ હતી. બાહ્ય પરિસ્થિતિએ કાળા-ગોરા અને ઉચ્ચ-નીચનો ભેદ નામમાત્ર પણ નહોતો રહેવા દીધો, એટલે બાકી રહી હતી શુદ્ધ માનવતા. ગોરી કન્યાએ પણ પંદર દિવસથી કપડાં બદલ્યાં નહોતાં, સ્નાન પામી નહોતી અરે, આલુ બાફવા સિવાય બીજું કાંઈ એને આવડતું નહિ એટલે ખોરાક તો એને રતુભાઈ પકાવી દેતા.

સાહેબ આવીને પહેલાં તો નિરાંતે બેઠા. પછી એણે મોં લૂછયું. કન્યાએ પૂછયું: 'ડેડી! રૉબી ક્યાં?'

'પ્રભુને ત્યાં!' ગોરાએ ઊંચે આંખો કરી.

કન્યા આભી બની આંખો ફાડી બાપ સામે જોઈ રહી. બાપે કહ્યું:

'ડાર્લિંગ! રૉબીને તો સદાને માટે પાછળ મૂકયો!'

પછી તો ભાઈની બહેનનું છાતીફાટ કલ્પાંત એ પડાવમાં રેલાયું. માવિહોણાં બે બચ્ચાં હતાં, એમાંથી એક જાણે કે અટવીમાં ભૂલું પડી ગયું ને ગાયબ બન્યું!

'રડ ના, બેટા!' બાપે કહ્યું. 'આ સુવાવડી લેડી દુભાશે.'

રતુભાઈ, ડૉ. નૌતમ વગેરે સૌ દોડયા આવ્યા-પૂછવા લાગ્યા: 'રૉબીને શું થયું?'

'કાલથી જ ન્યુમોનિયા હતો. રસ્તે ન્યુમોનિયા વધ્યો. ઓઢાડવાનું-પાથરવાનું કાંઈ નહોતું. મેં બીજે ખંધોલે એને ઊંચકીને તેડયો. મારો મે તો વરસતો જ હતો રસ્તે જ રૉબી ખતમ થયો.'

'પછી?'

'પછી શું? એક બાજુ મુડદુ મૂકી દઈને હું ચાલ્યો આવ્યો.'

કાલે અસર હતી તો મને કેમ ન કહ્યું?'

'કહીને શું કરું? તમે થોડા ડૉક્ટર છો?'

ડૉ. નૌતમ લેવાઈ ગયા. એણે જ પોતાની જાત છુપાવી રાખી હતી. એણે કહ્યું: 'મિત્ર! હું હીનભાગી ખરેખર ડૉક્ટર જ છું', પણ મારે છુપાઈને નીકળી જવું પડ્યું છે. રૉબીની આવરદા તો ઈશ્વરાધીન વાત હતી, પણ હું ડૉક્ટર છતાં મારી-ફરજ ન બજાવી શક્યો! ધિક્ છે મને!'

'તમે શું કરો, મિત્ર, મારા જેવા ગોરા પર તમને એટલો બધો ઈતબાર તે ક્યાંથી આવે કે સાચી ઓળખાણ આપો!'

ગોરાનું આવું મૃત્યુ, અને આવી એના મૃતદેહની દશા એ પરાધીન હિંદીઓને પહેલી જ વાર સાંભળવા મળી.

નંગા પહાડોના નિર્જન ખોળામાં માનવી માનવી વચ્ચેનો આ નિકાળવા મળેલો અભેદ કલ્યાણકર હતો, પણ અતિ કષ્ટકારી હતો.

હેમકુંવરબહેને રૉબીની બહેનને પોતાની ગોદમાં લઈને આખી રાત આશ્વાસે રાખી ગોરો પિતા તો નંગાના નિશ્ચલ શિખર જેવો બેસી રહ્યો. એણે ડૉ. નૌતમને ને રતુભાઈને કહ્યું: 'યુરોપનું અનેક ઘર આજે જે અનુભવી રહ્યું છે એના પ્રમાણમાં મારા રૉબીનું અવસાન શી વિસાતમાં છે? અરે, એટલે દૂર કાં જવું? આ જુઓ...પેલી પંજાબણ રડે! એના પતિ અને પુત્ર, એકને બે રસ્તે ડચકાં ખાતા પડેલા દીઠા, અને એમને છેલ્લું પાણી પણ આપી શક્યા વગર એ બાઈને પોતાના સંગાથ સાથે ચાલી નીકળવું પડ્યું છે.'

રાતમાં ડૉ. નૌતમે કહ્યું: 'સાહેબ, તમારી ને બહેનની મનોવ્યથાને કંઈક વિરામ મળે તેટલા માટે આપણે આજ આંહીં જ રોકાઈ જઈએ.'

'એકને ગુમાવ્યો છે, હવે આપણા પડાવમાંથી આ બીજા બાળકને પણ ગુમાવવો હોય તો જ રોકાઈએ.' સાહેબે ડૉ. નૌતમને બાબલાને શિરે હાથ મૂકીને કહ્યું. 'ચાલો ચાલો, રોકાવાનું હોય જ નહિ. આ તો સંગ્રામ છે—વિધાતા સામેનો.'

ઠંડી તાકાતના એ નમૂના પ્રત્યે કાફલાવાળી સર્વ આંખો ચોંટી રહી. એ પોતે તો સિગારના સળગતા ટોપકા પરથી ખરતી રાખને છંટકારતો, ધીરે ધીરે જલના છેડા પર જ તાકી રહ્યો હતો.

'સળગવું, રાખ થતાં જવું અને ખરતાં જવું—Life is a cigar, my friends! (જીવન એક બીડી જ છે, મારા મિત્રો!)' એવા મધુર બોલ એ-લૂંટાયેલા પિતાના મોંને વધુ મધુર બનાવતા હતા અને આત્માને તો તેથીયે વધુ મધુર!

'Come along, my boys, pack up! No pausing, no waiting no

luxury of mourning. We simply can't afford it. (છોકરા બચ્ચાઓ ! બચકા બાંધો. રોકાવું, રાહ જોવી, કે રુદનનો વૈભવ માણવો, એ કશું જ આપણને પરવડે તેમ નથી.)'

. એમ બોલીને એણે રાતના ત્રણ વાગે સૌને ઢંઢોળી સાબદા કર્યા અને એણે પોતાની પુત્રીને કહ્યું: 'આમ આવ તો'! જો હું તને એક તરકીબ કરી આપું.' એમ બોલીને એણે પોતાની પાસેનો એક કપડાનો ટુકડો લઈ પુત્રીની પીઠ પર એનું ખોયું કસકસી આપ્યું, ને પછી તેની અંદર, હેમકુંવરબહેન પાસેથી નાની છોકરીને લઈને સુવાડી દીધી ને કહ્યું:

'જો, આપણે બરમાના એક સુંદર સંભારણાને આ રીતે સાથે લઈ જઈ શકશું. બરમી અને ચીની સ્ત્રીઓને આમ બાળકો તેડતી જોઈ છે ને? અને હવે ! ક્યાં ગયો મારો બાબલો? બાબલો ! ઓ યુ લિટલ ડેવિલ બાબલો ! કમ એલોંગ ! તને પણ વધુ કોમ્ફર્ટેબલ સીટ કરી આપું.' એમ કહીને એણે બાબલાને ખંધોલે લીધો ને બાબલાને પગ ટેરવવા પોતે ગળામાં એક રસી નાખી આડી લાકડી લટકાવી દીધી.'

ભારે હૈયે ચાલી નીકળેલા એ સંઘમાં ડૉ. નૌતમ સાહેબની આવી કૈંક રમૂજો-રોનકો દેખી દેખી રતુભાઈને કહેતા હતા કે 'અમારી વિદ્યામાં જે 'ટ્રાન્સફ્યુઝન ઑફ બ્લડ' અર્થાત એક શરીરમાંથી બીજા શરીરમાં રુધિરાન્તર કરવાનું છે તે જ આંહીં થઈ રહ્યું છે. આપણા ભરપૂર બાલ-વાત્સલ્યને આ સાહેબ પોતાના દરિદ્ર બનેલા અંતઃકરણમાં રેડ્યે જાય છે.'

બાકીના જે પાંચેક પડાવો થયા તેમાં સાહેબ આખા પડાવનાં છોકરાંને એકઠાં કરી પોતે ૫૫ વર્ષની વયના શરીરને વિસ્મયકારી સ્ફૂર્તિથી સ્કિપિંગ-દોરી પર કુદાવતા, પછી પોતાની સામે એકાદ છોકરા-છોકરીને ઊભાં રાખી જોડ્યે સ્કિપિંગ કરતા. બિલાડી, કૂકડાં, કૂતરાં વગેરે પ્રાણીઓની તરેહવાર બોલીઓ કાઢીને એણે એવા પ્રાણી વગરની એ પહાડ-સૃષ્ટિમાં ભરપૂર જનવસ્તીનો મધુર વિભ્રમ જગાવ્યો અને પગદંડીની ઊંચી પહાડ-ટોચેથી છેક નીચે તળેટી સુધી ઊતરી ઊતરીને પાણી પણ એણે લાવી લાવી સૌને પિવરાવ્યું.

'આ કાંઈ ઉપકાર થોડો કરું છું!' એ કહેતા. 'પ્રત્યેક ટીપું રૉળીને પહોંચશે.'

સાહેબનાં ટોળટીખળો જોતી જોતી ડોળીમાં પડેલી શારદુના મોં પર હાસ્ય ઊપસતું ને એ ઊપસેલી ફિક્કી ચામડી પરથી આંસુનાં ઝરણાં ચાલતાં.

* * *

ઇમ્ફાલ !—આખરે મણિપુર ઉર્ફે ઇમ્ફાલની મહેલાતો નજરે પડી, અને સાહેબ સૌના પટેલો આનંદ-શોર કરી ઊઠ્યો : Land, my boys, the promised land ! આખરે આપણી મનોરથસિદ્ધિનું સ્વર્ગધામ આવી પહોંચ્યું.'

પણ એના હર્ષનાદને કાફલામાંથી એકેય જણ ઝીલી શકતું નહોતું. સૌને દાબીની ખોટ સાલતી હતી. હેમકુંવરબહેન સૌથી વધુ વેદનાને સંઘરતાં હતાં. સાથેનાં કાજુ વગેરે મેવાનો ભાગ છેલ્લા પાંચ પડાવો વખતે એણે જ્યારે જ્યારે વહેંચ્યો હતો ત્યારે દરેક વખતે બીજાં સૌને આપી રહ્યા પછી પણ ભૂલભૂલમાં એણે એકેક મૂઠી ભરી રાખી હતી. કોઈક હજુ રહી ગયું છે એવો વિભ્રમ થતો ને પછી પોતે મૂઠી ડબામાં પાછી ખંખેરી નાખી સ્વગત ઉદ્‌ગારો કાઢતી : 'હાય હાય રે, મૂઈ હૈયાફૂટી !'

પહેલના કૅમ્પમાંથી જ્યારે સાહેબે બાબલાને નીચે મૂકી વિદાય લીધી ત્યારે હેમકુંવરથી ધ્રુસકે ધ્રુસકે રડી જવાયું. ડૉ. નૌતમે સખત ઠપકો દઈ એને માંડ ચૂપ કર્યાં. ચાલી નીકળેલાં બાપ-દીકરીની પાછળ બાબલો ચીસ પાડતો દોડયો. તેને સાહેબે ઘેઘૂર બિલાડાનો ઘુરકાટભર્યો અવાજ કાઢીને જરા બિવરાવી પાછો વાળ્યો અને દૂર દૂર સાહેબના શિર પરથી ઊંચકાઈને હવામાં વીંઝાતી હૅટ સૌને દેખાઈ.

* * *

હિંદના એક સ્ટેશને એક પેસેંજર-ટ્રેન આવીને એક પાટા પર ઊભી હતી. બીજી એક ટ્રેન આવીને પછવાડેના પાટા પર થંભી. એ લશ્કરી ટ્રેન હતી. એના ડબ્બાઓ ઉપર રેડ-ક્રોસના બિલ્લા ચીતરેલા હતા. એમાં લશ્કરી દરદીઓ હતા.

આ લશ્કરી હૉસ્પિટલ-ટ્રેનના એક ડબ્બામાં બે જણા બેઠા હતા. તેમનાં માથાં, છાતી, હાથ, ખંભા, સફેદ પાટામાં લપેટાયેલ હતાં.

સામે ઊભેલ પેસેન્જર-ટ્રેનના ડબ્બામાં આ બેઉની દૃષ્ટિ ચોંટી રહી. બન્નેએ આંખો વડે સામસામી ચેષ્ટા કરી, પછી તેમાંના એકે બારી બહાર ડોકાઈને જોઈ લીધું કે નીચે ઊભેલ સંત્રીનું ધ્યાન બીજી બાજુ હતું : એણે સામા ડબ્બાના કોઈક પેસેન્જર પ્રત્યે ધીરો અવાજ કર્યો:

'બાબુ ! બાબુજે ! ડૉક્ટરબાબુ ! લતુબાબુ !'

તાજેતરમાં જ પોતે તજેલી પ્રેમભૂમિનો એ પરિચિત સૂર કાને પડતાં જ પેસેન્જર-ટ્રેનના બે હિંદી યુવાનોએ ચમકી ચોમેર જોયું. પલભર તો ભણકારા વાગ્યા : જાણે સોનાંકાકી સ્વપ્નમાં બોલાવી રહી છે.

પછી તેમણે ફરીવાર શબ્દ સાંભળતાં સામેના ડબ્બા તરફ નજર ઠેરવી. પાટાપિંડીમાં જકડાયેલા એ બે જણા એકદમ ઓળખાયા નહિ એટલે એમાંના એકનો જમણો હાથ ઊંચો થયો.

પણ હાથ ટૂંકો હતો. હોય તેથી અરધો જ હતો. એને પંજાને બદલે ઠૂંઠી કોણી જ હતી, બેન્ડેજ બાંધેલી એ કોણી ઊંચી થઈને એ માણસને કપાળે અડકી.

એ સલામ કરતો હતો. એ સલામ ભયંકર હતી. એકાએક એ દેખીને રતુભાઈના મોંમાંથી ચિચિયારી ઊઠી.

'માંઉ-માંઉ !'

જવાબમાં સામા માણસે હસીને ડોકું હલાવ્યું ને કહ્યું :

'ઓળખ્યો ખરો !'

બીજા માણસે રતુભાઈ સામે પોતાનો હાથ નહિ, કોણી પણ નહિ, પણ જમણો પગ કપાળ સુધી ઊંચો કરી સલામ ભરી કહ્યું : 'મને ઓળખ્યો ? હું માંઉ-પૂ !'

અને એણે પોતાના બેઉ ખભા ડૉ. નૌતમ તરફ રજૂ કર્યા.

'અરરરર !' ડોક્ટરે ઉચ્ચાર્યું. 'આના તો બેઉ હાથ જ ખભેથી જ ગયા છે. નીમ્યાનો વર !'

બેઉ ઠૂંઠાઓ હસતા જ બેઠા હતા. ઠૂંઠા હાથ ને ખભા વારંવાર દર્શાવીને કોઈક મોટી સિદ્ધિની જાણે વધાઈ ખાઈ રહ્યા હતા.

ડૉ. નૌતમને અને રતુભાઈને આ દશ્યે અબોલ, દિગ્મૂઢ બનાવ્યા. પોતાના અતિ નિકટના આ બેઉ બરમી જુવાનોનાં છૂંદાયેલાં મોં ઓળખાતાં વાર થઈ, પણ ઓળખાયા પછી જે એકાદ-બે પલ વીતી તે હરખિયાનની મનોવેદના અકથ્ય હતી આંખે ઝળઝળિયાં આવ્યાં. રતુભાઈએ હાથની ઈશારતે પૂછ્યું : 'આ શું ?'

'માંડલેનો કિલ્લો–જ્યાં તમારા લજપતરાય અને તિલક પુરાયેલા–એને અમે ઉડાવ્યો. અમારા હાથ પણ ત્યાં હોમી આવ્યા.'

સમજતાં ઘડીઓ વીતી–આ બેઉ માંડલેનો કિલ્લો ફૂંકવામાં ક્યાંથી ? જાપાનીઓને મળી ગયેલા ?

હાં હાં ! તખીન પાર્ટીનો આ જલતો તિખારો માંઉ-માંઉ બહારેથમાંથી ગાયબ બન્યો હતો. બનેવીને લઈને જાપાનીઓમાં જ જઈ ભળ્યો હોવો જોઈએ.

'નીમ્યાને...' માંઉ-પૂના મોંમાંથી આટલો બોલ પડ્યો ત્યાં તો કેદીઓની એ હૉસ્પિટલ-ટ્રેનનાં પૈડાં ફર્યાં. ઘડીકમાં તો એ ટ્રેનના છેલ્લા ડબ્બાની પીઠ પરની લાલચોળ ત્રણ બત્તીઓ જ દેખાઈને અંધકારમાં ઓરાઈ ગઈ.

બહુશ્રુત, સુજ્ઞ જુવાન; આંખે-મોંએ માના જેવો રૂપાળો, પક્ડાબ્બી અંગ્રેજી વાગ્ધારા રેલાવતો, વિચારવંત, કાળમાં ને કાળમાં ઝૂંઝી બનેલો, મા-દુખાને ચાહનારો, છેલ્લે એને ખનાન-ટોનાં ઢુલ્લક ચલાવતો ને નારીના તેજ સામે પગરસ્ત બની પાછો વળેલો દીઠો તો. પણ આ શું બોલી ગયો એ ? માંડલેના કિલ્લાનો ધ્વંસ ક્યાં ને આ ક્યાં ! રતુભાઈને નીમ્યાએ છેલ્લી વાત કહી જ નહોતી.

સોનાંકાકી સાંભરી આવ્યાં. છેલ્લે છેલ્લે એક સોનાંકાકી જ મળ્યા વગરનાં રહ્યાં હતાં. સોનાકાકી, પિતાએ પોતાની જુવાનીમાં કોઈક દિન ચાહેલી એ પ્રૌઢા ! દરેક રીતે પૂરેપૂરી માતા-પદને પાત્ર એ સ્નેહ-સ્વેનો તો આખો સમાગમ જ ।. નૌતમના જીવનમાં ઝંકાર પાડી રહ્યો.

* * *

'આ બાબલો જોયો તમારો !' હેમકુંવરબહેને મહેસાણા વળોટ્યા પછી ડૉ. નૌતમને ખબર આપ્યા. 'પાછો જ છે ના ! શારદુબેનને કહે છે કે શારદુમામી !'

ભરાવા લાગેલા શારદુના ગાલ, જેના ઉપર કાબરચીતરી કેશ-લટો ઝૂલતી હતી, તે ગાલ કાનનાં મૂળ લગી રાતાચોળ થયા.

'ભલે કહેતો !' રતુભાઈએ પૂર્ણવિરામ મૂક્યું. શારદુ વધુ લાલ બની ગઈ.

વઢવાણ કૅમ્પ સ્ટેશન છોડીને ટ્રેન આગળ વધી. રાંકાપુર આવવાને વાર નહોતી. પણ રતુભાઈની નજર સામે બે જ દશ્યો રમતાં હતાં : એક કોણી સુધી કપાયેલા હાથની નીમ્યાના અંકોએ કરેલી સલામ, ને બીજું સલામ ઝીલવાના એક પણ હાથ વગરની પોતાની પ્યારી અમા નીમ્યાના નાથ માંઉ-પૂતી સ્થિતિ :

નીમ્યાને આ સ્થિતિનું દર્શન કદી જ ન કરાવજો, હે મારા નાથ !

[પ્રભુ પધાર્યા]

## ક. બિલ્ડિંગની ટોચે

મુંબઈની એક ધીકતી બજારવાળા રાજમાર્ગ પર ક. બિલ્ડિંગ ઊભું હતું. એને ત્રણ મજલા હતા એને નિહાળો એટલે કોઈક અવ્યવસ્થિત અને બેદરકાર અમીર માણસના શરીરનો ખ્યાલ આવે. આવા માણસનાં જાકીટ અને ડગલાનાં બહાર તેમ જ અંદરનાં ખિસ્સાંમાંથી એકાદની અંદર કાગળ-ચિઠ્ઠીઓ પડી હોય, એકાદમાં નોટો ને પરચૂરણ હોય, એકાદમાં ગંધાતો રૂમાલ, તો વળી એકાદમાં દવાની નાનકડી શીશી, ને બીજા એકમાં સિગારેટની ડબ્બી પડી હોય. ક. બિલ્ડિંગ પણ દેખાવે અને બાંધણીમા આવું અમીરી હતું. એને દરેક મજલે દુકાનો, ઑફિસો, ગોદામો અને રહેઠાણનાં ઘર સામટાં બદબદતાં હતાં. છતાં પેલા અમીર ગૃહસ્થના ઉપલા એકાદ ગજવામા જેમ એકાદ કીમતી ફાઉન્ટનપેન અને ગુલાબ-ફૂલનું બટન શોભી રહ્યું હોય છે તેવી અદાથી ક. બિલ્ડિંગની ટોચે માણેકબહેનનું પતિગૃહ દીપતું હતું.

વિક્ટોરિયા ગાડીમાંથી વિમળાની માથે નીચે ઊતરીને માણેકબહેને ઉપલે માળે નજર કરી.

કોઈ ત્યાં ઊભું નહોતું, પણ ફૂલરોપનાં કૂંડાં મલકાઈ રહ્યાં હતાં. મન બોલી ઊઠ્યું: 'ઠીક, મહેરબાન ફૂલઝાડને પાણી તો નાખતા લાગે છે!'

મજૂર કરી દરવાજે દાખલ થતાં જ એક માણસની ને માણેકબહેનની આંખો મળી. દાંત કાઢીને પૂછ્યું: 'ક્યું, બેઠે હો ને, ભાઈ? બરાબર ચોકી કરતે હો ને?'

માણસ શરમાઈ ગયો: 'ક્યા કરેં, બાઈ! જૈસા હુકમ ઉપરીકા!'

'કરો કરો ચોકી! શેઠ હૈ ને ઉપર?'

'હાં બાઈ, અભી તો હૈ.'

'દૂસરે સબ?'

'સબી ગયે.'

'અચ્છા! અચ્છા! હમેરેકું તો સરકારને મુફત ચોકીદાર દિયા હૈ. આનંદ કરો.'

એટલું કહી, હસતે હસતે દાદર પછી દાદર ચડતાં માણેકબહેને વિમળાને પૂછ્યું: 'કાંઈ સમજી?'

'હા...સ્તો!' વિમળા પણ હસી.

'શું?'

'તમારી સરકારમાં આબરૂ!'

'એટલે?'

'પોલીસનું ખાનગી માણસ!'

વિમળાની ગ્રહણશક્તિ સાહજિક હતી. કેરાળીમાં એને આવી સી. આઈ. ડી. પોલીસનો અનુભવ નહિ, તેમ છતાં કેટલાંક માણસ હવાની સાથે જ નવી પરિસ્થિતિની સમજણ શ્વાસમાં પી શકે છે તે માંહેલી હોઈને વિમળા આ માણસનું રહસ્ય પામી શકી.

માણેકબહેને કહ્યું: 'તું બીતી નહિ!'

'જરાકે નહિ. મજા પડે છે.'

પોતાના બ્લોકમાંના છેલ્લા ખંડમાં પહોંચીને માણેકબહેને ગળાનો હાસ્ય-ઘુઘરો ખખડાવ્યો: 'લ્યો! આંહી તો મે'રબાન એનો એ જ ધંધો લઈ બેઠા છ!'

પતિને એ 'મે'રબાન' શબ્દે સંબોધતી. 'મે'રબાન' તો બેઠા બેઠા રેડિયાની ચાવી ફેરવ્યા જ કરતા હતા.

'રહે તો!' મે'રબાને ઊંચે જોયા વગર જ કહ્યું. 'એક નવું સ્ટેશન પકડાય છે.'

ચાવીને ધીરે ધીરે ફેરવતો એ મેરવાન રેડિયોના કાંટાને અમુક એક ઠેકાણે ઠેરવવા મથતો રહ્યો. 'આ મિડિયમ વેવ પર ૨૨મા મિટર પર એક નવું જ સ્ટેશન પકડાય છે......રહે તો ?'

'તમ તમારે નવાં સ્ટેશન પકડજો, પણ કો' તો ખરા, અમારો તાર શું નથી મળ્યો ?' એમ કહી પતિનો કાન ઝાલ્યો.

'મળ્યો છે.' ચાવી ઘુમરડતે ઘુમરડતે મેરવાને મહેરબાની કરી.

'તો પછી મોટર કેમ ન મોકલી ?'

'નહોતી.'

'કેમ ?'

'ભાઈલાલને જોતી'તી, એના સગાને કોઈકને મળવા જવા.'

'ઠીક ! ઈયે ઠીક ! માંડ જતે જન્મારે મોટર પામ્યાં તે પણ આપણા માટે નહિ–મે'માનોને માટે, હં-હં-હં-હં-!'

ખૂબી જ આ હતી કે જે શબ્દો બીજાં માણસો રોષ ને કંટાળાની લાગણીથી બોલતાં હોય છે તે જ શબ્દોને આ સ્ત્રીએ પોતાના કંઠ-ઘૂઘરાની અંદર કાંકરાની પેઠે રમાડયા, પણ પતિએ તો રેડિયોનો કાંટો ફેરવતે ફેરવતે 'રહે તો લગીર ! રહે તો જરા !' એમ કહ્યા કર્યું. માણેકબહેન વરનો કાન આમળીને પછી ચાલ્યાં—

'ચાલો ભાઈ ! મોટર ઘેર આવી પણ એ આપણા પ્રારબ્ધની નહિ હોય, મે'માનના ભાગ્યની હશે ! અરે, પણ આ બાથરૂમમાં ગાંસડો લૂગડાં કેમ પડયાં છે ?'

'તમારે માટે રાહ જુએ છે !' રેડિયો પરથી જ મેરવાને ટહુકો કર્યો.

'કેમ, રામો નથી ?'

'ના, ચાલ્યો ગયો રત્નાગિરિ.'

'ક્યારે ?'

'પરમદિવસે.'

'પરમદિવસનાં પડયાં છે લૂગડાં ? બધાયનાં ? કોઈએ પોતાનું ધોતિયું પણ નિચોવ્યું નહિ ?'

'ના, તમારી તો કાલે વાટ હતી ખરી ને !'

'વા...આ...આ...રુ ! ઘણી સારી વાત ! ચાલ બે'ન ઘેલી, પ્રથમ તો આ ઘરણું ઘરમાંથી કાઢવા દે.'

બેઉ જણીઓ કપડાં ધોવા બેઠી. એ ધોણ્ય ચિત્રવિચિત્ર હતી. મલમલ, રેશમ અને ખાદીઃ

સફેદ લેંઘા, ખાખી ચડ્ડીઓ, બારીક અને ધકડી જેવી જાડી ધોતીઓ : સાડીઓ ને ચણિયા પણ હતા. આ પોશાક પહેરનારાં આઠ-દસ માનવીઓની કલ્પના કરવી એ પણ એક તમાશો જોવા બરોબર હતું.

'ત્યારે હું જાઉં છું કારખાને !' કહેતાં મે'રબાન સજ્જ થઈને નીકળ્યા ને ધોતી પત્નીને જણાવ્યું : 'કાલે કોંગ્રેસની મહાસમિતિની બેઠક માટે તમારી ટિકિટ આવી ગઈ છે.'

'અને તમારી ?'

'હું નથી આવવાનો.'

'કેમ ?'

'હું ક્યાં કોંગ્રેસનો અનુયાયી છું ? રાજકારણમાં આપણા રામને અંધારું ધબ !'

'હં-અં—સીધા કો'ને, સરકારના ઑર્ડર મેળવવામાં આબરૂ આડે આવે છે ! એવડે હોરે સુખ છે !'

'એવું કંઈ નહિ. તમારી ધોળી ટોપીને તો એ બાબતનું...'

'પત્યું, ચાલો, બાથરૂમ તો ગાવાની જગ્યા છે, રાજકારણ ચર્ચવાની નહિ. પણ આંધ્ર જરા ડોકાતા તો જાવ, આ એક વધુ મેમ્માનને તેડતી આવી છું !'

'કોણ છે વળી ?' એમ કહેતાં 'મે'રબાન' અંદર દૃષ્ટિ કરતા ઊભા. વિમળાને માણેક-બહેને કહ્યું : 'મોં તો બતાવ તારા બનેવીને !' બંને એકબીજા સામે જોઈ રહ્યાં. જોયાં હશે વર્ષો પૂર્વે. સ્મરણ નહિવત્ હતું. પાતળી ઊંચી કાઠીના બનેવી મનોહરલાલને અકાળે બેઉ લમણાં પર ધોળાં આવી ગયાં હતાં. ચહેરો અક્કડ હતો અને તીક્ષ્ણ આંખોમાં આછો મલકાટ એટલો તો ગુપ્ત હતો કે કોઈકને જ એ જોવા મળે. માણેકબહેને બહાર આવીને બારણાં સુધી જઈ માશિયાઈ બહેનની પિછાન દીધી અને અહીં લઈ આવવાનું પ્રયોજન કહ્યું. મનોહરલાલે ટકોર કરી : 'આ ઘરની અંદર તો કૈંક આવે છે ને જાય છે ! છોકરી બાપડી ભોળી લાગે છે, એટલા પૂરતો તારે માથે બોજો થયો, બાકી તો સારું કર્યું, અને જો, રસોઇયો પણ આજથી કદાચ ન આવે, સવારે છણકો કરીને ગયો છે, અને મેં તો હવે ગૃહરાણીને ઘરનો ચાર્જ ક્ષેમકુશળ સોંપી દીધો છે.'

'વા...આ...આ...રૂ, મે'રબાન ! એમ કો'ને ચોખ્ખું કે વીસ જણનું ભઠિયારું સાંજે કરી રાખજે !'

'કુહેવે કુહેવે ફેર છે ના ! માને કાંઈ, સાચું છે જાય, બાપની બૈરી કહીને બોલાવાય છે ?'

'અરે નમાળી ભૂખી !' કહેતાં માણેકબહેન વિદાય થતા વરને ચોટિયો ખણવા ગયાં, ત્યાં

તો 'એ બધી વાતે વાત' એમ કહેતો મનોહરલાલ જે ચાલાકીથી સીડી પર સરકી ગયો તે ચાલાકી એનામાં આજે તો શું પણ જન્માંતરેય કદી હોઈ શકે નહિ એવું સોગંદ પર કહેવા એના નજીકના સ્નેહીઓ પણ છાતી ઠોકીને બહાર પડયા હોત, કારણકે એ ચાલાકીનું લીલા-સ્થાન વરવનુ એ જ જણાંની વિશ્રામ-પળોમાં જ હતું.

જેમ જેમ સાંજ પડ્યા પછીનો સમય અંધારું ઘૂંટતો ગયો તેમ તેમ વિમળાએ માણેક-બહેનના ઘરના દાદર પર અને દ્વાર પર નાનાં-મોટાં ધમસાણ ચાલુ થતાં સાંભળ્યાં. દાદરના પથ્થરો પર તડાક તડાક બોલતાં ચંપલો ને પઠાણી સેંડલો પછડાતાં-ઘસાતાં આવે છે, અને જોરજોર હસવાના તથા ઉગ્ર રોષના ઉશ્કેરાટભર્યા સામસામા અવાજો બારણા સાથે અફળાટ કરે છે.

એક કહે છે: 'નહિ, જવાહરના ભેજામાં ભૂસું ભર્યું છે. આઈડિયોલોજી...'

બીજો બોલે છે: 'મોસ્કોના પઢાવ્યા તમે તો પોપટ છો પોપટ!'

ત્રીજો: 'પંદર ફાંડામાં દેશભરમાં કૉન્ફ્લેગ્રેશન (દાવાનળ) સમજજો.'

ચોથો: 'આ વખતે તો ફાઈટ ટુ ધ ફિનિશ!'

પહેલો: 'કંઈ નથી થવાનું. આઈડિયોલોજી...'

ત્રીજો: 'આઈડિયોલોજીની ખાંપાટ શું લો છો, યાર? શું વલ્લભભાઈને આઈડિયોલોજી નથી એમ કહેવું છે તમારું?'

પહેલો: 'ઑફ કોર્સ (અલબત્ત) એમ જ!'

ત્રીજો: સામ્યવાદીઓને તો મારી મારીને બોલતા બંધ કરવા જોઈએ.'

પાંચમો: 'હેટ્સ ઈટ! ધેટ ઈઝ અવર ટ્રાયમ્ફ! (વાહવાહ! એ જ અમારો વિજય!) તમારા ઉશ્કેરાટથી જ અમને જીત મળે છે!'

ત્રીજો: 'હવે બેસો બેસો, હું તો કંઈ નથી ઉશ્કેરાયો!'

આમ આ હા વા ને ધાબડિયો આસ્તેકદમ મુલાકાસ્તે-કદમ મનોહરલાલ-માણેકબહેનના ઘરમાં દાખલ થયા અને એમાંના બે-ત્રણ જણાએ સીધા રસોડામાં પેસી માણેકબહેન પૂરીઓ તળતાં હતાં તેમાંથી એકેક ઉપાડતે ઉપાડતે માણેકબહેનના સમાચાર પૂછવા માંડયા.

'અહો! કાઠિયાવાડ આવ્યું કે પાછું! આ વખતે કોઈ ડેકાઈટ કે રૉબર—કોઈ બહાર-વટિયો-લૂંટારો—મળેલો ખરો કે, માણેકબેન?'

'એ બધી વાતો હું તમને બધાને કહું, ખૂબ સાંભળવા જેવી છે, પણ પ્રથમ તો તમે એકકેક પૂરી ઉપાડી લઈને રસોડાની બહાર નીકળો!'

માણેકબહેન આ કહેતાં હતાં ત્યારે એ મિત્રમંડળની નજર વિમળા પર પડી. વધુ એક શબ્દ બોલ્યા વગર એઓ પોતાનાં રોળટીખળ ચૂપ રાખીને બેઠકના ખંડમાં ચાલ્યા ગયા.

વિમળાનું જિગર મજબૂત હતું એ વાત સાચી, પણ એક ગૃહસ્થીના ઘરમાં બહારના માણસો કાયમી વાસો કરતા હોય, વહેલા—મોડા ફાવે ત્યારે બહારથી આવી જમવાનું કે સૂવાનું પામી શકતા હોય, વાતોનાં સાટાં રોળટપ્પાં મારી શકતા હોય, તેમ જ દેશના સળગતા જાહેર પ્રશ્નો પર હળવી-ભારે ચર્ચા કરી શકતા હોય, માણેકબહેન અને એના પતિ મનોહરલાલ આ સઘળી બાબતોમાં શામેલ રહેતાં હોય, ગંભીર વાતોમાંથી એકાએક ગંજીપો લઈ સૌની જોડે આ દંપતી બ્રિજ-બ્રિઝિક રમવા પણ બેસી જતાં હોય—એ સઘળી લીલાએ વિમળાને ઠીક ઠીક અકળાવી, વિસ્મિત બનાવી અને ભયભીત સુદ્ધાં કરી.

પહેલી જ રાત હતી, પંદરેક દિવસની ગેરહાજરી પછીનું પતિ-પત્નીનું મળવું થયું હતું, તેમ છતાં સૌની સંગાથે બેઠાં બેઠાં અધરાતનો સુમાર થયો. પછી બે-પાંચ ગયા, ત્રણ-ચાર રહ્યા. માણેકબહેને સૌની પથારીઓની વેતરણ કરવા માંડી. એમની ગણતરી આજે તો પોતાના શયન-ખંડને સલામત રાખવાની હતી. મનોહરલાલ હિંદુસ્તાનની અંદરના રેડિયો-કાર્યક્રમો ખલાસ કરીને મુંબઈ, દિલ્હી, લખનૌ, કલકત્તા વગેરે સ્ટેશન પતાવી નાખીને પછી અલકમલકનાં સ્ટેશનો પર કાંટો ફેરવતા હતા, તરેહતરેહની જબાનો સાંભળતા હતા. છેલ્લે પહોળું બગાસું ખાઈને માણેકબહેને પતિને કહ્યું કે: 'હવે તો બચાડા રેડિયાનો જીવ લેવો છોડો ! ઊઠો, ઊંઘ-ભરાણી છે મને તો !'

'આ લગાર-લગાર સાઇગોનને સાંભળીએ. જુઓ કોઈ કેપ્ટન મોહનસિંગ બોલે છે.'

એમ કહેતાં મનોહરલાલ એકાગ્ર બન્યા. ઘરમાં હાજર હતાં તે સર્વ હાજર થઈ જઈને એક કાને સાંભળતાં ઊભાં. હિંદચીનના પાટનગર સાઈગોનમાંથી શુદ્ધ હિંદી સ્વરોની ધારા વહેતી હતી. મરદાઈના મરોડો વડે શોભતા શબ્દ કોઈ રણબંકડા હિંદીવાનના હોઠ પરથી ટપકતા હતા:

'પ્યારા દેશબાંધવો ! અમારી ફિકર કરશો નહિ. અમને હિંદીવાન સૈનિકોને જાપાનને હાથે જબ્બે થવા સોંપી દઈને અંગરેજ ઠડે કલેજે ચાલ્યા ગયા છે. પણ અમે આઝાદ હિંદ ફોજની સ્થાપના વિચારી છે. જુઓ, સાંભળો, આ આઝાદ ફોજી જુવાનો અહીંથી બોલે છે. પોતાનાં માતપિતાને ખુશખબર કહેવરાવે છે.'

પછી કોઈ કોઈ બુલંદ ઘેરો પ્રૌઢ અવાજ, એ પછી કોઈક જખ્મીજનનો કંઠ, અને એ પછી કોઈક યુવાનીના પ્રવેશ-દ્વારે ઊભેલા છોકરાની તરડાતી-ભરડાતી જબાન અનુક્રમે બોલી ઊઠી: ફલાણો પ્રાંત, ફલાણો જિલ્લો, ફલાણો તાલુકો, એમાં અમુક શહેર, ને એ શહેરની પાસે આવેલા અમુક ગામડાનો હું રહીશ: બાપનું અમુક નામ: એને કહેજો કોઈક કે હું અમુક નામઠામનો,

અમુક પલટનમાંનો માણસ ખુદાબક્ષ છું દેશની આઝાદી મેળવવા હું લડનાર છું. મારી ફિકર કરશો નહિ. મારી બહેનને બોલાવજો, મારી માને મારા પ્રણામ પહોંચાડજો અને તમે સૌ પણ ત્યાંથી અંગરેજોને હાંકી કાઢજો '

વગેરે વગેરે ઓળખાણ આપીને અપાતા આ દેશાવરી સંદેશા સ્તબ્ધ હૃદયે સૌ સાંભળતા હતા, તેમાં વિમળા પણ અધ્ધર શ્વાસે બેઠી હતી એને થતું હતું કે હજુ કંઈક નવું માણસ એ રેડિયો પર નીકળશે, જેનું નામ-ઠામ ને ગામ જાણીતું છે પણ એ પોતાનો સંદેશો કોને પહોંચાડવાનું કહેશે? કોનું નામ લેશે? આ દસ-બાર માણસોની વચ્ચે વીંટાયેલું જ્યોતિર્મય યંત્ર શું એકાદ કોઈક દિવસ પણ નહિ બોલી ઊઠે કે. ' કેશાળી ગામમાં એક વિમળા નામની કન્યાને '

પણ હવે તો રેડિયો પર ' વંદેમાતરમ ' ગવાતું સંભળાયું. સ્ત્રીઓ-પુરુષોનો કોઈ મોટો સમૂહ મળીને દરિયાપારથી ગાતો હતો અને એ ગાનની સન્મુખ બેઠેલાં, સાંજથી લઈ અધરાત સુધી ચર્ચા-દલીલોના અવિરત ગડગડાટ કરનાર પાંચ-છ જણા, મંત્રમુગ્ધ હૃદયે, નિમીલિત નયને, પૂજ્યભાવપ્રેરિત ચહેરે પ્રાર્થનાભરપૂર ઊભા હતા અજાણી વિમળાને પણ વધારે સ્પષ્ટીકરણ વગર જ સમજાઈ ગયું હતું કે દુનિયાના એક ખૂણે ધર્મમાં આવી રહેલી માનવી-માનવીની કાપાકાપીની વચ્ચે, પ્રલયના ઝંઝાનિલની વચ્ચે, આ કોઈક ગર્વભર્યા ખુવાર દેશવાસીઓ ગાતા હતા જે ગાન તેઓ ગાતા હતા તે ગાન વિમળાએ પણ પોતાના ગામની કન્યાશાળાના મેળાવડામાં અન્ય સખીઓની જોડે ગાયું હતું, પણ આવું તો કદાપિ નહોતું સ્પર્શ્યું આટલાં બધાં દુઃખો, ઉલ્લાસ ને ઉજાસ શું એકના એક જ શબ્દ-ઝૂમખામાં અગોચર અને અણસૂઝ્યાં પડ્યાં હતાં!

વિમળા, કે જેણે પ્રાર્થના કદી કરી નહોતી, તે વિમળા શૂન્યને પ્રણામ કરી પહેલી જ વાર નમી રહી.

બધા પોતપોતાને ઠેકાણે સૂવા ગયા, અને માણેકબહેન પોતાનો, નાના છોકરાનો ને પતિનો સૂવાનો એ અવાવરો ઓરડો સાફ કરતાં હતાં તે જ ટાણે દરવાજે ટકોરી વાગી.

અંદર આવનાર હતા એના દેર-દેરાણી

' ઓહો! અત્યારે? ક્યાંથી? માટુંગાથી?'

' ના, ના, એ તો બપોરે એક મિત્રને ત્યાં આવેલાં, મોડું થઈ ગયું, થયું કે હવે રાત જ રહી જઈએ '

બહાર પરસાળમાં બેઠેલા દેર-દેરાણીને આવી એકલવાય ગ વિશ્વાસઘાતિને ભાવ ... જ વ્યા વગર ભોજાઈએ ઘરમાં લીધાં જગા તો હવે કોઈ બીજી કરી નહોતી. પોતે દેરાણીની સાથે જ્યાં વિમળા હતી તે મોટા છોકરાવાળા ખંડમાં પથારી કરી અને દેરને એના મોટાભાઈ સાથે પોતાના સૂવાના ખંડમાં સુવરાવ્યો

સાઈગૉન રેડિયોના શબ્દ-ઝણકાર સૂર-ભણકાર વિમળાને અંતરદ્વારેથી મોડી રાતે પણ શમ્યા નહોતા. પોતાને આ થોડા કલાકોની અંદર જીવનના ધરમૂળમાંથી કશોક ફેરફાર થયો જણાતો હતો. આ ઘરની ગૃહિણી માણેકબાઈ, ગૃહપતિ મનોહરલાલ, આ બહારથી આવનારા ચિત્રવિચિત્ર અને ભેદી સૃષ્ટિના કોઈક આગંતુકો, અને એ બહારવાળાઓની ખિદમત આડે જેમને ઘરમાં પોતાનો અલાહેદો રમત-ઓરડો પણ નહોતો મળી શકતો તે ત્રણ-ચાર નાનાં બાળકોનું મૌનભર્યું જીવન બધું જ રહસ્યમય હતું. ને સૌથી વિશેષ વિસ્મયકારી તો વિમળાને માટે આ હતું કે પેલા પાંચ-છ ચર્ચાખોર આગંતુકો એકબીજાની વિરોધી વિચાર-દુનિયાના પ્રાણીઓ હોવા છતાં તે રાત્રિ-પહોરે એકબીજાની નજીક નિરાંતે ઊંઘતા હતા. એમાં એક એમ. એ.નો અભ્યાસ કરતો હતો, બીજો રૉયલ ઇન્ડિયન નેવીમાં જવા માટે ભણતો હતો, ત્રીજો ચારેક મહિનાથી મુંબઈમાં રહ્યો રહ્યો કાઠિયાવાડમાંથી પોતાની એક હરિજન-સંસ્થાને માટે ફાળો કરતો હતો, અને હજુ એ સંસ્થાને સંભાળવા પાછો પહોંચતાં પહોંચતાં બે-એક મહિના કાઢી નાખશે એમ મનોહરલાલનું માનવું હતું, ચોથો મૂળ તો આસામનો વતની, મુંબઈમાં આવેલો અનાથ અવસ્થામાં, ઊછરેલ કોઈ બાવાની જોડે મંદિરમાં, ભણેલો એક વેશ્યાને ઘેર રહી, ભણીને નિશાળમાં માસ્તર થયો હતો. ભણતર ભણાવતે ભણાવતે કોઈક એકાદ ગુજરાતી કન્યાને પરણી લેવાના કોડ સેવતો હતો. એ કોડને પૂરનાર કોઈ ન મળ્યું એટલે કૉંગ્રેસ-હાઉસમાં વગર વેતને સેવા આપતો હતો. એ સેવાની કદરરૂપે અને કાયમીપણાને ખાતર કોઈક આગેવાને એની જોગવાઈનો ભાર માણેકબહેન પર નાખ્યો હતો. કૉંગ્રેસના ખડા સૈનિક તરીકે એનું કામ લડત થાય ત્યારે જેલમાં જવાનું હતું, અને શાંતિકાળ દરમિયાન સિગારેટો પીતાં પીતાં એક આગેવાનની વાતો બીજા આગેવાનને ઘેર જઈ મીઠું-મરચું ભભરાવીને કહેવાનું હતું. ચોર-લૂંટારાને પણ ખાનદાનીના નિયમો હોય છે, તેમ આ માણસના સંબંધમાં પણ માણેકબહેને માતૃતુલ્ય ગણવાની અને એમના ઘરની એક પણ સારી-માઠી વાત બીજે કોઈ સ્થળે ન કરવાની ડાકુ-નીતિ હતી. પાંચમા એક ભાઈ એલ એલ. બી. થઈને બે વરસ નોકરી કર્યા પછી પાછા ફિલસૂફીના વિષયમાં એમ. એ.નું કરી લેનાર, અને એમ. એ. તરીકે પોણા બે વર્ષ શાળા ભણાવ્યા પછી પાછા ગણિતમાં એમ. એ. થવાનો મનોરથ લઈ બેસનાર અલગારી હતા.

આવાઓને મુંબઈમાં મુખ્ય જરૂર સાઈ રહેવા અને બે ટંકનું પેટિયું મેળવી લેવાની હતી. માણેકબહેનનું ઘર એમને એ પૂરું પાડતું હતું, બદલામાં એઓ કશો કૃતજ્ઞતાનો ભાવ પણ નહોતા સેવતા, ભાઈ-સંકોડાઈને પણ નહોતા રહેતા. તેમ બીજી બાજુ આ પોતાનું ઘર જ છે એવો સહજ ભાવ સેવતા હતા.

એકવાર, વિમળાના આવ્યા બાદ ત્રણેક દહાડે, કૉંગ્રેસ મહાસમિતિની ૧૯૪૨ના ઑગસ્ટની ૮ મી તારીખની બેઠક પર ગુજરાતમાંથી એકેક પ્રતિનિધિ આવ્યા હતા. તેમનો ઉતારો પણ માણેક-

બહેનને ત્યાં હતો. એમણે અગાઉ અનેક વાર આવેલ એ વખતની માફક આ વેળાએ પણ ઘરમાં પડેલાં આ બહારવાળાંઓનાં બિછાનાંની અવ્યવસ્થિતતા ટાળવા માટે માણેકબહેનને મથતાં જોઈ જોઈને પ્રભાતે ચા પીતાં પીતાં કહ્યું : 'આ તે કંઈ ઘર છે? આ તો ધર્મશાળા છે, ધર્મશાળા!'

કહેતાં કહેતાં એ કહેનાર હસ્યા. માણેકબહેનની આંખ એ સાંભળી એકાએક બદલી ગઈ. કહેનાર તરફ ફરીને એણે પૂછ્યું : 'શું બોલ્યા......ભાઈ? ફરી કહો તો? હેં? આ ધર્મશાળા છે? ધર્મશાળા છે મારું ઘર?'

કહેનારના ચહેરા પરથી રુધિર સુકાઈ ગયું. એમનો ગર્ભિત હેતુ તો માણેકબહેનની દયા ખાવાનો હતો, પણ એ દયા ખાવા જતાં એમના પોતાના મનમાં પડેલી એક માન્યતા બહાર ડોકાઈ પડી કે આંહી આ ઘરમાં તો કોઈ પણ માણસ ધામા નાખી શકે છે-કોઈ ના પાડનાર નથી!

માણેકબહેને એ દિવસે આ ભાઈને જમવાનું તો રોજના કરતાંય અધિક ચીવટથી પીરસ્યું, પણ રોજિંદું રોનકીપણું માણેકબહેનનાં પીરસવા-જમવામાંથી ઊડી ગયું હતું. એમણે પોતાના ગાંભીર્યનો વધુ કશો ઊહાપોહ કર્યો નહિ. બીજા કોઈની મગદૂર નહોતી—મનોહરલાલની પણ નહિ—કે એમને આ વાત પર ટાઢાં પાડી શકે. મન એનું મન માંહી બેઠું બેઠું બોલતું હતું કે અહીં આ બધાને રહેવા-ઊતરવા દઉં છું અને એમની વિચિત્રતા તેમ જ બેદરકારી વગેરે બધું ચલાવી લઉં છું એ તો એમને ઘરનાં બાળકો જેવાં જાણીને, એઓ પણ છો આ વિચિત્ર આદતો ને સંસ્કારો રાખીને રહે, પણ એઓને આટલું ભાન હોવું જોઈએ કે પોતે ઘરના જન થઈને રહે છે માટે આ લાલન પામી રહેલ છે, ધર્મશાળા સમજીને અહીં પડવાનો કોઈને જ અધિકાર નથી.

કદી ન રડનાર માણેકબહેનની આંખો તે આખો દિવસ સુકાઈ નહિ, અને પેલા 'ધર્મશાળા' કહી ટીખળ કરનાર ભાઈ ફરી ઘેર ડોકાયા નહિ.

આમ આ ધરતી અંદર બનતા નાના-મોટા બનાવોની ઝીણી ઝીણી અસરોમાં વિમળા રંગાયે જતી હતી. *દિવસભરમાં એનો સાથી વધુ રસભર્યો સમય સાંજરે, બપોરે કે વહેલી સવારે* સવારે મનોહરલાલ જ્યારે રેડિયોનો કાંટો ઘુમરડતા બેસતા એ જ હતો. પોતે બાજુના ખંડમાં બારણા આડે લપાઈને બેઠી બેઠી કાન માંડતી. એમ પણ થતું હતું કે દિવસે જ્યારે કોઈ ઘરમાં ન હોય ત્યારે, કદાચ છે તે સાઈગોન રેડિયો પર કોઈક જો પેલા—પોતે જેને માટે ઉત્સુક હતી તે-સમાચાર બોલી નાખશે તો શું થશે? અને બીજો પ્રશ્ન એને આ પણ થતો કે જો સાઈગોન રેડિયો પરથી બોલાતા સંદેશા અહીં ઝગી શકતા હોય તો પછી આ માણેકબહેનના રેડિયો પર હું જો બોલું કે, 'ભાઈ! કાઠિયાવાડના ફલાણા ફલાણા ગામના મૂળ રહેવાસી અને રિસાઈ-

ને મલાયા-સિંગાપોર ચાલ્યા ગયેલા એક સુમનચંદ્ર નામે વેપારી-લાઈનના માણસને આટલા ખબર દેશો?' તો ત્યાં સાઈગોન રેડિયો પર કોઈક ને કોઈક તો સાંભળશે જ, અને સાંભળશે તો સિંગાપુર-મલાયામાં સમાચાર પણ દેશે...સ્તો.

આવી ગેરસમજણથી એણે ૧૯૪૨ના ઑગસ્ટની તા ૮ મીના બપોરે એકાંતે માણેકબહેનની ગેરહાજરીમાં રેડિયોની સ્વિચ ઉઘાડી, ધીરે ધીરે એના કાચ પાછળ જલતી જ્યોતને સંબોધી કહ્યું પણ ખરું કે: 'કોણ છે ત્યાં! કોઈ છે? મારે સાઈગોન રેડિયાવાળાને સંદેશો કહેવો છે!'

ખડખડાટ એની પાછળ કોઈક હસી પડ્યું. બાપડી હાંફળી-ફાંફળી ઊભી થઈ ગઈ. હસનારાં માણેકબહેનનાં નિશાળેથી ઘેર આવેલાં છોકરાં હતાં. એમાંની મોટી છોકરીએ કહ્યું: 'માસી! શું કરતાં હતાં? સાઈગોન કોને સંદેશો કહેતાં હતાં? એમ કંઈ આ રેડિયો-સેટમાંથી કોઈ સાંભળી શકે? એ તો એના બ્રૉડકાસ્ટિંગના સ્ટેશને જવું પડે! પણ ત્યાં તમને કોઈ બોલવા ન દે, એક હજાર શું એક લાખ રૂપિયા આપો તોપણ નહિ, હાં કે માસી? ત્યાં સાઈગોનમાં તમારું કોઈ છે, માસી? કોઈ રહી ગયું છે? એને શું સ્ટીમર નહોતી મળી? પણ તો તો હવે એ કયાંથી રહ્યું હોય? એને તો મારી જ નાખ્યા હોય!'

મુંબઈ શહેરનાં છોકરાંને માટે આ બાબતની સમજ સહજ હતી. કાચની પૂતળી સરખી પારદર્શક પ્રકૃતિની એ છોકરીના છેલ્લા શબ્દ વિમળાની કલ્પનાશક્તિ ઢંઢોળી ગયા. એણે જવાબ દીધો: 'અરે, એ તો હું અમસ્તી લહેર કરતી હતી. એ તો હું પણ જાણું જ ને કે આમાંથી તે કંઈ કોઈને સંભળાવી શકાય!'

અધરાત વીતી ગયા બાદ મોટરગાડી આવી અને એમાંથી ઊતરેલાં માણેકબહેનને છેક દાદર પરથી એકાએક થનગનાટ કરતાં આવેલાં દેખી પતિએ પૂછ્યું: 'કાં, શું સમાચાર છે? બેઠક પૂરી થઈ ગઈ?' એનો પ્રશ્ન ગોવાળિયા તળાવમાં ભરાયેલી કૉંગ્રેસ મહાસમિતિ વિષેનો હતો.

'પૂરી થઈ શું, બાપુએ તો કમાલ કરી!' માણેકબહેને પાણીનો ગ્લાસ લઈ કંઠ-ઘૂંઘરો રમતો મૂક્યો. 'કરેંગે-મરેંગેનું આખરીનામું આપ્યું. હવે સરકારનાં મોતિયાં મર્યાં જાણજો!'

'હું-હું—!'

'કેમ તમે કંઈ વાત કહેતા નથી?'

'મને તો માઠું થનારું લાગે છે.'

'એટલે શું? સરકાર પકડી લેશે બધાંને?'

'મને એમ જ લાગે છે.' બોલતાં બોલતાં પતિ હાથનાં આંગળાં ચોળતા હતા. એણે આગળ વાત ચલાવી. 'ગાંધીજીએ ભલેને હૈયાં હલમલાવી નાખે એવું છેલ્લું ભાષણ કર્યું, વાઈસરોયને

મિત્ર કહ્યા, મળવા દેવાની માગણી કરી, મળ્યા પહેલાં મારે તો કંઈ લડત ઉપાડવી જ નથી એવું એવું મીઠું મધ જેવું ભલેને કહ્યું, પણ સરકાર હવે સમય આપે એમ મને તો નથી લાગતું.'

'તો તો લડત ઊપડશે.'

'ઊપડશે તે તો ઠીક, પણ એમાં શું બળ્યું હશે!'

'કેમ?'

'કોઈને કશી ખબર નથી, કશી દોરવણી નથી, બધાં જ ધાંધિયાં છે.'

પત્નીએ કહ્યું: 'અરે, વાત શી કરો છો? અત્યારે તે સરકાર શું મૂરખી છે કે આ દેશને છંછેડે? જાપાન માર માર કરતું આવે છે એનો તો વિચાર કરો ને?'

'શું વિચાર કરે?'

'કેમ...શું વિચાર કરે? આખો દેશ સળગી ઊઠયા વિના રહેવાનો છે શું? મિલો-કારખાનાંને તાળાં દેવાય; ટ્રેનો, તાર-ટપાલના વ્યવહાર તૂટી પડે; એ ઉપરાંત આજે તો લશ્કરને વીફરી જતાં વાર નથી લાગવાની.'

પત્નીના દોરેલા આ ચિત્ર ઉપર શાહીનો ખડિયો ઊંધો વાળી દેતો હોય એવી દર્દભરી હાંસી સાથે પતિએ કહ્યું: 'આ બધી તો તમારી ધોળી ટોપીની ફિસિયારી જ છે ને!'

'નહિ, દરેક માણસ બોલે છે, અને અમે તો દેશના મોટા મોટાઓ પાસેથી જ સાંભળ્યું છે કે જવાહર પાસે તો મોટા લશ્કરી માણસો આવીને કહી પણ ગયા.'

'શું કહી ગયા?'

'કે લડત જગાડો, એટલે અમે ઝંપલાવવા તૈયાર જ છીએ.'

'હા, એમ તો જમશેદપુરની તાતા-ફેક્ટરી વિષે પણ એવા જ ગપાટા ચાલે છે કે તાતા પોતે મહાત્માજીને મળી ગયા-આજે જ, અને જો લડત ઊપડે તો આખું કારખાનું બંધ કરી બેસવાનો કોલ દઈ ગયા! બધી બજારુ વાતો છે. સરકાર નહિ ડરે, પકડશે-કદાચ છે ને રાતોરાત પકડશે.'

પાણીનો ગ્લાસ માણેકબહેનના હાથમાં જ ભરેલો હતો, પણ એ મોંએ અડકાડવાનું વીસરીને એ વિમાસી રહ્યાં. મોં પર પતિના ભાખેલા આગમ-બોલની વાદળી છવાઈ ગઈ. એ બોલવા જતી હતી કે: 'તો તો મને......'

'હા...એ તો લિસ્ટ તૈયાર જ હશે.'

'હવે જાવ જાવ!' પત્ની ઊભી થઈને કહેવા લાગી. 'ઘેલા થાઓ ના, સરકારથી કશું બનવાનું

નથી ! મહાત્માજીએ ખરેખરી એના પગમાં આંટી નાખી છે. પકડે તો તો સરકારનું મોત હાથવેંતમાં સમજવું !'

'ઠીક, ચાલો, જોઈએ—સવારે શું થાય છે !'

પછી સવારે જ્યારે મનોહરલાલ ઊઠીને ટેલિફોન પર નંબર ઘુમરડવા લાગ્યા ત્યારે યંત્ર ખોટકાઈ ગયેલું જણાયું. સામી બાજુએ આવેલા પડોશીના ટેલિફોન પર ગયા ત્યાં પણ કહે કે અમારો ફોન ખોટકાઈ ગયો છે. પાએક કલાકમાં તો આખા ક. બિલ્ડિંગના એકેએક ફોન ખોટા પડી ગયા હતા.

'આ તે શું !'

બહાર નજર કરે છે તો નજર પહોંચી શકી ત્યાં સુધી પોલીસ ! પોલીસ ! ચોકીપહેરા બેસી ગયા છે.

માણસો ખબર લાવ્યા: 'ગાંધીજીને અને બીજા ઘણાને પકડી ઉપાડી ગયા.. ...'

'ક્યાં ?'

'ઈશ્વર જાણે !'

માણેકબહેને પતિની સામે જોયું. પતિએ એમ તો બેશક ન જ કહ્યું કે: 'હું નહોતો કહેતો ! પણ કહ્યું કે: 'બિરલા-હાઉસ પર ફોન તો જોડો !'

ફોન પાછા ચાલુ થઈ ગયા હતા.

માણેકબહેને બિરલા-હાઉસનો ફોન જોડી પૂછ્યું: 'એલાવ ! ગાંધીજી પકડાઈ ગયા શું ?

'બંધ કરો !' સામો ઉત્તર મળ્યો અને રિસિવર ધબ દેતું નીચે મુકાયું એવું લાગ્યું.

ફરી ફરી બિરલા-હાઉસ ખાતે નંબર જોડવાનો પ્રયત્ન કરતાં એકવાર સામેથી બહુ જ અસભ્ય જવાબ સાંભળવા મળ્યો.

મોડેથી બારણા પરની ટકોરી વાગી. ઉઘાડવા જતાં મનોહરલાલે કહ્યું: 'આવી પહોંચ્યા જણાય છે !'

[ કાળચક્ર

# ઈતિહાસ, જીવનકથા, પત્રો અને પ્રવાસ

ભારતવર્ષના વર્તમાનકાળે થઈ રહેલા નવ-ઘડતરને ટાણે આપણી ગઈ કાલ પર વારંવાર નજર કરવાની જરૂર છે. સાચે જ એ ભૂતકાળ ગઈ કાલ જેટલો જ નજીક છે, અને એમાં આપણી ઉપરછલી દૃષ્ટિમાંથી છટકી જતાં પરમ કલ્યાણકારી તત્ત્વો ચમકે છે. અસતનું જે ઝેર હતું તે તો ભૂતકાળમાંથી કાળભગવાન આપણા સૌની વતી પી ગયા છે; સત, શુભ અને મંગળ એમણે આપણા માટે મોજૂદ રહેવા દીધું છે. એવા વિરલ વારસાના આપણે અધિકારી બનીએ.



"આપણી સંખ્યા બે કરોડની છે, એમાંથી વૃદ્ધો, આજારો, બાળકો અને ઓરતો બાદ જતા એક કરોડ સશક્ત મનુષ્યો રહે છે, ત્યારે જાપાની સૈનિકો તો કોરિયામાં આઠ હજારથી વધુ છે જ નહિ, તેમ જાપાની વેપારીઓ પણ ફક્ત બે-ત્રણ હજાર જ હશે તેઓનાં શસ્ત્રો કાતિલ છે, પણ તેથી શું ? એક માણસ એક હજારને કેમ કરીને મારી શકે ? પણ ભાઈઓ, અમે તમને વીનવીએ છીએ કે મૂર્ખાઈ કરીને નિર્દોષોને ન મારજો અમે જ આપણે તૂટી પડવાનો દિવસ ને કલાક મુકરર કરીશુ વેપારીવેશે તેમ જ સાધુવેશે શીઉલમાં અમે આવી પહોંચશું. રેલવેના પાટા ઉખેડી, બધા બંદરોને આગ લગાડી, જાપાની સૈન્યની બરાકો સળગાવી, ઈટોને તથા તેના બધા જાપાની સાથીઓને ઠાર કરશું આપણા સમ્રાટ સામેનો એક પણ શત્રુ જીવતો નહિ જાય પછી જાપાન પોતાનું લશ્કર કાઢશે આપણી પાસે હથિયાર નથી, પણ સ્વદેશભક્તિ તો છે ને ! આપણે પરદેશી એલચીઓને આપણા ધર્મપક્ષે પોતાના લશ્કર આણવા વીનવશું. તેઓ આપણને દુષ્ટોની સામે સહાય કરશે-નહિ કરે તો આપણે સુખેથી મરશું. થોડા વધુ દિવસો પામરતામાં જીવવું તે કરતાં મરવું જ બહેતર છે, કેમકે આખરે ઈટોની મંડળીની ગોઠવણ મુજબ આપણા રાજા તથા આપણા બંધુજનોના પ્રાણ લેવાશે એ તો નક્કી જ છે દેશને દગો દઈ ને જીવવા કરતા દેશ-સેવક તરીકે મરવું જ બહેતર છે આપણો દેશબંધુ ચી-ચુન સ્વદેશના દુઃખ રડવા વિદેશમા ગયો, પણ એના પ્રયાસો ન ફાવવાથી એ પોતાની તલવાર વતી પેટ ચીરી પરદેશી પ્રજાઓની વચ્ચે પોતાનું રુધિર રેલાવી દુનિયાને પોતાની દેશભક્તિ દેખાડતો ખતમ થયો આપણે બે કરોડ નહિ સંપીએ તો તો ચી-ચુનની યાદને નાપાક કરી કહેવાશે જીવવુ-મરવું નજીવી વાત છે, દેશને પક્ષે કે દેશની વિરુદ્ધમા ઊઠવાનો નિર્ણય એ જ એક સર્વોપરી મહત્ત્વની વાત છે'

'એવી જ એક મતલબનો જાસો પ્રિન્સ ઈટોની ખુરની ઉપર આવી પહોંચ્યો. આ પરથી એ ધર્મ-સૈન્યને પહાડોમા જઈ મળવાનો મારો નિશ્ચય મક્કમ બન્યો

'પરંતુ એ સહેલ નહોતું. પ્રથમ તો જાપાની સત્તાવાળાઓએ જ મને પરવાનો આપવા ના પાડી. તેઓ કહે કે અંદરના પ્રદેશોમા ખુનામરકી હોવાથી તમારી સલામતીની બાયધરી અમે નહિ આપીએ હુ રેસિડેન્ટ જનરલને મળ્યો. એણે પણ કહ્યુ કે પરવાના વિના જશો તો કેદ પકડાશો ને સજા પામશો.

'મેં વિચાર્યું: પરવા નહિ! પકડાયા પછી હુ એ વાત પર લડી કાઢીશ મે તૈયારી કરી. ત્રણ ઘોડાં ભાડે કર્યાં. સાથે ચાર માણસો જોઈએ તેનું શુ ? બહારવટિયાની ગોળીની બીકે કોઈ કબૂલ ન થાય. આખરે માંડ માડ માણસો મળ્યા.

'સ્નેહીઓએ ને સંબંધીઓએ મને ચેતાવ્યો કે કદાચ તમે પાછા નહિ જ ફરો તરેહ-તરેહના ભય બતાવ્યા કહેવામાં આવ્યુ કે મારા વિદેશી પોશાક પરથી મને જાપાની ગણી એ

વાઘમાર બરકંદાજો મને દૂરથી વીંધી નાખશે, પણ મેં આ શિખામણોને ન ગણકારી, જાપાનીઓની નજર ચુકાવીને ચુપચાપ હું નીકળી પડયો.

'ગામડાંવાળા પ્રદેશોમાં થઈને હું ચાલ્યો જતો હતો ત્યારે મારી આસપાસ લીલાંલીલાં ભરપૂર ખેતરો મેં જોયાં. તસુએ તસુ જમીનમાં છેક ડુંગરાની ધાર સુધી મેં વાવેતર જોયું. બાર બાર ફૂટ ઊંચા મોલ જોયા. ખેતરોની વચ્ચે ઊંચા મેડા કરીને તેની ઉપર બેઠાં બેઠાં નાનાં છોકરાંઓને લૂગડાંના લાંબા લીરા પવનમાં ફરકાવી પંખી ઉડાડતાં જોયાં. ખેતરોમાં જુવાન સ્ત્રીઓનાં વૃંદેવૃંદ મળીને નીંદતાં ને લણતાં હતાં અને વૃદ્ધ પિતા પડતર જમીનમાં સાંતી હાંકતો હતો. નાનાં બચ્ચાં પણ પંખી ઉડાડવામાં મશગૂલ હતાં. ગામડાની અંદર ઘેરઘેર જઈને જોઉં ત્યાં તો ઘરધણિયાણી છોકરાં હીંચકાવતી હીંચકાવતી રાંધણું કરતી હોય અને વૃદ્ધો પણ બેઠાં બેઠાં સાદડીઓ કે રાંઢવાં બનાવતાં હોય. ભાડીની દીવાલે લીલા વેલા છવાયેલા અને એ વેલા ઉપર ચીભડાં, રીંગણાં કે ઘીસોડાં લટકતાં હતાં. મખમલ પાથર્યું હોય તેવાં લાલ લાલ મરચાં ઉતારીને ખોરડાંનાં છાપરાં પર સૂકવવા પાથરેલાં. મારા મનમાં થયું કે શું આ દેશ આટલો બધો રમણીય! ને આ લોકો આટલાં બધાં ઉદ્યોગી!

'હું આગળ ચાલ્યો. હરિયાળી વાડીઓ પાછળ રહી ગઈ. રૂપાળાં ગામડાં અદૃશ્ય બન્યાં. એને બદલે પહાડોની ખીણોમાં ચોમેર મેં જાપાનનો હત્યાકાંડ જોયો. બળીને ખાખ થયેલાં ગામડાંઓ, ધૂંધવાતાં ખંડેરો અને એ ખાખના ગંજમાંથી પોતાની ભસ્મ થયેલી ઘરવખરીને વ્યર્થ શોધતાં ગૃહહીન ગામડિયાં જોયાં.

'પાછાં આવી આવીને તેઓ પોતાનાં ઘરો નવેસર ખડાં કરવામાં લાગી ગયાં હતાં.

'આ ઘરબાર વિનાનાં પાયમાલ લોકો તરફ નજર કરતાં મારી આંખો પીગળી ગઈ. એ પ્રભાવશાળી અને પૂજનીય દેખાતા કોરિયન બુઝુર્ગોને, છાતીએ બચ્ચાં ધવરાવતી તરુણીઓને અને લઠ્ઠ યુવાન પુરુષોને દેખી મારા પર એક ચોખ્ખા ફૂલ જેવા અને શાંતિપ્રિય ગ્રામ્ય-સમાજની છાપ ઊઠી અને શરમાળ, સંતાતી તેમ જ શબ્દમાત્ર ઉચ્ચારતાં પણ ડરતી કોરિયન ઓરતોને બદલે આંહીં તો મેં તેઓને પુરુષના જેટલી જ છૂટથી બોલતાં સાંભળી. કદાચ એ મહાન વિપત્તિએ સ્ત્રીપુરુષો વચ્ચેની ચુપકીદીની દીવાલો તોડી નાખી હશે!

'એ નિરાધાર લોકો બસ આટલું જ બોલી શકે છે કે: 'ભાઈ, તમે ભલે આવ્યા. તમે આ હત્યાકાંડની કથા જગતમાં જઈને કહેજો.' મેં પૂછ્યું: 'શા માટે જાપાનીઓ આમ આગ લગાડે છે?' લોકો જવાબ આપતાં: 'યુગ-પ્યુંગ (બહારવટિયા) આવીને જાપાની લશ્કરોને મારી જાય અને પછી સોલ્જરો આવીને અમને કહે છે કે: 'બહારવટિયાને તમે જ રોટલા ને



## ઇતિહાસ, જીવનકથા, પત્રો અને પ્રવાસ

# ધર્મ–સેનાનું બહારવટું

એક યુરોપિયન પ્રવાસીને મુખે જ સાંભળવા જેવી કરુણાભીની ને વીરરસભરી આ કથની છે.

'૧૯૦૬ની એ શરદઋતુ હતી. શહેનશાહ પદભ્રષ્ટ થયો હતો ને લશ્કર વિખેરી નાખવામાં આવેલું હતું. અશક્ત પ્રજા ધૂરકી રહી હતી. જાપાની તોપ-બંદૂકો માર્ગ પર ખડી થઈ ચૂકેલી. લોકોએ કપડાં કેવાં પહેરવાં અને રાજાએ કેશ કેવી રીતે કપાવવા કે ઓળવા એ બધું બંદૂક બતાવીને કહેવામાં આવતું.

'એ સમયમાં દૂરદૂરનાં ગામડાંમાંથી લોકો રાત્રિએ છાનાંમાનાં ગઢ ઓળંગીને નગરમાં પેસતાં અને લપાઈ ને વાતો કરતાં કે : ' એક ધર્મ–સેના ખડી થઈ છે. એ જાપાની લશ્કરો ઉપર બંદૂકો છોડે છે, તેઓને તારાજ કરે છે. જાપાનીઓ એનું વેર વાળવા માટે ગામડાંનાં ગામડાં સળગાવી મારે છે ને નિર્દોષ લોકોની કતલ ચલાવે છે.

'આ બહારવટિયાઓ કોણ છે? બરતરફ થયેલા સૈનિકો અને પહાડના શિકારીઓ છે. જાપાની સૈન્ય એનો નાશ કરવા આખા મુલકમાં પથરાઈ ગયું છે, જાપાની શસ્ત્રોનો સુમાર નથી, છતાં તેઓને ત્રાસ પમાડનાર આ ધર્મ–સેના કેવી હશે! એની પાસે નથી પૂરાં હથિયાર કે નથી એને કશી કવાયત. એને ખાવા કોણ દેતું હશે!

'જઈ ને એકવાર જોવાનું મને મન થયું.

'એ બરતરફ થયેલા સૈનિકોની સાથે પહાડી વાઘમાર શિકારીઓનું જૂથ જોડાયું છે. દુનિયાભરના એ સહુથી શૂરવીર શિકારીઓ ગણાય છે. લાંબી નાળીવાળી અને જામગરીવાળી જૂની ઢબની અકેકી બંદૂક તેઓનું એકનું એક હથિયાર હોય છે. પહાડી જંગલોમાં વાઘને શોધી, તેની લગોલગ જઈ, એક જ ભડાકે ઠાર કરવાની તેઓએ તાલીમ લીધી હોય છે. નિશાન ચૂકવાનું તેઓ જાણતા નથી. એ લોકો આજે ગંજાવર જાપાની ફોજ સામે ઝૂઝી રહ્યા છે.

'આ બધું મારાથી ન મનાયું. રોજરોજ જાપાની સેનાની ટુકડીઓ એ પ્રદેશો તરફ જવા ઊપડતી જ હતી એટલે કોઈ ગંભીર સંગ્રામ ચાલતો હોવાની શંકા તો સહેજે પડતી હતી. તેવામાં કોરિયા પર રચપાયેલા જાપાની લશ્કરના ખુદ સેનાધિપતિની જ સહીથી એક જાહેરનામું પ્રસિદ્ધ થતાં આ ગામડિયાંઓની વાતોનું ગાંભીર્ય મને સમજાયું. બીજી બાજુ દૂરના પ્રદેશોમાંથી એ બહારવટિયાનાં નામે પણ જાહેરાતો પ્રસિદ્ધ થઈ ને પાટનગરમાં આવી પહોંચી. તેમાં લખ્યું હતું:

આશરો આપો છો, તમે એ લોકોને કેમ મારી નાખતાં નથી ? તમારે શું આંખો નથી ? તમે એ લોકોને નહિ મારો ત્યાં સુધી એનું વેર અમે તમારા પર વાળશું.'

'મેં કતલની ઘણી ઘણી વાતો સાંભળી.

'દૂર દૂરની ટેકરીઓ બતાવીને તેઓએ કહ્યું : 'યુગ-પ્યુંગ (ધર્મસેનાના સ્વયંસેવકો) ત્યાં કને આવેલા અને તારના થાંભલા તોડી ગયેલા. અમારે ને એને કશી નિસ્બત નહોતી. જાપાની સોલ્જરો આવ્યા, બન્ને વચ્ચે ધિંગાણું થયું, ને સ્વયંસેવકો નાસી ગયા. પછી જાપાની સોલ્જરો અમારા ગામ ઉપર ને બીજાં સાત ગામો પર ચડી આવ્યા. જુઓ ચારેબાજુ, એ બધાં ગામડાંનાં ખંડિયેર થઈને પડ્યાં છે, એ બધાંનો જાપાનીઓએ નાશ કર્યો. અમને ન કહેવાનાં વચનો કહ્યાં. કહે કે કેમ તમે બહારવટિયાઓને ન રોક્યા ? તમે પણ બધાં એમાં ભળેલાં છો. તમે જ એને રોટલા અને આશરો આપો છો. અમે તમને સજા કરશું. પછી તેઓ ઘરોઘર ફરી વળ્યા. ગમ્યું તે ઉઠાવતા ગયા. બાકીનાને આગ લગાડતા ગયા. એક ડોસાનું ખોરડું સળગાવવા લાગ્યા. ડોસો સોલ્જરોના ચરણો ઝાલીને કરગર્યો કે: 'મને માફ કરો ! મને માફ કરો ! આ ખોરડામાં હું મારી માને ખોળે ધાવતો હતો ત્યારથી રહું છું ને હવે મને આમાં જ સુખેથી મરવા દો. હું હવે બુઢ્ઢો થયો છું. ઝાઝું નાહ જીવું. કૃપા કરીને બાળવું રહેવા દો !'

'સોલ્જરે એને ધક્કો માર્યો તોપણ એણે પગ ન છોડ્યા. આંસુભરી આંખે કાલાવાલા કરતો જ રહ્યો. એટલે સોલ્જરે પોતાની બંદૂક ઉપાડી એ બુઢ્ઢાને ફૂંકી નાખ્યો. અમે એને દફનાવી આવ્યા.

'એક ઘરમાં એક બાઈને છોકરું આવવાનો સમય હતો. એ સૂતી હતી. એને પણ મારી નાખી. એક જુવાન ખેતરમાં ઘાસ વાઢતો હતો. એને ખબર નહિ કે સોલ્જરો આવે છે. અચાનક એણે સૂરજના તાપમાં તપાવવા માટે દાતરડું ઊંચું કર્યું. 'આ રહ્યો સ્વયંસેવક બહારવટિયો !' એમ કહેતાં સોલ્જરો દોડ્યા. એને બંદૂકથી ઠાર કર્યો.

'નિર્જન ગામડાંમાં જઈને હું પૂછતો કે: 'તમારાં બાયડી-છોકરાં ક્યાં ?' મને જવાબ મળતો કે: 'પેલા જ પહાડોમાં. આંહીં એ બધાંની આબરૂ લૂંટાય તે કરતાં બહેતર છે કે પહાડોમાં દિવસો વિતાવીને ભૂખે-તરસે મરી જાય.'

'ભસ્મીભૂત બનેલાં ગામડાંની ચોપાસ ભરપૂર મોલ ઊભેલા, પણ એને લણવા કોણ આવે ? પહાડમાં સંતાયેલાં લોકો ભયથી નીચે ઊતરતાં નહિ. આશરે વીસ હજાર લોકો પહાડોમાં ચાલ્યાં ગયાં હશે.

*

'એક ગામડા પર જાપાની વાવટો ઊડતો હતો. હું ત્યાં ગયો. ત્યાં લશ્કર પડ્યું હતું. સેનાપતિના ઓરડામાં જઈને જોઉં ત્યાં તો દીવાલો પર આખા પ્રદેશના નકશા, અને લશ્કરનાં

મથકો, બહારવટિયાવાળાં સ્થળો, માર્ગો, પહાડો વગેરેની નોંધ લટકતાં હતાં. 'ધર્મસેના' કયા પ્રદેશમાં હશે તે મને તેમાંથી સૂઝી ગયું. હું ચાલી નીકળ્યો.

'ગામથી થોડેક દૂર અમે ગયા હઈશું ત્યાં મારી નજર એક ખેતરને વીંટાયેલાં ઝાડો પર પડી. ઝાડીમાં થોડો થોડો દેખાતો એક આદમી મોલ સોંસરો ઠેબાં ખાતો દોડ્યો જાય છે. એના હાથમાં કંઈક હથિયાર છે, પણ અંધારું થઈ જવાથી વધુ કશું દેખાયું નહિ. થોડીક વારે સનનન કરતી એક ગોળી મારા કાન પાસે થઈ ને ચાલી ગઈ. મેં ઝબકીને ચોમેર જોયું, પણ કોઈ આદમી ન મળે.

'યાન-ગુન ગામમાં હું પહોંચ્યો. ભયભીત લોકો મને જાપાની સમજીને ઘરમાં લપાઈ ગયા. ધીરે ધીરે એ બહાર નીકળ્યા–મારા દોસ્તો બન્યા. સ્ત્રીઓ તો ગામ ખાલી કરીને પહાડોમાં ચાલી ગયેલી. ફક્ત મર્દો અને છોકરા જ હતા.

'ચોગાનમાં મારે માટે રસોઈ કરતાં કરતાં એકાએક મારા નોકરે બૂમ પાડી: 'જુઓ સાહેબ, ધર્મ-સેના આવી પહોંચી.' બીજી જ પળે છ-સાત યુવાનો બગીચામાં આવીને મારી સામે હારબંધ ઊભા રહ્યા. બધા ૧૮ થી ૨૬ વરસના તરુણો હતા. કોઈના શરીર પર કોરિયન લશ્કરની ફાટીતૂટી ખાખી પાટલૂનો હતી, કોઈનો પોશાક વળી બીજી તરેહનો હતો. એકેયના પગમાં જોડા નહોતા. કમર પર હાથનાં બનાવેલાં કારતૂસોના પટા હતા. એ પટ્ટામાં અરધાં જ કારતૂસો ભરેલાં હતાં કોઈના હાથમાં કટાયેલી નાળવાળી જૂનામાં જૂની ઢબની જામગરીવાળી બંદૂક હતી, તો કોઈના હાથમાં લશ્કરની જૂની રાયફલ અને કોઈની પાસે તો ફક્ત બાર વરસના છોકરાને રમવા લાયક નકામી નાની બંદૂકડી હતી. છ જણા વચ્ચે પાંચ જાતની તો બંદૂકો હતી.

'મારા દિલમાં થયું: શું કંગાલ, શસ્ત્રહીન, અધમૂઆ છોકરાઓ વીસ વીસ હજાર જાપાની સૈનિકોને હંફાવે છે! આને કવાયત કરાવનાર કોણ? રોટલા દેનાર કોણ?

'એ તમામના ચહેરા પર કરુણાજનક કંગાલિયત નિહાળી. પરિશ્રમ અને દુઃખનાં દર્શન કર્યાં. એ બધા ઝૂઝતા હતા—આખર તો હાર થવા માટે જ! પરંતુ મને એની દયા ખાવાનો તો હક્ક જ નહોતો. કાંઈ નહિ તો તેઓ પોતાના દેશવાસીઓને સ્વદેશપ્રેમનું ઉજ્જ્વલ દ્રષ્ટાંત આપી રહ્યા હતા. એ પ્રત્યેક દયામણા મોં ઉપર બબ્બે તેજસ્વી આંખો ચળકતી હતી, જાણે એની દયા ખાવા બદલ મને ઠપકો દેતી હતી. એ આંખો જાણે મને કહેતી હતી કે: 'અમે તો સ્વદેશ ખાતર મરીએ છીએ.' મેં પૂછ્યું: 'દુશ્મનો આવી ચડે તેની તપાસ રાખવા માટે તમે સીમમાં થાણાં નથી રાખતા?'

'મને જવાબ મળ્યો: 'એકેએક કોરિયાવાસી અમારો જાસૂસ છે. થાણાંની અમારે જરૂર નથી.'

'મેં એના એક અમલદારને પૂછ્યું: 'તમારું બંધારણ કેવું છે?' જવાબમાં એણે નિરાશા બતાવી: 'કશું જ બંધારણ નથી. શ્રીમંતો જેના હાથમાં દ્રવ્ય મૂકે તે બિચારો પોતાની ટુકડી

ઊભી કરીને લડે છે. સંગઠન જેવું કંઈ જ નથી. પણ ફિકર નહિ, સાહેબ! જાપાનના ગુલામ બનીને જીવવા કરતાં સ્વતંત્ર માનવી તરીકે મરવું જ બહેતર છે.'

'ને તેઓ પૂછે છે: 'અમને બંદૂકો મેળવી દેશો? તમે માગો તેટલા પૈસા આપીએ. પાંચ હજાર ડૉલર, દસ હજાર ડૉલર, કહો તેટલા ડૉલર દઈએ, પણ અમને કોઈ રીતે બંદૂકો આપો.' હું માત્ર હસતો કહેતો કે: 'ભાઈ, મારાથી એવું ન જ થાય!'

'ને પૂછે: 'જાપાનીઓ કયાં કયાં પડાવ નાખીને બેઠા છે?'

'હું ઉડાઉ જવાબ વાળતો. માત્ર માહિતી અર્થે પ્રવાસે નીકળેલા સજ્જનથી પરસ્પરની બાતમી શી રીતે અપાય?

'મેં એ મરણિયા નવજવાનોનાં દર્શન કર્યાં. હું પાછો ફર્યો. મારી અગાઉ એ બહારવટિયાએ માર્ગ પર માણસો દોડાવી ખબર કહેવરાવ્યા કે: 'ખબરદાર! આ અંગ્રેજ ગૃહસ્થ છે; એને ન મારશો.'

'અમે થોડે દૂર ગયા હઈશું ત્યાં એકાએક મારા એક ચાકરને પોતાના હાથ ઊંચા કરીને કારમી ચીસ પાડતો સાંભળ્યો કે 'યેન્ગ-ગક-રેઈન (અંગ્રેજ)!' અમે સહુ થંભી ગયા ને બીજાઓએ પણ એ જ ચીસ નાખી. મેં પૂછ્યું કે: 'આ બધું શું?' મારા ચાકરે કહ્યું કે: 'સાહેબ, બહારવટિયા આપણને ઘેરી વળ્યા છે. તેઓ બંદૂક ફોડવાની તયારી કરે છે. તમને તેઓએ જાપાની માની લીધા લાગે છે.' મેં પણ નોકરની સાથે જ શોર કર્યો કે: 'યેન્ગ ગક!' તરત જ મેં ડુંગરાઓ ઉપર દોટાદોટ કરતા ધૂંધળા આકારો દીઠા. તેઓ અમારી તરફ જ ધસ્યા આવતા હતા. કેટલાકે મારા પર બંદૂકો તાકી હતી. પછી નજીકની જ ભોંયમાંથી પચીસેક જુવાનો નીકળી પડયા. એને મોખરે એક યુરોપી પોશાકવાળો યુવાન હતો. અમે થંભી ગયા. તેઓ દોડીને અમને આંબ્યા. મને ટીકી ટીકીને જોયો. પછી ક્ષમા માગીને કહ્યું: 'અમારી ભૂલ થઈ ગઈ! સારું થયું કે તમે બૂમ પાડી!'

'બીજો કહે: 'હું તો તમને ફૂંકી દેવાની અણી પર જ હતો.'

'મેં તેઓને નીરખીનીરખીને જોયા. એમાંના કેટલાક તો ૧૪થી ૧૬ વરસના કાચા કુમારો જ હતા. મેં તેઓની તસવીરો પાડી લીધી.

હું પાછો શીઉલ આવ્યો. હું ધર્મસેનાને જોઈ આવ્યો એ વાત જાપાની અધિકારીઓને ન ગમી, કારણકે એ લોકોએ જ વિદેશમાં ભ્રાંતિ ફેલાવેલી કે ધર્મસેના તો લૂંટારાઓ ને ઘાતકોની જ ટોળી છે! તે ગામડાં બાળે છે ને લૂંટે છે! જગતભરમાં આ જ માન્યતા પ્રસરી ગયેલી, પણ એની સામે મેં સાચી માહિતી ફેલાવી.

'આ સૈન્યનું પરિબળ જામતું ગયું. પરંતુ બંદૂકો કયાં? બંદૂકો હોત તો? જાપાનનો પગ અત્યારે કોરિયામાં ન હોત. ૧૯૧૫ સુધી એ વીરો ઝૂઝયા, એટલે કે અરધોઅરધ દેશ સશસ્ત્ર બળવાની સ્થિતિમાં રહ્યો. ટક્કર ઝીલી, પછી ચગદાઈ ગયા.* પણ કોરિયનોનાં નામ પરથી 'ડરપોક' 'નિરુત્સાહી' એવાં કલંકો તેઓ પોતાના રક્ત વડે ધોઈ નાખતા ગયા.'

[એશિયાનું કલંક]

---

'ના, ના, ના!' કોરિયાવાસી દેશભક્ત હેનરી ચંગ બોલે છે. 'ના, ના, એ યુદ્ધ નથી વિરમ્યું. કોરિયાના દૂરદૂરના પ્રદેશોમાં હજુ પણ આ સ્વયંસેવકોની ધર્મસેના જાપાની લશ્કરની સામે લડી રહી છે. હજુ તો ૧૯૨૦ના ફેબ્રુઆરી માસમાં જ બે હજાર કોરિયાવાસીઓ જાપાની સૈન્ય સાથે ઝઝૂમેલા અને તે પછી તાજેતરમાં મંચુરિયા પ્રાંતના હુંચન ખાતેના જાપાની રસાલા સાથે તેઓએ ઝપાઝપી બોલાવી હતી, જેને પરિણામે પાંચ હજાર જાપાની સોલ્જરોને મંચુરિયાના એ અશાંત પરગણામાં મોકલવા પડયા હતા. ફેર માત્ર એટલો જ પડયો છે કે જાપાની સરકાર હવે એ સ્વયંસેવકોને 'કોરિયન લૂંટારાઓ' કહેવાને બદલે 'બોલ્શેવિકો' કહે છે. આ નવું નામ પાડીને જાપાનીઓ એ સ્વદેશના પુનરુદ્ધાર માટે સંગ્રામ ખેલતા યુવાનો પ્રતિ અમેરિકાની તેમ જ પશ્ચિમ યુરોપની સૂગ ઉત્પન્ન કરવાની ધારણા રાખે છે. સાચી વાત તો એ છે કે તેઓ નથી 'બોલ્શેવિકો' કે નથી લૂંટારા, તેઓ તો જાપાની શાસન તળે રહેવા કરતાં મૃત્યુને વહાલું કરનારા સશસ્ત્ર રાષ્ટ્રવાદીઓ છે. આ શસ્ત્રધારી સ્વાતંત્ર્યવાદીઓની જબ્બર સંખ્યા વિદેશી કબજામાંથી કોરિયાને મુક્ત કરવા માટે માગો તેટલું આત્મસમર્પણ કરવા તત્પર બનીને મંચુરિયા તથા સાઇબિરિયામાં વસે છે. સુમારે દસ લાખ કોરિયાવાસીઓ દેશપાર થઇને ત્યાં યુદ્ધનાદની રાહ જુએ છે, કવાયત કરે છે, કોરિયા–સાઈબિરિયાની સરહદ પરનાં જાપાની થાણાં પર તૂટી પડે છે. કોરિયાની અંદર તેમ જ બહારની પ્રજામાં મરજિયાત ફાળો ઉઘરાવીને તેઓ હથિયારો ખરીદે છે, નવી નવી ટુકડીઓ તૈયાર કરે છે. એ લોકોને આશા છે કે એક દિવસ–ભલે ને દૂરદૂરના ભવિષ્યમાં–જાપાનીઓને કોરિયામાંથી સાફ કરી નાખવા જેટલું સંખ્યાબળ આ ધર્મસેનાને મળી રહેશે.

અને હા, રશિયનો આ કોરિયાવાસીઓને પોતાની પાંખમાં લઇ પૈસા આપે છે એ વાત ખરી. તેઓનો ઇરાદો જાપાનને સાઇબિરિયામાંથી પોટલા ઉપડાવવાનો છે અને કોરિયનો એ નાણાં સ્વીકારે છે તે પણ સાચું છે. પરંતુ તેનું કારણ તેઓનો બોલ્શેવિક સિદ્ધાંતો પરનો પ્રેમ નથી. તેઓની અભિલાષા તો એક–અને એક જ છે: સ્વદેશમાંથી જાપાની સત્તાને સાફ કરવી. અભિલાષાની સિદ્ધિ અર્થે તેઓ તો રાતા રશિયાની કે ગોરા અમેરિકાની–ચાહે તેની કનેથી મદદ સ્વીકારવા તૈયાર છે.

પરંતુ કોરિયાવાસીઓનો શાણો સમુદાય, જેણે આ અગાઉ જાપાનની સાથે શસ્ત્રયુદ્ધની વ્યર્થતા નિહાળી છે, તેઓ આ ધર્મસેનાના અભિલાષ સાથે એકમત છે, પણ ઇલાજો સાથે સહમત નથી. તેઓ માને છે કે કાયમી પરિણામ ક્રાંતિવાદી મારફાડની રીતિથી નહિ પણ ઉત્ક્રાંતિની રીતિએ જ નીપજી શકશે: માટે પ્રજાને કેળવવી જોઇએ, જાપાનની સમભૂમિકાએ આર્થિક પ્રગતિ પહોંચાડવી જોઇએ અને પશ્ચિમની સુધરેલી દુનિયાને પોતાના અભિલાષોથી એવી રીતે વાકેફ કરી દેવી જોઇએ કે સ્વાતંત્ર્યપ્રાપ્તિની આખરી રસાકસીની અંદર પશ્ચિમ કાંઇ નહિ તો તેઓ કોરિયાને નૈતિક ટેકો આપશે એવી ધારણા રહે."

# ઓરડીનો દીવો

'બચ્ચાઓ ! આ ગુચ્છાદાર લાંબી મૂછોવાળા આદમી ઉપર બરાબર આંખ રાખજો !' હંગેરીની બજારમાં હોકલીના ધુમાડા કાઢીને લહેરથી ચાલ્યા જતા એક આદમી સામે આંગળી ચીંધાડી ઑસ્ટ્રિયન પોલીસના વડા અધિકારીએ ચોકીદારોને ચેતવણી દીધી.

એ આદમી બીજો કોઈ જ નહિ-ફ્રાન્સિસ ડયાક જ હતો. યુદ્ધના આરંભમાં ડયાક વિયેના જઈ પાદશાહ પાસેથી નિગરા બની પાછો આવ્યો અને ડાન્યૂબ નદીને સામે પાર સુલેહની વાટાઘાટ કરવા જતા ઑસ્ટ્રિયન સેનાપતિએ ડયાકને કહ્યું કે કોસ્યૂથ અને ગોર્ગે બિનશરતે શરણે થઈ જાય તેવી સમજૂતી તું જો કરે તો સુલેહ કરું. ડયાકે દગો રમવાની ના પાડી. એને કેદ કરવામાં આવ્યો. તે પછી એ મુક્ત થયો. મુક્ત થઈને એણે હંગેરીના સંગ્રામ પર નજર ફેરવી. 'આ પાગલ યુદ્ધમાં મારું સ્થાન નથી' એટલું બોલીને ડયાકે પોતાના ગામડિયા વતનનો રસ્તો લીધો.

કેડીડા ગામના પોતાના રળિયામણા ઘરની બારીમાં ઊભાં ઊભાં એક દિવસ ડયાકે દીઠું કે હંગેરીનો વાવટો એના સૈનિકોના લોહીમાં રોળાતો પડયો છે અને હંગેરી જમીંદોસ્ત છે. એણે સાંભળ્યું કે હંગેરીના તમામ નેતાઓ કાં દેશપાર ને કાં મૃત્યુને સામે પાર ચાલ્યા ગયા છે. માતૃભૂમિનાં ખંડિયેરમાંથી એક અવાજ આવ્યો કે: 'ઓ ડયાક ! આરામ કર ! હજુ આરામ કર ! ફરીવાર નહિ મળે !'

ડયાકની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. કેડીડા ગામનું પોતાનું શાંતિમય ધામ એને ખાવા ધાતું દેખાયું. પોતાની સ્થાવરજંગમ તમામ મિલકત વેચી નાખીને એ પાટનગર પેસ્થમાં દાખલ થયો. એક હોટલમાં એણે બે ઓરડીઓ ભાડે લીધી અને પછી શેરીઓમાં બચ્ચાંની સાથે રમતો, ગરીબોને ખેરાત કરતો, ને ભાતભાતનાં માણસો સાથે વાતો કરતો એ આંટા મારવા લાગ્યો. ઑસ્ટ્રિયન અધિકારીની આંખમાં એને દેખી ઊંડો સંદેહ રમી રહ્યો. એ વિચાર કરે છે કે 'પોતાનાં ઘરબાર વેચીને ડયાક શા માટે પેસ્થમાં આવ્યો હશે !'

માટે જ અધિકારીએ પોલીસને કહ્યું: 'બચ્ચાઓ ! એને નજરમાં રાખજો !'

એક હજાર ને એક આંખો ડયાકના દેહ ઉપર રમવા લાગી, પણ ડયાકને કેદ કરી શકાય એવી કશી ચાલચલગત પોલીસોએ દીઠી નહિ. ઑસ્ટ્રિયાએ હંગેરીનું રાજ્યબંધારણ રદ કર્યું. હંગેરીનું નામ છીનવી લીધું, પણ બચ્ચાં સાથેની રમતગમતો, ગરીબો પ્રત્યે સખાવતો અને માણસો સાથેની સાદી વાતચીતોને તો તેઓ રાજદ્રોહમાં કેવી રીતે ખપાવી શકે ? ને એ સિવાય તો ડયાક કશું કરતો જ નહોતો છતાં ઑસ્ટ્રિયનોની બેચેની અને શંકા વધતી જ ગઈ. ડયાકની સમસ્યા એ લોકોને મૂંઝવવા લાગી.

એક બુદ્ધિવંત રાજપુરુષે યુક્તિ સૂચવી : 'ડયાકને મોટો ન્યાયમૂર્તિ બનાવીએ. હંગેરિયન પ્રજા રાજી રાજી થઈ જશે.

ડયાકને કહેણ મોકલવામાં આવ્યું. ડયાકે જવાબ દીધો : 'માફ કરોજી! પ્રથમ મારા દેશનું રાજબંધારણ મંજૂર કરો, પછી હું આપના પ્રસ્તાવનો વિચાર કરીશ.'

'બંધારણ વળી કયું, ડયાક?'

'ઈ. સ. ૧૮૪૮નું બંધારણ, સાહેબ!'

'અરે દોસ્ત ડયાક, તું શું ભૂલી ગયો કે એ બંધારણ તો અમે કયારનું યે કચડી નાખ્યું છે!'

'છતાંયે, સાહેબ, બંધારણ તો ઊભું જ છે!'

'ઈ. સ. ૧૮૪૮નું બંધારણ! અરે ગાંડા, એ તે કદાપિ બને ખરું કે!'

'છતાંયે અમારું બંધારણ જીવે છે, નામદાર!'

'સાંભળ સાંભળ, ડયાક, અમારી વાત......'

'વાતો કરવી જ નિરર્થક છે, સાહેબ! એ કાંઈ દલીલોનો વિષય નથી. બંધારણ તો સદા ઊભેલું જ છે.'

ડયાકની બગલમાં હાથ નાખીને ઑસ્ટ્રિયન રાજપુરુષ ફોસલાવી રહ્યો છે : 'જો...ભાઈ ડયાક! એક પછી એક આટલા આટલા ફેરફારો કર્યા પછી હવે અમારે હંગેરીનો વહીવટ ફરી એકડે એકથી શરૂ કરવો એમ તો તું નથી કહેતો ને?'

'હું બરાબર એમ જ કહું છું, નામદાર!

'એટલે?'

'એટલે કે જો માણસે પોતાના ડગલાનું એક પણ બટન ખોટું બીડયું હોય તો એણે તમામ બટન ખોલી નાખીને ફરીવાર ઉપરથી જ બીડવાનું શરૂ કરવું પડશે, સાહેબ!'

'હા-હા-હા-હા!' હસીને ઑસ્ટ્રિયન રાજપુરુષ બોલ્યો : 'દોસ્ત ડયાક! બટનને તો તોડી શકાય છે ને!'

'તો તો પછી, સાહેબ, ડગલો કોઈ પણ દિવસ બરાબર નહિ બિડાવાનો! લો, સલામ, સાહેબ મહેરબાન!'

એટલું કહીને ડયાક સિગારના ધુમાડા કાઢતો ચાલી નીકળે છે અને ઑસ્ટ્રિયન હાકેમ અટ્ટહાસ કરીને ઉચ્ચારે છે :

'વાહ વા! ડયાકને બંધારણ પાછું જોઈએ છે! બચ્ચાને ચંદ્ર જોઈએ છે!'

પાટનગરની હોટેલના ઊંચા મહોલ્લા પર, ડયાકની નાની શી ઓરડીમાં દરરોજ રાતે થોડા એક મિત્રો એકઠા મળે છે, દારૂની અક્કેક નાની પ્યાલી ગટગટાવે છે, અને તમાકુના ધુમાડા કાઢે છે. તેઓને નથી કશા સંકેત–શબ્દો કે નથી કશી ખાનગી રાજનીતિ. તેઓ હંગેરીના સાહિત્ય પર, ઇતિહાસ પર, હુન્નરઉદ્યોગો પર, અર્થશાસ્ત્ર પર અને હંગેરીના રાજ્યબંધારણ પર વાતો ચલાવે છે. તેઓ હઠીલા બનીને બોલે છે કે: 'આપણું રાજ્યબંધારણ મરેલું નથી. એ તો શત્રુઓએ વધુ પડતું અફીણ પિવાડવાથી માત્ર જરા કેફમાં સૂતેલું જ છે.'

ગમ્મતી સ્વભાવનો ડયાક લહેરમાં મશ્કરીઓ કરતો કરતો વચ્ચે વચ્ચે એ સૂતેલું બંધારણ ક્યારે જાગશે તેની આગાહી ભાખે છે.

પરગણાંમાંથી ગામડિયા પ્રજાજનો આવીને ડયાકની ઓરડીમાં એકાદ રાત ગાળે છે, હોકલ પીએ છે, અને આખા દાયરાની સાથે બેસીને દારૂની નાની પ્યાલી ગટગટાવે છે. વાતો થતી જાય છે તેમ તેમ ડયાકના પ્રભાવથી એ લોકોની નિરાશા ઊતરવા લાગે છે. ડયાકનો આશાભર્યો પ્રાણ તેઓના અંતરમાં ચેતના ભરીને ખાતરી કરાવે છે કે—હંગેરી હજુ નથી મરી ગયું. પરગણામાં પાછા જઈ ને એ ગામડિયાઓ પ્રજાને સંભળાવે છે કે: 'ભલે આપણી ધારાસભા રદ થઈ, ભલે પરગણા–સભા ખૂંચવાઈ ગઈ, ભલે લશ્કરી દોર ચાલી રહ્યો, ભલે આપણી ભાષા ને આપણાં છાપાં ગૂંગળાઈ ગયાં, ભલે બેથેની મરી ગયો, ઝેકેન્યી ગાંડો બન્યો ને કોસૂથ હદપાર થયો; પણ ભાઈ, હજુ બધું નથી ખોવાયું. ફ્રાન્સિસ ડયાક ફરી વાર જાગ્યો છે. અમે એને મળીને આવ્યા અને એણે તમો સહુને સંદેશો મોકલ્યો છે કે–હંગેરીના પ્રજાજનો ! હિંમત ધરો ! ન્યાય અને ધર્મનો વિજય થશે !'

એવી રીતે ડયાકની ઓરડીની બારીમાં બળી રહેલી નાની શી બતીએ હંગેરીમાં અજવાળાં પ્રકટાવ્યાં. ભિન્નભિન્ન વર્ગના ને નિરનિરાળી પ્રકૃતિના લોકો ડયાકની સગડી પાસે આવીને જે જે વાતો કહી ગયા તે તમામ વાતો એક મુખેથી બીજે મુખે બોલાતી બોલાતી આખા દેશમાં પ્રસરવા લાગી. પ્રજાની દૃષ્ટિમાં ડયાકની મૂર્તિ વિસ્તરવા ને વધવા લાગી—એટલી બધી વધી કે ડયાક તો કોઈ વિરાટ દેવતા બની ગયો. એની છાયામાં પ્રજાને રક્ષણ દેખાયું ને એની ભુજાઓમાં અજેય કૌવત દેખાયું. મગયર જાતિ બોલી ઊઠી કે: 'હંગેરી જાગશે, કેમકે ડયાકે, દિગ્પાલ શા અડગ ડયાકે, ભવિષ્યવેત્તા ડયાકે અમને કહ્યું છે કે હંગેરી જાગશે !'

ડયાકનું સામર્થ્ય શામાંથી આવતું હતું ? હંગેરિયન પ્રજાની એકસંપીમાંથી. બે વર્ષ પહેલાં હંગેરીનો દેહ છેદાઈ ને તેમાંથી અમીર, આમ, પ્રજાસત્તાકવાદી એવા અનેક ટુકડા થઈ ગયા હતા, પણ યુદ્ધના જખમો ખાઈ ને હંગેરી સંયુક્ત બન્યું. ભેદાભેદ વિરમી ગયા. સહુ પક્ષો પરસ્પર દોષો કાઢતા હતા ખરા, પણ પોતાના ઘરનું શાસન હંગેરીએ પોતે જ ચલાવવું અથવા તો દુનિયાના પડ પરથી નાબૂદ થઈ જવું એ સિદ્ધાંત પર તો સહુ પક્ષો સંમત જ હતા.

હંગેરીના વિનીત-દળમાં પણ સળવળાટ વર્ત્યો. પિતૃભૂમિનો ઑસ્ટ્રિયનોની એડી તળે થયેલો દાળોવાટો દેખીને તેઓનામાં પણ દેશાભિમાન પેટાયું. 'નમ્રતા અને વફાદારી સમેત' તેઓએ શહેનશાહને નિવેદન મોકલ્યું કે: 'પ્રજાને લશ્કરી દોરને હવાલે કરી હંગેરીનું નામ પણ ભૂંસી નાખવું એ પ્રજાનાં હૃદય જીતવાની રીત ન કહેવાય, હંગેરીને પણ સ્વતંત્ર હક્કો છે, અમે રાજ-ભક્તો છીએ, છતાં હંગેરીના હક્કો પાછા માગવા એ અમારી રાજભક્તિથી વિરુદ્ધ વાત નથી.'

વાંચીને શહેનશાહે શો જવાબ દીધો? જવાબ ટૂંકો ને ટચ જ હતો: 'બહુ થયું! બહુ થયું! આ નિવેદન-પત્ર પર સહી કરનારા તમામને પોલીસની નોંધપોથીમાં દાખલ કરી દીધા છે કે?'

પ્રધાને પુરવણી કરી: 'અને પ્રભુનો પાડ માને એ બચ્ચાઓ, કે નામદાર શહેનશાહ તેઓનાં માથાં ઉડાવી દેવાનો આદેશ નથી દેતા!'

કોણ હતો આ ઑસ્ટ્રિયન પ્રધાન?

એનું નામ બાક: જીવનની શરૂઆતમાં તો એને અમીરોનાં લોહીની પ્યાસ હતી, અને 'સ્વતંત્રતા! સમાનતા! બંધુતા!'ની બૂમો પાડવાની આદત હતી. રાજાઓને એ ધિક્કારતો અને મજૂરોને ચાહતો. બહુ બુમરાણ કરતો ખરો ને, એટલે સરકારે કોમળતાથી એનું કાંડું ઝાલ્યું, અને એને અમીરો, અમીર-વધૂઓ વગેરેની મોહમયી સોબતમાં ફેરવ્યો. થોડા જ વખતમાં એ ભાઈ જુદી જ તરેહની બૂમો પાડતા થઈ ગયા અને પાદશાહના જમણા બાહુ બન્યા.

પાદશાહે બાકને કહ્યું: 'આ ડયાક બહુ સતાવે છે. એને પિગાળવો જોઈએ.'

બાક બોલ્યો કે: 'એ તો મારું જ કામ છે, નામવર!'

મોં પર દંભી સ્મિત ફરકાવીને બાકે ડયાકને મધુલેપ કરવા માંડ્યો: 'સાંભળ ભાઈ ડયાક! મને લાગે છે કે અમારી ચાલુ શાસન-વ્યવસ્થાથી તને સંતોષ નથી. બહુ સારું, ચાલો આપણે રાજનીતિજ્ઞોને છાજે તેવી રીતે શાંતિથી ચર્ચા કરીએ: હંગેરિયન પ્રજા તને એનો પ્રતિનિધિ નીમે અને તું આંહીં વિયેનામાં મારી સાથે મસલત ચલાવ.'

ડયાકે ઉત્તર દીધો: એનો ઉત્તર તો એક અને એક જ હતો: 'માફ કરો, નામદાર! હંગેરીનું રાજબંધારણ ગેરકાયદેસર અટકાવેલું હોય ત્યાં સુધી હું વિયેનાની સાથે મસલત જ ન ચલાવી શકું ને! અને ભાઈ બાક! હંગેરીને જ્યાં સુધી એનું બંધારણ ન હોય ત્યાં સુધી ડયાકને પણ રાજપ્રકરણી સ્થાન જ ન હોય!'

એ રીતે ડયાક હંગેરીના રાજબંધારણનો જ આધાર ધરી ઊભો રહ્યો. એણે લગારે મચક આપી નહિ. એ 'બંધારણ'ના ગુણદોષ પર, અથવા તો પોતાની પ્રજાની લાયકી-નાલાયકી પર

વિવેચનમાં ઊતરવાની એણે સાફ ના પાડી દીધી. ' મારું વા નરસું', ગમે તેવું તોયે એ બંધારણ હંગેરીની જ માલિકીનું છે, અને હંગેરી સિવાય બીજું કોઈ એમાં ફેરફાર ન કરાવી શકે. મારે વિયેના કે કેનોસા ક્યાંયે નથી જવું, પેસ્થ જ મારું પાટનગર છે ને પેસ્થમાં જ હું મારી માતૃભૂમિની પતાકા રોપુ છું. મારે પરદેશની ધારાસભામાં ભાષણ કરવાનું હોય જ નહિ. મારા વાવટા પર આટલા જ શબ્દો લખું છુ :

**' બંધારણમાં કશી બાંધછોડ જ ન હોય '**

No Compromise on Constitution.

શરૂથી આખર સુધી ડયાક આ સિદ્ધાંત પરથી અણુ માત્ર પણ નહોતો ડગ્યો.

[હંગેરીનો તારણહાર]

## કામરૂનો પ્યાર

પોલીસ-અધિકારી બીજી કથા કહે છે—

બુલંદ વંકા કારપેથિયન પહાડની મૂછોને એક છેડે, વીનગા નામના નાનકડા ગામડામાં, મારા થાકીને લોથ થયેલા શરીરે એક દિવસનો વિસામો માગ્યો. એ હંગેરી દેશના નાજુક મુસાફરખાનામાં મેં મારો ઘોડો બાંધ્યો. મને આપવામાં આવેલા એ સુવાના ઓરડામાં પોપટિયા રંગના પડદાથી અને લંબગોળ આકારની નાની નાની બારીઓથી મારા અંતઃકરણને ટાઢાશ વળી ગઈ. સોનલ ધાન્યથી લચકતાં ખેતરો ઉપર સંધ્યા રમતી હતી. લીલાં ગૌચરો ઉપર આથમતો સૂરજ કંકુ ઢોળતો હતો. તેની પછવાડે, પરીઓના દેશની આડે પડેલી હોય તેવી પાઈન ઝાડોની ઊંચી ઊંચી કાળી અટવી જાણે કે એ ભૂરા કારપેથિયનના અપ્સરાલોકમાં કોઈ માટીનું માનવી ન પેસી જાય તે સારુ રસ્તા રૂંધીને ઊભી હતી.

ઈંડા–આકારની મારી બારીમાંથી હું નીરખી રહ્યો હતો ત્યાં–ત્યાં, એ અભેદ્ય પહાડોના અંતરમાં પુરાતન ઝિંગારી જાતનાં કામરૂ લોકો વસતાં હશે. ઝિંગારીઓની રાણી એક નાભીચી બહારવટિયેણ હતી. એને વિષેની કંઈ કંઈ ચમત્કારભરી વાતો મારે કાને આવી હતી. મારો પ્રાણ એ ઝિંગારીઓને મળવા પહાડો પર ફાળ ભરી રહ્યો હતો.

મુસાફરખાનાની એ મધુરમૂર્તિ માલિકણને મેં પૂછ્યું: ' કાલે તો રવિવાર છે એટલે આંહીં લોકોનાં રંગરાગ અને નાચગાન જામશે, ખરું ? '

' ખરું, ખરું.' એણે પોતાની જૂઈના ફૂલ જેવી દંતાવળ ચળકાવતો મીઠો મલકાટ કરતાં કહ્યું ' તમે ઠીક વખતસર આવ્યા છો, કાલ તો અહીં અમારા એક સંતના માનમાં ત્રણ દિવસનો

મેળો ભરાશે, તમને અમારી મેગ્યર જાતનાં રીતરિવાજ, લેબાસ–પોશાક અને માણસતૂણસ જોવાનું મળશે.'

'કોઈ ઝિંગારી આવશે ?' કામરૂ લોકોને મળવાની આશાએ મેં પૂછ્યું.

એ બાઈએ ખભા હલાવ્યાઃ 'જિપ્સીઓ ? કામરૂ લોકો ?–હા, રોયાં એ પણ ભેળાં થશે. હજી ઘણાં બાકી રહ્યાં છે. એ રોયાંના સંતાપ હજી ટળ્યા નહિ. ઓલ્યો મદારી, જોસફ બાબો, એનું રીંછડું લઈને આવવાનો. જોસફ મદારી તો પેલાની જોડે—' એકાએક બાઈ ચૂપ બની.

'કામરૂ બહારવટિયા માઈકલની ટોળી માંહ્યલો જોસફ ને ?' મારાથી બોલાઈ ગયું.

બાઈના મોં પરથી હાસ્ય ઊડી ગયું–કરડાઈ છવાઈ: 'શું ! તમે વળી માઈકલ અને નાઈઝીની બાબતે શું જાણો છો ? હેં ! સરકારના જાસૂસ લાગો છો !'

'ના રે બહેન, હું તો અંગ્રેજ છું, આંહીંનો નથી, પણ એ કામરૂ વર-વહુ માઈકલ—નાઈઝીની વાતો તો કયાંની ક્યાં જાતી પહોંચી છે, ને હું તો કળાકાર રહ્યો તેથી મને એમાં રસ પડ્યો છે.'

'તમે કળાકાર છો ?' ચકોર નજરે એણે મને નખશિખ નિહાળ્યો. 'તમે ચિત્તર કાઢતા તો લાગતા નથી !'

'ચિત્તર નથી કાઢતો, પણ બહેન, કળાકાર તો જાતજાતના હોય છે ને ! મારે તો એ કામરૂ બહારવટિયાની વાત જાણવાની ભારી તલપ છે.'

'તો કાલ જોસફ મદારીને પૂછજો, એક સોનામહોર એના હાથમાં સરકાવી દેજો—માઈકલ–નાઈઝીની વાતોના ઢગલે ઢગલા કરી દેશે. અરેરે ! શી એ જોડલી હતી ! પરી જેવાં રૂપ : શરીર પણ એવાં : નાચવે-ગાવે ગાંધર્વ જેવાં ! ને લોહીનાંય એવાં જ તરસ્યાં ! પણ ગરીબને ન લૂંટતાં હો !'

'તો શું એ મૂએલાં છે ?'

'મૂએલાં !' બાઈના મોં ઉપર ગેબી ભાવ પથરાયો. 'કોને ખબર ભાઈ ! મૂએલાં હોય તોયે હજુ ધરતી માથે હીંડે છે. અમને દેખા દિયે છે.' એટલું બોલીને એણે છાતી પર હાથનો સાથિયો કર્યો. 'જોસફ બાબાને પૂછજો. મારા હોઠ તો સિવાઈ ગયેલા છે. ને જો, અંગ્રેજભાઈ, તું આંહીં કોઈની પાસે માઈકલનું નામ પણ ન લેતો હો ! નીકર છાતીમાં છૂરી હુલાવી દેશે કો'ક !'

મેં એ ચેતવણી સમજી લીધી. કદાચ બહારવટિયા–બેલડી આંહીં કયાંઈક આસપાસ છુપાઈ હશે.

રાતે વાળુ કરી, હંગેરી દેશની હેમવરણી મદિરાનો કટોરો ગટાવીને હું સૂતો. રાતે જાણે કે એ નિર્જનતાની અંદર કોઈ ભટકતાં કામરૂ લોકોનાં દર્દભરપૂર ગીતોના હિલ્લોલ હું સાંભળતો

હતો : અજબ જાતની જૂની ખુશબો વહેતો પવન મારા નાના ઓરડાની આસપાસ સિસોટી ફૂંકતો હતો. દૂર દૂર કુત્તાં ભસે છે અને ઘોડલાં હણહણે છે જાણે, કોઈ વરુ જાણે વિલાપ કરતું હતું. મારી નસો ત્રમ ત્રમ થતી હતી. કામરૂ લોકોની જે જે ગેબી કથાઓ મારે કાને આવી હતી તેને માટે કેવું યોગ્ય રમ્ય-ભયાનક વાતાવરણ આ પહાડી નિર્જનતામાં વ્યાપી રહ્યું છે ! આવા આવા વિચારોથી ભરપૂર હૈયે હું સૂતો, આખી રાત એ ભણકાર ચાલુ રહ્યા, સવારે મોડી મોડી મારી નીંદ ઊડી.

૨

હરિયાળા મેદાન ઉપર હારબંધ રાવટીઓ ખેંચાઈ ગઈ છે. મેળો મંડાઈ ગયો છે. ભમતો ભમતો હું જોસફ મદારીને શોધતો હતો. ખેડૂતોના એક કલ્લોલતા ગાંડાતૂર ટોળાની વચ્ચે એ પોતાના તોતિંગ રીંછને રમાડી રહ્યો હતો. હાથમાં સાંકળ હતી. રંગે કાળો, પડછંદ, કુસ્તીબાજ અને લાંબા કેશવાળો એ મદારી ત્રીસ વર્ષનો હશે કે સાઠનો તે કહેવું કઠિન હતું. એના ચહેરા ઉપર ઊંડી કરચલીઓ હતી, માનવલોકની બહારની કોઈ મુખમુદ્રા હતી, પશુતા હતી, કંગાલિયત હતી—એવું એવું હતું કે એને મળતાં દિલ પાછું હઠે.

રમત ખતમ થઈ. રીંછડો સહુને સલામ કરતો કૂંડાળે ફરવા લાગ્યો. એની ડોકે બાંધેલ ડબામાં પાઈપૈસો પડવા લાગ્યાં. લોકો બીજા તમાશા જોવા ચાલ્યાં ગયાં. એકલા પડેલા એ મદારીની પાસે જઈ મેં એના હાથમાં એક સોનામહોર મૂકી કહ્યું : 'હું એક અંગ્રેજ છું, મારે માઈકલ-નાઈઝીની કથા સાંભળવી છે, જોસફ ભાભા !'

ચકોર નજરે ચોમેર જોઈને એણે મને કહ્યું : 'અત્યારે આંહીં નહિ, રાતે આવજે મારી રાવટીએ. આ રહી છેવાડાની તે મારી, પણ મને હજુ એક મહોર દેતો જા, કામ છે મારે !'

રાત પડી તમામ લોકો નાચગાનમાં ગુલતાન છે. છેલ્લી રાવટી ઉપર એકલવાયો જોસફ મદારી હુક્કો તાણી રહેલ છે. બાજુમાં તોતિંગ રીંછડું મોં પરની શીંકલી પગના પંજામાં દબાવીને ઘરર ઘરર અવાજ દેતું પડયું છે.

'આવો ભાઈ !' ભીડી ઇટાલિયન જબાનમાં એણે મને આદર દીધો.

'તમે ઇટાલિયન ભાષા કયાંથી જાણો, ભાભા ?' મેં સહર્ષ પૂછ્યું.

'હું મારા ધણી માઈકલ ભેળો ખૂબ ભાટકયો છું, ભાઈ ! મારે ધણીએ મને સાંજરે પરવાનગી દીધી છે તમામ વાત તને કહેવાની. તેણે એમ પણ કહેવરાવેલ છે કે તું પહાડના લોઢાઘાટને પડખે હાટઝેગના સાધ્વીમઠમાં પણ જઈ આવજે. ત્યાં સાધ્વીજી એન્જેલીન મા છે ને, એને નાઈઝીની સાથે બેનપણાં હતાં—તુંને ઘણી વાતો કહેશે, મારું નામ દેજે. એન્જેલીન મૈયા કોઈ

પુરુષને મળતી નથી, પણ માઈકલની મરજી છે તેથી તું'ને મુલાકાત દેશે. મારા ખાવિંદની આવી મહેર તો પહેલવહેલી આજ તારા ઉપર જ ઊતરી છે, હો ભાઈ !'

'પણ માઈકલ આંહીં હોય તો એ પોતે જ મને ન મળે ?'

'અરે ભાઈ ! મારો ધણી માઈકલ તો ચાર સાલ ઉપર ગુજરી ગયો છે. બરાબર આજ દિને 'એ કામ આવેલો.'

'પણ તમે કહ્યું કે—'

'હા, હા, મેં કહ્યું કે એનો રૂહ–એનું પ્રેત મારી સાથે વાતો કરી ગયું. એનો રૂહ હજુ આંહીં પહાડોમાં જ ઘૂમે છે, ને પોતાના કરેલા દરેક અપરાધની તોબાહ પોકારે છે. એ એકેએક અપરાધની દરગુજર મળ્યા વગર એ જંપશે નહિ. આ બધું તને પાછળથી સમજાશે. તને આ તમામ નાદાની લાગતી હશે. ખેર ! તમે ઓતરાખંડના લોકો માનવીની ઇચ્છાશક્તિને શી રીતે પિછાનો ? પણ ભાઈ રે ! માઈકલ–નાઈઝી જેવાં પ્રેમીઓને છૂટાં પાડવાની તાકાત તો મોતની પણ નથી.'

'ત્યારે...નાઈઝી શું હયાત છે ?'

'પછી ખબર પડશે. લે હવે જલાવ તારી બીડી ને સાંભળ.'

૩

મદારીએ વાત માંડી :

મારા બચપણમાં જ હું મારા કામરૂ લોકોના ટોળામાંથી વિખૂટો પડી જંગલમાં ગુમ થયેલો. ત્યાંથી એક શિકારે નીકળેલા અમીરે મને ઉઠાવી જઈને આશરો દીધો. બીજાં બચ્ચાંઓની ભેળો મને પણ ભણાવવા માંડ્યો. પણ અમે જિપ્સી લોક–મારી નાખો તોયે અમને વિદ્યા ન ચડે. અમે કામકાજનાં આળસુ : ચોરીમાં નાચગાનમાં ને શિકારમાં પ્રવીણ : બુદ્ધિમાં કોઈથી ઊતરતાં નહિ. પણ કામ ? મહેનત ?–એ તો અમારે આડવેર.

પણ હું ચતુર–અક્કલમંદ જવાન બન્યો, એટલે માલિકે મને એના ફરજંદ માઈકલનો ખાસ પાસવાન બનાવ્યો. બુડાપેસ્ટ નગરમાં માઈકલ ભણ્યો તે તમામ વરસો હું એની જોડે જ હતો. ને માઈકલ પણ કેવો માલિક ! ભારી ભયો : અસલ જાતવંત મેગ્યર : મગરૂર અને જોશીલા જિગરનો જુવાન : સાથે સાથે કેવો રહમદિલ ને વિચારવંતો ! ઓહોહો, કેટલી કેટલી અમીરજાદીઓ એનો પ્યાર જીતવા તલખતી 'તી ! પણ માઈકલનું દિલપંખીડું એ મહેલાતોમાં, અમીરી રૂપનાં ગુલાબોમાં અને ભપકામાં માળો ન નાખી શક્યું. મુકદ્દરમાં ભયંકર વાત માંડી હશે ને !

એનો બાપ ગુજરી ગયો. એના ખેડૂતોએ એને છેતરીને કંગાલ કરી મૂક્યો. મીણ જેવો જુવાન કડક ન બની શક્યો. મને અને એક ઘોડાને નભાવવા જેટલી તાકાત માંડ માંડ બાકી હતી. એવે ટાણે એકવાર અમે બેઉ એના બાપના ભાઈબંધ એક ઉમરાવને ગઢે ગયા. ત્યાં જુવાન માઈકલના ઉપર કેવું વશીકરણ થઈ ગયું !

પહોળા ચોગાનમાં ગામના ઉમરાવો અને અમલદારોની મેદની વચ્ચે એક કૂંડાળાની અંદર મારી જ ઝિંગાની જાતનાં નટલોક કોઈ ભારી જલદ નાટારંભ ખેલી રહેલ છે, અને એ તાળીઓ પાડનાં મર્દો-ઓરતોની વચ્ચોવચ એક જોબનવંતી કામરૂ કન્યા ઘેલીતૂર ચકચૂર બનીને પોતાના બદનનું સર્પાકાર નૃત્ય વાજિંત્રોના સૂરતાલ સાથે એકતાર બની જઈને બતાવી રહી છે.

મેં જોયું કે માઈકલ કોઈ કારમી ચોટ ખાઈ ને આ કામરૂ સુંદરી સામે તાકી રહ્યો છે. એના ચહેરા ઉપર મોતની ફિક્કાશ ચડી આવી છે.

'ઓ જોસફ !' એણે મને કહ્યું. 'આ પોતે જ મારા સ્વપ્નની સુંદરી. હું એને જ પરણીશ, ઉઠાવી જઈશ.'

સાંભળીને મને કોઈ અપશુકનનો આંચકો લાગ્યો, કેમકે આ ઝિંગાની લોકો-આ કામરૂ લોકો-પોતાની જાતની બહાર શાદી કરતા જ નથી. ને એની કન્યાને ઉઠાવી જવી એ તો મોત સંગાથે રમવા જેવું થશે. હું તો એ પણ જોઈ રહ્યો હતો કે આ છોકરી વૈભવવિલાસની લાલસામાં ચકચૂર હતી.

સાંજ પડી. એ છોકરી-એનું નામ નાઈઝી-એક મોટા ખંડના ખૂણામાં બેઠી બેઠી સહુના હાથની રેખાઓ જોતી હતી-ભવિષ્ય ભાખતી હતી.

માઈકલ એની પાસે પહોંચ્યો. કહ્યું: 'ઓ કામરૂ ! મારુંયે કિસ્મત કહે !'

પ્રથમ તો કામરૂ લોકો ધંધાદારી રીતે જે ઢોંગધતૂરા કરે છે તે ચાલ્યું, પણ પછી એકાએક છોકરીએ ઊંચું જોયું. એની બે કાળી મોટી આંખો તાજુબી સાથે-થરથરાટ સાથે માઈકલના મોં તરફ તાકી રહી.

'તારી હસ્તરેખામાં કાળ છે-મોત છે-મોત સિવાય કંઈ જ નથી.' એ પુકારી ઊઠી. 'તારું મોત-અને તારી સંગાથેના અનેકનું ! તને દેખીને, ઓ જવાન, મને કંઈનું કંઈ થઈ જાય છે. હવે હું સમજી કે આજે તને પહેલાં-પ્રથમ ભાળતાં જ મને શા સારુ તારા મોં પર જૂની ઓળખાણ લાગેલી. ઓ...કોઈ ત્યાંથી મારો ગેબી ગોળો લાવજો તો ?'

એમ કહી એણે હુકમની તાળીઓ પાડી. એની ટોળીનો એક બુઢ્ઢો ત્રિકાળદર્શી કપડે ઢાંકેલો એક કાચનો ગોળો લાવ્યો. ગોળ મેજ પર ગોળો મુકાયો. કામરૂ સુંદરી દીવાલે ઢળી. એના ઉપર સાત વાર હાથ ફેરવીને એ બુઢ્ઢાએ એને સમાધિમાં સુવાડી. પછી પૂછ્યું :

'બેટીયા ! તને શું દેખાય છે આ ગોળામાં ?'

ઘણીવાર સુધી જવાબ ન મળ્યો. પછી એક ચીસ નાખીને ગોળાને મેજ પરથી ઉરાડી મૂકી એ ઓરડામાંથી ભાગી. હું ને માઈકલ એની પછવાડે ગયા. ચોગાનમાં જ્યાં બજવૈયાઓ વાજિંત્રો બજાવી રહ્યા હતા ત્યાં એ પાગલ બનીને નાચવા લાગી. માઈકલ એને પૂછવા જાય ત્યાં તો પોતાનું માથું-પાછું નાખી દઈ ઠઠ્ઠા ઉડાવતી એ બોલી ઊઠી : 'ગોળો કહે છે કે તારું ને મારું મુકદ્દર સાથે દોઠી રહેલ છે. પણ હું તકદીરનેય ફરેબ દેવાની, કોઈ મર્દને કબજે હું નથી થવાની !'

એ નાઈઝી ! શયતાન હતી એ. ત્રણ રાત ને ત્રણ દિવસ સુધી એણે મારા ખાવિંદને દીવાનો બનાવ્યો. કેવી ઠગારી ! ઘડીવાર મીણ જેવી મુલાયમ બનીને પ્યાર કરવા દિયે, અને જાણે ચૂમી સારુ તલસતી હોય તેમ હોઠ સામા ધરે; એ જ પળે પાછી સરી જઈ દૂર ખડી ખડી અટ્ટહાસ કરે. આખરે મેં માઇકલને કહ્યું :

'આજીજી છોડો-સત્તા ચલાવો, ખાવંદ ! હું ઝિંગાનીઓને જાણું છું. એ એક જ રાહ છે.'

માઈકલે ચાબુક ચલાવ્યો-અને જવાબમાં એના ચહેરા પર એક ચાબુક ચોંટી ગયો. ચણોઠી જેવું લાલ લોહી ઊપડી આવ્યું. દેખીને મને ખૂબ દુઃખ થયું. શી હાલત આણે કરી છે મારા ધણીની ! ફિકર નહિ. ઊંડે ઊંડે એને પ્યાર જ છે.

ત્રીજા દિવસની સાંજે કામરૂ લોક ચાલ્યાં ગયાં અને માઈકલ દોડતો મારી પાસે આવ્યો : 'ઓ જોસફ, જલદી ઘોડાં પલાણો. નાઈઝીએ મને પરણવાનો કોલ દીધો છે-જો હું એક વરસની અંદર બે લાખ સિક્કા લઈને એની પાસે આવું તો.'

'બે લાખ સિક્કા !' મેં ચમકીને પૂછ્યું.

'ફિકર નહિ. મારી પાસે આખી બાજી છે. ચાલો જલદી.'

મારો ગાંડોતૂર ધણી પાટનગરમાં ગયો. ત્યાં એણે પોતાનાં જરજાગીર મૂકીને એક રકમ ઉપાડી ને પછી અમે પહોંચ્યા ભૂમધ્યસાગરને કિનારે-સાં રેમોના જુગારખાનામાં.

હાર્યો, હાર્યો, મારો ધણી તમામ દૌલતને ગુમાવી બેઠો. એ જાદુગરી નાઈઝીના નામ પર મેં કેટલા શાપ વરસાવ્યા ! ત્યાંથી અમે મોન્ટે કાર્લોના ધૂતાગારમાં દાખલ થયા.

સંધ્યા હતી. દરિયો, આકાશ અને એ બુલંદ જુગારખાનું જાણે લોહીમાં ભીંજાયેલાં હતાં. મારા માલિકનાં હાથ અને મોં ઉપર પણ આથમતો સૂરજ લોહી જ રેડતો હતો.

'શુકન ! સારાં શુકન !' કહેતો મારો માલિક જુગટે ચડ્યો. જીત્યો, જીત્યો, અપરંપાર સોનું જીત્યો. ગાંસડી બાંધીને અમે પાછા બ્યુડાપેસ્ટમાં આવ્યા. ઘણા મહિના થયા હતા. જાણે નાઈઝી રાહ જોતી હશે. એણે કહેલું કે મારી જાતના કામરૂ લોકોને મારો પત્તો પૂછજે.

અમે એ સહુને પૂછવા લાગ્યા : 'નાઈઝી કયાં ?'

કોઈ જવાબ ન આપે. આખરે અમે એક કામરૂને પકડી મોતનો ડર બતાવી પૂછ્યું : 'બોલ જલદી, નાઈઝી કયાં છે ?'

'પેલા ગઢવાળા અમીર ભેગી.'

દોટમદોટ ઘોડાં દોડાવીને અમે એ અમીરને ગઢે પહોંચ્યા. પણ અગાઉથી વાવડ મળી ગયા હશે–ગઢની દેવડી બિડાઈ ગયેલી. અમે દ્વાર પર હથોડા ઝીંકયા. આખરે એક ડોસા પરોળિયાએ બારી ઉઘાડી. અમને દેખતાં જ એણે ફરી ભોગળ બીડવા માંડી. પણ અમે સમય ન રહેવા દીધો. અંદર ધસ્યા. મકાનની અંદર ચડવા જઈએ છીએ ત્યાં તો રાત્રિના કોઈ પ્રેત સમું એક સફેદ કલેવર છાયાની અંદરથી નીકળીને અમારી સામે આડા હાથ દેતું ઊભું રહ્યું.

'આવી પહોંચ્યો–મારો કાળ આવી પહોંચ્યો !' એવા બોલ અમારે કાને પડયા. અને એક પાગલ કરતું દર્દભર્યું હાસ્ય ગાજી ઊઠયું. એ હાસ્ય બીજા કોનું હોય ? એ નાઈઝી જ હતી.

'નાઈઝી ! ઓ નાઈઝી !' માઈકલ પુકારી ઊઠયો. 'આંહીં શું કરે છે ? આમ જો, તારા હુકમ મુજબ હું પૈસા રળી લાવ્યો, તારો કોલ સંભાર !'

'બહુ મોડું થઈ ગયું, માઈકલ !' કામરૂ કુમારી બોલી ઊઠી. 'હવે તો હું શ્રીમતી ટાર્ન-ફિલ્ડ સાહિબા છું. મારો વર આવી પહોંચે તે પહેલાં તું ચાલ્યો જા, માઈકલ !'

એને ભુજપાશમાં લેવા માટે માઈકલ દોડયો. ત્યાં તો એ છોકરીની પછવાડેથી કટાક્ષના શબ્દો સંભળાયા : 'હા, મારા વહાલા માઈકલ, જે ગેરહાજર રહે તે હમેશાં ગમાર જ છે ! આપની હવે જરૂર નથી રહી, પધારી જાઓ !'

એ બોલનાર બુઢ્ઢો કરપીણ કાળમુખો ગઢપતિ ટાર્નફિલ્ડ જ હતો.

માઈકલ પાષાણ બનીને ઊભો થઈ રહ્યો. પછી એણે અંતરની દર્દભરી આહ ઉચ્ચારી : 'ઓ નાઈઝી ! તું તો મને વચન આપી ચૂકેલી ને ? હું મારાં ઘરબાર વેચી-કરીને પણ તેં માગી તેટલી દોલત લઈ આવેલ છું.'

'અહાહાહા !' ગઢપતિ હસ્યો. 'એને દોલત કહો છો જી તમે ? એથી જ્યાદે તો શ્રીમતીએ કયારનીયે પોતાના પોશાક અને પગની મોજડીઓ પાછળ ખરચી નાખેલ છે !'

'પાટ્યા, જૂઠું બોલ છ !' તાડૂકી ઊઠી.

ઉમરાવે કાળા નાગની માફક પાછા ફરીને ઓના મોં પર જબ્બર તમાચો લગાવી દીધો. માઈકલથી આ દીઠું ન ગયું. એ કૂદ્યો. ઉમરાવે ગોળી છોડી ગોળીબાર ખાલી ગયો. માઈકલે પિસ્તોલ પડાવી લીધી—કહ્યું :

'તારી એ પરણેતર છે, ખરું ને? પણ હમણાં જ એ તારી વિધવા બનશે.'

'મારે પણ એ જ જોઈએ છે, જુવાન! કાલે સવારે દિવસ ઊગ્યા પહેલાં આપણે એક એકલા જંગલમાં મળશું: તું ઉગમણેથી આવજે, હું આથમણેથી દાખલ થઈશ. બેમાંથી જે જીવતો બહાર નીકળે એ નાઈઝીના હાથનો માલિક ઠરશે.'

એક કામરૂ છોકરીને માટે એમ એકલહથ્થો જંગ લડવાનું નક્કી થયું. પણ મને ઈતબાર નહોતો. મને દગલબાજીની ગંધ હતી. એટલે પરોઢિયે હું એ અમીરના ગઢની દીવાલે જ કાન માંડી આંટા દેતો હતો. મારો ડર સાચો પડ્યો. ઉપરની એક બારીમાં કશીક ઝપાઝપી મચી છે. જાણે નાઈઝી ગુસ્સાના ભડકા કાઢી રહી છે. સામે ટાઢોબોળ જવાબ અપાય છે. જવાબ દેનાર ઉમરાવ ટાર્નદ્દિલ્કી જ જબાન! મારો માલિક ક્યારનો જંગલમાં પહોંચ્યો છે, ને આ વિશ્વાસઘાતી હજુ આંહીં!

'દગો છે! માઈકલ, દગો છે!' એવી ચીસો પાડતો હું જંગલમાં દોડ્યો. પાંચ બોકાનીદાર ખૂનીઓ અને માઈકલની વચ્ચે રમખાણ મચ્યું હતું. હું પણ તૂટી પડ્યો. અમે બન્નેએ મળીને આખરે કેટલી મહેનતે પાંચે જલ્લાદોને પૂરા કર્યા. ચહેરા ખોલતાં જ પરખાયા: પાંચે એ ઉમરાવના જ નોકરો!

મેં માઈકલને દગો સમજાવ્યો. અમે બેઉ ગઢમાં દોડ્યા. સીડી પર ધસ્યા. એ જ ઓરડાનું દ્વાર ધક્કો દઈ ખોલ્યું. અમીરની બંદૂકના ભડાકાએ આવકાર દીધો.

એક ખૂણામાં નાઈઝી ઊભી છે. એના કાળા લાંબા કેશ એને ઓઢણીની માફક ઢાંકી રહેલ છે. એનાં કપડાં શરીર પરથી ચિરાઈ ગયાં છે. એના કપાળ પરના જખ્મમાંથી લોહી વહે છે. એના હાથમાં છૂરી છે. ધણીની દગલબાજી ઉપર આ લોહીલોહાણ કજિયો જામેલો હતો.

અમીરની પહેલી ગોળી બારણામાંથી સૂસવતી ગઈ તે પછી માઈકલ ઓરડામાં પેઠો. અમીર બીજો બાર કરે તે પહેલાં તો નાઈઝીની છૂરી એના ગળામાં ઊતરી ગઈ હતી.

'નાઈઝી! ઓ નાઈઝી!' માઈકલ ભુજાઓ પાથરીને કરગર્યો. 'ચાલો, પોલીસ આવે તે પહેલાં નાસી છૂટીએ, આપણે પાંચ ને એક છ ખૂનો કર્યાં છે, આપણે બહારવટિયાં ઠર્યાં, બે જ રસ્તા છે આપણે માટે: કાં ફાંસીનો, ને કાં પહાડોનો.'

પણ નાઈઝીએ એને ઠેલો દઈને તીણું હાસ્ય કરી કહ્યું: 'દેખ, માઈકલ, મેં તકદીર સાચું જોયેલું. દેખ! લોહી! હવે તો એની નીકો ચાલુ થઈ ગઈ. એ જ મારા મુકદ્દરનો માર્ગ છે. પણ એ માર્ગે હું તને નહિ ધમડી જાઉં—એકલી હું જ જઈશ.'

એટલું બોલીને એ ભાગવા લાગી. પણ માઈકલ કહે: 'મારે તારા વિનાનું જીવતર નથી જોતું, તારે જ રસ્તે મારી મુસાફરી છે—લોહી તો લોહી.!'

નાઈઝી નથી થોભતી. એ જાય છે. દોડીને માઈકલે એના માથા પર પોતાનો ઝભ્ભો નાખી દીધો, એને ઉઠાવી, જકડી, અમારા ઘોડા પર નાખી. અમે ઊપડ્યા. પોતાના ઘોડા પર નાઈઝીને નાખીને માઈકલે મને કહ્યું: 'જોસફ, દોડ જલદી ડામરૂઓનાં ગામડાંમાં. નાઈઝીના કાકાને લઈ ને પહાડોમાં આવજે. ઝર્ણી-ઘાટ પાસે અમે વાટ જોશું. કહેજે એને કે ઝિંગારીઓ અમારા વિવાહમાં ભેળા થાય. જલદી જોસફ!'

હું ગામડે ગયો ત્યાં તો બુઢ્ઢો ઝિંગાની ગાડાં, ગધેડાં ને ઘોડાં લાદીને તૈયાર ઊભો હતો. એણે કહ્યું કે: 'ભાઈ, ગેબી ગોળાએ મને તમામ ખબર દીધા છે. જેવાં તકદીર! ચાલો.'

૪

અમે સહુએ કારપેથિયન પહાડની અભેદ્ય કિલ્લેબંદીમાં વાસ લીધો. ચોપાસ અખંડ શિખર-માળા હતી. તેને ફરતી અખંડ પાતળી ખાઈ હતી. એક જ રસ્તો હતો. ખાઈ ઉપર લાકડાનો એક નાનો પુલ હતો. પુલ ઉઠાવી-લઈએ એટલે શત્રુને પેસવાની તસુય જગ્યા ન રહે. અંદરના આખા વાસમાં કંઈક કુદરતે કોરેલી અને બીજી પુરાતન કાળનાં કોઈ દૈત્ય શાં જબ્બર માનવીઓએ કંડારેલી ગુફાઓ હતી.

મારા ધણીએ સરંજામ માંડી-દારૂગોળા, હથિયાર, લૂગડાં, અનાજ વગેરે તમામ સામગ્રી લાવવા મારુ ગાડાં ને ઘોડાં મોટાં શહેરોમાં રવાના કર્યાં. આસ્કન લડાઈ માયલી એક તોપ પણ મેળવીને વંકી ટેકરી પર માંડી દીધી. એક ઊંચી બત્તી લટકાવી. સંત્રીઓ બેસાર્યા.

આમ રીતસર સરકાર સામે મોરચા માંડયા. અમારાં માથાં સાટે મોટાં ઈનામો તો જાહેર થઈ ચૂક્યાં હતાં, પણ પહાડોનાં જાણભેદુ જિપ્સી લોકોમાંથી કોઈ એ લાલચમાં ન લપટાયું. કારણ? કારણકે જિપ્સીઓને ઊંડી દાઝ ભરી હતી. ઓસ્ટ્રિયાના ગવર્નરે ત્રીસ જિપ્સીઓને રિબાવી, ખોટેખોટાં કદી ન કરેલાં ખૂનો કબૂલ કરાવેલાં અને ખૂનોની લાશો ન જડી તે પરથી આ અભાગી ગામડૂઓને માનવભક્ષી અઘોરીઓ ઠરાવી ફાંસીએ લટકાવ્યાં હતાં. તેઓને આજ એ વેર વાળવાનું ટાણું મળ્યું હતું.

પણ આ બધી સરંજામ અને સામગ્રીમાં શી મઝા હતી મારા માલિકને! જેને મારુ આ મોત નોતર્યું તે નાઈઝી તો એકની બે થતી નથી. પોતાની અલાયદી ગુફામાં એ રહે છે, એનો એકેય કોડ અધૂરો રહેતો નથી. છતાં એનું દિલ નિષ્ઠુર જ રહ્યું.

એવી જિંદગીથી કંટાળીને માઈકલે જાહેર કર્યું કે આ બધી દૌલત નાઈઝીને સોંપી દઈ હું જાઉં છું જગતમાં પાછો. ત્યાં સરકારની તોપે બંધાઈને ખતમ થઈ જઈશ.

કામરૂઓએ ખૂબ કલ્પાંત કર્યાં, પણ માઈકલ ઘોડે ચડી નીકળી ગયો. હું પણ એની જોડે મરવા ચાલ્યો. ટેકરી પરની તોપમાંથી છેલ્લી સલામ છૂટી ઊઠી. પણ અમે ખીણમાંથી નાકળતા હતા ત્યાં તો પછવાડે ઘોડાના ડાબલા ગુંજ્યા. મારતે ઘોડે, પોતાના માથા પરનો સફેદ વાદળી સરખો ઘૂંઘટ ફરકાવતી નાઈઝી આવે છે.

માઈકલે ઘોડો થોભાવ્યો. એ નીચે ઊતર્યો. પહોળી ભુજાઓ પાથરતી નાઈઝી દોડીને એના પગમાં પડી ગઈ–બાઝી પડી.

'ઓ પ્યારા માઈકલ ! હું નિષ્ઠુર હતી, કેમકે હું તને પ્રાણથી વધારે ચાહું છું, મારા તકદીરમાં લોહી છે. તારા ને મારા મિલાપમાં કાળ બેઠો છે. પણ હવે તો ભલે આવે કાળ ! હું ન છટકી શકી. હવે થોડું સુખસોણલું જોઈ લઈને હું તારે હાથે ખતમ થઈ જઈશ. તુ પણ મારી પછવાડે જ મરવાનો છે, તો આવ પ્યારા ! હા–હા–હા–હા !'

એ પાગલ હાસ્યના પડઘા પહાડના પ્રત્યેક શિખરમાંથી ગુંજી ઊઠ્યા. કારપેથિયન જાણે કે સાક્ષી પૂરતો હતો.

બીજે દિવસ બેઉ પરણ્યાં. ઓ ભાઈ ! એ વખતની એ કામરૂ ખૂબસૂરતી અને માઈકલના મોંપરનું એ સુખ–એનો જોટો મેં ક્યાંય જોયો નથી.

પછી તો ઓરતો અમારી જાસૂસો અને સરકારી તિજોરીઓ ઉપર તૂટી પડવું એ અમારો ધંધો. અનેક જવાનો અમારી ફોજમાં ભળ્યા. નેકી અને મૂંગી તાબેદારી એ અમારો કાયદો. ખૂટલને માઈકલ તોપે ઉડાવતો. અને અમારી એ તમામ રાજવટની રાણી હતી નાઈઝી.

પણ એક વરસમાં તો નાઈઝીને થાક આવ્યો. બહારવટાની જિંદગી એને કડવી ઝેર થઈ પડી. એનું દિલ દોડી રહ્યું હતું શહેરોમાં–શહેરી મોજમજાહમાં અને મર્દોના સળગતા નેન–કટાક્ષોમાં.

એકવાર એ મોજીલી નાર તોરમાં ને તોરમાં, નવી કોઈ જાસમીનું નામ લઈને પાટનગર ચાલી ગઈ. ત્યાં એને દિવસો થઈ ગયા. એની બેવફાઈની વાતો માઈકલને કાને આવવા લાગી. અમને ચારને લઈ માઈકલ ખેડૂતને વેશે ગોતવા નીકળ્યો.

રાજધાનીના એક મુસાફરખાનામાં અમે ત્રણ દિવસ રહ્યા, મેળામાં ખૂબ ભટક્યા, પણ નાઈઝી ન જડી. ત્રીજા દિવસની રાતે એ ઓચિંતી આવીને બારણામાં ઊભી રહી જાંઘો ઉપર બેઉ હાથ ટેકવી, ઠંડાંગાર નયને અમને નીરખી લીધા. પછી બોલી : 'વાહવા, મારા ખાવંદ ! ઓરતની જાસૂસી કરવા નીકળ્યા છો કે, શાબાશ !'

ગુસ્સાદાર જવાબ દઈ ને માઈકલ એને ઝાલવા છલાંગ્યો એટલે નાઈઝીએ હાથમાંની ચમકતી ખુલ્લી તીણી છૂરી ધણીના ગળા પર તાકી. એ જ પલકે બારણું ઊઘડયું અને પોલીસની ટુકડી સાથે એક અફસર દાખલ થયો.

પોતાના ધણીને બચાવવા માટે નાઈઝી ભુજાઓ પસારી માઈકલની આડે ઊભી રહે છે, બેભાન માઈકલની બંદૂકમાંથી ગોળી છૂટે છે, નાઈઝી લોહીનો કોગળો નાખતી ઢગલો થઈ જાય છે, ને પડતી પડતી બોલે છે કે : ' આ મારા ધણી ! તમે નાસી છૂટો ! તમારો જાન બચાવો ! મને છોડી ધો ! '

પણ અતિ મોડું થઈ ગયું હતુ. ઝપાઝપી જામી પડી. માઈકલ વીંધાઈ ગયો. છેલ્લા દમ ખેંચતાં એનો ઉચ્ચાર એક જ હતો કે : ' જોસફ, નાઈઝીને બચાવ ! '

રાતના એ અંધારામાં હું નાઈઝીના શરીરને ઉપાડી બારીમાંથી કૂદી પડયો. ઘોડો બાંધ્યો હતો ત્યાં પહોંચી ગયો. બીજા સાથીઓને બીજી લાશો હાથ કરવાનું બોલતો હું નાઈઝીને લઈ પહાડોમાં પેસી ગયો. નાઈઝીને ફેફસાંમાં જ જખ્મ હતો. એનો જાન નહિ બચે તેમ લાગી ગયુ. થોડી વારે પાંચ–છ જખ્મી સાથીઓ એક ફક્ત માઈકલની લાશ લઈને આવી પહોંચ્યા.

એ શબને અમે એની ગુફાની બહાર જ દફનાવ્યું. નાઈઝીએ પોતાની પથારી બહાર લેવરાવીને પિયુની આ પાયદસ્ત ધ્રુસકે ધ્રુસકે રોતાં દીઠી. મામલો ખતમ થઈ ગયો.

અજબ વાત ! નાઈઝીને આરામ આવ્યો. એક રાતે એ મારી પાસે ભયથી થરથરતી છતાં ચહેરા પર શાંતિ અને સુખની ઝલક મારતી આવી.

' મારા પ્યારાએ મને દેખા દીધેલ છે.' એણે કહ્યું. ' એણે મને મારી દીધી છે. એનો રૂહ ગમગીન હતો. એણે તને વીનવીને કહેવરાવેલ છે કે આ સહુ જિપ્સીઓને છોડી દઈ બાકીની જિંદગી જે તમામને આપણે ઈજા પહોંચાડી છે તેને મદદગાર થવામાં વિતાવજે, જોસફ ! આટલાં બધાં પાપોની તોબાહ કર્યા વગર એનો રૂહ નહિ જંપી શકે. હું પણ એ જ કામ કરવા નીકળી પડું છું.'

આ પછી તુરત જ અમે એ અજબ પ્યારના સ્થાનકમાંથી ચાલી નીકળ્યાં. હું આ રીંછડો રમાડી પૈસા રળું છું ને જ્યાં જ્યાં દુઃખ દેખું છું ત્યાં ખેરાત કરીને જીવતર વિતાવું છું, ભાઈ ! અને ત્યારથી ઘણીવાર માઈકલનો રૂહ મને દેખાયો છે, ને આ કામ ચાલુ રાખવા કહી ગયો છે. એટલી મારી વાત થઈ. વધુ સાંભળવા સારુ તારે લોહદ્વારની ગાળીમાં જવું પડશે.

એ વખતે રીંછડો ચમકીને ઘૂરકતો ઊભો થઈ ગયો ને જોસેફે એ અંધકારમાં તીણી નજરે જોયું. એકાએક એણે મને કહ્યું : ' જા ભાઈ ! મારે તને છોડવો પડશે.'

એ ચાલ્યો ગયો. પાછળ રીંછડો ગયો.

-૫

હું જાણે સ્વપ્નું જોતો હોઉં તેવો મુસાફરખાને પાછો પહોંચ્યો. કેવી ગેબી કથા !–હજુ તો કેટલાય ભયાનક બનાવો એણે દબાવી રાખ્યા હશે.

સાચે જ શું એ કામરૂ ડોસો આ પ્રેત સાથેના મિલાપની વાત માનતો હશે ! માઈકલના આત્માને પ્રાયશ્ચિત્ત વગર શાંતિ નથી એ વાત તો સાચી જ હશે. આ જંગલ અને આધ દુનિયાને પ્રેતલોક આટલો ઢૂકડો હશે એમાં નવાઈ નથી.

મેં મુસાફરખાનાની માલિકણને કહ્યું કે : 'કાલે હું લોઢા–દ્વારની ગાળીમાં હાટઝેગ ગામે જાઉં છું.'

'ઓહો !' એ બોલી ઊઠી. 'ત્યારે તો તને તમામ વાત કરી લાગે છે જોસફાએ ! જા ભાઈ ! તું જાસૂસ તો નથી જણાતો. માફ કરજે, ભાઈ ! અમે બધાંય એ બે જણાંના આત્માની સદ્‌ગતિ સારુ બંદગી કરી રહ્યાં છીએ. અરેરે ! બેઉને માથે કોઈ કાળ–ગ્રહ ઊગ્યો હતો !'

હું મારાં માણસોને ત્યાં છોડી દઈ, એકલો, જોસેફે મોકલેલ એક ભોમિયા સાથે નવી મુસાફરીએ નીકળ્યો. દિલમાં થતું હતું કે ત્યાં લોઢા–દ્વારના સાધ્વી–મઠમાં શું હશે ? કદાચ એન્જેલિન મૈયા અને નાઈઝીના મરતની કથા કહેશે. પણ કદાચ નાઈઝી મઠમાં છૂપીછૂપી જીવતી ન હોય !

મુસાફરીમાં મને તો યાદ આવતો હતો જોસફ મદારી સાથેની વિદાયનો છેલ્લો પ્રસંગ: એ એકાએક કેમ ઊઠ્યો ? એનો રીંછડો ભડકેલો કેમ ?

આખરે અમે હાટઝેગ ગામે આવી પહોંચ્યા. ક્રોશિયા અને સ્લોવક ખેડૂતોથી વસેલું એ ગામ હતું : બેડોળ અને ભૂખરું.

ભોમિયો ઘોડાં લઈને બહાર ઊભો રહ્યો. હું એકલો ગામમાં દાખલ થયો. બેઠાં બેઠાં પાતળી હોકલી પીતા એક ગામવાસીને મેં મૈયા એન્જેલિનના મઠનો રસ્તો પૂછ્યો.

મૂંગાં મૂંગાં એણે આંગળી ચીંધી. પોતાની છાતી પર એણે હાથનો સાથિયો રચ્યો. જાણે એ ભય પામતો હતો.

લાંબું, બેઠી બાંધણીનું, અને ગોળ બારીઓવાળું એ મકાન હતું. એના વિશાળ બગીચાને ફરતી ઊંચી દીવાલ હતી. એના સાંકડા દરવાજા સોંસરી નજર કરતાં મેં કાળા ઘૂંઘટવાળી સ્ત્રીઓને ટોળાબંધ પસાર થતી દેખી. ખેરાત લેવા સારુ ખેડૂતોનું ટોળું દરવાજે ઊભું હતું. તેઓને ખોરાક ને કપડાં અપાઈ રહેલ હતાં.

મને એક બુઢ્ઢો આવીને એક સફેદ સાદા ખાલી ઓરડામાં લઈ ગયો. ત્યાં બે જ ખુરસીઓ હતી.

હું બેસું છું ત્યાં તો બારણું ઊઘડયું ને એક સફેદવસ્ત્રધારી પડછંદ માનવીએ પ્રવેશ કર્યો. એ સ્ત્રી હતી, પણ મોં પર ઘાટો ઘૂંઘટ હતો. ઊઠીને મેં નમન કર્યું ને મારી મુલાકાતનો ઉદ્દેશ જણાવ્યો: 'મને જોસફે—'

'હું બધું જ જાણી ચૂકેલ છું.' કોઈ મધુર ઘંટની યાદ દેતો અવાજ આવ્યો.

માનવીના કંઠમાં આવું સંગીત મેં પૂર્વે કદી સાંભળ્યું નહોતું.

એણે કહ્યું:

'તમારા આવવાની વાત મને પહોંચાડવામાં આવી છે અને તમે માઈકલના પ્યારની તથા મૃત્યુની કથાથી વાકેફ થઈ ચૂકયા છો એ પણ હું જાણું છું. હવે તમારે શું જાણવું છે?'

'નાઈઝી મરી ગઈ છે?' મેં પૂછયું.

'ના, મરી ગઈ હોત તો બહેતર હતું, પણ એના શિર પર સજા છે-એકલાં એકલા એ તમામ સ્મૃતિઓની ગાંસડી હૈયા પર ઉઠાવીને જીવવાની. એક વેળાની એ હસતી-રમતી પૂતળીને માટે આજે તો સરજાયેલ છે મઠની ઓરડીનો અંધકાર અને પસ્તાવાની પ્રાર્થનાઓ!'

હું એ શ્વેત માનવીની નજીક ગયો. ધીરે સ્વરે પૂછયું:

'તમે પોતે જ નાઈઝી?'

જવાબમાં ઘૂંઘટ ઊંચો થયો. કદી નહિ ભૂલું એવું સૌંદર્ય મેં જોયું. એ અધરના એક ચુંબનને માટે માઈકલ પોતાના આત્માને વેચે એમાં શી નવાઈ હતી! મોટી કાજળકાળી અને જલદ એ બે આંખો જેમ જેમ મારી સામે જોતી ગઈ તેમ તેમ કોઈ ઊંડા હોજમાં ઝૂલતી પ્રતિમા જેવા એના મનોભાવ પલટાતા ગયા. જૂના હાથીદાંતને મળતો ચહેરાનો રંગ. ગાલ પર તદ્દન આછી સુરખી: આસપાસ આસમાની વાળ-જાણે અતલસના ચોકઠામાં મઢેલી તસવીર! અને કોઈ સુગંધી અર્ક શા નીતરતા એના મુખભાવ! આવા સંપૂર્ણ સ્ત્રીત્વને માનવી જીવનમાં વારંવાર નથી જોવા પામતો. પહેલાં પ્રથમ જ્યારે માઈકલે આને દીવાઓની વચ્ચે નાચતી દેખી હશે ત્યારે એ જુવાનની આંખોમાં શાં શાં કામણ અંજાયાં હશે એ હું કલ્પી શકયો.

'હવે તમે કદાચ સમજી શકશો—' એણે સંગીતમય સ્વરે કહ્યું. 'કે મને તમામ પુરુષો ઉપર મારી મોહિની પાથરવાના કોડ કેમ થયા હશે. હું નિજ-રૂપની ઘેલડી હતી, ને મેં એનાં મૂલ્ય બરાબર ચૂકવ્યાં છે! મારા મનની ચંચળતાને પરિણામે મારા પ્યારા માઈકલના પ્રાણ ગયા. ત્યારથી હું આંહીં અંધકારમાં ગરીબોને સહાય દેતી, બીમારોની સારવાર કરતી જીવું છું-મૃત્યુની અને મૃત્યુ પછીના પ્રિય-મિલાપની વાટ જોઉં છું. હવે તમે જાવ, ભાઈ! અને તમારા દેશમાં જઈને જો માઈકલ-નાઈઝીની કથા કહો તો દયાથી ને સમજપૂર્વક કહેજો.'

ફરીને એ ઘાટો બુરખો ઢંકાઈ ગયો અને એના હાથની આંગળીઓને ટેરવે ચુંબન ભરીને હું ચાલી નીકળ્યો. [ દરિયાપારના બહારવટિયા ]

## અશ્રુધારા

૧

**એ**ક દિવસ સાંજરે ગંગાના તટ ઉપર બેસીને સ્વામીજી સૂર્યસૌંદર્ય જોતા હતા. તે વખતે એક મરેલા બાળકને લઈને એક સ્ત્રી કિનારે આવી. પોતાના બચ્ચાના મૃતદેહને હાથમાં ઉપાડીને એ બાઈએ પાણીમાં પ્રવેશ કર્યો. થોડા ઊંડા પાણીમાં જઈને એણે એ શબ ઉપર લપેટેલું કપડું ઉતારી લીધું અને 'હાય! હાય!' એવા આર્તનાદ કરતાં એણે શબને પ્રવાહમાં વહેતું મેલ્યું.

સ્વામીજીએ જોયું કે એ ખાપણના ટુકડાને ધોઈ–સુકાવીને રડતી રડતી એ માતા ઘેર ઉપાડી જાય છે. આ દેખાવ જોઈને એમનું હૃદય ચિરાઈ ગયું. એમણે વિચાર્યું કે: અરેરે! દેશની શું આટલી ગરીબી કે આ જનેતાએ પોતાના કલેજાના ટુકડા સરખા પેલા પ્યારા બાળકને તો નદીમાં ફેંકી દીધું, છતાં વસ્ત્રનો ટુકડો ન જવા દીધો! ગરીબીનો આથી વધુ સજ્જડ પુરાવો બીજો કયો હોઈ શકે!

તે જ પળે એમણે પ્રતિજ્ઞા કરી કે આ ગરીબોની ભાષામાં જ મારા જ્ઞાનનો પ્રચાર કરી એમનાં દુઃખો ફેડવાને ઈલાજો લઈશ.

૨

ભાગલપુરમાં મુકામ હતો તે વેળા એક રાત્રિએ સ્વામીજીએ ભોજન ન લીધું, ભોજન મોકલનાર ભક્તે કારણ પૂછતાં જવાબ મળ્યો કે: 'ભાઈ! ભોજન આજે ભાવે તેમ નથી, અહીં મેળામાં આવનાર લોકો પંડાઓને પોતાની દીકરીઓ સુદ્ધાંનાં પણ દાન કરે એટલું બધું અજ્ઞાન આ દેશમાં પ્રવર્તેલું જોઈને મને ધાનનો કોળિયો ઝેર જેવો લાગે છે!'

એવી અંધારી અજ્ઞાન–રાત્રિમાં આ દેશ ફસાયેલો હતો અને એવાં અંધારાં ભેદીને દયાનંદને પોતાનો જીવનપંથ કાપવાનો હતો.

૩

ગુજરાતના એક ગામડાના લોકો આવી વીનવવા લાગ્યા કે: 'મહારાજ, નગરવાસીઓ તો ઉત્તમ પદાર્થો વડે આપનાં સ્વાગત કરે છે. અમો કિસાનોની પાસે તો એવાં ફળ–મેવા કયાંથી હોય? એકવાર પધારો તો પોંક ખવરાવીએ.'

સ્વામીજી બોલ્યા: 'ભાઈ! ધનવાન અને નિર્ધન વચ્ચે મારી દૃષ્ટિએ કદી ભેદ દીઠો નથી. ભિલટાંનો તમારો પોંક મને વધુ મીઠો લાગશે. આજ તો નહિ, કાલે આવીશ.'

કિસાનો રથ જોડીને આવ્યા, પણ સ્વામીજી રથમાં ન બેઠા-પગપાળા જ ચાલ્યા. રસ્તે એટલી ઝડપથી ચાલતા કે કિસાનો પાછળ રહી જતા. માર્ગે પોતે સાદી વાણીમાં ઉપદેશ આપતા આવે છે કે: 'બાળવિવાહ ન કરો, જેમ કાચા લણેલા મોલ એળે જાય છે તેમ કાચી ઉંમરે પરણાવેલાં સંતાનો પણ વહેલાં નાશ પામે છે.'

વડલાને છાંયડે સ્વામીજી ભોંય ઉપર જ બેસી ગયા. લોકો વીંટળાઈ વળ્યા. મીઠાશથી પોંક ખાધો. કિસાનો કહે: 'મહારાજ, અમ જેવા કંગાલો પર મહેર કીધી!'

'ભાઈ, તમે કંગાલ શાના? તમે તો પરિશ્રમી છો. તમારી આજીવિકા નિર્દોષ છે. તમે જ પરસેવો રેડીને ઉગાડેલ અનાજ ઉપર રાય અને રંક સહુ ગુજારો કરે છે.'

૪

ફર્રૂખાબાદમાં જ્ઞાન-ચર્ચા ચાલી રહી છે. એવે ટાણે એક સ્ત્રી પોતાના મરેલા બાળકને મેલાં-ફાટેલાં વસ્ત્રો લપેટીને દાટવા લઈ જાય છે. સ્વામીજીએ પૂછ્યું: માતા! મૃત્યુનું યે આટલું અપમાન! તારા પ્રાણ સરખું બાળક મરી ગયું અને તારે ગળેથી એક સ્વચ્છ સફેદ વસ્ત્રનો ટુકડોયે ન છૂટ્યો!'

સ્ત્રી રડી પડી. બોલી: 'ટુકડો ક્યાંથી કાઢું? પૈસા નથી.'

સાંભળીને સ્વામીજીની આંખોમાંથી પણ દડ દડ આંસુની ધારા ચાલી.

[દયાનંદ સરસ્વતી]

## યૌવનના ફાંસલા

વિદ્યાર્થી-અવસ્થા દરમિયાન મારા જીવનમાં એક પછી એક અપલક્ષણનો પગપેસારો થતો ચાલ્યો હતો. રજાના દિવસોમાં ઘોડેસવારીની સાથોસાથ શિકારની લત લાગી. દશેરાને દિવસે પિતાજી શસ્ત્ર-પૂજા કરતા તેથી શસ્ત્રોમાં જ મેં ક્ષત્રિયવટ માની લીધી. હું કાંઈ સિંહ, વાઘ અથવા જંગલી સૂવરોનો શિકાર કરીને લોકોનાં ખેતરોની રક્ષા કરતો નહોતો; નિરપરાધી પક્ષીને ગોળી-છરાથી વીંધી તિસમારખાંની કીર્તિને વરી રહ્યો હતો! બીજી વાત વધુ મલિન છે. પાપનો પ્રત્યક્ષ પ્રવેશ મારામાં થવા લાગ્યો. હું પિતાજીનો પરમ વિશ્વાસુ હોવાથી પૈસાની તો રેલમછેલ હતી. એમાં વિલાસનું નિમંત્રણ મળ્યું. અમારા મકાનની પાસે જ એક બેઠકમાં મુજરો થયો. મુજરામાં વેશ્યા બેઠી બેઠી નાચ્યા વિના ગાય છે. મને નિમંત્રણ મળ્યું. મેં કહ્યું કે પિતાજી નાચ-

તમાશાની વિરુદ્ધ છે, એટલે એની રજા માગવા હું નહિ જાઉં. મિત્રોએ માર્ગ બતાવ્યો કે પિતાજી પોઢી ગયા પછી ચોરીછૂપીથી આવવું. પિતાજી સૂતા. કેસરી ઝભ્ભો ચડાવીને હું જલસામાં જઈ બેઠો. પ્રથમ લજ્જા આવી. પછી સંકોચ છૂટી ગયો. સહુની સાથે મેં પણ ચાર કલાકમાં પચાસ પાનપટ્ટી ચાવી કાઢી ત્રણ બજે ચુપકીદીથી આવીને હું સૂઈ ગયો. પ્રભાતે ગળું સુગાઈને સૂજી ગયું. પસ્તાવો થયો, પણ પ્રાયશ્ચિત્તની હિંમત ચાલી નહિ. મારી અને પિતાજીની વચ્ચેનો આ પહેલો અંતર્પટ હતો.

એક મહેમાને પિતાજીને આશરે આવીને મને હુક્કાની પણ લત લગાડી. પિતાજીની કૃપાનો બદલો વાળ્યો! પ્રથમ મેં મારો એકલાનો જ હુક્કો વસાવ્યો. પછી તો મિત્રોને માટે પણ માટીના જુદા જુદા હુક્કા, દરેકની ઉપર નામ લગાવીને, જમાવ્યા. ધીરે ધીરે મારી ઓરડી હુક્કાનો જ અડ્ડો બની ગઈ ને રોજ સાંજે એમાં ડાયરો ભરાવા લાગ્યો.

હું શૂરવીર તો બેશક હતો જ. એક વખત એક મિત્રને ઘેરથી ભોજન લઈ રાતે દસ બજે ઘેર વળતાં એક ગલીમાં કોઈને મારવા માટે એક ગુંડો ચકચકતી છૂરી લઈ ઊભેલો. ભૂલથી એ મારા પર કૂદ્યો, મારી ગરદન પકડીને એણે મારા માથાના ડાબા લમણા પર છૂરી ભોંકી દીધી. મારો હાથ મારી કમરની છૂરી પર ગયો ને પલકમાં મારી છૂરી એની છાતી પર જોરથી પડી. ગુંડો ભાગ્યો. મારા માથામાંથી લોહીની ધાર ચાલી. ઘેર જઈ રેશમ બાળી પાટો બાંધી હું સૂઈ ગયો.

## યોગીરાજ!

પરંતુ આ શૌર્ય મને કેવા ગુપ્ત પાપ પ્રત્યે ધસડી જતું હતું! એક દિવસ હું ગંગાકિનારે ટહેલતો ટહેલતો આગળ વધતો હતો. પથ્થર પડી હતી કે ગંગાતીરે એક ઘાટ ફસકી પડયો હતો અને એની નીચે એક ગુફા બની ગઈ હતી ત્યાં એક નગ્ન યોગી રહેતો. યોગી એક જ વખત આહાર કરતો ને પ્રથમ જેનું ભોજન પહોંચે તેનો જ સ્વીકાર કરતો. તેથી સેંકડો સ્ત્રીપુરુષો ઉત્તમ વાનીઓ તૈયાર કરી યોગીરાજને જમાડવા દોડતાં. એ ઘાટ પર પહોંચતાં જ મને એક ચીસ સંભળાઈ. દોડીને ગુફા પાસે જાઉં ત્યાં મેં શું જોયું! એક સ્ત્રીનું મસ્તક બહાર દેખાય છે. એના હાથ પકડીને કોઈક જાણે એને ગુફાની અંદરથી ખેંચી રહ્યું છે, ને એ બહાર નીકળવા મથે છે! દોડીને મેં એના બંને હાથ પકડ્યા. ખેંચીને દુશ્મનના પંજામાંથી છોડાવવા મથ્યો, પણ મને લાગ્યું કે અંદરનો પિશાચ ઘણો જોરાવર અને કામાંધ હોવો જોઈએ. અબળાનો શ્વાસ ઘૂંટાતો હતો. મેં દૂરના પહેરેગીરને બૂમ પાડી કે: 'બિનાસિંહ! બિનાસિંહ!' બિનાસિંહ ધસી આવ્યો. આવીને એણે મને જોરથી પકડ્યો એટલે મેં એ અબળાને બહાર ખેંચી લીધી.

સોળ વર્ષની એ યુવતી મૂર્છામાં પડી ગઈ. ત્યાં તો એક બીજી આધેડ સ્ત્રી આવી પહોંચી. મેં એ કુલટાને ઓળખી. મારા એક ગ્રેજ્યુએટ મિત્રની એ બોજાઈ હતી, અને મેં બચાવેલી અબળા

એ ગ્રેજ્યુએટની પત્ની હતી. હું નામ નથી આપતો. મને પાછળથી પત્તો લાગ્યો કે પતિરાજ વકીલાતની પરીક્ષાને માટે તૈયારી કરવામાં મશગૂલ હતા અને આ ભોજાઈ પોતાના દિયરને પુત્ર-પ્રાપ્તિ કરાવવાની ઉમેદથી કાળા બપોરે મીઠાઈના થાળ સાથે પોતાની ભોળી દેરાણીને યોગીરાજ પાસે મોકલી પોતે બહાર ઊભી હતી ! યુવતીનાં વસ્ત્રો ચિરાઈને ઊડી ગયાં હતાં, અંગે ઉઝરડામાંથી લોહી ટપકતું હતું ને એ થરથરતી હતી. મેં બનાત ઓઢી હતી તે વતી એ અબળાનો દેહ ઢાંકી હું એને ઘેર પહોંચાડી આવ્યો. એ નગ્ન પિશાચ પર લોકોનાં જૂતાં વરસ્યાં. નાક ધરતી પર ઘસીને એણે કરગરી ફરીવાર કાશીમાં પગ ન મૂકવાની પ્રતિજ્ઞા લીધી. લોકોએ એને છોડી મૂકયો. પરંતુ હિંદુ સમાજની અંધશ્રદ્ધા પર કેટલાં આંસુ વહાવું ! ઈ. સ. ૧૮૮૧માં એ જ નરપિશાચ ગંગાના ઘાટને રસ્તે બેઠેલો અને સ્ત્રીપુરુષો એની ગુહ્ય ઇન્દ્રિય પર પુષ્પ ને પાણી ચડાવી રહ્યાં હતાં ! મેં જમાદારને પૂછ્યું કે; 'આ શું ?' જવાબ મળ્યો : 'અરે ભાઈ, શું કરવું, ધરમની વાત ઠરી ખરી ને !'

## પ્રિયા ! કે ધર્મભગિની !

પરંતુ મારું પતન કયાં ઊતરે તેવું હતું ! એક અબળાને ઉગારવાનું વીરત્વ તો આત્માને ઊંચે લઈ જનારું લેખાય, પરંતુ મારી નાસ્તિકતાએ અને જૂની અંગ્રેજી નવલકથાઓમાં વર્ણવાયેલ વિચિત્ર આચાર-નિયમોએ મારા મનની ગતિ કયારનીયે પલટી નાખી હતી. પાશ્ચાત્ય પ્રેમ-શૌર્યના આદર્શને વશ બની મેં મને એક પીડાતી રમણીનો વીરરક્ષક ( Knight-errant ) માની લીધો. મનમાં ને મનમાં એ અબળાને હું મારી પ્રિયા (Lady-Love) અને મને પોતાને એનો મહાનો રક્ષક (Champion) કલ્પવા લાગ્યો. એ જ અરસામાં મારા મામાએ મને મદ્ય-પાનનો અભ્યાસ પણ મંડાવી દીધો. એટલે મેં મદ્યપ-વીર ( Drinking knight-errant )નું સ્વરૂપ ધારણ કર્યું. જો મને આપણા પ્રાચીન ઇતિહાસ પર શ્રદ્ધા રહી હોત તો હું એ પીડિત સ્ત્રીજાતિનો રક્ષાબંધુ બનીને એવી રક્ષાનું વ્રત લેત અને રામાયણની જે જાનકી ઉપર મેં વારંવાર પવિત્ર અશ્રુધારા વહાવી હતી તે જાનકીમૈયાનાં જ આ અબળામાં દર્શન કરી હું એનો લક્ષ્મણજતિ બનત. પરંતુ એ વખતે તો હું આપણી સંસ્કૃતિને જંગલી અને આપણા સાહિત્યને મૂર્ખાઈનો ભંડાર સમજી બેઠો હતો !

અધઃપાતને એ માર્ગે હું બીજી વાર લપસ્યો. બે-ત્રણ જ દિવસ પછી વિજયાદશમીનું તીર્થ-સ્નાન હતું. ચાર ઘડી રાત રહી હતી. હું મારાં ધોતી-ઉપરણું બગલમાં મારી ગંગામૈયા પર જવા નીકળ્યો. એક કદમ તો નહિ ભર્યાં હોય ત્યાં એક તરુણ અબળાને ગભરાટભરી, સ્ત્રીઓની ભીડમાંથી મારી તરફ દોડતી આવતી દીઠી. એને એકલી અસહાય દેખીને એક દુષ્ટ મર્દે એના અંગ ઉપર હાથ નાખ્યો. આ દૃશ્ય મારાથી ન જોવાયું. દોડીને જોરથી એ અસુરના મોં પર મેં થપ્પડ ધરી દીધી, અને ગોથું ખાતો એ કામાંધ દીવાલની ઓથ મળવાથી જ પટકાતો રહી ગયો. એ

ગભરાયેલી અબળાને હું મારા મકાન પર લઈ આવ્યો અને મેં એને પૂછ્યું કે: 'કોને શોધો છો?' ઉત્તર મળ્યો કે: 'મારા પતિદેવથી વિખૂટી પડી ગઈ છું.' મારા ઘરને આશરે એને મૂકીને હું એના સ્વામીની શોધમાં ગંગાકિનારે ચાલ્યો. એ પણ બહાવરો બની પોતાની સ્ત્રીને શોધતો હતો. મેં એને સાંત્વન દીધું અને નાહી-ધોઈ એને મારે ઘેર લઈ આવ્યો. પતિપત્નીનો એ મેળાપ કરાવી આપવાથી મારા અંતરમાં ઊંડો હર્ષ ઊછળવા લાગ્યો હતો. મારો નોકર ગામ ગયેલો તેથી એ અબળાએ જ રસોઈ કરી ને અમે જમ્યાં. બપોરે તે દંપતીને ઉપરના માળ પર ઉતારો આપી હું બહાર ચાલ્યો. એ અબળાનો સ્વામી પણ દશેરા જોવા નીકળી પડયો. સાંજે છ બજે હું ઘેર પાછો આવ્યો અને એ સમયે હું પ્રલોભનમાં ફસાઈ ગયો. હાય! કેં વર્ષોની કમાણી એક કલાકમાં ડૂબી ગઈ. એ રાતે મેં ખાધું નહિ. આખી રાત વ્યાકુલ બની રહ્યો. બીજે દિવસ પ્રભાતે પુનઃ રામાયણનું સ્મરણ થયું. ગંગાસ્નાન પછી મારા મિત્રને ગામ જવા ચાલી નીકળ્યો. ચાર ગાઉને અંતરે આવેલા એ ગામમાં ભૂખ્યો ને તરસ્યો પહોંચ્યો. મિત્રની સમક્ષ મારા પતનની કથની કહી સંભળાવી. બીમાર બંધુ પોતાની બીમારી ભૂલી ગયો ને મને દિલાસો દેવા લાગ્યો. બધી વાત સાંભળીને મને એણે નિર્દોષ ઠરાવ્યો. એ સદાચારી સ્નેહીએ વિવાહ પૂર્વેની પોતાની પતિત હાલત યાદ કરી પાપનું પ્રાયશ્ચિત્ત બતાવ્યું. બે દિવસ રહીને હું પાછો કાશી આવ્યો ને મારાં કર્મો ધોવાતાં હોય તેવું સૂચવનારી એક ઘટના બની.

પેલી જે અબળાને મેં ગુફામાંથી ઉગારી હતી તેનો પતિ મારી પાસે આવીને મને કહેવા લાગ્યો કે: 'ભાઈ! મારી પત્નીએ તમને જમવાનું નિમંત્રણ મોકલાવ્યું છે.' હું બીજે દિવસ ત્યાં જતાં પહેલાં, પ્રભાતે સીતાહરણની કથા ફરીવાર વાંચી, આંસુ વહાવી, હૃદયને નિર્મળ કરી ચૂકયો હતો. સાથે ફળ લઈ ગયેલો. જઈને તુરત જ એ ફળ અબળાની સમક્ષ ધરીને કહ્યું:" બહેન રાજ-રાણી! આ તારે માટે લાવ્યો છું.' રાજરાણીના હૃદય પર આ શબ્દોની કેવી પુનિત અસર થઈ હતી તે એના સ્વામીએ મને પાછળથી કહ્યું હતું. અને એ દેવીના પાવનકારી પ્રેમનું દર્શન મને પણ તુરત જ થઈ ગયું. ભાઈબીજ આવી. પ્રત્યેક ભાઈબીજને દિવસે મારા ભાલમાં ચાંદલો કર-નારી, મારે કાંડે રાખડી બાંધનારી, અને મારા ખોળામાં મીઠાઈ દેનારી, મારી યજ્ઞોપવીત-ક્રિયા વખતની પેલી ધર્મભગિની તો કાશીમાં નહોતી. મને આજ એ બહેન સાંભરી આવી. ત્યાં તો એકા-એક કોઈનો મીઠો મમતાભર્યો ટૌકાર સંભળાયો: 'વીરા! ભાઈબીજનો ચાંદલો કરવા આવી છું!'

ચમકીને મેં નજર કરી. બહેન રાજરાણીને સાસુ સાથે આવેલ દીઠી. નમન કરીને મેં શિર પર ટોપી પહેરી, ગળે દુપટો વીંટયો. બહેને મને ચાંદલો કર્યો, રક્ષાનું વ્રત લેવરાવ્યું અને મીઠાઈ ધરી. બહેનને મેં બે રૂપિયા આપીને વિદાય દીધી. કલુષિત અંતર જાણે કે ધોવાવા લાગ્યું. પ્રાય-શ્ચિત્તનાં નીર વહેતાં થયાં. આ વખતથી મેં સ્ત્રીઓનો સમાગમ ત્યજ્યો. માતાજીના પિયરવાળા પરિવારમાં પણ જવાનું છોડયું.

[સત્યવીર શ્રદ્ધાનંદ]

# પત્ર

બોટાદ : ૧૧-૮-'૪૫

પ્રિય ભાઈ,

પંદર દિવસથી મારા જૂના દર્દ 'ગાઉટ'માં પથારીવશ હતો. તેમાંથી બે દિવસ થયાં ઊઠયો અને તમારા ૨૮-૭-૪૫ના લાંબા સ્નેહભર્યા કાગળનો જવાબ વાળવા વિચારતો હતો ત્યાં રાણપુર ખાતે મારી ઘણા દિવસોથી રોકાઈ રહેલી ટપાલ કાલે રાતે આવી, તેમાં તા. ૬ નું પત્તું મળતાં પહેલી ફિકર તો એ પેઠી કે તમારા કાગળોથી મને કંટાળો આવે એવો હૃદયહીન તો ઠીક પણ રસવિહીન સુદ્ધાં તમે મને કલ્પવા લાગ્યા છો તેનું હું શું કરીશ ! શું હજુયે તમારામાં આ ઈતબાર નથી જન્માવી શકયો કે તમારા પત્રોનો અધિકારી બનવામાં પણ હું મારું મોટું સૌભાગ્ય સમજું છું ? વાત સાચી છે—ને આપણે ઉભયપક્ષે-કે આટલાં વર્ષો નહિ થયેલી ઓળખાણનો ખાડો આપણે પત્રવ્યવહારથી પૂરવો છે. તમારા કાગળોમાંથી ઊઠતી ખુશબો મને વધુ ને વધુ લોલુપ બનાવે છે. ગૃહકલહ સિવાય કોઈ અસલી પરંપરા જેની અંદર છે નહિ તેવા મેઘાણીકુટુંબનો હું વારસદાર એટલે પેઢીગત કોઈ સંસ્કારથી વંચિત, તદુપરાંત માનસિક ઘડતરે કરી વિપાદમૂંગો છું, તેમ છતાં તમે કહો છો તે વાતોડિયાપણાનો કેટલો મોટો આશક છું તે તમે મારી કૃતિઓમાંથી નથી જોતા ? ને અમદાવાદમાં ડૉ. હરિપ્રસાદ જેવા વાતડાહ્યા સ્નેહીઓની કદી ન ખૂટતી અવિરત વાતધારા સામે હું દુકાળિયા જેવો બનીને બેઠો હોઉં તે તમે જુઓ તો તમને મારી દયા આવે. હું તો Garrulous બનવાની પ્રકૃતિને એક રાષ્ટ્રસંસ્કાર ગણું છું. એ અક્સિર જો ન હોત તો આપણાં લાખો નિવૃત્ત માણસો સાંકડાં ઘરોમાં વહુવારુઓના જેલરો બની બેઠા રહેત, બાળકોની મુક્ત મજાને ગૂંગળાવી મારત, અને પોતે પોતાનું સ્વમાન પગલે પગલે ઘવાતું અનુભવી મનમાં ને મનમાં રોજ મરતા રહેત. વાનપ્રસ્થાશ્રમને સર્વ રમોથી તરબોળ રાખનાર આ વાતોડિયાપણામાં જે સંજીવની છે તેનું મને બરાબર ભાન છે. મારો યુવાન પુત્ર આજે મારી કે અન્ય કુટુંબીજનોની જોડે ખાતાંપીતાં કે સવારાણે બેસી મોકળા મનથી ગામગપાટા કે ટોળટીખળ નથી કરી શકતો, એથી ઊલટું વર્તમાન જમાનાના ધુમાડાના ગોટા જેવા અખબારી પુસ્તકિયા ને બહુ બહુ તો સિનેમા-વિષયક બાબતોના ગાંભીર્યમાં જુવાનીને ખતમ કરી રહ્યો છે એ દેખી દિલ ચિરાય છે. ને હું પોતે પણ તલસું છું કે કયારે આ ગૂંગળાવતા વાતાવરણમાંથી નાસી છૂટી કોઈક તડાકેદાર સોબતીઓની વચ્ચે જઈ બેસું ! તો મારા રોગ-શોક નાસી જાય, ને પાંચ વધુ વર્ષ જીવી શકાય.

એટલે કૃપા કરીને તમારા પત્રો દ્વારા મને જે તમારો જીવતો સંપર્ક મળે છે તેને કોઈ શંકાથી બંધ પાડતા નહિ. વળી તમે તો મારી લાગણીઓની, મારી કલમની, અરે મારા જાતતીમે

કેટલી માર્દવભરી માવજત કાગળે કાગળે કરો છો! તમે મારી પીઠ થાબડતા હો એવું શબ્દે શબ્દે અનુભવું છું. તમારી પાસેથી ઊંડા હૃદયના આશીર્વાદો પામું છું. હું તમારો સ્નેહી છું એ વાતનો પોરસ તમે અનુભવો છો, એ શું જીવનની કેટલીએક શૂન્યતાઓને ભરી દેનાર વાત નથી? જાહેરમાં પ્રશસ્તિ કરનારા ઘણા હોય, પણ અંદરથી એકલા બેઠા બેઠા, મારી કૃતિઓ વિષે પ્રાણના પવિત્ર સંગોપનતામાં રસ અનુભવનારા ઘત્તભાઈનું મમત્વ એવું છે કે જેની પ્રાપ્તિ માણસને હજારોના તાળી-ગગડાટ પ્રત્યે ઉદાસીન બનાવે. મારે કદી કંટાળાની શંકા નહિ કરો એટલું મને વચન આપો.

'ખરજ' ને બદલે 'ષડ્જ' વાળી શુદ્ધિ કરવાનો વખત તો રહ્યો નહિ. એ ભાગ છપાઈ ગયો. આનું નામ fools rush on where angels fear to tread! હું સંગીતનો ક પણ ન સમજનારો ઉલ્લુ બની બેઠો. હવે તો પ્રસ્તાવનામાં સુધારી લઈશ.

મોટાભાઈને વંદન.

લિ. સ્નેહાધીન
**ઝવેરચંદનાં વં.**

## 'મોતી બુડયું મોરણી'

'બસ? વિવાહ પછી માસ-પંદર દિવસમાં જ પાછા મુસાફરીએ ચડશે તમારા પરણેલા જુવાનો?'

'ચડે નહિ તો ખાય શું? મહિના-બે મહિનાની અક્કેક ખેપ કરે ત્યારે માંડ રૂ. ૮-૧૦ મળે એને વેપારી કને થી!'

અપ્ટન સિંકલેરનું 'ધ જંગલ' યાદ આવ્યું. ચિકાગો શહેરના એ વિરાટ કતલખાનાનો મજૂર યુર્ગીસ અને એની પરણેતર પોતાના લગ્નદિવસે પણ દિવસભર કારખાને મજૂરી ખેંચી આવીને રાતે પરણે છે, આખી રાત એનાં સગાંવહાલાં અને ઓળખીતાંના સમુદાય જોડે એક હોટેલમાં નાચગાન ને ખાણીપીણીમાં ગુજારે છે, પરોઢિયે થાકયાંપાકયાં શિર ઉપર એ એક રાતના ખર્ચની ભરપાઈ કરવાની ફિકરની ગાંસડી લઈ પોતાના કાતરિયાનું તાળું ઉઘાડે છે, અને તુરત જ કારખાનાની વ્હીસલ વાગે છે. નવદંપતી મજૂરીએ ચાલ્યાં જાય છે. આ તેઓની લગ્નરાત્રિ!

ખારવાઓનાં પણ લગભગ એ જ જાતનાં લગ્ન: દરિયાઈ મૃત્યુના કફન નીચે પોઢતું દંપતી-જીવન.

'તમારે વિવાહનો સંબંધ કેટલે દૂર થાય?'

'આ બેટ, ચાંચ, પટવા ને ત્રવડા: ફક્ત આ ચાર ગામની જ અંદર, એથી બહાર નહિ.'

બરાબર છે. મૃત્યુની સોડમાં પોતાની પુત્રીઓને સુવાડવા આ ચાર ખારવાઈ ગામો સિવાય નાં બીજાં કોણ લોકો આવે? વહાણે ચડ્યો ખલાસી પાછો તો ઘેર પહોંચે ત્યારે ખરો. પ્રત્યેક વિદાય છેલ્લી જ સમજવાની. પ્રત્યેક મિલન એક નવો અવતાર. એ ચિરવિયોગોની ઝંખનાનાં ગીતો તો હું કતપરના વર્ણનટાણે જ આપીશ. નાવિકોની સ્ત્રીઓની નીતિ ઉપર આપણે 'ધરતીના પરમ પવિત્ર મનુષ્યો' કેવા કટાક્ષો કરીએ છીએ તે પણ હું ત્યારે જ છણીશ.

અત્યારે તો નાવિક-જીવનની આ કરુણતામાંથી ટપકેલ એક આંસુ સમાન ઘટના મારી સામે તરવરે છે. શિયાળબેટની ધર્મશાળાના ઢોરા ઉપરથી બરોબર સન્મુખના બિન્દુ ઉપર સમુદ્રના સામા પારની એક ઊંચી ટેકરી ઉપર ચાંચુડા મહાદેવની દેરી છે. બેટ અને ચાંચુડા વચ્ચે બે જણાં ડૂબ્યાં છે. એક તો બેટની ખલાસી-નાર મોરણી, ને બીજો ચાંચુડાનો પૂજારી બાવો ભભૂતગર:

ચાંચુડે ચડવા જાય; (મારું) પાંજર પોત્યું કરે;
(ત્યાં તો) બેટના બારામાંય, મોતી બૂડ્યું મોરણી.

અર્થ—મોરણી! રાત્રિના અંધકારમાં તું બેટથી ઊતરીને બે તૂંબડાં બાંધેલ વાંસ ઉપર તરતી તરતી આવતી હોઈશ એમ સમજીને મારું દેહ-પિંજર આ ચાંચુડાની ભેખડે તને નિશાની કરવા ચડે છે. એ નિશાનીને આધારે રોજ રાતની કાળી મેઘલી ઘટામાં, ખાડીના ચાહે તેવા તોફાનને વીંઝી તું આંહીં આવી પહોંચતી, પરંતુ આજ તો મારે નિશાનીનો દીવો ધરી રાખીને વાટ જોયા જ કરવી પડી, કેમકે મારું મોતી-મોરણી તો બેટના બારામાં જ ડૂબી મરી.

મોતની અચોક્કસ લાંબી સફરો ખેડતા કોઈ ગરીબ નાવિકની પરણેતર ઓ મોરણી! તું શું તારાં નિત્યના વિજોગથી કંટાળી ગઈ હતી? સામે કાંઠે બળતણનાં કરગઠિયાં વીણવા જતાં શું તને ચાંચુડાના પૂજારીની પ્રીત ડંખી હતી? મોડી રાતે વાંસડાને બે છેડે બે તૂંબડાં બાંધીને તેને આધારે આટલો લાંબો ને ઊંડો સાગરપટ ચુપચાપ તરી જવાનું કૌવત તને કોણ આપી રહ્યું હતું? તારા પ્રત્યેક રાત્રિના પ્યારને શું તું માગ્યાં છાબડામાં તારો પ્રાણ મૂકીને આ કઠોર વિશ્વની બજારમાંથી ખરીદતી હતી? અમે પાખંડી લગ્નનીતિના (marriage plus prostitution) પલેપલ ભ્રષ્ટ બનનાર ઉપાસકો, અમે કેવળ અનુકૂલતાને અભાવે ઊગરી રહેનાર, લોકાપવાદના બીરુ શિયળવંતો, અમે દ્રવ્ય, વિદ્વતા અને બાપદાદાની આબરૂને જોરે સુંદર સ્ત્રીશરીરો ખરીદનાર વિલાસીઓ, તને પ્રતિરાતનાં આગરજળ પાર કરનારીને એક નીતિભ્રષ્ટ ખારવણ કહીએ છીએ, ઓ મોરણી! તારી એ ભ્રષ્ટતાની પછવાડેય કેવું ભીષણ વ્રત ઊભું હતું!

પણ તારાં છુપાવેલાં વાસ-તૂંબડાં એક દિવસ ઉઘાડાં પડી ગયાં. તારી સાસુએ દગો કર્યો. છાનાંમાનાં એ તૂંબડાં ખસેડી લઈ, તેની જગ્યાએ માટીના બે કાચા મોરિયા બાંધી દીધા. એ અધરાતને અંધારે દરિયાના મરણપછાડા વચ્ચે તારા પ્યારના વલવલાટે તારા કલેવરને ગોંઝી

દીધું. માટીના મોરિયા તારે એક જ રેલારે ઓગળી ગયા. તું ખારવાની દીકરી છતાં શું તરવાનું શીખી નહોતી ? તારું શરીર તળિયે જઈ બેઠું, અને તારો સામા કિનારાનો પિયુ પણ તારો નાશ થયો સમજી લઈ ચાંચુડાની ધારેથી દરિયામાં ખાબક્યો. ને પોતે પુરુષ હોઈ રખે કદાચ પડ્યા પછી જીવતરની લાલચ લાગી જાય તે બીકે હાથપગ દોરીથી પકડી લઈને જ પડ્યો. તમારી જળ-સમાધ ઉપર કોઈ દેરી ચણાઈ નથી, માત્ર કોઈક લોકકવિની કવિતાએ ચાર છ દુહાની ખાંભી ચણી. તેમાંથી એકાદ આવો દુહો હાથ લાગે છે કે—

ચાંચુડે ચડવા જાય, (ગાઢ) પાંજર પૌત્યું કરે,
(ત્યાં તો) બેટના ખારા માંય, મોતી બૂડયું મોરણી.

સિંધુ નદી ઉપર પણ એક આવી જ રાત અંધારી હતી, અને હરરોજ રાતે સિંધુનાં ભમ્મરિયાં જળ ભેદીને કુંભાર-કન્યા સુહિણી પોતાના સમાજબાતલ પિયુ મેહાર(ગોવાળ)ને મળવા સામે પાર જતી હતી. એને પાર લઈ જનારા પાકા ઘડાને પણ એની માતાએ એક રાતે બદલી લઈ કાચો ઘડો ધરી દીધો હતો ને એ ઘડાએ મધ્યજળમાં ડૂબતી મૂકેલી દીવાની સુહિણી સામા પારથી પિયુના પાવાના સૂર સાંભળતી સાંભળતી—

પ્રિરી ઘરો હાથ કરે બાર્યાં ઈ બાંહું,
વેચારીય વડું ક્રિયું, વિથ ધરિયા ધાઉં,
વરજ સાઠ! પાંઉં, તાંકું તકી આંધાં.

અર્થ—પ્રથમ ઘડો હાથ ધરીને તરી; પછી ઘડો ઓગળી જતાં બાહુઓ (ભુજાઓ) બેળીને તરી; છેવટે ડૂબતાં ડૂબતાં દરિયામાંથી (સિંધુ નદી) વચ્ચેથી એ બીચારીએ ધા ઉપર ધા દીધી કે: 'ઓ વહાલા સાઢ ! ઓ મેહાર ! તું પાછો વળી જજે, કેમકે મને પાણીનાં હિંસક પશુઓએ ઘેરી લીધી છે.'

એમ પોકારીને સુહિણી જળમાં સમાઈ. મેહારે પણ એની સંગાથે જ દરિયાની આરામગાહ બિછાવી.

એ સુહિણી અને તું મોરણી, બેઉ શું એક જ માર્ગનાં મુસાફર હતાં ? ત્રીજું કોઈ જુગલ તમારે પંથે પળ્યું છે ખરું ?

હા, હા, દૂર, દૂર, કોઈક કાળાન્તર પરના ભૂતકાળમાં, અને સ્થળને હિસાબે પણ પારંપાર આઘે, એશિયા અને યુરોપ એ બે ખંડોને ફક્ત અરધો જ માઈલ અળગા રાખીને પડેલી હેલેસ્પોન્ટની સામુદ્રધૂનીનાં જીવલેણ વમળોની અંદર.

આંહી મોરણીનો પ્રેમિક ચાંચુડા-મંદિરનો પૂજારી હતો ને ત્યાં લીએન્ડરની પ્રિયતમા હીરાં દેવીના દેવાલયની પૂજારણી હતી. યુરોપખંડના છેલ્લા ધરતી-બિન્દુ પર ઊભેલ એ જોગ-

ચઢીને મંદિરેથી હીરાંની આંખો હેલેસ્પોન્ટને સામે તીર રહેતા જુવાન લીએન્ડરને જ શોધતી હતી. યુરપ-એશિયાની વચ્ચે પ્યારના ત્રાગડા એ ચાર આંખો નિરંતર કાંત્યા કરતી હતી. સાંકડી સામુદ્રધુનીમાંથી આવ-જા કરતાં અસીમ સાગરનીર અહોરાત એવા તો પછડાટ મચાવતાં કે ન ત્યાં મછવો ચાલી શકતો, ન ત્યાં માનવી તરી શકતું. અર્ધા જ માઈલને અંતરે ઊભેલ બે પ્રેમીઓની વચ્ચે એ સાંકડી નાળ હજાર યોજનનું છેટું પાડીને દાંત કચકચાવતી હતી.

પરંતુ પ્યારના સામર્થ્યે ક્યાં સંકટ ગણકાર્યાં છે જગતમાં! હમેશ રાત્રિએ આ કાંઠેથી લીએન્ડર ઝંપલાવી પડતો, ને સામે તીરેથી પૂજારિણી મશાલ પેટાવીને દેવાલયના બુરજ ઉપર ઊભી રહેતી. મશાલની ટમટમતી તારલ-જ્યોતને એંધાણે એંધાણે લીએન્ડરની ભુજાઓ એ વિકરાળ લોઢને ભેદી ભેદી ચાલી જતી: પ્રેમીજનો રોજ ને રોજ રાતે એ રીતે દેવીના થાનકમાં ભેળાં થતાં. પરોડના અંધકારમાં જ લીએન્ડર પાછો એશિયાને તીર તરી પહોંચતો.

પરંતુ એક રાત્રીએ સામુદ્રધુનીનાં તોફાન એશિયા-યુરપ વચ્ચેના આ ત્રાગડાને તોડવાનો નિશ્ચય કરીને જ ચગ્યાં હતાં. પોતાના દેહને ઊંચે ઉપાડી ઉપાડીને પછાડી ભુક્કો કરવા ઉન્મત્ત બનેલ તરંગોની સામે લીએન્ડરે પોણી રાત સુધી મુકાબલો કર્યા કર્યો. મોજાંના મારથી છુંદાતી એની છાતી ગોટો વળી જતી હતી. તરંગોની ચૂડ એની પાંસળીઓને હમણાં જાણે ભીંસી નાખશે એમ એનો શ્વાસ નીકળી પડનો હતો. છતાં લીએન્ડરનો પ્યાર પરાજય કબૂલતો નહોતો. કારણ? કારણકે સામે પાર મશાલની દીવડી હજુ તબકતી હતી. વમળમાંથી વારંવાર ઊંચું માથું કરીને લીએન્ડર એ જ્યોતને જોઈ લેતો હતો, જ્યોત દેખાયા કરી ત્યાં સુધી એણે હામ હારી નહિ.

પરંતુ હવે થોડું જ અંતર રહ્યું છે, બે-ચાર છલંગે કિનારો હાથ કરી લઈશ ને પછી આ વેરણ સામુદ્રધુની એના લોઢરૂપી દાંત કચકચાવતી જોઈ રહેશે: ત્યાં તો દીવો ઓલવાયો. વાવાઝોડાના ઝપાટા વચ્ચે મશાલને પોતાના પાલવની આડશે માંડ માંડ સાચવી રહેલી પૂજારિણીની ધીરજને પવને ધૂળ મેળવી. એટલે લીએન્ડર કિનારો હાથ કરવાની આશા ગુમાવીને મોજાંને શરણે થઈ ગયો.

પૂજારિણી હીરાં એ બુઝાયેલી મશાલ સાથે ત્યાં ખડક પરના મંદિરે જ થીજી ગઈ. માન્યું કે આ તોફાનની અંદર આજની રાતની યાત્રા કદાચ પિયુએ માંડી વાળી હશે.

પ્રભાતનું પ્રથમ કિરણ ફૂટતાંની વારે જ એણે મંદિરના ઊંચા કોઠા પરથી નીચે નજર નાખી, ખડકની બેખડ ઉપર એક ગૌર માનવકલેવર પડ્યું હતું. બેખડે આજેસાં ’વેન સમુદ્રફીણમાં સિંદૂરિયા રંગનું શોણિત નીતરતું હતું.

દુઃખની એક હાય પુકારી, અને દેહ પરથી પૂજાનાં પરિધાન ફાડી નાખી હીરાં પાણીમાં કૂદી પડી. એક પહોર પછી મોજાંએ એના શરીરને પણ લીએન્ડરના શબની પાસે સુવાડી દીધું.

મોરણી-ભમૂતગરઃ સુહિણી-મેહારઃ હીરો-લીએન્ડરઃ એક સોરઠની, બીજી પંજાબની ને ત્રીજી ગ્રીસની-ત્રણે શું જુદી જુદી ઘટનાઓ હશે? કે એક જ ઘટના પરથી ઘડાયેલી લોકકથા વહાણવટિયાઓની જીભે ચડીને જુદે જુદે ઠેકાણે ઊતરી પડી હશે? ને પછી શું એને સ્થળ સ્થળના લોકોએ પોતપોતાની નજીકનાં એવાં જ ભળતાં સ્થળોની સાથે નોખે નોખે નામે બંધબેસતી કરી હશે? સુહિણી-મેહારની એકની એક કથા પંજાબ, સિંધ તેમ જ કચ્છમાં કાં દાવો પામે? બેટ શંખોદ્ધારની નજીક પણ દરિયામાં સુહિણી-મેહારના બે ખડકો બતાવવામાં આવે છે, તેનો શો મર્મ? આમ પ્રેમકથાના રસને જે વેળા હું પંડિતાઈની આંચ લગાવી રહ્યો હતો, તે વેળા—

'કાં શેઠ, સા બણાવશું?' જાફરાબાદ તરફ સરતા 'પીરના મછવા'માં વિચારમગ્ન બેઠેલ આ વિદ્વાનને સામત ખલાસીએ નોતરું પુકાર્યું.

'ચા? આંહીં મછવામાં?

'હા શેઠ, દૂધ તો નથી, એટલે 'સુલતાની સા' બણાવીએ.' સામત ખલાસીની કનેથી આજ પહેલી જ વાર 'સુલતાની ચા'નાં નામ-સ્વરૂપ જાણ્યાં.

'કંઈ નહિ ભાઈ, હું હજુ બેટનાં રીંગણાંના મદ્દા અને ભાખરી-મૂળા ઉપર ત્રાપટ દઈ ને જ ચડ્યો છું. (વસ્તુતઃ 'સુલતાની ચા'નું રસપાન કરવાની શક્તિ હજુ મેં કેળવી નહોતી.) માટે, સામતભાઈ, કાંક તમારી દરિયાની વાતુ થાવા દ્યો.'

'દરિયાની વાતું?' સુકાન ઝાલીને ઊંચે બેઠેલ સામતના શ્યામ ચહેરા ઉપર પીળી દંતાવળીની ભાત ઊઠી. એના તીણી છતાં ફિક્કી દેખાતી આંખો એના જર્જરિત ઊંડા હાડકાંનાં માળખામાંથી ઊંચી આવીઃ 'દરિયાની વાતુ તે શી હોય, શેઠ? સત તો હવે એક ઇણામાં—ઈ રતનાગરમાં જ રિયું છે. ઇણો ટેમ ઈ કેદીય ચૂકતો નથી. દિયાળે કે રાતે, ઇણી વીજ્ય ને ઇણાં આર એકસરખાં ચાલે છે. ઈ અમારી વહાણવટિયાઓની સાચી ઘડિયાળ છે, આજ તો સત બીજા કિનામાં રિયું છે, ભાઈ?'

[ સોરઠને તીરે તીરે ]

## ગુમાવેલો પ્રતાપ

એના એ પહાડ: એની એ નદીઓ: એની એ જૂનવટ ને એનો એ પ્રકૃતિનો પ્રતાપ: પરંતુ હું તો એ તમામના વચ્ચે શોધતો હતો એનાં મંગી મનુષ્યોના જૂના પ્રતાપીપણાને. પણ હું નિરર્થક શોધતો હતો. જૂના પ્રભાવથી આંખો આંજતી, જોનારાને ડારતાં, કોઈ અદ્ભુત નવલકથાનાં પાત્રો સરજવાની સામગ્રી પૂરી પાડી શકે એવા અસલી ચહેરામહોરાની સમૂળી

જ ગેરહાજરી મને બહુ સાલતી હતી. જીવનમાંથી તો જે ગયું, પણ પ્રદર્શનમાં મૂકવાયે જે ન રહ્યું, એવું માનવ-તત્ત્વ આજના લેખકોને પોતાની ચોપડીઓમાં કેવી બેહૂદી રીતે કલ્પવું પડે છે! અને એ કલાકારોની કલ્પનાનાં વર્ણસંકર ચિત્રો તથા વર્ણનોનો આધાર લઈને કોઈ પણ પ્રજા પોતાનો ભૂતકાળ કેવોક ભણી શકે! આવી વિકૃતિમાંથી નવો સૌરાષ્ટ્ર કેવો જન્મશે, ને એનું પાપ કલાકારોના માથા પર પણ કેટલું ચડશે, તે ભૂલવા જેવું નથી.

અમારું ઊંટ કે જેને અમે 'મલૂન' કહેતા હતા, ને જેની ભલાઈનો તથા સહનશીલતાનો લાભ લઈને અમે ત્રણ જણા ચડી બેઠા હતા તે સરખી ચાલે વહેવા લાગ્યું અને તારોડિયાની જ્યોતમાં નાહતા, ભાવનગરના પ્રતાપી રાજા આતાભાઈએ તથા વજેસંગજીએ આ રાજુલા વગેરે પ્રદેશ કેવી કળવકળથી ને જબરદસ્તીથી કબજે કરી શાંતિ સ્થાપી તેની વાતો કરતાં અમે પ્રભાતે એક ગામની ખળાવાડમાં પહોંચ્યા. એ નાના ગામનું નામ હતું સરોવરડું. નામ મને અત્યંત ગમી ગયું. નામ પાડવામાં અસલી લોકો અચ્છી રસિકતાનો ઉપયોગ કરી જાણતાં. એ તો ઠીક, પરંતુ આ નામની પૂંછપરછમાંથી તો મને એક રસવંતો ઇતિહાસ હાથ લાગ્યો. ત્યાંના બે જુવાન ગરાસિયા ભાઈઓએ તુરત જ મને કહ્યું કે આ ગામનું અસલ નામ સવિયાણું.

## સવિયાણાની સ્નેહકથા

'સવિયાણું' શબ્દ સાથે તો મને અતિ મધુર પરિચય હતો. તુરત મને દુહો યાદ આવ્યો કે:

> સવિયાણું સરધાર, નગરામાં નેહચળ ભલું
> (જેની) બજારાં હાટ બજાર, રજવાડું રઢિયે ભર્યું.

'હા, હા, ભાઈ!' ગરાસિયાઓ બોલી ઊઠયા. 'આ એ જ હાટબજારોવાળા રિદ્ધિવંત નગર સવિયાણાનો જ ટીંબો. ને જુઓ, આ સામો દેખાય તે ધારનું નામ સરધાર. અસલ નામ શ્રીધાર: ત્યાં જ શ્રીધારનો નેસ પડયો હતો. આ પોતે જ નાગવાળા અને નાગમતીના પ્રેમનું અસલ ધામ!'

મને બીજો દુહો યાદ થયો:

> સવિયાણું ને સરધાર, બેય તરોવડ દેવીએ
> એકે વણજ વેપાર, બીજે સરમાળાં માનવી.

'સાચું, સાચું, ભાઈ! સવિયાણામાં નાગવાળો રહેતો ને શ્રીધાર-સરધારની તળેટીમાં આયરના નવ નેસ પડ્યા હતા. એમાં રહેનાર મર્માળું માનવી એટલે એ નેમવાસી બેડા આયરની દીકરી નાગમદે.'

'પણ પેલી વાવ ક્યાં? વડલો ક્યાં?' મેં શંકાથી પૂછ્યું ને ફરી દુહો ગાયો:

'વડલા હેઠળ વાવ, હાલે ને હિલોળા કરે
નાગમદે નાની નાર, બેડાની પાણી ભરે.'

પોતાની વાત ખોટી મનાશે તો પોતાના ગામનું એ અમૂલખ ઐતિહાસિક ધન એળે જાશે એવા ભયથી ઉત્સુક બનીને એ ગરાસિયા ભાઈબંધે મારું કાંડું ઝાલીને કહ્યું: 'ચાલો બતાવું. જુઓ આ સરોવર, કે જ્યાં નાગવાળો ને નાગમદે નાહતાં હતાં. એની અંદર વાવ હતી તે ઘણાએ દીઠેલી: આજ એ દટાઈ ગઈ છે. આ વડલો: અત્યારે તો એની આ વડવાઈ જ રહી છે: અસલ તો એની ઘટા ઘણી વિશાળ હતી. આ સરોવરની પાળે પાળે સડક ચાલી જાય છે તે છેક સામી ધાર ઉપર પહોંચે છે. એ ધાર ઉપર શંકરનું દેવળ હતું. એ દેવળમાં દાખલ થઈને નાગવાળાએ નાગમદેની વાટ જોયેલી. પણ નાગમદેને પોતાનાં માવતરે કોઈ બીજા રાજકુંવરની સાથે વરાવી, ને જાન આવી તે વખતે નાગમદેએ પોતાની ચૂંદડી કોઈ દાસીને પહેરાવીને પોતાને બદલે માંડવે મોકલી, પોતે પોતાના મનના માન્યા પતિ નાગવાળા પાસે સંકેત મુજબ ચાલી નીકળી. પરંતુ અધીરા નાગવાળાએ દેવળમાં બેઠાં બેઠાં જંગલમાં પેલી જાન સાથે નાગમદેનાં વસ્ત્રો પહેરીને ચાલી જતી દાસીને દીઠી, એને નાગમતી માની, હતાશ થઈ, નાગમદે કૂડ રમી છે એવો વિચાર કરી, પેટ કટાર ખાધી: ને પછી નાગમદેએ આવી, દેવળનાં અંદરથી દીધેલાં બાર ઉઘડાવવા માટે નાગવાળાને આજીજીના દુહા કહેલા કે:

'દી ઊગ્યે દેવળ ચડું, જોઉં વાળાની વાટ
કાળજમાં કાગા કરે, નાઠયે વા'લો નાગ

'અને વળી

'નીકળ બારો નાગ, શરફડ કાં રુંધાઈ રીયો
(માથે) મોરલીયુંના માર, (તોય) નીંભર કાં થીયો નાગડો

'એમ પતિને નાગની અને પોતાને વાદણની ઉપમા આપી, આખરે કમાડ ખેડવી અંદર ગઈ. ત્યાં નાગને મરેલો દેખી:

'અગર ચંદણનાં રૂખડાં, એકમાં ખડકું બેય
હું કારણ નાગડો મૂવો, બળશું અમે બે

'એ રીતે પ્રાણ કાઢનાર પ્રેમીની સાથે એ આયરની દીકરી બળી મરી, તે પણ આ ગામને ટીંબે જ બન્યું છે, ભાઈ!'

'પણ,' મેં પૂછ્યું. 'આવું જ એક સ્થળ મને પાંચાળમા રેશમીઆ ગામને પાદર બતાવવામાં આવે છે ને?'

'ઈ ખોટું, આ જ સાચું!'

## વહાલાં ગયાં વિદેશ

ઐતિહાસિક મહત્તાનું મમત્વ કોને નથી હોતું ? કાઠિયાવાડનાં નાનાં-મોટાં તમામ ભોંયરાં ગિરનારમાં જ નીકળે ! જૂની તમામ ગુફાઓ પાંડવોની જ બાંધેલી ! જૂનાં તમામ ખંડિયેરો કનકાવતીનગરીનાં ! જૂની તમામ મોટી મૂર્તિઓ તો ધૂંધળીમલની ને કાં ભીમની !. એવી જાતના આ મમત્વ તરફ હું આનંદથી જોઈ રહ્યો. ગમે તેમ હો, પણ આ સ્થળ મને નાગવાળા–નાગમદેનું ખરેખરું જ ઘટનાસ્થળ લાગ્યું. એવી પ્રેમકથાઓ મોટે ભાગે ગિરમાં જ બની હોવી જોઈએ, આમ માનીને હું એ સવિયાણા શહેરની જમીન પર જોઈ રહ્યો : કલ્પના વેગે ચડી : જાણે એ બવળી બજારને કોઈ હાટડે ઘીની તાંબડી લઈને આયર કુમારી નાગમદે વેચવા આવી છે : વેપારીના કામમાં જાણે એના રૂપાળા હાથ ઘી ઠલવી રહ્યા છે : ઓચિંતો ઘોડેસવાર નીકળે છે : નાગમદેની નજર ત્યાં મંડાય છે : આંહીં ઘીની ધાર નીચે ઢોળાય છે : ટીખળી વેપારી એનું ધ્યાન ખેંચે છે : અને નાગમદેના મોંમાંથી વચન સરે છે કે :

ઘોળ્યાં જાવ રે ઘી, ખાણુના ઉતારતાં
ધન્ય વારો ધન્ય દી, નેણે નીરખ્યો નાગને.

અને એવી પ્રીતિ લાગી ગયા પછી, એક દિવસ ઓચિંતાં શીધારના નેસડા ઊપડી જાય છે, નાગવાળો ત્યાં જાય ત્યાં તો

નહિ વલોણું વાસમાં, નહિ પરભાતી રાગ
નાગમદેના નેસમાં કાળા હળેળે કાગ.

એવું બધું સૂમસામ દેખે છે. માત્ર ભાંગી ગયેલ પગવાળો એક પાડો જ ત્યાં પડ્યો રહ્યો છે, અને એની ડોકે બાંધેલા કાગળિયામાં પ્રેમિકાના હસ્તાક્ષરનો મીઠો દુહો છે કે :

નાગ તમારે નેસ, ભાંગલ પગ ભેંસા તણો
વા'લાં ગયાં વદેશ, અવધે આવાણું નહિ.

એ ત્રાંબાવરણા તળાવના હિલોળા : વડલાની ઘટા : શીધારના નવ નેસ : માંહી વસેલાં મર્માળાં માનવી : આખી સૃષ્ટિ નજર સમીપે તરવરવા લાગી. પરંતુ ત્યાં તો તુર્ત જ મને દુનિયાદારીના ડહાપણે ધબ્બો લગાવીને શિખામણ દીધી કે : 'ભાઈ ! ક્યાંક વિચાર-વાયુ ઊપડશે !' હું ચેતી ગયો, અને નાગવાળા–નાગમદેની બેવકૂફી પર હસવા યત્ન કરતો કરતો નાગેશ્વરી ભણી ચાલી નીકળ્યો.

## [૨]
## મર્દાની ભાષા

આ નાગેશ્વરી ગામ : લોકોએ આ કોમળ શબ્દને 'નાગેશરી' બનાવી દીધો છે. ગલોફાં ભરાઈ ન જાય અને ગળું ગાજી ન ઊઠે ત્યાં સુધી શબ્દ શા ખપનો? સૌરાષ્ટ્રીય ભાષાના ઉચ્ચારો નક્કી કરવાનું આવું કાંઈક મર્દાનગીનું ધોરણ હશે. 'મૃગનયની' નહિ, 'મરઘાનેણી'! 'શેત્રુંજી' નહિ, 'શેતલ'! 'ભયંકર' નહિ, 'ભેંકાર'! 'બ્રહ્માંડ' નહિ, 'વ્રેહમંડ'! 'વૃક્ષ' નહિ, 'રૂખડો'!—જેવું આ શબ્દોનું સ્વરૂપ, તેવું જ વાક્યોનું અને વાણીના આખા ઝોકનું: ભાઈશ્રી એન. સી. મહેતા, કે જે અમદાવાદના નિવાસી જણાય છે, અત્યારે આઝમગઢના કલેક્ટરપદે છે, અને કલાસાહિત્યનું ઊંડું અવગાહન ધરાવે છે તેમણે હમણાં જ પોતાના એક પ્રોત્સાહનભર્યા પત્રમાં 'રસધાર'ની ભાષાની મીમાંસા કરતાં ચેતવણી કરી છે કે 'We have to be careful with Gujarati, for it easily lends itself to a sickly sweetness which is fatal to our heroic lore: ગુજરાતી ભાષાથી ચેતીને કામ લેવું; કેમકે આપણી વીર-કથાઓને ઘાતક એવી માદક મધુરતામાં ગુજરાતી ભાષા મહેલાઈથી લસરી પડે છે!'...પરંતુ આ ભાષાનું પુરાણ હું તમારી પાસે ક્યાં ઉઘાડી બેઠો! એ બધું તમારી નાની શી હોજરીને નહિ પચે. એ તો કોઈ વૃકોદર સાક્ષરવીરને જ સોંપીએ.

ચયુ, ચયુ! ક્યાં તમે, ક્યાં એ ઉચ્ચાર-જોડણીનું સાક્ષરી સમરાંગણ, ને ક્યાં આ અંધારમય બાબરિયાવાડનું મથક નાગેશ્વરી!

### કોટીલાની વીરકથા

નાગેશ્વરીમાં વરૂ શાખાના બાબરિયા રહે છે. રાજુલા જેમ ધાખડાઓનું, ડેડાણ જેમ કોટીલાઓનું, તેમ નાગેશ્વરી વરૂઓનું અમરધામ. બેંતાલીસ ગામ બાબરિયાઓનાં, અને તેમાં ધાખડા, વરૂ, કોટીલા, બોરીચા, ચભાડ, કાત્યાળ, ભૂવા, લૈયા, ધુસાબા, ધડંધા, . પણ એ શાખાઓનાં નામ વાંચતાં વાંચતાં તમારાં નાનકડાં જડબાં કદાચ ફાટી જશે. કાંઈ નહિ. એવી ઘણી શાખાઓ અહીં વસે છે. આપણને તો આજે આ નામોની કિંમત નથી, પણ જોજો, પરદેશી પંડિતો એક દિવસ એ નામમાંથી પણ ઇતિહાસની સાંકળના અંકોડા ખોળી કાઢશે. પણ તમે પંડિત નથી, રસિક છો, વીરત્વના આશક છો, તેથી ચાલો, તમને તો હું બાબરિયાઓની એકાદ વીરકથા કહી સંભળાવું. રસધાર ભાગ પહેલામાં 'ભોળો કાત્યાળ' યાદ આવે છે? એ જ ભાગમાં મૈત્રીની વિલક્ષણ ખાનદાની દાખવનાર વીર 'માત્રા વરૂ અને જાલમસંગ'ની ઘટના સાંભરે છે? જરૂર ફરી વાંચી જજો. એ વરૂ ને કાત્યાળ કાઠીઓ નહિ, બાબરિયા હતા. પણ આજ તો 'સૌરાષ્ટ્ર'ને પાને જેઓનાં દુષ્કૃત્યોની સાચેમાચી વાતો વારંવાર ડોકિયાં કરે છે

એ ડેડાણવાળા કોટીલાઓના એક પૂર્વજની યશકથા હું લખવા માગું છું. સુમેસર કોટીલાએ પાંચસો વર્ષ પૂર્વે પોતાની 'પાણી ! પાણી !' પુકારતી રૈયતને કારણે મધરાતે દેવી ખોડિયારના ઘોર મંદિરમાં પેટે કટાર ખાવાની તૈયારી કરી, દેવીનો ચુડલિયાળો હાથ બહાર નીકળ્યો, સુમેસરની કટાર ઝાલી રાખી, અને એ પરમાર્થી ભક્તના ઘોડાના ડાબલા પડ્યા તેટલા વામાં એક રમ્ય, અતિ રમ્ય-અપ્સરા જેવી નાની શી નદી રેલાવી; એ નાવલી નદીને કાંઠે કુંડલા ગામના ટીંબા પર, સુમેસરથી સાતમા પેઢીએ સમર્થ દેવો કોટીલો પાક્યો :

**દીકરીયું દેવાણ, માગેવા મોળીયું**
**(તેને) તરવાયું તરકાણ તેં દીનેયું દેવલા.**

[ હે દેવા! તારી દીકરીઓની માગણી કરનાર તરકોને તેં શું દીધું—તરવારો દીધી ! ]

ખૂબી તો એ છે કે એ દીકરીઓ એની પોતાની પણ નહોતી : પારકીઓને પોતાની કરી પાળી હતી ! કથા આમ કહેવાય છે : પાલીતાણાના હમીર ગોહિલની બે દીકરીઓ : બન્ને પદ-મણી : કોઈ દુષ્ટ ચારણે જઈ એ દીકરીઓનાં રૂપ વિષે જુનાગઢના નવાબના કાન ભંભેર્યા : કહે છે કે ચારણ પાલીતાણે જઈ હજામ થઈને રહ્યો--કુંવરીઓના નખ ઉતારીને ચાલ્યો ગયો : નવાબની સમક્ષ એ નખ સૂર્યના તાપમાં મૂક્યા : તુરત જ નખ ઓગળી ગયા : નવાબ માન્યો કે પદમણી સાચી : ગોહિલરાજ પર દબાણ ચાલ્યું કે દીકરીઓ પાદશાહ જોડે પરણાવો : ગોહિલ-પતિની પુત્રીઓની વેલડી રાજે રાજમાં ફરવા લાગી : કોઈ રાખો ! કોઈ રાખો ! પણ પાદશાહી શિકારને કોણ સંઘરે ? વેલ કુંડલે આવી : ચોરે બોંતેર શાખના બાબરિયા હેકડાઠઠ બેઠા છે : પૂછ્યું કે કોનું વેલડું ? જવાબ મળ્યો કે મોતનું વેલડું ! દહીવાણ દેવો કોટીલો ગાજ્યો : અમે એ વેલડું છોડાવશું; બેય કુંવરી અમારી પેટની દીકરીયું થઈ રહેશે; ભલે આવે નવાબની ફોજું: મરી મટશું !

નવાબનાં નિશાન ફરુક્યાં : પણ કુંડલામાં કોઈ વંકો ડુંગર ન મળે ! દેવો કહે 'ઓય ક્યાં લેશું ?' રાતે આઈ ચામુંડા દેવી સ્વપ્ને આવી કે : 'બીજે ક્યાંય નહિ, આંહી 'ભરોસે' ડુંગરે જ રહેજે, બાપ ! આકડા એટલા અસવાર થાશે, ને ગેબનાં નગારાં ગગડશે !'

યુદ્ધ ચાલ્યું. બોંતેરમાંથી સાત શાખાઓ તો સમૂળી જ ખપી ગઈ. બીજી શાખાઓના થોડા થોડા છોકરા રહ્યા. કોઈ તરવાર ઝાલનારા ન રહ્યા. પણ આશરે આવેલી દીકરીઓ બચાવી અને દેવા દહીવાણની વીરગાથા રચાણી કે :

**માંડી મેઘાણા; તેં ભરોસે ભવાઈ**
**ખેળા ખાન તણા નત રાવત નાસાડવા.**

[ ભરોસા નામના ડુંગર પર તેં સુંદરૂપી નાટક આદર્યું, ને તેમા તે નવાબના ખેળા(નટો)ને તેં નસાડયા. ]

ડખડખાયું હાર; હાઠાળો ડખાયો નહિ
ધરકે ધુંધળિયાળ; દળ બે આડો દેવડો.

[ જેમ વરાહ હમેશાં પોતાના સામર્થ્યના મદમાં જળાશય ઉપર બે સિંહોની વચ્ચે જ ઊભો રહીને પાણી પીએ છે, તેમ તું પણ, હે તલવારરૂપી દાંતરડીવાળા વરાહ, બે લશ્કરોના વચ્ચે ઊભો રહી લડ્યો, તારું કુટુંબ વીખાઇ ગયું, પણ તું ન ખસ્યો. ]

એ રીતે પૂર્વે તો ગરાસિયો ગામ વસાવનારો ગણાતો, પણ અત્યારે એ નિયમ પલટાયો છે–ગરાસિયો જે ગામમાં હોય તે ગામના ભુક્કા થાય. નાગેશ્વરી મને એ નવા નિયમના અપવાદ જેવું લાગ્યું. ગામનું મુખ ઊજળું છે. લગભગ તમામ ઘરનાં આંગણાં ઝગમગ મારે છે, કેમકે ગરાસિયાઓ ખાનદાન છે. ભીમ વરૂ ને કાળુ વરૂ બે ભાઈઓની સુવાસ કોમળ પુષ્પ જેવી લાગી. પૂર્વજોના સંસ્કારના પૂજક ભીમભાઈ તો રોજ કુમારિકાઓના પગ ધોઈ ચરણામૃત પીએ છે, ગાયોની સેવામાં તલ્લીન છે, સાધુ–સંત કે ગરીબ–નિરાધારની અખંડ ચાકરી કરે છે, અતિથિ તો એનો દેવતા છે. સાંભળ્યું કે સગી માતાને સૂગ આવે એવાં લોહી, પરુ ને મળમૂત્ર એ ભીમભાઈએ કોઈ પરદેશી પ્રવાસીના નિરાધાર દેહ પરથી ધોયેલાં હતાં.

### કાળમુખો કસુંબો

પરંતુ નાગેશ્વરીને હું પૂછતો ઊભો કે, ઓ વીરભોમ ! તારા બાબરિયાવાડના જવાંમર્દો ક્યાં અદૃશ્ય થયા? એ પ્રશ્નનો જવાબ મારે માટે આગળ રાહ જોતો ઊભો હતો. એનો જવાબ છે–કાળમુખો કસુંબો ! આખે રસ્તે મને એનું વિનાશી સ્વરૂપ દેખાયા કર્યું. એ કસુંબો નથી સમય–કુસમય જોતો, નથી યુવાન–વૃદ્ધ જોતો, નથી પૈસા કે ગરીબી જોતો; એ તો બસ પિવાય છે, મરજી પડે ત્યારે પિવાય છે–રડીને, કરગરીને, રિસાઈને, ગોળાનું પાણી હરામ કરવાના કરાર દઈને પણ સામસામો પિવરાવાય છે. રાજુલામાં એક જુવાન ધાંખડો જોયો : વીસ વરસનો પડછંદ જુવાન : સાચેસાચી ગુલાબી મુખમુદ્રા : ભરપૂર બદન : ગાલ ઉપર હેત–પ્રીત ને ભોળપની ચુમકીઓ ઊપડે : દુશ્મનનું પણ દિલ હરે એવો જુવાન : એક દમકામાં એ બુઢ્ઢો બનશે. એની સંતતિ, સ્ત્રી, જાગીર, તમામ એને બોજારૂપ થઈ પડશે. એ રંગીલા દેહમાંથી પૌરુષ વિદાય લેશે. અફીણને એ ધિક્કારે છે, પણ પિતા ગુજરી જતાં પોતાના ઉપર એ કર્તવ્ય ઊતરેલું માને છે કે અતિથિઓ માટે કસુંબો કાઢવો ને અતિથિઓના હાથની અંજલિ પણ લેવી ! એ વ્યવહાર : બીજાં પીણાંમાં–દારૂમાં, ચામાં કાવામાં, બીડીમાં વગેરેમાં તો મીઠાશ છે–સ્વાદનું ને ખુમારીનું પ્રલોભન છે–પણ અફીણ તો કડવું ઝેર ! કશું આકર્ષણ ન મળે ! કેવળ વ્યવહાર ! કેવળ શિષ્ટાચાર ! કેવળ પ્રતિષ્ઠાનું જૂઠું કાટલું !

મને કહેવામાં આવ્યું કે હજુ તો કાંઈ જ નથી તમે હજુ ક્યાં દીઠું છે? બાબરિયાવાડમાં આગળ વધો : ચૌદ ચૌદ, સોળ સોળ, અઢાર અઢાર વર્ષના જુવાનોને પિતા પોતે બંધાણ

કરાવે છે અને એ અકાળે વૃદ્ધ બનેલા યુવકો-પોતાના જ જીવતાં પ્રેતો જેવા-ડેલીએ બેસી ઝોલાં ખાય છે.

અને આ બધું શા માટે ? એક બંધાણી જેરુ કહે કે : ' આંકુશ છે આં.કુશ ! ' આ આંકુશ શું ? ઊછરતો જુવાન ફાટીને બદફેલીમાં ન પડી જાય તે માટેનો અંકુશ. શાબાશ અંકુશની વાતો કરનારાઓ ! ઘોડેસવારીનો, રમતગમતનો, ખેતીના ઉદ્યમનો, લશ્કરી નોકરીનો, શિકારની સહેલગાહનો-એ બધા અંકુશ મરી ગયા પછી આ અફીણ અંકુશનું સ્થાન લ્યે છે! ને એ અંકુશની આરાધના તે ક્યાં સુધી ! અમારા ભલા-ભોળા ને પ્રભુપ્રેમી......ભાઈ પોતાના એક-બે વર્ષના બાળક-બેટાને પણ આંગળી ભરીને કસુંબો ચટાડે છે હું જો જુનાગઢનો નવાબ હોઉં તો બાબરિયાવાડમાંથી કસૂંબાને શોખની કે વ્યવહારની વસ્તુ તરીકે દેશવટો દઉં-પણ એ તો મિયંના પગની જૂતીવાળી વાત થઈ !

હજુ એક ભયાનક વાત બાકી છે. અફીણની જન્મકેદમાં ફસાઈ જનાર એક હાડપિંજરે મને પેટ ઉઘાડીને વાત કહી-સાચું કારણ કહ્યું-કે શા માટે આ શત્રુ પેઠો છે : હું એની પોજેસી નગ્ન ભાષાને શી રીતે વાપરી શકું ? હું એનો સભ્ય ભાષામાં તરજુમો કરું છું કે : ' ભાઈ ! વિષયભોગની તાત્કાલિક વધુ તાકાત પામવાને ખાતર જ સહુ કસૂંબો પીવે છે. '

ભલે પીએ ને ભોગવે. મેં સાંભળ્યું છે કે કાકા કાલેલકરની દષ્ટિમાં આ બધી વીર-જાતિઓનો વિનાશ જ અનિવાર્ય લાગી ગયો છે. They have outlived their utility ! માટે ભલે રીંસી રીંસીને...ના ના ! મારા મુખમાં એ અભિશાપ શોભતો નથી. ત્યાં સર્વત્ર કેળવણી અને સંસ્કાર જલદી જઈ પહોંચો એ જ મારી પ્રાર્થના હોવી ઘટે. ભાઈ, તે બાજુ તમારું કામ છે તમારા કાર્યક્રમમાં સોરઠ ને ગીર કયાં છે? તમારા સૌરાષ્ટ્રનો નકશો એટલે ફક્ત ભાલ... ! જવા દો તમારા પર હું બહુ ઘાતકી બનતો જાઉં છું, ખરું ? તમારાં મૂઠી હાડકાં કેટલેક પહોંચી શકે !

## પ્રવાસમાં કાવ્યરસ

સારા શહેરની ફિકર લઈને ફરતા પેલા કહેવત માયલા કાજીની પેઠે આ મારા સંતાપ અને રોષ મારા હૃદયમાં શમાવીને હું આગળ વધ્યો અને ગીરમાતાની માલણ, ઝૂલાપરી, રૂપેણ, ધાતરવડી વગેરે સુંદર નામની નાની શી નદીઓ મારા પગમાં રમતી રમતી સામી મળી. સાથેના ચારણ સંગાથીઓ પણ પ્રસંગે પ્રસંગે દુહાઓ વરસાવી પોતાની શુભ રસજ્ઞતાનું દર્શન મને કરાવતા ચાલ્યા નદીમાં કોઈ કપડાં ધોવાની રળિયામણી છીપર જોતાં તો અમારા લેરખડા..... ભાઈએ લાખા ફુલાણીનો એકાદ દુહો ફેંકયો જ હોય કે:

> લાખો કે' મું બારીયો, લાસી છીપરીયાં
> (જ્યાં) હાથ હિલોળે પગ ઘસે, ગહેકે ગોરલીયાં.

[ લાખો કહે છે કે: એ ભાઇઓ! મને મૂઆ પછી કોઇ લીસી છીપરી ઉપર જ બાળજો, કે જે છીપરી પર રમણીઓએ વસ્ત્રો ધોતાં ધોતાં હાથ હિલોળ્યા હોય, પોતાના કોમળ પગની પાનીઓ ઘસી હોય, નાહતાં–ધોતાં ટૌકારો કર્યા હોય! ]

કોઈ ગામને પાદર લૂંબઝૂંબ વડલો આવ્યો કે તુરત બીજો દુહો એ વિનોદી મોંમાંથી ટપકયો જ સમજવો–કે:

જતે નગા વડ છાંગ (ઉતે) ઓડી ખંભા થીયાં;
લંબી કર કર બાંય, અડે ચુડા વારી ચું.

[ લાખો કહે છે કે: ઓડો! જ્યાં આવી ઘટાવાળી વડ–ઘટા ઢળી હોય, ત્યાં જ હું જલદી મરી જઇને ખાંભીરૂપે ખોડાઇ જવા ચાહું છું કે જેથી ચૂડલાવાળી રમણીઓ એ મારા પથ્થર–દેહ પર પગ મેલીને હાથ લંબાવી વડલે હીંચોળા ખાશે! ]

એ શૃંગારી દુહાની માગે અમારા જોગી...ભાઈ તુરત જ પ્રતિસ્પર્ધી ભાવનો દુહો લલકારે કે:

વડ વડવાયેં ઝકીયા અળસર ટકીયા આણ;
મેલીને જટા મોકળી, જટધર ઊભો જાણ.

[ વડવાઇ વડે ઝૂકેલો વડલો જાણે જટા વિખરાની મૂકીને મહાદેવ પોતે જ ઊભો હોયની એવો દીસે છે. ]

કોઈ ગામના ઝૂંપડામાં માતાઓ કે બહેનોના હાથમાં ઊછળતુ ને સામસામુ ઝિલાતું બાળક જોયું ત્યાં તો કાવ્ય–વીજળીના તાર જાણે સંધાયા અને દુહારૂપે દીવો પ્રગટ થયો કે:

એક દિયે બીજી લિયે, (આંઉ) કકરા ડિ' કઢાં;
અલ્લા ઓ ડિ' દે, લાખો બારક થિયાં

[ એ પ્રભુ! આ બાળકને સામસામો ફંગોળીને ઝીલતી સ્ત્રીઓને જોઉ છું ત્યારે મને લાગે છે કે હું બહુ કારમા દિવસો કાઢું છુ. મને ફરીવાર એ દિવસો પ્રભુ દે કે જ્યારે હું બાળક બની જાઉં! ]

એમ કરતાં કરતાં ગામડાંની સ્મશાન-ભૂમિ આવે છે, અને જે ગ્રામ્યજનતા પાસે નદીનાં છીપરાં વિષેની ફાટ ફાટ રસિકતા હતી, તેની પાસે શું સ્મશાનની ફિલસૂફી ઓછી હતી? મૃત્યુની રસિકતા જો વીરભૂમિ સૌરાષ્ટ્રમાં ન હોય તો પછી એના શૂરાતનનાં સેંકડો વર્ષોનો સરવાળો શૂન્યથી વિશેષ કાંઈ જ શાનો હોય? મારા સાથીઓને પણ એ સ્મશાનમાં કાવ્યો સ્ફુર્યાં:

આંઉ વંજો જીરાણમેં, કેરો ઘડો મસાણ;
જેડી થૈ વઈ ઉનજી, એડી થીંદે પાણ.

[ હું સ્મશાને ગયો ત્યાં ચિતા પર મે કોરો ઘડો દીઠો. ઓ ભાઇઓ! એક દિવસ આપણને પણ એવી જ વીતશે! ]

પરંતુ એ તો કેવળ વૈરાગ્ય. ખરી ફિલસૂફી તો આ રહી.

ઊઠ હેડા જીરાણમેં, શેણુંને કરીયેં સાદ;
મટ્ટી સેં મટ્ટી મીલી, (લાય) હોંકારા દીયે હાડ.

[ એ મારા હૃદય! ચાલો સ્મશાનમાં! ત્યાં જઇ સ્વજનને સાદ કરીએ. ભલે એની માટી તો માટીમાં મળી, એનાં હાડકાં તો હજુ પડયાં છે ને? એ હાડકાં ઊઠીને હોંકારો દેશે. ]

## તુલસીશ્યામ

એવી અમારી રસમંડળી, પ્યારા મિત્ર માણા ડુંગરને પાછા વળતાં રોકાવાનું વચન આપી, છેવટે એ બૌદ્ધ યોગીવર સામે 'જય જય' કરીને તુલસીશ્યામ પહોંચી.

આ તુલસીશ્યામ. ચારે બાજુ ડુંગરા ચોકી ભરે છે અને ડુંગરાની ગાળીઓમાં વનસ્પતિની ઘટા બંધાઈ છે. કેવી એ વનસ્પતિની અટવી! સૌરાષ્ટ્રીય ભાષા કહે છે: 'માણસ હાથતાળી દઈને જાય એવી!' આવી સચોટ અર્થવાહિતાવાળી ભાષાસમૃદ્ધિ કોઈ કોઈ ગુજરાતી વિદ્વાનોનાં નસકોરાં ફુલાવે છે, આ કરતાં યુરોપી ભાષાના તરજુમા ઘુસાડી દેવાનું તેમને વધુ ગમે છે. ખેર, ગુજરાતની તરુણ પ્રજાનાં દિલ વધુ વિશાળ છે, ઓછાં સુગાળ છે. એ આપણાં સબળ તત્ત્વોને એકદમ અપનાવી રહેલ છે. એ આ વાંચશે ત્યારે તુલસીશ્યામ આવવાનું મન કરશે.

તુલસીશ્યામના ઇતિહાસમાં મને બહુ રસ નથી. પક્ષી બેમે તો મરી જાય એવું 'ભીંઢો હરમ્યો' નામનું ઝેરી ઝાડવું જ્યાં પૂર્વે હતું એ 'ભીંઢાના નેસ' નામના નાના ગામડાનો નિવાસી ચારણ દેવો સતિયો આજથી પાંચસો વર્ષ પૂર્વે, 'લેરિયાના નેસ' નામે ગામથી પોતાની વરોળ ભેંસ પર બેસીને ચાલ્યો આવે છે (વરોળ=ન વિયાય તેવી.) માર્ગે બરાબર આ ડુંગરા વચ્ચે જ રાત પડે છે ઘનઘોર અટવી: સામેના રુકિમણીના ડુંગર પરથી વાજતે-ગાજતે વરઘોડો ચાલ્યો આવે: શૂરવીર ચારણ તલવાર ખેંચી એ પ્રેતસૃષ્ટિને ડારવા ઊભો રહ્યો: પણ જાણે એને કોઈ જ્યોતિસ્વરૂપે કહ્યું કે: 'દેવા સતિયા! આંહીં મારી પ્રતિમા નીકળશે. આંહીં એની સ્થાપના કરજે.' ચારણ નિદ્રામાં પડયો. પ્રભાતે પાંદડાં ઉખેળતાં શ્યામ પ્રતિમા સાંપડી. કંકુ તો નહોતુ, પણ ચારણ સદા સિંદૂરની ડાબલી સાથે રાખે: સિંદૂરનું તિલક કર્યું: (આજ સુધી એ પ્રતિમાને સિંદૂરનું તિલક થાય છે) આયરિયાઓનું ને ગીરનિવાસી ચારણોનું એ તીર્થધામ થયું: પ્રતિમાજીને નવરાવવા ત્યાં તાતા પાણીનો કુંડ પ્રગટ થયો: એ પાસે જ થઈને નાનું ઝરણું ચાલ્યું જાય છે. તેનું જલ શીતલ, ને આ કુંડનું પાણી તો ચૂલા પરના આંધણ જેવું ફળફળતું: પ્રથમ એમાં પોટલી ઝબોળીને પ્રવાસીઓ ચોખા ચોડવતાં, પણ એકવાર કોઈ શિકારીએ માંસ રાંધ્યું-ત્યારથી એની ઉષ્મા ઓછી થઈ છે. હવે એમાં ચોખા નથી ચડતા, પણ એમાં તમે સ્નાન કરો છો એવું ઊનું પાણી તો સદાકાળ રહે છે. કોઈએ કહ્યું કે એમાં દેડકાં પણ જીવતાં જોવામાં આવે છે. એ તો ઠીક, પણ એ પાણીની ગંધનો પાર નથી. કોઈક જ વાર કુંડ સાફ થાય ખરા ને! તીર્થો ઘણાંખરાં ગંદકીથી જ ભરેલાં!

"તીર્થક્ષેત્રે કૃતં પાપં
વજ્રલેપો ભવિષ્યતિ"

[ સોરઠનાં ખંડેરોમાં ]

# સાણો ડુંગર

ચારણી કાવ્યના સ્વપ્નની સ્મૃતિની વધુ ન લંબાવતાં હું તમને એક વધુ મોટા કાવ્યનો વિનાશ બતાવવા હવે લઈ જાઉં છું. શબ્દોમાં ગૂંથેલું નહિ, પણ પથ્થરોમાં કંડારેલું મહાકાવ્ય ચારણી ગીત-છંદો કરતાંયે શતગણ-જૂનું એ ભવ્ય સૌરાષ્ટ્રીય તવારીખના સુયશ-કાળનો એ અબોલ સાક્ષી: સાણા ડુંગરનો બૌદ્ધવિહાર. દૂર દૂરથી એ કાળા ડુંગરની ગુફાઓ દેખાઈ અને દિલ જાણે ઊંટ પરથી કૂદકો મારીને મોખરે દોડવા લાગ્યું. નાની શી નદીને કાંઠે, ગીરના તમામ ડુંગરથી નિરાળો એકલ દશામાં ઊભેલો એ સાણો મિહોગના ડુંગરાથીયે નીચેરો અને નાજુક છે. વચ્ચે વિશાળ ચોગાન છે અને બન્ને બાજુથી જાણે કોઈ રાજમહેલની અટારીઓ ચડી છે ગુફાઓ! ગુફાઓ! જ્યાં નજર કરો ત્યાં ગુફાઓ! છેક નીચેથી તે ટોચ સુધી સંપૂર્ણ હવા-પ્રકાશ આવી શકે તેની બાંધણીના એમાં ઓરડા ઉતાર્યા છે. ઠેકઠેકાણે ઓરડાની બાજુમાં પાણીના મોટા મોટા ટાંકા કોરી કાઢેલા છે. ટાંકામાં ડુંગર પરનું પાણી ખાસ કોતરેલી સરવાણીઓ-વાટે ચોમાસે ચાલ્યું આવતું હશે. કદી કોઈએ ટાંકા ઉલેચ્યા નહિ હોય, છતાં પાણીમાં નથી દુર્ગંધ કે નથી કુસ્વાદ. એ ખાતરી અમે સ્વયં પીને કરેલ છે. એક ગુફાથી બીજી ગુફા પર ચડવા-ઊતરવાના પગથિયાં કોતરેલાં છે. સ્થંભોવાળી રૂપાળી ગુફાઓના એકસરખા અચ્છી કારીગરીવાળા ઘાટ છે. એવી પચાસ જેટલી ગુફાઓ અને એ બધું નક્કર કઠોર પાષાણમાંથી જ કોતરી કાઢેલું. કે જાણે મીણના પિંડામાં કરેલી એ કરામત!

## હેડમ્બ મહેલ

ક્યા કાળમાં અને કોણે વસાવ્યું હશે આ વિદ્યાલય? કોણ કોતરાવેલ હશે? કોઈ માહિતી કે સાક્ષી નથી. શિલાલેખ નથી. કેવળ લોકવાયકા જ ચાલી રહી છે કે પાંડવોએ આ સ્થળ વસાવ્યું હશે. લોકો તો જ્યાં જ્યાં મહત્ પરિમાણ ને પ્રાચીનતા ભાળે ત્યાં ત્યાં મહાભારતનો જ સાંધો સંધાડે. લોકો કહે છે કે આ ગીરનું જંગલ એટલે હેડમ્બ-વન. આંહીં હતા હેડમ્બા રાક્ષસીના રાજપાટ. એક દિવસ પાંડવો દેશવટે આંહીં આવ્યા અને ભીમ અને હેડમ્બાના હસ્ત-મેળાપ થયા. પછી હેડમ્બાએ પોતાના પ્રભાવથી આખો ડુંગર માખણનો બનાવી દીધો ને રાતોરાત પાંડવોએ એ માખણની અંદર આ રાજ-પ્રાસાદની રચના કરી કાઢી. એક વિશાળ ખંડ કે જ્યાં ચાર સ્થંભો અને ચોપાસ બાંકડા જેવી બેઠક કંડારેલ છે તેને લોકો 'ભીમ-ચોરી' કહે છે. બીજા એક સ્થળને લોકો 'ગાંધારીનો રાજમહેલ' કહી ઓળખાવે છે. ત્રીજી એક ભવ્ય ગુફાને 'હાથીયાન' નામ આપે છે. પરંતુ લોકની આંખો આડેથી મહાભારતનું પડળ અળગું કરવાની ખેવના કોઈએ નથી કરી. બૌદ્ધ સ્થાપત્યનું ઉપરછલ્લું જ્ઞાન લઈને જનાર મુસાફર પણ

બીજા એક ખંડમાં જઈને કહી શકશે કે આ શિવલિંગ નથી, પણ સ્તૂપ છે; અથવા તો ચાર સ્થંભવાળી એ ચોખંડી જગ્યા કોઈ બૌદ્ધધર્મવિધિની સાથે સંકળાયેલી છે. ખરી વાત તો આ છે કે દસ વર્ષ પહેલાં સુધી તો એ સ્થળ રેલ્વે-માર્ગથી ત્રીસ-પાંત્રીસ ગાઉને અંતરે પડેલું હોવાથી કોઈ ઇતિહાસ-પ્રેમીએ ભાગ્યે જ એની યાત્રા કરેલી હશે. વૉટ્સન જેવો સમર્થ તવારીખ-નવેશ પણ પોતાના ગૅઝેટિયરમાં આ સાણાને પાંચ પંક્તિના એક તુચ્છ ફકરાથી જ પતાવી નાખે છે;

### વૉટ્સનનો મત

'સાણાનો ડુંગર ઉનાથી ઉત્તરે સોળ માઈલ, વાંકિયાથી ઉત્તરે એક માઈલ અને ડેડાણથી નૈઋત્યે દસ માઈલ ઉપર છે. ડુંગરાની પાસે થઈને રૂપેણ નદી વહે છે. ડુંગરાની બન્ને બાજુમાં બૌદ્ધમતવાળાઓની આશરે સાઠ ગુફાઓ છે. સંભવ છે કે વલ્લભી પ્રુવસેન પહેલાની બેન દુદ્દાએ બૌદ્ધ મઠ સ્થાપ્યો તે આ સાણાની ગુફાઓ હશે. ગુફાઓમાં પાણીનાં ટાંકાંઓ ઘણાં છે અને કોતરકામ બહુ જ સારું છે. અહીં કંઈ લેખ નથી તે ઉપરથી એ કયારે થઈ તે નક્કી કરી શકાતું નથી.'

બસ આટલો જ ઉલ્લેખ છે, અને તે સિવાય કોઈએ કાંઈ લખ્યું જણાતું નથી.

### નધણિયાતી જગ્યા

'વલ્લભીપુરનાં ખંડેર' નામે ઓળખાતી સપાટ ભોંમાંથી એકાદ સિક્કો શોધવામાં રસ લેનારાઓ આ ઇતિહાસના આકૃતિમાન ઉચ્ચારસ્વરૂપ સાણાને તપાસવા નથી ગયા લાગતા. ત્યાં સરહદ છે જુનાગઢ નવાબની કે જેને ઘેર આજે ઇતિહાસનું કશું માહાત્મ્ય નથી. બીજી બાજુ એ ડુંગરનો કબજો છે વાંકિયા નામના ગામના કોટીલા તાલુકદારોનો, કે જેને મન સાણા ઉપર ભેંસોને ખવરાવવા માટે ભર-બે ભર ઘાસ ઊગ્યા સિવાય તો એની કશી મહત્તા નથી. ત્યાં જનારા પ્રવાસીઓ તો મુખ્યત્વે કરીને હોય છે માલધારીઓ, કે જેને ચોમાસામાં ગુફાઓની અંદર પોતાનાં ઢોર સાથે ઓથ લઈને રહેવા સિવાય એની અન્ય કશી વધુ કિંમત નથી. આજે ત્યાં એ કારણે તો ચાંચડની ઝૂમ બોલે છે મુસાફર બહાર નીકળી એક કલાક સુધી પોતાના શરીર-પરથી ચાંચડને જ ખંખેર્યા કરે છે.-બીજો યાત્રાળુ એક હાથીરામ નામના બાવાજી છે, જેણે ઊંચે ઊંચે મજલે એક મોટો વિભાગ રોકી લઈ ગુફાઓ પર બારસાખ-બારણાં ચડાવી લીધાં છે, લીંપણગૂંપણ કેરાવ્યું છે, બે ચેલાને ત્રણ ત્રિશૂળ વડે કોઈ દેવીમાતાની સ્થાપના કરી દીધી છે, યાત્રાનો મહિમા ચાલુ કર્યો છે, ટાંકાંના પાણી વડે એક ઊંચો બગીચો પણ ઊભો કરી નાખ્યો છે. છેલ્લાં સોળ વર્ષથી એ સુપાત્ર આહીર સાધુ સાણાની સંભાળ રાખી ત્યાં રમણીયતા પાથરી રહેલ છે પરંતુ એને બૌદ્ધ ઇતિહાસના પગલાં પિછાનવાનું કયાંથી સૂઝે ? ત્યારે ત્રીજા પ્રવાસીઓ તો રહ્યા સંહારવાદી બહારવટિયા ! એવા અતિથિઓની મહેમાની કરતો આ

સાણો પહાડ કેટલાં કેટલાં વર્ષોથી પોતાનું અંતઃકરણ ઉકેલવા આવનારા કોઈ ઇતિહાસપ્રેમીની વ્યર્થ વાટ જોતો ઊભો છે ! જો ઇતિહાસની તમામ રેખાઓ ઉકેલી શકનાર કોઈ ઇતિહાસવેત્તા ત્યાં જઈ ચડે, તો એક દૃષ્ટિપાત કરતાં જ એને 'સાણો' પોતાનું અંતર ઉઘાડીને કંઈ કંઈ કાળની કથાઓ કહી નાખે એવું છે.

### વિનાશ

બાકી, આજે તો એ વિહારના આખા ને આખા સ્તંભો, દીવાલોના પથ્થરો, પેલો સ્તૂપ, નિસરણીનાં પગથિયાં વગેરે તમામને છીપાં (ચામાચીડિયાં) કરડી ખાય છે. પ્રવાસીઓ સાક્ષી પૂરે છે કે ગઈકાલે અખંડ ઊભેલા એ સ્તંભો આજે છીપાંનાં જઠરમાં હોમાઈ હોમાઈને પોણા અરધા કે પા ભાગ જેટલા વિકૃત બનીને લટકી રહ્યા છે. અને આવી જ નિરાધાર હાલત થોડાં વર્ષ ચાલુ રહેતાં એ બાંધણીનો બધો ઘાટઘૂટ અદૃશ્ય બની જવાનો. એલિફંટા કે કારલા કે અજન્તા જેવું કશુંય શિલ્પ-સ્થાપત્ય એમાં ભલે નહોતું કે ન હોય, છતાં સોરઠી તવારીખના એક સીમાસ્તંભની મહત્તાની તો એને ના નહિ પાડી શકાય. પરંતુ આપણે ત્યાં ઇતિહાસ-પ્રેમીઓ ક્યાં છે ? શહેરી સંગ્રહસ્થાનોના શીળા ઓરડામાં બેસીને આરામથી ઇતિહાસ લખનારાઓને સાણો ડુંગર હજુયે જાણે સો ગાઉ દૂર થઈ પડે છે.

### ધર્માલય

આજે તો એની આસપાસ સપાટ ખેતરો છે. પણ જ્યારે એ બંધાયો હશે ત્યારે તો ત્યાં ગીરના ઘોર ઝાડી જ હોવી જોઈએ. સોરઠી ઇતિહાસની એ બૌદ્ધસમયની જાહોજલાલીમાં કાષાય-વસ્ત્રધારી સાધુઓના કંઠમાંથી ઝરતાં ધર્મસ્તોત્રો વડે રોજ પ્રાતઃકાળે આ પહાડી ગુફાઓ ગાજતી હશે. ગુફાએ ગુફાએ પીતવર્ણાં વસ્ત્રોની ધર્મપતાકાઓ ફરફરતી હશે. એક સામટા પાંચસો સાધુઓ જ્યારે ધ્યાન ધરીને નિર્વાણની નિગૂઢ સમસ્યાઓ ઉકેલવા બેસી જતા હશે ત્યારે એ એકત્રિત મૌન જગત પર શાંતિનાં ને સંયમનાં કેવાં બલવાન આંદોલનો વિસ્તારવા લાગતું હશે !

દિલમાં થાય છે કે સાણાને ફરીવાર વસાવવો જોઈએ. સાધુઓને માટે ફરીવાર ત્યાં વિદ્યાપીઠ સ્થાપવી જોઈએ, અને આજે ગરીબ જનતાને ભોગે પોતાની ઇંદ્રિયોની લોલુપતા સંતોષતા, શહેર-નગરોની સગવડો છોડવાની ના પાડતા અને ત્યાગ-સંયમના માર્ગો પરથી ચલાયમાન થઈ રહેલા ભેખધારીઓને ફરજિયાત ચાતુર્માસ રહેવા સાણામાં મોકલવા જોઈએ. સુપાત્ર અને સંસ્કારી મુનિઓએ તો પરમતત્ત્વની શોધ માટે ત્યાં રાજીખુશીથી એકાંતવાસ કરવો ઘટે છે. ઉપર આકાશ, સન્મુખ રૂપેણનો રૂપેરી જલપ્રવાહ, દૂર ક્ષિતિજ પર અમોલ ડુંગરમાળ, અને ચોપાસ સળગતાં મેદાન—એ બધાં આજે સાચા મુમુક્ષુને કિરતારની શોધના પંથ બતાવવા જાણે આતુર ઊભાં છે. સાણાનો ધીરો ધીરો ધ્વંસ દેખીને પ્રકૃતિમાતા ત્યાં જાણે રુદન કરે છે.

## પ્રેમાલય

સાણામાંથી એક દિવસ ધર્મ વિદાય લઈ ગયો. અને તે પછી જાણે કોઈ લડાયક જાતિઓએ ત્યાં કિલ્લેબંધી કરી હોય તેવી ગઢ રચનાની એંધાણીઓ પડી છે. ત્યાગ અને સમત્વના એ દેવાલય ઉપર એક દિવસ તલવાર-બંદૂકોએ હિંગળાનાં લોહી રેલાવ્યાં હશે, એ બંને ભૂમિકાઓ વટાવી આપણું પ્રવાસીહૃદય આ સાણા ઉપર એક ત્રીજા જ સંસ્કાર ઊતરતા કલ્પે છે. આખો ડુંગરો જાણે પેલા વિરહી રબારી પ્રેમિક રાણાના નિઃશ્વાસમાં એક દિવસ સળગતો હશે, પોતાની બાળાપણની સખી કુંવર, કેવળ જાતિ-ભેદના કારણે જ પોતાના ભાગ્યમાંથી ભૂંસાઈ ગઈ, બીજે પરણી ગઈ, રાણો એના સમાચાર લેતો લેતો પોતાની બેંગો ધોળીને સાણે આવી પહોંચ્યો અને એ જીવતા-જાગતા પહાડને પૂછ્યું કે :

> કાગા જમત હે આંગણે, ખન ખન પથારા,
> સાણા ! સાજણ ક્યાં ગયાં, મેલીને ઉતારા !

નદીને પૂછ્યું :

> ઘેમ્મર જેનો ચોટલો, નાક ભાતીલાં નેણ
> રાણો પૂછે રૂપેણને, કોઈ દીઠાં મુંજ સેણ.

સામે પાંચ ગાઉ ઉપર નાંદીવેલામાં 'કુંવર' વસે છે, પણ રાણાથી કેમ જવાય ? સાણે બેસીને એનું ધ્યાન ધરવું જ રહ્યું. પરંતુ જીવ ન જંપ્યો :

> સાણે મન સૂનું નહિ, ધુંવાસને ધડે
> આવ્યું આંટો લે, રોતું મન રાણા તણું

ભેંસો લઈને ભટક્યો. ધુંવાસના ડુંગરમાં ગયો. પાછો માણામાં ને માણામાં સમાયો.

## ગોપગોપીનો આશરો

યોગી, યોદ્ધા અને પ્રેમી ત્રણેનું પ્યારું ધામ આ સાણો : આજે એની પડતી અવસ્થામાં પણ એ બીચારો પશુઓનું ને ગોવાળોનું રક્ષણ કરે છે. ચોમાસે ચોમાસે આજે ત્યાં ગોવાલણોની ગોળીઓમાં મહી ઘૂમતા હશે, આષાઢ-શ્રાવણની એલીઓમાં વહેલા પહોરની ઘંટીઓ પ્રભાતિયાં ગાતી હશે, રબારીઓની સન્જૂઓ સૂરજ મહારાજનાં સ્વાગત કરતી હશે, આભ-ધરતીના લગ્ન-મંડપ જેવા રૂપાળા લીલુડા બની જતા એ ડુંગરને કોઈ અબોલ ખૂણે ગોપ-ગોપીના નવા પ્રેમ જન્મતા હશે.

આજના યુગનો લોહીચૂસક જીવન-કલહ શું આવા શાંતિમય, મધુમય ગોપજીવનને અવકાશ આપતો હશે ? કે શું આ તો સાહિત્યવિલાસીની કલ્પના કેવળ વિલાસ જ ખેલી રહી હશે ? એ પ્રશ્ન જીભ ઉપર આવીને ઊભો રહે છે અને અધરાતને ટકોરે રાજુલા ગામના સ્ટેશન પર પહોંચી,

સુસવતા પવનમાં શરીર પર ધાબળો લપેટી, મને એ યાત્રા કરાવનાર મિત્રને રામ રામ કરી એના છેલ્લા શબ્દો સાંભળું છું કે: 'ભાઈ ! મોટી ગીર તો હજુ બાકી છે ! હજુ તો મોટા સાવઝને એક સોટીથી તગડી મૂકનારી ચૌદ વર્ષની ચારણપુત્રીઓ આપણે જોવી છે. જ્યાં ઘોડા પણ ન ચાલી શકે એવી અટવીમાં આથડવું બાકી છે. તૈયાર થઈ રહેજો !'

હજુ બાકી છે–જીવનયાત્રામાં હજુ તો ઘણો પંથ બાકી છે ! હજુ તો કેવળ પ્રવેશ-દ્વાર જ દેખાયું છે, હજુ ઘણું બાકી છે !

એ વિચારે મને ધીરે ધીરે સુવાડી દીધો.

[સોરઠનાં ખંડેરોમાં]

# વ્યાખ્યાનો, નિબંધો, વિવેચનો

જે કંઇ આ પરિભ્રમણને માર્ગે પ્રાપ્ત થતું ગયું, તેના મારા અંતર પર પડેલાં પ્રતિબિંબોને ઝીલી ઝીલી અન્ય સામાન્ય વાચકોને આ રસાસ્વાદના સહભાગી બનાવવાનો જ આ લખાણો કરતી વેળા નમ્ર આશય હતો. સામાન્ય વાચકની કક્ષાથી ઉપર જવાની જરૂર પણ નહોતી. સામાન્ય એ જ મારી દૃષ્ટિએ સંગીન છે. સામાન્ય વાચકની અંદર સારાસાર વિવેકબુદ્ધિ અને સદ્દભિરુચિનો ઉદ્દગમ કરાવવો એ પાંડિત્યમાં પાવરધાપણું પ્રાપ્ત કરવા કરતાં વિશેષ જરૂરની વાત છે.





## વ્યાખ્યાનો, નિબંધો, વિવેચનો

# ચોરાનો પોકાર

એક નાના ગામડાની અંદર જતાં જોયું કે ત્યાંનો ચોરો પડી ગયો છે. દીવાલો ફસકી પડી છે. એ ચોરાની અંદરનો ખુદ ઠાકરદ્વારો ઊપડી ગયો છે. ઠાકરમહારાજની મૂર્તિ હવે એ ચોરામાં બિરાજતી નથી. લોકોએ પણ પોતાની બેઠક ફેરવીને ચોરાની પાસે જ દુકાનોના ઓટા ઉપર આસન લીધું છે. ચોરો ભાંગી ગયો છે. ઠાકરમહારાજ ઊપડી ગયા છે, સવાર-સાંજની આરતીના દીવા ત્યાં પ્રગટતા નથી, ઝાલરનો નાદ બંધ પડ્યો છે. લોકોએ આસન ફેરવ્યું, પણ લોકો આઘા જઈ શક્યા નથી. નિર્જન, સ્તબ્ધ અને ગંભીર એ દેવાલય કહો કે લોકાલય-આજે કોઈ અબોલ આર્તવાણી વડે પોતાના પેલા ગામડિયા દેવને, પોતાના જૂના-પુરાણા ઠાકરમહારાજને સાદ કરી રહ્યું છે. લોકો એ પોકાર સાંભળે છે કે નહિ?

મુંબઈ જેવા શહેરની અંદર દેવમંદિરો તૂટે કે બંધાય-ઇતિહાસના ચોપડામાં એની કાંઈ યે ગણતરી નથી. એના પથ્થરો આરસના હો કે સોનાના હો-એ દેવાલયો દેવોનાં નથી, ઐશ્વર્યનાં છે. શ્રીમંતોની એકાદ ઘડીની મોજમાંથી એ ખડાં થયેલાં હોય છે. એ બધાં તો લક્ષ્મીનાં રમકડાં છે. પ્રજાનો પ્રાણ એના પથ્થરો સાથે જડાયેલો નથી હોતો. શહેરોની ભૂમિ પોકાર કરીને કહે છે કે આ બધાં મારા ગર્ભમાંથી આપોઆપ નથી પ્રગટ થયાં, આ તો શ્રીમંતોએ મારી છાતી ઉપર ચાંપી દીધેલાં લક્ષ્મીનાં સંતાનો છે.

અને એકાદ ગામડાગામનો ચોરો ભાંગી પડે એ શું બતાવે છે? માટીની ચાર દીવાલો તો ગામડાંની અંદર ઠેર ઠેર ભાંગે છે. કોઈ નજર સરખી પણ એ ખંડેર સામે કરશે નહિ. પરંતુ ચોરો એ કાંઈ માટીની ચાર દીવાલોનું છાપરું નથી. એ દીવાલોના પરમાણુએ પરમાણુએ ગામનો પુરાણો ઇતિહાસ લખાયેલો પડ્યો છે. ચોરાની આસપાસ જમાનાઓનું જૂનું લોક-જીવન વીંટળાઈ રહ્યું છે. શૂરવીરો આંહી બેસીને કસૂંબો લેતા ને પોતાનાં વીતકોની ધીરી ધીરી વાતો કરતા. ચારણ ગોઠણભર બનીને અને કોણી સુધી બાંયો ચડાવીને આંહીં શૌર્યનાં યશોગાન ગાતો ને દાતાઓનાં નાનાં-મોટાં દાન મેળવતો. આંહી લોકોની પંચાયત મળતી ને ઠાકરમા'રાજની સાખે [illegible] ન્યાય તોળાતો. સાધુસંતો આંહીં આવીને ઊતરતા. મુસાફરોની આ ધર્મશાળા અને

અમલદારોનો પણ આ જ ઉતારો. આ જ ચોકીદારોની ચાવડી કે જ્યાં બેઠાં બેઠાં ગામમાં એક નવું ફતરું દાખલ થાય તેનીયે ખબર રાખી શકાતી. અને ભજનિકોનાં ભજનની ધૂનના તો હજુયે આંહીં પડઘા બોલે છે. નવરાશના દહાડામાં આંહીં બેસીને પરાણુ ભાંગતા કણબીઓનાં ધીરાં ધીરાં પદો હજુ ગાજે છે.

અને છેલ્લામાં છેલ્લી યાદ આવે છે પ્રત્યેક દિવસના મધ્યાકાળની આરતીની. નાનાં-નાનાં, નાગાંપૂગાં છોકરાંઓ દોડતાં આવીને હાથમાં ઝાલર લઈ બાવાજીની વાટ જોતાં બેસતાં. મોટેરાઓ માથેથી પાઘડી ઊતારીને હાથ જોડી ઊભા રહેતા. નિરક્ષર ને નિરાડમ્બરી બાવો, જૂની-પુરાણી એક આરતીમાં જ્યોત પ્રકટાવીને જેવો ટોકરીનો રણકાર કરતો, તેવી જ પેલી ઝાલરો ઝંકાર કરી ઊઠતી. ઠાકરમહારાજના વાઘાની સોનેરી કોર એ દીવાના ઝાંખા પ્રકાશમાં ઝળકવા લાગે, પ્રતિમા જાણે હસીને સામી આવે, લળીલળીને બાવો એના મેલાઘેલા પ્રભુની આરતી ઉતારે, ત્રિતાલી ઝાલરો એક પછી એક બાળકોના હાથમાં બદલાય, અને ખૂણામાં એકાદ તોતિંગ નગારુ કોઈ કણબીના ધિંગા હાથની દાંડી પડતાં ગાઉ ગાઉ ગાજી ઊઠે. એ તુલસીના પાણીનું ચરણામૃત, એ સાકરની અકકેક કટકીની પ્રસાદી, અને એ હારબંધ બેઠેલાં બાળકોએ ગોઠવી મૂકેલી આતુર અંજલિ!

આજ ચોરો ભાંગી પડ્યો છે. પરંતુ ચોરો કાંઈ અકસ્માતથી નથી ભાગ્યો. એ ચોરાના પાયા તો લોકોના હૃદયની અંદર પડેલા હતા. આજ લોકોએ પોતાના હૈયામાંથી જ એ પાયા કાઢીને ફેંકી દીધા પચાયતો અદ્રશ્ય થઈ. પરાક્રમોના યશોગાન બંધ પડયા. લોક-જીવનના નિર્મળ કલ્લોલ અટકી ગયા. ઠાકરમહારાજનું આસન લોકોના હૃદયમાંથી જ ઊપડી ગયું. આ બધુ યે બન્યું ત્યારપછી જ ચોરો ખળભળ્યો. ચોરાની દુર્દશા તો લોકજીવનની દુર્દશાની માત્ર એક નિશાની જ છે.

પટેલિયાઓ બેઠેલા, અને મેં કહ્યું કે: 'ભાઈઓ! ચોરો છેક એટલે સુધી ગયો કે ખુદ ઠાકરદુવારો પણ રહેવા ન પામ્યો?'

મંડળીમાંથી એક જુવાને અટ્ટહાસ્ય સાથે કટાક્ષમાં ટકોર કરી કે: 'હાં! તોય તે મે વરસે છે!' આ કટાક્ષની અંદર શું હશે?-હાંસી, ઉપેક્ષા કે કલ્પાંત?

ગામના એક શેઠિયાને આ દુર્દશાનું કારણ પૂછ્યું, તો કહે કે: 'આંહીંના કણબીઓ સ્વામી-પંથ પાળે છે, એટલે ચોરા તરફ બહુ ભાવ ન રહે.'

બીજા એક સજ્જન કહે કે: 'ફક્ત બસો રૂપિયાની જ જરૂર પડશે. મુંબઈ કોઈ જતું હોય તો રૂ. ૨૦૦ પળવારમાં મળી જાય.

બરાબર છે! આપણાં દેવાલયો, ઉપાશ્રયો ને પશુશાળાઓ મુંબઈ-કલકત્તાની સખાવત ઉપર

નજે. પચીસ પચીસ રૂપિયા મુંબઈના ધનવાનો આપણા મોં સામે ફેંકી દે, આપણે એ દાતાઓની માયલી હાલતનો વિચાર ન કરીએ, અને મુંબઈમાંથી ઉપાડીને આપણે આપણાં ગામડાંના હૈયા ઉપર એકાદ ધર્માલય ચાંપી દઈએ. એ પૈસાના પથ્થરો તો મળશે, એ પથ્થરોનો સુશોભિત ખડકલો પણ થઈ શકશે, લોકોને મન તો એ કોઈ પરદેશી ચીજ જેવું થઈ પડશે, પરંતુ એમાં લોકોનો પ્રાણ શી રીતે પ્રવેશ કરી શકશે ? લોકોની મમતા એને પથ્થરે પથ્થરે નથી બંધાવાની. ભાંગી ગયેલા એ દેવાલયમાંથી જે ઠાકરમહારાજ ચાલ્યા ગયા છે તેને પાછા લાવવા હોય તો અક્કેક ગાંદળું લઈ આવે, ને હાથોહાથ ચણતર ચણે. પરંતુ એટલું થાય તે પહેલાં તો લોકોના હૃદયના ઠાકરદ્વારની ગરામત થવી જોઈએ. લોકોને જૂના જીવનની કડકડીને ભૂખ લાગવી જોઈએ. માટીનું અક્કેક ગાંદળું લઈ આવવું સહેલ નથી.

આજ તો ગામડાંનું નિકંદન ચાલી રહ્યું છે. ચોરાઓ પડી ગયા હોય ત્યાંયે શું, અને મોજૂદ હોય ત્યાંયે શું ?–ચોરાનું જીવન તો ચાલ્યું ગયું છે. લોકોનું હૈયું ધબકતું બંધ પડવા લાગ્યું છે. મોસમે મોસમના તહેવારો અગાઉ આવતા તેમ જ હજુ આવે છે, અને લોકોને હાથે નગારે આદર પામ્યા વિના હતાશ થઈને ચાલ્યા જાય છે. દાયરો હવે ઊડી ગયો છે. ચારણનો સાદ સંભળાતો નથી. હુતાશની તો વરસોવરસ પ્રગટે છે, પણ દુહાઓનો અવાજ દુર્બળ બનતો જાય છે. પૂનમની રાત તો માસે માસે પોતાનું સૌંદર્ય લઈને આવે છે, પણ પેલા ભજનિકો કયાં ?

વેપારીનો છોકરો વયમાં આવે કે તુરત મુંબઈ–કલકત્તા દોડે, લક્ષ્મીવાન બને, ગામમાં પાછો આવીને ચૂનાબંધ મેડીઓ ચણાવે. એ મેડીમાં એ પોતે નથી રહી શકતો, એની બીમારી જ રહે છે. ગામના જીવન ઉપર એની પ્રીતિ જામી શકે નહિ. એની પાસે પૈસા છે, ગામમાં આવીને બેઠો બેઠો એ શાકપાંદડાંના ને દૂધના દર ચડાવી મારે છે. એનાથી લોકો દૂર નાસે છે. એની વાણીમાં, એનાં વસ્ત્રોમાં અને એની રીતભાતમાં લોકોને કૃત્રિમતા જ ભાસે છે. જીવતા શરીરનાં લોહીમાંસમાં એક મરેલી માટીની કણી પડી પડી ખટકતી હોય એમ આ શહેરી મનુષ્ય ગામની વચ્ચે નિરાળો રહ્યો રહ્યો ગામડાંના હૃદયમાં ખૂંચે છે.'

આજથી સોળ વરસ પહેલાં બાબુ રવીન્દ્રનાથ ઠાકુરે અવાજ ઉઠાવેલો કે: 'રાજ્યદ્વારી રમતો ને પ્રપંચો મૂકી દો. દેશનાયકો, ગામડાંને સજીવન કરો, ઠેર ઠેર મેળા ભરો, ઉજાણીઓ કરો, રામાયણ–મહાભારતનો રસ પ્રજાજનોને પાવા માંડો.' ગામડાંને સજીવન કર્યે જ ઉગારો છે. જન્મભૂમિ આજે નાની નાની નદીઓને કિનારે ઊભી ઊભી, ગારાનાં ઝૂપડાંનાં પેલાં જૂથની અંદરથી ડોકિયાં કરતી કરતી પોતાનાં નાસેલાં સંતાનોને બોલાવે છે–એ સાદ કોઈ સાંભળે છે કે ?

# જીવતા માણસોનું પાત્રાલેખન

જીવતી વ્યક્તિઓને કાલ્પનિક વાર્તાસાહિત્યના પાત્રો લેખે વાપરી શકાય કે કેમ ? વાપરવું કનાના નિયમોને માન્ય છે કે કેમ ? અને વાપરતા તે તે જીવતી વ્યક્તિઓ લોકચર્ચાને, નિન્દાને, હાસીને અને એઆબરૂને પાત્ર થઈ પડે તો તેને માટે કનાકાર જવાબદાર ખરો કે કેમ ?

પોતાની આસપાસની વ્યક્તિઓનો ઉપયોગ ઉઘાડી રીતે એક ભાઈએ એની કોઈ વાર્તામા કર્યો છે, અને કશા ફેરફારો વગર કરેલ એ ઉપયોગમા ખેલદિલી નથી એમ એક કોલેજિયન ભાઈની ફરિયાદ છે એમનુ ચર્ચાપત્ર અત્રે ઉતાર્યુ નથી, કારણકે ઉતારવાથી તો મૂળ વાંધાપડતી કૃતિને વધુ પ્રસિદ્ધિ તેમ જ અણઘટતુ મહત્ત્વ મળે

એક બાજુએ આ નાનો પ્રસગ હાથમા આવે છે, તેની સાથે જ બીજી બાજુ એક જગપ્રસિદ્ધ ઘટના જાણવા મળે છે જર્મન કવિ ગેટેએ પોતાના 'સૉરોઝ આફ યન્ગ વર્થર'મા પોતાની જ એક જીવન-ઘટનાને આલેખી છે, ને તેમા જે મે મામા પાત્રો સર જ્યા છે તે પણ જીવતી દુનિયામા છે આ બર્ગ નામના એક પુરુષને વરી ચૂકેલી લોત્તે નામની એક સરલ હૃદયની તરુણી પર કવિ ગેટેનો પાગલ પ્યાર જન્મે છે, તરુણીનો પતિ કવિનો પોતાની પત્ની સાથેનો મૈત્રીસબધ સુજનતાપૂર્વક ચાલવા દે છે આખરે કવિ નિરાશ બની ચાલ્યો જાય છે આ સ્વાનુભવની ઘટનામાથી કવિએ જે સર્જન કર્યું તેમા પ્રેમિકનુ પાત્ર ઘાટા કરુણ રગે રગવાને ખાતર એણે પ્રેયસીના પતિને અસભ્ય કઠોર પ્રેમિકનુ અપમાન કરી ઘર બહાર કાઢી મૂકતો આલેખ્યો ઉપરાત પ્રેયસીનુ તો નામ પણ એ કૃતિમા એ ને એ જ રાખ્યુ. એમ બધા જ પ્રકારે એ જીવતી વ્યક્તિઓ ઉઘાડી પડી રહે તેવી રચના કરવા ઉપરાત મગફૂર વ્યક્તિઓ પર એના વર્તનનુ આરોપણ કર્યું કે જે તેમણે કદી કરેલ નહોતું

'સૉરોઝ ઑફ યંગ વર્થર' પ્રસિદ્ધ થઈ, ફક્ત દેશના જ નહિ પણ સમગ્ર યુરોપના એક ખૂણાથી બીજા ખૂણા સુધી એની ખ્યાતિ વિસ્તરી અને એની રચના એટલી તો મર્મવેધક હતી કે એ પુસ્તકની અમર લેહળ આવેલા ભગ્નપ્રેમ સ્ત્રી-પુરુષોએ એ પુસ્તકના નાયકના આપઘાતને જીવનનો આદર્શ બનાવી આત્મહત્યાઓ સુદ્ધા કરેલી !

પરતુ એવી હૃદયગમ કૃતિએ પેલી જીવતી પ્રેયસીના અને એના સુજન સ્વામીના જીવનનો અસત્યપૂર્ણ ભવાડો કર્યો એ દુભાયેલા દપતીને દિલાસારૂપે કવિરાજ ગેટે શુ વળે છે ?— લખે છે કે—'Ye unbelieving ones ! Could you but realize the thousandth part of what 'Werther' is to a thousand hearts, you would not reckon the cost it has been to you ! (ઓ અશ્રદ્ધાળુઓ ! 'વર્થર' નામનુ મારૂ

સર્જન હજારો હૈયાંને કેટલું આશ્વાસક નીવડ્યું છે, તેનો જો તમે સહસ્રાંશ પણ જાણતાં હોત, તો તમે તમારે ચૂકવવી પડેલી કિંમતની પરવા ન જ કરત !'

પોતાની કૃતિનાં ભોગ થઈ પડનાર મનુષ્યોને આવો દિલાસો દેનાર ગટે ભલે સાહિત્યસ્વામી હતો, છતાં તે ઘાતકી હતો. પોતાની વાર્તાકૃતિમાં જીવતી વ્યક્તિઓને પાત્ર લેખે બેસારનાર કલાકારે ગટેનું ઘાતકીપણું વીસરવું ન જોઈએ. વાર્તાકૃતિ એ કટાક્ષાત્મક હો કે ગંભીર હો, પણ એનો આશય જો જીવતાં વા મૂએલાં અમુક જ મનુષ્યોને આંટવાનો હોય, તો તે કલાકૃતિ ન કહી શકાય, એ ફક્ત વ્યક્તિગત વેર લેવાની કે વૃત્તિ સંતોષવાની આવડતભરી તરકીબ કહેવાય.

સાહિત્યકાર અનુભવોનો સંચય કરે છે જીવતા જગના નિરીક્ષણમાંથી; સર્જન તો કરે છે પોતાની સ્વતંત્ર કલ્પનાશક્તિ વડે. એની કરામત મધમાખના જેવી હોવી જોઈએ. એણે સરજાવેલી કૃતિમાં મૂળ નિરીક્ષણનું રસાયન એવી જુક્તિથી થવું જોઈએ કે મૂળ વસ્તુ પ્રત્યે કોઈ આંગળીચીંધણું પણ ન કરી શકે.

અમુક કૃતિ એટલી બધી આબાદ બની હોય કે એક કરતાં વધુ વ્યક્તિઓને એનું અમુક પાત્ર બંધબેસતું આવે તેમાં તો સર્જક નિરુપાય હોય છે, પણ કોઈ એક જ વ્યક્તિનું જો એ આલેખન હોય તો એ ચાહે તેટલું હૂબહૂ ને પ્રાણવંત હોય છતાં પણ ઊતરતી કલાકોટિનું કહેવાય.

'અમુક પાત્રને તો લેખકે આબાદ અમુક માણસ પરથી જ લીધેલ છે !' આવા ઉદ્ગારો જ્યારે વાચકોમાંથી નીકળે ત્યારે લેખકે તેને પોતાની કૃતિની સફલતાનું નહિ, પણ નિષ્ફલતાનું જ પ્રમાણપત્ર માની લેવું. કેમકે કાલ્પનિક કૃતિ–' ફિક્શન '–એ પોતે એક છેક સ્વતંત્ર જ સૃષ્ટિ બનવી જોઈએ. એ સૃષ્ટિનાં પાત્રો જીવતા જગતમાં ન જડે તોપણું શું થઈ ગયું ? વાર્તા પોતે જ એક ન્યારી દુનિયા છે; એ દુનિયાને એના નિરાળા નિયમો છે, એના જીવનપ્રદેશો છે, સુખો ને દુઃખો છે, પ્રગતિ ને પતનો છે, વિકાસ અને વિનિપાતો છે; એ સાવ નિરાળાં છે, છતાં સત્યસૃષ્ટિ પર પોતાની ઝલક ફેંકીને અમુક જીવનકોણને અજવાળી આપનારાં હોય છે. એ સ્વાધીન વાર્તાસૃષ્ટિનું પ્રત્યેક પાત્ર પોતપોતાની સ્વતંત્ર ખૂબીથી જ હલનચલન કરે છે. એ જીવતાં માણસોના પડછાયા કે ફોટોગ્રાફ જેવું નથી હોતું.

કલાનો જે સાચો સ્વામી હોય છે તે તો પોતાની કાલ્પનિક સૃષ્ટિને એવી તો તાદૃશ બનાવે છે કે વાસ્તવિક જીવનમાં આવું કદી ન હોઈ શકે એમ કહેતાં કહેતાં પણ આપણને એટલી પ્રતીતિ તો અચૂક થવાની કે લેખકે-સરજ્યા કાલ્પનિક જગતની તો આ પૂરેપૂરી સંભાવ્ય, સુસંગત અને પ્રતીતિકર વ્યક્તિઓ છે.

'સરસ્વતીચંદ્ર'ની ખૂબી એ નથી કે એનાં અમુક પાત્રો ને પ્રસંગો ભાવનગર રાજ્યનાં તત્કાલીન અમુક કુટુંબોનાં માનવીઓ સાથે બંધબેસતા આવે છે. 'ભદ્રંભદ્ર'ની ખૂબી એ નથી

કે મનસુખલાલ ત્રિપાઠી પરનો એ કટાક્ષ છે. 'શ્રીકાંત'ની ખૂબી એ નથી કે એમાં શરદબાબુનું પોતાનું પાત્રાલેખન થયું છે. 'સરસ્વતીચંદ્ર', 'ભદ્રંભદ્ર' કે 'શ્રીકાંત' એ એવી કૃતિઓ છે કે તમે એને તદ્દન અજાણ્યા વાચકો પાસે લઈ જાઓ તોપણ એનું સૌંદર્યમાન શિલ્પ વિલસી રહેશે, સ્વાધીન કલ્પનાકૃતિઓ એમ જ એ શોભી ઊઠશે.

જીવતાં માનવોને જેવાં ને તેવાં ચીતરવાં એ તો અવગુણ છે, કલાકાર એ કદી ન કરે.

[ પરિભ્રમણ : ભાગ ૧ ]

## પ્રગતિવાદનાં લક્ષણો

'સાહિત્ય અને પ્રગતિ' એ નામનું એક પુસ્તક ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળ દ્વારા, પાંચ લબ્ધપ્રતિષ્ઠ સંપાદકોને હાથે તૈયાર થઈને પ્રકટ થયું છે. અને તે પ્રકાશનનો ઉદ્દેશ કે જે સાહિત્યમાં નવપ્રવેશ પામેલા પ્રગતિવાદની અભ્યાસયુક્ત, સર્વપક્ષી ને સર્વદેશીય છણાવટ રજૂ કરવાનો છે, તે સ્તુત્ય પ્રમાણમાં ફળીભૂત થયો છે.

જર્મની, ઈટાલી વગેરે દેશોની રાજપ્રણાલીના અત્યાચારના ભોગ બનેલા સેંકડો સાહિત્યકારોના અનુભવમાંથી સાહિત્યમાં પ્રગતિવાદનું જે આંદોલન પશ્ચિમમાં ૧૯૩૫માં ઉદ્‌ભવ પામ્યું, તેની નકલરૂપે આંહીં હિંદમાં પણ-સંજોગો યુરોપ કરતાં જુદી જાતના ને સમસ્યાઓ પણ જુદા જ પ્રકારની છતાં-આંદોલન થયું. થોડા દિવસ તો સાહિત્યની સૃષ્ટિમાં જબરું ડહોળાણ લાવવાની કોશિશો આ આંદોલન દ્વારા થતી રહી. પણ એક અથવા બીજા ચલણી વાદનો ચાબુક વીંઝતા ધસી આવેલા અસાહિત્યિકોના આક્રમણને વાઙ્‌મયક્ષેત્રમાંથી કશો પ્રત્યાઘાત ન મળતાં, તેઓ આપોઆપ કાળની ચાળણીમાંથી ચળાઈ ગયા, અને અસલી હતા તે ટકી રહ્યા છે. પ્રગતિવાદ એ એવા કેટલાક ગુર્જર નવીનોના ગંભીર મંથનનો તેમ જ એકનિષ્ઠ ઉપાસનાનો વિષય બન્યો છે. આ નવીનો મૌલિક સાહિત્ય-સંસ્કારના ઉપાસકો છે. પરિણામે પ્રગતિવાદને પણ એક શાસ્ત્રીય સ્વરૂપે સ્થાપિત કરવાની તેમની પ્રવૃત્તિ ચાલી. એ પ્રવૃત્તિમાં જાહેર ચર્ચાને, લેખોને વગેરેને સ્થાન મળ્યું અને ઘણા પ્રયત્નો પછી, ઘણી આડખીલીઓને અંતે એ પ્રવૃત્તિ આ પુસ્તકનો આકાર પામી છે.

જેમ જીવનની હરએક પ્રવૃત્તિને વિષે, તેમ સાહિત્યની પ્રવૃત્તિને વિષે સર્વદા એ વાંછનીય વાત છે કે નવાં બળો તેના પ્રવાહમાં પ્રવેશે, નૂતન આંદોલનો એ પ્રવૃત્તિને દ્વારે કરાઘાત આપે, હર વખત સાહિત્યદૃષ્ટિ નવી નવી કસોટીઓ પર ચડે, અને નૂતન અસંતોષો, આશંકાઓ તેમ જ આંતક્ષોભોને સંતોષકારક, સંશયનાશક તેમ જ ક્ષોભશામક જવાબો દેવાની સાહિત્યને જરૂર પડે-ફરજ પડે. પરંતુ આવા જવાબો માગનારું નૂતન આંદોલન પણ શક્તિશાળી અને ગંભીર હોવું જોઈએ.

લેભાગુ કે બેજવાબદાર, ભાંગફોડિયા, હરકોઈ હાલી મળેલા ' વાદ 'ને સાહિત્યનો પ્રદેશ ગાંઠશે નહિ. સાહિત્યદષ્ટિનાં માપ કાઢવા કે તેનો કસ ઉતારવા આવનાર નૂતન તત્ત્વે પણ નગદ અને સંગીન, કસાયેલ અને દષ્ટિવંત હોવું જોઈશે. સોનાનો કસ ચોકસીથી જ કાઢી શકાય, બકાલીથી નહિ.

એ દષ્ટિએ જોતાં આ પુસ્તકનું મહત્ત્વ સ્વીકારી શકાય તેમ છે, કેમકે પુસ્તકના જે ચાર ખંડો પૂરેલ છે તેમાંના અભિપ્રાયો વિષેના ખંડમાં ત્રીશેક જાણીતા અને જુદી જુદી માનસિક બૌદ્ધિક કોટિનું પ્રતિનિધિત્વ કરી શકે તેવા ગુજરાતી લેખનકારોનાં ' સાહિત્યમાં પ્રગતિવાદ ' વિષેનાં સ્વતંત્ર દષ્ટિબિંદુઓ રજૂ કરતાં ટૂંકાં ટૂંકાં લખાણો સંગ્રહિત થયાં છે. આ તમામ લખાણોમાં વાગ્વિતંડાથી તદ્દન વેગળી, ખંડનમંડનાત્મક શાસ્ત્રાર્થવાદી તથ્યાથી બિલકુલ મુક્ત, શુદ્ધ તત્વાન્વેષી, ચિંતનશીલ, ગૌરવયુક્ત વિવેચના અંકિત થઈ છે. પ્રશ્નની છણાવટની આવી સુંદર, બિનંગત ને લક્ષ્યવેધી વૃત્તિ તેમ જ સુરુચિ, વિચારની નિર્બંધ સ્વતંત્રતાની સાથેસાથ ગુજરાતીઓ બનાવી શકે છે એ પુરવાર થયું છે. ટૂંકા ટૂંકા એ અભિપ્રાયો જે શૈલીમાં રજૂ થયા છે તે શૈલી પણ નાના નાના નિબંધોને જોબ દેનારી પ્રયત્નપૂર્વક ઘડેલી શૈલી છે.

એનો બીજો વિભાગ ચિંતન અને વિવેચનનો છે. એમાં પણ કાવ્ય અને પ્રગતિતત્ત્વથી લઈ રંગભૂમિ, નવલકથા ને ચિત્રપટો વગેરે વિષય પર જે સાત લખાણો છે, તેમાં વિતંડાવાદ કે શાસ્ત્રાર્થ-વૃત્તિ કરતાં વિષયની સ્વતંત્ર તપાસ અને મીમાંસાની વૃત્તિ આગળપડતી છે. એમાં બધી જ વાતો કંઈ પ્રગતિની સાથે નિસ્બત ધરાવતી નથી, તેમ એ બધા જ કંઈ ગ્રંથસ્થ બનાવાને લાયક લેખો નથી, પુસ્તક-રચનાના શુદ્ધ ધોરણ પરથી આ લેખોનાં ઘણાં પાનાં પતન કરાવનારાં છે.

એના સર્જનવિભાગમાં ચાર ટૂંકી વાર્તા, એકાદ નાટિકા (જો કહી શકાતી હોય તો) ને ચારેક નામની કવિતાઓ છે. વાર્તાઓમાં ત્રણ સારી છે. ' મધવાળી ' નામની વાર્તાને પ્રગતિશીલ સાહિત્યમાં મૂકી શકાય કે ? મનુષ્યની એકેએક નબળાઈને અને વિકૃતિને શબ્દસ્થ કરવામાં પ્રગતિ-વાદ રહેલો છે એમ તો ન મનાવું જોઈએ. સાહિત્યમાં કઈ વસ્તુને ઉતારવી તે કરતાં કઈ કઈ વસ્તુને ન ઉતારવી એ નિર્ણય વધુ મહત્ત્વનો છે. મનોવિશ્લેષણને નામે વાઙ્મયનિર્માણમાં આચરાતાં અનિષ્ટોને નવો પ્રગતિવાદ જો માન્ય રાખતો હોય તો તે પ્રગતિવાદને નામે પણ પાર વગરના સડા પથરાવાનું જોખમ કહેવાય.

મુગ્ધકર કલાદેહ ધારણ કરીને, હાય, ક્યાંક પ્રત્યાઘાતી વિચારો વાચકોની દુનિયામાં પ્રવેશી જશે એ એક જ હાક બનાવીને તેનો ચોકીદાર બનવા ઊભો કરવામાં આવેલો આજનો પ્રગતિ-વાદ ખુદ પોતાના જ પુસ્તકની વિચારસામગ્રીમાં આટલી ભયાનક ગલીપચિયા અશુદ્ધિને મધનું ગૌરવસ્થાન આપી શક્યો છે, એમાં વિસ્મય પામવા જેવું તો કશું જ નથી, કારણકે પ્રગતિવાદ તો સાપેક્ષ છે।

આ પુસ્તકમાં મુકાયેલી વિચારસામગ્રી એકંદરે તો આપણને પ્રગતિવાદ વિષેની અનેક ભ્રમણાઓમાંથી મુક્ત કરીને સાહિત્યનો આંક મૂકવાની આપણી જુદી જુદી દષ્ટિઓમાં વિશદતા જન્માવશે. પ્રગતિવાદના દાવાને આગળ કરતી, એ દાવાના ગુણદોષ તોળતી અને એ દાવાની અણસમજ પર પ્રકાશ પાડતી બહુવિધ અને બહુદેશીય જે સામગ્રી આંહીં મુકાઈ છે તેની બહાર કોઈ વિચાર કે દલીલ રહી નથી જતી એમ માની શકીએ. એટલે આ પુસ્તકના વાચન સાથે ઘણાખરા વાચકોનાં મનમાંથી પ્રગતિવાદનો મિથ્યા મોહ ટળી જશે એ આ પુસ્તકની ઉપયોગિતા ગણાશે.

પ્રગતિવાદ તો પાંચેક વર્ષથી આવ્યો, તે પૂર્વે શૂન્યતા નહોતી ને? કૃતિઓ રચાતી, પ્રગટ થતી, અવલોકાતી ને વંચાતી. એની મૂલ્યાંકન-પદ્ધતિમાં પ્રગતિવાદે કયો ફેર પાડયો ?

પ્રગતિવાદે પણ આખરે તો કાનની બૂટ ઝાલી કબૂલ રાખ્યું છે કે પ્રગતિશીલતા ને પ્રત્યાઘાતીપણું તેની વ્યાખ્યા બાંધી નહિ શકાય; એનાં સામાન્ય લક્ષણો જ કહી શકાય.

તો પછી એ સામાન્ય લક્ષણોની તો વ્યાખ્યા બાંધી આપો!

પ્રગતિવાદ પધાર્યો તે પૂર્વે પણ પ્રત્યેક સાહિત્યકૃતિના અવલોકનમાં અને પ્રત્યેક પુસ્તકની વાચકોને હાથે થતી પસંદગીમાં એ કૃતિ કલ્યાણકાર છે કે કેમ તે તો હમેશાં વાચકો-વિવેચકોની પોતપોતાની બુદ્ધિશક્તિ અનુસાર જોવાતું. એની કલ્યાણકારિતા કે અનર્થકારિતા કરીને વિવેચકો દોરવણી દેતા. પ્રગતિવાદ નવું શું આપવા માગે છે? નવો શબ્દ જ ને?

પ્રગતિવાદના હિમાયતીઓને ટૂંકોટચ જવાબ ઉમેદભાઈ મણિયારે આપ્યો છે. સાહિત્યમાં પ્રગતિશીલ ને પ્રત્યાઘાતી એવા બે ભેદ જ નથી. જે જે સાહિત્ય આડે રસ્તે કે ઊંધે રસ્તે માનવને દોરે તે સાહિત્ય ખરે જ મનુષ્યદ્વેષી છે ને એ કારણસર એ સાહિત્ય નામને જ લાયક રહેતું નથી. અને એને આપણે લોકદ્વેષી શબ્દવ્યાપાર કહીએ, પણ સાહિત્ય તો નહિ જ. જે પ્રત્યાઘાતી છે તે સાહિત્ય નથી જ નથી. એને કેવળ વાણીવ્યાપાર કહીએ.

ગુલાબદાસ બ્રોકર, જેની પોતાની જ કૃતિઓને સાહિત્યમાં ઠીક ઠીક સન્માન મળ્યું છે, તેમ જ કોઈ પ્રગતિશીલ જમાતનું અપમાન તો નથી જ મળ્યું, તે ખરું કહે છે કે: 'પ્રગતિશીલ સાહિત્ય લખવું છે એવા ભાન સાથે લખાયેલી કૃતિઓની નિર્બળતા એવા કોઈ મતાગ્રહની વિરુદ્ધ મોટામાં મોટી દલીલ ગણી શકાય.'

શ્રી. સુન્દરમ્ એક વ્યવહારુ તોડ કાઢે છે: 'હું પ્રગતિશીલતા માટે એક હળવો શબ્દ સૂચવું, પ્રગતિશીલતાને તત્ત્વદષ્ટિનાં ડહોળાયેલાં પાણીને નિર્મળ કરનારી ફટકડી કહીએ તો ? જ્યારે જ્યારે ડહોળાણ દેખાય ત્યારે ત્યારે તેને પાણીમાં નાખતાં રહેવું જોઈએ. પાણીમાંના મેલને દૂર કરવા જતાં એ જાતે ભલે ઓગળી જતી, પ્રગતિશીલ પ્રવૃત્તિ જ ભલે અનાવશ્યક બનતી, પણ તેને અંતે પાણી તો નિર્મળ થશે જ.'

પણ પ્રગતિવાદીઓ તો બધા પાણીને ડહોળું માનીને જ પ્રારંભ કરે છે. એને તો હરકોઈ પાણીમાં ફટકડી બોળ્યા જ કરવી છે. એ ફટકડીનું પ્રમાણ પાણી કરતાં વધી જશે. પરિણામે પાણી પાણી ન રહેતાં ફટકડીનું પાણી રહેશે.

નરી ફટકડીના પાણી કરતાં તો વરસાદનું થોડુંક ડહોળું પાણી જ પીવે સારું છે.

કાકા કાલેલકર કહે છે કે: 'પ્રગતિનું મુખ્ય લક્ષણ એ છે કે તે જૂનો અનુભવ અને જૂની મૂડી વલોવી એનું માખણ કાઢી લે છે. ફૂવડની પેઠે છાશ સાથે માખણ ખોઈ ન બેસે.'

બરાબર એ ફૂવડ દશામાં જ અત્યારનો પ્રગતિવાદ જઈ રહ્યો છે.

શ્રી. મનઃસુખલાલ ઝવેરી કહે છે કે: 'સાહિત્ય સાચું હશે તો જીવનની સાથે તેનો સંબંધ અવિયોજ્ય હોવાનો, અને જીવન સાચું હશે તો પ્રવાહિતા ને પ્રગતિશીલતા તેમાં આપમેળે આવી વસવાનાં. એટલે પ્રગતિશીલતાની પાછળ પડવાને બદલે સાહિત્યકાર '**This above all, to thine own self be true**' ની સાધના કરે તો જીવનની એની તાજગી જળવાઈ રહેવાની ને સાહિત્ય પણ વાસી થઈ જતું અટકવાનું.'

ભૂલ માત્ર એટલી જ છે ભાઈ મનઃસુખલાલની, કે મૂળ વાત પ્રગતિવાદની પાછળ આપણે પડવાની નથી, પણ આપણી પાછળ પ્રગતિવાદે પડવા વિશેની છે.

**[ પરિભ્રમણ : ભાગ ૧ ]**

## મધપૂડા બાંધનારા

### ગુણજ્ઞ ગુર્જરો

તમે આજે મારું બહુમાન કર્યું છે. સામાને સન્માનીને ઊલટાના પોતે આભારભીના બનો છો એ તમારી અધિકતા છે. કરાંચી સંમેલન વખતે પત્રકાર-વિભાગના પ્રમુખસ્થાનને પાછું વાળીને તમારા જેવા જ ગુણજ્ઞોનાં દિલ દુભવ્યાં હતાં. આજે મારા અધિકારમાં તો ન્યૂનાધિકતા નથી થઈ, પણ વારેવારે ના પાડવા પાછળ રખે ઊંડે ઊંડેય એકલવિહારીપણાનું અભિમાન કામ કરતું હોય, એ આત્મભીતિથી ચુપચાપ ચાલ્યો આવ્યો છું.

તમે આપેલા ગૌરવનું મારે મન મૂલ્ય છે. આપણા નાના શા ગુજરાતમાં સાહિત્યોપાસનાને વરેલા માણસો પ્રમાણમાં નાના ઘર-દીવડા જેવા, મધ્યમાગે તેમની અલ્પ, અને તેમને પ્રત્યેકને પોતપોતાના કસબ પર મુસ્તાક રાખવાને સારુ જરૂરી એવાં માનગૌરવનાં નિમિત્તો-અવસરોએ જૂજજૂજ. (એ તો જૂજ હોય તે જ ઇષ્ટ.)

## સંમેલનનું શ્રેય

આવા પ્રોત્સાહક માનપ્રદાનના તમેયે અધિકારી છો. સાહિત્યપરિષદ ચાલીશ વર્ષની પ્રૌઢ-પીઢ સંસ્થા છે. એનો ભૂતકાળ કેવોક હતો ને વર્તમાન કયાં ગૂંચવાયો છે તે તો મારા જેવા બહાર ઊભેલાને અને પોતાનાં કલમ-કાગળ સાથે જ મહોબતે બંધાયેલાને ખબર નથી. તથાપિ આ બુઝુર્ગ સંસ્થા એક અસલી ટીંબો તપતો રાખી રહી છે, લાંબે-ટૂંકે ગાળે પ્રાંતના વાણીરસિકોનો મેળો મેળવે છે, અને આડે દહાડે અન્યત્ર તો કયાંય પોતાનું સ્થાન ન શોધી શકતા એવા દૂરદૂર ગામડે-નેસડે પડેલા મહેતાજીને પણ, એનો નાનકડો નિબંધ અહીં વંચાશે એવી ઉમેદ સાથે આકર્ષી લાવે છે. આ મેળો જ્યાં જ્યાં મળે છે તે પ્રદેશ અને સ્થળની હવામાં પણ લોકપર્વણીની પ્રસન્નતા છવાય છે. અન્ય પ્રશ્નોએ આવરેલાં જનહૃદયોમાં એક ચમકારો પડે છે કે સાહિત્ય પણ લાગે છે કંઈક મહત્ત્વની બાબત– રોટી અને વસ્ત્ર જેવી જ કંઈક જરૂરી.

એટલે આ સાહિત્યપરિષદે વાઙ્મયના આપણા ફાલમાં સીધો ઉમેરો કેટલો કર્યો, અથવા તો જેની ઘટામાં એક અથવા અન્ય પ્રકારનો જ્ઞાનરાશિ આડે દહાડે પણ પોષણ ને સંવર્ધન પામ્યા જ કરે એવું એક વટવૃક્ષ આ સાહિત્યપરિષદ કેમ નથી બની જતી વગેરે પ્રશ્નોને માહિતીને અભાવે વેગળા જ રહેવા દઈને હું તો સીધો, આવાં એનાં અધિવેશનોએ જે હવા પ્રકટાવવી જોઈએ તે પર જ આવી જાઉં.

## સંઘ-સંપર્કની ઉષ્મા

સંઘદર્શન એ મહાદર્શન છે. સંઘોર્મિ એ મહાદીપ છે. વ્યક્તિઓની જૂજવી દિવેટો એને અડકયે ચેતાઈ ઊઠે છે. વ્યક્તિગત લેખકો, સર્જકો જ્યારે લોકસંઘનો સાક્ષાત્કાર અનુભવે છે, ત્યારે એની જૂજવે કારણે થીજી ગયેલી સર્જન-સ્ફુરણા ઓગળી પ્રવાહબદ્ધ બને છે અને એક દિશાએ જેમ વાણીના વિધાયકોનું રુધિર ગરમ બને છે, તેમ બીજી બાજુ આપણા ચેતનાપ્રેરક આ લોક-સંઘને પણ ગોચર થાય છે કે, અન્ય ક્ષેત્રોમાંથી મળી આવેલી અમીરાઈ, શ્રીમંતાઈ, દમજત, અગર રાજકારણી હાકેમીને તો આ મેળાના મંડપ નીચે ગૌણ સ્થાન છે, અહીં તો અગ્રસ્થાને દીપે છે-અગર દીપવો ઘટે છે-પેલો કવિતાકાર, વાર્તાકાર, નિબંધલેખક, વ્યુત્પત્તિનો ઉકેલનારો અથવા શબ્દકોષનો સંશોધક. અરે, એકાદ ફક્કડ પરીકથાની કારીગરીથી પણ પ્રજાનાં છોકરાંને કલ્પનામસ્ત બનાવનારો અહીં ગણનાપાત્ર સ્થાને બેમશે. ભલે પછી એમાંના કોઈકના રાજધણી, ગામધણી, ઉપરી-અધિકારી કે પેઢી-માલિક ધનપતિયે આ સંમેલનમાં ઉપસ્થિત હો.

## મધપૂડા બાંધનાર

શાની પ્રતિષ્ઠા અહીં કરીશું ત્યારે ? ન ધનની, ન સત્તા-સાહેબીની, ન દાન ને સખાવતોની, ન રાજકારણનીયે. અહીં તો બાજઠ પડે હંસવાહિની વીણાધરીનું. કલ્પનાના સરોવર-નીરને વિષે,

બુદ્ધિજન્ય આનંદ-રસ અહીં શુભ કમલને રૂપે ઝૂલશે. નાના ને મોટા આપણે સૌ એ પદ્મના પરાગ પીનારા છીએ; પીને પાછા પરજનોને સારુ મધપૂડા બાંધનારા છીએ.

વાણીના વિધાયકોનું, 'પરાગ પીને મધપૂડા રચનારા' એવું સ્વરૂપ અહીં અલંકાર-છટા માટે નહિ, પણ હકીકતના નિરૂપણ માટે બાંધ્યું છે. લેખકનું સાધન છે શબ્દ-કલા. કોઈ પણ પ્રાપ્ત જ્ઞાન અથવા જીવનદર્શનનું રહસ્ય શિલ્પસુંદર શબ્દરૂપે પ્રકટાવવું એ છે એનું સાધ્ય. બાકી માનવી એ તો અટપટો વિષય છે. સમાજ, રાજકારણ, જિન્સી, અર્થકારણ વગેરે તો છે અતલ સમસ્યાઓ. એની પાછળ તદ્‌વિદો પણ એક કરતાં વધુ અવતારો ખપાવી નાખશે, છતાં એણે ગણતરીમાં રાખેલી એકાદ કોઈ અવસ્થા ઊંધી વળતાં એની માન્યતાનું સમગ્ર મંડાણ તૂટી પડશે. ફ્રોઈડે સારાય માનવપ્રશ્નોને એક કામેચ્છારૂપી ધરીની આસપાસ ફરતા બતાવ્યા, પછી એ બાપડો ગયો, એની મૂળ ધરી જ ધુમાડાની સેર નીવડી, એટલે સમાજશાસ્ત્ર પર ફ્રોઈડને જ આખરી શબ્દ સમજી તેના સિદ્ધાંતોના પ્રતિપાદનને પ્રયોજન બનાવી બનાવી માનવજીવનની વાર્તાઓ-કવિતાઓ આલેખનારા લેખકોની અવદશા થઈ. એ જ બને છે માર્ક્સવાદી વિચારસરણીને પયગમ્બરી સત્ય સમજી તેના પર કૃતિની માંડણી કરનારા કલાધરોનું. એ જ જો કદાચ બનશે ગાંધીવાદી અર્થકારણનો ચિરાધાર લેનારા શબ્દ-કસબીઓનું, તો આપણે નવાઈ નહિ પામીએ. ફ્રોઈડનો દાખલો ટાંકીને તાજેતરમાં જ એક વાર્તાનવેશે આપણને વાર્યા છે, કે આખરી સત્યનો વાદવિભ્રમ સેવ્યા વગર કેવળ તમે ચિત્તાહ્‌લાદક કૃતિઓ રચો. એ જ વાત લાગુ પાડી શકાય ચરિત્રનિરૂપકને, ઇતિહાસકથન કરનારને અને ધર્મતત્ત્વના ઉદ્‌ગાતાને કે: જગતની રસભરી રજૂઆત કરો, રમણીયને સર્જો. આપણા શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું વિધાન છે: 'પ્રકૃતિમાત્ર ઉપયોગી, પરિસ્થિતિમાં ટકે એવું જ નહિ, પણ રમણીય સર્જે છે.' શબ્દસર્જક પણ એ પ્રકૃતિને જ અનુસરે-ટકાઉ તો ખરું, પણ સાથે રમણીય સર્જે.

## સાહિત્યકારની મર્યાદા

આવી મર્યાદા જો ન બાંધીએ, ને સાહિત્યકારને કૂટ વિશ્વપ્રશ્નોનો ઉકેલનાર સત્યશોધક સમજીએ, તો માથા કરતાં પાઘડું ઘણું મોટું થાય પ્રાચીન સમયની આપણી સાહિત્કાર વિષેની કલ્પના ચાહે તે હોય, આજની આપણી વસ્તુસ્થિતિ જુદી છે, માટે એ જુદી સમજને માગી લે છે. પ્રાચીનોનો 'કવિ' હતો સર્વવિદ્ સત્ય-પેખન્દો તપોધન. એ તો દ્રષ્ટા કહેવાતો. હોમર અને વ્યાસ જેવા 'એકે હજારા' હતા એના કથાકારો. નાટક તો કાલિદાસ, ભાસ જેવા આંગળીને વેઢે ગણીએ તેટલાનો જ કલાપ્રદેશ. આજે આર્પદર્શનની અધિકારી અલ્પસંખ્ય વિભૂતિઓનો* નાનો નથી. પેલા શ્લોકમાં કહ્યું છે તેમ, પક્ષીઓને બોલાવતાં કૂદાં પણ 'અમોયે વિહંગમો' કહેતાં હાજર થાય છે. પ્રતિભા જેનું નામ છે તે માનવશક્તિ ચૂર્ણ થઈને કણી-કણી-ભાગે સામાન્યોમાં-અરે, અતિ સામા-

* સમરોંટ સોમ

ન્યોમાં-વહેંચાઈ ગઈ છે. સામાન્યોના આ બુલંદ સમૂહને શિરે, ધ્યેય તો અર્વાચીન કાળે પણ પરમ સત્યોના પારગામીપણાના આદર્શને પહોંચવાનું જ રહેશે. એની બહુસંખ્યાના શોરબકોરમાં મૂળ આદર્શનો સૂર રૂંધાઈ ન જવો જોઈએ. છતાં હકીકતે આ જમાનો મહાકાયનો નહિ પણ મહાસંખ્યનો છે. માટે જ અત્યાર પૂરતા તો શિલ્પીગણના ખભા જેટલો ઊંચકી શકે તેટલા જ તોલનો આદર્શ એની પીઠ પર આરોપીએ તો સારું.

## પ્રતિભાની ભૂમિકા

એક બાજુએ તથ્ય છે. બે-ચાર પ્રતિભાસંપન્નો ઝળહળે તેથીયે પ્રાંત તાલેવાન ગણાતો નથી, અને સો-હજાર મધ્યમો ખદબદી રહે તે પણ બુદ્ધિની દરિદ્રતા ટળ્યાનું ચિહ્ન નથી. સંખ્યાને ભોગે પણ પ્રતિભાની સામાન્ય ભૂમિકા ઊંચે આવવી જોઈએ.

આજકાલ કરતાં વીસ વર્ષોથી તો હું જોઈ રહ્યો છું: ટૂંકલઉડિયા મધ્યમોને ઊગ્યા-ન ઊગ્યા આથમતા જોઉં છું. ઊગીને નભોમંડળમાં માંડ દ્યુતિ કાઢવા લાગે ત્યાં તો નિર્વાણ પામી જતા જોઉં છું. કેટલાક તો એકાદ હસ્તપ્રત લઈને પ્રવેશ-દ્વારેથી જ ધાંટો પાડતા સંભળાય છે: 'ક્યાં છે મારો પુરસ્કાર" એકાદ સારું અવલોકન કેટલાકનાં મગજ ખેસવી નાખે છે. એકાદ પ્રકાશનની આંટને કેટલાક અતિ ઉતાવળે વટાવી ખાય છે. મિત્રો સાથેનો વાર્તાલાપ, મોટે ભાગે, કયો પ્રકાશક વધુ રૉયલ્ટી આપે છે તે એકાદ મુદ્દાની આસપાસ આંટા મારતો હોય છે. પોતે પોતાની પહેલી-બીજી કૃતિમાં જેને અડકયો છે તે તો હજી દુનિયાની નાનકડી એક કિનારી જ છે, સંસાર-મહેરામણની શેવાળેલ સપાટી જ છે, પ્રવેશ લાધ્યો છે તો ચાલ હવે ગહન ઊંડાણો નિહાળું ને માનવીના મર્માંગણમાં પેસું એ વાત રહેતી નથી. પછી છેવટે ગુજરાતની એકદરી પર થોડા કડવા બોલ છાંટી આ મરઘાભાઈ અર્થાત્ મધ્યમ માનવી, જો શાણા હોય તો વીમાની એજન્સી વસાવે છે, ને મંદ હોય તો સિનેમાના કોઈ સામયિકમાં હળવા ટુચકા લખવા બેસી જાય છે.

## મધ્યમોની નવી ખુમારી

'તો શું મધ્યમોને ગર્દન મારવા છે?'

જરીકે નહિ. મધ્યમો તો મારી પોતાની જમાત છે. એની પ્રથમ જાગૃતિના મિજાજથી રખે અકળાતા. રડયાખડયા જૂજ તરજુમાકારોની, અને ટુકડો રોટી ફેંકનાર પેટ્રનના પ્રભાવ નીચે દબાઈ રહેનારાઓની ભૂમિકા પાર કરીને એક સમષ્ટિના રૂપમાં તો મધ્યમોનો સમૂહ આજે પહેલી જ વાર દેખા દે છે. પહેલી જ વાર એ સ્વત્વના શ્વાસ ઘૂંટે છે. પહેલી જ વાર એનો કમખ સ્વમાનશીલ ભૂમિકા પર દેરાય છે. એનું ચોરી-તફડાવી કે સેરવી જતો પ્રકાશક પહેલી જ વાર એને ઘેર તેડવા આવે છે. આત્મવિશ્વાસની ખુમારી એનામાં સમષ્ટિરૂપે પ્રથમ વાર પ્રગટી ઊઠી છે. દ્રવ્યલિપ્સાની નહિ, પણ નવગૌરવના સુખની આ બેચેની છે. સાવ સ્વભાવિક છે કે,

નવી હવા એના મગજને તર બનાવે અને વનસ્પતિ-જગતની જેમ વાઙ્મય-જગતમાં પેલું પણ એટલું જ સ્વાભાવિક છે કે, ફળઝાડને માથેથી સો પુષ્પો ખરી જાય ત્યારે માંડ દસને ફળ બેસે. જેઓ મોરે છે તેઓ સત્વશીલોને માટે સ્થાન કરવા ખપતા હશે. પ્રકૃતિનો એ નિયમ છે. ન ડરીએ. જેઓ ટકી રહેશે તેમની આવતીકાલ છે. પહેલવારકી ભભક પૂરી થયે એ જ મધ્યમો કમર બાંધીને આજના નવનિર્માણના ચૂનો-પથ્થર ઉપાડનારા શ્રમીણો બનશે.

## પ્રતિભાવંતોની ખોટ

મારો પ્રાંત અવસ્ય હરજ્જાના પ્રતિભાવંતોથી વંચિત રહે એ અકારબત્ત મને અકળાવે છે, એકાદા ગોવર્ધનરામનું સ્થાનેય અર્ધી સદી સુધી ખાલી પડ્યું રહે એ અસહ્ય છે, કારણકે પ્રતિભાવંતોને અભાવે સામાન્યોમાં વામણા આદર્શોની પૂજા પેસી જાય, મધ્યમોનું જોણુ ઉર્ધ્વમુખી રહે નહિ, ગુજરાતી વાઙ્મયની શકયતાના વિસ્તીર્ણ સીમાડા કોઈ મધ્યમોને દેખાડે નહિ. સામસામા કૂપમંડૂકો પેટ ફૂલાવતા બેસીએ છીએ. પ્રજાસમસ્ત પણ સાહિત્ય અને સાહિત્યકાર એ બે શબ્દોના ઉચ્ચાર માત્ર સાથે જે એક રગરગવ્યાપી ગંભીરતા ને આકાશી વિસ્તીર્ણતાનો ભાવસ્પર્શ અનુભવી રહે તે સાચા સ્વામીને અભાવે અનુભવી શકતા નથી. હું ટાગોરને ભલે નહિ, પણ ગોવર્ધનરામને તો ગુજરાતને ટોચે માગું છું. વાણીના સ્વામીઓ વિનાની ગુજરાત મંકડોને પ્રસવ્યા છતાંય વાંઝણી કહેવાય.

## કામના ઢગલા

તથાપિ સામાન્યો-મધ્યમો પર હું જરીકે ઓછું જોર આપવા માગતો નથી. કદી નહિ એટલી મોટી જરૂર સામાન્યોની આ જમાનાને પડી છે. ફક્ત પ્રતિભાનો ફાંકો મૂકી દઈએ તો આપણે સારુય કામના ઢગલા પડ્યા છે. હજુ કામચલાઉ રાષ્ટ્ર-સરકાર એની બંધીય મર્યાદા સાથે સત્તા પર બેઠી-ન બેઠી ત્યાં તો દેશાવરો સાથેનાં તેમજ પ્રાંત પ્રાંત વચ્ચેનાં વિનિમય-દ્વારો ઊઘડવા લાગ્યાં છે. કાવ્યથી માંડી વ્યુત્પત્તિ લગીના કાર્યપ્રદેશોમાં નવી સ્ફૂર્તિ સંચરી છે. પ્રાંતે પ્રાંતે યુનિવર્સિટીઓ માતૃભાષાને માધ્યમ બનાવી રહી છે. ગુજરાતની આગવી વિદ્યાપીઠને આકાર ધરી પૃથ્વી પર ઊતરતાં ઝાઝી વાર નથી, છતાં કયાં છે ગુજરાત પાસે વિદેશી કે પ્રાંતીય ગ્રંથમણિઓનાં અકબંધ અણીશુદ્ધ ભાષાન્તરોયે?

ભાઈ ચંદ્રવદને એક દિવસ મને ચોંકાવ્યો હતો. કહે કે અમદાવાદ ખાતે ગુજરાતનું સ્વતંત્ર રેડિયો-ઘર ઉઘાડવાને હવે ઝાઝી વાર નથી. પણ એ પછી, એકેક દિવસના ત્રણત્રણ-ચચ્ચાર કાર્યક્રમો પૂરવાને માટે તારી-મારી પાસે શી સામગ્રી છે તે તો કહે? આખું વર્ષ પ્રજાને આપણે શું પીરસીશું? નાટકો-નાટિકાઓ છે? ગીતો છે? વાર્તાઓ છે? નિબંધોયે છે? એ બાબરા ભૂતને કામમાં કઈ પેર રોકી રાખીશું?

આ રહ્યો મધ્યમોની સામે કામ-ઢગલો. એકાદ ભાઈ ચંદ્રશંકર પોતાને વતન ગોધરા બેસી જઈ રાધાકૃષ્ણનની પ્રાસાદિક રચનાઓના ઓજસપૂર્ણ અને અર્થભારવાહી અનુવાદો આપ્યે જાય છે. ભાઈ નગીનદાસ, ટાગોરની આરાધના માંડી એકલા બેસી ગયા છે. માનું છું કે આ કસબને એ ભાઈઓએ

સ્વાવલંબી કક્ષાએ પહોંચાડ્યો છે. નવજીવન પ્રકાશન મંદિરમાં જેઓ બેઠા છે તેઓ મધ્યમો જ છે. તેમને હાથે થઈ રહેલું ધારાવાહી જ્ઞાનદોહન નિહાળો. એ બધા કવિતા ને વાર્તા લખવા બેઠા હોત તો?

## સંપત્તિ ને કીર્તિના હક્કદાર

સામાન્યોને હું વિવેક કરવા સૂચવું છું. કીર્તિની કામનાના બે પ્રકારો છે: રોગિયલ અને નીરોગી: 'કર્મમાં જ તારો અધિકાર છે, ફલમાં નહિ કદી !' એવા ચવાઈ ચવાઈ છોતાં બની ગયેલ ગીતાસૂત્રને તમારા માથામાં નહિ મારું. દ્રવ્યલાભ અને કીર્તિલાભ-બંનેના તમે સાહિત્યક્ષેત્રે અધિકારી છો. પણ સંપત્તિ અને કીર્તિ બંને તમારાં વારણાં લેતી, તમારા પર લળતી ને ઢળતી આવે એ એક વાત છે, ને એ બેઉની પાછળ 'શુનીમન્વેતી શ્વા'વાળી રીતે એકાદ હસ્તપ્રત લઈને લેખક લટુવેડા કરતો દોટો લગાવે એ બીજી વાત છે.

## સૌ-પહેલી આત્મસંતૃપ્તિ

દ્રવ્યલાભ, કીર્તિલાભ ઉપરાંત એક બીજી વાત આપણું પ્રેરકબળ છે-ને એ જ મુખ્ય છે. એ છે આપણી આત્મસંતૃપ્તિ. દાખલા તરીકે, મેં કોઈ મહાસત્ત્વ જોયું, માનો કે હું હિમાચળ જેવા પહાડમાં ઘૂમી આવ્યો કે ગેરસપ્પાનો ધોધ જોઈ આવ્યો; એ જ પ્રમાણે ધારો કે મેં આ દેશની કે પરદેશની કે ઉત્તુંગ માનવ-વિભૂતિઓનું સાંનિધ્ય સેવવાનો મોકો મેળવ્યો-એ વિભૂતિદર્શનમાંથી માચા રસાનંદનું એકાદ બિન્દુય જો મને લાધી ગયું તો તો હું એની ખુમારીમાંથી ડોલ્યા કરું. પછી એક દિવસ મને થાય કે આ આનંદ તો મનમાં શમાવ્યો સમાતો નથી, ઝલકાઈ ઝલકાઈ બહાર ઢળે છે, એને શબ્દમાં વહાવી અન્ય જનોને પણ રસભાગી બનાવું, નહિ તો ત્યાં લગી મને જંપ નહિ વળે. નિજાનંદના આ સભરભર કુંભ અન્ય જનોને પાવાની લાગણી જો સાચી હશે, તો પેલા બિન્દુમાત્ર અનુભવમાંથીયે વાણીની અમૃતધારા છૂટશે. પણ જો કંઈ વિભૂતિદર્શન કર્યું છે તેને લાવને ઝટઝટ વટાવી નાખું, આના બે બોલ મેળવું, તેના ચાર અભિપ્રાય કઢાવી લઉં, પ્રકાશકને પણ જોઈએ છે ચલણી નામવાળો પ્રસ્તાવનાકાર, એટલે એ પણ પ્રકાશન માટે તત્પર બને છે, પરિણામે બહાર પડે છે—કીર્તિલેખ નહિ પણ લેખકના મૃત્યુલેખની ગરજ સારતું એક ચોપડું. એ એનો મૃત્યુલેખ બને છે, કારણકે ફરી એ લખી શકવાનો નથી.

## છૂપો નિજાનંદ

આમ પ્રથમ તો આત્મસંતૃપ્તિની જ આવશ્યકતા, પછી કીર્તિની, તેનીયે પછી દ્રવ્યપ્રાપ્તિની અપેક્ષા. એ વાત કેવળ અંતઃપ્રેરણામાંથી પરિણમતી કલ્પનાશોભન કલાકૃતિઓ પરત્વે જ સાચી છે એમ ન માનતા. એકાદા ગ્રંથ-વિવેચનનેયે, અખબારના મુખ્ય પાનાને શણગારતા એકાદા લેખનેયે, કોઈ પણ અનુવાદિત છાપા—લખાણનેયે, અરે, તમે અહીંતહીં આડા-ધારા, લલિત-હળવા શબ્દ-સાથિયા પૂરો છો તેનેયે, સૌ પહેલી અપેક્ષા છે આત્મપ્રસન્નતાની. હજારો લોકો તો એ વાંચવા પામે ત્યારે ખરા, મારું-મારું જે કંઈ એ ધારે તે ખરું, તમને પોતાને-એ કૃતિના કર્તાને-અત્યારે આ ઘડીએ એ કૃતિ પ્રસન્ન કરે

છે ખરી? આરસીમાં મોઢું જોઈને મલકાતા હો, એવા છૂપા નિજાનંદે તમે તમારી એ સરજત નિહાળીને હસી ઊઠો છો? ઘાટઘૂટ બરાબર ઊતર્યા લાગે છે? આકાર-સૌષ્ઠવ સંતોષે છે? શબ્દો યથા-સ્થાને યોજાયા છે ને? સુરુચિની બાબતમાં છૂપી છૂપીયે આત્મવંચના નથી થઈ ને? રોજ ઊમટતા શબ્દ-પૂરની અંદર મુકાબલે તો નાનકડી અને નગણ્ય લેખાય તેવી તમારી એ કૃતિ જે કોઈ બીજ આંખો એ વાંચવા પામશે તેને તો પકડી રાખે તેવી દીસે છે ના?

## નુગરી દુનિયા

લેખકે દુનિયાને વિશે ઉપર કહી તે આત્મકસોટી રાખ્યા વિના છૂટકો નથી, કારણકે એ દુનિયા નુગરી છે. નૃત્ય સંગીત ને ચિત્ર જેવા કલાપ્રદેશોમાં મુરશિદ વગર ડગલું દઈ શકાતું નથી. ગુરુનો પંજો ત્યાં અનિવાર્ય બને છે. શબ્દકલાના ક્ષેત્રમાંથી એ સુભગ સ્થિતિ ગેરહાજર છે. અહીં તો સૌ સૌને મન સવાશેર હોય છે, અધવાલ પણ ઓછો નહિ! અહીં મુદતનો બાધ નથી, વયની શરત નથી, હસ્તપ્રતને ૭ મહિના પગ સંઘરી રાખવાનું આરોગ્યદાયક નિયમન નથી, કોઈ કુલાચાર નથી, કારણકે કોઈ કુલપતિ નથી. ચિત્રકારને સુખ છે કે એની કાચી કૃતિની પાંચમો પ્રતો છપાવીને બહાર પાડનારો પ્રકાશક એને સાંપડે નહિ. કાચા નર્તકને રંગભૂમિ પર રજૂ કર-વાની કોણ હિંમત કરે? ઠુરિયો થવાની જ બીક! એમ હરકોઈ આ...આ કરનારને કાંઈ ખાં સાહેબ કહી જલસામાં ખડો કરી શકાય છે? કાન અને આંખના કલાયુક્ત રસાસ્વાદની એ ચિરા-નંદિની સામગ્રી છે. એમાં હાથચાલાકી ચાલે નહિ. ઉસ્તાદના હાથની માવજત, કરડી ને સુંવાળી બન્ને કક્ષાની, આ કલાક્ષેત્રોમાં અવલ સ્થાન ધરાવે છે. પણ સાહિત્યનું ક્ષેત્ર બાપડું મોટી અરા-જકતાનો ભોગ બન્યું છે. ઉસ્તાદ નામને સાર્થક ઠરાવે એવા પ્રથમ કોટિના વિવેચકોથી ગુજરાતી સાહિત્ય એનગીમ બન્યું છે. વિવેચક દોરવતો હોય ને વાચક પ્રજા અનુસરતી હોય એ ક્યાંયે દીઠું ગુજરાતે? સળંગ સુદીર્ઘ અને સર્વસ્પર્શી ગ્રંથાવલોકનો જુઓ છો ક્યાંય ગુજરાતે? વર્ષે ચારેક કૃતિઓનીયે સમાલોચના સૌંદર્યનો આલોક ફેલાવે છે ગુજરાતમાં? મંદિરે જઈ ટીલાં-ટપકાં કરી આવવાના લોકાચાર જેવું અવલોકનકામ તો હરકોઈ પતાકડું કરતું હોય છે. એને અવલોકન અર્થાત્ પ્રકાશવિતરણ્ નહિ કહી શકીએ. એ થોડું માર્ગદર્શક બને છે–ખુદ લેખકને કે અન્ય લેખકોને?

## આત્મપ્રસન્નતા એટલે?

મુરશિદો વિહોણી આવી નુગરી સ્થિતિમાં લખનારની આત્મતૃપ્તિ અને આત્મપ્રસન્નતા એ જ એક ભરોસાપાત્ર આંકણી છે, કે જે વડે એની કૃતિની ગુણવત્તાને એ પોતાની મેળે માપી શકે. આત્મતૃપ્તિ એટલે બેશક આત્માની તૃપ્તિ, માણસના અંતરજામી 'સત્યં શિવં સુંદરમ્' મહાસત્ત્વની તૃપ્તિ, નહિ કે માણસના નાનકડા અહમ્-દેડકાની તૃપ્તિ, ચપટીમાં રીઝી જનાર પામરતાની તૃપ્તિ, સ્વાર્થપટુ એ-ચાર પામવાનોનાં અહોહો-અહાહાથી મૂર્છિત બની જનાર નર્યા પ્રશસ્તિભૂખ્યા પ્રાણની તૃપ્તિ. ના, આપણી

કલમો પર એવી તૃપ્તિને નહિ પલાણવા દઈએ. નાનકડી કંડિકાથી માંડી મોટા ગ્રંથની રચના પર્યંત આપણો સાચો ભોમિયો અને સાક્ષી તો પેલો માયલો સ્માનંદી આત્મા જ રહેશે. સાચો હોંકારો એ જ આપશે કે, શિલ્પી ! તેં જે કંઈ રચ્યું તે અલબત્ત તારું નિજનું છે, તારી શક્તિમર્યાદાને આધીન છે, તથાપિ એ ઢોંગ–જાદુગરીથી અદૂષિત છે, આત્મવંચના–પરવંચનાથી અકલંકિત છે, અને તારી પોતાની શૈલીથી અર્થાત્ તારા ખુદના શીલની બનેલી શબ્દસુંદરતાએ વિભૂષિત છે. એમાં સ્વામીઓનો પ્રમાદ ભલે નથી, છતાં એ પ્રાસાદિકતાની તેં આત્મસાત્ કરેલી કણિકા ન્યારી છે. ચોરેલું, ભાડે કે ઉધાર લીધેલું આમાં કંઈ નથી. પ્રસન્ન થા શિલ્પી ! તું નાનો છે, તે છતાં એ મહાજનો જે પંથે ગયા છે તે જ સૌંદર્યવાટનો તું સહયાત્રી છે. તું પોતે પ્રસન્ન થા, પછી બીજાઓ થયા વિના કેમ જ રહેશે ?

## સૌ સાચાને ભોક્તા જડશે

આ પ્રસન્નતાનું તત્ત્વ જ સાહિત્યમાં કર્તા તેમ જ ભોક્તા ઉભય પક્ષોને સંયોજી શકશે. અધિકારભેદે ભોક્તા–સમૂહ જુદી જુદી શ્રેણીઓમાં વહેંચાઈ ગયો હોય તે તો સહજ છે. વાર્તાઓનો ભોગી વર્ગ મોટો હશે, તોપણ વાર્તાઓ પ્રત્યે નજરેય ન નાખનારા ભોક્તાઓની અછત નથી; વાર્તાઓમાં જે મુનશીની કલમના વસ્તુવેગ અને પાત્રપ્રભાવ પાછળ ઘેલા થયેલા ઘણા હશે, રમણલાલની સુંવાળી–ફરસી પ્રેમવાર્તાઓના મુગ્ધો બીજા ઘણા હશે, તો ત્રીજો વર્ગ એ બેઉને ત્યજી 'સરસ્વતીચંદ્ર' સમી કુલીનતાપ્રધાન કાદમ્બરીઓની નિતમ્બિની શૈલીમાં જ રાચતો હશે. નિબંધક્ષેત્રે પણ ન્હાનાલાલના, કાકાના તેમ જ ગાંધીજીના, પરસ્પરથી ઘણા વેગળા પડેલા ગદ્ય–પ્રકારોને એના પોતપોતાના જુદા ભોક્તાઓ છે. સાચા પીરસનારને ભોક્તાઓનો તોટો નથી. જેના પર સ્વત્વની–નિજત્વની છાપ છે, તેની કોઈ પણ શૈલી પોતાનો માર્ગ કરશે, પણ અગાઉ કહેવાયું છે તેમ શૈલી એ તો શીલ પરથી ઊતરી આવેલો શબ્દ છે. મર્જકનું શીલ જેમાં વિલસી રહે એવી નિજશૈલી લઈને આવશો ? ભોક્તાઓની પ્રસન્નતાને તો તમે સર કરી શકશો.

## ભોક્તાનું રુચિતંત્ર

ભોક્તા શબ્દ ભ્રામક છે એ ખરી વાત. આજે જેઓ વધુમાં વધુ વાંચે છે તેઓને ભોક્તા કહી શકીશું ? નાનાં–મોટાં પુસ્તકાલયોમાં જઈ એનાં પત્રકોમાં ડોકિયું કરો. ચોમાસુ લીલા ઘાસ પર તૂટી પડતી ગાયો એ ઘાસની સાથે અંદર જે જીવડું આવ્યું તેનેય કરડી જઈ રોગ નોતરે છે. પુસ્તકાલયોમાં પ્રજાજનોની વાચનભૂખ પ્રથમવાર ઊઘડી હોવાથી વાચકોની અભિરુચિના એવા હવાલ છે. આ વાચું, ના તે વાચું, અરે પેલી મજા પડે તેવી છે, એવા ફૂદકા મારતું નવું વાચક–મન એકેયમાં ઠરતું નથી. લૂખ લૂખ વાંચી કાઢે, વાંચ્યું તેનો સોમો ભાગ પણ ધારણશક્તિ પર ટકે નહિ. વિચારની તો વેગળી વાત. પ્રસન્નતાથી પણ એ બેનસીબ રહે. જે સત્ત્વશાળી કૃતિ ત્રણ વાર ન વંચાય તેનો વાચક સાચો ભોક્તા નથી, અથવા મૂળ દોષ તે કૃતિમાં તો હશે જ, પણ ભોક્તાનું રુચિતંત્ર નથી ઘડાતું એ દોષ સૌથી મોટો છે.

## સંમેલનોની ફરજ

એનું કારણ કદાચ એ પણ હોય કે વાચકોની રુચિમાં વાચનરસ પેદા થાય તેની પૂર્વે જ વાચનના શીખાઈ-ટગલા થવા માંડયા છે થોડાં પુસ્તકોનું એક કરતાં વધુ વાર સેવન થાય એ સ્થિતિને, ઘણી ચોપડીઓ વગર વિવેકે લૂટ લૂટ વંચાય અને દૂર ફેંકાય તે સ્થિતિના કરતાં સારી સમજો છો?

તો સજ્જનો! તમારાં આવાં સંમેલનો એ સ્થિતિ આણવામાં ઉપકારક બની શકે અહીં જે ટોળાં ઊમટે છે, તેની રુચિમાં રોગ-તત્ત્વ નથી તેની તકેદારી રાખજો અહીં જે વ્યાખ્યાનો વંચાય, ને જે નિબંધો રજૂ થાય, તેની રસ-નીરસતાનો ત્વરિત ફેંસલો ટોળાંને હાથે ન થવા દેશો રસ અને સુરુચિ એ પણ ઉત્પન્ન કરવાની વસ્તુ છે જ્ઞાનકોષો પુરાયા વિના રસ જન્મે ક્યાંથી? પચીસ-પચાસ સમાનધર્મી જનો જેની કૃતિને ક્નાક-અધક્નાક કાને ધરવા પણ ન આપડે પાંચ-પચીસ પંડિતો પણ એ વંચાયેલી કૃતિના ગુણદોષનું વિવેચન કરવા જે ખાપડાને અહીં ન લાધે, થોડા કટાળો કાબૂમાં રાખીને પણ પનાઠી બીડી રાખનાર કદર-બે કદર કરનાર ગુણજ્ઞો જેને અહીં ન ભેટે, તે રચનારો પછી બીજે ક્યાં જઈ ઊભો રહેશે? એની દુનિયા નુગરી બનશે એમાં નવાઈ શી? એનો તેજોવધ થશે

## રખે દેવતા જ ખોવાય

મેળા સુખેથી ભરો મધ્યમિલનનો મજીવની-સ્પર્શ મહાકાળ જરૂરી છે સામાન્યોમાં સંઘ દર્શનથી વિદ્યુત્સંચાર થાય છે પણ પર્વો-ઉત્સવો આખરે તો દેવને માટે છે ઉત્સવના ધાંધલમાં રખે દેવતા પોતે જ ખોવાઈ જાય વાઙ્મયીની પર્વણીમાં પહેલી-છેલ્લી અને મનોરમણા તો દેવી વાણી જ હોવી ઘટે આ અને આવા પર્વો જે કોઈ ઊજવો, તે સર્વને અરજ માત્ર એટલી, કે સર્વને રીઝવશો, દાતાઓને વિભૂષિત કરશો, અગ્રેસરોને અગ્રપદે પૂજશો, અભિનંદનો આભાર વચનો અને રંજન-કાર્યક્રમોનો ધમધમાટ મચાવશો, એની વચ્ચે, એક જ ખૂણે એકાદ નાનકડો ખંડ એવો રાખજો કે જ્યાં ટોળું ન પ્રવેશે ને પ્રવેશે તો અદબ રાખી ઊભું રહે જ્યાં સો-પચાસ ગરવા ગુણવિદો જ બેસે અને તેઓ પોતાની સમક્ષ રજૂ થતા શબ્દબ્રહ્મની ઉપાસનાના નમૂનાઓને નિહાળે મૂલવે, આશાસ્પદ રચનારાની પીઠ થાબડે, ઉતાવળિયાને આશ્વાસે ભ્રાંતોને સભાન કરે, શરમાળોને એની શુભ રતિ બતાવી સતેજ કરે અને રોગીઓના મિથ્યાવેશ ઉતરાવે

## નજીકનું ઊજળું ભાવિ

પાંચ-દસ વર્ષો પછી તો તમારા માહેના પચાસ સોનું માકક ફૂડાણું કાઢવાની જરૂર નહિ રહે જેને બાકી આજે ટોળારૂપે જોઈએ છીએ તે સારો રેમધ ગભીર જ્ઞાનપિપાસુ શ્રોતાજનોથી રચાયેલો હશે યુનિવર્સિટીમાં માતૃભાષાને હજુ અપસ્થાન મળ્યું તેણેય જો આગલા થોડા વર્ષોમાં ગુજરાતી સાહિત્યમાં મ્સૂબન લાલી લાવી દીધી છે, તો એ હિસાબે જ્યારે તગેથી ગેય

સુધી સમગ્ર ભણતરનું માધ્યમ માતૃભાષા બની જશે ત્યારે આપણી સિદ્ધિઓ કેટલી ગણનાપાત્ર, કેટલી ઊજળી હશે ! તે સમયે, બેશક જો માતૃભાષાનું પ્રાણ ભરીને પયપાન કરવા આડે રાષ્ટ્રભાષાને નામે કોઈ બનાવટી હિંદુસ્તાની દૈત્ય વીંઝતી ને ડોળા ફાડતી આપણા પર ખડી નહિ થઈ ગઈ હોય તો, અને આપણી પયદાત્રી પ્રાંતભાષાની નિગૂઢ શક્યતાઓને આ કે તે કૃત્રિમ રાજકારણી બંધનથી મુક્ત સ્થિતિમાં ઊછરી-ઊછરી યૌવન ધરી મેદાને મહાલવા દેવામાં આવશે તો, મને ખાતરી છે કે ગહન-ગંભીર જ્ઞાનપ્રેમ અને લલિત-મધુર રસાનંદ એ બેઉનો સમન્વય સાધીને ગુજરાતી પ્રજા એક જ દાયકામાં એક પરિપુષ્ટ સાહિત્યના મણિમંડપ નીચે રમણ કરતી હશે, અને લેખકો પોતપોતાની વત્સલા લેખિનીને કેયૂરે કંકણે શણગારી રહ્યા હશે.

## કૃત્રિમ રાષ્ટ્રભાષાનો ભય

કૃત્રિમ હિંદુસ્તાની વિષેનો ઉપર કરેલો ભયદર્શક ઉલ્લેખ દેશના સંખ્યાબંધ વિચારકોનાં હૃદયમાં ઘોળાઈ રહેલી ચિન્તાનો પડઘો પાડે છે. અંગ્રેજી ભાષાના માધ્યમનું સ્થાન બનતી તાકીદે-પણ અણઘટતી ઉતાવળે નહિ-રાષ્ટ્રભાષાએ લેઈ લેવું જોઈએ એ વિષેનો મતભેદ તો પાતળો પડી ગયો છે. પણ એ સ્થાને વિરાજનાર રાષ્ટ્રભાષા તે કઈ, આ મુદ્દા પરનો સંક્ષોભ શમ્યો નથી, વધારે ઉત્કટ બન્યો છે. શબ્દોના જથ્થા વડે જ કોઈ ભાષા નીપજી શકતી નથી. ભાષાનું માળખું પણ નર્યા શબ્દોથી નહિ બંધાય. ભાષા તો જનહૃદયનો ઉચ્છ્વાસ છે, એ તો આપણાં જ્ઞાનનો, રસનો, મંથનોનો સમુચ્ચય છે. સેંકડો હજારો વર્ષોનાં માનવ-જીવનની કેટકેટલી ચડતી-પડતી ઉન્નતિ-અધોગતિ, વિચાર ને ચિંતવન, લાગણી ને કલ્પનાઓ, શ્વાસ-ઉચ્છ્વાસ, હર્ષ-અશ્રુ—અરે કેટકેટલું અમૂર્ત અને અવ્યક્ત-તેને મૂર્ત અને વ્યક્ત કરતાં કરતાં વાણીનો વિકાસ થયો હોય છે, એક વાક્ય પડે તે સાથે તે બોલનારી જાતિનાં જીવનરહસ્યો છેક તળિયેથી ટહુકી ઊઠે, એવી પ્રાણ-જન્ય ભાષાના બારીક વળાંકો, મરોડો, લાઘવ, વ્યંજનાશક્તિ, વાચ્યાર્થના કરતાં ભાવધ્વનિને મુખરિત કરી મૂકવાની તાકાત એ શું હિન્દી-ઉર્દૂ બન્નેના નર્યા શબ્દોને વીણી લઈ તે તે ભાષાભાષી સમૂહોનાં મન મનવવાની 'પૅરિટી' પેદા કરવાની બાબત છે ?

## રાષ્ટ્રભાષાની સાચી રચનાક્રિયા

રાષ્ટ્રભાષા-નિર્માણના આજના સૂત્રધારો આ બધી સમજણવાળા છે અને તેઓ રાજપુરુષો હોવા કરતાં તો સંસ્કૃતિકારો સવિશેષપણે છે એટલે સંસ્કૃતિલક્ષી દૃષ્ટિ તો પ્રધાનપણે જ કામ કરી રહી છે, આપણી ધણીખરી આકળામણ અંતમાં નિરર્થક ઠરે એમ પણ ધારવા છે, છતાં પ્રતિપક્ષને વિકલ કરતી ફિકર શમતી નથી એ પણ એટલું જ તથ્ય છે. આ બે પક્ષોનું અસ્તિત્વ આપણે ઈનકારી ન શકીએ. એટલે આપણે પણ આપણા મન સાથે આ બાબતનો સ્ફોટ કરી લેવો જોઈએ. કોઈ ના નહિ પાડી શકે કે રાષ્ટ્રભાષાએ જન્મવું જોઈએ, પણ તે તો એની મેળે નીપજે તો જ

ચીઢી લાગે: ભારતવર્ષનું પ્રજાજીવન સંકીર્ણતાને ત્યજતું ત્યજતું જેમ જેમ સમન્વયને સાધતું જશે, પ્રાંત પ્રાંત વચ્ચેનો સંસ્કાર-સંબંધ જેમ જેમ ગાઢ બનશે, સાહિત્ય-વિનિમય જેમ ઝડપથી ચાલુ થશે, એક તરફથી ઉપરથી આંતરપ્રાંતીય જ્ઞાનોપાસકોની 'એકેડેમિક' આપ-લે થશે અને બીજી તરફથી ધરાતલ પરથી આંતરપ્રાંતીય આમ જનતાનો સંગમ અગાઉ જેમ યાત્રાધામોમાં થતો તે મુજબ આપદે સંસ્કારધામોમાં થશે, માનવી માનવીને નવલ બંધુદૃષ્ટિએ જોશે, એનાં નેનોમાં નવું અમી ઊભરશે, અન્યોન્ય વિષે જાણવા-જોવાના કુતૂહલ-દીવડા પ્રાણ પ્રાણમાં પેટાશે, ત્યારે તે પ્રગાઢ સંપર્કમાંથી આપોઆપ રાષ્ટ્રવાણી આકાર ધરવા લાગશે. ભિન્ન ભિન્ન ભાષાઓ વચ્ચે, મોતીને પરોવતા ધાગા જેવી સાચા સામ્યની સેર ત્યારપછી હાથ લાગશે, અને એવા સ્વાભાવિક મિલનમાંથી જે જન્મશે તે રાષ્ટ્રભાષામાં પ્રત્યેકને પોતાપણાનું દર્શન થશે. આજે ચાલતું રાષ્ટ્રભાષાનું ઘડતર એ દોર ન ચૂકો એમ ઇચ્છીએ છીએ.

## પાઠ્યપુસ્તકોનું ગુજરાતી

આવી સ્વભાવમનોહર નિર્વ્યાજ રાષ્ટ્રભાષાનું નિર્માણ જો નક્કરમાં નક્કર લઈ આવવું હોય તો તેનો ઇલાજ પ્રત્યેક પ્રાંતે-પ્રદેશે પોતપોતાની ભાષાની અને સાહિત્યની સમુન્નતિ પર પૂરું જોશ દેવામાં રહ્યો છે. પોતાના ભૂમિરસને પચાવીને પછી જે અન્યનું સત્વ ઝીલવા જશે તે જ ઝીલી શકશે. બાળપોથીથી લઈને પી એચ. ડી. ના વર્ગ પર્યંતનાં આપણાં પાઠ્યપુસ્તકોમાં તમે આજે ડોકિયું તો કરો, તદ્દવિદો ! એકધારું ભાષાશિક્ષણ એમાં નથી. એ શિક્ષણક્રમમાં તળિયાથી ટોચ લગી ઊપડતી જતી નક્કર ઘાટદાર ઈમારતની સ્થાપત્યનિષ્ઠ રચના નથી. અપવાદો સિવાય આપણી ગુજરાતી પોથીઓમાં બાળકો જે વાક્યો ભણે છે તેની રચના ગુજરાતી વાણીને બગાડનારી છે, કારણકે વાચનક્રમનું નિર્માણ ગુજરાતી વાણીના મર્મજ્ઞોને હાથ નહિ, પણ શાળાના ઉપરી-અધિકારીઓની ભાગીદારીમાં અગર કૃપા હેઠળ કમાણીનો ધંધો ચલાવનારા ડેપ્યુટીઓ-માસ્તરોના હાથમાં છે. કેટલાંએક રજવાડાંમાં ચાલતાં ગુજરાતી પુસ્તકો તો જુઓ, ચીતરી ચડશે, રાજકુળો પ્રત્યેની ખુશામદખોરી કિંવા રાજકુળોનાં કોમી-મજહબી ઝનૂન વડે પ્રેરિત એ લેખન ગુર્જરાતી છે ખરાં ? ગુજરાતી આત્માની ઓળખ આપે છે ખરાં ? એમાં નરસિંહ, પ્રેમાનંદ કે કાન્ત-ગોવર્ધનરામે ઉપાસેલી, સલૂણી ગુર્જરીની સૂરત જડે છે તમને ? ઉર્દૂ ભાષાનો ઉપયોગ કોમી દૃષ્ટિએ ગુજરાતીને વિકૃત કરવામાં થઈ રહ્યો છે તે તો તમે જાણો છો ને ?

## ભલે થોડું મોડું થતું

મેરુ જેવડું મહાભારત આ કામ આડે પડ્યું છે ત્યાં સુધી નખથી શિખ સુધીની સાંગોપાંગ અને સંવાદી ગુજરાતીના સિંચનથી દાયકા-બે દાયકા સુધી પ્રજા-વાડીને પુષ્ટ ન કરીએ ત્યાં સુધી-અરે, શિક્ષણક્રમની બહારના વાચનપ્રદેશમાં પણ લેખકોની કલમો સાચી ગિરા-ગુર્જરીનો સમન્વય-

સુદર આકાર ઊભો ન કરી શકે ત્યાં સુધી, બનાવટી તો શું નક્કર રાષ્ટ્રભાષાનેય આપણે, એના ખુદના જ સ્વાગતને હાર્દિક બનાવવાને ખાતર, સાચા અમૃત ચોઘડિયાની રાહ જોવાને વીનવવી રહેશે.

## સાચો સંસ્કાર-વિનિમય

હિંદી અને ઉર્દૂને આપણે આવવા દેશું, બલકે હાર્દિક નિમંત્રણ દેશું, પ્રેમથી તેડાં કરશું અને ગુર્જરીદ્વારે સત્કારશું, એનાં યુગસમૃદ્ધ સાચાં મર્મસ્વરૂપોને અપનાવશું, પણ તે કઈ રીતે? એનાં વિદ્યાલયો-સાહિત્યસંમેલનોમાં આપણા સાચા પ્રતિનિધિઓને મોકલીને, અને એના સાચા પ્રતિનિધિઓને આપણે આંગણે ઉતારીને. એના સાયરો-સર્જકોની શતકોજૂની સંસ્કાર-ખુશબોએ મહેકતી સાચી હિંદી તથા ઉર્દૂને આપણે ઐચ્છિક વિષયો તરીકેનું આકર્ષક સ્થાન આપણી વિદ્યાપીઠમાં આપશું. એ ભાષાઓનું જ શા માટે, મરાઠી, કાનડી, તેલુગુ ને કાશ્મીરીનું પણ આપણે આ રીતનું નિકટત્વ પરસ્પરના સંસ્કારવાહકો દ્વારા સિદ્ધ કરશું. ગુજરાતનું સર્વોત્તમ તત્ત્વ એની કને ઝિલાવશું ને એમનું સર્વોચ્ચ તત્ત્વ આપણે અંજલિમાં ઝીલશું. પરસ્પર લેશું-દેશું. પણ નહિ ભૂલીએ મુદ્દાની આકાંક્ષા, કે 'સાંગોપાંગ સુરંગ અંગ અતિશે ધારો ગિરા-ગુર્જરી!'

## ભિક્ષાપાત્ર નહિ ધરીએ

કારણકે તેનુ સાંગોપાંગ સ્વરૂપ ગિરા-ગુર્જરીને ધારણ કરાવ્યા પહેલાં આપણે બહારનું જે કંઈ અપનાવવા જશુ તે કંગાલના ભિક્ષાપાત્રમાં પડતા ધનિકઘરના એઠવાડ જેવું હશે, સમાનધર્મીઓ વચ્ચેનું સ્વાદુ સહભોજન નહિ હોય. અને હજુ આપણે તાલેવાન બની ગયા નથી. ઝીણા-મોટા અપરંપાર માનવભાવોનું વહન કરનારી વિચારશ્રેણ, રસળતી બાનીને ગુજરાતે સિદ્ધ કરી નથી. હજુ તો વ્યાકરણ પણ શીખીએ છીએ, ચોકઠાંમાંથી છેક બહાર નીકળ્યા નથી. ગુજરાતી વાણી વપરાઈને રીઢી બની નથી. વિવેચના તો પ્રારંભિક અવસ્થાને પણ વટાવી શકી નથી.

## અસ્થિર મૂલ્યાંકનો

ને મૂલ્યાંકનો આપણા હજુ વિશદ બન્યાં નથી. ગમા-અણગમાનાં પાનાં ટળ્યાં નથી. ચિંતન આછર્યું નથી. નારીનું આલેખન-તો કહેશે કે એને કાં સાધ્વી કે માતા તરીકે જ ચીતરજો. પ્રણય-તો કહેશે એમાં રખે ભોગાસક્તિ આલેખાઈ જાય! શ્રમજીવી-તો એને સર્વગુણસંપન્ન અથવા અન્યાયનો ભોગ જ બનાવજો. સંપત્તિવાન—તો એની કુમળી લાગણીઓની સારવાર પ્રત્યાઘાતી કલમો જ કરે, અસ્પૃશ્ય--તો એની સામે હિંદુ જ્ઞાતિનું ઘોર અપરાધી સિવાય એકેય સ્વરૂપ ન આલેખાય. મુસ્લિમ સંસારનાં તો બારણાં જ બીડેલાં. છાપાં-તો એની વળી સાહિત્યમાં શી ગણના કેવી! નાટક-તો અચેતન રંગભૂમિ ભજવે તે કચરાપટ્ટી હોય તોયે વાઙ્મય. બાકી ધંધાર્થીઓએ પોષેલો વર્ગોથી ભજવેલી કુદીમય કૃતિઓને કોણ ઓળખે? એનાં નર્યાં નાટકોને પણ કયો પંક્તિ અવલોક-આલોચે છે?

## સમન્વયનું માધુર્ય

આમ જોઈએ તો ગુજરાતી વાણીનું ખેડાણ એક સુવિશાલ પટ પર વિવિધ રીતે ચાલી રહ્યું છે. પણ એના સમગ્ર ફાલ પર સર્વગ્રાહી ગરુડ-દૃષ્ટિ આપણી પડતી નથી. જેમાંથી સમન્વય જન્મે તેવો વ્યાપક અને તલગામી દૃષ્ટિનિક્ષેપ આપણો થતો નથી એટલે પછી કયાં કયાં પ્રેરક બળો ગુજ-રાતી જીવનની ધરાને ઉથલાવી ઉપર-તળે કરી રહેલ છે તેની ખબર પડતી નથી.

સિદ્ધાંતોની તારવણી તો પછી ખોટીલી જ બને. એક પક્ષ કહે કે લેખકોને જીવન પર જ પકડ નથી. પ્રતિપક્ષ ઉત્તર વાળે કે જીવન તો અડફેટે આવતું હોય છે, પણ તેનું સંવેદન નીપજી કલ્પનાનિષ્ઠ કલાવિધાન પરિણમતું નથી. શું સાચું હશે? સાચું તો આ છે કે આપણે ગુજરાતી લેખકો યુગકાલીન જીવન-સત્ત્વના એક તુમુલ સંઘર્ષની વચ્ચે આવી પડ્યા છીએ. આભા બનીને એ ધ્વંસસર્જનની લીલા નિહાળી રહ્યા છીએ. હજુ આપણે એ લીલાનાં પાત્રોની દશા પૂરી કરી objective-વસ્તુલક્ષી વિલોકનશક્તિ કેળવી નથી. એ દૃષ્ટિના ઊઘડવા આડે અનેકવિધિ-નિષેધા-ત્મક નિયમનો-નૈતિક તેમજ સામાજિક-કામ કરી રહ્યાં છે. સમન્વયગ્રાહી બનવું એ કપરું કામ છે, પણ સમન્વયગામી બન્યા વગર સાહિત્યની સમૃદ્ધિ નથી. એકાંગિતાનો-અતિમવાદનો આપણા કસબ સાથે કુમેળ છે. 'we are the music-makers' એ સૂત્ર સાહિત્યવિધાયકોને ઓળખાવવા માટે મશહૂર છે. music-makers નો અર્થ જ આ છે: સમન્વય સાધનારા, સર્વગ્રાહી સંવાદિત્વ નિપજાવનારા, સર્વ રસાંગોની માપસરની મેળવણીમાંથી માધુર્યના સર્જકો, માનવી-મરદ હો કે ઓરત, મૂડીદાર હો કે મજૂર, સતી હો કે કુલટા, ગોરો હો કે કાળો, સંત હો કે શઠ, સુંદર હો કે કદરૂપ, માનવી એ માનવી જ છે, એ છે આપણા અવગાહનનો વિષય; એની માનવતાના સારામાઠા સર્વ અંશોની ખેલાતી લીલા એ છે આપણાં વિચાર, સંવેદન અને કલ્પનની વસ્તુ, અને એવા રસાયનમાંથી જે આપણે નિપજાવવાનું છે તે છે આ સમન્વય-માધુર્ય : We are the music-makers *

## 'આદર્શનાં ટોણો મારશો નહિ'

[શ્રી. ઝવેરચંદ મેઘાણીએ મૃત્યુની આગલી સાંજે શિક્ષકોના સંમેલન સમક્ષ આપેલા વ્યાખ્યાનનો અહેવાલ]

મારાં બાળકો અહીંની પ્રાથમિક શાળામાં ભણે છે એટલે તમારા આ સંઘસ્થાપનાના વિચારમાં હું મનથી મારો મોટો હિસ્સો સમજીને અહીં આવ્યો છું.

* ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના રોજમાં અધિવેશનના સાહિત્યવિભાગના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન. રાજકોટ તા. ૧૮—૧૯—૨૦: ઓક્ટોબર ૧૯૪૬.

તમારાં દુઃખોને માટે કલ્પનાની જરૂર નથી. આ જમાનો, મોંઘવારી અને આ ચારે તરફ લાગેલી આગની વચ્ચે અહીં જે આંકડા અને હકીકતો રજૂ થયાં એ પછી એમ લાગે છે કે આપણે કોઈ નવી દુનિયાનું દર્શન કરીએ છીએ.

અમને એમ ખ્યાલ છે કે તમે એક રાજ્યના પગારદાર નોકરો છો એ કારણે રાજ્યની શિસ્ત નીચે રહેવા બંધાયેલા છો, એટલે તમારી પાસે ગમે તે વાત કરવી એ બરાબર નથી. તમારી પરિસ્થિતિની મર્યાદા સમજીને જ બોલાય.

નોકરો હોવા છતાં તમે મનુષ્યો તો છો જ. મનુષ્ય સિવાય માત્ર બે જ કોટી છે–દેવ અને પશુ: જ્યારે તમે દેવ કે પશુ તો નથી. સેન્સસમાં પણ તમારી ગણતરી એવા કોઈ વર્ગમાં નથી થતી. એટલે માણસ હોવાથી મનુષ્ય તરીકેના તમારા પ્રાથમિક અધિકારોનું પાલન આ રાજ્ય કે કોઈ પણ રાજ્ય કરવાને બંધાયેલ છે. આજે આ પ્રશ્ન માત્ર ભાવનગરનો નથી કે તેને 'ખટપટ' કે એવું બીજું કોઈ નામ આપી શકાય. કોંગ્રેસ-તંત્ર નીચેના પ્રાંતોમાં પણ આ પ્રશ્ન સળગ્યો છે. મજૂરો તો આગલી સરકાર સામે પણ બે લેતા: મજૂરો, રેલવેવાળાઓ, તાર-ટપાલવાળાઓ બંદૂકો ભરીને કહેતા કે અમુક તારીખ પહેલાં અમારી માગણી નહિ સંતોષો તો કામ છોડી દઈશું; જ્યારે તમારું ખાતું તો રાંક છે. તેનું કારણ એ છે કે બીજાં ક્ષેત્રોમાં જેને આવડત અને હોશિયારી કહેવામાં આવે છે તે તમારામાં નથી. એવી આવડત અને હોશિયારીને તિલાંજલિ આપીને એક જ લાયકાત પ્રાપ્ત કરી છે, અને તે નાનાં બાળકોને ભણાવવાની. નાનાં બાળકો સાથેની તમારી ફરજો તમને બીજાં ધંધાદારી ક્ષેત્રો માટે નાલાયક બનાવી દે છે. તમે જો સાંજે કોઈ વેપાર કે કોઈ નોકરી કરો તો પછી તમે સારા શિક્ષક ન બની શકો. તમને જો આજે કાઢી મૂકવામાં આવે તો ક્યાં જવું તેનો વિચાર થઈ પડે. તમે વિદ્યાદાન આપવા ખાતર એવા સંસ્કારો કેળવ્યા છે કે જેના પરિણામે તમે બીજે ન ચાલો. અહીં દૂધની વાત થઈ, પરંતુ દૂધ તો ક્યાં–રાબ મળે તોય બસ છે.

તમારો વર્ગ ઊંચું માથું નહોતો કરી શકતો, એટલું જ નહિ પણ દુઃખ સુદ્ધાં ન ગાઈ શકતો, કેમકે અમલદારોને ચાલુ રસમમાં ફેરફાર થાય તો વિદ્રોહ જેવું લાગે છે, એટલે તરત જ તે ઊગતાને ડામે છે. આ મવાઈભાવના પિતાએ ફેરબદલી-પ્રસંગનાં ગાડી-ભાડાં સૌને મળે તે માટે લડત કરેલ, જેથી તેને તાલુકા-માસ્તરીમાંથી જ પેન્શન લેવું પડેલ. એને ભલે નુકસાન થયું, પણ આજે એ લાભ તો સૌને મળે છે ને! માટે નુકસાનના ભયથી ન ડરશો. શિક્ષકોને થયું કે આગલી સરકારોએ આપણને ન સંતોષ્યા, કોંગ્રેસ તો સંતોષશે જ, માટે ત્યાં માથું ઊંચકયું. પણ બદલામાં ત્યાંય ટપલાં પડયાં! શ્રી મોરારજીભાઈ જેવા એવું બોલ્યા કે જેને રસ્તાનો ચાલનાર પણ સહન ન કરી શકે. જોકે, એ મેણાંટોણાંના જવાબ પણ આપેલ છે. વિશ્વાસપાત્ર

સાધન દ્વારા મને જાણવા મળ્યું છે એટલે ખોટું તો નહિ જ હોય કે ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિની કચેરીમાંથી હુકમ નીકળ્યો છે કે કોઈ કોંગ્રેસવાળાએ શિક્ષકોની પ્રવૃત્તિમાં ભાગ ન લેવો; એટલે આવું પણ કંઈ થાય તો મૂંઝાશો નહિ.

રાજ્યોને કેળવણી પ્રિય નથી. કોઈક જ રાજ્યને એ ખાતું ગમે છે. બાકીનાંને તો એ નભાવવાં પડે છે. સાર્વભૌમ સરકારે તે ખાતું સ્વીકારેલ છે માટે નભાવી રહ્યાં છે. કોઈ ગવર્નર કે પોલિટિકલ એજન્ટ આવ્યે નાચગાન, સંવાદ, દાંડિયા વગેરે બતાવીને ખુશી કરાવી શકાય, એ નિશાળોનો એના મનથી હેતુ છે. વળી માસ્તરો પણ સેન્સસ જેવા કામમાં ઉપયોગી થાય છે, એવાં કારણોએ એ ખાતું નભાવાય છે. બાકી જો એને કોઈ કહે કે આ નકામું છે, એવું પહેલાં હતું જ નહિ, રાજા રામ કે પાંડવોના હસ્તિનાપુરમાં કેળવણીખાતાં નહોતાં, તો તેઓ પણ ઉપાડી લે. કારણકે એની કોઈને પડી નથી. વળી માસ્તરોના દંડ સિવાય બીજી કોઈ આવક નથી. અને દંડમાં આવક કેટલી થાય? આવક વિના નિભાવવું પણ શું? નિશાળની ખુરસી તૂટે તો રિપેર માટે બજેટમાં પણ માંડ સમાસ થાય. કેમકે એ કેળવણીખાતાની ખુરસી! શિક્ષકોને આજે જે હાડમારી છે તેનું મૂળ આ છે કે કોઈને એ ખાતાની પડી નથી.

શિક્ષક સ્વમાની હોય એમ સૌ કહે છે, પણ આજે તમારે મંઘ રચવા પડે છે. આ વાત લાખો માણસોના દિમાગમાં નથી ઊતરી, નહિતર બોલવાની ફરજ તો એમની છે. ઢોર દોહવું હોય તોપણ તેના મોં પાસે ખાણ મૂકવું પડે છે, તો પછી, શિક્ષકના ભેજામાંથી અમારાં બાળકો માટે દૂધ દોહવું હોય તો ખાણ કેમ નહિ? પછી દૂધ આવે પણ શી રીતે? પણ દુઃખની વાત છે કે એ કોઈ બોલતું નથી. શાળાઓમાં પાણી માટે મગવડ નથી, કડકડતે શિયાળે બાળકો શાળાની ઠંડી છો પર બેસે તેની કોઈને પડી નથી, વિદ્યાદાતાઓ કે જેઓ પુરાતન ઋષિમુનિઓના અંશો છે તેમને જાર, તેલપળી અને છાંટા દૂધની વાતો કરતા કરવા પડ્યા છે તેનું અમને દુઃખ છે. બોટાદે અહીં પોતાની પ્રજાના પ્રતિનિધિ મોકલવા જોઈતા હતા, અને આ અવાજ પ્રજામાંથી ઊઠવો જોઈતો હતો.

સદ્‌ભાગ્યે શ્રી. જાદવજીભાઈ મોદી તમને મળ્યા છે. તેઓ તમારે માટે લોકમત કેળવશે. બીજા પણ ઘણા પબ્લિક સ્પિરિટવાળા માણસો છે. તેઓ આ તમારા પ્રશ્નને ધારાસભા સુધી લઈ જઈને નિકાલ લાવે. વિષમતાઓ કાઢી નાખીને તમારો જે ચોખ્ખો અવાજ છે તેને કાયદેસરના યોગ્ય સ્વરૂપે શ્રી. જાદવજીભાઈ અને તેના સાથીઓ લઈ જશે.

હિંમત રાખજો. તમને કોઈ મોટું નુકસાન થઈ જવાનું નથી. આ તો વિરાટનો પડઘો છે. અહીં 'રામ-રાજ્ય' શબ્દ વપરાયો, પણ ભાઈ, રામ-રાજ્યમાં તો ધોબીનેય બોલવાની છૂટ હતી, પછી માસ્તર તો બોલે જ ને! તમે શિક્ષકો અંદર અંદરના કશાય ભેદભાવ વિના એક જ જાતના સંતાપથી પીડાઓ છો.

બાકી તમારી પાસે હું આદર્શોની વાત કરવા આવ્યો નથી. એવું કહેવાનો અમને હક્ક પણ નથી. અમે ક્યાં એ ઋષિમુનિઓના યુગના પ્રજાજન છીએ કે તમને એ ઋષિમુનિઓના આદર્શની વાતો કહી શકીએ? તમે ટ્યુશનો કરો છો, આ હું તમને મેણું-ટોણું નથી મારતો. તમે આડકતરા માર્ગ પણ લેતા હશો. મારે ત્યાંયે મહિને ચાલીસ રૂપિયાનું તો દૂધ વપરાય છે, ત્યારે મને થાય છે કે આ બીચારાઓનું શું થતું હશે! આ માણસો ૩૦ કે ૨૫ રૂપિયામાં કઈ રીતે ચલાવતા હશે? માગતા હશે? ચોરતા હશે! લૂંટતા હશે! મને આ ભેદ કોઈ રીતે સમજાતો નથી. કોઈ શિક્ષક લૂંટ કરે તો હું તેને દોષિત ન માનું.

જેઓ આદર્શની વાતો કરે છે તે બધાને હું આ સ્થાનેથી વિનંતિ કરું છું કે તમે એ વાત છોડી દો. આ દુનિયા આદર્શ નથી. કાળાં બજારિયા અને ગળાં કાપનારાઓને ખુરસીઓ પર બેસાડો છો, તો આ બીચારાને આદર્શનાં મેણાં-ટોણાં કોઈ મારશો નહિ!

# લોકસાહિત્ય : વિવેચન

મારા મનની ઊંડી વ્યથાભરી એક જ વાત કહી નાખું છું યથાશક્તિ મેં મારા એક જ પ્રાંતની લોકવાણીનું આટલું સંશોધન ને દોહન કર્યું. મનોરથ તો ગુજરાતભરના વાણી-પોપડા ઉકેલવાનો હતો પણ એ તો મનની મનમાં જ રહી. હવે હું યુનિવર્સિટીના મહાલયમાં વિચરનારા હજારો ગુજરાતી યુવાનોને આ સાદ પાડું છું: કે થોડાક તો નીકળો, કોઇક તો કમ્મર કસો! આપણા રાનીપરજ ને કાળીપરજ, આપણા ભીલો ને ધારાળાઓ, આપણી સુવિશાળ રત્નાકર-પટ્ટીના કંઠાળવાસી નાવિકો અને નાખુદાઓ, તેમની પાસે હજુ ય સચવાઇ રહેલી લોકવાણીને વીણી લાવી, યુનિવર્સિટીને દ્વારે હાજર કરો.



સાહિત્યકાર પોતાની રસવૃત્તિને કલ્પનાવિલાસના રંગો વડે સમૃદ્ધ એવો પોતાનો અનુભવ લોક સાહિત્યની સામગ્રી વડે ગાય છે.'

ઉપલાં બંને વિધાનોની જોડાજોડ આપણે એ પ્રથમ હરોળના બીજા પંક્તિ શ્રી. બ. ક. ઠાકોરનું વિધાન મૂકી જોઈએ. પોતાના રાજકોટ ખાતેના બાલ્યકાળમાં પોતે પોતાના કુટુંબના એકલ આવાસની અંધારી બિહામણી રાત્રિઓએ એક ઝકલ નામની હિન્દુ ધોબણને કંઠેથી જે દુહા, ગીતો ને વાર્તાઓના ઘોધ ઝીલેલા તેનાં સંસ્મરણો પોતે પરિપક્વ અવસ્થાએ આ રીતે ટાંકે છે:—

શ્રી. ઠાકોરનું એથી ઊલટું વિધાન: હીનસંપન્ન છતાં માહાત્મ્યબીજ સંસ્કૃતિ

'હું (ઝકલની) સામે કે ઝકલના ખોળામાં બેઠો બેઠો એનું મોં અને ઇદુકણી જેવી તેજસ્વી આંખોને જોતો જોતો સર્વ સાંભળ્યા કરું......એ રાતો, એ વાતું, એ દુહા......આ પંડમાં તો સર્વ સંસ્કાર મારા ગજા પ્રમાણે પરિપાક પામેલા જીવન્ત છે, પરંતુ એ સંસ્કારો, એ વાતાવરણ, એ દેશભક્તિ, એ પ્રાચીનાનુરાગ; એ જિજ્ઞાસાતંતુ દ્વારા કોઈ મહાપુરુષ કે સ્ત્રીરત્ન કે અમર બનાવ, કે દેવી ગઝબ, કે અજબ સંજોગો કે ચિત્તવેધક કવિતા સાથે બાળકના મગજનું ત્રાટક રચાવી તેમાં વીરત્વપૂજા, સત્યપૂજા, ટેકપૂજા, સૌંદર્યપૂજા, પરમાત્મપૂજા આદિ માનવજીવનને સાર્થક્ય કરી દેનારી ઉદાર ભાવનાઓ રમતું રમતી હોય એવી લીલાથી તથાપિ હેરત પામીએ એવી સચોટતાથી પોષનાર એ હીનસંપન્ન છતાં માહાત્મ્યબીજ સંસ્કૃતિ: ચાલતા દાયકાઓનાં અને હવે પછીનાં આપણાં બાળકોને (આબાલવૃદ્ધ તમામ બાળહૃદયોને) શહેરોમાં તેમજ ગામડાંમાં, ઉચ્ચનીચ સર્વ વર્ણોમાં, વ્યવસાયોની મધ્યમાં, ચિંતાઓના મારા વચ્ચે, ઉત્સવ-શોકના પ્રસંગોમાં, તેમ નિવૃત્તિના અવસરોમાં ઘરઆંગણે તેમ ગામતરાંમાં મળ્યા કરે, મળ્યા જ કરે, કદાપિ મળ્યા વગર ન રહે.' (શ્રી. બ. ક. ઠાકોરનો પ્રવેશક: પાનું ૧૧-૧૨ હરગોવિંદ પ્રેમશંકર સંપાદિત 'કાઠિયાવાડની જૂની વાર્તાઓ.')

મતલબ કે કંઠસ્થ સોરઠી વાણીમાં ઠાકોરને જે સંસ્કાર અને વિદ્યાનું દર્શન જ નહિ બલકે પ્રાપ્તિ થઈ, તે સ્વ. નરસિંહરાવના વિધાનમાંની વ્યાખ્યાને સંતુષ્ટ કરનાર છે: કે આપણા લોકસાહિત્યની પાર્શ્વભૂમાં સંસ્કારિતા છે. અને શ્રી મુનશીના વિધાનનો પણ એમાં જવાબ છે. મુનશીએ રચેલા તારતમ્યમાં તથ્ય ને અતથ્ય બન્ને છે, તેમજ લોકસાહિત્યની મર્યાદા બતાવવા જતાં અજાણે તેમનાથી એની સ્તુતિ પણ થઈ ગઈ છે.

સંસ્કાર અને કેળવણી કોને સમજીએ છીએ?

પહેલું: 'અસંસ્કારી અને બિનકેળવાયેલી જાતિઓનું કંઠસ્થ સાહિત્ય' એવો જે લોકસાહિત્યનો અર્થ એણે કર્યો છે તે ખોટો છે. કોને આપણે સંસ્કાર કહીએ છીએ ને કોને આપણે કેળવણી સમજીએ છીએ તેના નિર્ણય પર બધો આધાર રહે છે. મારું મંતવ્ય એ છે કે સમગ્ર લોકસાહિત્ય એ કોઈ પણ એક જ પ્રારંભિક માનવદશાનું અર્જન કે દર્પણ નથી. એમાં પ્રારંભિકથી માંડી

પ્રારંભિક એટલે પછાત નહિ

વધુ જોરદાર રંગરેખા પ્રારંભિક માનવ-દશાએ જે સરજાવ્યાં તે છે. વર્તમાન કલાશાસ્ત્ર એની સુવિકસિત દશામાંયે પેલી પ્રારંભિક રેખાઓને નમી રહ્યું છે. ઉ:કાળ એ પણ દિવસની પ્રારંભિક દશા છે ને ! છતાં એનું સૌંદર્ય તો પ્રખર મધ્યાહ્નમાં કે પૂર્ણિમાની કૌમુદીમાં પણ નથી. મતલબ કે, પ્રત્યેક જીવન-દશાને એનું વિશિષ્ટ સૌંદર્ય છે, જેની ઊંચાનીચી કક્ષાની તકરાર વિફલ છે.

અત્યારે તો આ ચકાસણીને સૌરાષ્ટ્ર-રાજસ્થાનનાં લોકો પૂરતી જ લાગુ કરીએ. (કારણ દેખીતું છે. હું જે કંઠસ્થ સાહિત્યનો આધાર લઈ બોલું છુ તે અવલ દરજ્જે સૌરાષ્ટ્ર-રાજસ્થાન માંથી વીણેલું છે. એ સૌરાષ્ટ્રી લોકજીવનની પેદાશ છે.) તો હવે સૌરાષ્ટ્રનાં લોક કોઈ પણ સાહિત્યસર્જનને શકય બનાવે તેવી નિરાળી સંસ્કારિતાનાં વારસદાર હતાં કે નહિ ? 'નિરાળી' હું એટલા માટે વાપરું છું કે વેદ, વેદાન્ત, ઉપનિષદો, પુરાણો, રામાયણ-મહાભારત ઈત્યાદિની પરંપરા દ્વારા ઊભી થયેલી આર્યસંસ્કૃતિ તો સર્વસામાન્ય છે; અને એનો દાવો તો પોતપોતાની શ્રેષ્ઠતા-આર્યતાના સાચાખોટા પ્રતિપાદનને ખાતર ભીલો, કોળીઓ, ભંગીઓ સહુ કોઈ કરે છે. પણ એવા દાવામાત્રથી કંઈ સાહિત્ય નીપજતું નથી. નીપજે તો તે વટલેલા લોકોના ખ્રિસ્તી સાહિત્યસમુ મુડદાલ જ હોય.

નિરાળો સોરઠી સંસ્કાર છે

એ નિરાળો પ્રજાસંસ્કાર અથવા તો જાતિસંસ્કાર નિહાળવા માટે આપણે સૌરાષ્ટ્રવાસી જાતિઓના ઇતિહાસમાં ઊતરવું જોઈએ. એ ઇતિહાસમાંથી કોઈ વિશિષ્ટ પ્રકારનાં સાહિત્યોત્પાદક, રંગચડાવણ અને ફોરમ છાંટતાં સંસ્કાર-બળોનો હવાથો મળે છે ? સાહિત્યનો ઉદ્ભવ શામાંથી ? ઊર્મિઓમાં તુમુલ સંક્ષોભ પ્રકટાવે, પ્રાણમાં રોમાંચ જન્માવે, મર્માઘાત કરે, લાગણીઓને કલાદેહ ધારણ કરવા પ્રેરે એવા જીવનમાંથી. એવું જીવન એકધારું, એકતાનીલું, નિયમબદ્ધ નહિ, પણ મોકળું, ઘટનાઓથી ભરેલું, વૈવિધ્યપ્રચુર હોવું જોઈએ, દિલાવર અને સઘમંવેદનશીલ હોવું જોઈએ.

આવાં બળો સોરઠી જીવનમાં હતાં ખરાં ?

સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસ પર અદ્યતન શબ્દ પાડનાર શ્રી ભગવાનલાલ સંપતરામનું વિધાન પાકે પાયે સમજી-સ્વીકારી લઈએ કે સાતમી સદી પછી તો ભીલ-કોળી વગર કોઈ પણ આ દેશનો અસલી રહેવાસી નથી. પરમારો એ ઋષિઓએ યવનોને સંહારવા આબુના મંદાકિની કુંડની યજ્ઞજ્વાળામાંથી પેદા કરેલા દિવ્ય પુરુષો હો કે ઇતિહાસ ઘટાવે છે તેમ બ્રાહ્મણોએ બૌદ્ધ ધર્મ પર વર્ચસ્વ મેળવવા માટે પોતાના ધર્મમાં આણેલા યવન (ગ્રીક) લોકો હો; જેઠવાઓ એ હનુમાનજીના વીર્યથી એક મગરને પેટે જન્મેલા અમાનવ્ય કોઈ પૂછડાંધારીઓ હો કે ગ્રીસના જ્યોર્જિયા પ્રાન્તથી અહીં ઊતરી આવેલા તલવારધારી તેમ જ માલધારી 'જીટ' લોકો હો; વાળા રાજપુતો (કે કાઠીઓ) એ મહાભારતના યુદ્ધમાં જઈને પાછા વળેલા કોઈ વંશગ્નિના લોભી વૃત્તકેતુ નામના કરણપુત્રનાં સૂર્યવંશી સંતાનો હો કે વલ્લભીના છેલ્લા રાજા શિલાદિત્યના વંશમાંથી બચેલા ગુહરાજાના જ કોઈ ચિતોડી વંશજો અહીં પાછા આવી વળા (વાળા) પરથી પાડેલું પોતાની શાખાનું નામ હો—જે પ્રશ્નને અહીં આપણે તપાસીએ છીએ તે તો સાહિત્યને અનેરા આસમાની રંગે રંગનાર, એવા એક સંસ્કારને પુષ્ટ કરનાર વર્ણાન્તર લગ્નનો છે. એ લગ્નો તો હજી થોડા સૈકાઓ પરના જ બનાવો છે-વ્યક્તિગત કિસ્સા નથી, જુલમથી કે સ્વાર્થબુદ્ધિને વશ બનીને સ્વીકારાયેલ લગ્નો નથી.

*સાતમી સદી પછીનાં આગન્તુક વિદેશી કુળો*

મારી દૃષ્ટિ સામે તો પ્રેમલગ્નના, વીરલગ્નના એક પછી એક સંઘવ્યાપી કિસ્સા રમે છે. સૌરાષ્ટ્રના કાળાવડ નામના ગામને પાદર પડાવ નાખીને પડેલ વાળાવંશી વેળાવાળજી પોતાને ઊંચકુળો સમજતો, પણ તેણે હાથમાં પાડરું લઈને તળાવમાં ભેંસો દોહવા જતી પટગર કાઠી વીહળાની દીકરી રૂપદેબાઈ દીઠી. માગું નાખ્યું. એ પરણ્યો. તેની પાછળ એના પરમાર ને ચૌહાણ વીરો પણ કાઠીપુત્રીઓને પરણ્યા. એ સામૂહિક આંતરલગ્નમાંથી 'કાઠી' એવું કુળ થયું. 'બથમાં આવે એવું:' એટલે કે સુસંગઠિત: *confederacy: જેના બળે સુરાષ્ટ્ર જિતાયો.

*પ્રેમલગ્નના કિસ્સા*

બીજી કથા ગોહિલવંશી વિસાજીની ખડી થાય છે. પોતાને ગંગાજળિયા કહાવતા અને ચંદ્રવંશમાંથી ઊતરી આવેલા મનાતા. આ સૌરાષ્ટ્રના નવા નિવાસી મારવાડી રાજકુળનો નખીરો તૃષાતુર વિસોજી મારા જ ગામ બોટાદના પડોશી ગામ ખસના કોળી રાજાની પુત્રીના હાથનું પાણી પીને જળાશય-તીરે પ્રેમમાં પડે છે, કુળરીતિ અને કુળધર્મનો અનાદર કરી કોળણને પરણે છે. તેનો આજે પણ 'ખસિયા' નામનો રાજવંશ પ્રવર્તે છે.

* કિનકેઇડ : 'ધ આઉટલૉઝ ઑફ કાઠિયાવાડ.'

ત્રીજી કથા તો એ બેઉ કરતાંય ચઢિયાતી આસમાની (Romanceના) રંગોએ સૌરાષ્ટ્રી નરનારનાં હૃદયોને રંગી ગઈ છે. પ્રભાસપાટણનું સોમનાથનું દેવળ ત્રીજી વાર તોડવા માટે જ્યારે ઇસ્લામની તલવાર ધસી આવતી હતી ત્યારે ક્ષત્રીકુળોમાંથી કોઈ નહિ ને કેવળ એક જોધ્ધજોધ્ધ કુંવારો હમીરજી ગોહિલ અરઠીલા ગામના રાજકુળમાંથી એકલો 'સોમૈયાની સખાતે' ઊપડચો. ઉગાર તો અશક્ય હતો. મસ્તક મહાદેવને ચડાવવાની જ તૈયારી હતી. જીવતાં પાછા વળવું નહોતું. આ મોતને માર્ગે તેને પ્રેમ મળ્યો. એક જ રાત્રિનો પ્રેમ અને ચાર જ પહોરનું લગ્નજીવન: ગીરની ડુંગરાળ ઝાડીઓ વચ્ચે વસવાટ કરતા ભીલોના આગેવાન વેગડાની કન્યા સાથે એ પરણ્યો. કાળી ભીલરાણીના ઉદરમાં વીરતાનું બીજ વાવીને હમીરજી આગળ ચાલ્યો, અને એની સંગાથે ચાલી નીકળ્યા 'વેગડ વડ ઝુઝાર' તથા વેગડાના તીરકામઠાંળા સેંકડો ભીલ જોદ્ધા. પ્રભાસમંદિરના ગઢદરવાજા બહાર ઇસ્લામની સહસ્ર તલવારોનાં તોરણ હેઠળ હમીરજી 'જય સોમનાથ' ગર્જતો ખપ્યો. એનો સસરો વેગડો– 'એઈ વેગડા, બચવું હોય તો ગઢની બારીમાં ગરી જા!' એવા પુરોહિતોના પ્રલોભનના જવાબમાં બોલ્યો કે, 'મારું નામ વેગડો, અર્થાત્ બે શિંગાળો–હું સાંકડી ગઢબારીમાંથી પેસી શી રીતે શકું!' વેગડો મેદાનમાં ખપી ગયો. ભીલો પણ કામ આવ્યા. પાછળ રહેલી ભીલણ વિધવાને બાળક જન્મ્યો. તેની ઓલાદ ગોહિલ કોળીના નામે દીવ-નાઘેર તરફ અસ્તિત્વ ધરાવે છે.

હમીરજી ગોહિલ

એ જ પ્રકારના વર્ણાન્તર લગ્નમાંથી નીપજેલી આખી એક જાતિ કોટીલા નામે અદ્યાપિ મોજૂદ છે. એક બ્રાહ્મણ રાજપુત્ર અને બર્બર જાતિમાંથી ઊતરી આવેલ બાબરિયા શાખાના લડાયક લોકની એક કન્યા વચ્ચેનું એ પ્રેમપ્રેરિત આપત્તિલગ્ન હતું. સિદ્ધરાજ જયસિંહદેવે અર્પણ કરેલા સિહોર ગામના રાજપાટનો વારસદાર ત્રીકમ જાની નામે યુવાન સિહોર નગરના બે બ્રાહ્મણ-પક્ષો વચ્ચે કાપાકાપી ચાલતાં નાસી છૂટીને બાબરિયાવાડ જઈ પહોંચ્યો. ભૂખ્યો હતો. ભાગોળે રાંધવા બેઠો હતો. વાસણ નહોતું. લૂગડામાં લોટ-પાણી મસળતો હતો. ધાંખડાની બર્બર કન્યાએ દીઠો, રોટલા ઘડવા બેસી ગઈ–ને ત્યાંથી જીવનભર રોટલા ઘડનારી–ગૃહિણી બની. બેઉને પરણાવ્યાં તો પુરોહિતે જ, પણ કપાળને બદલે કોટે ટીલું કરીને આ લગ્નની પાયરી સહેજ નીચે ઉતારી. કોટીલા કુળ પ્રત્યે બ્રાહ્મણોએ બીજો કશો ડંખ-કિન્નો રાખ્યો નથી.

કોટિલા-લગ્ન

એ જ જાતનું લગ્ન પોતાને હનુમાનવંશી કહાવતા એક જેઠવા રાજકુમાર અને એના મેર નામના ઊતરતા સૈનિકકુલની કન્યા વચ્ચે થયું. એ પ્રેમલગ્નને ખાતર તો રાજકુમારે રાજગાદીનો ભોગ આપ્યો, અને એ બલિદાનની પવિત્રતા જેઠવા કુળે સદાને સારુ સ્વીકારી લીધી. રાજ્યારોહણની કોઈ પણ ક્રિયા એ લગ્નની ઓલાદ લેખે ઓળખાવતા રાજસખા મેરના હાથના તિલક વગર પરિપૂર્ણ મનાતી નથી.

કચ્છનો જાડેજો કુમાર દ્વારકાતીરના માછીમાર કાબાની જાજરમાન કન્યા વેરે પાણિગ્રહણ કરી બેઠો. એ લગ્ન ખાતર એણે રાજમુકુટ ન્યોછાવર કર્યો. એ રાજપુત કાબાના મિત્રવંશમાંથી માણેક નામની માણેક જેવી જ વીર વાઘેર જાતિ ફૂલીફાલી.

દૃષ્ટાંતોને વધારવાની જરૂર નથી. 'તેર તાંસળિયું' એ શબ્દથી ઓળખાતી તેરેક તલવારધારી સૌરાષ્ટ્રીય જાતિઓ અરસપરસ લગ્નસંબંધો બાંધે છે તે તો ઠીક, પણ ઉપર ગણાવ્યા લગ્નકિસ્સાઓની ભભક તેઓ અંતરમાં સંઘરે છે. નિષેધ (Taboo) તો પાછળથી પેદા થયો. અસલ ભાવના તો એવા ધાર્મિક ગણાતા પ્રતિબંધ પ્રત્યે પણ અણગમો અનુભવવાની હતી, એટલું જ નહિ પણ એવા રૂઢિગત પ્રતિબંધે રોળી નાખેલા એક પ્રેમલગ્નની ઘટના તો શકુંતલા-દુષ્યંતના કિસ્સાને સ્મરાવે તેવા કરુણ ભાવો સાથે એક લોકગાથામાં ઊતરી છે અને એ ગાથાના અદ્યાપિ-પર્યંત મોજૂદ સિત્તેર જેટલા દુહાનું ઝૂમખું સીમડીએ, ખેતરે ને પહાડે-ડુંગરે સોરઠના શ્રમજીવીઓનાં કંઠ તેમ જ નયનોને અશ્રુભીનાં બનાવે છે.

નિષેધની પવિત્રતાને પડકારનો મેહ-ઊજળીનો કિસ્સો

એ છે મેહ-ઊજળીની શોકાન્ત સ્નેહકથા. એક નગરવાસી રાજપુત્ર હતો ને બીજી વનવાસિની ચારણ-કન્યા હતી. આ બેઉ કોમો વચ્ચે 'ભા-બીન' (ભાઈ બહેન)નો સંબંધ ધર્મ ચાલે છે: એ જો લોપાય તો તો ગૌહત્યા કર્યા બરોબર ગણાય. નગરવાસી રાજકુમાર અને વનવાસી ગોપ-કન્યા વચ્ચેનો પ્રેમ ઉત્કટતાની પરિસીમાએ પહોંચી ગયો હતો, પણ મેહકુમાર આખરે રૂઢિધર્મની ડરામણીનો ભોગ બન્યો, અને કોઈ પણ રૂઢિધર્મને ન ગણકારે તેટલો તીવ્ર પ્રેમ ગોપકન્યા ઊજળીને સામાજિક અપવાદની સામે તેમ જ પિતાની લાગણી સામે બંડખોર બનાવી રાજનગરમાં ઘસડી ગયો. ત્યાં એણે મેહકુમારની મેડી હેઠળ ઊભીને પહેલાં તો કાકલૂદી કરી :

'મેની મેડી હેઠ, ઊજળી અરદાસું કરે
'મોઢું દેખાડ મે! અમે ભોડાં પડીએં બાલનાં!'

જવાબમાં કુમારે રૂઢિનો નિષેધ ભાખ્યો—

'ચારણ એટલાં દેવ, (અમે) લેગમ.થા કરી જાણીએં',
'લોહીનાં ખપર ખપે, તો બૂડે બરડાનો ધણી.'

અર્થ—તું ચારણ-પુત્રી : પૂજનીયા : તું તો લોહીનું ખપ્પર કહેવાય: એ પીઉં તો હું બરડાનો રાજવી રસાતાળ જાઉં.

ઊજળીએ મહેણું માર્યું—

'સા ક ર ને સા દે બોલાવતો બરડાના ધણી;
'(આજ) દયા કઈ કાઢે, જતે દા'ડે જેઠવા!'

જોવાનુ એટલુ જ રહે છે કે આ પ્રાંતના લોકોની દૃષ્ટિમા Poetic Justice કાવ્ય ન્યાય રૂઢિ કરતા પ્રેમને પક્ષે ઊતર્યો છે અને એ લાગણી જો વ્યાપક ન હોત તો એવુ સર્વભોગ્ય, સર્વમાન્ય સાહિત્ય રચાત નહિ, રચાત તો પણ હૈયે હૈયે ઉપાડેઉપાડ ગવાત નહિ આના કિસ્સાઓ અનેક છે વર્ણાન્તર પ્રેમલગ્નનુ તેમા ગર્ભિત સમર્થન છે

કાવ્યન્યાય રૂઢિ કરતા પ્રેમને પક્ષે ઊતર્યો છે

વર્ણાન્તર લગ્નની ભાવનાની જોડાજોડ ધાર્મિક અને કામી દિલાવરીની ભાવના ઇતિહાસ-માન્ય બનાવો દ્વારા આ પ્રજાના લડાયક શ્રમજીવીઓના સાહિત્ય-સસ્કારને પુષ્ટ કરતી હતી એનો ઉત્કૃષ્ટ કિસ્સો જત-પરમારની આપદ્ધર્મ મૈત્રીનો છે જત મુસ્લિમોનુ એક મોટુ દળ સિંધના રાજા સુમરાની તનાઈથી નાશીને સૌરાષ્ટ્રમા આવ્યુ. વિષયાધ રાજા સુમરાએ જતની કન્યા માગી જતો નાશ માર્ગે કચ્છ-ભૂજ વગેરે સમર્થ રાજાઓનુ શરણુ માગ્યુ કોઈએ કાળસ્વરૂપ સુમરાના શત્રુને સઘરવા હા ન પાડી આશરો આપ્યો મૂળી ગામના નવા આગન્તુક સૂર્યપૂજક પરમાર કુળે સુમરા-ની ચઢાઈ આવી જત-પરમારે જોડાજોડ સામનો કર્યો મહાન સુમરા-સૈન્યે જત-પરમારોને સહારી નાખ્યા સમરાગણ પરના એ શબ્દગો વચ્ચે એક જત અને એક પરમાર બેઉ યોદ્ધા લગોલગ પડયા પડયા છેલા શ્વાસ લેતા હતા મરતા આસાજી પરમારે મૃત્યુમાથી ઈસા જતને પડયા પડયા પોતાના રુધિરની આડે માગીની પાળ કરતો દીઠો એમ કરવાનુ કારણ પૂછ્યુ ઈસાએ ઉત્તર આપ્યો કે મારુ મુસ્લિમ લોહી તારા તરફ વહીને તુજ સમા સૂર્યપૂજક ક્ષત્રિયના લોહીને અતકાળે અભડાવે નહિ તે સારુ પાળ કરુ છુ પરમારે આપેલો પ્રત્યુત્તર વૉટ્સન ગેઝેટિયરમા એક દુહારૂપે નોધાયો પણ છે—

ધાર્મિક અને કામી દિલાવરી

'ઇસા સૂણ, આસો કહે, મરતા પાળ મ બાધ્ય
'જત-પરમારા એક જો, રાધ્યો ફરી મ રાધ્ય '

આસો કહે છે કે હે ઈસા જત, મરતી વેળા આપણ બેઉ વચ્ચે ભેદભાવની પાળ ન બાધ. આપણા ઉભય કુળ તો એક બની ગયા છે હવે એકવાર રંધાઈ ચૂકેના સબધને ફરીવાર ન રાધ

વૉટ્સન તો એટલે સુધી નોધ કરે છે કે આ મૃત્યુકાળની એકતાની પરપરા બેઉ કુળો વચ્ચે લગ્ન-સસ્થારૂપે ચાલુ રહી હતી અને જતો-પરમારો ' લોહીભાઈ 'નુ બિરુદ પામ્યા હતા ( વૉટ્સનકૃત કાઠિયાવાડ સર્વસગ્રહ મૂળી પાનુ ૫૪૦ અને ભગવાનલાલ સપતરામકૃત સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ પા ૧૭૬ )

આવી ઘટનાઓ જો સમગ્ર જનસમૂહના સસ્કારને ચોટ ન લગાવે તો તે સાહિત્યમા ઊતરે નહિ સોરઠી લોકસાહિત્યમા એ તત્ત્વ નિતરે છે એ બતાવી આપે છે કે આ સસ્કાર સમસ્ત

જનતાના હૃદયમાં બિરાજ્યો હતો એવા સાહિત્યનું સચોટ ઉદાહરણ દાદુ પઠાણ અને ઈસરદાનના કિસ્સામાં પડયું છે. પોતે રચેલું 'સ્તુતિનું' પહેલું કાવ્ય દ્વારિકા પહોંચીને મુસલમાન કોમ પ્રત્યે શ્રી રણછોડરાય ભગવાનને ચડાવવાના નિશ્ચયથી આ ચારણે ચિતોડના સમા'ર દાદુ-ઇસરદાન ગણાતી પણ પ્રશસ્તિ ગાવાની ના પાડી, પણ દ્વારિકા પહોંચાય તે પૂર્વે વિકટ પગરસ્તે આપત્તિમાં પડતા પોતાને એક બગદની સહાય કરનારા સોરઠ દેશના આલાગામ નામે ગામડાના એક દાદુ નામના દિનાવર દીન મુસ્લિમને માથે એની છાતી ફાટી ને એણે રણછોડરાયજીને પાછળ રાખી આ દીન મુસ્લિમનો અહેસાન કાવ્યમાં ગાયો—

'ચિતોડે મન ચગીયું નહિ, લાખુ દેતા દામ,
'બાંધ્યું આલાગામ, દાણેપાણી દાદવા!'

'અરે કવિરાજ! હું તો નાચીજ મુસલમાન છું' દાદુ શરમાય છે જવાબમાં ઈસરદાન કહે છે—

'એના જેનાં શીલ, (એના) વરણુ કાહ વિચારીએ,
'પ્રહ્‌લાદેય પવિત્ર, (ન કે) દાનવ હુતો દાદવા!'

અર્થ—હે દાદુ! જેના ચારિત્ર્ય સુન્દર છે, તેના વર્ણને-કોમને શીદ વિચારીએ! પ્રહ્‌લાદ દાનવ હતો છતાં શું પવિત્ર નહોતો?

'સવરણ કવરણ નોય, (મર) કવરણ ઘર ઊછર્યો કરણ,
'કોયલ કસદ ન હોય, (મર) દસદે પાળી દાદવા!'

હે દાદુ! કરણ છો ને કુવર્ણને (સૂતને) ઘેર ઊછરેલો, છતાં તે જાતવંત હતો તે કજાત ન બન્યો કોયલને છો ને કુત્સિત સાદ(સ્વર)વાળી કાગડી ઉછેરે, છતાં કોયલ કદી કુસાદીનો-કર્કશ કંઠવાળો થતો નથી

ઢેઢ જેટલી કનિષ્ઠ ગણાતી ન્યાતના પણ ટેકીલા અને વીર નરો લોકસાહિત્યમાં કીર્તિ પામ્યા છે, સગા ભાઈએ દુષ્કાળટાણે ન સંઘરેલી એક બચરવાળ વિધવા અંત્યજ પ્રત્યે સમાદર આહિરાણીને એક વણકર અંત્યજે આશરો આપ્યાની વાત લોકકાવ્યમાં કાવ્યારૂઢ બનીને ગવાય છે. ઢેઢનું નામ જોગરો જેતપુર નામના ગામને પાદર વાળા ક્ષત્રિયો અને મુસલમાન ફોજ વચ્ચે જુદ્ધ થયું ત્યારે જોગરા ઢેઢને કોઠા (દુર્ગ) પર બેસી શૌર્યપ્રેરક તરઘાયો (ઢોલ) બજાવવાનું કામ (સૌરાષ્ટ્રમાં મંગળપ્રસંગે ઢોલીનું કામ અસ્પૃશ્યો કરે છે) સોંપાયું હતું. તેને બદલે આ જોગરા સાગીયે સૈન્યમાં પહેલ કરીને સમશેર લઈ દુર્ગ પરથી નીચે ત્રાટક્યો ને શત્રુદળોને સંહારતો માર્યો ગયો. તેના મૃત્યુ પરના વિલાપના મરસિયા (Elegy) આહિરાણી બહેનના મોંમાં આવી રીતે મુકાયા છે —

'તું વણકર હું વણાર, નાતે પણ નેડો નહિ
'ગણને રોઉં ગજમાર જાત ન પૂછું જોગરા!'

'આગે છટકી ઊડતો, પેલી ઊડયો પાત,
'ભૂપામા પડી ભ્રાત, જમણ્ અભડાવ્યુ જોગરા!'

હે જોગરા! અગાઉ તો જમણનારમા છેલી પગત(પક્તિ)મા બેસવાનો તારો હક્ક હતો, પણ આ લડાઈ રૂપી જમણનારમા તો તુ સૌની પહેલો ઊઠીને બેસી ગયો. ભૂપાળો(ક્ષત્રિયો)નુ જમણ તે અભડાવી માર્યુ-તેમનામા તે ભ્રાતિ પાડી

'રાપીનો રાખણહાર, કલબા લે વેત્રણ કિયા,
'વીજળ તણો વિચાર, જાણ્યો તે કી જોગરા

તારો ધધો તો રાપી નામનુ ચામડા ચીરવાનુ ઓજાર ચલાવવાનો તેણે ઊઠીને કલબ (છ નામી) સૈનિકોને કાપી (વેતરી) નાખ્યા હે જોગરા! તે રાપી વાપરનારે વીજળી (તલવાર) વાપરવાનો કસબ ક્યાથી જાણી લીધો!

'મોઘા માત મહરે, શોધા સાપવીએ નહિ,
'ખૂદા કાણ ખમે, જાત વન્યાના જોગરા!

હે માનવીઓ! મોઘેરી વસ્તુ મળતી હોય તેને છોડી કેવળ સસ્તી વસ્તુના સોદા ન કરજો, કારણકે એ મોઘા, એ જાતવતો સિવાય આપણા સતાપના કોણ મજન કરી શકશે!-ખૂદા કોણ ખમશે!

[સૌરાષ્ટ્રની રસધાર ભા ૩ જોગરો ૬૯]

આ ચમત્કાર કેવો રાષ્ટ્રવ્યાપક હતો! મહારાષ્ટ્રી 'ઓવી' નામે લોકકવિતામા સગા ભાઈ વિનાની હિદુ બહેન માટે મનના માનેલ એક મુસલમીન ભાઈના સ્નેહનુ આલેખન છે

मानीयला भाउ, जातिचा मुसलमान
दिवाळीची चोळी त्याचा कागदी सलाम

મનનો માનેલ મુસલમાન ભાઈ ધર્મની બહેન માટે દિવાળીના પર્વમા ચોળી (કાપડુ) લઈને આવે છે

वरसाल येतो बहिणीचा आठवून
जातिचा मुसलमान प्रेमासाठीं

એક મુસલ્નો તારો ધર્મ ભાઈ!' એવી હાસી કરતા લોકોને બહેન વારે છે—ઓ લોકો! એની હાસી ન કરો એને મરવા જેવુ દુ ખ લાગશે

मानीयला भाउ जातिचा मुसलमान
नका ग त्याला हंसु डु खे जाईल त्याला प्राण

લોક-હાસીથી દુભાયેલી બહેન મુસલમાન ભાઈને કહે છે

मुकी मान्ना भाऊपणा जगजाहीर नसावा
लोभ अंतरी असावा भाईराया
आपण गूज बोलं डाळिंबी समान
तूं भाऊ मी बहीण जडे नातें

હે ભાઈ રાયા ! તારું ને મારું ભાઈબેનપણું ભલે જગજાહેર ન થાય. એને તો અંતરમાં જ રાખશું. દેખાવમાં સૂકું ને ભૂખરું દાડમ જેમ પોતાના અંતરમાં સુરંગી મીઠી કળીઓ સંઘરી રાખે છે, તેમ આપણું બાહ્ય મૌન પણ ભીતરમાં પરસ્પર સ્નેહની વાતો સંભળાવ્યા કરશે.

મહારાષ્ટ્રી લોકગીતને મહેકાવનારો આ સંસ્કાર તે લોકસંસ્કાર છે. એને જ હું સંસ્કારિતા કહું છું. એ સંસ્કારિતા મહારાષ્ટ્રે હતી, સૌરાષ્ટ્રે પણ હતી.

રૂઢિચુસ્તતાના રખેવાળ ગણાતા ચારણોની પરંપરામાં આપણને આવાં ભેદવિલોપણ બળો પગલે પગલે પ્રાપ્ત થાય છે. દેવીપદે પ્રતિષ્ઠાપન પામેલી ચારણી નાગબાઈ, પોતાની પુત્રવધૂ પર કુદૃષ્ટિ કરનાર ગિરનારપતિ રા' માંડળિકને શાપે છે, અને પોતાના શાપને પ્રતાપે જ અમદાવાદના સુલતાન મહમદ બેગડાએ જુનાગઢને રોળી નાખ્યું એમ માને છે ત્યારે પોતે જીવન પર નફરત પામી હેમાળે ગળવા ચાલી તે ટાણે તેનાં મૃત્યુસંગાથી બનવા તેને ગાડે ચડી બેસનાર એક ઢેઢ-દંપતીની આજે પણ 'આઈના ખોળામાં ખાંભી' કહેવાય છે. એટલે કે એ બેઉ અછૂતોના પાળિયા નાગબાઇના પાળિયાની મોખરે રોપાયેલા આજે પણ મોણિયા ગામમાં બતાવાય છે.

**નાગબાઇના ખોળામાં ખાંભી**

એવી જ ચારણી 'દેવી' જાનબાઈની સ્વહસ્તે ગાળેલી જે વાવ તે સતીના સ્થાનક દેરડી ગામમાં છે, ત્યાંથી પાણી પીવા કે ભરવાની અછૂતોને પણ મનાઈ નથી, અને કિસ્સા તો એવા બોલાય છે કે એવા એકાકાર પ્રત્યે સૂગ બતાવનારા ધર્માચાર્યની પણ ડોક ખડી ગયેલી. ગામેગામના ભજનિકો ખીમરા–રણશીનું ભજન ગાય છે :

**ખીમરાની ત્રિયા અને રણશી રાજ**

'ગઢ ઢેલડી મોઝાર, ખીમરાની તરિયા પાણીડાં સાચર્યાં હોજી
'રણશી ઘોડાં પાવા જાય, અવળાબવળા રેવત ખેલવે હોજી.'

ગઢઢેલડી નામે ઓળખાતા વર્તમાન મોરબી શહેરમા ખીમરા નામે અછૂત પ્રભુભક્તની રૂપાળી પત્ની પાણી જાય છે. તેની પાછળ ગઢઢેલડીનો રાજા રાવત રણશી ઘોડાને પાણી પાવાને બહાને કુદૃષ્ટિ કરીને જાય છે. સાંકડી ગલીમાં એને અટવાવીને પૂછે છે.

'કોના ઘરની તું નાર, કિયા રે રાજાની તું છો કુંવરી હોજી.'

બાઈ જવાબ વાળે છે :

'અમે છીએ જાતના ચમાર, વેચીએ ગાયુંના અમે ચામડાં હોજી.'

રાજાએ કુચેષ્ટા કરી. રૂમાલ ઉરાડયો. ઊડતો રૂમાલ બાઈને છેડે અડકયો. બાઈએ ઘેરે આવી ધણીને કહ્યું:

'ખીમરા ! સમાધું ગળાવ, નુગરા માણસનો છેડો અડયો હો જી'

જીવતી સમાધ લેવાની (દફનાઈ જવાની) બાઈની તૈયારીના શહેરમાં સમાચાર ફેલાયા. રાજા રણશી એ ચમારને આંગણે આવ્યો, પોતાનો દોષ કબૂલ કરી પોતે જાતે જ સમાધ લેવા તૈયાર થયો. છેવટે એને સંતોએ એકત્ર મળીને પ્રબોધ્યો અને સંત-પરંપરામાં એને દીક્ષા દીધી.

અહીં આપણે સોરઠી સંત-પરંપરાના ઊંડા દર્શન પર આવી પહોંચીએ છીએ. આ સંતોના પંથો-સંપ્રદાયોની ચર્ચા અહીં અસ્થાને છે. તેઓ પર કબીરની અસર પ્રધાનપણે હતી. પરિણામે

સોરઠી ધીરત્વ-સંસ્કારનો પોષક ને નિયામક સંત-સંસ્કાર

છૂતાછૂતનાં, ઉચ્ચનીચનાં, મૂર્તિપૂજા કે ક્રિયાકાંડનાં, સંકુચિત રૂઢિચુસ્તતાનાં વગેરે વિઘાતક ખોળોને ગાળી નાખતી એક ઉદાર સંતનીતિની અહીં લહેરો વાતી હતી. સંત ભાણ લુહાણા હતા. સંત મોરાર ક્ષત્રિય હતા. સંત ત્રીકમ અને દાસી જીવણ ચમાર હતા. સંત ગીગા અને સંત હોથી મુસ્લિમો હતા. સંત વેલા કોળી હતા. સંત રતા, જાદરા ને દાના કાઠી હતા. તેઓ તમામ, વગર ભેદે સમસ્ત સૌરાષ્ટ્રી પ્રજાના લોકમાન્ય હતા, છૂતાછૂત કે કોમભેદને કારણે રૂઢિચુસ્તોના હાથે એમને ભોગવવી પડેલી યાતનાઓએ જનતાની હમદર્દીમાં સ્થાન મેળવ્યું છે. તેમનો પ્રેમમય સેવાધર્મ અને રૂઢિગત દેવમંદિરોની પૂજા, એ બે વચ્ચેના સંઘર્ષમાં ભીંસાયેલી જનતા તો એ પ્રેમધર્મીઓને જ પક્ષે ઢળેલી રહી છે, અને એ સંતોનાં ઊર્મિસંવેદનોએ જન્માવેલી સાહિત્યવાણીમાં જે કરુણતા, આર્દ્રતા, ખુમારી, વીરશ્રી અને રસાનંદ નિચોવાયાં છે, તેના સૂરોએ અદ્યાપિપર્યંત લોકજીવનમાં સાહિત્ય સંગીત અને નૃત્યનાં લાલિત્ય સજીવન રાખ્યાં છે. 'દાસી જીવણ' નામે પ્રેમલક્ષણા ભક્તિનાં અનેક ભજનો સર્જનાર ઘોઘાવદર ગામના ચમાર જીવણદાસનું વાણી-વશીકરણ આજે પણ લોકોમાંથી ઓછું થયું નથી. દાસી જીવણ તો સૌરાષ્ટ્રની મીરાં છે. ઘરસંસાર માંડતાં છતાં સંયમશોભન, ભક્તિ કરતાં છતાં ચમારકામના ગંધારા ધંધામજૂરીમાં મગ્ન, અભણ અને અશિક્ષિત છતાં કાવ્યસર્જક, મૃત્યુના તેડાને વખતસર કળી જઈ સામેથી જ 'સમાધ' માગી લેતા અને મૃત્યુનો આ ઉત્સવ માણતા, બ્રહ્મવિદ્યા-શાસ્ત્રાભ્યાસને ને પોતાને બારગાઉનું છેટું છતાં આંતરસ્ફુરણા અને આત્મપ્રતીતિના પરભાર્યા પંથ દ્વારા પરિબ્રહ્મમાં લીન બની 'આજે ગગનથી લહેરું રે આવે !' એવી આધ્યાત્મરસિક લહરો અનુભવતા સંતોની બંગાળના બાઉલોને હૂબહૂ મળતી આવતી પરંપરાનું ને તેમની લોકવાણીનું નિદર્શન તો બે-ચાર નિરાળાં વ્યાખ્યાનો માગી લે છે. ઈહજીવનની નફરત ગાતી અને પરલોકનાં જ મૃગજળ પાછળ દોડતી માંદલી ( Morbid ) વૈરાગ્યશુષ્ક ભક્તિના અણસમજ્યા આક્ષેપને જવાબ દેતું એ વીરોનું-એ મસ્તોનું સાહિત્ય આ સોરઠી પ્રજાસંસ્કાર પર જે અસર

કરી રહ્યું હતું તે અસર પેલા યુદ્ધવીરોની નીરનીતિની જોડાજોડ વહેતી રહી છે અને પરસ્પર પૂરક ને પોષક રહ્યા છે કોઈ પણ પ્રજા કેવળ એની સંહારક સમશેરબાજીની પાવરધાઈથી આદિ ત્યરંગે રંગાઈ શકતી નથી

એ ભક્ત-સંતોની પરંપરામાં જ્ઞાનની નહિ પણ અનુભવની ચોટ હતી સમશેરના ઘાવ પડે

પશ્ચાત્તાપનું અને શરણાગતિભાવનું સંવેદન

ને જનોઈવઢ વાઢી નાખે તેમ અનુભવની તીવ્રતાની ગાંતિન ધાર પડતી ને તેમાંથી જેસલ જેવા 'જગના ચોરટા' 'પતના પીર' બનતા, પસ્તાઈને ગળી પડતા કરેલા પાપની સ્મૃતિ એમને રડાવતી—

'રોઈ રોઈ કેને સંભળાવું રે જાડેજા રે' છે
'ઊંડા દુઃખ કેને સંભળાવું રે જેસલજી રે' છે
'રુદિયો રુવે રે મારો ભીતર જાને'

કચ્છનો કરપીણ ડાકુ જેસલ આવ્યો સૌરાષ્ટ્રના એક સંત કાઠીને ઘેર રાત્રિએ સર્વ જ્યારે ભજન કરતા હતા ત્યારે એણે પલીત કાઢી ઘો હારમાં પેઠો ઘોડી ચોરવી હતી છોડતા ગયો ઘોડીએ ઉત્પાત મચાવ્યો માણસો દોડતા આવ્યા તેમણે ઘોડીના ઊખડી ગયેલ ખીલાને ફરી વાર ભોંયમાં ઠોકી દીધો એ ખીલો ભોંયમાં જતા પાડેના ઘાસની નીચે છુપાઈ ગયેલ જેસલની હથેળીની આરપાર નીકળ્યો તોપણ ઉંકારો ન કર્યો એ ગાડ જ્યારે પાછળથી નક્કી થયો ત્યારે કાઠી ભક્તને લાગ્યું કે આવો ટેકીલો જો પ્રભુ પ્રત્યે વળે તો બેડો પાર થાય જેસલને ચોરી જવી હતી કાઠી ભક્તની પત્ની તોળલ પતિએ તોળલને ખુશીથી જેસલ ભેળી વળાવી એ નારીએ ડાકુને ઓગાળી નાખ્યો જેસલ-તોળલની ઘટનાને તો જનતાએ આત્મસાત્ કરીને અદ્યાપિપર્યંત ઘરઘરનો સત્કાર બનાવી છે *

નુગરાપણુ-નાસ્તિકતા અને સુગરાપણુ-ગુરુપ્રાપ્તિ એ બે વચ્ચેના વિનોદ ગવાતા

'જા રે સુહાગણ, જા રે ગગનમે, જ્યોત જગત હે, જા
'જા રે સુહાગણ જા રે સુહાગણ એ ઘર કર લે વાસા
'સુગરા હોય તો ભર ભર પીવે, નુગરા જાય પિયાસા
'ગગનમે જ્યોત જગત હે જા'

સાચા પથપ્રદર્શક ગુરુ વગર હૈયું ઝૂરી ઊઠતું

'એ રે કામણિયા મારે ગુરુજીએ કીધા
'બીજા કામણ મારી નજરમાં ના'વે
'દેશી પરદેશી ભલે વૈદડા તેડાવો
'નાડયુ નો વૈદ મારી નજરમાં નાવે

* જુઓ 'પુરાતન જ્યોત' જેસલ-તોળલ

'સખી દિયો રે મને કટકો કાગળિયો,
'મોહન વર મારે ગોલે રે આવે.
'દાસી જીવણ કે' સંતો ભીમ કેરે ચરણે
'ગરીબ થૈને ગુણ તોરા ગાવે.'

ગુરુએ પાયેલો પ્યાલો કેવી મસ્તી મચાવતો—

'અમર પિયાલો મારે ગુરુજીએ પાયો
'મધ મધ ફરું મેં દીવાના હો જી'

એને એ મસ્તીમાંથી પ્રકટતી મિલનની પ્રેમલગની આ પ્રેમલક્ષણાના અનુરાગી પુરુષ-ભક્તો-એ ઉત્કટતાથી ગાઈ-ગવરાવી છે –

સખી ! ઊંચું જોઉં તો હરિ અસમાનમાં રે
હેઠીને જોઉં તો હરિ હેઠા રે,
સખી ! સૂઇને જોઉં તો ઝળકે રોઝમાં
જાગીને જોઉં તો તખત પર બેઠા રે.
સખી ! સાંભળ કરું એક વાતલડી.
સખી ! પરણેલી પિયુજીને ચીનવે
કુંવારી કંથમાં શું જાણે રે,
સખી ! કુંવારી રમે ઢીંગલે ને પોતિયે
મેરામને શું માણે રે–સખી સાંભળ૦
સખી ! પંડના પિયુજીની વાતડી
કોઇની આગળ નવ કે'વી રે
સખી ! આપડે રે'વું પિયુના શે'રમાં,
લોચનિયે હેરી હેરી લેવી રે–સખી સાંભળ૦

એ નર ભાણદાસે ગાયું. અને આ આખરી અડગતાને ગંગા સતી નામની નારીએ આરાધી—

મેરુ રે ડગે ને મારું મન નો ડગે ને રે
મર ભાંગી રે પડે બ્રહ્માંડ
વિપત પડે ને વણસે નહિ
એ તો હરિજનોનાં પરમાણ—મેરુ રે ડગે ને૦
હરખ-શોકની મુને હેડકી ન આવે
આઠે પો'ર રે'વું ગુલતાન;
શીશ રે પડે ને મારું ધડ તો લડે ને
શરીર કર્યાં કુરબાન—મેરુ રે ડગે ને૦

સંતવાણીના યુદ્ધ-સૂરો

આ સંતો અને તેના જીવનપ્રસંગોમાં જે લડાયક તત્ત્વ હતાં તેમાંથી લડાયક વાણીની પ નિષ્પત્તિ થઈ. ઇસ્લામની વટાળ-પ્રવૃત્તિનો સામનો કરનાર ક્ષત્રિય સંત વીર રામદે પીરનાં ભજનોમાં પગલે પગલે યુદ્ધના સ્વાંગ, યુદ્ધની હાક આલેખાય છે.

> 'જીન ઝાટકી બાંધી નાથ અસવાર
> હાકમ લીલાને વે'લો હાંકજે હો જી.

*   *   *

સોરઠી નારી-સંસ્કાર

મારવાડ દેશના રુણેચા ગામના રાજવી સંત આ રામદેને 'પીર'નું બિરુદ આપનાર એનાથી પરાસ્ત બનનાર મુસ્લિમો જ હતા વગેરે અનેક કથાઓ કહેવાય છે. આ રામદેનો પ્રભાવ અત્યારે પણ ઢેઢવાડાથી લઈ ઊંચા ભજનિક સંપ્રદાય સુધી પ્રવર્તે છે. એમણે પોતાની સાથે દાણુકદે નામની અછૂત શિષ્યાને રાખેલી, એ પણ વટાળનું આક્રમણ ખાળનાર તરીકેની એની વિશિષ્ટતા ગણાવાય છે. અહીં આપણે સોરઠના નારી-તત્ત્વ પર આવી પહોંચીએ છીએ. ઉપર કહી સંત-પરંપરામાં નારી અગ્રપદે હતી. જેસલ જેવા

સંત-પરંપરામાં

ભયાનક ધાડપાડુને વશ કરનારી સતી તોળલ તો એ પરંપરામાં અધિષ્ઠાત્રીપદે બિરાજે છે ને એની કાવ્ય-વાણીમાંથી ભાતભાતનાં સંવેદનો વહે છે. એ પત્ની હતી-કાઠી જેવી કરડી કોમની: એ પતિધર ત્યજીને સાવજ સમા લૂંટારાને ઘેર ચાલી-તેનામાં માનવતાનું માર્દવ સિંચી તેને ગાળી નાખવા. પણ એ જ રાણી તોળલ ધર્મસંમેલનનું નિમંત્રણ આવતાં જનેતાધર્મને ચૂકી, પેટના કાચા ગર્ભને પાડી કુંભમાં મૂકી, પડોશીને પુત્ર ભળાવી પોતે ધર્મસમૈયામાં સંચરી ત્યારે ગુરુપદની સામે માતૃપદ પુકારી ઊઠ્યું. વનની વાટે, છાતીએ વળગાડેલા બાળ સાથે વૃક્ષે વૃક્ષે છલાંગતી વાંદરી નિહાળી તોળલ શિખામણ દેવા લાગી: ઓ બાઈ વાંદરી!

> 'ઉરે વળગાડ્યાં તારાં બચળાં, રખે તું ભૂલતી ચોટ!'

વાંદરીએ જવાબ વાળ્યો—

> 'મારાં રે બાળક તો મારી આગળે
> 'તોળી રાણી, તારાને સંભાળ,
> કોણીડાક અન્નને કારણે
> 'પુતર મેલ્યા આંબાની ડાળ.
> 'શબદુંના બાંધ્યા સંતો શું ન કરે!'

સાંભળતાં જ તોળીનું ધર્મનેતૃત્વ ભાંગી ગયું, સુકુમાર નારીત્વ ડવી પડ્યું—

'પુતર સાસરીયો પાનો ચડયો
પ્રાણમાં વાધી છે પીડ:
ધ્યાન તો સતી કેરાં ધરહર્યાં
પડતાં છોડયા છે પ્રાણ.'

એ મૂર્છા પામી. એને સતીએ સર્જન-સ્તોત્ર જેવું ભજન ગાઈ સજીવન કરી. બીજે પ્રસંગે એણે પોતાનો વિજોગ ન સહી શકનાર સમાધિસ્થ બનેલા સાધી જેસલના શબ સામે—

'તાલ તંબુરો સતીના હાથમાં હો જી
'સતી કરે છે અલખનો આરાધ
'જાડેજા હો...વચન સંભારી વે'લા
જાગજે હો જી!'

એવા ભજન-ગાન સાથે નૃત્ય કરતે કરતે જેમલને પુનર્જીવિત કર્યો, ને પછી બેઉ જણાંએ મૃત્યુને માંડવડે લગ્ન કર્યું—

'જાડેજા રે કંકુ-કેસરના કીધાં છાંટણાં,
'મોડિયો મેલ્યો સતીને હાથ, જાડેજા હો......
'વચન સંભારી વે'લા જાગજે હો જી!
'જાડેજા રે સહુ રે વળવી પાછાં વળ્યાં
'નવ વળ્યાં એક તોળાદે નાર, જાડેજા હો......!
'વચન સંભારી વે'લા જાગજે હો જી!'

એવી અમરંગી તોળલ લૌકિક ભક્તિસમુદાયની પ્રેરણામૂર્તિ છે. જીવનમાં તેમજ સાહિત્યમાં એવી તો સંખ્યાબધ નારીઓએ સંતવાણી ગાઈ છે ને પુરુષોએ ઝીલી છે. ધર્મસ્થાનકોના અધિષ્ઠાતાપદે નારીઓ બેઠી છે ને નરોએ નીચાં સ્થાન સ્વીકાર્યાં છે.

સ્ત્રીને જે સ્થાન સંતપરંપરામાં સોંપાયું હતું તેવું જ સ્થાન સંસારપરંપરામાં સાંપડ્યું હતું.

**સ્ત્રી: સંસારપરંપરામાં મુખ્ય સંવેદનમૂર્તિ**

ભ્રમણશીલ યુદ્ધવીર જાતિઓની સ્ત્રીઓ એ ઘૂમતા જીવનમાં મહત્ત્વનું સ્થાન રોકતી ને મોકળી સંચરતી તે સ્વાભાવિક છે. માલધારી જીવનમાં નારીનું સ્થાન સહકર્મચારિણી તરીકેનું જ હોઈ શકે, આજ્ઞાધીન દાસી તરીકેનું નહિ. અને ભ્રમણવંતી સોરઠિયાણીનું શારીરિક ખમીર કૈંક કૌતુકપ્રેરક કિસ્સાનો કેન્દ્રસ્થ વિષય છે.

**જનેતા-તત્ત્વ પર વધુ ઝોક**

'આના પેટના કેવા પાકે!' (અર્થાત કેવા બહાદુર બને) એ વીરજનનીત્વનું આકર્ષણ પુરુષોને સોરઠી નારી પરત્વે જબરું રહ્યું છે. સ્ત્રીની પાત્રતાની પહેલી જ કસોટી 'આના પેટમાં કેવા પાકે!' તંદુરસ્ત અને પડછંદ દેહ હોય તો જવાંમર્દ દીકરા જન્માવે.

અને એવી તંદુરસ્તીમાંથી જ જે સૌંદર્ય વિકસતું હતું તે સૌંદર્યને-તે ચંચળ, ગતિમાન, સ્ફૂર્તિભરપૂર જાજરમાન નારીરૂપને-જ લોકસાહિત્યે ઉપાસ્યું છે. કોઈ પણ ઠેકાણે સોરઠી લોકસાહિત્યમાં થીજીને ઊભેલું સૌંદર્ય નહિ નિહાળો : ગતિ, ગતિ બસ ગતિનાં જ સ્પંદનો :

ગતિમાન સૌંદર્ય

'કાઠિયાણી કડ્ય પાતળી, હલકતી માથે હેલ્ય,
'બરડા કેરી બજારમાં ઢળકતી આવે ઢેલ્ય.
'મારૂઇ નાઈ અંગજળ, ઊભી વેણુ સુકાય,
'ચંદન કેરે રૂખડે, (જેમ) નાગ ઝપાટા ખાય.
'મારૂઇ ચઢી મોલ પર, દીપક લગાડે,
'જાણે હનમો હાલિયો, લંકા લગાડે.'

એ છે ગતિમાન સૌંદર્યના નમૂના. કચ્છી પ્રેમકથા 'હોથલ'માં જુઓ તો પ્રેમિક પોતાની વલ્લભાનું પ્રથમ રૂપ-દર્શન પાણી પર પામે છે—

'ચઢી ચખાસર-પાર ઓઢે હોથલ ન્યારીયાં,
વિછાઇ બેઠી વાર પાણી મથ્થે પદમણી.'

હોથલ નામની વીરાંગના પુરુષવેશે પોતાનું સ્ત્રીત્વ છુપાવી રાખીને ઓઢા નામના વીર જોડે પરાક્રમો કરી પછી છૂટી પડી છ મહિને પહેલી વાર પુરુષવેશ ઉતારી ચખાસર નામે સરોવરમાં નાહવા પડી. ગમગીન ઓઢો-જામ એ મિત્રનો વિયોગ સહી શક્યો નહિ. ફરી મિત્રને શોધવા ચાલ્યો. એણે ચખાસરની પાળે ચડતાં તો હોથલને પાણીની સપાટી પર પોતાના લાંબા રૂપાળા વાળ બિછાવીને નાહતી નિહાળી.

લોકસાહિત્યમાં કોઈ પણ સ્થળે સૌરાષ્ટ્રી નારીરૂપ નિષ્ક્રિય ઊભેલું નહિ જુઓ. રાણકદેવીના જે સૌંદર્ય પર ખેંગાર મોહ્યો તેનું પણ ગતિમાન સ્વરૂપ હતુ —

'વાયા વાયા રે કાંઈ ઓતર-દખણા વાય રે
ચૂંદડીના છેડા ફરુકીયા.
'દીઠો દીઠો એની કડ્ય કેરો લાંક રે
દીઠો સવા ગજ ચોટલો.'

*

આ સ્ત્રીસૌંદર્ય ઉદ્યમનું સંગી હતું. લોકગીતમાં ચિત્ર છે :

'છલકાતું આવે બેડલું
'મલકાતી આવે નાર રે મારી સાહેલીનું બેડલું.'

એકલો મલકાટ તો ઊણો ઊણો લાગે. શિર પર બેડલું છલકતું આવતું હોય અને પનિહારી મલકાતી હોય તો જ સુંદરતા વધે. લોકસાહિત્યમાં તમને 'મૃગ જેવાં નેણ'ની ઉપમા નહિ મળે. મળશે

તો 'ત્રાડી મૃગલીના જેવા નેણ' ખીધેલી હરણીનાં નેત્રો ' અરે પરિહાસયુક્ત

રૂપમે શોભતુ નારીરૂપ લગ્ન ગીતોમા વર અથવા કન્યાની પ્રૌઢ વયની માતાનુ સ્વરૂપ પણ કેટલુ ગતિમાન છે !

'હાથની માવની નીસરી
'જાણે ભાદરવાની ભેંસ રે.'

ક્ષત્રિય લગ્ન-ગીતોમા કન્યાનો આદર્શ ગવાય છે .

'તરવાર સરખી ઊજળી રે ઢોલા !
'તરવાર ભેટમા બિરાજે રે વાલીડા વીરને
'એવી હોય તો પરણજો રે ઢોલા !
'નીકર ફરીને પરણાવુ' રે વાલીડા વીરને
'સોપારી સરખી વાકડી રે ઢોલા !
'સોપારી ભેટમા બિરાજે રે વાલીડા વીરને
'એવી રે હોય તો ... ... ... .
× × ×
'તજ સરીખી તીખલી રે ઢોલા !
× × ×

એ તરવાર શા ઉજ્જ્વળતા, ને તજ સરીખા તીખાશના સસ્કારોએ ઘણીવાર રુદ્ર સવેદનો જન્માવ્યા છે ને એ વેગ્વાણીમા ઝિલાયા છે આડીન ભોગન કામળિયાની સ્ત્રીએ સ્વામીની ગેરહાજરીમા સ્વામીના સન્માનિત શૂરવીર પીઠાત હાટીની મહેમાની કરી પતિ

વીરરસ સ્ત્રી-તત્ત્વ · વેણની કથા

ઘેર આવ્યા પછી એ સ્વપ્નમા 'વાહ પીઠાત ! વાહ પીઠાત !' એવુ' લવી પડી. સ્વામીએ વડેમાઈને જાકાર સુણાવ્યો. સ્ત્રીની કામ્ચૂરીઓ નિષ્ફળ ગઈ સ્ત્રી વીફરી, શિર પર હેઠ્ય લઈને પીઠાતને ગામ પહોચી કહ્યુ કે. 'પીઠાત, હેઠ્ય ઉતાર !' અથાત મને તારી સ્ત્રી તરીકે સ્વીકાર પણ મારો સ્વીમર તો ભયાનક છે—

'મરણ મેવાડા (આવે) પીડિયા, પાછી ખૂટલ,
'(એની) લાપે લાકાળા ! તારે મરણ મીગીસગ ઘણી.

મૃત્યુ નો તાગ કરમો પાછળ ધસતુ આવે છે એની તગપમા તારે મરવાનુ છે અને તુ ભય પામીશ તોપણુ—

'મસાણથી મડા, પાછા ન જાય પીડિયા !'

હુ પાછી નથી જવાની એમ કહીને સ્વામીના સદેહમાન્યા શત્રુની સ્ત્રી સની ગઈ ભોજે ચડી આવ્યો. દગનમાડથી પીઠાતને સાપટમા લીધો. પીઠાતે પોતાને ઘેર માતાના માગજ પર આવેના મહેમાનોની શુશ્રૂષા પૂરી કરી પાછો આવીને લડવાનુ વચન આપી શત્રુ પાસેથી રજા માગી ભોજાએ એ રજા આપી. પીઠાત વેન પ્રમાણે પાછો આવ્યો. પાછળ વેણ પણ આવી.

'નાની શી નાર ને નાકમાં મોતી
'વાલમ વિદેશે ને વાટડી જોતી,
'ઉડાડતી કાગ અને ગણતી'તી દા'ડા,
'એ રે એંધાણીએ નાગરવાડા.

એવી નિશાનીઓ કહેવતનું રૂપ કેમ પામત?

ખારવા, ક્ષત્રિયો, વણિકો અને બ્રાહ્મણો, તમામના બનેલા સમગ્ર લોકસમૂહ ઉપર આ નારીની વિજોગણ દશાએ એક પ્રકારની કાવ્યરસિકતા પાથરી દીધી છે.

વિપ્રલંભના સૂરો દુહાબંધી ગૂંથી વાર્તાઓમાં, સ્ત્રીઓના રાસ-ગરબામાં, ખલાસી નારીઓનાં ગીતોમાં, વિપ્રલંભે મુખ્ય સ્થાન મેળવ્યું છે. ચારણી ઝડઝમક-કાવ્યો પણ વિશેષે કરી વિજોગને ઉપાસે છે. ગરબે ઘૂમતી સ્ત્રીઓ ચૌટામાં ગાય છે:

'વા વાયા ને વાદળ ઊમટ્યાં
'મધદરિયે હુલેરાં વા'ણ, મોરલી વાગે છે.
'આ હાલાર શે'રના હાથીડા
'કાંઇ આવ્યા અમારે દેશ ,, ,,
'છેલ છોગાળો હોય તો મૂકજે
'ડોલરિયો દરિયાપાર ,, ,,

દરિયાપારના 'ડોલરિયાને' કોઈ માનવી તો કાગળ પહોંચાડવા શક્તિમાન નથી એટલે:

કુંજલડી રે સંદેશો અમારો, જઇને વાલમને કે'જો જી રે
પ્રીતિ-કાંઠાનાં અમે પંખીડાં, પ્રીતમ-સાગર વિણ સૂનાં જી રે.

નાયિકા નાયકના પ્રત્યાગમનની એક વર્ષની અવધને અંતદિને રાહ જોઈ જોઈ સુકાય છે:

વરસ વળ્યાં, વાદળ વળ્યાં, ધરતી નીલાણી:
વિ જ ણું દ ને કા ર ણે, શેણી સુકાણી.

વેરણ ચાકરીનો વારો આવતાં સૈનિકના ઘરમાં આવી સ્થિતિ થવાનું ગવાય છે:

ઊભી ઊભી હગમગે દરબાર રે કાગળિયાં આવ્યાં રાજનાં રે લોલ
બાજ્યાં બાજ્યાં બાર પાણીનાં તેલ રે પરભાતે કાગળ ઊકલ્યા રે લોલ
કેરે મોરે લખિયું છે રો સો સવામું રે વચાળે વેરણ ચાકરી રે લોલ.

પણ ઘરના ઘણા મર્દોમાંથી કોણ જાય? સૌને પરદેશી રાજદ્રોહની ચાકરી અળખામણી છે. છેવટે જેના પતિને જવું પડે છે તે વધારે વધુ કલ્પાંત કરે છે:

ચાકરીએ મારા સસરાજીને મેલો રે, અલબેલો નૈ જાય ચાકરી રે લોલ.

અરે! વૃદ્ધ સસરાને મોકલવા પણ ખાઈ-પરવારેલી સાસુ તૈયાર નથી!

સસરા–ઘેરે દરબારી છે રાજ રે, દરબારી પૂરા નૈં પડે રે લોલ

× × ×

જેઠ–ઘેરે જેઠાણી ઝીણાબોલી રે, પરભાતે ઝઘડો માંડશે રે લોલ

× × ×

દેર ઘેરે દેરાણી નાનુ બાળ રે, મોલુમા એકલ નૈં રહે રે લોલ

અને વચેટ પતિ ચાલી નીકળ્યો ત્યારે

ઝાલી ઝાલી ઘોડલિયાની વાઘ રે અનબેના ક્યારે આવશો રે લોલ?

પાછા તો હવે આવી રહ્યા!

ગણજો ગોરી પીપળડાના પાદ રે, એટલે તે દા'ડે આવશું રે લોલ

એવા કલેજાફાટ ચાકરી–ગીતોમા નારીહૃદયનુ માર્દવ મિચાયુ છે

'આભમા ઝીણી ઝબૂકે વીજળી રે
'ઝીણા ઝરમર વરસે મેઘ,
'ગુલાબી! નૈ જાવા દઉ ચાકરી રે

× × ×

'તમને વાલી દરબારી ચાકરી રે
'અમને વાલો તમારો જીવ–ગુલાબી०

પતિને ઘાસચારાને અભાવે ઢોર લઈ વિદેશે ચાકર્યા જવુ પડ્યુ તે પછી વરસતો મેહુલો નારીહૃદયને સતાવે છે

ખડ સૂકયા ગોરલ વસૂકયા
વાલા ગિયા વિદેશ
અવસર ચૂકયા મેહુલા!
વરસ્યે કાઉ કરેશ!

એવી લાંબી વિરહ–દશાને અંતે પુનર્મિલનના તો કોઈ કોઈ રવાખણા જ ગીતો છે

'ચારણ ઘેરે આવો રે મુલ્ને ચારણ ઘેરે આવો
'લીલુડા નેસવાગો રે , ,

અથવા એવા વિપ્રલભને અંતે ઉત્કટ શૃગાર ગવાયો છે

'થલ થડકે ધર હસે, ખેવણ લાગી ખાટ
'સો સજણા ભલ આવિયા, જેની જોતા વાટ'

એના દુહાઓ અને પિયુમિલનની ગનીના પડેના ચાર પહોર

'પહેલો પોરો રેનરો, દીવડા ઝાકમઝોળ,
'પિયુ કંટાળો કેવડો, ધણ કંકુની લોળ.
'બીજે પોરો રેનરો, વધિયા નેહ-સનેહ,
'ધણ ત્યાં ધરતી હો રહી, પિયુ અષાઢો મેહ.

વગેરે વગેરે શૃંગારોદ્દીપક કાવ્ય-સામગ્રીનો આટલો જલદ રંગ એ લાંબા વિપ્રલંભની દશાને જ આભારી છે. એવો વિયોગ ક્યારેક-કરુણાન્તક બને છે:

'માડી! બાર બાર વરસે આવિયો રે
'માડી! નો દીઠી પાતળી પરમાર્થ રે મેડીએ મા!
'મોલુંમાં દીવો શગ બળે' રે
'નેવે તે નવરંગ ચૂંદડી રે'

આ ગરબાની કથા એ છે કે સૈનિક બાર વર્ષે ઘેર પાછો આવતાં ઘરમાં પોતાની 'પાતળી પરમાય'ને-પત્નીને-શોધે છે, પણ 'નો દીઠી' એટલે માને પૂછે છે. મા એને બહાનાં બતાવે છે:

'દીકરા! હેઠા બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર!
'દળણાં દળીને હમણે આવશે રે,
× × ×
'પાણી ભરીને હમણે આવશે રે
× × ×
'ધોયણું ધોઇને હમણે આવશે રે.

માએ કહ્યું તે તે બધી જગ્યાઓમાં દીકરો 'પાતળી પરમાય'ને શોધી વળે છે:

'માડી! ઘંટીયું ને રથડા જોઇ વળ્યો રે
'માડી! નો દીઠી પાતળી પરમાર્થ રે જડેજી મા! મોલું'માં૦
× × ×
'માડી! કૂવા ને વાવ્યું જોઇ વળ્યો રે
'માડી! નો દીઠી........................
× × ×
'માડી! નદીયું ને નેરાં જોઇ વળ્યો રે
'માડી! નો દીઠી........................
× × ×

પછી ભેદ ફૂટે છે: એને તો માતાએ જ તાજેતર મારી નાખી છે! એટલે સ્વામી મૂએલી પત્નીનો અસબાબ તપાસે છે. સૌભાગ્યના શણગારની એ સર્વ વસ્તુઓ 'કોરી'-અણવાપરી-પડી છે. પોતાની ગેરહાજરીમાં સ્ત્રીએ પાળેલા વિજોગણ-વ્રતનાં એ ચિહ્નો દેખીને પુરુષ આ સંસાર પર વૈરાગ્ય અનુભવે છે:

'એની બચકીમાં કોરી બાંધણી
'એની બાંધણી દેખીને બાવો થાઉં રે ગોઝારણ મા !
મોઢું માં આંબો મોડિયો રે.
'એની બચકીમાં કોરી ટીલડી
'એની ટીલડી દેખીને તરસૂળ તાણું રે ગોઝારણ મા !
મોઢું માં આંબો મોડિયો રે.

કોઈ ને કોઈ વિધિવૈપમ્યને કારણે ચિરવિચ્છેદમાં પરિણમતી જીવન-સ્થિતિનાં ચિત્રો પકડતાં આ ગાન, આ ગાથાઓ ને આ વાર્તાઓ સોરઠી કંઠસ્થ સાહિત્યને કરુણરસિક બનાવે છે. અરે, આવી વિરહદશાનો વિનોદાન્તક ચિતાર દેતાં ગીતોમાંથી પણ પરિહાસની સપાટી તળેનાં પાતાળફૂટ અશ્રુજળ ઊભરે છે:

વિરહી-જનોની વિનોદરસિકતા

'મેંદી તે વાવી માળવે, એનો રંગ ગિયો ગુજરાત
મેંદી રંગ લાગ્યો રે.
'નાનો દિયરીઓ લાડકો કાંઇ લાગ્યો મેંદીનો છોડ—મેંદી૦
'વાટી-ઘૂંટીને ભર્યા વાટકા, ભાભી રંગો તમારા હાથ—મેંદી૦
'હાથ રંગીને દેરી શું રે કરું, એનો જોનારો પરદેશ—મેંદી૦

શણગાર કોને દેખાડવા સજે ? પરદેશે સિપાહીગીરી કરવા ગયેલો પિયુ યાદ આવતાં સંદેશા કહાવે છે-જૂઠેજૂઠાં બહાનાં જણાવે છે: 'તારી બહેન પરણે છે, ઘેર આવ.' 'તારી મા મરે છે, ઘેરે આવ.' નથી આવતો. છેલ્લે-'તારી માનેતીની ઊઠી આંખ, માટે ઘેર આવ.' તો તરત:

'હાલો સિપાહીઓ ને બાઇબધીઓ.
'હરે હલકે બાંધો રે હથિયાર મેંદી રંગ લાગ્યો રે'

પણ એ જ ગુર્જર મેંદી-ગીતના રાજસ્થાની પાઠમાં પતી ઘેરે આવેલા પિયુનો જે કાન પકડે છે તેમાં વિનોદના આવેશે કેટલી કરુણતા છે !—

**'च्यार टकारी थांरी नोकरी, लाख मोहरकी म्हारी रात**
**'नेडेकी कर ल्यो राजन चाकरी, सांझ पडयां घर आव'**
'—सोदागर महँदा,' [ राजस्थान के लोकगीत ]

હે સ્વામી ! તારી નોકરી તો ચાર ટકાની છે, પણ મારી રાત તો લાખ મહોરની મૂલ્યવંતી છે. માટે નજીકની નોકરી શોધી કાઢીને સાંજ પડે એટલે રોજ ઘેરે આવતો થજે.

પિયુને પેટગુજારા માટે પરદેશ જવું પડે છે, સ્ત્રી એટલે સુધી પ્રસ્તાવ કરે છે કે હું રેંટિયો ચલાવીને આપણ બંનેનું પેટ ભરીશ. એવા ભાવ દર્શાવનારાં ગીતો પણ છે. ચાકરીએ સંચરતા સ્વામીની સમરાંગણમાં મોત-પથારી એ ચારણોનો બિરદાવવા માટેનો વિષય હોઈ શકે છે, દેશભક્તિ અને વીરતાના સાહિત્યમાં

મરતા સૈનિકનું નિર્દંશ માનસ

ભલે એને કૃત્રિમ શણગારો કવિઓ પહેરાવતા, લોકગીતની નિર્વ્યાજતા અને સત્યનિષ્ઠતા તો એ મરતા સૈનિકના અંતસ્તલમાં જઈ પહોંચી આવા ઉદ્દગારો લઈ આવે છે:

'પે'લો રે જુવાર મારા દાદાજીને કે'જે
'હોકલિયાનો ભરનાર દીકરો તારો ત્યાં રિયો.
'બીજો રે જુવાર મારી માતાજીને કે'જે
'ઘડપણનો પાળનાર બેટડો તારો ત્યાં રિયો.
'ત્રીજો રે જુવાર મારી બેનીજીને કે'જે
'કરિયાવરનો વોરનાર વીરો તારો ત્યાં રિયો.
'ચોથો રે જુવાર મારી પરણેતરને કે'જે
'ખોળામાં પોઢાડનાર પિયુ તારો ત્યાં રિયો.
[લોકગીત: રણજીતરામ મહેતા સંપાદિત]

અને બળેવના બપોરે પોતાના વહાણે ચડતા નાવિકોને વિદાય-વેદના ભૂલવવા દારવો (દારૂ) પાતી પાતી બંદરે મૂકવા જતી ખારવણોનાં ગીતો મેં સાંભળ્યાં છે:

'જોબનિયાં મારાં આજ આવ્યાં ને કાલ્ય જાશે
જોબનિયાં કાલ જાતાં રે'શે

એવાં ચાલ્યાં ગયેલાં 'જોબનિયાં'ની પછવાડે બસોક વર્ષ પૂર્વેના સૌરાષ્ટ્રતીરવાસી ફિરંગીઓએ પોતાની લાલસામાં ફસાવેલી નાવિકપત્નીનું ગીત પણ મેં ગોત્યું છે:

'તું તો મુંબી હાલ્યો, તું તો મલબાર હાલ્યો,
'નાણાંની રે ખોટે, ખરચીની રે ખોટે.
'કાકાના રે કાણુ મામાના મૂણુ
'દુઃખડલાં રે દેવે દુઃખડલાં રે દેવે...

પેટગુજારાને ખાતર, હે પિયુ, તું તો મુંબઈ-મલબારની ખેપે ચાલ્યો ગયો. પાછળથી મને કાકા-મામાના પુત્રોએ દુઃખ દીધાં. એ જ દિવસોમાં અમારા ગામના પાદરે ટોપીવાળાના પડાવ પડ્યા.

'અંગ્રેજો રે આવ્યો, ટોપીવાળો આવ્યો
'પીથલપરને પાદર, કેશાળાને પાદર.

ને હું એકવાર પાણી ભરવા નીકળી, ટોપીવાળો પાછળ પાછળ આવ્યો, મારાં રૂપ દીઠાં, રોળી નાખી:

'વંટાળો રે આવ્યો, વંટાળો રે આવ્યો
'ચૂંદડલી રે ઊડી, પાંસડલી રે ઊડી
× × ×
'ટોપીઆને ઘેર પોઢી, અંગ્રેજાને ઘેરે પોઢી
[સોરઠને તીરે તીરે]

મુદ્દી પ્રત્યે નફરત, પરદેશની ચાકરી પ્રત્યે વેરણ-ભાવ, પેટગુજારાના પ્રશ્નની મૂંઝવણ, પરદેશી પિયુને માટે ઝંખના, પાછળથી હવસખોરોના હાથમાં ફસામણી—એ બધી બાબતોએ સોરઠી નારીઓનાં આત્મનિતાર શાં ગીતો કંઠસ્થ સાહિત્યને ખોળે મૂકયાં છે, ને લોકસાહિત્ય નિખાલસ છે એટલે જે જે કહેવાતું છે તે વણછુપાવ્યે વણસુગાયે કહી નાખે છે. પતિ મરે તો પુનર્લગ્ન કરવાની છૂટ ભોગવતી, એક સંસારમાં ન ફાવે તો તેને ભાંગી નવો સંસાર સજવાને એના સમાજે એને મોકળી રાખેલી, છતાંય આ સોરઠી નાતરિયા વર્ણોની નારીઓ જો પતિસ્નેહ ખાતર રડીહિજરાઈ છે તો તેમનામાં સંસ્કાર હોવા જોઈએ. એ સંસ્કાર-culture-ઉજળિયાતોનું નર્યું અનુકરણ હોત તો એમાંથી સાહિત્ય ન નીપજત.

પતિ માટે હિજરાતી નાતરિયાં વર્ણોની નારીઓ

સ્ત્રીઓનાં નયનોમાં તેમ જ હૃદયોમાં આવું પ્રેમાંજન આંજતું જીવનતત્ત્વ પુરુષોમાં પણ હતું. શ્રમજીવી અને સૈનિક સોરઠી મર્દ ફૂટડો હતો : પત્નીઓની નજરે

પુરુષનું પ્રેમપ્રેરક સૌંદર્ય એ હતો :

'બાઇજી સરીખો ફૂટરો સું'જ વાલમ લો!
'નણંદી સરીખી અણિયાર વણજારા વાલમ લો!'

બહેનની નજરે એ રૂપાળો હતો :

'ઓળખ્યો ઓળખ્યો રે માની આંખું'ની અણસાર
'બાપની ઓલારો વીરને ઓળખ્યો.'

માતાની જેવી આંખોવાળો ને પિતાના જેવા કંઠવાળો મરદ વખણાય છે. 'તંગવ ત્રોડાવાળો' 'ભારે બેડીવાળો' 'નેજાળો, ભાલાળો, છોગાળો : સોટા સરીખા સીધા પાતળા અને કદાવર શરીરથી આજના ઊતરી ગયેલા ખમીરની વેળાએ પણ સિથિયન શોણિતનો સીધો વારસદાર સાબિત થતો : લીંબુની ફાડ શી આંખો વડે આજેયે નામીચો સોરઠિયો આકર્ષક હતો :

'પારેવેજી રત્તીયું, સરે જી' પાંસરીયું'
'ઘાટે કસૂબે ઘૂંરીયું', સું'જ વાલમજી અખીયું.'

[કચ્છી દુહો]

કબૂતર શી રાતી, ને તીર શી પાધરી, ઘાટા કસૂંબાના કેફે ઘૂટેલી આંખોવાળો વાલમ :

'પુરુષને વા'લી પાઘડી રે
'પાઘડીને વાલાં ફૂલ, માછલડીને જળ વાલાં રે.
× - × ×
'પરણ્યો મારી સગી નણંદનો વીર જો
'તાણીને બાંધે રે નવરંગ પાઘડી રે લોલ.

'આજ રે સ્વપ્નામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો.
ફૂલડીયાંની ફોયું સાહેલી મારા સપનામાં રે,
× × ×
'ગુલાબી ગોટો ઇ તો અમારો પરણ્યો જો,
'(એનાં) ફૂલડીયાંની ફોયું સાહેલી મારી ચૂંદડીમાં રે.

એવા કાવ્યરસિક ભાવોને પોષતો :

'નવરો દીનોનાથ, તે દી હરખે ઘડયો હલામણો,
પૂતળું બેસાર્યું પાટ બાંતિરસે બરડાધણી.
મોતીડાંની માળ, હૈયે હલામણ તણે,
કંકુવરણું કપાળ, જુવાની તારી જોડવા!
× × ×
હલામણને હોઠ, પરોવેલ પરવાળાં.
× × ×

એવો એ વાર્તાનાયક હલામણ જેઠવો વર્ણવાય છે. એની આંગળીઓ પણ વર્ણવાય છે

'આંગળીએ ચોગડ વળે, નૈ વેઢો નૈ વળ,
'બાઇ આપણી બજારમાં, દીઠો માધવો નળ.'

એવાં કાયાનાં રૂપ, તેમાં ઘોડેસ્વારીનું સૌંદર્ય-ઉમેરણ :

'કાળો ઘોડો ને કાટવો, ભમ્મર ભાલું હાથ,
'બાઇ આપણી બજારમાં જોઇ જેઠવાની ભાત

એવા પિયુને દેશવટા દેવાય છે: દેશવટે સંચરતોય એ કેવો શૂરો દીસે છે!:

'હલામણ હાલી નીકળ્યો, રેટાં મેલીને રાજ
'હાટે હાટે બેસતો, ગળે ગેંડાની ઢાલ
'ગળે ગેંડાની ઢાલ તે ટપ ટપ ચૂવે
'માતા મીણલ રંગમોલમાં · રુવે.'

જેવો સોરઠનો જુદ્ધે ચડતો વીર :

'ઘોડો ઘોડાને ઘાટ, અસવારે ઊણો નહિ,
જેનું ભાલું ભરે આકાશ, મોટ મ્હાજ્યો માંગરો.

અને જેવી એની મૃત્યુને ભેટતી ખુમારી :

'ભર ઘોડા, વર વંકડા, હલ બાંધવાં હથિયાર,
'ઝાઝા ઘોડાંમાં ઝીંકવા, મરવું એક જ વાર.'

તેવી જ એની પ્રેમયાત્રાની વેળાએ બંકી છટા :

'કડ કટારાં વાંકડાં, માથે મશરૂ-મોડ,
'ઢાલો રાતે લૂગડે, મારુઈ નેણાંચોર.'

અરે! પ્રેમ અને પુરુપાતન કાજે સમરમાં સૂતેલા પિયુના શબને સોરઠિયાણીએ ગર્વથી મૃતપતિનું યે દેહસૌંદર્ય 'બિરદાવ્યું'-સોરઠની સૌંદર્યમૂર્તિ રાણકદેવીએ.:

'વાએ ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત,
'જુઓ પટોળાંવાળીઓ લોબડિયાળીનો કંથ.'

એ (મૂએલો છતાં) પવનમાં મૂછો ફરકે છે, રત્ન શા એના દાંત ઝબૂકે છે. હે પાટણ-ગુજરાતની સુંદર મુલાયમ પટોળાં (સાડી) પહેરનારી સ્ત્રીઓ, આ જાડી ઊનની લોબડી(કામળી)ના સાળુ ઓઢનાર બથ્થડ સોરઠિયાણીના કંથને તો જુઓ! મૃત્યુ-ખોળેય કેવો બંકડો શોભે છે!

દેહસૌંદર્ય એ કાંઈ સાહિત્યની સર્જકતામાં ઉવેખવા જેવું બળ નથી. ગતિ અને સ્ફૂર્તિને એ સૌંદર્યનું પ્રાણતત્ત્વ ગણતી દૃષ્ટિ ઉપલા દૃષ્ટાંતમાં દેખાડ્યું તેમ મૃત્યુવશ માનવીને પણ મૂછો ફરકાવતો ને દાંત ઝબૂકાવતો આલેખે છે.

ઊર્મિને પોષતું પશુધન: ઘોડો

આ સૌંદર્યમાં, કલ્પનાશીલતામાં અને ઊર્મિમયતામાં વધુ દિવેલ પૂરનાર તેમનું પશુધન હતું. એમાં પહેલું પ્રાધાન્ય એમના અશ્વોને આપવું રહે છે: 'ઘોડો ઘોડાને ધાટ, અસવારે ઊણો નહિ' 'ભલ ઘોડા વલ વંકડા, હલ બાંધવાં હથિયાર' 'ભલ ઘોડા, કાઠી ભલા, પેનીઢક પેરવેશ,' 'ઘોડાની ધમસાણુમાં તંગ લીધેલ તાણી, ફોજુંમાં લાડો ફરે ઘેલો માધાણી!' 'ભોં ભીની, ઘોડા ભલા, ડાબા ઊપડિયા, કાં મરઘાનેણી માણવા, કાં ખગ વાવા ખડિયા'—એવાં એવાં ભાવોદ્દીપક આલેખનો બતાવે છે અને મિ. કિનકેઈડનું કથન સાક્ષી પૂરે છે કે ઘોડો અને અસવાર એ બેઉ મળીને એક પ્રાણી બની જતું. બેઉને જુદા પાડી શકાય નહિ. ગ્રીસ દેશમાં યુગોથી ઊભેલી પાર્થેનોન અશ્વોની

ઘોડો ને અસવાર એકાકાર બનતાં

પાષાણપ્રતિમાઓની સમસ્યા પર મૂંઝવણ અનુભવતો કિનકેઈડ કહે છે કે, 'આ પ્રતિમાઓ ગ્રીકોએ ક્યાંથી ઉતારી? યુરોપભરમાં તો કોઈ આવા અપૂર્વ નમૂનાવાળી ઘોડાની ઓલાદ જ નથી જડતી. તો શું ગ્રીક શિલ્પીઓએ કલ્પનામાંથી આ રૂપ સરજાવ્યાં? તો તો ગ્રીક શિલ્પસ્થાપત્યના નિયમોનો ભંગ કર્યો કહેવાય. એવું ઉલ્લંઘન 'હેલ્લેનીક આર્ટ'માં અશક્ય હતું. સમસ્યા લાંબો કાળ મૂંઝવતી રહી. પછી એક દિવસ એક કાઠી-દરબારની ઘોડારમાં જવાનું બન્યું.—

'I entered the stable-yard and in a minute or so two grooms led on before my wondering eyes a white stallion, the living facsimile of the horses that for two thousand years have so bravely pranced

ગ્રીક અશ્વ-પ્રતિમાનું મૂળ મૉડેલ કાઠી-અશ્વ

upon the stone whence they were called to life by the chisel of the Athenian.' (Their Horses : Outlaws of Kathiawar-by C. F. Kincaid I. C. S.)

આ પછી તો કિનકેઈડ ઇતિહાસ અને પુરાતત્ત્વના આધારો વડે એવા અનુમાન પર આવે છે કે ગ્રીક શિલ્પના કલા-નમૂના (મૉડેલ) બનનાર આ ઘોડાઓ ઝર્સિસ રાજાના ઈરાની લશ્કર જોડે એથેન્સ પરના આક્રમણમાં આવ્યા હોવા જોઈએ, અને ઇસ્વીસન પૂર્વેની પાંચમી સદીમાં હજુ કાઠીઓ હિંદમાં બહુ દૂર સુધી પ્રવેશ નહિ કરી ચૂકેલા હોઈ, તેમના સિથિયન પૂર્વજો ઈરાની શાહના સૈન્યમાં પોતાના અશ્વો સહિત શામિલ થયા હોવા જોઈએ.'

'Moreover the 'great kings' possessed an Indian satrapy and at Arbela part of Darius' cavalry was certainly Scythian or Kathi.' (એજન.)

આટલી પ્રાચીન ઓલાદને સુરક્ષિત રાખવાની સંભાવનાને આજે પણ સમર્થન મળે છે. કિનકેઈડ સાચું કહે છે કે કાઠીઓ પોતાની વંશાવળીના કરતાં પણ પોતાના અશ્વોની વંશાવળીની વધુ કાળજી કરે છે. 'જાતવંત' એ શબ્દ ઘોડાં માટે વપરાય છે. અમુક જાતની ઘોડીઓ દેવતાઈ મનાય છે. એનાં ઠાણમાં (સ્થાનમાં) ઘીનો દીવો થાય છે. અમુક ઘોડીઓને માટે તો એવી પણ લોકકથા છે કે દરિયાકાંઠે ચરતી'તી ત્યારે દરિયાપારનો જળઘોડો બહાર નીકળી 'એને માથે પડ્યો.' તેની જે વછેરી જન્મી એનું નામ પડ્યું પીરાણી તાજણ. વળી રણુંજાના સૌરાષ્ટ્રપૂજ્ય સંત રામદે પીરનાં તો દેવસ્થાનો જ ઘોડાની મૂર્તિનાં હોય છે; માનવી નહિ, પણ માનવીની સેવાનું, સાહસોનું, ધર્મોપાસનાનું સાધન ઘોડો પૂજાય છે.

ઘોડાની દેવસમ પૂજા

ગ્રામ-વીરોને યુદ્ધમાં લઈ જતા રાવળ લોકકવિઓ-સૌરાષ્ટ્રના નાનકડા ડૅમરો-તંતુવાદ્યના ઝંકારે ઝંકારે બિરદાવતાં, શૂરાઓનાં સૈન્યની આગળ ને આગળ સન્મુખ રહેનાં રહેનાં ચાલે ત્યારે એનો બિરદ-બોલ આ હતો-છેઃ

'જીવે ઘોડાં! જીવે ઘોડાં!'

પ્રત્યેક દુહા-સોરઠા કે ગીત-છંદનું ધ્રુવપદ 'જીવે ઘોડાં! જીવે ઘોડાં!'

શત્રુઘેર્યા ગઢમાં અન્નખૂટ-પાણીખૂટ બની ગયેલો ગઢપતિ આખરે જ્યારે કેસરિયાંના નિરધારે ગઢદ્વાર ખોલી નાખવાનું નક્કી કરે ત્યારે પ્રથમ પોતાનાં ઘોડાંને 'ઝૂડી નાખે', શિરચ્છેદ કરે, પણ એ શિરચ્છેદને ટાણે લગાર પણ હણહણનાર અશ્વને છૂટો મૂકે-એમ કહીને કે 'એને જીવવાનો મોહ છે!'

ઘોડાના નૈવેદ

એ ઘોડાં, એ ભેંસું, એ ઊંટ, એ ગાયો—ગોરી લોકજીવનમાં એનો સંસ્કારફાળો કેટલો ભાતીગળ, કેટલો ઓતપ્રોત, કેટલો રોમાંચક અને મનોહર હતો તે બતાવતું કરસ્ય ગીતો-કથાઓનું સાહિત્ય અહીં ઉતારવાને અવકાશ નથી. એ પશુધન કેવળ આર્થિક ધન નહોતું, પણ લલિતોર્મિઓનું ધન હતું, પ્રણયનું પોષક હતું, સાહસનું સાથી હતું, વિજોગની અશ્રુધારાઓમાં પોતાનાં પણ નયન-નીર ઠાલવનાર હતું, વાચાવિહોણું તોયે વાતું કરનારું હતું, અને કવિતાનું પ્રેરક હતું. ઘોડો એટલે જીવનના ત્રિવિધ સાફલ્ય માંહેનું એક:

**પશુધન પર મમતા**

તિખ્ખા તરંગ ન માણીયા, ભડ સિર ખગ્ગ ન ભગ્ગ,
જનમ અકારણ હી ગયો, ગોરી ગળે ન લગ્ગ.

તેજસ્વી ઘોડા જો ન માણ્યા, સુભટ શત્રુના શિર પર જો સમશેર ન ભાગી, અને ગોરી નારી જો ગળે ન લાગી, તો જન્મ વ્યર્થ ગયો!

'પાતાળ-લોકની નાગપદ્મણી' કહેવાતી ભેંસો લોકકવિના નયનોમાં જે મનોરંજન આંજતી તે આજની બબ્બે ચોટલા વાળતી સુંદરીઓથી જરીકે ઊતરતું નહોતું:

'મેંધું અમોડાળિયું, દો દો શીંગોડાં વટ,
'શેડ્યુંશા ધમોડા મચે, તંત મચે ગેગટ!

(આંટા લઈ ગયેલા બેઉ શિંગડારૂપી બે અંબોડા! વડે શોભતી ભેંસો હોય અને એના દૂધની ધારાઓ દોહતી વેળા ગુંજતી હોય ત્યારે જ જીવનમાં મસ્તી મચે)

પચ્ચીસ જ વર્ષ પર એક ચારણે રચેલા કાળ ભેંસોની જાતો-ઓલાદોના આ કાવ્યમય વર્ણનમાં પશુપ્રેમની ઉત્કટતા નિહાળો—

**ભેંસનું બિરદ-ગાન**

ગણું નામ કુંઢી તણાં નાગલ્યું ગોટક્યું,
નેત્ર્યું, નાનક્યું, શીંગ નમણાં
ગીણુલ્યું, ભૂતડ્યું, ભોજ છોગાળીનું,
બીનર્યું, હાંપણી, જળ બમણાં
લીલાયું, ખાવડ્યું, ઓથડ્યું, ભૂરીયું,
ભૂતળ્યું, ઢીંગલ્યું નામ પ્રાજ,
ભગરીયું, વેગડ્યું, વાનર્યું, બાલમ્યું,
રાણ ખાડુ તણાં જાણું રાજ!
દડગ્યું, મીણલ્યું, હોડક્યું, દકલ્યું,
ગેલીયું મુગટ્યું, રૂપ ગણીએ
સાઢીયું, બાપલ્યું, દ્રાખ ને સાકર,
પાર ગાડદ તણા કેમ ગણીએ

નામો પૂરાં થયાં. હવે રૂપ:

ઓપતાં કાળીયું, શીંગ આંટાળીયું,
    ભાળીયું પીંગલાં આઉ ભારે;
ઘડા અચરાળીયું, ડુંગરા ઢાળીયું.
    હાલીયું ગાળીયું, ખડાં હારે.

એકલું રૂપ? નહિ, બચ્ચાં પરનું મસ્ત વાત્સલ્ય એ એના રૂપનો અનિવાર્ય અંશ હતો: તે વગર તો પયદાત્રી જનેતાની શોભા શી!

હાલીયું પારવાં પરે હેતાળીયું,
    ઝરે પરનાળીયું મેઘ જેવું;
દાખવાં નીરદા જેમ દુધાળીયું
    મેંઘ મૂલાળીયું દીએ મેવા

[ચારણી ગીત: રચનાર સ્વ. ગીગા બારોટ]

મેં જોઈ છે મારવાડી ચાદલિયાંની સ્ત્રીઓને પોતાના મરી ગયેલા બળદ પર પણ માણસના મૃત્યુની માફક જ મોં ઢાંકીને મરસિયા-વિલાપ કરતી. આપણે જોયા છે આ પશુઓને માથે મઢાતા શણગારો: ઝૂલ્યો, ખોભળો, જેરબંધ, ચારજામા, ને ફૂમકિયાળી રાશો. સમશેરની મૂઠો, મ્યાનો, હોકા વગેરે પરનાં કસબી કામો. પુરુષની કદમ-સાથી અને પુરુષોથી ચિરવિરહી નારીઓ તો અન્યત્ર પણ હતી; પણ એ બે-ત્રણ બાબતો જ કોઈ Culture-સંસ્કારિતાનાં તત્ત્વો ન બની શકે. સોરઠિયાણીની વિશેષતા એનાં સાજ-શણગાર, ગૃહશણગાર, ભરતગૂંથણ ને ભીંત-ચિત્રણની કલાસંપત્તિમાં હતી. સોરઠી વનવાસિનીઓ—નેસડે-ઝૂંપડે રઝળનારીઓ જે ઘોડાં-બળદોની ઝૂલો ભરતી. પોતાનાં આણાં-કરિયાવરની સામગ્રીનો જે ઉઠાવ સોય અને હીરદોરા વડે કરતી, તે વીજળીવેલ ને વાટકાવેલ, ટેલવેલ, પોપટવેલ ને દાડમડીવેલ, ભરેલાં ચણિયા ને કાપડાં, ચાકળા ને ચંદરવા, ગાલીચા ને ગાદલીઓ આજ પર્યંત-આજે તો વિશેષ પ્રમાણમાં-દેશી ને વિદેશી નગરવાસીઓનું વિસ્મય બની રહ્યાં છે. પોતે કંઈ કુદરત વચ્ચે રહેતી અને એ પ્રકૃતિ-રંગોની પાર્શ્વભૂ પર કયાં રંગ-ભરત ને રંગ-ગૂંથણ સુમેળ લઈ શકે તેની એને સાન હતી. આ સાન કેવળ માળા બાંધનાર સુઘરી પક્ષીઓના જેવી Instinctive-કુદરતપ્રેર્યાં અનુકરણશીલ તત્ત્વ રહી-નહોતી. આ તો હતી સ્વાધીન કલા-દૃષ્ટિ. સૌરાષ્ટ્રી મધ્યયુગને જેઓ રક્તમાં જ ઝબકોળાયેલો જીવનકાળ સમજી બેઠા છે તેમની વાત જો સાચી હોય તો એ જંગાલિયતને ખોળે ઊછરેલી આ કલાસંપત્તિને માટે અને એ કલાસંપત્તિ જેની દ્યોતક છે તે નારી-હૃદયની સ્વસ્થતા માટે ઘણું પ્રશસ્ય ગણાય. એને આપણે કોઈની ઉછીની લીધેલ કહીશું કે નિજનો સંસ્કાર કહીશું?

ગૃહશણગાર, દેહશણગાર
પશુશણગાર

આમ આ વ્યાખ્યાનમાં મેં ગણાવ્યાં તેટલાં અંગોને હું અકેકે સંસ્કાર કહું છું. એ સર્વ સંસ્કારોના સમુચ્ચયમાંથી, કેવળ ખડકલામાંથી નહિ, પણ સપ્રમાણ ગૂંથણમાંથી જે નીપજે તેને હું સંસ્કારિતા કહું છું. એ સંસ્કારિતા આપણી સ્થિરજીવનવાસીઓની સંસ્કારિતાથી જુદેરી, ભ્રમણશીલ જીવનની સંસ્કારિતા હતી, પણ હતી જ હતી. અને એ સંસ્કારિતા એક અનોખા સાહિત્યની જન્મદાત્રી હતી. આનંદલક્ષી સર્જકતાનો આજે વાઈ રહેલો નવો પવન જ એ સાહિત્યમાં પોતાનું ગાન રેડી રહેલ છે એ વાત જૂઠી છે. એ ગાન તો એનું નિજનું હતું. જન્મ અને મૃત્યુ એ બેક કડાંમાં બાંધેલા એ જીવનનો હીંડોળો હતો. એ હીંડોળાના ફંગોળ આભ-ધરતીના ઉભય છેડાને અડકતા હતા—'True to the kindred points of earth and heaven.'

ભ્રમણશીલ જીવનની નિરાળી સંસ્કારિતા

આટલી સંસ્કારિતાએ કરીને આ ભ્રમણશીલ જનતા સર્વસંવેદી બની હતી. સાહિત્યના સર્જનને તેમજ રસાસ્વાદને માટે ફક્ત એકલી સંસ્કારમયતા પૂરતી નથી; સંવેદનશીલતાની પણ અપેક્ષા છે. સોરઠી-ગુજરાતી નરનારીઓ એવાં સંવેદનશીલ હતાં, અને જેની જેની પાસે લોકસાહિત્ય છે તે સર્વ પ્રજાઓ—પંજાબીઓ, રાજસ્થાનીઓ, મહારાષ્ટ્રીઓ ને બંગાળીઓ–સંવેદનશીલ હતાં, કારણકે તેમનાં જીવનમાં ઊંડાં ઊર્મિસંઘર્ષક તત્ત્વો પડ્યાં હતાં.

[ લોકસાહિત્યનું સમાલોચન ]

## લોક–સૃષ્ટિ

**અં**દર પ્રવેશ કરીએ ત્યાં જ જો સુગંધ ન આવે તો એ ફૂલવાડી શાની? એમ સાચું લોકસાહિત્ય તો એ જ, જેમાં દાખલ થતાં જ લોક-જીવન અને તેની ચોગમ પથરાયેલી કુદરત આપણને એની સુવાસ વડે ઘેરી લે. આ ગીતોની અંદર સમસ્ત લોક-સૃષ્ટિ જેવી ને તેવી સજીવન ઊભી છે. શબ્દો વાંચવાની સાથે જ એ વસ્તુઓ પોતે વાચકની આંખોને ભેટી પડે છે. લોક-ગીતોમાં પ્રવેશ કરનારો વાચક જાણે કે ગ્રામ્ય-જગતનો પ્રવાસી બની જાય છે. એની આસપાસ છેક ગામની 'સીમડી'થી માંડીને ગ્રામ્ય કુદરતનું તથા લોકનિવાસ સમસ્તનું વાતાવરણ બંધાતું આવે છે. આજે તો અગ્નિ, વાયુ કે વીજળીનાં વેગવંત વાહનો આપણને ગ્રામ્ય-જગતનો ધીરે ધીરે પરિચય થવા દીધા વગર સીધે સીધા સડેડાટ લોક-સમુદાયની વચ્ચે ઉતારી મૂકે છે—જાણે આપણે અધ્ધરથી અચાનક ધબ દઈને નીચે પછડાયા હોઈએ તેવું અનુભવાય છે; પરંતુ પૂર્વે તો પ્રવાસી ધીરે ધીરે આવતો, જંગલનાં ઝાડથી લઈને એક પછી એક વસ્તુની ઓળખાણ કરતો આવતો, અને સૌથી પ્રથમ એને ગામડાની

કુદરત

સીમડી ભેટી લેતી, ગામની સરહદ શરૂ થાય ત્યાં કોણ માનવી એની સામે ટહુકો કરવા ઊભું હોય ? ગાય-ભેંસોને ચારતો ગોવાળિયો : સીમાડા ઉપરનો જાણે કે અધિષ્ઠાતા માનવ-દેવ. પ્રવાસીનું અજાણ્યાપણું ત્યાંથી જ તૂટી જતું. પછી આગળ ચાલતાં ખેતરો આવે, જેની વચ્ચે :

'કેડ કેડ સામી રે સેંજલ ડુંગરી
હૈયા સામેલા બેડા જો !'

એવી નાનકડી ટેકરીઓ, છાતી સુધી ઊંચી ભેખડો, અને :

'ડુંગરે ચડીને ગોફણ ફેરવી
સેંજલ નાર ! ઢોરું પાછાં વાળ જો !'

એવી ગોફણો ફેરવી ફેરવી પથ્થરો વડે પોતાના ખેતરના ઊભા મોલમાંથી પશુઓને હાંકતો ખેડુ નજરે પડે; પતિની સાથે સહચરી બની રહેલી, પતિના બોલ ઝીલતી, કદી કદી વળી મસ્તીએ ચડીને સ્વામીને સામા જવાબ દેતી, પતિને જમાડવાનું ભોજન (ભાત) લઈને ગામમાંથી આવતી, આજ્ઞા-ભંગને માટે કદી સોટા ખાતી, રડતી રડતી ઘેર જતી, મિષ્ટાન્ન રાંધીને પાછી પતિને રીઝવવા આવતી, રિઝાયેલા પતિને મારીને મીઠું વેર વાળતી અથવા માર ખાઈને મહિયરને માર્ગે વિચરતી ખેડુ-પત્નીનાં દર્શન થતાં. એવાં એવાં ખેતરો વટાવીને પછી અતિથિ 'આલી લીલી' વાડીઓનાં વૃંદ વચ્ચે દાખલ થતો. વાડીઓ ઘણે ભાગે ગામની નજીકમાં હોય છે. ત્યાંયે લોક-જીવનની શાંત ગડમથલ મચી હોય છે. અને ફૂલવાડીનાં ફૂલો સંભાળતો માળી ત્યાં રાજ કરી રહ્યો છે. પછી આવે છે સરોવરની પાળ, જ્યાં વટેમાર્ગુને વાટ બતાવતી, તૃષાતુર પ્રવાસીને પાણી પાતી, ઠઠ્ઠા-મશ્કરી પણ કરી લેતી પનિહારીઓ કુદરતનું પડ ગજવી રહી હોય છે.

જળાશયો તો લોક-જીવનની સમૃદ્ધ દશાનાં પ્રતિબિમ્બો પાડતાં ઊભાં હોય છે. એ નદીઓ, જ્યાં ચોમાસે :

'ચારે ને કાંઠે રે માતા મેરી છલી વળ્યાં'

અથવા :

ભાદરવો ભલ ગાજીયો ને નદીએ આવ્યાં નીર'

એવી રમ્યતા જામી હોય છે, જ્યાં મસ્ત પનિહારીઓ :

'ચલ ગાગર ચલ ગાગર જમનાને ઘરે'
'જમનાનાં બો'ળાં નીર રે...ગાગર ધ્રૂમે છે.'

એ રીતે બેડલાને ઘુમાવતી વિચરતી હોય છે; 'મેંજળિયાળી સર' નામે ઓળખાતા અખંડિત ઝરણાનાં પાણી ભરવા પણ રમણીઓ સંચરે છે. વળી 'મોતીડે બાંધેલી પાળ' વાળી નાની શી નિર્મળાં નીરની ચંદણ તળાવડી; આછુડા કૂવા; એ કૂવાને કાંઠે મહેકતો કેવડો કે સપાટી પર છવાયેલો લીલુડો શેવાળ; વાવમાં

જળાશય

૫૧

હિલોળા લેતાં નીર—વગેરે બધાં દૃશ્યો લોક-કવિતાની પ્રેરણાનાં ધામો છે. પાદરથી નીકળતો પ્રવાસી એક પલકમાં જ ત્યાં

'સો સો બેડલિયાંની હેલ્યુ ચડે.'

એ નિહાળતાં જ–સો સો બેડલાં ભરી ભરીને શિર પર ચડાવી ચાલી જતી પનિહારીઓને જોતાં જ–ગામની આબાદાનીનાં માપ તે સમયમાં કાઢી લેતો. અને

'છલકાતું આવે બેડલું, મલકાતી આવે નાર રે
મારી સાહેલીનું બેડલું.'

એવું પનિહારી-દૃશ્ય શ્રમજીવનની સાથે ઓતપ્રોત રહેલી સૌંદર્યદૃષ્ટિ સૂચવી આપે છે.

'રાણકદેવડી રે કાંઇ વધે દી ને રાત રે
પાંચ વરસની પાણી ભરે.'

એવી પંક્તિઓ શું સૂચવે છે ? વહેલી વહેલી વયે પાણી સિંચવામાં તો સ્ત્રીજીવનની ચતુરાઈ સમજાતી. કોઈ કોઈ જળાશય તો વળી—

'બાવુભાના બાગમાં રવન-કૂવો
ત્યાં સો સો બેડલિયાંની હેલ્યુ ચડે
રે જળવાદળીનાં નીર મારે કોણ ભરે !'

એટલે કે ગામના દરબારોની ફૂલવાડીઓમાં હોય; અને ત્યાં જ્યારે "સો સો બેડલિયાંની હેલ્યુ" ચડતી જોવામાં આવે, ત્યારે તો તેવા ગામના રાજાઓની પવિત્ર નીતિ અને ગામ-જનોની નિર્ભય વિશ્વાસભાવના સ્મરણમાં ચડે છે. આમ આ જળાશયો કેવળ વૈભવ, જીવન-કોડ કે રાજા-પ્રજાની નિર્મળ હેત-પ્રીતનાં જ માપકો બનીને નહોતાં અટકી જતાં. એ તો મંવનનનાં–પ્યાર કરવાનાં પણ ધામો હતાં. લોક-કલ્પનામાંથી સરજાયેલો કોઈ રામચંદ્રજી મૃગયા ખેલતો ખેલતો તરસ્યો બનીને વગડામાં દૂરથી તબકતા તળાવ પર જઈ પહોંચે, ત્યાં બાળ-કુંવારી સીતાને પાણી ભરતી ભાળે, ભર્યો ઘડો રામ ગટગટાવી જાય, બન્ને વચ્ચે તારામૈત્રક રચાય—

'પરણી છો કે બાળ કુંવાર રે રામૈયા રામ'

એમ પૂછપરછ થાય અને અવિવાહિતા ગીતાની સાથે ત્યાં ને ત્યાં લગ્ન ઉજવાય. કોઈ શિકારે ચડેલો રા'ખેંગાર મજેવડીના પાદરમાં નીકળે છે અને ઉબેણ નદીના આરે યુક્તિપૂર્વક એક સૌંદર્ય-દર્શન કરે છે :

'રાણકદેવડી રે કાંઇ પાણીડાંની હાય' રે
રાય રે ખેંગાર ઘોડા ખેલવે.
'વાયા વાયા રે કાંઇ ઓતર-દખણા વાય રે
ચૂંદડીના છેડા ફરુકીયા.

'જોયો જોયો રે એની કચ્ય કેરો લાંક રે
ખીજો જોયો સવા ગજ ચોટલો'

એવાં કુદરતે દેખાડેલાં નિર્વ્યાજ રૂપ નિહાળીને પ્રેમિક વીર એ કન્યાના પિતા કને માગું નાખે છે. ગામડાંના પાણીઘાટને આરે એવી પ્રેમ-ઘટનાઓ અંકાયેલી છે. અને—

'જળ ભરું તો ભરવા નો દીયે,
'વા'લો ખોબે દડાડે નીર, જીવણ જવા દે'

અથવા તો!

'હું રે ભરું ને મારી ભાભી ભરે,
ત્યાં ભાભીનો સાયબો આડો ફરે,
રે જળ-વાદળીનાં નીર મારે કોણ ભરે'

એવી પ્રીતિની મસ્તીઓ ત્યાં એક દિવસ મચતી હતી. વળી :

'કાન તારે તળાવ
રૂમઝૂમતી રમવા નીસરી'

એવી રૂમઝૂમ કરતી ગ્રામ્ય રાધિકાઓએ જળાશયોની પાળ પર ઊભીને જ કાંઠે ગેડા ખેલવતા પોતાના પ્રિયતમોને

'નાગર ઊભા રો' રંગ-રસિયા'

એવા લાંબા સ્વરે પોકારો પાડયા છે. કૈંક રસિકાઓએ

'હું તો દાતણિયા લઇને ઊભી રહી રે
'દાતણ ન્યાં કરજો મારી સગી નણંદના વીર જો
'આછુડામાં જશું જીવણ ઝીલવા'

એવી આછુડીઓ ગાઈ ગાઈને જળઝીલણ રમવા પોતાના કંથને નોતરાં દીધાં હશે. પાણી સિંચતાં સિંચતાં, પગથિયે જેના પગ લપસ્યા હોય તેવી કોઈક રસ-ઘેલડીઓના નવસરા હાર પણ તૂટીને નવરંગી મોતીડા વેરાયાં હશે, અને મોતીડાં વિખરાય એ ખીનાને તે કાંઈ કવિતામાં ઉતાર્યા વગર રહેવાય ? માટે ગવાયું કે :

'રાજ આઠ કૂવા ને નવ પાવડાં,
રે મારો પાવડડે લપટયો છે પગ રાજ
મોતી વેરાયેલ ચોકમાં'

અને પહેલા ખોળાનો 'બાવલ બેટડો' ધવરાવતી ધવરાવતી, પોતાને મહિયરેથી વેલ્યમાં બેસી સાસરે જતી કૈંક તરુણ જનેતાઓએ રસ્તામાં પોતાના એ બેટડાને ક્ષીર સરખાં મીઠાં નીરમાં સ્નાન કરાવ્યાં હશે તેનું—

'દૂધે ભરી તલાવડી........નવરાવતી આવે'

એવું મધુર ચિત્ર આલેખાયું છે. ઘૂમતી ગાગર માથે લઈને પાણી ભરતી કૈંક નવ-વધૂઓએ 'માથડાં દુઃખે' 'પગમાં કાંકરી વાગે' એવી વિનોદભરી ફરિયાદો નોંધાવીને પતિની પાસે લાડ કર્યાં હશે.'

જળાશયની આવી રસભસ્ત તસવીરની બીજી કરુણ બાજુ પણ લોક-ગીતોમાં બતાવેલી છે. વઢિયારની સાસુના સિતમો સહેનારી દુઃખિયારી વહુ કૂવાને કાંઠે ઊભીને પોતાના દાદાને ઊડતા પંખીની સાથે સંદેશો કહાવે છે :

'દાદા તે દીકરી વઢિયારે નો દેજો જો,
'વઢિયારી સાસુ રે દાદા દોયલી.
'દીએ દળાવે મને રાતડીએ કંતાવે જો,
'પાછલે ને પરોઢિયે પાણીડાં મોકલે.
'ઓશીકે ઇંઢોણી વહુ પાંગતે સિંચણિયું જો,
'સામે ને ઓરડીએ વહુ તમારું બેડલું'.
'ઘડો બૂડે નૈં મારું સિંચણિયું નવ પૂગે જો,
'ઊગીને આથમીયો કૂવા-કાંઠડે
'ઊડતા પંખીડા મારો સંદેશો લઈ જજે જો.
દાદાને કેજે કે દીકરી કૂવે પડે.'

એવી કૈંક ગરીબડી દીકરીઓએ પોતાનો છેલ્લો વિસામો કૂવાનાં કાળાં નીરમાં ગોત્યો હશે તેમ જ કોઈ કોઈ રણચંડી બનેલી સ્ત્રીઓએ :

'આધેરા રહી વહુએ ધક્કો રે દીધો,
બાઈજી કૂવામાં બૂડ્યાં રે...મારી સૈયર સમાણી.'
'બાઇજી બૂડયા ને સાડલો તરે,
રખે ને પાછાં વળે રે...મારી સૈયર સમાણી.'

એવી વિધિ કરીને સાસુઓને જળસમાધિ લેવરાવી હશે. ગામડાનું જળાશય એટલે આવી કાળી અને ઊજળી સ્મૃતિઓનું કેન્દ્ર : સ્નેહ, મસ્તી અને શોકની કૈંક ઘટનાઓનું ધામ. એની ઉપર તો કોઈ જીવંત દૈવી શક્તિની આણ વર્તતી હોવાનું મનાય છે. કોઈ કોઈ વાર એ જળ-દેવતા ગામલોકો પાસે ભોગ માગે. બાર બાર વર્ષો સુધી ગાળેલું-નવાણુ છાંરોયે નીર નથી આપતું. ગામના ઠાકોરે જોશીડાને જોશ જોવા માટે બોલાવ્યા. જોશીડાએ ભાખ્યું કે જળદેવ જીવતાં માનવીનો ભોગ માગે છે. માટે—

'દીકરો ને વહુ પધરાવો જી રે.'

ઘોડી ખેલવનો કનૈયો કુંવર અને બેટડો ધવરાવતી ભરજોબનવંતી વહુ ગામના સુખ સારુ બલિ બનવાની તત્કાળ હા પાડે છે. છેલ્લી વાર માવતરને મળી લેવા વહુ મહિયર ચાલે છે. લોક સામા મળે છે. તેમણે મેણાં દીધાં છે કે :

'મરવાનાં હોય તો ભલે રે મરજો
એનાં વખાણ નવ હોયે જી રે'

બલિદાનની સાચી ભાવના પ્રસિદ્ધિના આ આક્ષેપને સાંખી શકે નહિ. બાઈ પાછી વળે છે. ગોરની સાથે સંદેશા મોકલાવે છે કે :

'મારી માતાને એટલું રે કે'જે
મોડિયો ને ચૂંદડી લાવે જી રે.'

જેઠાણીના ગરમ કરેલા પાણીએ સ્નાન કીધું, નણંદબા પાસે માથું ગૂંથાવ્યું અને

'પુતર જઈને પારણે પોઢાડયો,
નયણે આંસુની ધાર જી રે'

વાત્સલ્ય, દાંપત્ય અને લોક-સેવાની લાગણીનાં કેવાં તુમુલ તોફાન! ગાજતે-વાજતે લોક-સમુદાયની વચ્ચે જાણે કે વરઘોડિયાં ફરી વાર ચોરીએ ચડવા ચાલ્યાં. નવાણને પગથિયે પગ દેતાં જેમ ઊતરતાં જાય છે તેમ તેમ એ સૂકી વાવનાં પાતાળી નીર ઊભરાતાં આવે છે. કાંડાં ડૂબ્યાં, ગોઠણ ડૂબ્યા, કમ્મર, છાતી અને છેવટે માથાં ઉપર પાણી ફરી વળ્યાં. જળાશય છલો-છલ ભરાઈ ગયું. ભોગ પહોંચી ગયો. બાર બાર વર્ષથી પાણી વિના તરફડતાં પશુ-પંખી અને માનવીઓને જીવન મળ્યું. પણ જળાશયને તીરે ઊભેલાં બુઢ્ઢાં માવતર શું પોકારે છે?:

'એક હોંકારો દ્યોને વસરામભાઇ,
ગોઝારાં પાણી કોણ પીશે જી રે.
'એક હોંકારો દ્યોને વાઘેલી વહુ
ગોઝારાં પાણી કોણ પીશે જી રે!'

જળાશયના જતનની આટલી ઉગ્ર ત્યાગ-ભાવના આલેખતું આ મશહૂર ગીત લોકોના પ્રાણમાં જોરથી રેડાઈ ગયું છે. કોઈએ એ કથા માધાવાવ સાથે સંધાડી, કોઈએ ભમોરાની વાવ સાથે જોડી, તો કોઈએ વાળુબા ગામ સાથે. એમ સહુએ એને પોતપોતાનું બલિદાન-કાવ્ય સમજી લીધું. એમાં લોક-જીવનની civics અને politics સમાઈ જાય છે. સમસ્ત કુટુંબની રક્ષાને ખાતર જેમ વ્યકિત પોતાનું વહાલું સુખ હોમી દે (*મોટાં ખોરડાં* ર. રા. ભાગ ૧) તેમ સમસ્ત લોકહિતને માટે આગેવાન કુટુંબોનાં બલિદાન ચડી જાય, તે આ ગીતનો મર્મ છે. આવાં બલિદાનની અંદરથી કેટકેટલી નોખનોખી લાગણીઓ ઉછાળા મારે છે? વાત્સલ્ય, દાંપત્ય, કુટુંબ-સ્નેહ, નિર્દોષ મૃત્યુની પારાવાર કરુણતા વગેરે તમામ ઊર્મિઓના હૃદયવેધી સ્વરોની વચ્ચેથી લોકહિત-લોકરક્ષાનો મંગળ ઘંટારવ સંભળાય છે. છતાંયે એ સ્વર બીજા સ્વરોને રૂંધી નથી મારતો. આત્માભિમાન કે દેશાભિમાન મનુષ્યનું મનુષ્યત્વ ઝૂંટવી નથી લેતું. જળાશયના કિનારાઓ આવી આવી લોકજીવનની સમસ્યાઓના મૂંગા સાક્ષીઓ છે. જળાશય તો ગામડાંનો સુખસ્વર છે તેમજ આર્તનાદ છે.

'નવલખ તારા બાઈ દીવા રાશિયા રામ
આભનો તે કીધો માંડવો રાશિયા રામ
વીજળીની કીધી વરમાળ રે રાશિયા રામ'

આટઆટલી વસ્તુઓથી પરિચિત બન્યા પછી તેની વચ્ચે પ્રેમનો સંબંધ જાણે કે આપણને અતિ જૂની ઓળખાણ લાગે છે. ગામનો કારીગર-વર્ગ, વેપારી-વર્ગ, વસવાયાઓ અને અસ્પૃશ્યો પણ આ રાસડાઓની પારાવાર ભાવભીની મંગલગાથાઓમાં સ્થાન પામી ગયા છે. માળી રાજાજીના ગજરા અને રાણીજીના હાર ગૂંથે, વણકર રાજાજીનાં મોળિયાં (પાઘડી) અને રાણીજીનાં ચીર વણે, સોનીડા ઝાંઝરિયાં અને કાન ... બનાવે, સુતાર ઢોલિયા અને હીંડોળાના ઘાટ ઉતારે, લુહાર દીવડા અને પીંજરની સાંકળી ઘડે—એવું વર્ણન કરતાં કોઈ રળિયામણા ગામનાં ચિત્ર ખડાં થાય છે. ગામની નારીઓ રમણીઓની દુકાને ચૂંદડી વોરવા, મણિયારની દુકાને ચૂડલા વોરવા, કંસારાની દુકાને તાંબડી વોરવા બહાર નીકળી પડે છે તેનું મસ્તીભર્યું ચિત્ર ગ્રામ્ય ગીતોમાં અમર છે. વસ્ત્રાભૂષણો ઓઢી-પહેરીને તો સૌ પાણી ભરવા સંચરનારાનાં ... લાગે છે. જીવનના અલંકાર-પોશાકમાં તેમ જ ઘરનાં રાચરચીલામાં જનસમૂહને જે રસ હતો તે જ રસ ... ગામના કારીગર લોકોને પણ ભીંજવતો હતો. સ્ત્રીઓના રાસડામાંથી ઢોલ બજાવનાર ભંગી પણ બાતલ નથી રહ્યા. ભિયારણ તો રસમૂર્તિ જ છે, પરંતુ વાઘરણ જેવી સ્ત્રીને પણ ખાસ વિનોદાત્મક ગીતમાં ઉતારી લેવામાં આવી છે.

લોક સમુદાયના મહીસાગર મેળાઓ ભરે છે. પોઠો લઈ લઈને વણજારા નીસરે છે. માર્ગો ઉપર ચાર ચારે ઝીણી ઝીણી ખેપ (ધૂળ) ઊડતી આવે છે. દેશ-પરદેશથી હાથી, ઘોડા, ગજરા, વેલડી, ચૂંદડી વગેરે મોહક સામગ્રીઓ આવે છે પરંતુ રમણીઓ નિઃશ્વાસ મૂકીને ગાય છે:

પ્રવાસ-વર્ણન

'છેલ છોગાળો હોય તો મૂલવે,
ઊલળિયો દરિયાપાર, મોરલી વાગે છે'

એવા રસિક સ્વામી વિના આવી વસ્તુઓ બીજું કોણ લઈ આપે? વિદેશ ગયેલો કંથ સાંભરી આવે છે અને

'વા વાયા ને વાદળ ઊમટ્યા,
મધ દરિયે ડોલ્યાં વહાણ, મોરલી વાગે છે'

એવી વર્ષાઋતુમાં કુંજડીઓની સાથે સંદેશા છૂટે છે. આમ પ્રવાસના પ્રેમભીના વર્ણનો વારંવાર ડોકિયાં કરે છે. વિદાય વખતના પ્રસંગોમાં, પતિના પ્રવાસની ત્રણે ઋતુઓની ફિકર કરનારી સ્ત્રીને પતિ જવાબ આપી રહ્યો હોય છે કે

'ભેળા રેશમી ગાદલાં લેશું, શિયાળો શું કરે રે લોલ

ભેળી ચમ્મર છતરી લેશું, ઉનાળો શું કરે રે લોલ,

× × ×

ભેળા ભીણિયા માફા લેશું, ચોમાસું શું કરે રે લોલ.'

એ સૂચવે છે કે તે કાળના પ્રવાસો વર્ષોનાં વર્ષો સુધી લંબાતા હતા. વિયોગની પ્રબળ વેદના-ના એ પ્રેરક હતા, અને પુનર્મિલનના આનંદો:

'ચારણ ઘેરે આવો રે
'મું'ને ચારણ ઘેરે આવો.
'લીલુડા નેસવાળો રે
'મુંને ચારણ ઘેરે આવો.'

એવી આવેશભરી પંક્તિ વાટે ધસમસતા હતા. આપણાં બારમાસી ગીતો પણ એ જ લાંબા વિરહો અને પ્રવાસોમાંથી નિર્ઝરતાં હતાં:

'ઊંચી મેડી તે મારા સાયબાની રે લોલ,
'નીચી નીચી ફૂલવાડી ઝુકાઝુક,
'હું તો રમવા ગઈ'તી રે મોતીબાગમાં રે લોલ.'

એવી ઊંચી ઊંચી પોતાના પિયુની મેડી, અને નીચે ઝુકાઝુક જામેલી ફૂલવાડી, તેમાં પ્રેમિકની દૃષ્ટિ પડે તેવી રીતે રાસડે રમવા જવું એ સ્ત્રી-હૃદયની ભૂખ ટૂંક-જીવનના આનંદો હતી. આતિથ્યની ભાવના તો એટલી પ્રબળ હતી કે.

'કેદુની જોતી'તી વાટ મે'માન આવ્યા'

× × ×

જોગીડા ઉતર્યા, રોજ વડલા તળે રે લોલ.

એવાં અનેક ગીતોમાં અતિથિ-સત્કારના કોડ અંકિત થયા છે. પોતાનાં પ્રિયજનોને સાદ કરતી નારીઓ આતિથ્યની અટપટી વિધિઓમાં નથી સમજતી સમજે છે માત્ર એટલું જ કે:

'શેરી વળાવી સજ કરું ઘેરે આવોને,
'આંગણીએ વેરું ફૂલ, મારે ઘેરે આવોને.'

દાતણ કરવા સોનાની ઝારી, નાવણ કરવા ત્રાંબાકૂંડી, ભોજનમાં કંસાર, ત્રાંબાના ત્રાસમાં હારેલો શીરો, પોઢણમાં સાગ-સીસમના ઢોલિયા, હીંડોળા-ખાટ, રેશમી ગાદલાં, ભરવના ઓછાડ, અટલસનાં ઓશીકાં, ગલવટ ગાલમસૂરિયાં, વીંઝણા, સાંગામાચી, પારણાં, ચમ્મર છતરી, ચાંખડી, રૂમાલ, ચોખા અને કંકાવટી, ધૂપેલ તેલ, પાણી ભરવાનાં બેડાં અને ઓસરિયાળ ઓરડા: એ બંધી જીવતરની રસસામગ્રી લેખાતી. એમાંથી કવિતાની છોળો ઊછળી છે, એટલું જ બસ નથી. ગેડી-દડાની રમતો, ઠેર ઠેર વાગતી ઝૂલણ મોરલીઓ, પિત્તળિયાં પલાણવાળા હંસલા ઘોડા ઉપર કે

રોઝડી ઘોડી ઉપરની સવારીઓ, ઘર પછવાડેની ફૂલવાડીઓ, એનાં મહેકનાં અને વાસમ વિના કરમાતાં ફૂલો, વનમાં બંધાતા હીંડોળાની નીચે હિલોળા લેતાં સરોવરો, આસોપાલવની અને કદંબની છાંયડીઓ, પારસ પીપળાઓ—એ બધાં પણ પ્રજા-પ્રાણની કોઈ અનંત ક્ષુધાને સંતોષતાં તેમ જ અતૃપ્તિનો અગ્નિ સળગાવતાં આ રાસડાઓમાં રજૂ થાય છે. વનવાગી જીવનનો આ બધો રાજ-વૈભવ આજ કેવળ ગીતોમાં જ રહી ગયો છે. આજે નવા રાસ રચાય છે તેમાંયે આં તળાવડી, સરોવર, સોના ઇંઢોણી ને રૂપા બેડલાં, સરિતાના આરા, આસોપાલવ વગેરે ગ્રામ્ય-જીવનની સામગ્રીઓ જ સ્થાન પામે છે. પાણીનો એક લોટો પણ માથે ઉપાડી ન જાણનારી કે સરિતાના કિનારાથી સદા છેટે જ નાહનારી નવા યુગની નારીઓને પણ આખરે અસલી જીવનની જ ગાથાઓ ગાવી પડે છે, કારણકે કાવ્ય તો ખુદ વસ્તુઓની અંદર જ રહેલું છે - કૃત્રિમતાને સાચા કાવ્યમાં નહિ ઉતારી શકાય.

લોક-જીવનના વહેમો

નદીના નીરમાં નાહતી વેળા કોઈ કમળ-ફૂલ તરતું આવે અને તરુણ કુમારિકા એને સૂંઘતાં જ ગર્ભ ધારણ કરે, એવી અજાયબ બીનાને લોક-જીવનમાં અને લોક-કવિતામાં સ્થાન હતું. સંતતિને કારણે રાજાઓ દેવતાઓને પ્રસન્ન કરવા જનહિતકારી જળાશયો બંધાવતા અને જળાશયને પગથિયે પગથિયે દીપમાલા પ્રગટાવતા. પાણી ખાતર જળાશયને જીવતાં માનવીઓના બત્રીસા ચડતા. સંતાન ખાતર રાંદલદેવીને અને જમિયલ પીરને નૈવેદ્ય ધરાતા. દયાળુ પીર ગાય જેવા પૂજનીય પ્રાણીનું બલિદાન સ્વીકારવા ના પાડતો અને એની સાક્ષીરૂપે ગાયની ખરીઓ પથ્થરમાં છપાઈ જતી. દેવીઓ આવીને વડલા વાવી વાવી ઉછેરતી. એને પાંદડે પાંદડે દેવીઓના દીવા બળતા ને ડાળીએ ડાળીએ દેવીઓ નૃત્ય કરતી. યુદ્ધે ચડનાર વીરને શંકર ભગવાન હોંકારો દઈ સાવધાન કરતા કે ભરી પાડીએ અને આંધ્યે મીંઢાળે જતો નહિ. યુદ્ધમાં મરવા જ સરજાયેલો યોદ્ધો પોતાની વિદાયને સમયે અમંગળ ચિહ્નો જોતો; ઉંબરમાં એનો પગ લપસતો; બારણામાં એની પાઘડી ભરાતી; ખીતીએ એનું ભાલું અટવાઈ જતું; ઘોડી છોડતાં છીંક થાતી; લાકડાંની ભારી અને કાળે બેડે કુંભારણ સામે મળતી; આડો સર્પ ઊતરતો, ગામલોકો એને રોકવા મથતા. આવી રીતે માનવીના ભાગ્ય-વિધાનમાં જગતની અદૃશ્ય શક્તિઓ આટલો ઉઘાડો ભાગ લેતી. લોક-કલ્પનાને આવા ચમત્કારો-માંથી જબ્બર બળ પ્રાપ્ત થતું. દેવ-દેવીઓ જાણે કે માનવ-સૃષ્ટિની અંદર, માનવોને દુઃખે દુઃખી અને માનવોને સુખે સુખી થતાં આંટા મારતાં. આવી માન્યતાઓએ લોક-જીવનને રમ્યતા અને બીપણના એવા બંને રંગે રંગી દીધેલ હતું.

લોક-ગીતોમાં ગવાયલા દામ્પત્યમાંથી તો :

'ઓશીકે નાગરવેલ્ય પાંગતે કેવડો રે'

એવી સોડમ ઊઠે છે. પરણીને આવતી નવવધૂ શું લાવે છે?:

'લાવશે તેલ-ધૂપેલ કે ફૂલભરી છાબડી રે.'

પત્નીની દૃષ્ટિએ ભરથાર તો 'ગુલાબી ગોરો' બનીને ગવાયો છે અને એવા ગુલાબની સાથે વસનારી નારી પોતાના માટે કેવી કલ્પના કરે?:

'ફૂલડિયની ફોરું સાહેલી મારી ચૂંદડીમા રે'

× × ×

'મારી મેજડીમા ફૂલ રે રંગ રસિયા'

એવો ઉગ્રમા ઉગ્ર શૃંગાર લોક-બેનડીના જીવનમાંથી મઘમઘી ઊઠે છે. દંપતીને હીંચકવાના હીંડોળાઓ જાણે કે આસોપાલવની કે પાન્ય પીપળાની ડાળે ઝૂલી રહ્યા છે

દામ્પત્યના રંગો કૂમાશોની આમનામી અદલાબદલી થઈ ગઈ છે હીંચકેથી પડતા પડતાં પતિને માથે 'ખમા' 'ખમા'ની આશિષો જાણે કે વરસતી સંભળાય છે.

પતિને ફરીવાર પરણાવવાના રમૂજી લાડકોડ થઈ ગયા છે. એમ જીવનનો ઉલ્લાસ લોકભોગ્ય સ્વરૂપે ગવાયો છે, હજુયે ગવાતો આવે છે, અને ઉલ્લાસને બીજે પડખે સંતાપ જો ન હોત તો જગતમા કરુણાની કાવ્ય-સરિતાઓ ક્યાંથી ચાલત?

'અસવરી નો મારીએ રે,
ઉંબરાની રખવાળ મારા વા'લા'

એવી અનુકમ્પાભરી પંક્તિઓ ક્યાંથી અવતરી હોત? ચંદનની ડાળ સરખી ગુજરાતણ પુરુષના વિકાર, વિદ્વેષ અને કોપની જ્વાળાઓમા સળગતી સળગતી આ સુગંધ-ગીતો પ્રસરાવતી ગઈ છે પતિએ એના ઉપર શોકયો આણી છે, અને ત્યારે બળતી નારીઓએ શોક્યના સંતાપમાંથી પણ રોળ-ગીતો ને મર્મ-ગીતો બેસ્યા છે 'માથાના વાળ' અને 'ઝેરી કાંટો' એ બને ગીતોમા શોક્ય પ્રતિની ખીજ વિનોદનું રૂપ ધરીને તંગ લાગણીઓને વહાવી નાખે છે પોતાના એવડા ક થતું ભૂરું થજો, એવું એ દાઝે બળતી બોલતી હોય, પણ એના મનમાં તો 'ઘણી ખમા'ની જ લાગણી ગુંજે છે વાલમના પ્રવાસો, ગેરવાની આટકીઓ · વિયોગના બાર બાર મહિનાની બદલાતી ઋતુઓ દેખી દેખીને એના હૈયામાંથી નીકળતા પોકારો: પતિની ગેરહાજરીમાં તેલ, ફૂલ, અને મેંદી જેવા વૈભવનો અણગમો ખાતાં-પીતાં ને સૂતાં-બેસતાં પતિના સ્મરણો · દૂણી જતી નારીઓ, ઝરી જતા કોળિયા અને લાગી જતી મેનડીઓમાં.

'મોર બોલે મધુરી રાવ રે
નીંદરા નાવે રે.
હું તો સૂતી'તી સેજ પલંગ રે
ઝબકીને જાગી રે.'

એની વિરહાકુલ દશા સૂની સેજલડી અને કુંજલડીની સાથે છૂટતા સંદેશાઓ એ બધા નારી-હૃદયના દર્શન છે તેની સામે, કદી ની છોગને આસુ લોહતો તો કદી ની અનળા સળી દોહ અને ડાબા પગની મોજડી માગતો, કદી હેને હેતે પત્નીના હાથના પથ્થરો ખાતો એનો અને વધુ એપે ભરાય તો વહુના 'માથડા' પણ વાઢનો ભરથાર આ લોક-ગીતોમા તરવરે છે

સાસરિયું

સાસરવાસની જિંદગીએ ઘણી કરુણ ઘટનાઓ જન્માવી છે તેની છાપ લોક-ગીતો ઉપર ઊંડી પડી છે સાસરી-જીવન સામેની નારી હૃદયની ચીસ સાદામા સાદી રીતે કેવી તીક્ષ્ણ વાણીમા ને કેવા જનદ ઢાળમા નીકળી પડી છે?

પિયરિયું અત વા'લું રે ના મા,
ને જઉં સાસરિયે રે

'વઢિયારી સાસુ'ના સતાપ પણ એવી જ ભેદક ભાષામા ગવાયા તે આગળ જોઈ ગયા છીએ લાજ કાઢવી પાણી ભરવા દળણા દળવા, અરે 'વહુ' એવુ અળખામણુ સબોધન સાભળવુ તે પિયરના મુક્ત જીવનમા મહાલતી દીકરીને ઝેરના ઘૂટડા જેવુ કેમ લાગે છે તેમ બીજી બાજુ કોઈ 'ગગભર રમિયા'ની રસિકા રાણી રાજવણ ને સુખ સાપડયા હશે એમને એણે તો 'તને વા'લુ કોણ?' પ્રશ્નના ઉત્તરમા સાસરા ને પિયર બન્ને ઉપર સંબોધિત વહાલપની સરિતા વહાવી પણ એવા દૃષ્ટાત દેનારા ગીતો તો વિરલ છે સાસરિયાના કાળા-ધોળા રંગોની છાપ જોવી હોય તો લોક ગીતોમા પ્રત્યેક સ્વજનને માટે કેવા વિશેષણો યોજાયા છે તે વાચીએ

**સાસરો** એટલે તો ડોલતો ડુગર રણુમલ રાજિયો ગામનો ગરાસિયો ચોરાનો ચોવટિયો અરજણ ભીમ એની લાજ કાઢ્યાની હામ થાય એ બધા તો મહત્તા સૂચવનારા સબોધનો પણ કોઈ કોઈ વાર સસરાજી 'ઝૂમીનુ ફૂલ' પણ બની જાય છે દાઝ ચડે ત્યારે સસરા માથે શિલા ઢળી પણ કહેવાય છે

સાસુ સાગામાચીએ બેસનાર ખળખળતી નદીએ નાહનાર સમદર લેર (સમુદ્રના લહરી) દેવ દર્શને જનારા એમને પાયે પડયાની હોશ થાય એવી એમની મોટપ એવી એકલી પૂજાપાઠ કરનારી વૃદ્ધાવસ્થા ત્યારે બીજી બાજુ એમના સ્વભાવનુ કેવુ દુઃખદ દર્શન આકરા વિશેષણમા થઈ રહે છે! એ તો નરજણ નાગણી દળણા દળાવનારી વહુને ઓરડીએ પૂરનારી અને પાગને સીંચણિયુ સેરી પાડીને પરાણે પાણી ખેંચાવનારી ઝઘડો માંડનારી પૂણીએ પૂણીનો હિસાબ માગનારી એને તો નાગણી ડસે! એવી વધૂ-હૃદયની જ્વાળાઓ કાવ્યોમા સળગે છે

**જેઠ** ઘોડાનો ખેલવનારો અપાસીનો મેલો એની હાજરીમા તો કુલીન વધૂને

'ઝીણુ બોલ્યાની ઘણી હામ રે



## સોરઠી સાહિત્યના ઉપાસક



૧૯૩૦માં સિંધુડાનો રણનાદ ગાજ્યો ત્યારે

, રસોઈ કરતી માના પાસે નાનકડી ચાનકી માગનારો અને માતાના ધોયા-ધફોયા સાડલાને ખૂંદી ખરાબ કરનારો એક બાળક મળે...એ માતૃ-હૃદયની અમર ઝંખના છે. એને તો જોઈએ કોઈ...પોતાની સુંદરતાને બગાડનારું, કોઈ પોતાના કામમાં વિક્ષેપ પાડનારું! તલસાટનું એ ચિત્ર કેવા વૈચિત્ર્યમાંથી સરજાવાય છે! 'કિનખાબનાં ઘોડિયાં અને હીરની દોરી' જે ઘરમાં ન બંધાય તે ઘર લોકોને મન સ્મશાન હતું. સીમંતનો મહિમા અને જન્મ-સમયની મંગળ વિધિઓ (જનેતાના હૈયામાં : પૃષ્ઠ ૫૬) સબળ ભાવે ગવાયેલ છે. પહેલા ખોળાનો બેટડો લઈને પિયરથી સાસરે ચાલી આવતી નારીનું આવું ચિત્ર મળે છે:

ઝીંઝવે ચડી જોઉં ત્યાં કોઇ માનવી આવે
ધૂપદિયાળી વેલ્યમાં નાની વહુ આવે
ખોળામાં બાવલ બેટડો ધવરાવતી આવે
દૂધે ભરી તલાવડી નવરાવતી આવે
ખોળામાં ખારેક-ટોપરાં ચવરાવતી આવે
થાળ ભર્યો ગજ મોતીએ વધાવતી આવે

અને ત્યાર પછી તો એ બાળકનો મહિમા બતાવનારાં કેટલાંક હાલરડાં છે. એ તો કોઈ વિકારજન્ય વસ્તુ નથી, પણ દેવની દીધેલી અણમૂલ ભેટ છે, જીવનની લક્ષ્મી છે, એવું ગુંજન આ હાલરડાંમાંથી ઊઠે છે. એને નવરાવવો, ધોવરાવવો, શણગારવો, સુવાડવો, જમાડવો, રમાડવો એવી પ્રત્યેક ક્રિયાને આ ગીતોમાં ઉતારેલી છે. એને પોઢાડતી વેળા બાળ-ગોપાળ શ્રીકૃષ્ણપ્રભુનાં બાલ-વીરત્વ ગવાયાં છે. એનાં રિસામણાં-મનામણાં પણ કવિતાની સામગ્રી થઈ પડી છે. સહેલાઈથી ન સૂવે તેવા શિશુને પોઢાડતાં પોઢાડતાં એની માયાળુ જનેતા થાકતી નથી. એ તો :

'હાલ્ય વાલ્ય ને હાંસી
લાડવા લાવશે ભાઇની માસી
હાલ્ય વાલ્ય ને હડકલી
ભાઇને ઓઢવા જોએ રે વડકલી,
ભાઇ મારો છ સાગનો સોટો
આવતી વહુનો ચોટલો મોટો'

ઇત્યાદિ સો-પચાસ અર્થશૂન્ય જોડકણાં-શીઘ્રતાથી જોડે જ જાય છે. પરંતુ એ દેખીતી અર્થશૂન્યતામાં લાલન-પાલનનો અત્યંત મૃદુ રેશમી દોરો પરોવાનો જ આવે છે. બાળકને મારવા સામે તો લોક-હૃદયમાંથી આનામાં સારી રીતે મર્મવેધી મા-કાર થયો છે કે :

બાળકડું નવ મારીએ રે
ઘરનો રખેવાળ મારા વાલા.

**લોકગીતોનું કાવ્યતત્ત્વ**

જો પશ્ચિમના મુનશીની વન-કવિતા Pastoral Poetryને સમસાહિત્યના લતામંડપમાં તેમ જ આપણા શિક્ષણ-ક્રમમાં માનવંત આસન છે, તો આ ગુર્જર ગોપ-ગીતો પણ એને પડખે બેસવા લાયક છે કે નહિ તેનો નિર્ણય ગુજરાતે કરવો ઘટે પાશ્ચાત્ય ગોપ-ગીતોની સાથોસાથ આ ગુર્જરી ગોપ-ગીતોનો comparative study તુલનાત્મક અભ્યાસ કૉલેજના યુવક-યુવતીઓમાં યત્કિંચિત મંડાયો હોવાનું જાણ્યા પછી તો અત્રે એટલું ચીંધાડવાનો લોભ થઈ જાય છે કે.

૧ Lyrical element—ઊર્મિગીતનું તત્ત્વ તો આ સંગ્રહમાં લૂબીઝૂબી રહ્યું જ છે

૨ Longer narrative poetry—લાંબા વર્ણનાત્મક ચિત્રકાવ્યના પરમાણુઓ પણ 'રાણકદેવડી' જેવા ઐતિહાસિક કાવ્યોમાં બંધાયા ભાસે છે ઊર્મિઓને સંયમમાં રાખીને લોક-જનતાએ ધીરજભર્યું કસબકામ કે ભાતરકામ કરવાની પોતાની કલાધરતા એવા ઘટનાઓથી ભરપૂર લાંબા કાવ્યોમાંથી પુરવાર કરી આપી છે વાસ્તવિક તો જે આગળીઓ નાજુકમાં નાજુક ભરત-ગૂંથણ કરીને કે કે રંગોનું કે ચિત્રોનું ધીરું સંવાદિત્વ કેનવાસ ઉપર કે મોતીના તોરણો ઉપર ઉઠાવતી હતી, અને જે સ્વરો આટલા વિગતભર્યા, સુવિકસિત અને સાંગોપાંગ મેળવાળાં શબ્દ શિલ્પ કરી ગઈ છે, તે આંગળીઓ અને તે સ્વરો-બન્નેની પાછળ એકનો એક જ કલાવિધાની આત્મા ખડો હતો બન્ને કલા-પ્રદેશોમાં એ જ કલાધરની કલા ગુંજતી હતી એ બની તો unconscious art-સ્વયંભૂ અને નૈસર્ગિક કલા હતી કલાયુક્ત જીવનનું જ એ આવિષ્કરણ હતું એ૮ે જ 'નગર સાસરે' (૨ રા ભા ૧)નો મર્મવેધી રાસડો

'નગરથી બાના નાળિયેર આવીયા'

એવા લગ્નના ઉલ્લાસ સાથે આરંભાય છે કરિયાવરની મહામૂલી તૈયારીઓ કરાવતી વિધવા રાજમાતા દેખાય છે આખા નગરનું લોક જોવા મળે છે કાંકામાંપું કરિયાવરમાં કાંઈ ઊણપ રહી હોય તો તે પૂછવા આવે છે ઓશિયાળી રાજકુમારીને હૈયે એ ઉભરાતાં સુખ વચ્ચે વિદેહી પિતા અને માડીજાયા ભાઈનો અભાવ સાલે છે માથું ગૂંથીને માતા મીંડલા લે છે 'દાજીરાજનો દીવડો' સાસરે સિધાવે છે નવાનગરની બજારે ભાવનગરના રાજમાંથી પુત્રવધૂ આટઆટલી પહેરામણી સાથે ચાલી આવે છે ત્યારે એના સાસરિયાના રાજમહેલમાં શો શો ઉછરંગ મચી રહ્યો છે! સાસરીના તમામ સ્વજનો કેવી કેવી ઊર્મિઓ અનુભવે છે!

'ઓરડેથી બાની સાસુ જોઈ રહ્યા
'ક્યારે આવે ભાવેણાના રાજ રે

સાસુને તો બીજું કશુંય જોવાના નેત્રો નથી એની આંખો સ્ત્રી-પ્રકૃતિને સહજ એવી રીતે કેવળ 'રાજ'ને-સમૃદ્ધિને-કરિયાવરને જ ઝંખે છે, જ્યારે સસરો

'ક્યારે આવે ભાવેણાના તેજ રે

એ જ રીતે ભોજાઈએ દૂભવેલી બહેનને પાછી વાળીને માડીજાયો બોલી ઊઠે છે :

'તારી ભાભીને પિયર વળાવું, તમે જનમારો રિયો
મોહનરાયનું ઝૂમખડું રે.'

બાર બાર વરસ થયાં સાસરિયામાં રિબાતી બહેનને મળવા માનો જણ્યો વેલ્ય જોડીને જાય છે અને પાણી ભરતી બહેન એ વિસરાયલા વીરને કેવી રીતે ઓળખી કાઢે છે :

'ઓળખ્યો ઓળખ્યો રે માની આંખ્યુંની અણસાર,
બાપની બોલાશે વીરને ઓળખ્યો રે.'

અને પછી તો ભાઈનાં સ્વાગત : ભાઈની પથારી : આખી રાત એ પથારી પાસે બેસીને અંતરની કોથળી ઉઘાડી કરેલી સુખદુ:ખની વાતો : વેદનાભર્યાં વીરે બહેનને પોતાનાં સાસરિયાં છોડીને પોતાની સાથે ચાલવા કરેલી વિનવણી : ભોજાઈના ભયથી બહેને પાડેલી ના : વીરાને ભેટીને પછી દુ:ખિયારી બહેને ભાદર નદીમાં કરેલો આપઘાત : કોઈ કાવ્યની અંદર વળી સાસુડીએ કે 'નણદી જહોદણી'એ વીર બાંધવને કરાવેલાં વિષપાન : બહેનીભાઈનાં ધ્રુસકે ધ્રુસકે રુદન-વગેરે આખો ઇતિહાસ અશ્રુભીંજ્યો છે. એમાંથી જ સ્વ. બોટાદકરનું 'ભાઈબીજ' સરી પડ્યું ભાસે છે. ભાઈ-બહેનની સ્નેહ-કથાએ તો લોક-ગીતોમાં આડો આંક વાળ્યો છે. બહેનને માથે સાસરિયામાં સિતમ થાય તો તુરત જ બહેન સંદેશા મોકલાવે કે :

'મારા વીરાને જઈને કે'જો રે,
વીરા ! બેનીજી દુ:ખિયારાં રે-શામળિયાજી.'

એટલી જાણ થતાં તો :

'વીરો સો રે ઘોડે સો હાથીએ,
વીરે પાદર ડેરા તાણ્યા રે-શામળિયાજી.'

વીરો સૈન્ય લઈ ને ઊભો જ છે ને ! સમર્થ ભાઈ હોય તો શસ્ત્રો બાંધીને બહેનને ઉગારવા આવે, અને ગરીબ હોય તો ? તોં વેલ્ય લઈને તેડવા આવે. આડી ઊંડી નદી હોય તો :

'વીર કેડે લઈ તુંબડાં બાંધો
વીર કેડે લઈ તુંબડાં બાંધો રે
તુંબડલે તરવા આવો.'

એ રીતે સંકટ વેઠીને પણ આવે, અને બહેનને આંગણે કમોતે મરે.

લોક-જીવનમાં બાળકનું સ્થાન કેવું હતું ? એ બતાવવા માટે વાંઝણી માતા 'વાંઝિયાં મેણાં' (ર. શ. ભા. ૧) સહન ન થવાથી રાંદલદેવીને મંદિરે જે ગદ્‌ગદિત પ્રાર્થના કરે છે તેને યાદ કરીએ. લીપેલા-ગુંપેલા આંગણા ઉપર નાજુક પગલીઓ પાડનારો, ઘંટીના થાળામાં લોટની શગ ચડેલી હોય તે પાડી નાખનારો,

બાળક

પોતાની પુત્રવધૂને ભાવનગરનું 'તેજ' કહી કુળલાજની ઉજ્જવલતા માગી રહ્યો છે. પરંતુ રાજ-કુમારીનો સાયબો પેલો કુમાર પોતાની અટારીમાંથી ડોકાઈને શાની વાટ જોઈ રહ્યો છે! એને નથી જોઈતું 'રાજ' કે નથી પરવા 'તેજ'ની. એ બે આંખો તલસે છે કે:

'ક્યારે આવે ભાવેણાનાં રૂપ રે'

એમ અકેક શબ્દમાં ઊંડા ઊંડા મનોભાવોનો, ભિન્ન પ્રકૃતિઓનો ધ્વનિ ઉતારી દીધો છે. અને ત્યાર પછી જ્યારે પુત્ર-વધૂ આવી પહોંચે છે: રાજ તેજ અને રૂપના હિલોળા છૂટયા છે: સુખનો મેરામણ હેલે ચડયો છે: શયનગૃહમાં પળે પળે વાટ જોઈ બેઠેલા સાયબાનું અંતર ધબ-કારા મારી રહ્યું છે: હમણાં જાણે ભોજનથાળ લઈને આવતી સુંદરી મેડીનાં પગથિયાંને સંળવળા-વશે...ત્યારે બીજી બાજુ શી ઘટના બની જાય છે:

'સાતે શોક્યુંની આપેલ ચૂંદડી
ઓઢાડી ને કાળી પાડી ચીસ રે'

એ ચીસ છેલ્લી હતી, કેમકે ચૂંદડીમાં જીવલેણ ઝેર ભેળવાયું હતું. પછી તો સોનલાવરણી બાની ચેહ બળે છે: અને રૂપલાવરણી રાખ ઊડે છે: સચોટ dramatic irony તદ્દન યત્ન વિનાનું એ કલાવિધાન છે. ૪૦-૫૦ વર્ષ પૂર્વે ભાવનગરની સડક ઉપર ટીપણી ટીપનારી કોઈ વિસરાયલી મજૂરણના કંઠમાંથી અજરામર દેહ ધારણ કરીને બહાર પડેલી આ કૃતિ એ unconscious artનો આબાદ નમૂનો છે.

૩. ધ્વનિ-કાવ્ય—એ જો ઉચ્ચમાં ઉચ્ચ કોટિનું કાવ્ય ગણાતું હોય તો તેની કસોટી પર પણ ચડાવી શકાય તેવી વ્યંજનાત્મક કૃતિઓ આ પ્રદેશમાં વેરાયલી પડી છે.

૪. થોડામાં થોડે શબ્દે જે મચોટ ચિત્રો જન્માવે, જેનો રણકાર કાનમાંથી ખસે નહિ, જેમાં શબ્દની વધ કે ઘટ સહન કરી શકાય નહિ, તે કાવ્યને સંસ્કારી કાવ્યવિવેચનાએ ઉત્કૃષ્ટ મનાવ્યું છે. જનપાતી કવિતા પોતાની મિતભાષિતાને માટે કાવ્ય-સાહિત્યમાં પંકાય છે, તો લોક-ગીતોની અંદર 'રમકડાં'નું સ્થાન પણ ઉત્કૃષ્ટ જ ગણાય. એ મદભરી કે દર્દભરી મલપતી કે નૃત્ય કરતી અકેક અને બબ્બે પંક્તિઓએ અનેક અજરામર ચિત્રો આલેખ્યાં છે. જેમકે:

'રમવા નીસરી, ચૂંદડી વીસરી રે
કાન તારે તળાવ, રૂમઝૂમતી રમવા નીસરી.'

એમાં મસ્તીખોર પુષ્પધન્વાના પગની ઝાંઝરીના રૂમઝુમાટ મચેલા છે. અને ચૂંદડી વગેરે આભરણોનું વિસ્મરણ તો તાદાત્મ્યનો મસ્ત ધ્વનિ કાઢે છે! અથવા તો:

'નીંદરભરી રે ગુલાલે ભરી
'આજ મોરી અંખીયાં નીંદરભરી રે'

અને

'લાલ લાલ લાગી ભભૂત લાલ લાગી રે
ભભૂત ભરાવું તારી આંખ લાલ લાગી રે'

એમાં પ્રીતિની મદવિહ્વળ અને ઘેનઘેરી બેભાન દશા સબળતાથી અંકાઈ ગઈ છે. અને હવે :

વનમાં હીંડોળો બાંધીયો, સખી શ્યામ બોલાવે,
બાંધ્યો છે વડલાની ડાળ, ગિરધરલાલ બોલાવે.

અથવા

રોના લીધા મારા શ્યામ
અબોલડા શેના લીધા રે

કે એથીયે વધુ દીનતાભર્યું

'હું તો દાતણિયાં લઈને ઊભી રહી રે
દાતણ ન્યાં કરજો મારી સગી નણંદના વીર જો,
આછુડામાં જશું જીવણ ઝીલવા રે'

એ ગીતોમાં જલોજલ આજીજી ને શરણાગતી ભરી દીધી છે. એ નાનકડાં ગીતોને હવે વિશેષ કેટલાંક ટુંકાવી શકાશે ? અથવા તો :

'ઓલ્યા પાંદડાને ઉડાડી મેલો હો
પાંદડું પરદેશી.'

એમાં પિયરરૂપી તરુવરની ડાળે મહાલતું દીકરીરૂપી પાંદડું : પવનના સુસવાટની માફક એને ઉપાડી જવા આવતાં સાસરિયાં : અને પરણ્યા પછી તો પરદેશણ જ બની ગયેલી એ કન્યાને ઝટપટ વિદાય કરી દેવા માટે, જુદાઈની કરુણતાને વિનોદના રૂપમાં પલટી નાખવા મથી રહેલાં પિયરિયાં—એ બધાં ચિત્રો આપણી આંખો સામે તરવરી રહે છે. અથવા તો :

'સામે કાંઠે વેલડી આવે રે
આવતાં દીઠી વાલમિયા !
ઘડીક ઊભલા રો' તો રે
ચૂંદડી લાવું વાલમિયા !'

એમાં આઘેથી આવતા રથના વેગીલા ઘરઘરાટ ઝિલાયા છે. અને :

કાળી કાળી વાદળીમાં વીજળી ચમકે,
કાનુડો ઘનઘોર
એને કળાયલ બોલે છે મોર'

એનું વર્ષા–વર્ણન અને

ઝીણા મોર બોલે આ નીલી નાઘેરમાં
નીલી નાઘેરમા આ લીલી વનરાઈમાં'

માંહેલું લીલી નવપલ્લવ નાઘેર ભૂમિનું સમૃદ્ધિ–વર્ણન અત્યંત ટૂંક છતાં તેટલું જ સજીવ છે.

આવાં મૃદુ પગલા માંડતી એની એ જ લોક-કલ્પના કોઈ કોઈ વાર ભવ્યતાના ભુવનમાં સંચરી છે, અને પ્રકૃતિના મહિમાવંત સ્વરૂપને પણ એણે પોતાની હથેળીમાં એક નાનો ગોટો ઝિલાય તેટલી સરલતાથી ઝીલેલું છે :

'વનમા ચારી ચીતરી રામૈયા રામ,
ધરતીના કીધા બાજોઠ રે રામૈયા રામ.
આભમાં નાખ્યો માંડવો રામૈયા રામ,
વીજળીની કીધી વરમાળ રે રામૈયા રામ
નવલખ તારા જોઇ ગીયા રામૈયા રામ,
પરણે પરણે સીતા ને શ્રી રામ રે રામૈયા રામ.'

## વાત્સલ્યના સૂરો

સાવ રે સોનાનું મારું પારણિયું
ને ઘૂઘરીના ઘમકાર, બાળા પોઢાને।
ચાર પાયે ચાર પૂતળીયું
ને મોરવાયે બે મોર, બાળા પોઢાને।

કોઈ સુભગ ઘડીએ પ્રભુએ માતાના દેહમાં બાળક મેલ્યું, વિશ્વકર્માએ સુતારની કલ્પનામાં પારણું મેલ્યુ, અને સરસ્વતીએ કવિના કંઠમાં હાલરડું મેલ્યું !

એ ત્રણે નાનકડી કૃતિઓમાં ઈશ્વરી સર્જનકલાનો મોટો વિજય અંકાયો છે. ત્રણેય કૃતિના સમુચ્ચયમાં એક સિદ્ધિનું દર્શન થાય છે. ત્રણમાંથી એક લઈ લ્યો, ને આખી કૃતિ ખંડિત લાગે છે. ત્રણેનો સામટો સંયોગ આપણા ઘરસંસારને અનેરી શોભા-અનોખી મીઠપ આપે છે, જનેતાનું જીવન જીવવા જેવું-દુઃખોના મોટા જૂથની સામે પણ મીઠાશથી જીવવા જેવું બનાવે છે. ગૃહજીવનમાં ને દંપતીસંસારમાં એ અમૃત સીંચે છે. બાળકના કૂણા શરીર પર સ્પર્શ કરતી કરતી કાલાં જોડકણાં ગાતી માતા જાણે કે પોતાના પતિના જ સ્પર્શની પુલક અનુભવે છે. એને પોઢાડતી વેળા પણ જાણે પોતાના પતિને જ પોઢાડતી હોય એવી ઊર્મિ અનુભવતી જનેતા ત્યાં હાલરડાનું સંગીત છાંટે છે. બાળક, પારણું અને હાલરડું : એ પતિ તરફના હેતમાં નવું પોષણ ટપકાવે છે. લગ્ન-જીવનની શરૂઆતમાં ફાટ ફાટ થતો દંપતી-પ્રેમ સંસારના ટાઢા પવનથી પછી જ્યારે ધીરે ધીરે થીજી જાય છે ત્યારે ફરી વાર એને ઓગાળી ઓગાળી પ્રેમનાં વહેન સ્થિરગતિએ વહાવનાર સૂર્યકિરણો તે આ ત્રણ છે : બાળક, પારણું ને હાલરડું. એને કોઈ અપમાનશો મા ! અવગણજો મા !

બાળકડું નવ મારીએ રે
પારણાનો રખેવાળ મારા વા'લા

[ ૧. ૨૧. ૨ : ૯૫ ]

પારણે બાળક ઝુલાવતી માતા જાણે કે આ તોફાની 'પંચમહાભૂત' બાળકને બ્રહ્માંડ-પારણામાં હીંચોળતી જગજ્જનનીનું નાનું શું સ્વરૂપ છે, આછેરું પ્રતિબિમ્બ છે. રડતા ને પછાડા મારતા આ વિશ્વ-પ્રાણને વિરાટ પારણામાં હીંચતાં બે ઘડી શાતા વળે છે. એનું નયન બે ઘડી નિદ્રામાં બિડાય છે. જગદમ્બા જાણે એને જંપાવવા માટે આ વાયુ, વર્ણો, સુગંધો અને સુસ્વાદોરૂપી સૂરોનું હાલરડું જ નિરંતર ગાઈ રહી છે.

એ હાલરડાના સૂર આ પૃથ્વીને આરે ઊતર્યાં. શિષ્ટ ગણાતી યુરોપિયન જનેતા અને કાલી-ઘેલી મનાતી હિન્દી માતા-બન્નેને કંઠેથી હાલરડાં ઊઠયાં. શબ્દો જુદા, પણ સ્વરો એક જ સરખા :

હાલાં વાલાં !
હાં......... હાલાં !
ઓજોળોળો હાં ...હાલા !
ઓળોળોળો હાલ્ય હાલૂડા હાલ્ય !

એ ગુર્જર સૂરો : તેની સામે મૂકો યુરોપી સૂરો :

Balow, la-low
Lulla la lulla, lulla lullaby !
Shu been Sho, lulo lo !
O ho ro, i ri ri, csdul gu lo !

સર્વમાં એક જ લહેકો : એક જ પોટણુ-સ્વર : કેમકે માતૃત્વ એક જ છે. જાતિના ભેદો એને કદી રૂંધી શકશે નહિ. બાળક સર્વત્ર એક જ અને ભેદરહિત છે. જગતની નિર્દોષમાં નિર્દોષ કૃતિ તે બાળક છે. જગતનું મહાપુણ્ય ને એનું લાલન-પાલન છે. પારણું અને હાલરડું એ લાલનનાં નિર્દોષ સાધનો છે.

**હાલરડાનો પ્રથમ જન્મ**

આપણે ત્યાં કૃષ્ણની બાળ-લીલા : અને યુરોપમાં ઈસુના શૈશવ-ખેલ—બન્નેમાંથી માતાઓએ વાત્સલ્યનાં પોષણ લીધાં. બન્ને દ્વારા બાળક પ્રભુના ભુવન સાથે જોડાયું. હિન્દુ માતાઓને કનૈયાનું બાલસ્વરૂપ જેટલું સ્પર્શી શક્યું છે તેટલાં એનાં અન્ય સ્વરૂપો નથી સ્પર્શ્યાં. કૃષ્ણ એટલે એક આદર્શ બાળક : દેવ-મંદિરોમાં રોજ રોજ એના હીંડોળા હીંચોળાય છે, પારણાં ઝુલાવાય છે. વૈષ્ણવોને વહાલામાં વહાલી મૂર્તિ ઘૂંટણભર ચાલતા બટુકડા લાલજી મહારાજની છે. અને એ બાળગોપાળ એટલે ગરીબમાંયે ગરીબ માતાનો બેટડો : એની ક્રીડા, એની લીલા, એની માખણચોરી, દોણીફોડની મસ્તી, એ ધેઈ ધેઈ પગલીઓ, આકાશી તારાનાં રમકડાં ઉતારવાની માગણી—એ બધા શિશુખેલ, રાયથી રંક સુધી સમસ્ત ઘરોનાં બચ્ચાંમાં સ્વયંસ્ફુરિત હોય છે, માટે જ કૃષ્ણની બાળ-લીલાનાં ગાન તે તમામ

બાળકોની બાળ-લીલાના ગાન છે માટે જ આપણા ઘણાખરા શોક-હાલરડા કૃષ્ણને સંબોધીને જ ગવાયા છે

જૈનોમા પણ તીર્થંકરોની માતાના ગર્ભાધાન ગર્ભિણી માતાના સોળ સ્વપ્નો બાલ તીર્થંકરનો જન્મોત્સવ એના ગીતો વગેરે વધુ મહિમાવંત હોય છે ત્રિશલાના કુમાર મહાવીરના હાલરડા હોંશે હોંશે ગવાય છે

અને ઈસુ પણ જાણે બાળકોના જ ઉદ્ધાર માટે આવ્યો હતો એ તારણહારને મોટી વયે પણ બચ્ચાંઓ જ વધુ વહાલા હતા Suffer little children to come unto me નાના બચ્ચાને મારી નજીક આવવા દેજો—એ એનુ મહાવાકય મનાયુ છે અને જેમ માઈકેલ એન્જેલો, રફેલ ઇત્યાદિ કલાધરોએ કુમારી માતા મેરીના ખોળામા ખેલતા બાલ ઈસુની કલ્પનાને ઉત્કૃષ્ટ રંગે રંગી ચિત્રપટ પર ઉતારી છે તેમ ત્યાના કવિઓએ પણ કરુણારસે એ બાલપ્રભુના હાલરડા ગાયા છે જેમ એક કૃષ્ણનો અવતાર ટાળવા માટે મામા કંસે દેવકીજીના તમામ બચ્ચા મારવાનો આદેશ દીધેલો તેમ એક ઈસુનુ અસ્તિત્વ ર કરવા માટે રાજા હેરોડે પ્રજામા નવા જન્મતા એકેએક બાળકને હણવાની આજ્ઞા ફેરવેલી પાપી રાજાનો નાશ કરનાર બાલ રાજેન્દ્ર જન્મ્યો છે છૂપો રહેવા માગતો નથી માટે સૂરે ગે છે અને માતા મેરી એને ફરમાવે છે કે

My sweet little baby, what meanest thou to cry ?
Be still my blessed baby, though cause thou hast
to mourn,
Whose blood most innocent to shed the cruel king
has sworn
And lo ! alas ! behold what slaughter he doth make,
Shedding the blood of infants all sweet Saviour for
thy sake
A king, a king is born, they say, which king this
king would kill
O woe and woeful heavy day when wretches have
their will !
Lulla la lulla lulla lullaby.

'મારા પ્યારા નાના બાળક શી રડે છે તુ ? ચુપ રહે પ્રભુના પ્યારા ! જો કે રડવાનુ તને કારણ છે

'રાજાએ તારુ નિર્દોષ લોહી રેડવાના શપથ લીધા છે

'હાય રે ! શી કતલ એણે આદરી છે !

'એક તારે ખાતર, ઓ તારણહાર! તમામ બચ્ચાંનાં લોહી રેડાય છે.

'લોકો બોલે છે કે એક રાજેન્દ્ર જન્મ્યો છે, જે આ રાજાને મારશે.

'ઓ નાથ! કેવો દુર્દિન! પાપીઓ સ્વચ્છંદે મહાલે છે. લલ્લા! લા લલ્લા! લલ્લા લલ્લેળી!

આપણા બાળ-કૃષ્ણને પણ માતાએ એ જ અર્થનાં હાલાં ગાયાં કે:

'રો મા! રો મા! રે બાળક!
બારણે બેઠું છે હાઉ
બારણે બેઠું છે હાઉ.'

અંગ્રેજ કવિ, જનેતાના સૂરો કાઢીને પુનઃ પણ એ જ 'તારણહાર'નાં સંભારણાં હાલરડે ગાય છે કે:

Sweet baby in thy face
Holy image I can trace;
Sweet baby, once like thee
Thy maker lay and wept for me.

મધુર બાળક! તારી મુખમુદ્રામાં હું એ પવિત્ર આકૃતિ નિહાળું છું, ઓ મીઠડા બચ્ચા! તારી માફક એકવાર એ સરજનહાર પણ સૂતો હતો ને મારે માટે રડતો હતો.

Wept for me, for thee, for all
When he was an infant small.
Thou his image ever see,
Heavenly face that smiles on thee

મારે, તારે અને સહુને માટે એ રડ્યો હતો, જ્યારે એ નાનું બાળક હતો ત્યારે. એ વદન તારી સામે મલકી જ રહ્યું છે. તું નિરંતર એને નીરખતો જ રહેજે!

When God with us was dwelling here,
In little babes he took delight
Such innocents as thou, my dear!
Are ever precious in his sight:
Sweet baby then, forbear to weep
Be still my baby; still baby sleep!

પ્રભુ જ્યારે આંહીં આપણી સાથે વસતા હતા, ત્યારે એને નાનાં બચ્ચાંમાં આનંદ પડતો.

મારા વા'લા! તુજ સરખાં નિર્દોષ એની નજરે મહામૂલાં દીસતાં.

માટે ઓ મધુર બાળક! રો ના! છાનું રહે! પોઢી જા!

કવિ આગળ ગાય છે કે એ બાલ-પ્રભુને માટે તો આંહીં તારા જેવાં પારણાંયે નહોતાં, નહોતાં હીર-ચીર, કે નહોતાં હૂંફાળાં ખોરડાં. એ તો અવતરેલા તબેલામાં : એનાં એવાં કષ્ટોને પરિણામે જ આજ તને આ સુખવૈભવ સાંપડયાં છે. માટે રો ના ! ઓ મધુર બાળક ! છાનું રહે !

**સમાન સૂરો**

સૂઈ જા વીર સૂઈ જા !
લાડકડા વીર સૂઈ જા !
તને રામજી રમાડે
વીર ! સૂઈ જા !
તને સીતાજી સુવરાવે
વીર ! સૂઈ જા !

[૨ ૨૧ ૨ : ૬]

એ આપણા હાલરડાની પંક્તિઓ : એ જ કલ્પના પશ્ચિમમાં ઉદ્ભવી કોઈ મહાન કવિના પ્રાણમાં :

*Hush ! my dear, lie still and slumber*
*Holy Angels guard thy bed*
Heavenly blessing without number
Gently falling on the head !

ચુપ મારા વહાલા ! શાંત પડીને પોઢી જા. પુનિત દેવતાઓ તારી પથારી રક્ષે છે. તારા મસ્તક પર સ્વર્ગેથી અનંત આશિષો વરસે છે.

Holy angels guard thy bed : તને રામજી રમાડે : તને લક્ષ્મણજી લડાવે ! તને સીતાજી સુવરાવે ! એકની એક વાત : એકનું એક હૃદય : ગૌરવરણું-ને કાળું : ચળકતાં સોનેરી જુલફાંવાળું કે છીંદરી જેવા વળ દીધેલા હબસી વાળવાળું : એવા ભેદ એ પ્રભુની બનાવટમાં નથી, પારણાના ઝૂલનમાં નથી કે માતાનાં હાલરડાંમાં નથી.

અંગ્રેજી કવિ શેક્સપિયરે કાવ્યભરી અને ભાષાની ભભકરી શિષ્ટ વાણીમાં બાળ હીંચોળ્યું કે :

*You spotted snakes with double tongue*
*Thorny hedgehogs, be not seen;*
*Newts and blind-worms do no wrong,*
*Come not near our fairy queen.*
*Philomel, with melody*
*Sing in our sweet lullaby;*
*Lulla, lulla, lullaby;*
*Lulla, lulla, lullaby.*

ઓ ઝૂમખાળા કાબરા સરપો ! કાંટાળા શેળાઓ ! ન નીકળતા ! અમારી પરી રાણી પાસે ન આવતા ! ઓ બુલબુલ ! મીઠી હલકે તું બેનબાનાં હાલાં ગાજે ! ]

એ જ ભાવ, સાદા, અણખીલ્યા, અર્ધવ્યક્ત સ્વરૂપમાં ગુજરાતી લોક-માતાએ ગાયો :

હડ્ય વુવડાં હાંકું,
ભાઇને રોતો રે રાખું !
વુવડાં જાજો દૂર,
ભાઇ તો પિશાવશે દૂધ ને કૂર :
દૂધ ને કૂર તો લાગે ગળ્યાં
ભાઇના આત્મા રે ઠર્યાં
હડ્ય વુવડાં હસજો !
વાડીમાં જઇને રે વસજો !

[ર. રા. ૨ : ૯]

## સ્વપ્નાં

જૂનાં લોક-હાલરડાંમાં સ્વપ્નાંની કલ્પના બહુ ખીલેલી જ નથી. કેવળ એક જ ગીતમાં :

નીંદરડી હું આવે જો, આવે જો !
મારા બચુ તે ભાઇ સારુ લાવે જો—નીંદરડી૦
હું બદામ મિસરી લાવે જો—નીંદરડી૦
હું પેંડા-પતાસાં લાવે જો—નીંદરડી૦

[ર. રા. ૨ : ૭]

એવું ફક્ત મીઠા ખાઉં ખાઉં'નું જ અસ્પષ્ટ સ્વપ્ન લાવવાનું નિદ્રાને સંબોધન થયું. અંગ્રેજ કવિ યુજિન ફિલ્ડે આ કલ્પનાને સુરેખ બનાવીને આલેખી : જાણે અબોલા નગરીમાંથી નીંદરપરી સ્વપ્નો લઈને ચાલ્યાં આવે છે ! :

The Rock-a-by, Lady from Hush-a-by street
Comes stealing : comes creeping :
The poppies they hang from her head
to her feet
And each hath a dream that is tiny
and fleet
She bringeth her poppies to you, my sweet ·
When she findeth you sleeping !

અબોલા નગરીમાંથી હુલાવણુ-પરી ચાલ્યાં આવે છે : છાનાંમાનાં, સળતાં, નમતાં ચાલ્યાં આવે છે.

એના પગથી માથા લગી ફૂલો ઝૂલે છે. તે પ્રત્યેકમાં અકેક નાજુક મીઠું સોણલું છુપાયું છે: તને એ જ્યારે પોઢેલો દેખશે, ત્યારે ઓ મારા મીઠુડા! આવીને એ તારી હથેળીમાં આ સોણાભર્યાં ફૂલો મેલી જશે.

There is one little dream of a beautiful drum
"Rub a-dub!" it goeth :
There is one little dream of a big sugar-plum,
And lo! thick and fast the other dreams come
Of popguns that bang, and tin-tops that hum
And a trumpet that bloweth.

એક સોણુ તો છે રૂપાળા ઢોલકાનું: 'ઢબૂક! ઢબૂક!' એ તો વાગે છે: બીજું છે એક મોટા ગુલાબજાંબુનું. અને અહોહોહો! બીજાં કેટલાંય સોણાં સોણાં! ભડીંગ કરતી બંદૂકનાં: ભમ ગાજતા ગરિયાનાં · અને ભો પો ભોં પો વાગતાં રણશિંગાંનાં-બધાં દોડયાં જ આવે છે.

આથી વધુ કવિત્વશીલ સ્વપ્ન-હાલરડું શ્રીમતી સરોજિની નાયડુએ ગાયું છે:

From groves of spice
O'er fields of rice
athwart the lotus stream,
I bring for you,
aglint with dew,
a little lovely dream.

સુગંધી તેજાનાના બગીચામાંથી, ડાંગરના ખેતરમાંથી અને કમળખીલ્યાં ઝરણમાંથી હું તારે માટે એક ઝાકળભીનું મીઠું સોણલું લાવું છું, બેટા!

Sweet, shut your eyes!
The wind fire-flies
Dance through the fairy neem.
From the poppy hole
For you I stole
A little lovely dream.

ઓ પ્યારા! આંખો મીંચી દે. સુંદર લીંબડામાં આગિયા નાચે છે. ખસખસનાં ફૂલોમાંથી હું તારે માટે એક સોણલું ચોરી લાવી છું.

Dear eyes, good-night!
In golden light
The stars around you gleam.

On you I press
with soft cares
A ittle lovely dream.

આવજે ! ઓ સુલોચન ! કનકવરણા તેજમાં તારી ચોપાસ ચાંદરડાં ઝળકે છે. તારા હોઠ ઉપર એક ફૂલી બચ્ચી વાટે હું નાનું રૂપાળું સોણું ચાંપી દઉં છું.

આવું કલ્પના-ભુવન બેશક લોક-હાલરડાંમાંયે નથી, તેમ શિષ્ટ કવિની કવિતામાં પણ એ ગુજરાતને સાંપડયું નથી. ગુજરાતી કવિતાઓને બાલકની ક્રીડામાં, બાલકની નિદ્રામાં, એની મિચાયલી પાંપણોમાં અને શાંત સૂતેલી સુખમુદ્રામાં કાવ્યત્વનું દર્શન નથી થયું. ગુજરાતી કાવ્ય-દેવીના અંતરમાં વાત્સલ્યના સરો ઝાઝા નથી ઊડયા. હાલરડાં ગાવાનો સમય હજુ એને આવવો બાકી છે.*

ગુજરાત વાત્સલ્યવિહોણું નથી, પણ એના કાવ્યવિહોણું લાગે છે. નહિ તો બાળકનાં પારણાં આજ ઉદાસ, અબોલ અને કેવળ લાકડાંનાં માળખાં જ ન બની ગયાં હોત: પારણાંની દોરી બેતાલ ન ખેંચાતી હોત: કજિયાળા બાળકને માતા મારી-પીટી, હચમચાવીને ન પોઢાડતી હોત. જૂનાં લોક-હાલરડાંમાં એકસૂરીલાપણાનો-Monotonyનો કંટાળો અનુભવતી આ યુગની તરુણ જનેતાઓ પાસે નવા રસે છલકતી, નવી ઊર્મિને ધબકારે ધબકતી, નવી કલ્પના-કણીએ મહેકતી હાલરડાંની કવિતા નથી. આપણાં લોક-હાલરડાંનો પ્રવાહ આગળ ન વધી શકયો; કેવળ કૃષ્ણનાં સોના-રૂપાનાં પારણાં અને દૂધદહીંનાં ખાનપાન અથવા મામા કંસના સંહાર વિષેના થોડા નાજુક સ્વરોમાં રૂંધાઈ ગયો, ત્યાંથી વહનને આગળ ચલાવે તેવી કોઈ મેઘધારા ગુજરાતી કવિઓના કંઠમાંથી વરસી નહિ. નહિ તો :

યુરોપી હાલરડાંનો પ્રવાહ

*સ્વપ્નાંના હાલરડાં રચવાના થોડા પ્રયાસો મેં કર્યા છે:

**૧. નીંદરભરી**

નીંદરભરી રે ગુલાબે ભરી
બેનીબાની અંખિયા નીંદરભરી રે
[વેણીનાં ફૂલ]

**૨. સોણલાં**

સોણલાં લાવે રે, સોનુલાં લાવે રે
વીરાને પારણે ઝુલાવા
નીંદરડી સોણલા લાવે રે
[ કિલ્લોલ]

તમે મારા દેવના દીધેલ છો
તમે મારા માગી લીધેલ છો
આવ્યા ત્યારે અમર થઈને રો' !
તમે મારું નગદ નાણું છો
તમે મારું ફૂલ-વસાણું છો
આવ્યા ત્યારે અમર થઈને રો' !

એવા લોક-વાત્સલ્યના ઉમદા ઉચ્ચારણમાંથી શિષ્ટ કવિઓને નવી પ્રેરણા મળી ગઈ હોત. યુરોપમાં નવયુગી કવિતાને વંધ્યત્વ નથી પાલવ્યું. સંતતિ-નિયમનના પ્રથમ સૂરો કાઢનાર એ પ્રદેશમાં, સભામાં જવા માટે જ્યાં બાળકો આયાને હવાલે સોંપાય છે તે ભૂમિમાં, કેવી મીઠી હલકે બાલપ્રેમની ગાથાઓ ગવાઈ! આપણાં જ હાલરડાં જેવું એનું એક લોક-હાલરડું લઈએ :

My little sweet darling, my comfort and joy,
sing lullaby, lulla.
In beauty surpassing the prince of Troy
sing lullaby lulla.

એ લોક-સૂરોનો એની નરી સાદાઈને કારણે વિનાશ નથી થયો, એમાં જ કલમ બોળીને કવિએ નવયુગના ઉદ્‌ગારો ગાયા કે :

So fair, so dear, so warm upon my bossom
And in my hands the little rosy feet.
Sleep on, my little bird, my lamb, my blosom!
Sleep on sleep on, my sweet.

શાં રૂપાળાં, શાં પ્યારાં, શાં હૂંફાળાં એ અંગો મારી છાતી પર પડ્યાં છે!
ને મારા હાથમાં એના કેવા ગુલાબી નાના ચરણો રમે છે!
ઓ મારા પંખીડા! મારા મેંઢા! મારા ફૈયા પર સૂતું રહે!
સૂતું રહે, ઓ મધુર! સૂતું રહે!

Dear Lord! 'tis wonderful beyond all wonder,
This tender miracle vouchsafed to me,
One with myself, yet just so far asunder,
That I myself may see.

ઓ પ્યારા પ્રભુ! આ તો એક ચમત્કાર ઉપ-તાજુબી છે. મારી સાથે એકમેક, ને છતાંયે એને અલાયદું પાડ્યું છે : કે જેથી હું મારા જ એ સ્વરૂપને જોઈ શકું.

Mine, Lord, all mine thy gift and loving token.

'તમે મારા દેવન દીધેલ છો.'

કેવું હૂબહૂ મળે છે! અને તે પછી:

'તમે મારું ફૂલ-વસાણું છો.'

એની સાથે:

Only a tender flower sent us to rear.

એ પણ બરાબર મળે છે. ગુજરાતની કોઈ અનામી મેલી ગ્રામ્યમાતા, ને ઇંગ્લંડની સુશિક્ષિત કવિમાતા મેથીઆઝ બાર! બન્નેની વાણી એક છે. એક છે, કેમકે એ વાણી વાત્સલ્યની છે.

બાળારાજાનું રાજપાટ

બાળારાજા! બાળારાજા! એ બાળક માટેનું આપણું બહુ પરિચિત સંબોધન છે, પરંતુ એ રાજાના મહારાજ્યની કલ્પના આપણને સાંપડી નથી; એ તો સૂઝી છે એક આંગ્લ જનેતાને: એનું નામ લોરેન્સ આલ્મા: એણે હાલરડામાં બાળ-રાજાનું રાજપાટ ગાયું:

King Baby on his throne
Sits reigning o! sits reigning o!
King Bady on his throne
Sits reigning all alone.

બાળરાજા તખ્ત પર બેઠા બેઠા રાજ કરે છે. એકલા, એકલા એ જ એના તખ્ત પર બેઠા છે.

His throne is mother's knee
So tender o! so tender o!
His throne is mother's knee
Where none may sit but he.

માતાનો ખોળો એનું સિંહાસન છે: ઓહો, કેવું સુંવાળું એ સિંહાસન! એના વિના ત્યાં બીજું કોઈ ન બેસે.

અને એનો મુગટ!:

His crown it is of gold
So curly o! so curly o!

પીળા કનકવરણા કેશના ગુચ્છાનો એ મુગટ! ઓહો! કેવા વાંકડિયા વાળ!

ને એનું સામ્રાજ્ય ક્યાં!:

His kingdom is my heart
So loyal o! so loyal o!

માતાનું હૃદય તે એનું રાજપાટ : કેવું રાજનિષ્ઠ!] કોઈ ચક્રવર્તીને ન હોય તેવું. અને એના કાયદા ? :

Divine are all his laws
So simple o! so simple o!

ઈશ્વરી કાયદા ! સાદા સરલ, સ્નેહનાં જ ધારાશાસ્ત્ર !
જેનો આખરી આશય અને એનું આદિકારણ–

With love for end and cause.

કેવળ સ્નેહ, કેવળ મમતા, અન્ય કશું જ નહિ.

વ્યથાગીતોનાં હાલરડાં

અંગ્રેજી હાલરડાંમાં તો કેવળ વિનોદ જ નહિ, કેવળ ખુશાલી નહિ, પણ વિધવા માતાનાં, ત્યજાયેલી–ઠગાયેલી જનેતાઓનાં, પરદેશે પળેલા પિયુજીની વિજોગણ પત્નીઓનાં—આવાં કૈં કૈં મર્મગામી વ્યથાગીતો પણ ગવાયાં છે. ભેદક સૂરે માતા બાળકને કહે છે કે:

Oh, Bonnie birdeen,
Sweet bird of my heart!
Tell me, o tell me,
How shall we part?

ઓ મીઠા પંખી! મારા હૃદય-માળાના ઓ મધુરા પંખી! કહે મને, આપણે કેવી રીતે વિખૂટાં પડશું!

He calls me, he cries
Who is father to thee:
O birdeen! his eyes
In these blue eyes I see.

મને એ બોલાવે છે–તારો પિતા બોલાવે છે. ઓ પંખીડા! તારી આ આસમાની આંખોમાં હું એની આંખો ઝલકતી દેખું છું.

Weep not my wanton, smile on my knee:
When thou art old, there's grief enough for thee
He must go, he must kiss!
Child and mother, baby bliss!
For he left his pretty boy
Father's sorrow, father's joy.

ન રો મારા લાડકડા ! મારા ખોળામાં હાસ્ય કર. મોટો થઈશ ને ત્યારે તારે ઘણુંયે રોવાનું સાંપડશે હો !

બાળકને અને માતાને છેલ્લી ચૂમી ભરીને તારા પિતાને જવું પડ્યું. ઓ મારા વહાલા ! એ તને–પોતાના હર્ષશોકના સાધનને–છોડીને ચાલ્યો ગયો !

એથીયે વધુ કલ્પનામય, વધુ તીવ્ર, વધુ વ્યથાજનક તો છે કોઈ સમુદ્રે નૌકા ખેડતા પિતાના પુત્રનું હાલરડું : શિયાળાની કોઈ અંધારી રાત્રિએ પ્રાણઘાતક પવન ફૂંકે છે, અને ફૂંઆમાં ઝાંખો દીવો બાળતી જાગ્રત બેઠેલી વિજોગણ નાવિક–પત્નીના અંતરમાં સ્વામીના પ્રાણની રક્ષાની ચિંતા ફફડે છે : એમાંથી દ્રવે છે મીઠું હાલરડું :

* You are rockin full sweetly on mammie's
warm knee
But daddie's a-rockin upon the salt sea.

ઓ બચ્ચા ! તું તો લહેરથી માડીના હૂંફાળા ખોળામાં ઝૂલે છે, પણ તારા બાપુ તો અત્યારે ખારા સમુદ્રને ખોળે હીંચતા હશે, વહાલા !

The wild wind is ravin and mammie's heart's sair
The wild wind is ravin, and ye dinna care.

તોફાની પવન ફૂંકે છે અને માવડીનું અંતર બળે છે. છતાયે બચ્ચા ! તને મારા હૃદયની કશી ખેવના નથી. તું તો રડ્યા જ કરે છે !

---

* મારો પ્રયાસ આ ભાવને ઉતારવાનો આમ છે

હાલરડું વા'લું

વાલીડા વીરને હાલરડું વા'લું
હૈયાના હીરને હાલરડું વા'લું
તને દેખાડું સોણલું રૂપાળું હો
વીરને હાલરડું વા'લું

*

તારા પેટડાં લાખ હીંગોળે પારણે
પીવાનાં દૂધ તારે મોકળાં રે
બાપુને આજ મેં તો ભૂખ્યા ઉજાગરે
ઘૂમન્તા સાગરમાં દીઠા–હો વીરને૦

(ડિક્સોન)



પર

આવી કોઈ પંક્તિઓ ગુજરાત ક્યારે બતાવી શકશે ? મધસાગરે સાહસ ખેડતા ખારવાનાં કે મેઘલી રાતે ડુંગરમાં ગાયો ચારતા ગોવાળ-ચારણોનાં નાનાં બચ્ચાંને પોઢાડવા મથતી ગરીબ માતાઓનાં અંતર ઉકેલવા, એની મધુર વ્યથાને કાવ્યમાં આલેખવા ગુર્જર કવિતા ચાલી આવે છે.

આગળ ચાલીએ : હાલરડું જાણે કે પ્રાર્થના બની જાય છે :

*Sweet and low, Sweet and low,
Wind of the western sea
Low, low, breathe and blow
Wind of the western sea!
Over the rolling waters go,
Come from the dying moon and blow,
Blow him again to me:
While my little one, while my pretty one sleeps.

ધીરે ધીરે, ધીરે ધીરે, ઓ આથમણા સાગરના વાયુ ! ધીરે વાજે ! ધીરી હવા રેલજે ! આથમતા ચંદ્રની અંદરથી જલદી ઊતરજે. અને મારું લાડકવાયું બચ્ચું હજુ તો પોઢેલું હોય ત્યાં જ તું એને-મારા નૌકાવિહારી પ્રિયતમને-આંહીં પહોંચાડી દેજે, ઓ પશ્ચિમના વાયુ !

Sleep and rest, sleep and rest,
Fathe will come to thee soon:
Rest, rest, on mother's breast,
Father will come to thee soon:
Father will come to his babe in the nest
Silver sails all out of the west
Under the silver moon.
Sleep, my little one, sleep, my pretty one, sleep.

*મેં આ સૂરોમાથી ગુજરાતીમાં ઐંચેલ છે :

ખલાસી-બાળનું હાલરડું

ધીરા વાજે રે ધીરા વાજે !
વાવલિયા રે ધીરા ધીરા વાજે !

*

મોડી લહેરે મધદરિયે જાજે,
સ્વામી કેરા શઢની દોરી ફગાવે,
આણિયા નવ રે જરી પાજે-વાવલિયા રે૦

[ કિરણોશ ]

પોઢી જા ને વિસામો લે! તારા બાપુ હવે જલદી આવશે. માડીની છાતીએ વિસામો લે! તારા બાપુ હમણાં જ આવશે. રૂપલાવરણા ચંદ્રને અજવાળે, રૂપલા ધોળા સઢ ફરકાવતા તારા બાપુ પશ્ચિમમાંથી ચાલ્યા આવે છે–તારી પાસે આ નાના કૂબામાં ચાલ્યા આવે છે.

એ નાવિક બાળનું હાલરડું ગાનાર અંગ્રેજ કવિવર ટેનિસન. ફક્ત વિધવા નહિ, ફક્ત વિજોગણ નહિ, પણ ફસાયેલી માતાનું વાત્સલ્ય પણ ત્યાંના કવિઓએ અનુકંપાના તાર પર ચડાવી કરુણ સૂરે ગાયું છે. કવિતાના પુનિત નીરમાં નવરાવી એ માતૃપ્રેમને નિષ્પાપ બનાવેલો છે અને એ હાલરડાં વાટે નિર્દય લંપટ પુરુષ પ્રતિ ઊંડી આહ સંભળાવી છે:

Come little babe, come silly soul,
Thy father's shame, thy mother's grief.

આવ નાના બચ્ચા! આવ નાદાન આત્મા! તારા પિતાની લજ્જા! તારી માતાની વેદના! આવ!

Thou little thinkest, and less dost know.
The cause of this thy mother's moan.

તને વિચાર પણ નથી, ખબર પણ નથી, કે મા શીદ કલ્પાંત કરે છે!

But come to mother, babe, and play,
For father false is fled away.

પરંતુ મા પાસે આવ, બેટા, અને રમ્યા કર, કેમકે તારો બેવફા બાપ તો ભાગી ગયો છે.

If any ask thy mother's name
Tell her, by love she purchased blame.

કોઈ જો તારી માનું નામ પૂછે ને, તો કહેજે કે પ્રેમ આપીને એણે કલંક વહોર્યું છે!

Ask blessings, babe, be not afraid,
His sugared words have me betrayed
God bless my babe, and lullaby
From this thy father's quality.

પણ ચિંતા નહિ, બચ્ચા! તું તો બસ પ્રભુના આશીર્વાદ જ માગજે. એના માકરિયા શબ્દોએ જ મને ફસાવી હતી.

ઓ પ્રભુ! મારા બાળકને દુવા દેજે, પોઢાડજે, અને એના પિતાના જેવી લંપટતાથી એની રક્ષા કરજે!

[1]વીરરસનાં હાલરડાં

અંગ્રેજ કવિ વૉલ્ટર સ્કૉટે હાલરડાં-વાટે માતાઓને તથા બાળકોને વીરરસ પાયો; પહાડો, કિલ્લાઓ, રણશિંગાં અને ધમસાણોનાં દૃશ્યો બાળકનાં પારણાંની આસપાસ એણે ઊભાં કર્યાં :

O hush thee, my babie, thy sire was a knight;
Thy mother a lady both lovely and bright.
The woods and the glens, from the towers which we see,
They all are belonging, dear babie, to thee
O ho ro, i ri ri, candul gulo.

છાનો રહે બચ્ચા! તારો પિતા સામંત હતો. તારી માતા એક તેજસ્વી સુંદરી હતી. આ કિલ્લાના બુરજ પરથી દેખાતાં જંગલો ને ઝાડીઓ બધાં તારાં જ છે, મારા પ્યારા બચ્ચા!

O, fear not the bugle, though loudly it blows,
It calls but the warders that guard thy repose,
Their bows would be bended their blades would be red,
Ere the step of a foeman draws near to thy bed.

આ ઘોર સ્વરે રણશિંગું બજે છે. પણ ડરીશ ના. એ તો તારી પથારીના ચોકીદારોને જ બોલાવે છે. તારી શય્યા પાસે શત્રુનું એક પગલું પડે એ પહેલાં તો એ પહેરેગીરોનાં ધનુષ્યોની કમાનો ખેંચાઈ જશે ને એની તલવારો દુશ્મનોના લોહીમાં લાલ બંબોળ બનશે!

અને ઓ કુમાર! તારે જાગી ઊઠવાનો સમય પણ હમણાં જ આવી પહોંચશે. આજ તો તું નીંદર કરી લે—

[2]O! hush thee, my babie, the time will soon come,
When thy sleep shall be broken by trumpet and drum,

---

૧. વીરરસનાં હાલરડાં 'શિવાજીનું હાલરડું', 'વનરાજનું હાલરડું', 'સોણલાં' વગેરે રચવાના મારા પ્રયત્નો 'કિલ્લોલ'માં છે.

૨. સરખાવો 'શિવાજીનું હાલરડું'માં—

પોઢજે રે મારાં બાળ, પોઢી લેજે પેટ ભરીને આજ
કાલે કાળાં યુદ્ધ ખેલાશે, સુવા–ટાણું ક્યાંય નૈ રે'શે.

અને 'વનરાજનું હાલરડું'માં—

હાં રે વીરા, આજુની રાત આરામ,
હાં રે વા'લા, આજુનો દિન વિશરામ,
કાલે ને કેસરિયા રે ખાંડાધારે ખેલજે હો રાજ!
કાલે કંકુમરિયાં રે અરિને તેડાં મેલજે હો રાજ! [કિલ્લોલ]

Then hush thee, my darling, take rest while you may,
For strife comes with manhood, and waking with day.

આજે તો પોઢી લે બચ્ચા! કેમકે એ સમય જલદી આવી પહોંચશે, જ્યારે રણશિંગાં ને પડઘમથી તારી નિદ્રા ઊડી જશે. માટે આજે તો આરામ લઈ લે, કેમકે સંગ્રામ આવે છે જુવાની બેસતાં, અને જાગૃતિ આવે છે દિવસ ઊગમતાં.

કાઠિયાવાડ-ગુજરાતમાં ગઢો છે, કિલ્લા છે, સંગ્રામોના ને વીર-મૃત્યુના ઇતિહાસ છે, પરંતુ કોણ જાણે શા કારણે એ શૌર્યના સૂરો જૂનાં હાલરડાંમાં જાગ્યા નથી. ફક્ત કૃષ્ણજીવનમાંથી કાળી-નાગના દમનના ને કંસવધના ક્ષીણ ધ્વનિઓ કયાંઇક કયાંઇક લોકમાતાઓના કંઠમાંથી નીકળ્યા છે:

ઉંસી એમ કરીને મેલ્યું બાળિયાં રે લોલ,
તારા બાપનાં હતાં તે વેર વાળને રે લોલ.
માડી અમને તે વાત કરી આલને રે લોલ.
જાવું મામાને ઘેરે મળવા રે લોલ.
સાંકડી શેરીમાં મામો સામા મળ્યા રે લોલ,
ભાણેજ દેખીને મામો સંતાઇ ગીયા રે લોલ.
સંતા સંતા મા મામા મૂરખા રે લોલ,
આપણે મામો-ભાણેજ બેય મળીએ રે લોલ.
ઉંધું બીસીને મામો-ભાણેજ બહુ મળ્યા રે લોલ,
તારાં બાપનાં હતાં તે વેર વળી ગીયાં રે લોલ.

[૨. ૨૧. ૨]

અથવા તો :

મા મને હાઉલું દેખાડ્ય
મા મને હાઉલું દેખાડ્ય
હાઉ છે હાંકા લખેશરી!
માડી મને નવ ભણીરા નાનકો;
કાલે મોટેરો થઇશ
કાલે મોટેરો થઇશ
વેરી મારીશ આપણા!

[૨. ૨૧. ૨]

અથવા કદાચ બહુ તો :

પાતાળે જઇને કાના હાં હાં હાં
નાથ્યો કાળી નાગ;
વાંદિ ને વરમાંડ ડોલ્યા
મેવાસે મસ્તાન

ભાઇ ! ભાઇ ! મેવાડો મરવાન
ઓળોળોળો હાલ્ય હાલુડા હાલ્ય !
હાલો વાલો રે બાળ કરસન કાળો
હરિને હીંચોા વા'લો! [ર. રા. ર]

આવા સાદા સ્વરોમાં કોઈ કોઈ ઠેકાણે જ :

Thier bows would be bended, thier blades would be red,
Ere the step of a foeman draws near to thy bed.

એ પંક્તિના વીર-ધ્વનિઓ લળકે છે.

**મહારાષ્ટ્રનાં હાલરડાં**

એ વીરત્વના, રાષ્ટ્રભાવના સૂરો હાલરડાંમાં ઉતારવાનો યત્ન આજે મહારાષ્ટ્રમાં ઠીક થતો જણાય છે. ત્યાંના કવિઓ સમજ્યા લાગે છે કે શિવાજીએ છેક માતાના ગર્ભમાં બેઠાં બેઠાં શૌર્ય–ગીતો સાંભળેલાં, તેઓને સમજ પડી લાગે છે કે વીરત્વની સાચી શાળા પારણામાંથી શરૂ થાય છે, અને બીજી એ સમજ આવી છે કે જેટલે અંશે નવાં હાલરડાં જૂનાંની સરલતાને રંગે રંગાગે તેટલે અંગે એનો રસ ગળી ગળીને માતાઓનાં જીવનમાં ઊતરશે–એ વિના ઘણા નવા યત્નો માર્યાં જાય છે. મહારાષ્ટ્રમાં 'पाळणा' એટલે કે પારણું-હાલરડાં નામનું જૂનું લોકસાહિત્ય હજુ સારી પેઠે સજીવન છે. આપણાં

હાલ્ય વાલ્ય ને હેલ્ય
વગડે વસતી રે ઢેલ્ય !
ઢેલ્યનાં પગલાં રે ગલાં
ભાઈના કાકા–મામા છે ભલા. [ર. રા. ર]

એવાં છૂટક છૂટક ભાવનાં જોડકણાંની માફક મહારાષ્ટ્રમાં પણ :

लक्षुमीबाई झाली, मावशि जाउ नं का
धराला पदर सोडु नं का, केशव बाळ !
लक्षुमीबाई झाली, तांब्याची दूध प्याली
धराला मानवली, वासुदेव बाळाच्या !
माळ्या चा मळ्या मधे माळी बसला कूंचा मधे
कळ्यां घाली टोपी मधे, केशव बाळाच्या !

ભાઈ તો ન્યા'તા વાડીમાં
ને માળી બેઠો'તો કૂબામાં,
માળીએ તો ઘાલ્યાં ફૂલ
અથવા બાળની ટોપીમાં.

આ રીતે રસાળી કડીઓ—જાણે કદી નહિ ખૂટે તેટલી—પારણાં હીંચોળતાં હીંચોળતાં દક્ષિણી માતાઓ ગાયા જ કરે છે. એનું સૌંદર્ય નિર્વ્યાજ છે, નિરાડમ્બરી છે. હવે એની પાસે આધુનિક મહારાષ્ટ્ર-કવિ ગોવિંદે રચેલું બાળ શિવાજીનું રાષ્ટ્રભાવનાથી ટપકતું રોમાંચક હાલરડું મૂકીએ :

शिवाजीचा पाळणा
मी लोटीते झोका तुज शिव बाळा
सुन्दरा निज स्नेहाळा.
तनु शान्तिते शान्त निज सुज येण्या
राष्ट्रगीत गाते तान्या !

હે બાલુડા શિવાજી ! હું તારું પારણું ઝુલાવું છું. હે મારા સુંદર લાડકવાયા ! મારા ધાવણા બચ્ચા ! હું આ રાષ્ટ્રગીતને ગાઉં છું તેથી તને નિદ્રા આવશે, ને તારા દેહને શાતા વળશે.

हि दासी जळे मही अम्बिका माय
हंबरडा फोडी हाय !
निज शत्रुनी हिचे भगीले छत्र
मांगल्य सूत्र स्वातंत्र्य !
ह्या दुःखाने दुःखी फार हे पाही
मी जीजाबाई तव आई !

આ દાસીનું હૃદય સળગે છે, કેમકે પૃથ્વીમાતા વાછરુવિહોણી ગાય જેવી બની ભાંભરડા નાખે છે. શત્રુઓએ એનું છત્ર ભાંગી નાખ્યું છે, ને એના કંઠનું મંગલસૂત્ર તોડી નાખ્યું છે. જો ભાઈ! આ દુઃખે હું બહુ દુઃખિયારી બની છું. હું તારી માતા જીજાબાઈ!

बहु शत्रु मातले भेले
मेलयोनी आर्यधन नेले ।
आमुचे राष्ट्र दुर्बळे
काणी निपजे ना शास्ता या चांडाळा-सुन्दरा०

પીળા શત્રુઓ બહુ ફાટ્યા, ભૂખાઓએ આપણી આર્યલક્ષ્મી લૂંટી આપણા દેશને પગ નીચે ચગદ્યો, પણ એ ચાંડાળોને સજા કરનારો કોઈ ન નીકળ્યો.

भूमातेच्या भूतकाली उदरयी
कुंभकर्णी रणी मूढरमणी;
श्रीरामाने रावण वधिला सहुनी

वानरा वीर बनवोनी
घे स्वतंत्रता कंसाच्या पासोनी
गोविंद गोप जमवोनी

પૂર્વે ભૂમિમાતાને ઉદ્ધારવા માટે રણમાં પાર્વતીજી ઝૂઝયાં; શ્રી રામે વાનરોને વીર બનાવી લડાઈમાં રાવણુને હણ્યો; ગોવિંદ પ્રભુએ ગોવાળોને જમાવી કંસ પાસેથી સ્વતંત્રતા લીધી.

तू तसा वीर होशील का ?
तलवार करीं धरशील का ?
मिळविशील मावळे गडी का ?
रणीं वधाव या देशशत्रुंच्या मेळा—सुन्दरा०

તું એવો વીર થઈશ કે ? હાથમાં તલવાર ધરીશ કે ? માવળા લોકોને સાથીઓ બનાવી લઈશ કે ? રણમાં દેશ-શત્રુઓનાં ટોળાંનો સંહાર કરીશ કે ?

भूभक्तिचें प्रबल दुग्ध पाजोन
मी वीर तुला बनवीन
रिपुरक्तें भू तुझ्या करीं न्हाणीन
स्वातंत्र्य घरीं आणीन
मी स्वतंत्र वीराची माता
मी स्वतंत्र सुधन्य होता
ध्वज स्वातंत्र्याचा झुलता
टेवीन तनु भरल्या मदमय वेळा—सुन्दरा०

દેશભક્તનું બલદાયી દૂધ પિવાડીને હું તને વીર બનાવીશ. રિપુઓના રક્તથી હું તારે જ હાથે આ-ભૂમિને નવરાવીશ, અને સ્વતંત્રતા ઘેરે આણીશ. હું સ્વતંત્ર વીરની માતા બનીશ, તે દિવસે હું સ્વતંત્ર અને ધન્ય બનીશ. સ્વતંત્રતાનો ધ્વજ ફરકવા લાગશે તેવી આનંદમય વેળાએ હું મારો દેહ છોડીશ.

गद्गदा तदा पाळण्यात शिव हसला
जणु मातृबोल त्या रुचला !
मग करी लीला मृदुल मुष्टि वळवून
जणु म्हणे हने रिपु वधीन !
म्हणो भार्य शिखा रचिल या भावे हो
आवळाशीतो गेले हो !

श्री जीजा माईळा असा क्रीडता तान्हा
दाटला प्रतिचा पान्हा !

ત્યારે પારણામાં શિવાજી ખડ ખડ હસી પડયો. જાણે માતા બોલ એને રુચ્યા.

રમતમાં ને રમતમાં એણે સુંવાળા હાથની મૂઠીઓ વાળી—જાણે કહેતો હોયની, કે હું આ મુઠ્ઠીથી રિપુઓનો વધ કરીશ.*

આવી રીતે હું આર્યોની શિખાની રક્ષા કરીશ—એવો ભાવ દર્શાવતો હોયની, તેમ એ પોતાના બાળ-મોવાળા સાથે રમવા લાગ્યો. ધાવણા બાલુડાને આમ રમતો નિહાળીને જીજાબાઈ માતાને થાનેલે પ્રેમનો પાનો ચડયો.

આ નવયુગી હાલરડામાં બલવંત રાષ્ટ્રભાવના સરલ શૈલીએ ઊતરી છે. સામાન્ય માતાઓ પણ સમજે એવી નૂતન કલ્પના આમાં પૂરેલી છે. મહારાષ્ટ્રની શિષ્ટ જનતા ઉપર એનો પ્રભાવ કદાચ મંત્ર શો હશે, પરંતુ એ હાલરડું હજુ ગ્રામ્ય માતાઓને કંઠે ટપકયું નથી, કેમકે હજુ પૂરેપૂરું ગળાયું નથી.

ગુજરાતમાં પણ એવી વીરગાથાઓ ઉતારવાનું કર્તવ્ય નવયુગી શાયરોનું છે. વનરાજ, પ્રતાપ, શિવાજી અને અભિમન્યુનો દેશ બાલવીરત્વના ઇતિહાસ-વિહોણો નથી. એનાં નામાં-કામાં જે દિવસે સાદી છતાં મર્મગામી વાણીમાં પારણાંની દોરી તાણનાર માતાને કંઠે ઊતરશે તે દિવસે એ પારણાંમાંથી એકેક યોદ્ધો ઊઠશે. એની માતા જ્યારે એને કહેશે કે:

The woods and the glens, from the towers
which we see,
They all are belonging, dear babie, to thee.

તે વેળા પોતાના દેશની માટીનાં ઢેફાં પ્રત્યેનું મમત્વ એને અંતરે બરાબર આવશે. અને કેંક બાળકો એ માટીને પોતાના રુધિરથી ભિંજવવાનાં સ્વપ્નો સેવશે.

*-સરખાવો 'વનરાજનું હાલરડું'માં—

મૂઠડીયું ભીડીને રે ભોળો મારો પોઢિયો હો રાજ !
દાંતડીયું ભીંસીને રે બાળો મારો પોઢિયો હો રાજ !
હાં રે જાણે તાણીને ઝાલી તલવાર
હાં રે જાણે ઝૂઝે છે જુદ્ધ મોઝાર
સપનામાં સંહારે રે માભૂમિના કાળને હો રાજ
[કિશોર]



૫૩

કારણકે હાલરડાંની અસર કેવી થાય છે તેનું દૃષ્ટાંત તો ખુદ આપણી જ તવારીખમાં પડ્યું છે. ઋતુધ્વજ રાજાની રાણી મદાલસા વૈરાગ્યમાં ગળી ગઈ હતી. એટલે એણે પોતાના બાળકને હીંચોળતી વેળાએ આ જગતની નશ્વરતા, આત્માની અમરતા, સુખવૈભવની ક્ષણભંગુરતા ઇત્યાદિ ભાવોથી ભરેલાં ગંભીર હાલરડાં ગાયા કર્યાં કે :

મદાલસાનું હાલરડું

त्वमसि तात शुद्धबुद्ध निरंजन
भवमायावर्जितज्ञाता
भवस्वप्नं च मोहनिद्रां त्यज
मदालसाह सुतं माता।

ઓ બેટા! તું તો શુદ્ધબુદ્ધ નિરંજન છે: જગતની માયાથી રહિત જ્ઞાતા છે: આ જીવન-સ્વપ્નને તથા મોહનિદ્રાને છોડી દે!–એમ માતા મદાલસા પુત્રને કહે છે.

नामविमुक्त शुद्धोऽसि रे सुत
मया कल्पितं तव नाम
न ते शरीरं न चास्य त्वमसि
किं रोदिषि त्वं सुखधाम।

રે બેટા! તું તો શુદ્ધ છે, નામરહિત છે. તારું નામ તો મેં કલ્પેલું છે. આ શરીર તારું નથી કે નથી તું એનો. તો હે સુખમય! તું શીદ રડે છે!

એવા એવા સાદા સચોટ શબ્દોમાં રાણીએ વૈરાગ્ય પ્રબોધતી સંસ્કૃત લાવણીઓ ગાયા કરી છે અને છેવટે:

विमलविज्ञानविश्वेश्वरव्यापक
सन्यब्रह्म त्वमसि ज्ञाता
प्राह मदालसाऽलर्कं सुतं प्रति
शान्तप्रसिद्धा वरमाता।

આ હાલરડાની અગોચર અસરને પરિણામે રાણીના એક પછી એક કુમારો વૈરાગ્ય તરફ ઢળી જઈ યુવાવસ્થામાં પહોંચતાં જ ભગવાં પહેરીને ચાલી નીકળેલા. છેવટે આઠમા કુમારની દોરી ખેંચીને એ હાલરડું ગાતાંની વાર જ રાજાએ દોટ દઈ દોરી ઝૂંટવી લીધી ને કહ્યું કે: 'હવે આ એકને રહેવા દે, નહિ તો મારું સિંહાસન સૂનું પડશે. તું કહે તો હું ચાલ્યો જાઉં, પણ આને એકને એ હાલરડું સંભળાવવું રહેવા દે!'

એ કથા પરથી પુરવાર થાય છે કે 'હાલરડાં' તો કૈંક યુગોથી ચાલ્યાં આવે છે સંસ્કૃતમાં પણ એવું સાહિત્ય રચાતું હતું. અને આજે રવીન્દ્રનાથ જેવા કવિવરે પણ એ જૂગજૂગના વાત્સલ્ય-સ્વરોની અંદર પોતાના 'શિશુ' નામક ગીતો ઉમેરીને નવું જ માધુર્ય પૂરેલું છે

હાલરડાંમા તો ઊંડા અર્થો ન મૂકીએ તોય ચાલે. બાળકને તાલબદ્ધ સૂરો સંભળાવીએ તો એ તાલનું પણ ભાવપ્રેરક વાતાવરણ પારણાને વીંટળાઈ વળશે

હાલરડામા જોડકણા

બાળક તો જોડકણાંનું-Nursery rhymesનું પણ ભૂખ્યું છે ટૂંકી પંક્તિઓ :

ભાઇ મારો છે સાગનો સોટો
આવતી વહુનો ચોટલો મોટો
હાં...હાલા !

ઘોડાની પડઘી વાગે
ભાઇ મારો નીંદરમાથી જાગે,
ભાઈ ભાઇ હું રે કરુ
ભાઇની વાંસે હું રે ફરુ
ભાઇને કોઇએ દીઠો !
ફૂલની વાડીમા જઈ પેઠો.

એમા તાલ rhythm છે, અને અસંબદ્ધ છતા રમ્ય કલ્પનાઓ છે. મારવાડમા પણ એ જ જાતનુ હાલરડું ચાલે છે·

હાલા હાલા કરતા'તા
સંતોકરા મામા રમતા'તા,
રમતે ખેલતે બાજરી વાઇ
બાજરીરા ખેતમે હેનડી વિયાઇ,
હેલડીરા બચ્ચિયા રાતા રે ભાઇ
સંતોકરા મામા માતા રે ભાઇ
હાલા , હાલા !

બાજરાનુ ખેતર હેલડીનુ વિયાવુ . બચ્ચાનો રાતો રંગ એમા કાવ્ય છે શબ્દોની રચના કે તાલની તરલતા છે પારણે હીંચતા શિશુને માટે એમા નિદ્રાની લહરીઓ કે માતાનો એમા વિનોદ કે ચાને જુઓ

સંતોકરા મામા આવતા'તા
હાલ-પછેડો લાવતા'ત,
હાલ-પછેડે નવલી ભાત
સંતોક ઓઢે દીને રાત

ઓઢી ઓઢી જૂનો કર્યો
સરવર-પાળે ઝીલવા ગ્યાં.
હાડિયો આવ્યો લઇ ગયો
કાનમાં વાત કહી ગયો
હાલાં...હાલાં !

હાલ-પછેડો: સરોવરની પાળ: સંતોક ઝીલણિયાં રમે: કાગડો આવે: કાનમાં કંઈક વાત કહી જાય ને પછેડો ચાંચમાં લઈ જાય: એક નાની શી રમ્ય ને નિગૂઢ દુનિયા ઊભી થઈ.

એમ બાળકને હાલતાં શીખવવામાં પણ તાલ-સૂરની સહાય લેવાય:

પા પા પગલી !
મામાની ડગલી !
પા પા પગલી !
મામાની ડગલી !

એને તાલે તાલે નાનું બાળક પોતાના ઘૂઘરીએ ધમધમતા પગ માંડે, અને તે પછી વળી વધુ ત્વરિત ગતિએ ચલાવવા માટે:

ડગ મગ ! ડગ મગ ! ડગલાં ભરતા
હરજી મંદિર આવ્યા,
પગમાં ડાક જશોદા માએ
ગોકુળ માંહી ચલાવ્યા
થેઇ ! થેઈ ! ચરણ ભરોને કાન
વેચું મુક્તાફળ ને પાન !

એ તરલ તાલવાળું હાલરડું ગવાય. એ તો ઓરડાની અંદર ચાલતી ચાલ્ય. શેરીમાં રમવા સારુ વળી જુદો વધુ તરલ તાલ ! ને વધુ કોમલ કલ્પના:

ધુંબડી સૈયરમાં રમે.
ધુંબડી કાજળની કોર
ધુંબડી આંબાની છાંય.
ધુંબડી સૈયરમાં રમે !

વળી તાલ બદલાયો:

આ દેવાને ગોણીએ
ઉપર વાંબડી ધુંબડ નાઇને કાજે
ધુંબડી સૈયરમાં રમે.

ફરી પલટો :

શેરીએ રમે
સહુને ગમે
ધુળકી સૈયરમાં રમે
બારીએ રમે
બાપને ગમે-ધુંબડી૦
મેડીએ રમે
માને ગમે-ધુંબડી૦

એ જ શૈલીનું અંગ્રેજી હાલરડું જોઈએ :

Brown eyes
Straight nose;
Dirt pies
Rumpled clothes.
Falling down
off chairs
Breaking crown
Down stairs
Folded hands
Saying prayers
Understands
Not, not cares.
Thinks it odd
Smiles away :
Yet may God
Hear her pray !

આ રીતે નાજુક તાલમાંથી પણ ભાવવાહી રમત નીતરે છે.

હાલરડાંમાં પાંડિત્ય ન હોય છતાં ભવ્ય કલ્પના હોઈ શકે. પ્રકૃતિની ગહનતાને સરસ સ્રી-વાણીમાં કેવી રીતે અવતારી શકાય એ પણ લોકકવિએ કરી બતાવ્યું છે : બાળકના કેવા ગહન મનોભાવ એ હાલરડાંમાં મૂકે છે :

તારામંડળમા તકતો હીરે
તે મારા ગજવે ઘાલો
ચાંદલિયો ચૂંટીને મારા
હાથડિયામાં આલો—હેઇ થઈ૦
એવાં રૂપાળાં રમકડાં
માતાજી મુજને આલો
આરા તારા વીણીને મારા
ગુંજવડામાં ઘાલો—હેઇ થઈ૦

એવું જ રૂપાન્તર લગભગ એ ને એ શબ્દોમાં કવિ નાનાલાલના એક બાલગીતમાં છે:

નવલખ તારા વીણી મા
મારા અજવામાં ઘાલો
મા મને ચાંદલિયો વહાલો!

કવિતા પાંડિત્યના પ્રદર્શન કાજે નથી. કવિતાની નિગૂઢતા એટલે ન સમજાય તેવી શબ્દ-જટિલતા નહિ. કવિતા તો ચંદ્રસૂર્યની કિરણમાલા જેવી હોય, પવનની લહરી જેવી હોય. એ તો માતાના ગર્ભાધાનથી જ બાળકને રમત અને સંસ્કારો આપે, ભોંયમાં બીજારોપણ થાય ત્યારે જળ શોષાવીને અંદર ઉતારે, કોંટો ફૂટ્યો તેને ઝુલાવે ને જોર આપે. ઝાડ ફાલે ત્યારે એના પાંદડે પાંદડે ચમકીને જાણે દીવા ઝલાવે. બાળક પરત્વે કવિતાનું પણ એ જ કર્તવ્ય છે. બાળકને તાલ આપો, એ નૃત્યનું ભૂખ્યું છે. એને હાલરડાંની લહરીઓ આપો, એ સંગીતનું તરસ્યું છે. જનેતાઓના જીવનમાં છેક ગર્ભાધાનથી જ કવિતાનું સીંચન શરૂ કરી દો. એને કંઠે કૂણાં, મીઠાં, કલ્પનાનીતરતાં હાલરડાં રેડીને એના બોજારૂપ બનેલા જીવનમાં આનંદ પ્રગટાવો: અને આજકાલ તો વિશેષે પુરુષોની લાલસામાંથી નીપજી રહેલાં બાળકો વિષે ભાન કરાવો કે—

તમે મારા દેવના દીધેલ છો
તમે મારાં માગી લીધેલ છો
આવ્યા ત્યારે અમર થઈને રો'!

**[લોકસાહિત્ય]**

## સજણાં

**અ**ત્યારે તો ઊઘડો 'સાજણ'નાં ટાંચણ-પાનાં! સજણને (સ્વજનને) સાચાં-ખોટાં પરખી કાઢો-કોઈ 'ચૂડ વિજોગણ' નામની સ્ત્રીકવિનાં આ ખંડિત છતાં પૂર્ણ અર્થવાહક પ્રેમપદોમાંથી:-

(દુહા-છકડિયા)

૧

સજણ એવાં કીજિયે જેવી લટિયર કેળ;
દૂધમાં સાકર ભેળિયેં કેવોક લિયે મેળ.
કેવોક લિયે મેળ તે સળી ભરી ચાખિયેં,
વા'લાં સજણાંને પાડોશમાં રાખિયેં.
ચંપે તે મરવે વિંટાણી નાગરવેલ,
ચૂડ કે' સજણ એવાં કીજિયેં જેવી લટિયર કેળ.

સ્વજનની શોધ કરનાર સંસારી! તને ચૂડ વિજોગણ નામની કોઈક જખમી, કોઈક દાઝેલી,

કોઈક સ્વાનુભવી લોકનારી પ્રણય કરવાની જુક્તિ બતાવે છે. સ્વજન એવું શોધજે કે જે ઝૂકેલી લુંબઝુંબ કેળ જેવું હોય. દૂધમાં જેવી સાકરની મિલાવટ થાય, તેવી તારા ને એના બેઉના પ્રેમની મિલાવટ કરજે ને પછી, પ્રથમ તો જરાક, લગરીક, સળી બોળીને જ ચાખી જોજે કે બેઉએ કેવોક મેળ લીધો છે. ઘૂંટડો કે કટોરો ગટગટાવવાની ઉતાવળ કરીશ ના, પ્રેમી! સળી ભરીને જ પરીક્ષા કરજે એના સ્વાદની. ને પછી:

૨

સજણ એવાં કીજિયે જેના તંબોળવરણા હોઠ;
છેટથી લાગે સોયામણા, જાણે કાકા ઘઉંનો લોટ.
કાકા ઘઉંનો લોટ તે ચાળણીએ ચાળિયેં
તેમાં દૂધ–સાકર લૈ લાડવા વળાવિયેં.
• કરવી લડાઈ ને પાડવો કોટ,
ચૂડ કે' સજણ એવાં કીજિયેં જેના તંબોળવરણા હોઠ

અને સ્વજન કેવાં ન કરવાં?:

૩

બે બે બોલાં સજણાં નવ કીજિયેં જેનો સો ઠેકાણે હોય સાસ,
ખૂટલ સજણાંને કાંઈ ખવરાવિયેં, જેના પંડમાં પિત્તળનો પાસ.
પંડમાં પિત્તળનો પાસ
તે સોનીએ જૈ મુલાવિયેં
ભારણુ દૈયે ને હળવાં થાયેં
*
ચૂડ કે' બેબે બોલાં સાજણાં નવ કીજિયે
જેના સો સો ઠેકાણે હોય સાસ

'બે બે બોલાં સજણાં, જેનો સો સો ઠેકાણે શ્વાસ'—અનિશ્ચલ, ચંચળ, બેવફા, એકને છેતરી અનેક સાથે પ્રીતિ કરનાર, એવા પ્રેમિકને માટે તો આ લોકવાણીનો પ્રયોગ—'જેના સો સો ઠેકાણે શ્વાસ' તમને તાકતદાર નથી દેખાતો? આપણી ભાષાને ચોટદાર બનાવતો નથી દેખાતો? અરે, હજુ વિશેષ સાંભળો જૂઠા પ્રેમીજનની પિછાન:

૪

પવળેલ સજણાંની પ્રીત ન કરિયેં જેનો બદલેલ હોય બાપ;
ચેરો થાય આપણી નાતમાં અને ફલેંટો કરે સંતાપ.

"ઊંબટો કરે સંતાપ તે સહિયે
ને રાજા જે દંડ લ્યે તે દઈએ
પિવાડવું દૂધ ને ઉછેરવો સાપ.
ચૂડ કે' પતળેલ સજણાંની પ્રીત ન કરિયે
જેનો બદલેલ હોય બાપ.

લોક-પ્રેમિક પોતાના અંતર્જામીને સમજ આપે છે, મૃદુતાથી, વિવેકથી, વહાલપથી:

૫

સાંભળ માયલા સાજણા! ફરો ને કળજગ જાય;
એકથી લગાડીયેં પ્રીતડી તો લાલચ બીજે થાય.
લાલચ બીજે જાય તે ખોટી
સાચી પ્રીત ઘરની અસ્રીથી મોટી.
વંશ વધે, વા'લપ ઊપજે, ને કહ્યું પોતાનું થાય
ચુડ કે' સાંભળ માયલા સાજણા! ફરો ને કળજગ જાય.

પતિવ્રતની કે પત્નીવ્રતની ધાર્મિક વાતોથી નહિ, વ્યવહારુ વાતોથી 'માયલા સજણા'ને કવિતા વફાઈ શીખવે છે: 'વંશ વધે, વા'લપ ઊપજે, ને કહ્યું પોતાનું થાય' એવા ત્રેવડા લાભ કાજે ઘરની નાર પ્રત્યે એકનિષ્ઠા પ્રબોધાય છે. ને સૌંદર્યની મૂર્તિ આલેખાય છે:

૬

સાજણ નીકળ્યાં બજારમાં પે'રી ઝાંઝરની જોડ;
ઉરે બિરાજે આભલા, હૈયે ટંકાવેલ મોર.
હૈયે ટંકાવેલ મોર તે ઝળકું કરે,
વા'લાં સાજણનાં નેણલા ઢળકું કરે.
ગલાબનાં ફૂલ હોય રાતાં ચોળ
ચૂડ કે' સાજણ નીકળ્યાં બજારમાં પેરી ઝાંઝરની જોડ.

લોકવાણીમાં આલેખાયેલ રૂપ કદી પણ Static–ગતિવિહીન–દીઠું છે? નહિ, ગતિ તો રૂપનો પ્રાણ છે. અને 'ઉરે બિરાજે આભલાં, હૈયે ટંકાવેલ મોર'–એ દૃશ્ય તમે દીઠું છે? કાચના ચાંદલા ભરેલું કાપડું, એમાંયે પાછું મોરાકૃતિનું હીર–ભરત છાતી માથે: એ ગોરલા ઝળકું કરે ને નયણાંનાં ભમ્મર ઢળકું કરે! વાહ રે સોરઠી સજણાં!

એવાં સ્વજનની પ્રણયઝૂરતી સૂરત પણ નથી વિસરાઈ:

૭

સાજણ સેજે દૂબળાં, લોક જાણે ઘર ભૂખ,
સમદર જેવડી સારપ્યું, અને ડુંગર જેવડાં દુઃખ.

ડુંગર જેવડા દુઃખ તે કોને દાખિયેં ?
રદાની વાતું અમે રદામાં રાખિયેં.
પીપળ પાન ગૂંગળાં ... ... ... ... ... ...
ચૂડ કે' સાજણ સેજે દૂબળાં, લોક જાણે ઘર ભૂખ.

સ્વજન શાથી દૂબળાં દેખાય છે ! લોકો માને છે કે ઘરમાં ખાવા અન્ન નથી, પણ ખરી રીતે તો હૃદયમાં સમુદ્ર જેટલી ઊંડી સરણીઓ પડી ગઈ છે ને ડુંગર જેવડાં દુઃખો છુપાયાં છે, પણ એ કોને દેખાડીએ ? એ તો રૂદામાં જ રાખીએ.

ગ્રામ અંતરતાપની ગોઠડી કહી નાખી. અને આખરે તો સજણાં ઘડી-બ-ઘડીનાં મીટ-મેળાપ કરીને વહાણે ચડી ગયાં :

૮

વાટ જૂની ને પગ નવો, ચગો ને માડુ જાય।
પંકડ હૈયા। કર પંખડી એનો મીટડીએ મેળો થાય
મીટડીએ મેળો થાય તે ઘડી બ ઘડી
વાલીડા સાજણ ગ્યા વા'ણે ચડી.

આમાંનાં કેટલાંક મુક્તકો ખંડિત છે ને છેલ્લો તો ફક્ત બે જ ચરણોનો અધૂરો ટુકડો આ ટાચણમાં છે :

સાજણ એવા કીજિયેં, જેવી ગેંડાની ઢાલ,
ઓખી પડ્યે આડી દઇયેં, તે અંગને ના'વે આલ।

આફત-ટાણે ઢાલ સમું આડું દેવા થાય એવું સ્વજન શોધીએ, હે માનવી !

### ખંડિત ટુકડા

ખંડિત એ ચરણોમાં પણ અર્થવ્યંજનાની કશી કચાશ રહી જતી નથી. ખંડિત છે તેનું કારણ છે. ચૂડ વિજોગણનું નામાચરણ તો છેતરામણ છે. એકાદ-બે આવા પદ-નમૂના અસલમાં જે હોય છે તે હોળીના અગ્નિ સન્મુખ પ્રતિવર્ષ મંડાતી સામસામી કાવ્ય-રમતમાં રજૂ થાય છે. પછી તો એ જ નામાચરણને મોજૂદ રાખીને, એકઠા મળેલા 'દુહાગીરો' નવી નવી શીઘ્રરચનાઓ મૂળ નમૂનાના ઘાટ મુજબ કર્યે જતા હોય છે. એમાં ટુકડા પડે છે. એ ટુકડા કંઠસ્થ થયા તેટલા ખરા, બાકીના લુપ્ત બને છે. ચોટદાર ચરણોના રણકાર લોકસ્મૃતિમાં ઘર કરી રહે છે.

### સંશોધનકાર્યની આત્મકથા

નોંધપોથીનાં ૬૦-૭૦ પાનાં જ હજુ તો ફેરવી શક્યો છું. કહ્યું છે કે બે-ત્રણ હજાર પાનાં હશે બધાં મળીને. પાને પાને ફરતાં પાછલાં ૨૦-૨૫ વર્ષના ભ્રમણ-પ્રદેશોની પુનર્યાત્રા અનુભવું છું. આજ સુધીનાં પુસ્તકોમાં જેનાં પાંખિયાં નથી મેળવ્યાં તે આ બધા ખંડિત અવશેષોને-

ભાઈ ઉમાશંકર કહે છે તેમ એ લોકસાહિત્યની વર્કશૉપમાં બાકી પડી રહેલા વેરણછેરણ ટુકડા એને-આત્મકથાની નવી રીતે ઉપયોગમાં લઉં છું. નવા શોધકોને માર્ગદર્શક થાય કે ન થાય, માર કુમળમાં રમ લેનારી વાચક-દુનિયાને તો જરૂર મોજ આવશે. મનમાં જામતા મધપુડાના છિદ્રે છિદ્રે મધુનો સંચય જે બિન્દુએ બિન્દુએ બન્યો રહ્યો છે તેનું આ બયાન એ મારી નહિ, પણ લોકસાહિત્યના શોધનની આત્મકથા છે.

## દાર્શનિક જેઠા રામનો

'મન્જણાં'નાં પ્રેમ-મૌક્તિકો : અને એની પડખોપડખ રામ-સીતાનાં વિરહ-મૌક્તિકો : મથાળે લખેલ છે 'જેઠીરામના છકડિયા' : છકડિયા એટલે છ છ પંક્તિના ટુકડા :

૧

મોર વણ સૂનો ગરવો સીતા વણ સૂના રામ;
હંસલા વન ઓવર રાનું, ગુણિયલ વન્ય સૂનું ગામ;
ગુણિયલ વન્ય સૂનું ગામ તે હરિ !
મનખો પદારથ નૈ આવે ફરી.
ગઈ સીતા ને રામચંદર રો ના !
જેઠા રામનો કૈ' ગરના ડુંગર મોર વિણ સૂના.

પતિ-પત્ની વચ્ચે વિજોગ પાડનાર રાવણને 'જેઠા રામનો' શો માર્મિક ઠપકો આપે છે ! :

૨

લોઢું મ ગળ્ય લંકાના રાજા ! જીરવ્યું કેમ જારી !
ઘણુ પડશે માયલા ઘટમાં, પછી ઉમ્મર ઓછી થાશે;
ઉમ્મર ઓછી થાય તે સૈ
ચોદ થે કડીનું રાજ જશે સૈ !
મેલ્ય મારગ ને ખોલ દરવાજ;
જેઠા રામનો કે' લોઢું મ ગળ્ય લંકાના રાજા !

'લોઢું મ ગળ્ય !' આવડા મોટા કુકર્મને માટે લોઢું ગળવાની ઉપમા બંધબેસતી બની છે, નહિ ?

આ જેઠો કવિ બીચારો કોઢથી પીડાતો હોવો જોઈએ :

જેઠાને પગે જનવો, કાયામાં નીકળ્યો કોઢ;
સાડા ત્રણ મણની સામટી, માથે વળી ચડ્યો લોઢ;
લોઢ વળ્યો કેથી ક્યાં !
દાતાર પીર જમિયલની કચેરી ત્યાં.

જેઠો ગિરનારમાં દાતારને ડુંગરે કોઢનો રોગ હરનારા પીર જમિયલને શરણે જાય છે. લોકકવિ જેઠાને કોમ-ધર્મના ભેદ નથી.

ગરવે ગયાં તો ગણ થાય, ભાગે જમની બે;
હિન્દુ-મુસલમાન હાલી નીકળ્યા, દાતાર દર્શન દે.
દાતાર દર્શન દે તે વડી,
હિલોળા દઇયે ગરવે ચડી.
ઊંચી સખર દાતારની, નીચે ગૌમુખી ગંગા વહે,
જેઠો રામનો કે' ગરવે ગયાં તો ગણ થાય, ભાગે જમની બે

દાતારની ટેકરીનું ઇસ્લામ-શિખર: અને ગૌમુખી ગંગાનું હિંદુ તીર્થોદક-એ વચ્ચે કવિ જેઠો સુમેળ જુએ છે.

કોઢ માટે કવિ જેઠાએ પ્રથમ તો વિધાતાને ખખડાવી:

વિધાતા વેરી થઇ, મારા અવળા લખ્યા લેખ;
સરા ન માની સંસારની, ને ઊલટા કીધા અલેખ.
ઊલટા કીધા અલેખ તે લેવા,
સવેસરની બજરે ઢાયોળા દેવા
... ... ... .. મનની મનમાં રૈ.
જેઠો રામનો કે' બિધાતા વેરી થૈ.

પણ જેઠો તો દાર્શનિક છે, સમાધાનમાર્ગી છે. તુરત બીજે વિચારે:

વિધાતા બચાડી ક્યા કરે, જેવાં તમારા કરમ,
કાં તો માર્યા મોરલા, કાં તો હેર્યાં હરણ.
હરણ હેર્યાં તે હરાહરિ
ગૌહત્યા બ્રાહ્મણની નડી.
કીધીયું કમાણીયું, રિયા ગેવા!
જેઠો રામનો કે' વિધાતાને દોષ શેનો દેવો!

હે જીવ! તમે જ કુકર્મ કીધાં છે. મોરલા માર્યા એ મોટું કુકર્મ. સ્ત્રીઓનાં હેરણાં હેરવાં-હરણ કરી જવા-એ પણ ઘોર પાતક: એ કરેલી કમાણીને હવે તો રહ્યા રહ્યા સેવી રયો, હે જીવ!

આ બધા છકડિયા એક જ માણસે ઉતરાવ્યા લાગે છે, શાહી કલમ ને લખાવટ એકધારી છે. લખાવનાર યાદ આવતો નથી.

# સજણ ગિયાં ને શેરીયું રહી !

વિશ્વ-સાહિત્યમાં ઠેકાણે ઠેકાણે બે તત્ત્વોને સામસામે છેડેથી ખેંચી લાવીને ભેગાં બેસારેલાં જોવાય છે: મરણ અને પરણ, લગ્નમંડપ અને મસાણ, કંકુ અને ભસ્મ. મારી ટાંચણપોથીનાં નવાં પાનાંમાં પણ એવા બે તત્ત્વોની જોડી બની ગઈ છે. એક જ શાહીએ ને કલમે એકી બેઠકે, (અનુમાન થાય છે કે ચાલતી ટ્રેનમા કોઈક ભરવાડે કથેલા) તૂટક-છૂટક જે લોકકવિતાના ટુકડા ટપકાવ્યા છે તેમાં પહેલું આ પદ છે-

કાયા બાંધી કટે લાકડે,
ફરતાં શીફળ ચાર;
પડ પરમાણે પાસરી,
ખોટપેને તાર (?)
નગરમાથી નનામીયું નીકળીયું,
તે દી નેન ફરૂકે ચાર.
મસાણે જઈને મડા લૂંટશી,
વાશે વા ને ઊડશે સેલીયું;
જોવો રામનો કે'—
કાયા બાંધી કટે લાકડે,
ફરતાં શીફળ ચાર.

*

જોડો કે'
એક દીના જાવું એકલા
કા રે'વી મસાણે રાત,
ગોળા છૂટે ગેબના,
(તે દી) ઘટડુ પામે ઘાત.

દાર્શનિક લોકકવિ આ જોડો તો આ પાનાં પર આપણો જાણીતો સહયાત્રી છે. લોકવાણીમાંથી જીવનરસ પીતો પ્રવાસી-માનવ ઘડીક એ ફિલસફનું પદ બોલી સ્મશાનનાં સ્મરણ આપે છે, 'વાશે વા ને ઊડશે સેલીયું' એમ યાદ કરાવી આપણા પિંડની બની ગયેલી રાખને પવનમાં ઊડતી બતાવી ઠીક વ્યંગ કરે છે, અને તે પછી વળતી પળે એ પ્રવાસી ચૂડ વિજોગણની પ્રેમ-કવિતામાં લેટી પડે છે :

સાજણ સિવાડે ચરણિયો,
ફરતી મુકાવે કોર;

ઉરે ટંકાવ્યાં આભલાં,
હૈડે લખાવ્યા ઝીણા મોર.
હૈડે લખાવેલ મોર તે ખરા,
ઇ સાજણ છે પાકા તેલના ધરા.
બોલે મીઠું ને કરે છે ગોર,
સાજણ સિવાડે ચરણિયો, ફરતી મુકાવે કોર.

નવી જ ઉપમા મળી-સ્વજન એ તો 'પાકા તેલના ધરા'–પાણીનો નહિ, પાકા તેલનો ભરપૂર ધૂનો !

સજણાં ચડયાં ચોરીએ,
ચકલાં બાંધ્યાં ચાર;
બાથમાં ઘાલી બેસારો માયરે,
કોડે જમાડો કંસાર.
કોડે જમાડો કંસાર તે લગારેક ચાખશે.
પછે પીડિયાળી વરમાળ ડોકમા નાખશે.

*

કુજળાં સાજણને ન સારીએ
જેની કાયામાં હોય બોરડી કાંટા;
સાજણ દીએ પારે હા,
રાતના ખવારે આંટા.

આનાં રચયિતા, જોડો ને ચૂડ વિજોમણ, બેઉ બાદ દેવાય છે. કવિ નહિ, કવિતા જ રહી જાય છે. લોકવાણીમાં શ્વાસ ઘૂંટનાર એ સંગાથી મુસાફરનું મન જ આપણા વિચારનો એકમાત્ર વિષય રહે છે. પ્રિયજન-સ્વજનનાં પરણેતરનો ચિતાર મહાલીને એ વળતી જ ક્ષણે ચંચળ સ્વજન-મનથી ચેતી જવા કહે છે. પ્રેમમા મળેલી નિરાશા એ તો ભારી સાર્વજનીન ભાવ લાગે છે ! કોણ જાણે કયાંથી કાને પડેલાં, કેટલી પેઢીએ રોયાતાં ને ખરી જતાં આ ખંડિત પદોને એ ભરવાડે પકડી, કલેજે ને કંઠે રમમાણ રાખ્યાં.હશે !:

સજણે શીખું માગીયુ,
કદાના રામ રામ કરે.
પલમા ખોળા પાથર્યા,
ચડીને થિયા સવાર
ચડીને થિયાં સવાર,તે ઊભા સલામું ધરે
સજણે શીખુ માગિયું, કદાના રામ રામ કરે.

*

સજણે સાંકળું ચડાવીયું,
ઓરડાં કર્યાં ખાલી;
પારોશમાંથી પ્રીતમ્‌ જિયાં,
હેડાકલ જિયાં હાલી.

હેડીનાં-સરખી જોડીનાં સ્વજન, ઘરને સાંકળ ચડાવી પાડોશમાંથી ચાલ્યાં તો ગયાં, તે છતાં એ જ્યારે બાજુમાં વસતાં હતાં તે કાળનું તેમનું સૌંદર્ય તો નથી વીસરાતું:

સજણાં ખાંટે ને હી ખાંટણાં,
હલો ઉપાડે હાથ;
દસે આંગળીએ વેઢ વળે,
નવરો દીનાનાથ.
નવરો દીનાનાથ ને માટુડાં ઘડ્યાં,
માટું કમાણસને પાને પડ્યાં.

દરેક પ્રેમિકાની એ જ માન્યતા ! પોતે સુમાણસ અને સ્વજનને જે પરણી ગયો તે કમાણસ. ખેર, એ આશ્વાસન કંઈ ઓછું નથી. આપણને ગમે છે તે તો આ 'માટુડાં' (માનવી) જેવો લાડ-પ્રયોગ. પ્રેમની વિષમતા તો આ છે કે:

સજણાં ઊંચે ને અમે રોરીએ
વચમાં વણુંઘાઇ રિયાં,
સજણ, તમે લોહી અમે લાલચુ,
કાક ફી અબોલડા બાંધ્ય;
મોઢે ચડી તમે કે' 'ફી માગેલ ને,
અમે કે' ફી પાડેલ ના !

વિદાય લેતાં 'સજણ'ની સાથે આટલો ઝડપી વાર્તાલાપ પણ થઈ જાય છે. પછી તો પ્રવાસી સાથી સોન-હલામણ, નાગમદે-નાગવાળો, શેણી-વિજાણંદ, મેહ-ઊજળી વગેરેની કરુણાન્ત પ્રેમ-ગાથાઓમાં ઊતરી પડી દુહા રેલાવ્યે જાય છે. ખંડિત અને ક્રમ છતાં મૂળ વિષયને વળગી રહેલી એ કવિતા સૂત્રાત્મક સ્વરૂપને પામી રહે છે:

સજણ જિયાં ને શેરીયું રહી,
ઊડવા લાગી ખેપ;
ઊડવા લાગી ખેપ તે ઝારા ઝરે
ઓતરની વાદળી સૂકાં સોવર ભરે.
તૂટી પાળ ને નીર જ્યાં વહી,
સજણ જિયાં ને સેરીયું રહી.

છેવટે–

માયા રાખજો માનવ, હૈયે રાખજો હેતઃ
બોલ્યાં-ચાલ્યાં માફ કરજો, અવગણ અમારા અનેક.

એમ કહીને પાછા વળવું જ રહ્યું ! પણ પછી પાછો નરને બદલે નારીને ઝૂરતા વારો આવે છે આ અડબૂથની વાણીમાં :

સાજણે ઘોડો શણગારિયો,
દોરી કાઢયો ડેલા બા'રઃ
વળેગણી બોળા પાધરે,
સજણ, ઘેરે શિયાળો ગાળ.
ઘેરે શિયાળો ગાળજ તે આડયું
અમો તમારા જીવની નાડયું.
તે વે'લા લૈને અમને બરછીએ માર,
સજણે ઘોડો શણગારિયો, દોરી કાઢયો ડેલા બા'ર.

*

વાટ છે જૂની ને પગ નવો,
ચંદો માઠુ જાય,
કરને હુડા પંખડી
મીટે મેળા થાય.
મીટે મેળા થાય તે ઘડી દો ઘડી.
બેલાડુ સાજણ જાશે વહાણે ચડી

ગયાં સ્વજન, વહાણે ચડી ગયાં, હૈયાએ પાંખ કરી નહિ, પછી તો રાત્રીએ :

સજણ સ્વપને આવિયા,
હરે જગાવી જાય,
જાગીને જોઉં ત્યાં જાતા રિયાં,
પલંગે પછાડું હાથ.
પલંગે પછાડું હાથ ને કાંઈ ન ભાળું,
વા'લાં સજણ સાટુ બોબસે આંસુ ઢાળું.
આદર્યાં કામ તે અધૂરાં રિયાં,
જાગીને જોઉં તો સજણ જાતા રિયા.

*

વિપ્રલંભની ઊર્મિ સર્વ સંયમ સાચવતી સાચવતીયે વધુ ને વધુ આંતરિક ઉત્કટતા ધારણ કરે છે.

સાજણ વોળાવી હું વળી,
આડા દીધા વન,
રાતે નાવે નીંદરા
'ને દીએ ન ભાવે અન્ન.

દીએ ન ભાવે અન્ન તે અણોસરાં;
નાખવાં બાણ તે કાઢવા કાળજ સોંસરા.
આપણી ઓળખાણ ને સુરા મળી,
સાજણ વોળાવીને હું તો વળી.

*

સાજણ વોળાવી હું વળી,
ઊભી વડલાની છાંય,
વડલો વરસે મોતીડે,
ડાળ ડોળાયા માંય.

ડોળાંઓ ભાંગીને કટકા થિયા,
પ્રીતનો માર્યો સાજણ પરદેશ ગિયો.
ભાણી ભોમ તો લાગે ગળી;
સાજણ વોળાવીને હું રે વળી

અરે સ્વજન ! રહી જાવ ને ! કહેશો તે ખિદમત કરીશ :

સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા,
ઓરું માથે ઉતારા દિયેં, કરિયેં છતરીયુંના છાંયા
કરિયે છતરીયુના છાંયા ને તમને વરિયેં;
કલેજાં માગો તો લૈ મુખ ઉપર ધરિયે,
નમ્યો છે દી, ને ઢળી છે છાયા,
સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા.

ઓરું માથે-ઉર પર-છાતી પર-ઉતારા દઉં : પ્રણય-કવિતાની ઘણી ઊંચી કક્ષાએ પહોંચી ગઈ લોકકવિતા. ફરી પાછી એક ચોટદાર, અને લોકસાહિત્ય સિવાય અન્યત્ર અસંભવિત એવી, ઉપમા મળે છે આ રેલગાડીના બોતડ સાથી પાસેથી :

સજણા ! તમારી શેરીએ,
અમે ગળીને ખાતર થયાં.

ગળીને-કણેકણમાં ગળી જઈને-નરમ ઉકરડો બની જવું. વાવેતરની ભોંયમાં રસકસ પૂરના-

પદાર્થ બની જવું, પારકી સુગતિને ખાતર સ્વયં દુર્ગતિને પામવું, એ દશા પ્રિયજનને કારણે કરી નાખ્યા પછી વિચ્છેદ પડતો બતાવ્યો છે.

*

લોકકવિતાનો રાંક પ્રતિનિધિ એ મારો સહયાત્રી પ્રથમ દેહની ક્ષણભંગુરતાનાં અને પછી 'સજણાં'ના સ્નેહમાં સાંપડેલી વિફલતાનાં પદોમાંથી જોબનની વિદાય પર ઊતરી પડ્યો હતો :

કાના કેસા ને લોચના, ડગમગતે દાતે,
ઈને લાંછન લાગશે, એક જોબન જાતે.

કાળા હતા કેશ, બદલાઈને બીજા વિયા
'દલને ઝોંકપ દેછ, દુનિયાને કાંઈ દેખાડિયે'

જુવાની હતી તે જતી રહી, દેહને નાખી દળી.
રાણા કે' શું વાવરિયે, બાર્યાં બાજરાં પળી.

દેહને દળી-પીસી નાખી. ભગરાં-ધોળાં પળિયાં આવી ગયાં. શા માટે આમ? જોબનને સંસારીજન ઠપકો આપે છે :

જોબન ! મેં તને ગણ કર્યો,
પહર ચાર્યો સારી રાત;
એક તું'માં અવગણ બસે,
મને લાકડી દઈ ગયો હાથ

જોબનિયા, તુંને જાળવ્યું, ચાર્યું માઝમ રાત;
જતાં જાણ્યું હોત તો, હળી-હથારાં કરત.

*

નાની એવી બે પંક્તિમાં પણ રૂડું રૂપક મૂકી આપ્યું–' ચાર્યું માઝમ રાત ' : વનવાસી સંસારની માટીમાંથી આપોઆપ ઉદ્‌ભવતી એ કલ્પના લોકસાહિત્યનો વિશિષ્ટ પ્રકાર બતાવે છે. પશુઓને આખી રાત પહર ચારનારાં માનવો જોબનને એમની ન્યારી રીતે પિછાને છે.

*

દાંતને પણ પડતા દેખીને લોકકવિ ઉપાલંભ દે છે :

દંતા, દિન સંભાર, શી શી ચીજુ ચખાડિશુ,
લાજ્યા નહિ લગાર ! હાડા પડેલા હાવિયા !

પણ લોકકવિતા 'ફ્રસ્ટ્રેશન'નું-વિફલતાનું શરણું સ્વીકારતી નથી સમાધાનવૃત્તિ એ એનું મોટું લક્ષણ છે. વિદાય લેતા દાંત સ્વામીના એ ઉપાલંભનો તરત જવાબ વાળે છે :

ચેતનહારા ચેતી લેને, ભાઈ!
જાવું છે નિરવાણી,
જાવું છે નિરવાણી, ગરુ મારા!
જાવું છે નિરવાણી રે—ચેતનહારા૦
માટી ભેળી તારી માટી થાશે,
પાણી રે ભેળાં પાણી;
કાચી કાયામાં કાંઈયે ન જાણ્યું, ભાઈ!
શું ભૂલ્યો તું તો પ્રાણી રે—ચેતનહારા૦
રાજ જાશે પરજા જાશે,
જાશે રૂપાળી રાણી,
ઇંદરનું ઇંદ્રાસન જાશે
બ્રહ્મા ને બ્રહ્માણી રે—ચેતનહારા૦

*

અવિચળ વાસ કરીને ચરણે,
દાસી પોતાની જાણી,
ગુરુ પ્રતાપે ગાય અમરસિંગ
બોલ્યા અમર વાણી—ચેતનહારા૦

સ્મશાનની સેંથી(ગેખ)થી શરૂઆત કરીને સમાપ્તિ પણ 'જાવું છે નિરવાણી' થકી જ કરી વચ્ચે એણે મનખ્યાનાં સૌંદર્ય, વરમાળ, માયરાં, વિદાય, ડેરીઓના સૂનકાર, બારી પરોથ ઓરડા, વાળી તીકળેલ સ્વજનની પેંચતી ભીડતી એપર, આડા દેવાઈ ગયેલા વન, સ્વપ્નાલિંગન, ઓસને ઓશીકે આંસુડાં, પતંગે પછડાતા હાથ—એમ પ્રગાઢ પ્રણયની આરજૂઓ ગાઈ. પછી, વહી જતા જોબનની વિદાય ગાઈ, શૂન્ય સંસારને પાછળ છોડી તીર્થશૃંગોના ચડાણ ગાયા, ને છેવે નિર્વાણ ગાયું. એ ગાન એક ને અખંડ છે, લોકકવિતા સમુચ્ચયસ્વરૂપ છે. સમગ્રતાએ જ એનું ગાયેલું મહત્ત્વ જોઈએ. એના એકાદ કોઈ પ્રદેશને છૂટો પાડીને સમૂહ-જીવનનું તત્ત્વરહસ્ય તોળાય નહિ.

*

આ પ્રવાસ ક્યાંનો હતો? ક્યારનો હતો? આગળ આવતું એક પાનું પત્તો આપે છે. ૧૯૨૯ની માર્ચ અને ફેબ્રુઆરીથી એપ્રિલના એ મહિના હતા. વસનાટ હતો ભાવનગરમાં. મુંબઈની જ્ઞાનપ્રસારક મંડળીના આશ્રયે પણવાડિયે અક્કેક એવાં ૬ વ્યાખ્યાનોનું સત્ર મંડાયું હતું. દર વ્યાખ્યાને ભાવનગરથી મુંબઈ જતો. એમાંના એક પ્રવાસેથી પાછા વળતાં આ માથી નેગી ગયા હતો. એ વ્યાખ્યાનમાળાનું ટાંચણ માનસપટ પર રહ્યું છે. માનસજી જહાંગીર હોલમાં ગોના-સમૃદ્ધ ચિકાર રહેતો. પ્રમુખસ્થાને એમના સ્વ. ડૉ. સર જીવણજી મોદી—પેલા રોયલ એશિયાટિક

સોસાયટીના મારા વાચનખંડમાં લગ્નગીતો પર અંગ્રેજી નિબંધ વાંચનારા જે વૃદ્ધ વિદ્વાન હતા તે જ એ ડૉ. મોદી.

એમની પાસે મને મોકલનાર મુરબ્બીશ્રી કૃષ્ણલાલ ઝવેરી. મારી સૌ-પહેલી નાનકડી કૃતિ 'કુરબાનીની કથા'થી લઈ આજપર્યંત મારી લેખનપ્રવૃત્તિમાં જેમનો રસ કદી ન્યૂનતાને પામ્યો નથી એવા એ મુરબ્બીને મળવા ગયો હતો મુંબઈમાં. કહે કે: 'ઝવેરચંદ, ડૉ. જીવણજી મોદીનો આ કાગળ છે. એ લખે છે કે સુરતમાં પોતે હમણાં ગયેલા ત્યાં ગુજરાતી સ્ત્રીઓનાં લગ્નગીતો સાંભળી આવેલ છે, ને એ વિષે વધુ જાણવા માગે છે. તું જ જઈને એમને બધું કહી આવ.'

એમની ચિઠ્ઠી લઈને ગયો. એ પારસી બુઝર્ગને મેં ગુજરાતી લગ્નગીતોના મારા સંગ્રહ 'ચૂંદડી'ની વાત કહી. પહેલો જ પ્રશ્ન એમણે આ પૂછ્યો: 'ચૂંદડી' શબ્દની વ્યુત્પત્તિ શું છે?' મારી પાસે ઉત્તર નહોતો. કહે કે: 'યુ મસ્ટ નો ધેટ.' (એ અર્થ મેં સોળ વર્ષ પછી મેળવ્યો! પ્રશ્ન મન પર રહી ગયો હતો. ગયા ઇતિહાસ-સંમેલન વખતે શ્રી. કેશવરામ શાસ્ત્રીજીને પૂછ્યો. એ કહે કે ચંદ્ર પરથી ચૂંદડી, ચંદ્ર પરથી ચંદ્રકળા;—ચંદ્ર જેવી બુટ્ટાળી ભાત હોય છે ને, તે પરથી ચૂંદડી.)

*

પછી ડૉ. જીવણજીએ શ્રી. ઝવેરીના સારા-અભિપ્રાય પર આધાર રાખી મને કહ્યું: 'અમારી જૂની સંસ્થા જ્ઞાનપ્રસારક મંડળી છે. એનું ૭ વ્યાખ્યાનોનું વાર્ષિક સત્ર હોય છે. દરેક વ્યાખ્યાન માટે જુદા જુદા વ્યાખ્યાતાને નોતરીએ છીએ. વ્યાખ્યાન દીઠ રૂ. પચીસની રકમ આપીએ છીએ. આ વર્ષનાં છ વ્યાખ્યાન તું ન આપે?'

આવા પ્રખર વિદ્વાનની સમક્ષ ઊભવાની અશક્તિનું ભાન છતાં, વ્યાખ્યાનો કેમ અપાય તેની ગમ ન હોવા છતાં, કામ કામને જ શીખવશે એવી જ આશાથી સ્વીકારી લીધેલી એ વ્યાખ્યાનશ્રેણીમાં હું પાર ઊતર્યો. વિશેષ યાદ આવે છે છેલ્લા વ્યાખ્યાનની સભા. રણજિતરામ સુવર્ણચંદ્રકનું પહેલવહેલું સન્માન પામીને મુંબઈ છેલ્લું ભાષણ દેવા ગયો હતો. પોતે કડક હતા, કરડા હતા, સહેલાઈથી પ્રસન્નતા બતાવતા નહિ, શિખાઉ માણસ મલકાઈ-છલકાઈ જાય એવી રીતે વર્તતા નહિ. મારો ચંદ્રક હાથમાં લઈ, પંપાળી પંપાળી સર્વ શ્રોતાસમૂહને એ બતાવી મને કહ્યું: 'આ ચંદ્રકથી તારી જવાબદારી ઘણી બધી વધી જાય છે. સંશોધન કરતો જ રહેજે, મલકાઈ જતો ના.'

સેંકડો ગુર્જરાતીઓની સાક્ષીએ સ્વીકારેલો એ ગુરુમંત્ર સતત કાનમાં ગુંજતો રહ્યો છે. યથાશક્તિ એનું પાલન કર્યે ગયો છું.

[ છેલ્લું પ્રયાણ ]

# બહારવટિયાની મીમાંસા

પોતાને અને રાજસત્તાને વાંધો પડવાથી કોઈ પણ મનુષ્ય જો રાજસત્તાની અવગણના કરી રાજ્ય બહારની વાટ (માર્ગ) પકડે એનું નામ બહારવ(ટા)ટિયો. અંગ્રેજી ભાષામાં એનો પર્યાય શબ્દ છે Outlaw : એટલે કાયદાકાનુનના પ્રદેશની બહાર નીકળી જનાર, કાયદાને આધીન રહેવાની ના પાડનાર અને તેને પરિણામે કાયદાના રક્ષણથી પણ વંચિત રહેનાર ઈસમ.

જૂના કાળમાં, અને આ કાળમાં, આ દેશમાં તેમ જ અન્ય દેશોમાં, શસ્ત્રધારી કે શસ્ત્રહીન, એવા અનેક બહારવટિયા નીકળેલા છે. તેઓએ રાજસત્તાના કામનોને દબાવીને પોતાને થયેલ અન્યાયનું નિવારણ મેળવવા અથવા તો પોતાના વેરનો બદલો લેવા સફળ કે નિષ્ફળ યત્નો કરેલા છે અને અંગ્રેજ રાજ્યના 'ધારા'નો અમલ શરૂ થયા પછી બહારવટું એ હિન્દી પિનલ કોડની કલમ ૧૨૧ અ ની મુજબનો, વધુમાં વધુ ફાંસીની સજાને પાત્ર ગુનો ઠર્યો છે.

દેશદેશના ઇતિહાસમાં બહારવટિયાઓના પ્રકરણો અતિ આકર્ષક થઈ પડ્યા છે. 'બહારવટા'નું વાતાવરણ જ વિલક્ષણ હોય છે. એમાં ઘણા ઘણા પરસ્પરવિરોધી ભાવોનો સંગમ થાય છે. રાજાની આસપાસ વિક્રમ અને વૈભવનું, ઋષિની આસપાસ તપોવનની વિશુદ્ધ શાંતિનું, વિદ્વાનની આસપાસ રસિક વિદ્વત્તાનું—એમ છૂટાછૂટા વાતાવરણો ગૂંથાય છે, પણ બહારવટિયાની આસપાસ તો ભિક્ષુકતાની સાથે રાજત્વ, ઘાતકીપણા સાથે કરુણા, લૂંટારુપણાની સાથે ઔદાર્ય, મશ્કરીની સાથે ખુશમિજાજી અને છળકપટની સાથે નિર્ભય ખાનદાની—એવા દ્વંદ્વો

વિરોધી ભાવોનું વાતાવરણ

લાગી પડેલા છે. ઘણી વાર તો પ્રજા કોઈ જગદ્વિજેતાના મહાન પરાક્રમો કરતાં બહારવટિયાના નાના નાના વીરત્વમાં વધુ રસ લે છે, એની મોકળી પ્રકૃતિના પ્રસંગો પર હાસ્ય વરસાવે છે, એનાં ઘાતકી કૃત્યો જાણીને, પોતાના કોઈ માનીતા આત્મજને ભૂલો કરી હોય એવે ભાવે શોચ અને ઉત્તાપ અનુભવે છે, એની તપશ્ચર્યા પર વારી જાય છે, એની વિપદની વાત આવતાં દયા ખાય છે, એના દોષોને વીસરી જઈ એના પરમાણુ જેવડા ગુણોને પણ પર્વત જેવડા કરી માને છે—વીરત્વની ઘણી ઊંચી કલ્પિત અને અર્ધકલ્પિત ઘટનાઓ એના નામની સાથે જોડી દે છે. સૌરાષ્ટ્ર દેશ એના બહારવટિયાના પથરંગી લોક-ઇતિહાસે છલોછલ ભરેલો છે. પ્રથમ આપણે બહારવટિયાની મીમાંસામાં યુરોપની દૃષ્ટિ સમજીએ, પછી કાઠિયાવાડની વિપુલ કથાસામગ્રીમાં ઊતરીએ.

બારમી શતાબ્દિમાં ઇંગ્લંડના અરણ્યોમાં રોબિનહૂડ નામનો એક બહારવટિયો થઈ ગયાનું

સૈન્ય ચાકરી કરતું. [3]પોતે કુમારિકા મેરીમાતાનો ભક્ત હોઈ સ્ત્રીજનોને ન લૂટતો, એટલું જ નહિ પણ સ્ત્રીજનો જેના સંગાથમાં હોય તેના હરકોઈ પુરુષ પ્રવાસી પર હાથ ન નાખતો. એનો જીવનમંત્ર 'ખીરત્વ અને મોજમજાહ' હતો. એ 'merry outlaw' મનાતો. મૃત્યુકાળે પણ એ ગમગીન નહોતો. એની કલ્પનામાંથી વિનોદ ઝરતો. આખર અનેક અદ્ભુત સાહસો કર્યાં. એ એક વાર્ધિક્યમાં એક ગહેન કરેલી બાઈને હાથે દગાથી મર્યો. લોહીના અળિયા ધગાવી એની બાંહોમાં ચાંપી દેવામાં આવ્યા. ઈ. સ. ૧૨૪૭, ડિસેમ્બરની તા. ૨૪. અને એના મૃત્યુકાળે જ્યારે એના જીવનસાથી 'લિટલ જ્હોને' માગણી કરી કે 'આ બાનુડીઓના મઠ બાળી નાખવાની મને રજા આપો!' ત્યારે મરતો મરતો બહારવટિયો શું બોલે છે?:

'Now nay, now,' quoth Robinhood,
'That boon I will not grant thee,
I never hurt a woman in all my life,
Nor men in women's company.
I never hurt fair maid in all my time,
Nor at mine end shall it be.'

ના ભાઈ, ના બંધુ! એ નહિ બને. મેં જીવનભર કોઈ સ્ત્રીને સતાવી નથી-સ્ત્રીના સંગાથી કોઈ પુરુષને પણ નહિ. જીવનભર જે નથી કર્યું તે મૃત્યુટાણે હું શા સારુ કરું?

આ બહારવટિયાના ગીતોમાં અંગ્રેજ વિદ્વાનોને કેવું દર્શન થયું છે? વાંચીએ.

"The Robinhood ballads are inspired by the Norman-English love of Nature, love of freedom and of justice. They are crude, simple stories in rhyme, of the exploits of Robinhood and his men, and they came straight from the heart of the Englishman, that bold defiant heart which always beats more fiercely at the thought of injustice."

ત્રિવિધ પ્રેમથી પ્રેરિત

રોબિનહૂડના ગીતો અંગ્રેજ પ્રજાના પ્રકૃતિપ્રેમ થકી, સ્વાતંત્ર્યપ્રેમ થકી અને નીતિ-ન્યાયના પ્રેમ થકી પ્રેરાયેલાં છે. રોબિનહૂડ અને એના માણસોના પરાક્રમો વિષેની એ પ્રાસબદ્ધ, સાદી,

---

[3] Robin loved our dear Lady,
For doubt of deadly sin
Would he never do company harm
That any woman was in.'

જાડી કાવ્યકથાઓ છે, અને એ સીધેસીધી અંગ્રેજ–હૃદયમાંથી ચાલી આવી છે–જે બહાદુર દ
સત્તાની સામે પડકાર કરે છે, અને અધર્મના વિચારે અધિક ઉગ્ર બની ધખે છે.

અજાયબી તો એ છે કે લોક–કલ્પનાના અને કંઠસ્થ સાહિત્યના આટલા જીવન્ત પાત્ર ચૌદ વર્ષ સુધી કિલ્લાઓ તથા સાધુ–મઠોના પાયા થરથરાવનાર આ વ્યક્તિની ખુદ હસ્તી વિશે જ ઇતિહાસકારો વચ્ચે ઉગ્ર મતભેદ છે. એને 'mythical being' 'exceedingly creation of the ballad muse,' 'a fiction' વગેરે વિશેષણોથી વધાવવામાં આવે છે.

ત્રણ ભાઇબંધો

એવા જ બીજા ત્રણ બહારવટિયા ઉત્તરાદા ઇંગ્લંડમાં થયા કહેવાય છે. એનાં નામ આદમ બેલ, ક્લોગનો ક્લીમ અને ક્લાઉડેસ્લીનો વિલિયમ–એ ત્રણેનું કથાગીત પ્રો. ગમીઅરે પોતાના 'The Popular Ballad' નામે પુસ્તકમાં ઉતાર્યું છે. એ જણાવે છે કે:

'They were the outlaws whose skill in archery made them as famous in the North England as Robinhood and his fellows were in the Midland Countries. Their home was in the forest of Englewood, not far from Carlysle '

તેઓ બહારવટિયા હતા, ધનુર્વિદ્યાની કુશળતાએ જેમ રોબિનહૂડને તથા તેના સાથીઓને મધ્યપ્રદેશમાં સુપ્રસિદ્ધ કરેલા, તેમ આ ત્રણેને પણ ઉત્તરપ્રદેશમાં નામાંકિત કર્યા હતા. તેઓનું રહેઠાણ કાર્લાઇલ શહેરથી નજીક ઇંગલવૂડના જંગલમાં હતું.

તેઓની કથા કહેતું લાંબું લોકગીત આ રીતે ચાલે છે:

They were outlawed for venison,
These yeomen every one,
They swore them brethren upon a day,
The Englyshe wood to gone.

આ ત્રણે જણાને રાજાજીના જ એકલાના ભોજન માટે જંગલમાં રક્ષાતાં પશુઓ(હરણાં)નું માંસ ખાવાના ગુના બદલ બહારવટિયા જાહેર કરવામાં આવેલા. એક દિવસે તેઓએ મળીને ભાઈબંધીના સોગંદ લીધા અને ઇંગ્લવૂડના જંગલમાં જઈ રહેવાનો નિશ્ચય કર્યો.

રહે છે. રાજાને ખાવાનાં હરણાં મારીને ખાયપીએ છે. લૂટે છે. એ ત્રણેની ચોપાસ ચોકી–પહેરા ગોઠવાઈ ગયાં હતાં. એમાં વિલિયમને અડપ ચડી કે, 'ભાઈઓ, હું મારાં બાળબચ્ચાંને મળી આવું.'

If that I come not to-morrow brother
By prime to you again,
Trust you then, that I am taken,
Or else that I am slain.

જો કાલ સવારના પહોરમાં હું આંહીં ન આવી પહોંચું તો જાણજો, ભાઈઓ, કે કાં તો હું પકડાયો છું ને કાં કતલ થઈ ગયો છું.

તીરકામઠું લઈને વિલિયમ ઊપડ્યો. પોતાના ગામમાં રાત્રિએ પહોંચ્યો. ઘરના દ્વાર પર ટકોરા દીધા :

Where be you fair Alice, he said,
My wife and children three?
Lightly let in thy own husband,
William of Cloudeslee.

એણે સાદ કર્યો: 'તું કયાં છે, ઓ મારી રૂપાળી એલિસ! ઓ મારી સ્ત્રી અને મારાં ત્રણ બચ્ચાં! ધીરેથી કમાડ ખોલ અને તારા ધણી ક્લાઉડેસ્લીવાળા વિલિયમને અંદર લઈ લે.'

એની વહાલી સ્ત્રી એલિસ આવી. દ્વાર ઉઘાડ્યું. ફફડીને બોલી :

Alas! then said Alice fair,
And sighed wondrous sore;
This place has been beset for you,
This half a year and more.

'હાય!' કહીને એણે ઊંડો નિ:શ્વાસ નાખ્યો. 'છેલ્લા દોઢ વરસથી તારે માટે આ ઘર ઉપર ચોકીપહેરા રહે છે, જાસૂસો ફરે છે.'

'એની ફિકર નહિ, વહાલી એલિસ!' કહીને વિલિયમ અંદર ગયો. બચ્ચાંને હેત હૈયે ચાંપ્યાં. એલિસે રાંધ્યું ને પોતે ઊની ઊની રસોઈ જમ્યો. બન્ને જણાં ઘણે દિવસે અને ઘડી-બે-ઘડીમાં તો પતિ પાછો ચાલ્યો જશે કાં ઝલાશે એમ સમજી બન્નેએ હેત [illegible] માંડયાં. ત્યાં તો તેઓના ઘરમા એક આશ્રિત ડોસી હતી તે સરકીને ન્યાયકચેરી (Justice-[illegible]) માં બાતમી દઈ આવી.

ધણીધણિયાણી પ્યારમાં ગુલતાન છે તે વખતે બારીએથી બહારવટિયાએ પોલીસનું ટોળું, શેરિફ, ન્યાયાધીશ-તમામને ખડાં થઈ ગયેલા દીઠા. પણ એ તો મર્દ હતો. થડક્યો નહિ. એણે શું કર્યું?

He took his sword and his buckler.
His bow and his children three,
And went into his strongest chamber
Where he thought surest to be.

એણે પોતાની તલવાર તથા પટો ઉપાડ્યા. પોતાનું ધનુષ્ય તથા ત્રણે બચ્ચાંને ઉપાડી લીધાં. અને પોતાના ઘરના સૌથી મજબૂત ઓરડામાં, જ્યાં પોતે સલામત રહી શકશે એમ તેને લાગ્યું, તેમાં જઈને ભરાયો અને એની શૂરી સ્ત્રીએ શું કર્યું ?

Fair Alice like a lover true
Took a pollo-axe in her hand
Said, he shall die that cometh in
This door, while I may stand

સુંદરી એલિસે એક સાચી પ્રિયતમાની અદાથી હાથમાં કુહાડી ઉપાડી અને શત્રુઓને હાકલ કરી કે. 'હું આહીં ઊભી છું ત્યાં સુધી જો કોઈ મારી ખડકીમાં આવ્યો છે તો એનું મોત સમજજો !'

એમ એલિસે ગિસ્તને રોકી રાખી એટલે બહારવટિયાએ શું કર્યું ? :

Cloudeslee bent a right good bow,
That was of a trusty tree,
He smote the Justice on the breast,
That his arrow burst in three

બહારવટિયાએ પોતાનું મજબૂત ઝાડની બનાવટનું ધનુષ ખેંચ્યું અને તીર છોડ્યું. એ તીર શત્રુસૈન્યમાં ઊભેલા ન્યાયાધીશની છાતીમાં અથડાઈને ત્રણ ટુકડા થઈ ગયું, કેમકે ન્યાયાધીશે બખ્તર પહેરેલું હતું.

Yield thee Cloudeslee, said the Justice
And thy bow and thy arrows the fro,
A curse on his heart, said fair Alice
That my husband counselleth so

'ઓ ક્લાઉડેસ્લી ! તારાં ધનુષ્યબાણ લઈને શરણે થા !'

They fired the house in many a place,
The fire flew up on high,
Alas ! then cried fair Alice
I see we here shall die

ઠેકઠેકાણેથી તેઓએ ઘર સળગાવ્યું આગના ભડકા આકાશે ઊડ્યા સુંદરી એલિસે પોકાર કર્યો કે 'હાય! હાય! મને લાગે છે કે આપણે આહીં જ બળી મરશું' પણ ત્યાં તો:

William oped a back window
That was in his chamber high,
And there with sheets he did let down
His wife and children three

બહારવટિયા વિલિયમે એના દીવાનખાનાની ઊંચી મેડીની પાછલી બારી ઉઘાડી અને ત્યાંથી લૂગડાં બાંધીને એણે પોતાના ઓરત તથા ત્રણ બચ્ચાંને નીચે ઉતાર્યાં પછી શત્રુઓને હાકલ દીધી

Have you here my treasure, said William,
My wife and my children three,
For Christe's love do them no harm,
But wreke you all on me

'આ રહ્યો આ મારો ખજાનો—મારી ઓરત અને મારાં ત્રણ બચ્ચાં! ઈશુને ખાતર તમે એને ઈજા કરશો નહિ પણ ખુશીથી તમે તમામ મારા એકલાના ઉપર તૂટી પડો!' એમ કહીને એણે ધિંગાણું આદર્યું

William shot so wondrous well,
Till his arrows were all ago
And the fire so fast upon him fell
That his bow-string bent in two

બહારવટિયા વિલિયમે અજબ ચાલાકી અને બહાદુરી સાથે બાણ છોડ્યાં. જ્યારે એના તમામ તીર ખૂટી ગયાં અને બીજી બાજુ જ્યારે આગ એને એવી ઝડપથી ઘેરી વળી કે એના ધનુષની પણછના બે ટુકડા થઈ ગયા

બહારવટિયાને મોત સૂઝી આવ્યું પણ એણે વિચાર્યું 'આમ બીકણ નીમાણે શા મરવું? તે કરતાં ધિંગાણે ન મરું?'

He took his sword and his buckler
And among them all he ran

He took his sword and his buckler.
His bow and his children three,
And went into his strongest chamber
Where he thought surest to be

એણે પોતાની તલવાર તથા પગ ઉપાડ્યા. પોતાનું ધનુષ્ય તથા ત્રણે બચ્ચાંને ઉપાડી લીધાં. અને પોતાના ઘરના સૌથી મજબૂત ઓરડામાં, જ્યાં પોતે સલામત રહી શકશે એમ તેને લાગ્યું, તેમાં જઈને ભરાયો અને એની સુંદરી સ્ત્રીએ શું કર્યું ?

Fair Alice like a lover true
Took a pollo-axe in her hand
Said, he shall die that cometh in
This door, while I may stand

સુંદરી એલિસે એક સાચી પ્રિયતમાની અદાથી હાથમાં કુહાડી ઉપાડી અને શત્રુઓને હાકલ કરી કે. 'હું આહીં ઊભી છું ત્યાં સુધી જે કોઈ મારી ખડકીમાં આવ્યો છે તો એનું મોત સમજજે !"

એમ એલિસે ગિસ્તને રોકી રાખી એટલે બહારવટિયાએ શું કર્યું ? :

Cloudeslee bent a right good bow,
That was of a trusty tree,
He smote the Justice on the breast,
That his arrow burst in three.

બહારવટિયાએ પોતાનું મજબૂત ઝાડની બનાવટનું ધનુષ ખેંચ્યું અને તીર છોડ્યું. એ તીર શત્રુસૈન્યમાં ઊભેલા ન્યાયાધીશની છાતીમાં અથડાઈને ત્રણ ટુકડા થઈ ગયું, કેમકે ન્યાયાધીશે બખ્તર પહેરેલું હતું.

Yield thee Cloudeslee, said the Justice
And thy bow and thy arrows the fro,
A curse on his heart, said fair Alice
That my husband counsolleth so

'ઓ ક્લાઉડેસ્લી ! તારાં ધનુષ્યબાણ લઈને શરણે થઈ જા !'

'નહિ નહિ !' સુંદરી એલિસે સામી હાકલ દીધી 'મારા ધણીને એવી શિખામણ આપનારનું પીટ્યાનું સત્યાનાશ નીકળજો ! મારો મરદ મૂંઝાયો શું હથિયાર મેલશે ?'

'ત્યારે સળગાવી મૂકો એના ઘરને !' ન્યાયાધીશે હુકમ દીધો. અને

They fired the house in many a place,
The fire flew up on high,
Alas ! then cried fair Alice
I see we here shall die

ઠેકઠેકાણેથી તેઓએ ઘર સળગાવ્યું આગના ભડકા આકાશે ઊઠ્યા સુંદરી ઍલિસે પોકાર કર્યો કે 'હાય! હાય! મને લાગે છે કે આપણે આંહીં જ બળી મરશું' પણ ત્યાં તો:

William oped a back window
That was in his chamber high,
And there with sheets he did let down
His wife and children three

બહારવટિયા વિલિયમે એના દીવાનખાનાની ઊંચી મેડીની પાછલી બારી ઉઘાડી અને ત્યાંથી લૂગડાં બાંધીને એણે પોતાની ઓરત તથા ત્રણ બચ્ચાંને નીચે ઉતાર્યાં પછી શત્રુઓને હાકલ દીધી

Have you here my treasure, said William,
My wife and my children three,
For Christe's love do them no harm,
But wreke you all on me

'આ રહ્યો આ મારો ખજાનો–મારી ઓરત અને મારાં ત્રણ બચ્ચાં! ઈસુને ખાતર તમે એને ઈજા કરશો નહિ પણ ખુશીથી તમે તમામ મારા એકલાના ઉપર તૂટી પડો!' એમ કહીને એણે ધિંગાણું આદર્યું

William shot so wondrous well,
Till his arrows were all ago
And the fire so fast upon him fell
That his bow-string bent in two

બહારવટિયા વિલિયમે અજબ ચાલાકી અને બહાદુરી સાથે બાણ છોડ્યાં જેટે એનાં તમામ તીર ખૂટી ગયાં અને બીજી બાજુ ઘરની આગે એને એવી ઝડપથી ઘેર્યો કે જેથી એનાં ધનુષની પણછના બે ટુકડા થઈ ગયા

બહારવટિયાને મોત સૂઝી આવ્યું પણ એણે વિચાર્યું 'આમ બીતે બીતે નીચાં નમીને શા મરવું? તે કરતાં ધિંગાણે ન મરું?'

He took his sword and his buckler
And among them all he ran

Where the people were most in prece
He smote down many a man.

તલવારપટો લઈને એણે ટોળા સામે દોટ કાઢી અને જ્યાં શત્રુઓનું જૂથ જાડું હતું ત્યાં જઈ કેટલાયને ઢાળી દીધા.

There might no man abide his strokes
So fiercely on them he ran;
Then they threw windows and doors on him
And so took that good yeoman.

એવો ઝનૂની બનીને એ તૂટી પડયો કે કોઈ પણ આદમી એના ઘા સામે ટક્કર ઝીલી શકયો નહિ. પછી તો તેઓએ એના ઉપર બારીઓ અને બારણાં ઉપાડી ઉપાડીને ફગાવ્યાં અને એ રીતે એ બહાદુર ધનુર્ધારીને કેદ પકડ્યો.

એને બંદીખાને નાખ્યો. ફાંસીની સજા ફરમાવી. ખાસ નવી ફાંસી ઘડાવી. એને ફાંસી દેવાને દિવસે ગામના દરવાજા બંધ કરાવ્યા.

એ વખતે એક છોકરો ત્યાં ઊભો ઊભો ફાંસી ખોડાતી જોતો હતો :

A little boy among them asked
What meaned that gallow tree?
They said, to hang a good yeoman
Called William of Cloudeslee.

છોકરાએ પૂછ્યું, 'અરે, આ કોના સારુ?' તેઓ બોલ્યા: 'ક્લાઉડેસ્લી ગામવાળા બરાડી તીરંદાજ વિલિયમને લટકાવવા સારુ.'

છોકરાને ઓસાણ આવ્યું. એણે દોટ દીધી. ઇંગ્લિવૂડ જંગલમાં જઈ પહોંચ્યો. બહારવટિયાના બન્ને ભેરુઓને જાણ કરી.

'શાબાશ દોસ્ત! ઠીક ખબર દેવા આવ્યો!' એમ કહી ઈનામ તરીકે એને હરણુ્ં મારી દીધું અને બેઉ જણા શહેર પર ચાલ્યા. આવે ત્યાં દરવાજા બંધ દીઠા. હવે શું થાય? પણ હતા હિંમતબાજ. બન્યા રાજાજીના કાસદિયા. દરવાજા ભભડાવ્યા :

Who is there, now, said the porter,
That maketh all this knocking?
We be two messengers, quoth Clym of Clough
We come right from our king.

'કોણ અત્યારે કમાડ ભભડાવે છે?' દરવાણીએ અંદરથી પૂછ્યું.

'અરે ભાઈ, ઉઘાડ ઝટ!' કલોગ ગામવાળા કલીમે કહ્યું. 'અમે રાજાજીનાં ખેપિયા સીધા રાજાસા'બની કનેથી જ આવીએ છીએ.'

દરવાણીએ દરવાજા ખોલ્યા, એટલે એને મારી, પાછા આવવા સારુ ચાવીઓ પડાવી લઈ, બેરુ બેરુ ફાંસી દેવાતી હતી તે ઠેકાણે પહોંચ્યા. ઊભા ઊભા મામલો જુએ છે. શી ખીના બની રહી છે?:

The justice called to him a lad,
Cloudesle's clothes he should have:
To make the measure of that yeoman
Thereafter to make his grave.

ન્યાયાધીશ સાહેબ એક છોકરાને આજ્ઞા દઈ રહ્યા છે કે બહારવટિયા વિલિયમનાં કપડાં કાઢીને લઈ આવ. એની કબર ખોદાવવી છે તે માટે માપ લેવા જોઈશે.

એ સાંભળીને બહારવટિયો બોલ્યો:

He that maketh a grave for me
Himself may lie therin;

'બચ્ચાજી! મારે માટે કબર ખોદાવનારને ખુદને જ એ કબરમાં સૂવું પડશે!'

સાંભળીને ન્યાયાધીશને ગુસ્સો ચડ્યો:

Thou speakest proudly, said Justice,
I will thee hang with my hand.

'તું ફાટતું બોલે છે, પણ જોજે, હું મારે હાથે જ તને લટકાવીશ.'

આ વાત સાંભળતાં બે બેરુબંધ ઊભા હતા તેઓએ મસલત કરી:

Then spake good Adam Bell,
To Clym of the Clough so free:
Brother, so you mark the Justice well
Lo, yonder you may him see.

બેમાંથી વીર આડમ બેલે બહાદુર કલીમને કહ્યું: 'ભાઈ, પેલા ન્યાયાધીશને જોયો? તું એને આંટજે હો કે? હું આંટું છું શેરિફને!'

And at the Sheriff shoot I will
Strongly with an arrow keen;
A better shot in merry Carlisle
This seven year was not seen.

એક તીરંદાજોએ નિશાન તાકયાં. તીર છોડયાં. એક અમલદારોને વીંધી નાખ્યા. આખા કાર્લાઈલ શહેરમાં છેલ્લાં સાત વર્ષમાં આ તીરંદાજોને ટપે તેવો કોઈ દેખાયો ન હતો.

અમલદારો પડયા કે લોકો નાઠા. ત્યાં તો વિલિયમ ફરસી લઈને કૂદયો. એક અમલદારને ઢાળી દીધો. ત્રણે ભેરુઓએ રણથળ મચાવ્યું :

They fought to-gether as brethren true
Like hardy men and bold,
Many a man to the ground they threw,
And many a heart made cold.

સગા ભાઈઓ સરખા એ ત્રણે જણા અડીખમ બહાદુરોની માફક ધિંગાણે ઘૂમ્યા. ઘણાઓને તેઓએ ધરતી પર ઢાળી દીધા અને કેટલાયનાં કલેજાં થિજાવી દીધાં. એવે ટાણે ગામનો મેયર (નગરશેઠ) આવ્યો. સાથે મોટી ફોજ લાવ્યો. બહારવટિયા ભારી લડયા. પછી જંગલમાં નાસી ગયા.

Thus be these good yeomen to the wood
As lightly as leaf on bynde (tree);
They laugh and be merry in their mood,
Their enemies were far behind.

આ રીતે આ ભલા તીરંદાજો ઝાડનાં પાંદડાં ઊડી જાય તેવાં તરવરિયાં હળવાં પગલાં ભરતાં જંગલમાં ચાલ્યા ગયા, હસવા અને મોજ ઉડાવવા લાગ્યા, એના દુશ્મનો તો કયાંયે પાછળ રહી ગયા.

They set them down and made cheer
And ate and drank full well;

બેઠક જમાવીને લહેરમાં ચડયા. પેટ ભરીને ખાધું-પીધું. ત્યાં તો વિલિયમ રસ્તા પર એલિસને આવતી દેખી બોલી ઊઠયો :

Have here the best Alice my wife!
Said William of Cloudeslee,
Because you so boldly stood by me
When I was slain full nigh.

'ઓ મારી વહાલી એલિસ! આ લે, આ મીઠામાં મીઠી મદિરાની પ્યાલી પી! કેમકે હું જે વેળા લગભગ કપાઈ જતો હતો તે વેળા તું બહાદુરીથી મારે પડખે રહી હતી.'

Then went they to supper,
With such meat as they had

And thanked God their fortune,
They were both merry and glad.

પછી તો બધાં વાળુ કરવા બેઠાં. જે કાંઈ માંસ મળેલું હતું તે જમ્યાં. પોતાના સુભાગ્ય બદલ પ્રભુનો અહેસાન ગાયો અને લહેર કરવા લાગ્યાં. રાજીખુશીથી તેઓ રાજાજીના દરબારમાં હાજર થવા લંડન ગયાં.

They proceed prestly into the hall,
Of no man had they dread,
The porter came after and did them call,
And with them began to chide.

સડેડાટ તેઓ મહેલમાં ચડી ગયાં. એને કોઈનો ભય નહોતો. દરવાન બૂમો પાડીને વઢવા લાગ્યો. રાજાજી પાસે ખડાં થઈ તેઓએ હથિયાર છોડયાં. પગે પડી માફી માગી. રાજાને ઓળખાણ આપી.

રાજાજી રોષે ભરાયા. ત્રણેને કેદ કર્યાં. ફાંસીની સજા ફરમાવી. એ વાતની રાણીને જાણ થઈ. રાણીનું હૈયું બહારવટિયાની વીરતા પર ઢળી પડયું હતું. એણે રાજાજી પાસે જઈને વીનવ્યું:

Then good my lord I you beseech,
These yeoman grant ye me.

'ઓ મારા ભલા ખાવંદ! તમારી પાસે પાલવ પાથરીને માગું છું કે આ તીરંદાજો મને સુપરત કરી દો!' રાજાએ ઉત્તર દીધો:

Ye might have asked towers and towns
Parks and forests plenty.

'ઓ રાણીજી! એથી તો તમારે કોટકાંગરા ને નગરો માગવાં હતાં. મન માને તેટલા બાગ-બગીચા માગવા હતા.'

રાણી બોલ્યાં:

None so pleasant to my pay, she said,
Nor none so lefe (dear) to me.

'હે ખાવિંદ! એમાંનું કશુંયે મને આટલું મનગમતું નથી' પછી રાજાજીને બહારવટિયાની કારકિર્દીનો બધો અહેવાલ મળે છે. રાજા બહારવટિયાની પાસે જાય છે. કહે છે કે: 'તમારી તીરંદાજીનું પારખું કરવું છે. તૈયાર થાઓ.'

રાજાએ મેદની ભરી. એની વચ્ચે બહારવટિયાને બોલાવ્યા ને પછી વિલિયમના વહાલા દીકરાને

મેદાનમાં એમારી તેના માથા પર રાજાએ જમરૂખ મુકાવ્યું. મુકાવીને કહ્યુ કે: 'સાચો તીરંદાજ તો આ તારા દીકરાના માથા પરથી જમરૂખ ઉડાવી દે.'

'ઉડાવી દઉં, નામદાર!' કહીને વિલિયમ ઊભો થયો.

And when he made him ready to shoot
There was many a weeping eye.

જ્યારે એણે તીર છોડવા પણછ તાણી, ત્યારે ઘણી ઘણી આંખો રડતી હતી. બહાદુર વિલિય તીર છોડયું. પહેલે જ ઘાએ જમરૂખ ઉડાવી દીધું. દીકરાને જરીકે ઈજા ન થઈ. રાજાજી આફરી બન્યા. બહારવટિયાઓને સારી નોકરીઓ આપી.

Thus endeth the life of these good yeomen,
God send them eternal bliss,
And all that with a hand-bow shooteth,
That of heaven may never miss.

આ રીતે આ ભલા તીરંદાજોના આયુષ્યનો સુખી અંત આવ્યો. ઈશ્વર તેઓને અખં શાંતિ આપજો! એવી તીરંદાજી સ્વર્ગનું પણ નિશાન અચૂકપણે આંટજો!

પછી આપણે સ્કોટકૃત 'રોબરોય'નામની સ્કૉટિશ નવલમા રૉબરૉય નામના ઇતિહાસમાન્ય બહારવટિયાનો પરિચય પામીએ છીએ. એ લૂંટારાનો આખો વંશ, અન્ય એક શત્રુ-કુળ સાથેના ધિંગાણામાં, એક નિર્દોષ પાદરી-સંઘની કતલ કરીને ગુનેગાર ઠર્યો ને પછી બહારવટે નીકળ્યો. તેનાં વૈરની, ઘાતકીપણાની, લુચ્ચાઈની, જોરાવરીની અને દિલાવરીની ઘટનાઓ એ નવલમાં ગૂંથી લેવાઈ છે.

દેશી રાજસ્થાનો અને પહાડી પ્રદેશો હોય ત્યાં જ બહુધા બહારવટે ચડવાના સંજોગો હોય છે. તેમ છતા આપણે 'સત્યવીર શ્રદ્ધાનંદ'ની આત્મકથામાં બાલક મુન્શીરામે આપેલું, સંગ્રામસિંહ નામના એક બહાદુર બહારવટિયાની સરકાર સામેની લડતનું નીચે મુજબનું રોમાચક વર્ણન વાંચીએ છીએ:

સ્વ. શ્રદ્ધાનંદજીનો વીરમૂર્તિ સંગ્રામસિંહ

'કાશીથી મારા પિતાની બદલી બાંદા થતાં મારા બાલ-હૃદય ઉપર બે બીનાઓએ અજબ પ્રવાહ છાંટી દીધો. એક તો બહારવટિયા સંગ્રામસિંહનું દર્શન. બનારસ જિલ્લાના એક ગામડામા સંગ્રામસિંહ ખેતી કરી પેટગુજારો ચલાવતો હતો. એક દિવસ એ ઘેર નહોતો તે વખતે પોલીસે આવીને એના ઘરની જડતી લીધી અને એની પત્નીનું શિયળ લોપવાની કોશિશ કરી. ઘેર આવતાં રાજપુતને આ વાતની જાણ થઈ અને એ પોલીસના મોટા અધિકારીની પાસે રાવે દોડયો. ત્યા એની સાથે પણ પોલીસે પિશાચી આચરણ બતાવ્યું. સંગ્રામસિંહનું રાજપુત રક્ત

ઊકળી ઊઠ્યું. ઘરમાં છુપાઈને પડેલી કાટેલી જૂની તલવાર ઉઠાવી. પહેલાં-પ્રથમ પોતાની નિરપરાધી અર્ધાંગનાને સદાને માટે બદનામીમાંથી બચાવવા સારુ ઠાર કરી; ને પછી પોતે પહાડી જંગલમાં નીકળી ગયો. સાથે હાથીસિંહ નામનો એક રાજપુત જઈ ભળ્યો. હાથીસિંહની બંદૂકનું નિશાન કદી ખાલી જતું નહોતું. વીસ-પચીસ બીજા સિપાહીઓ પણ ભેગા કરી લીધા. એ રીતે સંગ્રામસિંહ એક નાની સરખી સેનાનો સરદાર બની ગયો.

'જોતજોતાંમાં તો અંગ્રેજી ઇતિહાસમાં અને નવલકથાઓમાં દેશભક્ત બહારવટિયાઓની જેવી વાતો આવે છે તેવી વાતો સંગ્રામસિંહને નામે પણ લોકોમાં પ્રસરવા લાગી. સંગ્રામસિંહ તો અમીરોને લૂંટી લઈ ગરીબોને આપે છે: વનવગડામાં વારાંગનાઓને બોલાવી નાચગાનથી જંગલમાં મંગળ કરે છે: દાયરા ભરે છે—એવાં એનાં યશોગાન ગવાવા લાગ્યાં. જિલ્લેજિલ્લામાં એનાં રમખાણ બોલવા લાગ્યાં.

'દોઢસો હથિયારબંધ સિપાહીઓને લઈ ગોરા પોલીસ-ઉપરીએ સંગ્રામસિંહના રહેઠાણને ઘેરી લીધું. સાહેબ પોતે બે અર્દલીઓને સાથે રાખી ધીમે પગલે આગળ વધ્યા જાય છે. ઘોર અંધારું છે. એકાએક બે આદમી આવી ચડયા. છલંગ મારીને બે અર્દલીઓને બથમાં ઝકડી લીધા. ત્રીજો નીકળ્યો તેણે સાહેબબહાદુરને ઘોડા પરથી નીચે પટકી, છાતી પર ચડી બેસી તમંચો બતાવ્યો. પછી બોલ્યો કે: 'આટલી વાર છે, નહિ તો કાઢો પૈસા.'

'સાહેબે પોતાનું સોનાનું ઘડિયાળ, અછોડો, નોટ, રૂપિયા વગેરે બધો માલ બહારવટિયાને સુપરત કર્યો. બહારવટિયો ઊભો થયો, સાહેબને સલામ કરી અને કહ્યું: 'સંગ્રામસિંહને પકડવા માટે આવી ગફલતથી હવે પછી ન આવજો, સાહેબબહાદુર!'

'ઊઠીને ગોરા સાહેબે તો ઘોડાને એવો દોટાવી મૂકયો કે વહેલો આવે પોતાનો બંગલો!

'પછી તો કાશીનગરી ઉપર બહારવટિયાના હુમલા થવા લાગ્યા.

'એમાં આલમસિંહ નામના રાજપુત કોટવાળે બડાઈ મારી કે: 'અરે, ભાર શા છે સંગ્રામસિંહના! કે મહિનામાં તો એ બેટાને પકડીને મેજિસ્ટ્રેટ પાસે હાજર કરીશ.' ચાર-ચંદ્રગ્રહણનું ગંગાસ્નાન પાંચ દિવસે આલમસિંહ પર જાસાચિઠ્ઠી આવી પહોંચી. એમાં લખ્યું હતું કે: 'હવે અમારા ધામા કાશીનગરમાં જ નખાઈ ગયા છે, અને ચંદ્રગ્રહણનું સ્નાન કરવા માટે પણ હું આવવાનો છું. જો ક્ષત્રીના પેટનો હો તો આવી જજો!'

'ચંદ્રગ્રહણની રાત આવી પહોંચી. પહાડમાંથી પોતાની માતાને ગંગામૈયામાં સ્નાન કરાવવા માટે બે સાથીઓને લઈ સંગ્રામસિંહે મણિકર્ણિકાના ઘાટનો માર્ગ લીધો. માતાને નવરાવી બન્ને સાથીઓની સાથે રવાના કરાવી, સંગ્રામસિંહ એકલો ચાલ્યો-કયાં ચાલ્યો? એના ઓડા બાંધીને જ્યાં આલમસિંહ ફોજ સાથે વાટ જોતો હતો ત્યાં! ચોકીપહેરા ફોકટ ગયાં. કોઈ એને ઓળખી

દક્ષિણ પ્રાંતોમાં 'દાત્યા–મોન્યા' નામના બે બહારવટિયા થઈ ગયા. તે એટલા બધા લોકપ્રિય હતા કે આજે પણ જે બે જણ વચ્ચે ગાઢ મૈત્રી હોય તેઓને કહે છે કે : 'તમે તો દાત્યા–મોન્યા છો.' એ ઉપરાંત વર્તમાનકાળના રાજકીય ક્ષેત્રમાં પંજાબના બબ્બર અકાલીઓ, યુ. પી. કાકોરી–કેસના રામપ્રસાદ બિસ્મિલ વગેરે, અને બંગાળના રાજશાહી જિલ્લાના યુવકો કે જે સરકારી લશ્કરને હાથે સામી છાતીએ લડતા લડતા મરાયા, તે સહુ 'બહારવટિયા' નામ સાર્થક કરે છે. ભીલ બહારવટિયા ટંટ્યાની કારકીર્દિ પણ મશહૂર છે. એને પકડવા માટે તો સરકારને ખાસ ટંટ્યા પોલીસની ફોજ રાખવી પડેલી. એવો જ રસિક અને રોમાંચક અહેવાલ પંજાબી કૂકાઓનો છે.

દક્ષિણના દાત્યા–મોન્યા

આઘે આઘે છેક રા' માંડલિકના અમલ સુધી આ દેશના બહારવટાના ઇતિહાસની આંખો પહોંચી શકે છે. મોટા રાજ્યનો માલેતુજાર સ્વામી કાં તો પોતાના પાડોશના નાના ગરાસદારને એક સ્વતંત્ર પાડોશી તરીકે જીવવા દેવામાં ભવિષ્યનું જોખમ સમજે, કાં તો પોતાના કોઈ ભાયાતને કે મૂળ ગરાસિયાને પોતાના કાયદા–કાનૂનોનો અનાદર આચરતો દેખે, અથવા તો એ રાજા પોતાની કોઈ મલિન મતલબને વશ બની પોતાના તાબાના ગરાસદાર પાસેથી કોઈ એની પ્રિય વસ્તુ કે વ્યક્તિની માગણી કરે, ત્યારે ત્યારે એ રાજા ને એ પ્રજાજન વચ્ચે વૈરની આગ ઝરે. એ એક સંજોગ. બીજો સંજોગ હતો પરદેશી સત્તાના આક્રમણનો : અમદાવાદની મુસ્લિમ સૂબાગીરીની જુનાગઢ પર કિલ્લેબંદી : વડોદરાથી ગાયકવાડનો પગપેસારો : અને એ તમામના કરતાં અધિક ઉશ્કેરણીનું મનાયેલું તત્ત્વ તે અંગ્રેજી રાજસત્તાના દરમિયાનગીર આગમનનું. સહુ રાજ્યોને પોતાની રિયાસતના સીમાડા પહોળા કરવા હતા. પરસ્પર એ સહુ જમીનોની ખેંચતાણ કરતા હતા, અને એ સહુને હળ–બળ પૂરાં પાડનારી ઇસ્ટ ઇન્ડિયા કંપની આવી પહોંચી હતી. એના પ્રતિનિધિઓની મોટાં રાજ્યો પ્રતિની પક્ષકારનીતિ નાના ગરાસદારોના દિલમાં વધુ આક્રોશનું નિમિત્ત બનતી હતી.

સૌરાષ્ટ્રમા બહાર-વટાંના કારણો

મિ. કિનકેઇડ આ મુદ્દાને વધુ સ્પષ્ટ બનાવે છે : એ ખાસ તો કાઠી બહારવટિયા વિષે લખે છે

'At first mere robbers they after many struggles established themselves at the breakup of the Mogul Empire firmly in the centre of the province. They were, however, like sikhs before the time of Ranjitsing, a loosely knit confederacy, and they were unable in the 18th century to make headway against the growing power of Junagadh. Thus it was that many of the smaller landholders wrote over part of their lands to the surrounding administration in order to secure protection for the remainder. But this promised protection was not always obtained It alway, happ-

કિનકેઇડે કહેલાં કારણો

ened that when the protecting state had acquired part of the Kathi's land, it hungered for the remainder It would then provoke quarrels, and on some pretext or other violate its agreement It was useless for the Kathi to seek redress in the State's own courts, so, calling together his servants and relatives, and placing his wife and children in some friendly shelter, he would turn his back on the homestead where his family had lived for centuries and making Gir his Sherwood forest proceed to rob and murder in every direction until death, treachery or redress closed his picturesque but baneful career *

એ સંજોગોમાંથી ત્રણ ચાર પ્રકારના બહારવટિયા જન્મ્યા

પોતાના ગરાસ ઉપર થયેના અન્યાયી આક્રમણ સામે મરવા–મારવાનો નિરધાર કરીને ઊઠેલા

પહેલો પ્રકાર

૧ જેસોજી-વેજોજી જુનાગ૦-અમદાવાદની મુગલ સૂબાગીરી સામે ઈ સ ૧૪૭૨-૯૪ વીસ વર્ષ બહારવટું પાર પડ્યું (સો બ ભા ૨) ૨ ભીમો જત ગોંડલની સામે ઈ સ ૧૮૦૦ થી ૧૮૫૦ સુધીમાં બાર વર્ષ દગાથી કતલ થઈ ગયો (સો બ ભા ૧) ૩ હીપો ખુમાણ પાલીતાણા સામે ૧૦૦ વર્ષની અંદર મરાયો (સૌ ર ભા ૫) ૪ જોગીદાસ ખુમાણ ભાવનગર સામે ૧૮૧૬ થી ૧૮૨૯ સુધી: પાર પડ્યું. (સો બ ભા ૨) ૫ બાવાવાળો જેતપુર દરબાર દેવાવાળા સામે ઈ સ ૧૮૨૮ની આસપાસ દગાથી કતલ થયો (સો. બ ભા ૧) ૬ વરજાંગ ધાધલ જેતપુર દરબાર દેવાવાળા સામે ૧૮૦૦ પછી દગાથી મર્યો પણ બહારવટું પાર પડ્યું (સૌ ર ભા ૪) ૭ જોધો ને મૂળુ ગાયકવાડની સામે ઈ સ ૧૮૫૮ થી ૧૮૬૭ વૉટસન પ્રમાણે ૧૮૬૮) દગાથી કામ આવી ગયા (સો બ ભા ૨) ૮ કાદુ મકરાણી જુનાગઢ રાજ સામે ઈ સ ૧૮૮૪-૮૭ ફાંસી દેવાઈ (સો બ ભા ૩) ૯ રવોજી મોજી ગોંડળ રાજ સામે પાર પાડ્યું ૧૦ ગમવાજો. ગાયકવાડ સરકાર સામે ઈ સ ૧૮૧૬ થી ૧૮૧૭ દગાથી ઠાર થયો (સો બ ભા ૩)

તે સિવાય નાના નાના, જેનો ઇતિહાસ જનસમુદાયમાં નીતર્યો નથી, તેવા ઘણા હોવા જોઈએ

પરોપકાર કરવા જતા અન્યને ખાતર મારફાડ કરીને પછી બહારવટે નીકળેલા

બીજો પ્રકાર
પરોપકારપ્રેરિત

૧ સંગજી કાવેઠિયો સાણંદ રાજ સામે સફળ થયો (રસધાર ભા ૪) ૨ અભો સોરઠિયો ભાવનગર રાજ સામે ઈ સ ૧૮૦૦ લગભગ દગાથી કતલ થઈ ગયો (રસધાર ભા ૩) ૩ ચાંપરાજ વાળો ગાયકવાડ તેમ જ એજન્સીની સામે ઈ સ ૧૮૩૫ કેદની શિક્ષા પામ્યો ને પછી છૂટ્યો.

---

* Outlaws of Kathiawar page 8-9

(સો. બ. ભા. ૧) ૪ નાથો મોઢવાડિયો મેર : જામનગર સામે : આશરે ઈ. સ. ૧૮૩૦ : કામ આવ્યો. (સો. બ. ભા. ૧)

અંગત વેરને કારણે બહાર નીકળી જઈ કાયદા વિરુદ્ધ પરંતુ બહારવટાના નિયમો મુજબ જીવન ગાળનારા : ૧ ગીગો મહિયો : જુનાગઢ સામે : ઈ. સ. ૧૮૫૫–૬૦ :

ત્રીજો પ્રકાર : અંગત વેર — કતલ થયો. (સો. બ. ભા. ૩) ૨ મિયાણો વાલો નામોરી : ૧૮૯૦ : કતલ થયો : (સો. બ. ભા. ૧) ૩ સાલોલીનો ચારણ નાગરવ ગીયડ : ૪ રાયદે બુચડ ચારણ : જામનગર સામે : મરાયો.

કેવળ ચોરીલૂંટને જ માટે નીકળેલા : પણ બહારવટાના નિયમો પાળનારા. ૧ મોવર સંધવાણી : માળિયાનો મિયાણો : ઈ. સ. ૧૮૮૦–૮૬ : વર્ષ ૭ : બહારવટું પાર પડ્યું.

ચોથો પ્રકાર : ચોર-લૂંટારા (સો. બ. ભા. ૩) ૨ એકલિયો (પુનરવ) : મોવર સંધવાણીનો સમકાલીન. એનું વૃત્તાંત અપ્રકટ છે.

સૌરાષ્ટ્રના રૉબિનહૂડો

પ્રથમ કોટિના બહારવટિયા વિષે કિનકેઈડ યથાર્થ લખે છે કે : ‘પહેલા વિભાગના બહારવટિયા વધુમાં વધુ રસભરપૂર છે, અને તેઓ ઈંગ્લંડના વહેલા કાળના બહારવટિયાને સારી પેઠે મળતા આવે છે. એ તો યાદ હશે કે જ્યારે હન્ટિંગ્ડનના અમીરની જાગીર રાજા જ્હોનના સગીર કારોબારમાં ઝૂંટવી લેવામાં આવી ત્યારે એ અમીર પોતાના માણસો એકઠા કરીને શેરવૂડ વનમાં ચાલ્યો ગયો અને આજ સુધી પણ ‘રૉબિનહૂડ’ નામથી એ ધરોધર સુપ્રસિદ્ધ છે. એનો મુખ્ય હેતુ ગુના કરવાનો નહોતો–જો કે સાથોસાથ તો એણે એ જ કામ કર્યા કર્યું હતું. એની ઇચ્છા એ રાજ્યનું શાસન અટકાવી પાડવાની હતી. એ ફાવ્યો અને મધ્યસ્થ સત્તા પાસેથી પોતાની જાગીર તથા પદવી એણે પાછાં મેળવ્યાં.*

સૌરાષ્ટ્રના ગરાસિયા બહારવટિયા પણ અચૂક એ જ ધોરણે વર્તન ચલાવતા. તેઓમાંના ઘણાખરા તો કાઠી જાગીરદારો જ હતા, કે જેનાં માલ–મિલકત વધુ બળિયા પાડોશીઓએ ઝૂંટવી લીધેલાં. (બધા જ કાઠી નહોતા, કેમકે હજુ ૧૯૦૨માં જ જ્યુડીશિયલ આસિસ્ટંટે જુનાગઢ ઉપર બહારવટે નીકળનાર એક મુસલમાન ટોળીને ગુનેગાર ઠરાવેલી.)

આ રીતે રઝળી પડેલા કાઠીઓ પોતાના નોકરોને ને સંબંધીઓને એકઠા કરી લૂંટફાટ તથા ખુનખરાબી ચલાવતા, કે જેથી છેવટે કાં તો તેઓ નાબૂદ થઈ જતા, અથવા તો અન્યાય કરનારને એમ સમજાતું કે પોતાના તાલુકાનું શાસન ચલાવવા ચાહે તે ભોગે સુલેહ કરવી એ જ એક માર્ગ છે, અને તેથી તે બહારવટિયાને એની જાગીર પાછી સુપરત કરતો. આ દ્વીપકલ્પમાં સંખ્યાબંધ જુદાં જુદાં રાજ્યો હતાં અને એ દરેક રાજ્ય હમેશાં પોતાના તાબાના જાગીરદારને હોઈયાં કરી જવાનો ડર દેખાડતું હોવાને કારણે આ બહારવટિયાને ઘણી સગવડ પડતી. એને લીધે

* Outlaws of Kathiawar.

તમામ જાગીરદારો પોતાના પાડોશીને એના ન્યાય મેળવવાના પ્રયાસમાં સહાનુભૂત થવા વધુ આતુ રહેતા. ઉપરાંત, તેઓનાં કૃત્યો ગુનારૂપ તેમજ ક્રૂર હોવા છતાં પણ તેઓની નેમ તો દેશની આડ સ્થિતિ વચ્ચે પોતાના અન્યાય સામે વાજબી દાદ મેળવવાની જ હતી–એ વાતને લીધે પ્રજામત ઘણેભાગે તેઓના પક્ષમાં ઢળતો અને પ્રજા એ લોકોની માગણી સંતોષાતી જોવા રાજી હતી.

સંતાવાનાં સ્થાન

આમાંનાં કોઈ બહારવટાં બાર બાર વરસ સુધી ટકયાં, તો કોઈનો એક જ વર્ષે અં આવ્યો. બહારવટાં ટકવાની અનુકૂળતા પૂરી પાડનાર એક તો સૌરાષ્ટ્રની ભૌગોલિક સ્થિતિ છે: ગિરનાં ડુંગરા અને ઝાડી એટલાં વિશાળ તેમજ વિક છે કે 'ગિર તો માનું પેટ છે' એવી કહેતી ચાલે છે. પોરબંદર ને જામ-નગર રાજ્યોમાં બરડો ને આભપરો ડુંગર પણ એવા જ વંકા છે. પાંચાળમાં ઠાંગાની ખીણો તેમ જ માંડવની ભયાનક ખોપો પડી છે. ઊંડી ઊંડી ભાદર ઓઝત જેવી નદીઓનાં કોતરો પણ બહાર વટિયાના અભેદ્ય કિલ્લા જેવાં બની રહેલાં. ઓખામંડળની ઝાડી પણ આજથી પચીસ વર્ષ પર ધોળે દિવસે ડરાવે તેવી કારમી હતી. એ બધી જગ્યાઓમાં દીપડા–ઝર, વેજલ-કોઠો, ભાણ–ગાળો, સાણો ડુંગર, પોલો પાણો, ઓરિયો ગાળો વગેરે નિવાસસ્થાનો તો કાવ્યમાં પણ ઊતરી ગયાં છે. જુઓ:

'રામવાળાનાં લગન આવ્યાં;
લગનિયાનો ઠાક ગોખરો, ઓરિયો ગાળો,
ક્યાં રોકાણો રામવાળો!'

બીજો આશરો નાના–મોટા તાલુકદારોનો હતો. અનેક દ્રવ્યલાલચુઓ, અંગત અદાવતની તૃપ્તિ શોધનારાઓ, ને કેટલાક શુદ્ધ દિલે દિલસોજી ધરાવનારાઓ બહારવટિયાને સંઘરતા હતા.

બહારવટિયો એટલે–બેશક એની વિલક્ષણ રીતે–વ્રતધારી ને વહેમી: કોઈક દેવસ્થાનને આરાધે:

ઇષ્ટદેવતાની પ્રતિષ્ઠા

લગભગ તમામ બહારવટિયા પોતાના ઇષ્ટદેવની પ્રતિષ્ઠા કરીને જ બહાર નીકળતા અને અમુક જાતની શારીરિક પવિત્રતાના લોપમાંથી એ ઇષ્ટદેવતાનો કોપ નીપજવાનું સમજતા. ભીમો જત રોજ સવાર-સાંજ જમિયલશા પીરની દરગાહ પર લોબાન પ્રગટાવી તસબી ફેરવી પોતાની તલવારને પણ ધૂપ દેતો. બાવાવાળો રોજ સૂર્યોદય અને સૂર્યા-સ્ત વેળા ઘીનો દીવો પેટાવીને સૂરજ સન્મુખ માળા ફેરવતો: ચાહે તેવે સ્થળે હોય, પાછળ શત્રુની ફોજ ચાલી આવતી હોય, છતાં આ નિત્યનિયમ ન ચૂકે. કહેવાય છે કે એની પૂજાની જ્યોત આપોઆપ પ્રકટ થતી. પરંતુ આખરે જ્યારે એ બહારવટિયો પાપ ને અન્યાયમાં ડૂબી ગયો ત્યારે એનો કાળ આવ્યાની સાક્ષીરૂપે જિંદગીના છેલ્લા ત્રણ દિવસ સુધી એ 'રેઢી જ્યોત' પ્રગટ નહોતી થઈ. વાલો નામોરી પોતાની સાથે પીરનો કિનખાબી વાવટો ફેરવતો અને રામવાળો કાઠીના પરમ તીર્થધામ સૂરજદેવનો પંજો રાખતો. વાઘેરો દ્વારિકાનાથના સેવકો હોઈ 'જે રણ-

સાથે ચાર આંખો એક થશે તો દીકરો રોકાઈ જશે. એટલે બહાનું બતાવીને અંદર મોકલ્યો: ચાંપો અંદર આવ્યો · આશાભરી કાઠિયાણીએ ગાલિયો ઢાળ્યો: જુવાન ચાંપાની આંખ બદલી: બોલ્યો: 'કાઠિયાણી છો? અટાણે ઢોલિયો! હું બહારવટે છું એટલીયે ખબર ન રહી!' એમ કહી ચાંપો ગયો અને બીજી જ રાતે ગારિયાધારના દરબારગઢને ઉંબરે મેરજી સંધીની ગોળીથી વિંધાઈ મરણ પામ્યો.

બાકી રંગીલી ભૂમિકાના મોવર સંધવાણી જેવા બહારવટિયા છૂપાચોરીથી પોતાને ઘેર જતા અને રાત્રિઓ ગાળી આવતા.

દયાદાન

વાલો ઠૂંઠિયો જે વેળા રણમાં ઊંટનું કુંડાળું કરીને સામે આવતા શત્રુઓ સાથે યુદ્ધ કરી રહ્યો હતો ત્યારે, કહેવાય છે કે, શત્રુઓએ ગાયોનું ધણ આડે ઊભું રાખ્યું, અને વાલાએ, પોતે મુસલમાન હોવા છતાં પણ, ગાયો ઉપર ગોળીબાર ન કરવાની આજ્ઞા દઈ, કેવળ ગાયોને નસાડવા પૂરતા જ પગ તરફ ભડાકા કરી પોતાનો બચાવ કરેલો.

જોધા માણેકે કોડીનાર લૂંટીને ત્રણ દિવસ સુધી કોડીનાર પર રીતસર રાજ કરી, ન્યાય ચુકાવી, ગોંદરે ગાયોને કપાસિયા નીર્યા હતા અને બ્રાહ્મણોની ચોરાસી જમાડી હતી. બ્રાહ્મણો, બાવા, સાધુઓ વગેરેને ખવરાવવાનો આગ્રહ તો લગભગ દરેક બહારવટિયાએ બતાવ્યો હતો. અલબત્ત એમાં તો ધર્માદાની રૂઢિગત ભાવના જ હતી, પરંતુ બહારવટિયાના મનમાં એની ભાવના તો હતી જ. (શિવાજીએ પણ પોતાના શરીર ભારોભારનું સુવર્ણ બ્રાહ્મણોને જ વહેંચ્યું હતું.)

લોકસમૂહ તો આ સર્વથી ઊંચા-અતિ ઊંચા એવા એક યતિધર્મ ઉપર ફિદા થાય છે: એ હતો સ્ત્રીજાતિ પ્રત્યેના સન્માનનો બહારવટા-ધર્મ. જોગીદાસ ખુમાણે અને કાદુ મકરાણીએ પોતાના પર મુગ્ધ બની પરણવા આવનારી સુંદરીઓનો તિરસ્કાર કરેલો.

સ્ત્રીજાતિનું સન્માન

જોગીદાસ તો પોતે સ્ત્રીજાતિ પ્રતિના સન્માનરૂપે જીવ્યો ત્યાં સુધી હમેશાં હાલચાલના રસ્તા તરફ પોતાની પીઠ દઈને જ બેસતો હતો. કોઈ દિવસ રસ્તા સન્મુખ મોં રાખીને તે નથી બેઠો. સ્ત્રીને દેખતાંની વાર જ એ પોતાના મોં પર પછેડીનો ઘૂમટો તાણી જતો. એટલું જ બસ નથી, એણે તો પોતાના માનમાં ભાવનગરની કચેરીની અંદર અધમ વારાંગનાને પણ નૃત્ય કરતી અટકાવીને 'મારી મા-બેન્યું'!' કહેલી. બહારવટિયાની એ સ્ત્રીસન્માનની ભાવનાએ બીજી સર્વ ભાવનાઓ કરતાં વધુ સચોટ અસર જનતા ઉપર છાંટેલી છે, અને તે કારણે જ ચારણોએ પણ સહુથી વધુ મૂલ્યવની કવિતાનાં અર્ઘ્ય એ શિયળને જ ચડાવ્યાં છે. એના જ દુહા-સોરઠા વધુ જોરદાર, વધુ પ્રચલિત ને વધુ વંકા છે:

ઠણકો નાર ચિયે, ચત ખૂમા! ચળિયું નહિ,
સાખર સીંવડીએ, જડધર મોયો લેજડા!

(ઓ ખુમાણ! નારીના પગનો ઠમકારો થવાથી તારું ચિત્ત કદી ન ચળ્યું; જ્યારે બીજી બાજુ તો ઓ જોગીદાસ! મોટા જટાધારી શંકર પણ ક્ષુદ્ર એક ભીલડી ઉપર મોહી પડેલા!)

પરનારી પેખી નહિ, મીટ હિ માણુસા!
શૃંગી રખ ચળિયા, જુવણ જોગીદાસીઆ!

(ઓ માણુ(કાઠી)ના પુત્ર! ઓ જુવાન જોગીદાસ! તેં તો પરનારી તરફ આંખની મીટ પણ નથી માંડી; જ્યારે પેલા શૃંગી ઋષિ જેવા પણ ચલાયમાન થઈ ગયા હતા.)

કાદુનો કિસ્સો

કાદુ મકરાણી પણ કાછનો એવો જ સાબૂત: ઘરની ઓરતને તો એણે મકરાણમાં મોકલી દીધેલી: બે બાઈઓને લઈને ગામડાં ભાંગે છે: એક દિવસ મોડી રાતે લોદવા ગામના એક કારડિયા રજપૂતના ઘરમાં પેસતાં એ ઘરની સૂતેલી સ્ત્રી અર્ધનગ્નાવસ્થામાં જ ઊઠીને નાઠી: કાદુ પીઠ દઈ ઊભો રહ્યો: કહ્યું કે, 'બેન! તારાં કપડાં સંભાળી લે' પણ એ અબળા ધાકની મારી હલી-ચલી ન શકી: 'બેન, તારી ખડકી દઈ દે!' એટલું કહીને કાદુ નીકળી ગયો. એ ઘર ન લૂંટ્યું.

લાલસાને ખાતર તો શું, ચોખ્ખી લૂંટને ખાતર પણ સ્ત્રીના શરીર પર હાથ નાખવાનું ઘણાખરા બહારવટિયાઓની નીતિમાં નામંજૂર હતું. વાઘેરો લૂંટતી વેળા દૂર ઊભા રહી સ્ત્રીઓને આટલું જ સંબોધન કરતા કે 'ઘરેણાં ઉતારી દે, બેન! તારી ભોજાયુંને પહેરવા લૂગડાં નથી, ખબર છે ને?' મોવર સંધવાણીએ પણ એ જ વર્તાવ રાખેલો.

અંગ્રેજ શત્રુ-પત્નીની અદબ

એથીયે અધિક સ્ત્રી-સન્માન કાદુએ પોતાના જ કટ્ટા શત્રુ કર્નલ હંફ્રીની ઓરત તરફ બતાવેલું હોવાની સાક્ષી સ્વર્ગસ્થ જસ્ટિસ બીમને સુદ્ધાં આપેલ છે. અંતરિયાળ એ જુનાગઢના નવા અંગ્રેજ પોલીસ-ઉપરીની ઓરત અને બાળકનો ટપ્પો મળે છે. જો એને ઝાલીને બાન તરીકે રાખે તોપણ એની આખી બાજી સુધરી જાય તેવા સંજોગો છે. પણ કાદરબક્ષે સાથીઓની એ વાત કબૂલ ન જ કરી. એના મોંમાં એક જ વેણ હતું કે 'તો તો આપણી ઓરતો આપણા ઉપર થૂ થૂ કરશે.'

વાલિયાની પાકદિલી

મોવરે પણ ડીસા અને પાલનપુર વચ્ચે મુસાફરી કરતી એક મડમ પ્રત્યે તેમ જ બીજી અનેક સ્ત્રીઓ પ્રત્યે સંપૂર્ણ સન્માન સાચવ્યું હતું. છેલ્લા બહારવટિયા રામવાળાએ ભરયૌવન છતાં અને સાથીઓ સહજમાં લપટી પડે તેવા હોવા છતાં સ્ત્રીજાતિ પ્રતિ જે સંપૂર્ણ અદબ જાળવી છે તેના સાચેસાચા પ્રસંગો એની કથામાં નોંધાયા છે. બહારવટિયા વાલાએ તો અમુક બાઈની સાથે પરણવાનું સાથીઓ તરફનું સૂચન થતાંની વાર તુરત જ કહેલું કે, 'એ બાઈની ઇચ્છા જાણ્યા વિના આવી



૫૮

વાત પણ ન કરો. કેમકે કદાચ એ બાઈના મનમાં એમ હોય કે વાલો મારો ભાઈ છે, તો પછી હું દોષે ભરાઉં ને !' તદ્દન conventional–રૂઢિગત સ્ત્રીસન્માન આટલી હદે ન ચડી શકે.

ભવિષ્યવાણી

ધૂમકેતુએ પોતાની 'તારણહાર' નામની ટૂંકી વાર્તામાં સામત ખાચર નામનો એક સોરઠી બહારવટિયો કલ્પેલો છે. એક ચારણ-કન્યાના શરીર પર લાલસાથી હુમલો કરનાર પોતાના સગા દીકરાને એ બહારવટિયાએ તત્કાળ બંદૂકથી વીંધી નાખ્યો એવું સુંદર ચિત્ર એણે આલેખ્યું છે. આ કલ્પનાને વાસ્તવિકતાનો આધાર બહારવટિયાની કથાઓમાંથી સાંપડે છે. વાલા નામોરીનો જ એક પ્રસંગ છે. કકલ બોદલા નામના એના એક સાથીએ મોરબી તાબાના ઝીકિયાળી ગામની કોઈ કણબણ પર નીચતા ગુજારી; એ વાતની જાણ થતાંની વાર જ વાલાએ કકલ બોદલા ઉપર બંદૂક છોડી, પરંતુ પાસે બેઠેલા કોઈ બીજા સાથીએ બંદૂકની નાળી લગાર જ ઊંચી કરી નાખી, ગોળી ગુનેગારના શિર પર થઈને ચાલી ગઈ. વાલાએ બીજો ઘા ન કર્યો, પણ ભવિષ્ય ભાખ્યું કે, 'બેલીઓ ! આની નીચતા આપણને નહિ છોડે. આપણું બહારવટું ખતમ થયું ! આજથી આઠમે દિવસે આપણને હડકવા હાલશે.'

બરાબર આઠમે દિવસે બહારવટિયાની આખી મંડળીને એજન્સી પોલીસ-ઉપરી ગાર્ડન સાહેબે પેથા પગી નામના બહારવટિયાના કોળી આશ્રયદાતાની મારફત કેરી લાડવા મોકલી ખવરાવ્યા અને બેશુદ્ધ બહારવટિયા મરાયા. લોકો માને છે કે વાલાની ઘોર ભવિષ્ય-વાણી સાચી પડી.

બહારવટિયાનાં જિગર

વિકટ ડુંગરાઓ ઉપર અને નદીઓનાં પૂરમાં પણ એ લોકો પોતાનાં જોરાવર ઘોડાંને દોટાવી જતા. એની સાક્ષી એમનાં સંતાવાનાં સ્થળો આપશે. પગપાળા બંદૂકો તથા દારૂગોળો વગેરે ત્રણ ત્રણ મણનો બોજો શરીર પર લગાવી તેઓ રાતોરાત ત્રીસ ત્રીસ ગાઉ નીકળી જતા. પોતાના સાથીઓનાં શબને ઉઠાવી લઈને નાસી જતા. પાણીમાં તરવું ને પૂર વીંધવાં એ એને સહજ હતું. અધરાતે બી. બી. સી. આઈ. ની દોડતી ગાડીમાંથી પોલીસને મારી, હાથમાં હથિયાર ને પગમાં બેડીઓ સહિત નર્મદાના પુલ પરથી છલંગ મારી નદીનાં પાણી તરવાનો જે પ્રસંગ મામદજામ નામના મિયાણાને નામે બોલાય છે તે તો જૂનો પણ નથી, સરકારી રાજ્યમાં બનેલો છે. અને આજ પણ ભરચોમાસે જ્યારે મચ્છુ નદી, દરિયો તથા રણ પાણીમાં એકાકાર બની જાય છે, ગાંડાતૂર પાણી ઊભરે છે, ત્યારે માળિયાના મિયાણાઓને હાથપગ બાંધીને અંદર ફેંકી દો તોપણ એ ગાઉના ગાઉ સુધી તરી જાણે છે. એ જ મામદજામે ધિંગાણામાં પોતાનાં બહાર નીકળી પડેલાં આંતરડાં પાછાં પેટમાં નાખી, ભેટમાં બાંધી લઈ મૃતકને પોતાની

ક્મર તૈયાર થતાં સુધી મંજાવી રાખ્યું હતું. પાલીતાણાના બહારવટિયા દીપા ખુમાણના દીકરા ચાંપા ખુમાણે, મધરાતે પોતાનાં બન્ને પડખાં વીંધીને ગોળી ચાલી ગયેલી તોયે બિલકુલ સીસકારો ન કરતાં, ધિંગાણે ભંગાણ ન પડે તે ખાતર, ઘોડી પર બેઠાં બેઠાં જ નેવાનું નળિયું લઈ, તેના બે ટુકડા કરી, કમ્મરની બન્ને બાજુએ ચાંપી દઈ, ઉપર પાટો કસકસાવી લોહીને રોકી રાખ્યું હતું. કોઈને જાણ પણ થવા દીધી નહોતી. ઓખામંડળના દરિયામાંથી સરકારી આગબોટો જ્યારે શંખોદ્ધાર બેટનાં મંદિરોનાં ચોગાનોમાં ગુપચાટ ગોળાઓ ( એટલે કે નીચે પડીને ફાટનારા ગોળાઓ ) વરસાવી રહી હતી, તે વેળા વાઘેર બહારવટિયાઓ ગોદડાંના ભીના ગાભા લઈને ગોળા સામે દોટ મૂકી, એ ગોળાને ફાટતાં પહેલાં તો દબાવી-બુઝાવી નાખતા. વાલા નામોરાના સાથીઓ, ગાર્ડન સાહેબે મોકલાવેલા ઝેરી લાડવાનો નશો નસોમાં ચડી ગયા પછી પણ, નારીની રણમાં રેતીના ઓઝા કરી યુદ્ધ લડેલા હતા. જીવલેણ જખ્મો થયા પછી પણ પડીને, સૂઈને ધૂળ ચાટતાં ન મરવું, પણ બેઠાં બેઠાં, 'નથી મર્યા, જીવતા છીએ' એવો મોરો રાખીને શ્વાસ છોડવા, શ્વાસ નીકળી ગયા પછી પણ શબનું બેઠા રહેવું, એ તેઓનું અભિમાન હતું. મોતની સજા પામેલ મેર બહારવટિયા હરભમ રાતડિયાએ પોરબંદરની તોપ સાથે બંધાવાની ના પાડી, પોતાની મેળે જ તોપના મુખને બાથ ભરીને ઊડી જવું પસંદ કર્યું હતું.

**શત્રુતાનો પ્રકાર**

રાજસત્તાની પરિભાષામાં આ સર્વ લોકોને 'હરામખોરો' અથવા 'બદમાશો' શબ્દથી ઓળખાવવામાં આવે છે. પરંતુ કેટલાએકનો શત્રુઓ પ્રતિનો વર્તાવ ખાનદાનીથી ભરેલો હતો. કેવળ હરામખોરો એવી ખાનદાની બતાવી શકે જ નહિ. [1]જોગીદાસ ખુમાણ પોતાના શત્રુ ઠાકોર વજેસંગજીના પુત્ર કેસરીસંગનું મૃત્યુ થતાં ગુપ્ત વેશે શિહોરમાં લૌકિકે જાય, ઠાકોરનાં રાણી નાનીબાને વગડામાં રાત્રિએ રાધા ચાવડા નામના લૂંટારાના હાથમાંથી ઉગારી છેક ભાવનગરના સીમાડા સુધી મૂકી જાય, ઠાકોરની દીકરી-તે પણ રાણીની નહિ, રખાતની દીકરી-ના ગામ બોડકીને પાદર નીકળી, પોતાની દીકરીનું ગામ સમજી ન લૂંટે, એ બદમાશનાં લક્ષણ ન હોય. [2]વાઘેર બહારવટિયા, હાથમાં ભરી બંદૂકો છે છતાં *'લાખુંના પાળનારને ન મરાય' એ બિરદ રાખી રાજા બહાદુર જાલમસંગને* મારતા નથી. પણ ' રાજા બહાદુર ! તારી બેટનો જમૈયો સમાલજે ! ' એટલું કહી ગોળી છોડે; જમૈયો ઉડાવી નાખે; એ શત્રુધર્મ. બીજો પ્રસંગ : સરકારી સૈન્યથી હારીને વાઘેરો દ્વારિકા છોડી નાઠા ત્યારે મકનપુર ગામના વાઘેર સુમણા કુંભાણીએ રાત્રિના અંધારામાં રસ્તે એક આદમીને પડેલો દીઠો. પડકાર્યો કે 'કોણ તું ?' પડેલા માણસે જવાબ દીધો : 'હું તારો શત્રુ : તારી સવેલી સ્ત્રીને ઉપાડી જનાર.' : ' કોણ...વરુઈવાળો વેરસી ? ' ' હા, અટાણે તારો વેર

૧. સોરઠી બહારવટિયા ભા. ૨, ૨. સો. બ. ભા. ૧.

વાળવાનો સમો છે. મને ઝટ ટૂંકો કર.' 'વેર અટાણે ન વાળું. અટાણે તો તું મારો ભાઈ થા. વેર તો હું પછી વાળીશ.' એમ કહી તે જખ્મી શત્રુને પીઠ પર ઉપાડી વસઈ ગામે મૂકી આવ્યો. વાલો બહારવટિયો પોતાના એક મિયાણા દુશ્મનને સામે ચાલ્યો આવતો દેખે છે, ગોળી ચલાવે છે, એક પછી એક આઠ ગોળી મારી, પણ શત્રુને એક પણ નથી આંટતી: બંદૂક મેલીને વાલો સામે ચાલે છે: 'આવ બેલી, તારી બાજરી હજી બાકી છે. ખુદાની ઉપરવટ મારે નથી થાવું; આવ, કસુંબો પીયેં' એમ કહીને આદર આપે છે. બીજા એક દુશ્મનને છેક કચ્છના દેપળા ગામ સુધી મારવા ગયેલા, એ સંધી શત્રુએ આવીને પોકાર કર્યો કે 'એ વાલા, તારી ગા!' વાલે કહ્યું: 'ગા થાછ? દે ભાંભરડા!' શત્રુએ ત્રણ વાર ભાંભરડા દીધા, અને એને ગાય ગણી વાલાએ છોડી દીધો. વાઘેરોને માટે તો સત્તાવાર બોલાય છે કે નાસતા શત્રુને તેઓ 'પેમ ભજ્જે! બાપ ન ભાગો! માનું દૂધ ન લજાવો!' એવા શૂરાતનના પડકારા કરતા. બનતાં સુધી ભાગતા શત્રુ ઉપર ઘા ન કરતા.

[3]ખુન્નસભર્યો કાદુ પોતાના કુળ પર વીતકો વિતાવનાર પોલિટિકલ એજન્ટ સ્કોટને ઠાર મારવા જતાં ઘોડાગાડી ચૂકે, બીજી ગાડીમાં બેઠેલ અન્ય ગોરા જેક્સન કે સ્કોટની મડમને ન મારે, જેક્સન સાહેબ એને નિરાશાજનક જવાબ દેવા જંગલમાં એકલો મળે ત્યારે પણ જેક્સનને બાન ન ઝાલે, એ સ્વાર્થત્યાગમાં ખરો શત્રુ-ધર્મ રહેલો છે.

[4]જીમો જત બખિયારાના ડુંગર પર એક માથીના સાથમાં ગાફલ બનીને બેઠો છે. ઓચિંતો શત્રુની ફોજે ઘેરી લીધો. શત્રુના મીરે સામેથી પડકાર્યો કે 'હવે જીમો ભાગે નહિ. જણનારી લાજે!' જીમો ઊભો રહ્યો. શત્રુઓને હાકલ દીધી કે 'તમે મને મારી નાખશો એમાં તો શક નથી. પણ મર્દની રમત જોવી હોય તો આડ-હથિયારે આવી જાઓ!' તલવારની રમત મંડાય, જીમો ઠેકી ઠેકીને દુશ્મનોને વાંમાના ઘા કરે, ને પછી દગાથી એનો દેહ પડે, એ કથામાં પણ શૌર્યની ખાનદાની છે. આવો શત્રુધર્મ જે ન બતાવી શક્યો તેણે પોતાના સાથીઓની ને પ્રજાની દિલસોજી ગુમાવી હતી. બાવાવાળાએ મદાંધ બની પોતાના શત્રુ હરસુરવાળાને સાંતી હાંકતો કર્યો. મિત્રો કહે: 'બાવાવાળા! એને બે ઝાળાં તો દે!' બાવાની છાતીએથી ન છૂટ્યું, સાથી રિસાઈ ને ચાલ્યો ગયો: શત્રુધર્મ સમજવાની ના પાડનાર બાવાવાળાનો એણે થોડે દિવસે નાશ કર્યો.

આવો બહારવટિયો પોતાનામાં જેટલું વીરત્વ પ્રકટાવી શકતો તેટલું સામે શત્રુના વીરત્વને પણ સન્માન આપી શકતો હતો. મોવર સંધવાણી તો નર્યો લૂંટારો હોવા છતાં પેલા પારકરના બહાદુર વેપારી વાણિયાને એક તલવારે પોતાની આખી ટોળી સામે આવતો ભાળી 'રંગ તુંને!'

૩. સૌ. બ. સા. ૩, ૪. સૌ. બ. સા. ૧.

**બહારવટિયાની વીર-પૂજા**

પોકારી વણઝૂંટયે ચાલ્યો ગયો, સામન્ડ સાહેબના બોલ પર ઈતબાર રાખી સરકારને શરણ થયો. વાઘેર બહારવટિયા જોધા માણેકે એકલા દ્વારકા જઈ બાર્ટન સાહેબની સાથે આંખોની પણ ઓળખાણ વિના, કેવળ એના સંદેશા પર વિશ્વાસ ધરી મુલાકાત લીધી, અને મૂળુ માણેક એવે જ વિશ્વાસે હથિયાર છોડવા જતાં ફસાઇ ગયો: શત્રુઓ પર આવો વિશ્વાસ મૂકવાની સાફદિલ હિંમત બીરુ ચોરડાકુઓમાં નથી હોતી. દગાની દહેશત ન રાખે એવું વીરત્વ આ લોકોની છાતી નીચેથી અનેકવાર ડોકિયાં કરી જતું. એના સર્વોત્તમ દૃષ્ટાંતનો કિસ્સો આભપરા ડુંગર ઉપર એક આરબનો બની ગયો છે. વાઘેરોનો હલ્લો થતાં આખી ફોજ ભાગી તેમાંથી ફક્ત એક જ યુવાન આરબ ' હમ નહિ હટેગા ! નમકખાયા !' કહી ઊભો રહે, એટલે એ વીરતા પર મુગ્ધ બની વાઘેરો એને રસ્તો દઈ દે, પણ આરબ પોતાના ધણીના સરંજામ પરથી મર્યા પહેલાં ખસવાની ના પાડે, એટલે બહારવટિયો પણ એને એકને સામટા જણ થઈ ને મારવાની ના પાડે, આખો દાયરો બેસે, અક્કેક બહારવટિયો એ આરબ સામે લડે, છેવટે આરબ પડે અને બહારવટિયો એની રીતસર મૈયત કાઢી દફનાવે: એ ઘટના એક નજરે જોનાર શત્રુ-સૈનિકને મુખેથી કહેવાતી આવી છે. *સ્કોટકૃત ' આઈવેન હો ' નામક નવલમાં રૉબિનહૂડ વિષે પણ આવી જ કથા આલેખાઈ છે.

**ઇતિહાસ કે કલ્પના?**

આ બધી ઘટનાઓ વિલક્ષણ હોવાને કારણે અસંભવિત હોવાની પણ શંકા પડે. આ કિસ્સાઓ ક્યાંયે નોંધાયા નથી. બહારવટિયાની વિરોધી સત્તાઓને દફતરે તો એને સ્થાન જ ન સંભવે. સહજ છે કે એ દફતરો બહારવટિયાઓને હરામખોરો, લૂંટારાઓ, બળવાખોરો એવા શબ્દોમાં જ વર્ણવે ને બહારવટિયાની શામળી બાજુ રજૂ કરી એને વધુ શામળી બનાવવાનો પ્રયત્ન કરે; તેમ બીજી બાજુ લોકોને પણ પોતાના સારાનરસા તમામ અનુભવો છુપાવવામાં જ પોતાની સલામતી લાગતી હોય. બહારવટિયા સાથે પડેલા પ્રસંગો પકડાઈ જતાં વસ્તીને રાજસત્તાનો ખોફ વહોરવો પડતો તેથા તેઓ પણ ચૂપ રહ્યા હોય. ધીમે ધીમે સમય જતાં, રાજસત્તાનો ભય ઊતરી જતાં, લોકોમાં એ બહારવટિયાની ઘટનાઓ ઊખળવા લાગે છે. શિયાળુ રાત્રિઓની શગડીઓ એ કથાઓ વડે વધુ ઉષ્માવંત બની રહે છે. વાડીઓની વડઘટાઓ, ગામના ચોરાઓ અને ડેલી-દોઢીના દાયરાઓ એ જૂની છુપાવેલી વાતો વડે વધુ પ્રદીપ્ત થઈ રહે છે. અને છતાં નામઠામ સંડોવ્યા વગર જ ઘણી વાતો ઉચ્ચારવી પડે છે. એમાં કંઈક વીરત્વ ઉપરની માનબુદ્ધિથી પ્રેરાઈ ને તેમ જ કંઈક કલ્પનાના રંગે

* થાણાદેવળી રાજ્યના મ. દરબાર લક્ષ્મણવાળાની કચેરીમાં એક મકરાણીએ પોતે નજરે નિહાળેલ કહીને કિસ્સો વર્ણવ્યો હોવાનું મારા સ્નેહી સ્વ. ગઢવી ગગુભાઈ કહેતા.

રંગાઈ ને, કવિ-કાવ્ય રચે તે પ્રમાણે, પ્રજાય આ બહારવટિયાની આસપાસ નૂતન ઘટનાઓ ગૂંથી કાઢતી હશે. ઇંગ્લંડના કેટલાએક ઇતિહાસકારો પણ એ મત ધરાવે છે. *રૉબિનહૂડની ઘણી ઘટનાઓ કપોલકલ્પિત હોવાનું કહેવાય છે, અથવા ઘણી ઘણી, ભિન્નભિન્ન સ્થળો તેમ જ વ્યક્તિઓ પરત્વે બની ગયેલ બોલાતી ઘટનાઓનો સમુચ્ચય કરીને મેઘધનુષના રંગસમુચ્ચય સરીખો એક બલવાન વીર ઘડયો હોવાનું પણ કહેવાય-બોલાય છે. માનવી મરી ગયા પછી અમુક સમયે એના સ્મૃતિચિત્રમાં એવાં અવનવાં તેજછાયા પૂરવાની લોકપ્રકૃતિ જગજાહેર છે. દાખલા તરીકે, મોવર સંધવાણીએ એક સાહેબની મડમને ઉઠાવી જઈ પોતાના રહેઠાણમાં બહેન કરીને રાખી ને છેવટે એક હજાર રૂપિયાનું કાપડું આપી સાહેબને પાછી સુપરત કરી, એ વાત સારી પેઠે પ્રચલિત છતાં, એના જ એક સંગાથી બહારવટિયાએ (એ જીવે છે) નિર્મૂલ કહી છે. પરંતુ એથી ઊલટું કાદુ ને જેક્સનની, કાદુ ને હંટ્રીની મડમની, વગેરે ઘટનાઓને સજ્જડ સાક્ષી-પુરાવા છે.

સંપાદકની મર્યાદા

આ કથાઓમાં એવું Picturesque-કલ્પનાપ્રધાન તત્ત્વ કેટલું છે ને સત્ય કેટલું છે તે નિર્ણય થવો મુશ્કેલ છે. કેવળ ચારણોની જ પાસેથી મળેલી આ કથાઓ નથી. પણ ચારણો, ભાટો, બહારવટિયાના સંગાથીઓ, પોલીસખાતાના જૂના અધિકારીઓ, અમુક બહારવટિયાની સામે હાથોહાથ લડેલા ગિસ્તના માણસો વગેરે પાસેથી પૂછી પૂછી, બનતી મહેનતે ચકાસી-સરખાવી એકઠી કરેલી આ ઘટનાઓ છે. બહારવટિયાના સંગાથમાં જેઓ બહારવટે નીકળેલા તેવાઓમાંથી પણ મળ્યા તેટલાના મુખબોલ ઝીલ્યા છે. તેમ છતાં કલ્પનાના મંભારથી આ કથાઓ છેક જ મુક્ત હોવાની ખોળાધરી કોઈથી ન જ અપાય. ઐતિહાસિક સામગ્રીઓના સંપાદક તરીકેની ફરજ અદા કરવા જતાં એક પણ કલ્પિત-fictitious-પાત્ર ન ઉમેરવાની ચીવટ રખાઈ છે, પરંતુ ઘટના વર્ણવવા જતાં સંપાદક લોકોક્ત વૃત્તાંતને ચાહે તેટલો વફાદાર રહ્યો હોય છતાં એમાં એ પોતે પોતાના મન પર પડેલા રંગોની મિલાવટ કર્યા વિના રહી શકતો નથી. ખુદ પાત્ર સાથે એને તદ્દવૃત્તિ સાધવી જ પડે છે. પાત્રની ઐતિહાસિક પ્રકૃતિ તેમ જ અન્ય આછી-ધાટી રેખાઓ પામી ગયા પછી એ વર્ણનની વિગતો તો પોતે જ ઘણે ઘણે ઠેકાણે પૂરી લે છે. પોતે કથારૂપે કહેવા જતાં કથાની ઐતિહાસિક મર્યાદાને માન આપતો હોય છે, તેમ છતાં ઐતિહાસિક વસ્તુને કેવળ 'રિપૉર્ટિંગ' કરવાનું પણ એને પાલવતું નથી. આ બધી સંક્રામણ વચ્ચે ઇતિહાસ ઉપર થોડોઘણો વરખ ચડયા વિના રહી ન જ શકે. મુખપરંપરાએ ચાલી આવતી ઘટનાને એ રીતે અનેક કલ્પનાપુટો ને ભાવનાપુટો ચડયા જ હોય છે. જેમ સમય લાંબો જાય તેમ તેમ એ પોપડાના થર વધુ જાડા થતા જાય છે.

* Nothing would be more natural than the gradual clustering of tales round a hero. Robinhood himself is a good example of this. Some remarkable ballads give expression to his dallying exploits and hairbreadth escapes.

પરંતુ આપણી આ ઘટનાઓ હજુ બહુ જૂની-પુરાણી નથી, અને હજુ કેટલાક નજરો-નજરના સાક્ષીઓ હોવાનો લાભ છે. એનું આલેખન પણ નવલકથાની નવસર્જક શૈલીએ અને વિગત પાત્ર કે સ્થળનાં બંધનોથી મુક્ત બિનજવાબદારીની રીતે નથી થયું. તેટલી તેની વિશ્વસનીયતા વધે છે. દરેક ઘટનાવાર સંપાદકને કેટલું વસ્તુ મૂળ મળેલું, અને તેમાં પોતે કેટલો ઘાટ પોતાની કલમ વડે આપ્યો છે એ બતાવવું અત્રે ટૂંકી જગ્યામાં વિકટ બને છે, પણ સંપાદક પોતે ખાતરી આપે છે કે પાત્ર તેમ જ પ્રસંગને માત્ર proper perspectiveમાં મૂકી શકાય તેટલી શબ્દ-યોજના યોજ્યા ઉપરાંત એણે લગારે છૂટ પોતાની કલ્પનાને લેવા દીધી નથી. અને તેથી જ 'બહારવટાં' વિષેના આ તુલનાત્મક લેખાંકમાં એ ઘટનાઓની સાક્ષી ટાંકવાનું ઉચિત ધાર્યું છે.

**અંગ્રેજો પર દાઝ**

બહારવટિયા માંહેના ઘણાખરા, જેને અંગ્રેજ રાજસત્તા સાથે અથડાવું પડેલું છે, તેઓની મુરાદ હમેશાં ગોરા અમલદારો સાથે મુકાબલો કરવાની રહેતી. ગોરાને માત કરવામાં તેઓએ પોતાનું ગૌરવ માન્યું હતું. બાવાવાળાએ ગ્રાંટને ઝાલી ચાર મહિના રાખ્યો. (અને એ ઝાલવું સહેલું નહિ થઈ પડ્યું હોય. 'હું હથિયાર વિનાનો હતો' એ કેપ્ટન ગ્રાંટની વાત (સો. બ. ભા. ૧, પા. ૫૩) ન માની શકાય તેવી છે. સૌરાષ્ટ્રને કિનારે ચાંચિયાને તારાજ કરવા આવેલો લશ્કરી ગોરો, દીવ-અમરેલી વચ્ચેની ઘોર ગીરને વટાવતી વેળા, જોગીદાસ બાવાવાળા વગેરેનાં બહારવટાં વિષે અજાણ્યો બની, હિંસક પ્રાણીઓની પણ ધાસ્તી વિના, એવા મારામારીના સમયમાં કેવળ એક કૂમચીભેર જ ઘોડેસવાર બનીને ચાલ્યો આવે, એ વાત જ અસંભવિત છે. આજે શાંતિના યુગમાં પણ ભાગ્યે જ કોઈ અંગ્રેજબચ્ચાની કમ્મર અથવા ગજવું રિવોલ્વર વિનાનું હશે, તો પછી તે યુગમાં શું ગોરો એટલો ગાફલ રહે? નક્કી ગ્રાંટને છતે હથિયારે જ કાઠી લડવૈયાઓએ દબાવી દીધો હશે.) ચાંપરાજ-વાળાએ ભાણિયાના ડુંગર પર એક લશ્કરી સાહેબને ફૂંક્યો, વાઘેરોએ બેટ અને દ્વારકાની લડાઈમાં સોલ્જરોને મારવા ઉપરાંત માછરડા પર હેબટ અને લાટૂશ નામના બે ગોરા પોલિટિકલ એજન્ટોને ઉડાવ્યા. વાલા નામોરીએ મરતાં મરતાં પોતાને ઝેર આપનાર ગોર્ડનને ગોળીએ વીંધ્યો. જોગીદાસ ખુમાણને ઝાલવા પોલિટિકલ એજન્ટ બાર્ટન પોતે અમરેલી આવી ફોજ ગોઠવતો હતો એ છતાં ગોરાના પડકારથી કાઠી ડર્યો નહિ. કાદુની સ્કોટ પર દાઝ : જુમલાને સટર ન માર્યાનો રહી ગયેલ વસવસો : એ બધાંમાં વ્યક્ત થતી અંગ્રેજો પરની દાઝ આવા દુહામાં ઊતરી :

ટોપી ને તરવાર, નર કોઇને નમે નહિ;
સાહેબને મહિના ચાર, બાંધી રાખ્યો તેં બાવલા !

[1]ઘંટ ફરતો ઘણું, દળવા કજ દાણા
(એને) મોં બાંધીને માણા ! બેસારી રાખ્યો તેં બાવલા !

૧. ઘંટ = ગ્રાંટ સાહેબ.

વશ કીધો નેસણુનો ધણી ગરમાં પંટને જે,
(એની) વાળા ! વલ્યાતે, બૂમું પૂગી બાવલા !
વીકે સરવૈયા વાઢીઆ રણુગેલા રજપૂત,
ભાણિયાને ડુંગર ભૂત સાહેબને સરજ્યો, ચાંપરાજ !
માણેક સીંચિયો માંડિયો ધધકે લોહીની ધાર
૨સોલ્જરની કીધી શેરડી ઓર્યા ભડ ઓનાડ
સોલ્જરને સોળા કરી, વાઢે નર વંકા
જોધો ધિંગાણે ઝૂઝણો (એના) દલ્લી લગ ડંકા,
ભૂળવે અંગ્રેજ મારિયા, (એના) કાગળ પૂગા કાચી,
અંતરમાં મઢયમ ઉદરકે, સૈયરું વાત સાચી ?
તારી જે ટપાલું તણા, વલ્યાતે કાગળ વંચાય,
(ત્યાં તો) મઢમું બંગલા માંય વાળે મોઢાં વાલિયા !

આ રીતે અંગ્રેજોની સત્તા સામે તેઓએ કશા પ્રભાવથી અંજાયા વગર મુકાબલો કરી દેખાડયો હતો. ગોરાને એણે કદી પોતાનાથી ઊંચો જોરાવર અથવા સાર્વભૌમ ગણ્યો નથી. ગોરાની ખોટી પ્રતિભા લોકોના માનસ પર ન ઠસવા દેવામાં આ ઘટનાઓનો હિસ્સો છે.

એ દાઝનાં કારણો

શા માટે તેઓએ અંગ્રેજ સત્તા તરફ આટલી ઘૃણા પ્રદર્શિત કરી ? અંગ્રેજ સત્તા આંહીં બેસીને કાયદા અને વ્યવસ્થાનું સુદૃઢ શાસન ચલાવશે તો પોતાનું ગેર-કાયદેસર સ્વચ્છંદી જીવન રૂંધાઈ જશે તે બીકે, કે સૌરાષ્ટ્રના હિતને હાનિ પહોંચાડી કબજો કરી બેસશે તે ભયથી ? ઈતિહાસ વાંચતાં આપણને બે કારણો સૂઝે છે. એક, અંગ્રેજો આંહીં મધ્યસ્થ સત્તા બની ન્યાય આપવા નહોતા આવ્યા, પણ ગાયકવાડ, ભાવનગર વગેરે મોટાં રાજ્યોની મદદે આવી એણે પોતાના સૈન્યબળ વડે નાના જમીનદારોને જેર કર્યા હતા એ લોકમાન્યતા : દૃષ્ટાંતરૂપે જોગીદાસ ખુમાણ. બીજું, ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો નિંદ્ય કારોબાર આખા હિંદમાં સુપ્રસિદ્ધ હતો. બહારના તીર્થયાત્રીઓ સૌરાષ્ટ્ર ઊતરી એની વાતો ફેલાવતા. એ તિરસ્કાર અને તુચ્છકારથી જ પ્રેરાઈ ને વાઘેરોએ સદા મોજાં પહેરનારા અંગ્રેજોને 'ચીંથડેજા પગેવારા' (ચીંથરાના પગવાળા) કહ્યા હતા. અને વાઘેરોની પાસેથી મૂળ ઓખામંડળ આંચકી લેવામાં મરાઠાઓને મદદ કરનાર પણ અંગ્રેજો જ હતા એ વાતનો દંશ વાઘેરોને જેવો તેવો નહોતો.*

૨. સોલ્જર

* કિનકેઈડ : Outlaws of Kathiawar : પાનું ૩૫

'He (Jodha Manik) came, as his name indicates from the Manik Stock that at one time ruled Dwarka and Okha Mandal, before the Mahrattas with British assistance, established themselves therein.'

વીરતા અને દિલાવરી જ્યાં જ્યાં ગઈ, ત્યાં ત્યાં લોકોની કવિતા પણ યશ ગાતી પાછળ આવી. બહારવટિયાનાં પ્રેમશૌર્યે કવિતાને આકર્ષી છે. યુરોપમાં પણ પ્રો. ગમિયર લખે છે તેમ

**બહારવટિયાના કાવ્યો**

'The outlaw, now as an humble poacher and now as an ideal champion of the rights of man against church and state, is a natural favourite of the ballad muse'– એ રીતે બહારવટિયો કાવ્યનું પ્રિય પાત્ર બન્યો છે. સોરઠી બહારવટિયાના પ્રશસ્તિગીતોના પ્રકારો આટલા છે :

૧. ગ્રામ્ય નારીઓએ રચ્યા–ગાયા રાસડા : સ્ત્રી–હૃદયને મૃત્યુની કરુણતા વિશેષ સ્પર્શતી તેથી એને કંઠેથી આવા મરસિયા નીતર્યા :

> [૧]આડે ડુંગરથી ઊતર્યો નાથો, માઠા શુકન થાય,
> ડાબી ભૈરવ કળકળે, નાથા ! જમણા જાગર જાય,
> મોઢાને મારવો નો'તો રે, ભગત તો સાગનો મોટો

એવું જ બાવાવાળાનું ગીત. એવું જ 'બાલુભા ભુજના રાજા, છેતરીને છેનને નો'તો મારવો '

૨. રાવણહથ્થાવાળા નાથબાવાઓ અથવા કારીઓ રચીને ગાનારા ફકીરો–દસ્તગીરોના ગીતો : પોતાના તંતુવાદ્યોના તાર પર ચડી શકે તેવા ઢાળો પસંદ કરીને તેઓએ રચના કરી. એમા વૈવિધ્ય મૂક્યુ. એની શબ્દ–રચનામાંથી સંગ્રામ–સ્વરો (trumpetlike sound) સર્જ્યા. વધુપડતાં વખાણો લીધા, છતા ઇતિહાસનુ આછેરું નિરૂપણ કર્યું. જુઓ.

> [૨]ભુજવાળાનુ ગામ ભાગ્યુ ને ફોજે ચડીનુ ઉમર,
> હાટ–ઘોડા તે આડા દીધા ને, ધિંગાણું કીધુ ધરાર
> નામોરીનો નર છે વંકો રે વાલા ! તારો દેશમા ડંકો.

આ ઢાળ સરલ ને વેગીલો હોવાથી વારવાર વપરાયો. વળી વાઘેરો વિષેની કારીઓ એક નવો જ ચીલો પાડે છે—

> [૩]કોડીનાર મારીને જાય
> ઓખેજો રાજા કોડીનાર મારીને જાય
> ગોમતીએ રાજા કોડીનાર મારીને જાય

આને માટે કિનકેઈડ કહે છે '...is written in gay jingling metre, and affords relief to the somewhat wearisome quatrains of the Kathi bards.'

૧. સો. બ. ભા. ૧  ૨. સો બ. ભા. ૧  ૩ સો બ ભા. ૨

એટલે કે આ કારીઓ એકતાનતાનો કંટાળો તોડે છે, અને રણગીતની અસર બેવડી વધારે છે. વળી માત્ર પ્રશસ્તિથી જ ન અટકતાં કારીના કવિઓએ તો અક્કેક ઘટના મૂકી છે. કોડીનાર ભાંગ્યાની ઠીક ઠીક કથા એ ગીતમાં વર્ણવી દીધી છે. (સો. બ. ભા. ૨ : પા. ૧૪૪) વાઘેરોની બીજી ત્રણ મશહૂર કારીઓ પણ એ જ બંધારણને અનુસરે છે:

ના રે છડિયાં હથિયાર
અલા લા ! પાંજે મરણુંએ હકડી વાર, દેવોભા ચેતો,
મૂરુભા વંકડા ! ના છડિયાં હથિયાર.

આ છે Burden of the song : ગીતનો ટેક : માછરડાની ધાર પરના મશહૂર ધિંગાણામાં દેવાની દૃઢતા ને હથિયાર છોડવા કરતાં મરી ફીટવાની તત્પરતા બતાવતું, રણવાઘની માફક રોમાંચ ખડાં કરતું આ ગીત એ એક ઘટનાને આધારે વાઘેરોનાં બીજાં જાણીતાં ધિંગાણાંની પણ ટીપ નોંધે છે. જુઓ : (સો. બ. ૨ : પા. ૧૯૬)

પેલો ધિંગાણો પીપરડીએ કીયો ઉતે
કિને ન ખાધી માર, દેવોભા ચેતો,
મૂરુભા વંકડા ! ના છડિયાં તલવાર.

પરંતુ રણગીતની રોમાંચક અસર છાંટનારી, ધીરવીરનું જીવંત સ્વરૂપ આલેખનારી અને શબ્દરચનાની ઉચ્ચ રુચિ બતાવનારી કારી તો છે જોધા વિષેની : જોધો કેવે રૂપે બહારવટે ચડ્યો'? (સો. બ. ૨ : પા. ૧૩૩)

મનડો મોલાસેં લગાયો
જોધો માણક રૂપમેં આયો,
કેસર કપડાં અલા ! લા ! માણકે રંગિયાં ને
તરવારેસેં રમાયો—જોધો૦
જોધા માણકજી ચડી અસવારી લા ! લા !
સતીયેંકે સીસ નમાયો—જોધો૦

ઉપલા બન્ને પ્રકારોમાં કાવ્યતત્ત્વ ઓછું : રસાલંકાર નજીવા : શબ્દો છેક જ સાદા : શબ્દરચના શિથિલ : એની કર્કશતાને ઘસીને લાલિત્યનાં લીસાં પાસાં પાડવાનો યત્ન નથી : પ્રસંગોનું ઝીણું વિવરણ પણ નહિ : એટલે કેવળ રાવણહથ્થાના વાદનની સાથે જ આ ગીતો ગમતાં થાય : 'Combining narrative system with a lyric form : The verse is often crude, the tune is often coarse, but not seldom they have a genuine music.' આ શબ્દો બરાબર આ વિભાગને લાગુ પડે છે.

ચારણી પ્રશસ્તિ-પ્રકારો

૩. ચારણી દુહાગીતો. આ દુહાઓ જૂની પ્રેમકથાઓમાં છે તેવા, બહારવટાની સાંગોપાંગ ઘટનાઓના સાંકળેલા નહિ, પણ કાં કોઈ કોઈ પ્રસંગમાંથી પ્રેરિત, કાં બહારવટિયાના કોઈ ખાસ લક્ષણના દ્યોતક, કાં માત્ર શૌર્યપ્રેરક, અથવા તો કેવળ વધુ પડતી સ્તુતિના વાહક બને છે. જુઓ પ્રસંગવર્ણન રામવાળાએ એક પાગીદાર ફોજદારને ઇંગોરાળામાં ઠાર કર્યો. એનો સૂચક દુહો રચાયો

> મણુ રિ આવે'તો કાઠથમ, એ લેવા ઇનામ
> ગરવાળાને ગામ, રફલે ધબ્યો તે રામડા !

આ પ્રકારના અનેક દુહાઓમાં ઘટનાનું વર્ણન નથી, ફક્ત ઉલ્લેખ છે. રામવાળાની પ્રશસ્તિ છે આમ ઘટનાવર્ણનો Balladના માત્ર અંકુરો જ બનીને અટકી ગયા રચનારાઓનું ધ્યાન સ્તુતિ પર જ રહ્યું જુઓ .

> જમૈયો જાથમસંગરો, સાજ્યો તે ભોપાળ !
> દેરે જનવ્યુ છોડિયું, ગો ઊડે એધાણ

એમાં રાજા બહાદુર જાથમસંગની કમરનો જમૈયો કેવા સંજોગોમાં વાઘેરોએ ઉડાવી મૂક્યો, તેનું બયાન નથી એટલે આ દુહાઓ યુરોપી 'Ballad' ને પદે ન બેસી શકે, છતાં એમાં રણગીતની નાદપ્રતિભા જામેલ છે હવે બહારવટિયાના વિશિષ્ટ લક્ષણો દાખવતા દુહા વધુ બલવંત છે જુઓ જોગીદાસના દુહા

> પરનારી પેખી નહિ મીટે માણારા !
> શૂળી સમ્ય ચળિયા, જુવાણ જોગીદાસીઆ !

એ બહારવટિયાનું ઉગ્ર શિયળવ્રત સચોટ શૈલીએ દાખવે છે. પછી

> ફૂંકે ટોપી ફેરવે, વાની છાંડે વાદ !
> નાવે કડિરે નાગ, આઝડ જોગીદાસીઓ !

એ એનું ટેકીલાપણું બતાવે છે એ વાઘેરોના બહારવટાનો મુખ્ય સૂર અંગ્રેજો સામે અણનમ મસ્તકનો હોવાથી કવિઓએ એ ભાવ વધુ જોરથી પકડ્યો .

> મૂણ મૂછે હાથ, બીજો તરવારે તવા,
> હત જો ત્રીજો હાથ, (તો) નર અંગ્રેજ આગળ નમત.

કોઈ કોઈ વાર કવિએ કાવ્યની વિલક્ષણ ચમત્કૃતિ પણ મૂકી દીધી :

> ચાગ્યો ચગાય નહિ, ગાંગ્યો ના રંધાય,
> માણેકના મુખમાંય ચિત્રો હાકરો કવાટઉત !

'કવાટજીનો પુત્ર જેસોજી બહારવટિયો તો મામદશાહ સૂબાના મોંમાં જમતાં જમતાં કાંકરો આવી ગયો હોય તેવો જાગ્યો : મુખમાંનો કોળિયો યે બહાર કઢાવ્યા વિના રહે જ નહિ.'

લાંબાં ચારણી કથાગીત

જે મંકલનાબદ્ધ સમગ્ર કથા ચારણ આ દુહામાં ન કહી શક્યો તે તેણે એક બીજી જ રચના વાટે કહેવાનો યત્ન કર્યો છે : એને ગીત કહેવાય છે. 'ગીત' એવું નામ જ જૂઠું છે. એ ગવાતું નથી. કેવળ એકધારા સૂરે બોલાય છે. એનો લલકાર લડાયક છે. એનાં વૃત્તો જાંગડું, સપાખરું, સાવજડું, સિંહચલું, હરણફાળ આદિ નિરનિરાળાં નામે ઓળખાય છે. જુઓ જોગીદાસના કથાગીતનો નમૂનો: (સો. બહારવટિયા ભા. ૨ : પા. ૭૯)

પડ ચડિયો જે દી જોગડો પીઠો
　　　આકડિયા ખાગે અરડીંગ;
જરદ કસી મરદે અગ જડિયાં
　　　સમત્રડિયા અડિયા તરસીંગ.
જુધ કરવા કારણ રણ ચૂડા
　　　સાકળ તોડ વછૂટા સિંહ;
મારે બેધ બેધ ખુમાણા,
　　　લોહ તણે સર જાણે લીહ.

એવી ત્રીમ કડીઓનું ગીત, પરંતુ વિષય એક જ : જોગીદાસ રણે ચડ્યો : બીજા કાઠીઓએ દગાથી એને સોંપી દીધો : ને વજેમંગજી ઠાકોરે એને મારી દીધો : બસ, બહારવટિયાના બહુરંગી જીવનપ્રસંગો ક્યાંયે ન આવ્યા. કારણ, ચારણી રચનાનો હેતુ એ વિગતો આપવાનો નહોતો, પણ એક જ ભાવના ઉઠાવી શબ્દગૂંથણી વડે સ્તુતિની, શૌર્યની, કરુણતાની અમર નીપજાવવાનો જ હતો. હવે લઈએ વાઘેરોનું ચારણી ગીત :

*મેળે બોમિયા હેવાટ, લેવે દ્વારકા લહેવા મારે
　　　સલાહેક કીધી મોડ સાંભળી સકાજ;
ગાયકવાડકા થાણા મારી લીજે ગઢ ગ્રાસ,
　　　રાડો રાણા જાણે એમ ઘરે કીજે રાજ. ૪

(મછ્યાબધ બોમિયા ભેળા કરી, મારી–ઝૂડીને દ્વારકા જીતવા માટે જોધાએ મસલતો કરી. ગાયકવાડનું થાણું નષ્ટ કરીને ગઢ–ગરાસ લઈ લેશું, ને મોટા રાવરાણા જાણે તેમ આપણું રાજ ઘેર કરશું–એવા મનસૂબા બાંધ્યા.)

જોધા એસા વીધા મણ, સમૈયા ને રવા જકે
　　　ભાણા મેગળાં–રૂપ સાદુળા ભુજાળ;

*મારી પાસે અપ્રગટ પડેલ સામગ્રીમાં આખું છે.

માણેક માપહી હરા, કોપિયા દખ્ખણી માથે
લડન્તા ભારથે મારે ફાળસુ લાકાળ ૮

( જોધો, વીધો, મૂળુ, સમૈયો ને રવો વગેરે હાથીના જૂથને ભાગે તેવા ભુજાળા નર શાર્દુલો, બાપ માણેકના વશજો, દક્ષિણીઓ પર કોપી ઊઠયા )

હનકારે સેન ભારે પડકારે કીધી હદના,
સીડિયા માડિયા કિલ્લે ચડી આયા સૂર,
પ્રોળવાળા તોડ તાળા, દરવાજા ખોને પરા,
પટાળા જોધાકા આયા લોહવાળા પૂર. ૧૨

(ભારી સૈન્યે હલકારા–પડકારા કરીને હલ્લો કર્યો, સીડીઓ માડીને શૂરા કિલ્લે ચડી આવ્યા, પરોળના તાળા તોડ્યા, દરવાજા ખોલ્યા, પટાધાર જોધાનુ સૈન્ય લોઢાના રસના પૂર જેવુ આવી પહોચ્યુ )

પછી યુદ્ધનુ નિત્યના વપરાતા શબ્દોમા વર્ણન થયુ ( જે હુ છોડી દઉં છુ ) અને ઘટના આગળ ચાલી

કોટ છોડી ભાગા એમ દખણીકા કારકુન,
સાહેબ અપૂના આગે ફર્યાદી સુણાય,
અરજી સુણતા સુરે સાહેબ બોલિયા એમ,
જમી–આસમાન બીચ્ચે કાગા કહા જાય! ૧૬

( કોટ છોડીને દક્ષિણીનો કારકુન (વહીવટદાર) ભાગ્યો, સાહેબ પાસે ફરિયાદી સભળાવી સાભળતા જ સાહેબ બોલ્યા કે જમીન ને આસમાનની વચ્ચે કાગાઓ (વાઘેરો) કયા જશે ?

એ હવે રણ–ગીત લખાયુ પરતુ વિષય રહ્યો કેવળ વિજય અને યુદ્ધનો જ અન્ય પ્રસગો ન આવ્યા, લોકગીતોમા રહેના વિગતોના તત્ત્વને ચારણી ગીતોમા અવકાશ ન મળ્યો રચનારની દૃષ્ટિમા ઝીણવટથી આખો ઇતિહાસ આલેખવાનુ નિશાન નહોતુ, કેવળ નાદની ને અમુક પ્રસગની જમાવટ કરી શૂરાતન ચડાવવાનુ હતુ

પ્રશ્ન ઊઠે છે શુ આ કવિતા અતકરણની પ્રેરણામાથી ઊઠેલી કે ફક્ત દ્રવ્યલાલસામાથી ?

બહારવટિયા–ક પનુ પ્રેરક તત્ત્વ

બહારવટિયાના નિર્મલ તત્ત્વોને ન સ્પર્શતા માત્ર શૂરાતન ને ટેક પર શબ્દોના વારિધિ ઢોળનારા ચારણો, રાવળો, નાથબાવાઓ કે કારીગરો–એ સર્વની વાસના ક્ષુદ્ર ને એની કવિતા હીન જ હોવી જોઈએ એવો મત ઘણાનો છે ઘણી વાર અત્યુક્તિઓના ઓઘ ઠાલવીને અનેકે કવિતાઓ વેચી છે, ને આજે એ વેચાણ ચાલુ છે તે વાત સાચી ભોજને દરબારે સસ્કૃત કવિઓની

પણ એ જ વશે થયેલી. અકબર ને શિવાજીની રાજસભા પણ એ કવિતાના વિક્રયથી મુક્ત નહોતી છેલ્લા સાતસો વર્ષથી મનુષ્યના ગુણગાન કરતી કવિતાએ એક જ પથ પર પગલા દીધા છે એમાથી ચારણો મુક્ત હોઈ શકે નહિ છતા એ મનોદશાની બીજી બાજુ છે. સર્વ ગ્રામ્યકવિઓને એવી વૃત્તિ નહોતી અનેક હૈયા આ લોકોની મરદાનગી, ટેક અને મૃત્યુંજય જિંદગી નિહાળી ઉછાળા દેતા. એ ઉછાળાનું ઝીણું પૃથક્કરણ એક અંગ્રેજ વિદ્વાન આ રીતે કરી ગયો છે :

પ્રશસ્તિકારની ભાવના

* વીરનરની મોજ મેળવવા માટે અથવા એ કશી વાંછના વિના, ગમે તે રીતે રચાયેલાં આ ગીતોના કર્તાઓએ દગલબાજીને ધિક્કાર દીધો છે, ક્રૂરતા પ્રતિ ખેદ દાખવ્યો છે, કોઈ સ્ત્રીને સતાવવી, ધિંગાણેથી ભાગવું, માથું પડે તે પહેલાં માથું નમાવવું, એ તો આ ગીતકર્તાઓને મન બદનામી સમાન હતું. ભલે તેઓએ કાયદાનું પાલન જરૂરી ન ગણ્યું, પણ કાયદા ક્યા તેઓના પોતાના કરેલા હતા ? જે કાયદાનો ભંગ તેઓએ વખાણ્યો તે કાયદા તો શ્રીમંતોએ ને સત્તાધારીઓએ કરેલા ને કાં પરાપૂર્વથી ચાલ્યા આવતા એ રૂઢિબંધો હતા. ઉપરાંત મોજમજાહને તેઓએ નથી ઉપાસી બેશક બહારવટિયાના પ્રણયભુવન, 'સુરાપાન કે સોનાની પ્રાપ્તિ તેઓને ગમતી, પણ એ કાંઈ મોજમજાહ નહોતા કવિઓએ તો ચરબીભર્યા શરીરોવાળા મહંતોની

* 'Treachery, then, the ballad makers hated cruelty they regretted, and to hurt a woman, to turn away from a fight, or to give in before the blood gave out, was to them dishonour. They did not think it necessary to keep the law but then the law was not of their own making. It was either the bondage of convention or the rule of the rich They cared little for comfort Love and wine and gold they loved, but these are not comfort The sleek sensual abbot with his ambling pad, his fat money-bags, was their abhorrence The social order which the ballad-makers imagined for themselves, was a chaotic order, a wild and blood-stained life, but as they saw it and sang of it, was a noble choice between two sets of evils There are grave possibilities, no doubt, in the life of peace and comfort, and we must hope they may some day be realized, but perhaps there is something to be said yet for the ballad-life as an ideal. With all its crimes and sorrows, it was a life of the spirit It was full of generosity and sincerity and courage, and above all it set Death in his right place :

'it is but giving over of a game'
'That all must lose'

(Sir Henry Newbolt)

કાંદા તરફ અને રૂપિયાની થેલીઓ તરફ તિરસ્કાર દાખવ્યો છે. ત્યારે આ સંહારકોની સ્તુતિ કરનારા કવિઓને કેવી તરેહની સમાજ-વ્યવસ્થાની કલ્પનાઓ હતી? બેશક અંધાધૂંધી અને મસ્તીખોર, લોહીથી ખરડાયેલી જીવન-પ્રણાલી જ તેઓને પસંદ હતી. અને એ જીવનક્રમને જોઈ જોઈ એનાં ગાન ગાનારાઓએ એ રીતે બેમાંથી ઓછાં અનિષ્ટવાળી સ્થિતિ જ પસંદ કરી લીધી હતી. શાંતિ અને આરામવાળી જીવન-દશામાં અનેક ઇષ્ટ ફલો શક્ય છે, જગતના કલ્યાણની અનેક પ્રવૃત્તિઓ તેમાં ખીલી શકે તેવું છે, અને કોઈક દિવસ એ ખીલે તેવી આપણે આશા રાખીએ. પરંતુ આ યુદ્ધલીલાની જીવન-દશાને પણ આદર્શ હતો એવું થોડુંક બોલી શકાય તેમ છે. એની ચાહે તેટલી ક્રૂરતા અને શોક-વેદના વચ્ચે પણ એ જીવનદશા તે આત્માની-spiritની-જીવનદશા હતી. એ દિલાવરી, સચ્ચાઈ અને હિંમતથી ભરપૂર હતી. એથીયે વધુ આકર્ષક તો તેમાં મૃત્યુનું ઉચિત સ્થાન હતું. તેઓ માનતા કે મૃત્યુ તો એક બાજી છે. એ બાજીમાં આખરે તો સહુએ હારવું જ સરજાયું છે. રમી રમીને ભલે છેવટે હારીએ, પણ પાસા તો ફેંકી લઈએ. એ હારમાં પણ મસ્તી જ છે.' (સર હેનરી ન્યુબોલ્ટ)

**સૌથી મીઠાં મરસિયા-ગીતો**

માટે જ બહારવટિયાનાં કાવ્યોની સીકામાં મીઠી પંક્તિઓ તેઓનાં મૃત્યુ વિષેની છે. મૃત્યુ પર એ કવિતાએ સુંદર અશ્રુઓ સાર્યાં છે. એ રુદન-સ્વરો પશ્ચાત્તાપના નથી, નિરાશાના કે સંતાપના નથી. એમાંથી તો ગુંજે છે કોઈ અગાધ મમતાના સ્વરો. એમાંથી તો વીરની મહત્તાના ઘોષ ગાજે છે:

નારીયું નત્ય રંડાય, નર કે દી રંડાય નહિ:
ઓખો રંડાણો આજ, માણેક મરતે મૂળવો!
ગોમતીએ ઘૂંઘટ તાણિયા, રોયા રણછોડરાય,
મોતી હતું તે રોળાઈ ગિયું, માણેક ડુંગરમાંય.
ઈંદ્રલોકથી ઊતરિયું, રંભાઉં બોળે રૂપ
માણેક પરણે મૂળવો, જ્યાં સેળા ધિયા ભૂપ.

એ શબ્દોમાં નુકસાનીના વિલાપ નથી, મૂળુ માણેક પાયમાલ થઈને ભૂંડે હાલ મૂઓ તેનો કટાક્ષ નથી, એણે આમ કર્યું માટે એની આ વલે થઈ તે જાતનો ફેંસલો નથી. મૃત્યુમાં પણ મૂળુ તો 'મોતી' જ રહે છે. ઓખાભૂમિનો ભરથાર જ રહે છે. ગોમતીજીનો પણ પુત્ર જ રહે છે. રણછોડરાયને પણ રોવરાવે છે. એ જ ધ્વનિ આ રહ્યો:

રામવાળાના લગન આવ્યા,
લગનિયાનો ઢાક ગોઝારો, બારીઓ બાળો, કયાં રોકાણો
રામવાળો!

અથવા તો

ફાંસીએ ચડતા કથડજી બોલિયા,
આમાથી મુને એકવાર છૂટો મેલ બાબુભા ભુજના રાજા!
છેવગીને છેદને નો તો મારજો!
બોળવીને એના માથડા નો તો વાઢવા!

**પ્રધાન સૂર** એ તમામ મૃત્યુ–ગીતોમાથી એના એ જ સ્વરો ઊઠે છે ૧ They hated treachery ૨ It (Death) is but giving over of a game that all must lose ફરી ફરીને એના એ સૂરો ગુજે છે ફરી ફરી એવુ એ ચિત્ર ઊઠે છે મરસિયાના એ સ્વરોની અદરથી મૃત્યુની બાજીમા માનવ–જીવનની અનિવાર્ય હારના પાસા ખખડતા સભળાય છે સાભળો

સધા રોનુજા તરા, ગા' ગરવે ગીધાણ,
માસનો ધ્રાવતલ મેરાણ, ગઢવી નાગલવડો ગિયો.

( શેત્રુજા ડુગર ઉપરથી ઊડીને બધા ગીધડા ગિરનાર ચાલ્યા ગયા, કેમકે આહીં ગોહિલવાડમા તો શત્રુઓનુ માસ ખવરાવી ધરવ કરાવનાર વીર નાગરવ મરી ગયો )

ટક ટક રોતી તેમ પટાળી છૂટે પટ
અણનમ નાગરવ એક, ગઢવી ભ્રખ દેતલ ગિયો.

( કોઈ સુદરી પોતાનો સ્વામી મરતા માથાના વાળની ડાબી–જમણી બને પાટી છૂટી મૂકીને રડે, તેમ તારી તલવાર પણ પોતાના પટા મોકળા મેલીને ટકે ટકે રડે છે, કેમકે દુશ્મનને કદી ન નમનારો સ્વામી નાગરવ ગિયડ નામે ભક્ષ દેનારો બહારવટિયો તો ગયો )

તોળી જે કરમણ તણા! વાળા જોતા વાટ,
થોભા મોરાનો થાટ નાગવડા! ભાળા નહિ.

( હે કરમણના પુત્ર! તારી તો બહુ રાહ જોઉ છુ પણ એ થોભા ને એ મુખમુદ્રાનો ઠાઠ હવે હુ નથી ભાળતો )

**ક્રૂર આચરણો** બહારવટિયાઓના ઉચ્ચ તત્ત્વો બતાવી દીધા પછી આ હકીકત તો ઊભી જ રહે છે ગામ બાળવા, એડૂતોના માથા વાઢી ધીંસરા જરવા વેપારીઓના ચોપડા બાળવા, નિર્દોષોને લૂટવા, ન આપે તેને મારવા—એ બધુ પ્રત્યેક બહારવટિયાના જીવનમા વત્તાઓછા પ્રમાણમા થયા જ કર્યું છે

પરતુ તેનો એક જવાબ છે બહારવટુ એટલે શુ? પોતાનો ગરાસ ઝૂટવનાર પ્રબળ રાજસત્તા સામે શત્રુતા જાહેર કરવી લડાઈ જાહેર કરવી અને લડાઈ એટલે શુ તે આજના સરકારી

યુગમાં પણ આપણાથી અજાણ્યું નથી. એક સત્તા સામી સત્તા ઉપર હરકોઈ ઇલાજે એવું દબાણ
લાવે કે સુલેહ કરવાની એને ફરજ પડે, એ લડાઈની નેમ છે. એ નેમને અનુસરનારાં યુદ્ધગામી
રાજ્યો આજ પણ સદોષ-નિર્દોષનો વિચાર નથી કરતાં. એ તો શત્રુના સમગ્ર રાજને, એટલે કે
રાજા તેમ જ પ્રજા બંનેને, શત્રુ ગણે છે, શત્રુરાજ્યનાં તમામ પ્રજાજનોને પોતાને ઘેર નજરકેદ
રાખે છે, એની સંપત્તિ કબજે કરે છે વગેરે બધું આજના યુગે પણ આવશ્યક ગણેલું યુદ્ધનું નીતિ-
તત્ત્વ છે.

હવે આપણે બહારવટિયાનાં આચરણો તપાસીએ : એમનામાં સ્વયંભૂ કામ કરી રહેલી
મનોવૃત્તિ પકડીએ : એ યુદ્ધે ચડ્યા તે પોતાના બરોબરિયાની સામે નહિ,
પણ સોગણા પ્રબલ શત્રુઓની સામે. પોતાની પાસે લાવ-લશ્કર તો નહોતું,
યુદ્ધનીતિ
છતાં શત્રુ પોતાના અન્યાયનો પ્રતિકાર કરે એવું ઉગ્ર દબાણ તો તેઓને
શત્રુની ઉપર આણવું જ હતું. એને મન કેવળ રાજા જ નહિ, પણ એ રાજશાસનમાં શામિલ રહેતી,
અધીન રહેતી, એના રક્ષણ થકી આબાદાની ભોગવતી તથા એ રાજશાસનને કર-વેરા ભરી નિભાવી
રાખતી સમગ્ર પ્રજા સુદ્ધાં શત્રુ હતી. માટે તેના પર પણ ભીંસ લાવવી એ તેઓની યુદ્ધનીતિને
મંજૂર હતું. જેમ રાજસત્તાઓ બહારવટિયાનાં સગાંવહાલાંને પરહેજ કરી તેના ગરાસ-ચાસ ખાલસા
કરે, તેના મળતિયાઓને રિબાવે, તેમ બહારવટિયા પણ રાજસત્તાની જમીન વાવવા-લણવા ન
દે અને બીજી હજાર રીતે સત્તાને ગૂંગળાવી મૂકે, કે જેને પરિણામે રાજને સુલેહનાં નોતરાં
આપવા સિવાય અન્ય રસ્તો જ ન રહેવો જોઈએ. જોગીદાસ ખુમાણે પોતાની જ આંચકી
લેવાયેલી જમીન એ આંચકનાર રાજ્ય તરફથી ખેડૂતોને ખેતી માટે અપાતી જોઈ-ખેડાતી જોઈ
એટલું જ નહિ, પણ કુંડલા ઉપર છેક રાજુલાથી દરબારી તોપખાનું ઢસડી લાવનાર પણ એ
ખેડૂતોને જ દીઠા. જોગીદાસે કહ્યું કે આ ખેડુને હું કેમ ખેડવા આપું ? પોતાની જમીન પર
બહારવટિયો શત્રુરાજને કેમ નભવા આપે ? રાણા પ્રતાપે શું કર્યું હતું ? મેવાડની ધરતીમાંથી
મોગલના ખજાનામાં એક પૈસો પણ ન જવા દઉં : કોઈ ખેડી તો ન શકે, પણ બકરાંયે ચારી ન
શકે : એક ગોવાળે બકરાં ચાર્યાં : રાણાએ એનું માથું ઉતારી રાહદારી રસ્તા પર લટકાવ્યું : આ
નીતિ તે બહારવટાની યુદ્ધનીતિ. Everything is fair in love and war એ એનો
સિદ્ધાંત : અધર્મ આચરનાર રાજસત્તાનું એકેએક અંગ પીંખી નાખવું એ યુદ્ધધર્મ : બેહોશ બની,
તોબા પોકારી ખુદ વસ્તી જ રાજા પર દબાણ લાવે, ને રાજા બહારવટિયા પ્રત્યે આચરેલો
પોતાનો અનર્થ નિવારે, એ એનો અંત.

આજે પણ યુદ્ધ-નીત તો એ જ છે. જે યુદ્ધમાં હિંસા મંજૂર છે તેની યુદ્ધનીતિ તો એ
જ છે : એટલે કે સામી હિંસા ચલાવવી : ને બીજાં કેટલાંક જે યુદ્ધો અહિંસાના પાયા પર
મંડાયાં છે તેની પણ યુદ્ધનીતિ તો એ જ છે : બળવે ચડેલા ખેડુતી ખાલસા જમીન ખરીદ

કરીને તે પર ખેડવા આવનારની સાથે ઉગ્ર અસહકાર : વિના માર્યે, વિના તલવારે એ માણસ મરે; એને મારવાની તલવારો જુદી : એટલું જ બસ નથી. એ રાજતંત્રમાં સહાય કરનાર તટસ્થ લોકોએ પણ રાજીનામાં આપી રાજસત્તા પર દબાણ લાવવું જ જોઈએ. નહિતર તેઓના ઉપર સામાજિક બદનામી ઊતરે. ને સામાજિક બદનામી એટલે ? civic death ! બહારવટિયા આવી સંસ્કારી અહિંસાત્મક અને સૂક્ષ્મ રીતિઓ જાણતા નહોતા. કોઈ જ તે દિવસે નહોતું જાણતું. એટલે તે દિવસ physical death, physical disabilities–શારીરિક મોત ને નિરાધારી ઉપજાવવાં એ જ અંતિમ સાધન હતું. શત્રુની સાથે સહકાર દેનારા તમામ સંજોગોને રદ કર્યા વિના આરોવારો નહોતો.

અંતિમ સાધન

ભીમા જતે એક સંધીની દગલબાજીનો કિન્નો લેવા તમામ સંધીઓની કતલ કરી : જોગીદાસે કુંડલાની ચોરાસીમાં ખેડવા આવનાર કણબીઓનાં ધીમરાં કર્યાં : વાઘેરોએ પોતે પચાઉગીર માનેલા ગાયકવાડ સાથે સહકાર કરનારાં તમામ સોરઠી રાજ્યોમાં લૂંટ ચલાવી : એ બધાની પાછળ અવ્યક્તપણે આનો આ જ યુદ્ધનિયમ ઊભો છે. અને ફ્રાંસ તથા રશિયાના વિપ્લવવાદીઓએ એનાં રાજારાણી અથવા અમુક ઉમરાવો ને પુરોહિતોના જુલમને કારણે સમગ્ર રાજકુલો, ઉમરાવકુલો તેમ જ પુરોહિત-સંઘો કાપી નાખ્યા તેની પાછળ પણ સિદ્ધાંત તો એ જ છે. ભેદ એટલો જ કે આંહીં બહારવટિયાના એકાદ ઘર અથવા એકાદ વંશ પર અધર્મ ગુજરેલો, ને ત્યાં સમસ્ત પ્રજા ઉપર. વૈર વાળવાની વૃત્તિ તો એક હતી. રાજતંત્રને અશક્ય બનાવવાની જ એ રીત હતી.

વૈર વળવાની વૃત્તિ

હવે વિચારીએ સંજોગોની વાત : લૂંટ એ અધર્મ, અમાનુષીપણું છે, એ ભાવનાનું ભાન એ યુગમાં જીવન્ત નહોતું. કોઈ મોટો વિપ્લવ આવે, અને પ્રત્યેક જણ પોતાને ભાગે વધુમાં વધુ લઈને બેસી જાય, તેવો સમય આવી ગયો હતો. કોઈ મોટું રાજ્ય પણ પોતાની ઈશ્વરદત્ત જમીન લઈને અહીં નહોતું આવ્યું. તમામે આવી આવીને શક્તિ અનુસાર જીતી લીધું. કોઈને કળવકળ વધુ આવડયાં તો અન્યને ઓછાં સૂઝયાં, પણ વિજેતા હતો મોટો લૂંટારો, ને બહારવટિયો હતો નાનો લૂંટારો. એટલે Sanctity of possession—માલિકી-હકની પવિત્રતા, એ ભાવ અણુખીલ્યો જ હતો. નહોતી કોઈ પ્રબળ ધર્મશક્તિ કે નહોતી કોઈ સબળ સામાજિક ભાવના. અહિંસાનું વાતાવરણ તો શૂન્યવત જ હતું. અહિંસાની લડત હોઈ શકે કે કેમ, તેની છાયાય કોઈની કલ્પનામાં નહોતી, નહોતી રાષ્ટ્રભાવના. હતાં કેવળ કુલભાવના ને કુલધર્મ. કવિ ન્હાનાલાલ કહે છે તેમ સહુ એકલવિહારી વનરાજો હતા. કોઈ અન્ય રાજ્યસત્તાને પોતાના પર ધર્મરાજ્ય અથવા ન્યાયશાસન

ખા અને ખાવા દે !

ચલાવવા આવેલી ચક્રવર્તી સંસ્થા તરીકે સ્વીકારવા તેઓ તૈયાર નહોતા. એટલે નિરંતર એક જ વૃત્તિ તેઓને ઉચિત તથા ધર્મ્ય લાગી કે બળિયા થવું. બેશક, બચાવી પાડવું : Self-aggrandisement : એ વૃત્તિ હતી મોટાં રાજ્યોની. તેની સામે બહારવટિયાનો બોલ એ હતો કે Live and let live !—તું તારું ખા, મને મારું ખાવા દે.

ફાવ્યો માટે વિજેતા

આ બોલ જ્યાં ન ઝિલાયો ત્યાં ત્યાં યુદ્ધનો આગ્ન ઝર્યો. જે ફાવ્યો તે આજે વિજેતા ગણાયો, ન ફાવ્યો તેના લલાટમાં 'લૂંટારો' શબ્દ લખાયો. વિજેતાનાં વિરાટ સૈન્યોએ તેમ જ બહારવટિયાએ, બન્નેએ કરી તો કતલ જ. પણ બન્નેનાં કૃત્યો વિશે ભાષા-પ્રયોગો ભિન્ન થયા. ઊલટું લોકવાયકા બહારવટિયાનાં આચરણોનો જે ચિતાર આપે છે તેમાં તો પેલા વિજયી સૈન્યના સંહારચિત્ર જેટલા લાલ રંગો નથી દેખાતા. બહારવટિયો પોતાની લૂંટફાટમાંથી મૂઠી ભરીભરી બીજે હાથે દેતો જતો, પરમાર્થે વાપરતો, ગજાસંપત જ એ ઉપાડી જતો. અને અન્યના કાયદા ઉથાપતો પણ પોતે પોતાને કાજે કરેલા નેકીના નિયમો તો જીવ સાટે પણ જાળવતો. બીજી બાજુ વિજેતાનાં દળકટક જ્યાં થઈને હાલતાં ત્યાં ધરતીનું પડ ઉજ્જડ વેરાન બનાવી દેતાં; સ્ત્રીઓ, બાળકો કે ધર્મસ્થાનકો પ્રત્યેનો વિવેક ન રાખતાં.

યુગલક્ષણ

આજે યુગ બદલાયો છે. શાંતિ, સ્વસ્થતા, સત્તા, કાયદો, અહિંસા, ભ્રાતૃભાવ અને નિઃશસ્ત્રી દશા—એ તમામનું વાતાવરણ આપણી ચોપાસ ઘનિષ્ઠ બની છવાઈ ગયું છે. આજે એકાદ માણસનો એક જ જખમ જોતાં આપણને અરેરાટી છૂટે છે, એકાદ માણસ ધિંગાણે મરતાં આપણે કોચવાઈએ છીએ. પણ યુગેયુગની હિંસા તો ચાલુ જ છે. માત્ર ચાલુ હિંસા પ્રત્યે આપણી દૃષ્ટિ ટેવાય છે, એટલે જ ખાણોમાં ને કારખાનાંમાં ચાલી રહેલો લાખો નિર્દોષોનો સંહાર અત્યાર સુધી આપણી નજર પણ ખેંચતો નહોતો. આપણે એ જ ખાણનાં કોલસા કે સોનાં-રૂપાં, ને એ જ કારખાનાનાં કાપડ ઇત્યાદિ સેંકડો પદાર્થો પ્રેમથી પહેરીએ-ઓઢીએ છીએ, એ જ મૂડીદાર સંહારકો આ યુગના ઉદ્યોગવીરો બની આપણાં સન્માન પામે છે. બહારવટિયાઓએ આટલી કતલ કે લૂંટફાટ તો કદાપિ કરી જ નથી, ને જેટલી કરતા તેટલી પ્રકટપણે દિલનો સંકલ્પ છુપાવ્યા વગર કરતા. તેમ જ તેઓની સામે થવાનું દ્વાર સહુને માટે ખુલ્લું હતું. કોઈ કાયદો એને ઓથ નહોતો દેતો. એ નિખાલસપણું અને સાફદિલી હતાં તે કારણે જ તેમાંથી અન્ય નેકીના સંસ્કારો આપોઆપ કોળ્યા હતા. લૂંટફાટ હતું એ યુગનું યુગપૂરતું લક્ષણ, અને આ બહારવટિયા બનનાર વ્યક્તિઓનું ચિરંજીવી લક્ષણ તો હતું chivalry—પ્રેમ-શૌર્ય : એ ચિરંજીવ હતું અને બળવાન હતું. વળી હતું સ્વયંભૂ. એમ ન હોત તો કોઈ ધાર્મિક સંસ્કારના અભાવે, કોઈ ઉચ્ચ રાજનીતિ-

શાસ્ત્રના અધ્યયન વગર, અને કોઈ ધર્મનીતિશાસ્ત્રના સંસર્ગ સિવાય એ શી રીતે પ્રકટ થાત? ને પ્રકટ થયા પછી આવા વિઘાતક જીવનપ્રવાહ વચ્ચે શી રીતે એની ડાળીઓ મહોરી હોત? પરનારી પ્રત્યેનું અદ્દભુત સન્માન, બ્રાહ્મણસાધુ પ્રત્યે દાનવૃત્તિ, શત્રુ પ્રત્યે વીરધર્મ વગેરે વસ્તુઓ પ્રકૃતિગત બદમાશીમાંથી ન નીપજે, ક્ષારભૂમિમાં સુગંધી ફૂલો ન ફૂટે.

આપણે એની મનોદશાનો વિચાર કરીએ :

બહારવટિયાની મનોદશા

૧. બિનગુને પોતાની જમીન ઝૂંટવી લેનાર બળિયા રાજની અદાલતને બારણે ધક્કા ખાધા પછી પણ એને ઈન્સાફ ન મળ્યો ત્યારે એનો આત્મા ઊકળી ઊઠયો.

૨. ચારે દિશામાં નજર કરતાં કોઈ એને ઇન્સાફ અપાવે તેવું ન દેખાયું, ઊલટું રાજકોટની એજન્સી સત્તાએ તો હમેશાં મોટાં રાજ્યોનો જ પક્ષ લઈ એ નાનાને પાયમાલીને છેલ્લે પાટલે મૂકી દીધો.

૩. અન્યાયનો ઘૂંટડો એ ખુન્નસભર્યો, ખમીરભર્યો, સ્વમાની અને ટેકીલો ગરાસિયો કેમ કરીને ગળી જાય? ગળી જાય તો એની મર્દાનગી શા ખપની?

૪. એ ઊઠયો : મરવા-મારવાનો નિશ્ચય કરીને ઊઠયો : એણે પોતાનાં પ્યારાં બાળબચ્ચાં કોઈ પરાયા ઘરને ભરોસે ભળાવ્યાં. એણે પોતાના વહાલા ઘર તરફ પીઠ વાળી : 'turned his back on the homestead where his families lived for centuries : અને વેરાનમાં ઘર કર્યું'.

૫. એ શા કારણે? શા પરિણામની આશા કરીને? જીતવાની કે જીવવાની નહિ, પણ મૃત્યુ વડે, પોતાના શોણિતાક્ષરે અન્યાય સામે અવાજ દેવાની. યાદ કરો હીપા ખુમાણનું વચન : 'મારે તો પાલીતાણાના દરબારગઢમાં મારો રણસંગો ખોડાવવો છે!' બહારવટિયો વૈભવ માણતો નહોતો, સાત સાત લાંઘણો સહેતો, રાત-દિવસ પહાડો ને નદીઓમાં ભાગતો ને સંતાતો, ઘાયલ થતો, પીડાતો, અસહ્ય કષ્ટ સહેતો, બાળબચ્ચાંના લાંબા વિજોગ સહેતો—અને કયાં કયાં સુધી? બાર-બાર ચૌદ-ચૌદ વર્ષના અથવા સદાના એ વસમા દેશવટા હતા, અને છેવટે એના મિત્રો દ્વારા જ રાજસત્તાની કુટિલ દગલબાજી વિષથી, કતલથી કે આગ વડે એના જીવનનો કરુણ અંત આણતી.

૬. એને પોતાને અન્યાયનો પ્રતિકાર કરવા અથવા તો બદલો લેવા માટે સૈન્યની જરૂર હતી. એની પાસે રાતી પાઈ નહોતી. લોકોએ એ સૈન્ય નભાવવું જ પડે એ એની વિચારણા હતી. શિવાજીએ પોતાની ફોજ સૂરતની લૂંટ ઉપર, એક નહિ પણ સાત સાત વારની લૂંટ પર

નભાવી. એ છત્રપતિ, ક્રાંતદર્શી, શાસક, નિયામક અને મરાઠી મહારાજ્યનો સ્થાપક તો લૂંટ-ફાટમાંથી સાધનો મેળવ્યા પછી થયેલો.

૭. એણે લૂંટો કરીને ધન સંઘર્યું નહિ, પોતાનાં સ્નેહી-સંબંધીઓને નિહાલ કરી ન દીધાં. (રામવાળાએ પોતાની બહેનોને કહેવરાવ્યું મનાય છે કે 'રગતનો પૈસો તમને નહિ ઝરે, માટે હું તમારા સારુ લૂંટ નહિ કરું.) માત્ર પોતાનો ટકાવ કરી, બાકીનું ખેરાતોમાં દીધું.

૮. એનાં બાળબચ્ચાં ને સગાંવહાલાં પર જુલમ અને અપમાન ગુજરતાં, એની પોતાની સામે પણ શત્રુરાજ્ય એકલું જ નહોતું, પણ અન્ય મિત્રરાજ્યો, બહારની સત્તાઓ વગેરેનાં જૂથ જામતાં, એથી બહારવટિયાની અકળામણ વધતી, ખુન્નસ વધુ તપતું, ઘાતકી મનસૂબા ઊપડતા.

૯. શત્રુ પ્રત્યેની દાઝ જેમ વખતોવખત ક્ષમા અને ખેલાડી નીતિની કક્ષાએ ચડી વંદનીય બનતી, તેમ કોઈ વખત કિન્નાનું સ્વરૂપ ધરી બીજા જતની માફક, એક જ સંધીની દગલબાજીનો બદલો લેવા આખી સંધી કોમની કતલનું કરુણાજનક સ્વરૂપ ધરતી. એ વિચિત્ર માનવીઓનું આ બધું વિલક્ષણ અને વ્યક્તિગત સારું-માઠું માનસ હતું.

**વેપારીઓના ચોપડા**

૧૦. વેપારીઓના ચોપડાઓને આગ લગાડવામાં રહેલી એની વિવેકભૂલી દાઝની પાછળ ગામડાંના વેપારી-સમુદાયની મૂડીદાર નીતિ ઊભી હતી. ગામડાંનો વેપારી કેવળ 'બમણાં-ત્રમણાં' નાણાં કરીને જ જીવતો. અજ્ઞાની અને ભોળી ગ્રામ્ય કોમોને બુદ્ધિની જળો મૂકી એ ચૂસી લેતો. ઘણી વાર રાજસત્તાની સાથે લાંચ-રુશવતથી લાગવગ લગાડી વિચિત્ર સંજોગોમાં ગરાસિયા ઉપર જપ્તી લાવતો. આજ પણ ખેડુ તથા ગરાસિયાની બરબાદીની તવારીખમાં મોટો કુયશ વેપારીને નામે જમા થાય છે, એ આખો ઇતિહાસ અત્યંત ત્રાસજનક છે. એ કુટિલતાની સામે કણબી-ખેડુનું ઠંડું લોહી ઊકળી શકતું નહિ. જ્યારે લડાયક સંસ્કારવાળા ગરાસિયાની અડબૂત આંખો વીફરીને આ રીતે વેર વાળતી. 'લાવો ચોપડા બાળી દઈએ, એટલે બીચારા કૈકને સુખ થઇ જાય!' એ એનું બુધ્ધડ સૂત્ર હતું.

**વિવેકબુદ્ધિ અશક્ય**

૧૧. પરંતુ જ્યારે પ્રબલ અને પ્રમત્ત ઊર્મિઓનાં ધમસાણ બોલતાં, જ્યાં વીરત્વનું સ્વરૂપ રૌદ્ર બની જતું, જિંદગીને બાજીમાં હારી જવાનો તોર જાગતો, જ્યાં વેદનાના પછાડા ચાલતા, ત્યાં પ્રત્યેક પગલે જૈન વીતરાગના જેવી અહિંસાની દૃષ્ટિ જાળવવી અશક્ય હતી, ત્યાં પ્રત્યેક માનવ-જીવનનું મૂલ્ય આંકવા બેસવું એ અસંભવિત હતું. પગલેપગલે જો આ પુરુષો આવી કોઈ અસાધારણ વિવેકબુદ્ધિ વાપરીને જ ચાલ્યા હોત, તો આપણે એને પરિપૂર્ણ વીરત્વના આદર્શ પદે સ્થાપી શકત. પરંતુ આદર્શ વીરત્વ, પરિપૂર્ણ અને પરિશુદ્ધ વીરત્વ તો આપણે નિત્ય જેને રટીએ છીએ તે

રામાયણ-મહાભારતમાંયે મળવાં દુષ્કર છે, માટે જ આપણે બધી પરિમિતતા લક્ષ્યમાં લઈ એટલું જ ઉચ્ચારી શકીએ કે બહારવટિયાઓ બહાદુર હતા, પણ ' Heroes in making ' હતા.

પ્રેરકો ન મળ્યા

Heroes in making: હા, શિવાજીને રામદાસ ગુરુ અને જીજાબાઈ માતા મળ્યાં, માટે એ વીર બન્યો-શાસક બન્યો. જોગીદાસને રામદાસ નહિ પણ ગુરાદશા મળ્યો. જોધા માણેકને કોઈ ન મળ્યું. જેસા-વેજાને માંગડો ભૂત મળ્યો. બાવાવાળાને દાનો ભગત મળ્યો. કોઈને રામદાસનો મણિસ્પર્શ ન થયો, નહિ તો એમાંના કોઈમાંથી પણ શિવાજીનું સ્વલ્પાંશ મોતું સૌરાષ્ટ્રને સાંપડ્યું હોત. મહાનુભાવતાની બારેલી ચિનગારીઓ કોઈ કોઈ વાર ઝબૂકી ગઈ, પણ એની સાથે લોક-સેવાની ભાવનાનાં ઇંધનનો સંપર્ક કરાવી દીક્ષાની ફૂંક દેનાર પરમ પુરુષ નહોતો. સૌરાષ્ટ્રમાં રામદાસ નહોતા, ગુરુ ગોવિંદસિંહ નહોતા. વીરત્વની સોનાખાણના આ સુવર્ણને ઓગાળી માટીથી વિખુટું પાડનાર કોઈ ભઠ્ઠીઓ નહોતી. એરણ ને ઘણ નહોતાં. કારીગર કે કીમિયાગર નહોતો. એની ક્રૂર બહારવટા-નીતિમાં સંસ્કાર ન આવ્યા તે માટે તો જગત સમસ્તના વીરત્વનો ઇતિહાસ જવાબદાર છે. અને આજે નિર્મળ વિવેકદૃષ્ટિને નામે છાપરે ચડીને બોલતો યુગ પોતે શું આચરે છે? વાણિજ્ય, ઉદ્યોગ, રાજકારણ વગેરેનાં ષડ્યંત્રોમાં લાખો સ્રીપુરુષો અને બાળકોનો દિવસરાત સંહાર ખેલાવી, એનાં શોણિતને પૈસે કલા, ધર્મ, કેળવણી, સમાજસુધારો, સ્વાતંત્ર્ય ઇત્યાદિના ધુરંધર મુરબ્બી બની, દેશવીર બની અનેક લોકો પૂજાય છે. એની લંપટતા અને ફક્ત ચૂસવાની કુનેહ આજે વીરત્વમાં ખપે છે. બહારવટિયા હરગિજ એ બધું જોઈને આજે પોતાને પુણ્યશાળી માનત.

આસમાનીનો તોર

હવે કરીએ બીજી કોટિના બહારવટિયાની વાત : એમાં આવે છે વાલો નામોરી, મોવર સધવાણી, એકલિયો વગેરે : જેને કોઈ રાજસત્તા સામે રોષ-ફરિયાદ grievance નહોતાં. તેઓનાં બહારવટાં unprovoked અણઉશ્કેરાયલાં હતાં અથવા કુટુંબકલહમાંથી, એકાદ કોઈ ગુનામાંથી કે પરસ્પરના તંતમાંથી પરિણમ્યાં હતાં. આની પાછળ શી મનોદશા હતી? એ મનોદશા માત્ર ચોરીની અથવા લૂંટફાટની ન હતી. ચોરીલૂંટથી બહારવટું જુદી જ વસ્તુ છે. બહારવટું એ જીવનસટોસટની વાત છે. એમાં મૃત્યુ સિવાય અન્ય પરિણામ નથી. એમાં દેહદમન, પીડન, વિપત્તિઓ વગેરે બહુ હોય છે. વળી જ્યારે આવો લૂંટારો પોતાના જીવનમાં નિજરચ્યા કેટલાક વસમા નેકી-નિયમો સ્વીકારી બેસે છે ત્યારે તેનાં કષ્ટો દુઃસહ બને છે. છતાં સત્તાને ચરણે પડી શાંત પ્રજાજન થવા કરતાં નોફાને ચડી મૃત્યુની વાટ લેવી એને શીદ પાલવે છે? પોતે લૂંટતો છતાં બીજી બાજુ ખેરાત કરી ફકીર રહેવું શીદ પસંદ કરે છે? એનું કારણ છે Love for Romance: અદ્ભુતતાનાં તત્ત્વો સાથે ખેલવું એ એની ખુમારી હોય છે. પહાડો અને નદીઓ પર જાનવંત

ઘોડાં ઠેકવવાં : ગુફાઓ અને ગાળાઓમાં નિવાસ કરવો : ગામો ભાંગીને ગાયોને કપાસિયા નીરવા, ચોરાસીઓ જમાડવી, ખેરાત ઉડાવવી, મૃત્યુના ઓછાયા આવરી રહ્યા હોય ત્યારે પણ દાંડિયારાસ, રાસડા, છુંડારી ઇત્યાદિના જલસા માણવા : સત્તાધીશોને સામેથી કહેણુ મોકલવાં : પોતાના નેજા ફરકાવવા : અરણ્યોની ઝાડીમાંથી કે નદીની ભેખડોમાંથી ઓચિંતાં ઓકાનાં બાંધી દેખાવ દેવો : કોઇ ગરીબ બાપની દીકરીને કન્યાદાન દેવા ઓચિંતાં લગ્નચોરીમાં પ્રકટ થવું : કોઈ ગરીબ માણસની સવેલી કન્યાને પરણવા જનારા હરામીની જાન રોકી તે જ જાનમાં એ સાચા ગરીબ વરને બેસારી પરણવા લઈ જવો : કોઈ રોટલા આપવા આવનાર બાઈ ને બહેન-દીકરી કહીને નવાજેશ દેવી : કોઈ સાહેબની મડમને અંતરિયાળ રોકી લૂંટવાને બદલે ઊલટું બહેન કહી કાપડાના રૂપિયા આપવા : કોઈ શૂરવીર વાણિયો પણ સામે થાય તો તેને બહાદુર કહી જવા દેવો : બહારવટે છતાં ખેધડક રાજસત્તાના ચોકીપહેરા ભેદી-કરીને પોતાને ઘેર જઈ કુટુંબને મળવું : વરજાંગ ધાધલની માફક પોતાની વાટ જોતી ઘરની સ્ત્રીને કહેણુ મોકલાવ્યા મુજબ જ મળવા જવા નીકળવું : નીકળતી વેળા અપશુકન થાય તેને ન ગણકારી પાદરમાં જ શત્રુઓ મળ્યા તેની સાથે ધિંગાણે રમી દેહ પાડવો : શત્રુને ગોળી ન મારતાં તેના ઘોડાના ડાબલા અથવા કમરના જમૈયા પર બંદૂક આંટીને એને ચેતવવો : સરકારી દફતરો બાળી નાખવાં—આ બધું Romanceનું બલવાન તત્ત્વ છે. પુનિયો ચારણ બસ એકલવિહારી બહારવટિયો બનીને ચાલી નીકળ્યો, કોઈ સંગાથી જ એણે ન રાખ્યો, અને એકલવાયા ઘૂમતાં ઘૂમતાં જ એણે ધિંગાણાં કર્યાં, એ પરથી લોકોએ એને 'એકલિયા'ની પદવી દીધી, એ બધું જીવનની મસ્તી દાખવે છે. બેશક એમાં જંગલી તત્ત્વ ઘણું ઘણું ભર્યું હોય છે. આવા તોરીલા, મોજીલા, વજ્રશી છાતી-વાળા, અદ્ભુત છતાં ઉદાર, ઘાતકી છતાં દયાવંત, લહેરી છતાં ચારિત્ર્યવંત એવા અનેક બહાર-વટિયાની જીવનકથાઓ યુરોપ-અમેરિકામાંયે લખાઈ છે. સિનેમાના ચિત્રપટ પર આકર્ષક રીતે ઊતરી છે. સ્પેનનો Goucho જાતનો લૂંટારો એનું સુરેખ દૃષ્ટાંત પૂરું પાડે છે. Picturesque but baneful career : એ શબ્દો એને માટે સુયોગ્ય જ છે. પચરંગી, પીડનકારી જીવનને કારણે જ એ માનવ-ધૂમકેતુઓ મૃત્યુની વાટે નીકળી પડે છે. એ લૂંટારાપણું એની પ્રકૃતિ નથી. લૂંટો કરીને એ પોતાનું ઘર ભરતા નહિ. લૂંટ એની લાલસા નહોતી. એ એની પ્રકૃતિ પરના જાડા-પાતળા ઢાંકણુ નીચે હતું નેકદાર હૃદય. એને ગમતા સંધ્યાના રંગો. એની વાટને અંતે અંધારી મધરાત આવે છે ત્યાં પેસવાના એને કોડ હતા.

China in Revolt : બળવે ચડેલું ચીન : એ પુસ્તકનો બાહોશ લેખક બોલે છે કે 'Modern European civilization has succeeded in the Conquest of Nature by subduing and controlling her so that she can be made to serve man's desires, and this with unquestionable success. But more

terrible than the objective forces of Nature are the passions of man, and until these passions are properly regulated, there can be no civilization યુરોપી સંસ્કૃતિએ કુદરત પર વિજય મેળવેલ છે; કુદરત મનુષ્યની ઇચ્છાઓને ઉપયોગી થાય તે રીતે તેને કબજે કરી અંકુશમાં લીધી છે: અને તેમાં નિઃસંદેહ ફતેહ મેળવી છે. પરંતુ કુદરતની શક્તિઓ કરતાંયે વધુ ભયાનક તો મનુષ્યોની ઊર્મિઓ છે, અને એ ઊર્મિઓનું જ્યાં સુધી ઉચિત નિયમન નહિ થાય ત્યાં સુધી સંસ્કૃતિ સ્થપાઈ શકશે જ નહિ.'

માનવ-હૃદયનો મહાપ્રશ્ન

બહારવટિયાની છણાવટમાં આ બોલ સહેજે સાંભરે છે. આ સૂત્ર આપણે સોરઠની લડાયક જાતિઓને લાગુ પાડવાની જરૂર રખે ચૂકી જઈએ. ભગવાનલાલ સંપતરામ સરખો શાણો અને ચોક્કસ ઇતિહાસકાર પોતાના સાચા અંતઃકરણના નિરીક્ષણથી જે વાત સમજી શકયો હતો તે કિનકેઈડ સાહેબ પરદેશી સત્તાધીશ હોવાને કારણે પૂરેપૂરી ન સમજી શકયો. કિનકેઈડે વાઘેરો વિષે પોતાના 'Outlaws of Kathiawar'માં લખ્યું કે:—

કિનકેઇડ ન સમજ્યો

'Hindustani sepoys in the guise of mendicants penetrated every part of province with strange tales of the massacre of the white garrison and of the lurid sunset of the British Empire. By none were these tales more greedily listened to, than by Jodha Manik of Okhamandal.

× × ×

'Unmolested there he again took heart, and on the early morning of the 8th October 1860, performed the great feat of his life–the sack of Kodinar * * * and the rest of the day was spent by the Waghirs in the agreeable task of looting the Bania's shops and houses But Jodha Manik was no miser and when the Banias were fleeced to the bone, he spent the loot in feasting the neighbouring Brahmins, whose acknowledgment of his Kshatri descent he wished to obtain, and the low-castes whose support he desired.

But shortly after this exploit, and possibly as a result of his excesses on that occasion, he died of fever in the Gir.

બસ; 'બાવાવેશધારી હિન્દુસ્થાની સિપાઈઓએ '૫૭ના બળવામાં ગોરાની કતલની ને બ્રિટિશ રાજના અસ્તની વાતો કરી. જોધો એ ગળી ગયો. કોડીનાર ભાંગ્યું. વાણિયાંને નિચોવ્યા. 'ક્ષત્રિ'નું પદ મેળવવા બ્રાહ્મણોને દાન કર્યું. બહુ ખાધું. મરી ગયો.' ફક્ત આટલા જ કટાક્ષયુક્ત શબ્દો વડે એ-ઇતિહાસકારે જોધાની આખી જીવનકથા પતાવી. અને મૂળુ માટે પણ આટલું જ લખ્યું :

'Mulu had escaped with a few followers, but he did not long survive his brother. He was surprised and shot the following day by the Porbander police.'

આથી-વિશેષ આ પરદેશીને ન દેખાયું. વાઘેરોના પૂર્વ-ઇતિહાસમાં અથવા વર્તમાન પ્રકૃતિમાં ઊતરવાનું એને મન થયું નથી. વાઘેરોને એ 'Rebels' કહીને સંતોષ પામે છે

ત્રાજવાં સમતોલ નથી

કોડીનારની લૂંટ માટે એ બે પાનાં રોકે છે, પણ શંખોદ્ધાર બેટ વાઘેરોના હાથમાંથી પડાવી અંગ્રેજ લશ્કરે સોનાના માયાવી લોટા કાઢવા મંદિરોની દીવાલો પર કેવા ગોળા ચલાવ્યા અને ટોમીઓને દારૂ પિવાડી કેવાં ગામ લૂંટવા ત્રણ કલાકની કાયદેસર મંજૂરી આપી, ઓખામંડળ પર બલોચ લશ્કરના અત્યાચાર કેટલી હદ સુધી ચાલ્યા, મૂળુને કેવો ફસાવીને કેદ કર્યો, આભપરાના ડુંગર પર તોપોથી પણ શત્રુઓ માત ન થયા એટલે પાણી પીવાના તળાવમાં ઝેરી ગૅસના ગોળા ઝીંક્યા, વાલાની ટોળીને ગોર્ડન સાહેબે લાડવાની અંદર ઝેરી પદાર્થ ખવરાવીને મારી : એ બધી વાતો વિષે કિનકેઈડ એક ઇશારો પણ નથી કરતો.

એ જ કિનકેઈડના પૂર્વગામી ન્યાયમૂર્તિ સ્વ. ખીમને શું લખ્યું ? સૌરાષ્ટ્રના વરિષ્ઠ ન્યાયાધિકારીને પદેથી ઊતરી મુંબઈના વડા જડજ તરીકે વિખ્યાત થયેલા એ વૃદ્ધ અંગ્રેજે સૌરાષ્ટ્રના

જસ્ટિસ ખીમનની વિવેકદષ્ટિ

પરિચયનાં જૂનાં સ્મરણોના એક લેખ–Recollection of old days in Kathiawar (સાંજવર્તમાન વાર્ષિક : ૧૯૧૦)માં છેલ્લી લખેલી પંક્તિઓ એક દિલસોજ, દીર્ઘદર્શી અને પ્રેમશૌર્ય-પિછાનનારા આત્માની ફોરમ પ્રગટાવે છે :

'There was a great deal of fine true chivalry in the old outlaws. They were almost without exception brave men driven into outlawry by oppression, and few of them atleast in early days, were guilty of wanton cruelty to women and children, or the old and feeble. I believe I am right in saying that every one of the genuine old

Kathiawar outlaws (with perhaps the exception o Juma Gande) was wiped out, either by sword or the gallows or nsportation, before I left Kathiawar. I had much to do with the last scene in many of these adventurous careers and as a rule while I had to enforce the law, I could feel a genuine respect for these misguided hardly treated desperate men. Only one ever shrivelled when called unon to face the music : Raide Charan. Well, it sounds almost incredible now, doesn't it, that such should have been the almost hourly, daily happenings all over Kathiawar thirty years ago. Life there, in those days, teemed with interest not only in this special feature of outlawry but in a hundred other picturesque touches and experiences, which I could relate and, while rougher, seemed much more real and throbbing with variety of excitement and colour, than it commonly is to-day.'

'આ જૂના બહારવટિયાની અંદર ઘણું ઘણું સુંદર ને સાચું પ્રેમશૌર્ય ભર્યું હતું. લગભગ એક પણ અપવાદ વિના એ બધાં જુલમથી છેડાઈને જ બહારવટે નીકળનારા બહાદુરો હતા. અને તેઓના પ્રારંભિક દિવસોમાં તો ભાગ્યે જ તેઓમાંનો એક પણ બહારવટિયો સ્ત્રીઓને, બાળકોને, વૃદ્ધોને કે અશક્તોને જાણીબૂજીને પીડવાનો દોષિત બન્યો હશે. કદાચ જુમા ગંડ સિવાયનો તો એકેએક સાચો અસલી બહારવટિયો મેં કાઠિયાવાડ છોડ્યું તે પૂર્વે જ કાં તલવારથી, કાં ફાંસીથી અથવા તો કાળાપાણીની સજા વડે સાફ થઈ ચૂક્યો હતો. આમાંના અનેકની સાહસિક કારકિર્દીના આખરી તબક્કા સાથે મારે સારી પેઠે નિસબત હતી; અને જો કે મારે હમેશાં કાયદેસર તો કરવું જ પડતું, તે છતાં મને આ ગેરમાર્ગે ઊતરી ગયેલા ને ભૂરો વર્તાવ પામેલા મરણિયા મર્દોને માટે સાચું માન થયા વિના રહેતું નહિ. મોતને ભેટવાનું નોતરું સાંભળીને માત્ર એક બહારવટિયો થરથર્યો હતો: એ હતો રાયદે ચારણ. ખેર! આખા કાઠિયાવાડ ઉપર ત્રીસ વર્ષ પર આ બધી ઘટનાઓ રોજેરોજ, બલકે કલાકે બન્યા કરતી એ વાત અત્યારે લગભગ ન મનાય તેવી લાગે છે, નહિ? ત્યાંનું જીવન એ દિવસોમાં રસભરપૂર હતું–માત્ર બહારવટાંનાં આવાં ખાસ લક્ષણો થકી જ નહિ, પણ બીજા સેંકડો રંગબેરંગી અનુભવો વડે, કે જે અનુભવો આજે છે તે કરતાં વધુ સાચા લાગતા, અનેકવિધ રોમાંચક રંગભભકથી ધબકતા લાગતા.'

હવે રાવસાહેબ ભગવાનલાલનું માનવતાભર્યું કથન લઈએ : 'બેશક તેઓ થોડા છતાં મોટી

શ્રી. ભગવાનલાલ સંપતરામની નજરે

ફોજ સામા આવી બાથ ભીડતા ને શાબાશી-પડકારાથી સારા સારા લડ-
વૈયાનાં હાંજા નરમ કરી નાખતા હતાં તેનું કારણ એ જ હતું કે તેઓ
મરણિયા થયા હતા. મરવું-મારવું એ જ તેઓએ નિશ્ચય કર્યો હતો.
આમાંથી જીવતા રહી ઘેર બેસીશું એવી તેમને આશા જ નહોતી. તેઓ
ઉપર ગાયકવાડે જુલમ કર્યો હતો અને તે જ કારણથી તેઓને પોતાનાં ઘરબાર અને બાપૂકાં
વતન મૂકી ભાગવું પડેલું. તેઓના સારા સારા લોકો કપાઈ ગયા હતા. ભૂખ-તરસ ને ટાઢ-તડકા
વેઠી તેઓનાં મગજ ફરી ગયાં હતાં અને-તાલુકદારોની તથા સરકારી ફોજ તેઓને એક જગે
નિરાંતે બેસવા દેતી નહોતી. તેથી વેર લેવું ને મરવું એ વિચારે તેઓનાં મગજમાં મજબુત
ઘર કર્યું હતું. × × વાઘેરો વિષે દેશના લોકોને પણ ઘણું તપતું હતું, તેઓ જાણતા હતા કે
બીચારા ઉપર ગાયકવાડે જુલમ કર્યો છે. × × હવે મૂળુ એકલો રહ્યો. તે આ વખતથી નિરાશ થઈ
ગયો. ઘણી ભૂખ, તરસ, થાક, ઉજાગરા, માણસો મૂઆનો અફસોસ, ભાઈ જેવા ભાઈનું મોત,
તે પણ વિયોગમાં થયું: તેથી શું એના મનને થોડું લાગતું હશે? કહે છે કે કેટલીક વાર તો
મૂળુ લાંઘણો ખેંચતો હતો અને કેટલીક વાર તેને સાતસાત દહાડા સુધી અનાજ મળ્યું નહોતું.
બીચારો તે પણ ઘણા દહાડા આ રીતે રખડી છેવટ સહેજમાં ઓચિંતો પોરબંદરની ગિરતને હાથે
મરાયો: × × આહાહા! આ વખત તેના મનને શું થતું નહિ હોય? તેને આ વખતે શું જોધા-
ભાઈની શિખામણો યાદ નહિ આવતી હોય? ×× દ્વારકાની લડાઈ વખત જે દોઢ હજાર માણસનું
ઉપરીપણું ભોગવતો હતો તે હવે ફક્ત અંગત પાંચ-સાત માણસથી રહ્યો. એટલું સારું કે તેની
આ દુઃખદાયક જિંદગીનો થોડા વખતમાં જ અંત આવ્યો. બેશક એ હરામખોરનો ધંધો લઈ
ફરતો એટલે સામાન્ય રીતે જોતાં આવા મૃત્યુથી આપણે ખુશી માનવી જોઈએ, તોપણ તેને
એમ કરવા ગાયકવાડ સરકારે જુલમથી ફરજ પાડેલી. જમાનાની રીત સમજવા તેનામાં પહોંચ
નહિ, એટલે એ કેટલીક બદસલાહને તાબે થયેલો, તોપણ તેના મહાન વિચાર, તેનું શૂરવીરપણું,
ઉદારતા અને તેના આવા પ્રકારના મરણથી તેના કુટુંબ પર ગુજરેલી અપદશા દેખી કઠણ દિલના
માણસને પણ દયા આવ્યા વિના રહે જ નહિ. ખરે, દેવાનાં કામ તો ક્રૂર ને તિરસ્કારપાત્ર હતાં,
પણ મૂળુનાં કામો એવાં ન હતાં કે તેને આપણે હલકી પંક્તિના બહારવટિયાની જોડે સરખાવીએ.
× × મને બીજા કોઈ દેઢ અને પીડાકારક વાઘેર મૂઆ તેનું કાંઈ તપતું નથી, પણ એક ઉચ્ચ
ખાનદાન આખી ટોળી માટે જ તપે છે. અરે! તે સર્વનો ઘાણ નીકળી ગયો. તેઓ સાવ અણુ-
સમજુ ન હતા, પણ તેઓને સોબતે ભુલવ્યા. હલકા વાઘેરોએ તેઓનાં માથાં ફેરવી નાખ્યાં અને
વળી તેમાં ગાયકવાડી જુલમે વધારે અસર કરી. સિપાઈ તો ખરા જ. મરવાં-મારવાં તે તો
હિસાબમાં નહિ. વાણિયા ન હતા કે ભાઈબાપ કહી કરેલાં અપમાન માફ કરે. વેર લેવાના જોસમાં
દૂરઅંદેશે ભૂંડું થશે તે સૂઝ્યું જ નહિ. જોધાના વિચાર તો આખરની ઘડી સુધી સારા હતા,

પણ બીજાઓએ તેને પરાણે ફસાવ્યો. + + + આ લોકો (વાઘેરો) ઘણા હિંમતવાન ને બહાદુર છે, અને ગમે તેવી આફત પડે તોપણ ડરે તેવા નથી. આ લોકો ટાઢ, તડકો, ભૂખ સહન કરી શકે છે. + + + આ લોકો વળાવા તરીકે ઠીક ઉપયોગમાં આવે છે. કોઈ હરામખોર ગાડું લૂંટવા આવે તો જ્યાં સુધી પોતામાં જીવ હોય ત્યાં સુધી સામા થઈ બચાવ કરે છે. તેમ નહિ કરે તો પોતાની નાતજાતમાં હીણપ દેખાય એવી તેમની સમજ છે. વળી આ લોકોનાં ગાડાં તેમના માનને ખાતર બીજા કોઈ લૂંટતા નથી, અને કદાચ લૂટે તો પોતાના જીવને જોખમે પણ તેઓ બચાવ કરવા તૈયાર રહે છે.'

રાજસત્તાનો દોષ

આ તો ઠર્યું ઐતિહાસિક સત્ય : રા. સા. ભગવાનલાલ સરકારી આદમી-તરીકેનાં માનસિક દબાણો નીચે રહ્યા રહ્યા પણ આટલું સત્ય ઉચ્ચરી રહ્યા છે. જોધો ને મૂળુ આવા ખાનદાન વીરનરો હતા તો રાજસત્તાએ શા માટે એને એના પૂર્વજોનું રાજ્ય પાછું ન સોંપ્યુ? શા માટે તેઓના ઉપર ગોળા છોડવાને બદલે, અથવા આકરી તવાઈઓ મોકલવાને બદલે રાજકુલ તરીકે એની સાથે વ્યવહાર ન આચર્યો? શા માટે જોધા-મૂળુને ઓખાના અને જોગા ખુમાણને કુંડલાની ચોરાશીના સૂબા ન નીમ્યા? જોગીદાસ આટલો નેકીદાર હોવા છતાં વજેસંગજીની વજીરાત એને કાં ન સોંપાઈ? ભાવનગર રાજ્યનો ઇતિહાસ આજે એના મૃત્યુ પછી એકસો વર્ષે પણ એને ગૌરવવંતું આસન આપે છે? વજેસંગજી ગોહિલ અથવા ખંડેરાવ ગાયકવાડ અકબરશાહ ન બની શક્યા, નહિ તો જોગીદાસ અને જોધા-મૂળુ જેવી માનવ-શક્તિઓ સોરઠ દેશમાં કાંઈ જુદી જ તવારીખ જન્માવત. એ તો ખેર, પણ એકપક્ષી ઇતિહાસે આવા નરશાર્દૂલોની જીવનકથાને પણ મારી-મચરડી દૂષિત બનાવી દીધી છે અને જનતા પણ આજે એવા ઇતિહાસની આપેલી વક્રદષ્ટિ વાપરીને આવા વીરોને વગોવે છે.

મિયાણાની સમસ્યા

ઇતિહાસની દૃષ્ટિ કેટલી નિર્મળ ને વેધક હોવી જોઈએ? એ ઉપરછલ્લું જોઈને કેમ ચુકાદો આપી શકે? દાખલા તરીકે મિયાણા જેવી ચોર, તોફાની ને લબાડ તરીકે નામચીન કરવામાં આવેલી જાતિને તપાસીએ : એ લોકોને પોતાનાં આજ સુધીનાં પાપાચરણોના બચાવમાં ઘણું સંપ્રમાણ દન સંભળાવવાનું છે. એ લોકોની બહાદુરી, નેકી અને ભોળપનો કેવો કેવો કુટિલ ઉપયોગ કઈ કઈ રાજસત્તાઓએ કર્યો છે, ગુનેગાર ગણાયાથી તેઓને કેટલી હલકાઈ પોતાની પ્રકૃતિમાં ધારણ કરવી પડી છે તે તો દૂર મૂકીએ, એના બોલ પર કદાચ વિશ્વાસ ન ધરીએ, પરંતુ વોટસન જેવો વિરોધી અંગ્રેજ પોતાના 'ગેઝેટિયર'માં લખી ગયો છે તેની અવગણના કેવી રીતે કરીએ? એ લખે છે કે 'તેઓ શૂરી, નીડર, પરોણાની ખાતરી કરનારી ને ઇમાની જાત છે, પણ વશ રહે તેવી નથી.' અનુભવીઓના અનુભવ બોલે છે કે તેઓ વિશ્વાસઘાત નથી કરતા, ઇમાની છે. અને આજ સરકારી-દરબારી

સખત જાપતામાંથી થોડો વખત પણ બહાર નીકળી શકનાર મિયાણો કારખાનામાં જઈ પોતાની ઉઘમી પ્રકૃતિ અને કુશળતાનો ઠીક ઠીક પરિચય કરાવે છે. પણ એ કહે છે કે 'ગુનેગાર કોમ' તરીકેના કાનૂનોની ભીંસમાં પડવાથી એનું ખમીર નિચોવાઈ રહ્યું છે. ઘરઆંગણે ધરતી નિઃસત્ત્વ બની અનાજ આપવાની ના કહે છે, ને બહાર જવાની મના રાજસત્તા કરી રહી છે. એવી સંક્રામણમાંથી જ ઘણાને ચોરી-ધાડનું શરણુ લેવાની ફરજ પડે છે વગેરે વગેરે.

આ કોમનાં ઊંડાં તત્ત્વો ઉકેલવા માટે કોઇ ઇતિહાસકાર, જાહેર સેવક કે સમાજશાસ્ત્રી ઊતર્યો નથી. રાજસત્તાની પાસે તો તાત્કાલિક જાહેર શાંતિને કાજે 'દમન' એ જ એક તરણોપાય હતો. અને એ 'દમન' એટલે શું? Call a man thief and he will steal: માતાના ઉદરમાંથી જ મિયાણો ચોર ઠરી ચૂક્યો. એનું બાળક જન્મે કે તુરત જ કાયદો એને શકદાર ઠરાવી પરવાના-પત્રક પર ચડાવે છે, એટલે એ પણ પોતાને ચોર જ સરજાયેલ માનતું થાય છે.

પરંતુ વાઘેરા, મેરા કે મિયાણાઓને મન ચોરી-લૂંટ અંતરાત્માનો અંશ નહોતો, ધર્મ નહોતો, ઈશ્વરદત્ત વ્યવસાય નહોતો, પણ સ્વાર્થી મનુષ્યોએ પડાવેલી ટેવ હતી. 'મારતા મિયાંની તલવાર'વાળા યુગનો એ ચેપ હતો.

શિવાજીએ જેની સહાય થકી સામ્રાજ્યનું સ્વપ્ન ઉતાર્યું તે માવળાઓ કોણ હતા? એ કેવા હતા?

પ્રતાપ અને વનરાજે અરવલ્લી અને અણહિલપુરની અટવીઓમાંથી જેઓને એકઠા કરી ખોયેલાં રાજ પાછાં મેળવ્યાં તે ધનુર્ધારી ભીલો કોણ હતા? કેવા હતા?

યુગનાં આંદોલનો અડકશે તો એ વાઘેર, મેર ને મિયાણાની ખાનદાની પણ મહેકી ઊઠશે. ઝેરી વાયરા જંપી ગયા છે. પ્રજાત્વના વાયુસંચાર ચાલ્યા છે. એના સ્પર્શે આ પતિત મનાયેલી જાતિઓમાંથી કદાચ સિપાહીગીરીની ને પ્રેમશૌર્યની ફોરમો છૂટશે.

પરંતુ એ પ્રેમશૌર્ય પ્રકટાવવા માટે સતત આકરા પ્રયત્નો જોશે.

[ ધરતીનું ધાવણ ]

# લોકસાહિત્ય : કથાઓ

સોરઠી ઇતિહાસનો પ્રત્યેક આશક એક એક ઘટનામાં કેવળ પોતાના પ્રતાપી ભૂતકાળને વાંચશે એટલું જ નહિ, પણ દેશદેશના વીરત્વ વચ્ચેની સમાનતાના સંદેશા ઉકેલી વિશ્વપ્રેમનો ઉત્સવ માણી શકશે. અન્યને ઉતારી પાડનારું પ્રાંતિક મિથ્યાભિમાન આપણને ખપતું નથી. ભૂતકાળની મગરૂબી એ જો પ્રતાપી ભવિષ્યનું બીજારોપણ ન હોય, તો એની કિંમત જ નથી. સૌરાષ્ટ્રના તરુણોની છાતી ફૂલો, એટલી પહોળી ફૂલો, કે એમાં વિશ્વભરના લોકજીવનનું મહાત્મ્ય સમાય. પરંતુ એ વિશ્વદર્શન દીન મનોદશાના હાસોને નથી લાધતું. એ તો માગે છે ગર્વોન્નત મસ્તક; અને પોતાના પગ તળેની જ ધૂળ માટે જો મમત્વ પેદા ન થાય, તો ગર્વ ક્યાંથી નીપજે ?



# લોકસાહિત્ય : કથાઓ

# જોગીદાસ ખુમાણ

**કવિશ્રી** નાનાલાલે 'સોરઠી તવારીખના મરો' લખેલતાં જોગીદાસને અત્યંત માનભેર સંભાર્યો છે. એને પોતે 'જોગી બહારવટિયો' કહી બિરદાવેલ છે. પોતે સોરઠનું 'શૌર્યદૈત્ય' લખે તો જોગીદાસને વિષે જ લખે એ એમની ભાવના છે.

ભાવનગર રાજને જોગીદાસે દુશ્મનાવટથી પણ શોભા ચડાવી. વજેસંગ–જોગીદાસની શત્રુ-જોડલી તો અપૂર્વ બની ગઇ છે. બન્નેએ જાણે કે પરસ્પર વીરધર્મના પાલનમાં સ્પર્ધા ચલાવી હતી.

છતાં જોગીદાસને ભાવનગરના ઇતિહાસમાં સ્થાન નથી. 'The Bhavnagar Statistics' નામનું એક રાજમાન્ય તેમ જ સરકારમાન્ય ઇતિહાસ–પુસ્તક વજા–જોગાની અન્યોન્ય નેકીનો શબ્દ સરખોયે નોંધતું નથી, અને કેપ્ટન બેલનો ઇતિહાસ તો ઉક્ત પુસ્તકમાંથી જ ઉતારો કરે છે! વાર્તાને છેડે બેલનું કથન મેં ટાંક્યું છે. વૉટસન, ભગવાનલાલ સંપતરામ અથવા અન્ય કોઇના ઇતિહાસમાં આ પુરુષનો ઉલ્લેખ નથી.

જોગીદાસે ભાવનગર રાજ્ય સિવાયનાં ગામ ભાંગ્યાં ક્યાંયે સાંભળવામાં નથી. લૂંટ કરવામાં સીમાડો આ નગરનો જ છે કે, એ વાતની પોતે ચોકસી રાખતો. સીમાડાનો એવો પાકો માહિતગાર હતો માટે જ અમરેલી–ભાવનગર વચ્ચેના સીમાડાની તકરાર ફેંસલા માટે એને સોંપાઇ હતી એમ કહેવાય છે.

## ૧ : નાવલીને જુહાર

'મારા દાદા સામત ખુમાણે ભાઈ–બેટાઓનાં લીલાં માથાં વઢાવી વઢાવી કુંડલાની ચોરાશી ધરે કરી; રાવણ જેવા ખસિયાઓનું જડાબીટ કાઢી ભિતિયાળા સરખા કિલ્લા હાથ કર્યા અને શું આજ ઠાકોર આતોભાઈ પોતાની બંદૂકડી બતાવી અમારાં ચોરાશી પાદર આંચકી લેશે? ના, ના, તો તો સામત ખુમાણના નવે પોતરા, બાપ આલા ખુમાણના અમે નવે બેટડા બહારવટાં ખેડશું!'

'આપા હાદા! તમારા આઠ ભાઈઓની આશા તો હવે મેલી દ્યો!' ખબર દેનારે કહ્યું.

હાં!'

'એને તે ઠાકોર વજેસંગે પાગેમાં પથુરાં બનાવી લીધાં! ઈ તો એ પૂછડીયું પટપટાવે!

'એટલે ?'

'એટલે શું ? સહુ પોતપોતાનાં છ છ ગામ દબાવીને બેસી ગયા ત્યાં તો ઠાકોરનો સંદેશો આવ્યો કે મારી શરત નહિ માનો તો શેત્રુંજીને કાંઠે ફરીને તોપખાનું ફેરવીશ અને ખુમાણોને ફૂંકી દઈશ.'

'શી શરત ?'

'એકેક ગામ ડુંગરી (સવાંગ) અને પાંચ પાંચ ગામમાં ભાવનગર દરબારના ત્રણ ભાગ: ફક્ત ચોથ જ ખાવા દેશું, નીકર ભીંસીને ભાંગી નાખશું.'

'વાહ ઠાકોર ! કરામત સારી કરી ! પછી ? કોણે કોણે કરાર કબૂલ કર્યો ?'

'પીઠાએ, વીરાએ, સરાએ, લૂણાએ-તમામે !'

'તમામે ? ડાડા સામત ખુમાણના પોતરાએ ? ખોરડું વેચી નાખ્યું ? બંદૂકડીથી બીના ?'

'મરવું દોમલું છે, આપા ! ભાવનગરને પોગાય એમ નથી. સૂરજ સામી ધૂડ ઉડાડવી છે ને ? તમે પણ બેસી જાવ. ઠાકોર કે'વારે છે—'

'કે ?'

'કે આપા હાદાને પણ એક ડુંગરી ગામ, ને બાકીનાં પાંચમાં ચોથ.'

'નીકર ?'

'નીકર તોપખાનાને મોઢે બાંધશે. ભાઈયુંનું જોર તો હવે ભાંગી ગયું. હવે કોનાં બાવડાં માથે ઝૂઝશો, આપા હાદા ?'

'મારા ત્રણે વીરભદરનાં બાવડાં માથે ! મારા ગેલા, ભાણુ ને જોગીદાસનાં બાવડાં માથે ! ભલે ભોજ કુવાડાનો હાથો બન્યો, ભલે ભાઈયું બેસી ગયા, ભગવાને દીકરા શીદ દીધા છે : શોભા સારુ નહિ, મરવા-મારવા સારુ ! અમે મરશું, પણ ભાવનગરનાં અઢારસેં'ય ઉજ્જડ કરશું ! ઠાકોર દૂધચોખાની તાંસળીમાં રોજ ખુમાણોનાં ભાલાં ભાળશે. ઊઠો બાપ, ગેલા ! ઊઠો, ભાણુ ! ઊઠો, આપા !'

ત્રણ દીકરા ને ચોથો બુઢ્ઢો બાપ : ઘોડે ચડી ચાલી નીકળ્યા.

'આપા ! શું કરે છે, બાપ !' હાદા ખુમાણે કુંડલાની નદીમાં ઊભા રહી ગયેલા પુત્ર જોગીદાસને સાદ કર્યો. જોગીદાસને સહુ 'આપો' કહીને બોલાવતા.

'કાંઈ નહિ, બાપુ !' કહીને આપો ચાલતો થયો. કુંડલા ન લેવાય ત્યાં સુધી નાવલીનું પાણી આપો અગરાજ કરતો હતો.

નાવલીમાં અખંડધારા નીર : નીલો ઘટાદાર કિનારો : કાંઠે ચરતી ભેંસો : અને કાંબી-કડલાં પહેરીને ત્રાંબા-બેડે પાણી ભરતી કણબણો : એને માથે મીટ માંડીને બાપ-બેટા ચાલી નીકળ્યા :

સંવત અઢાર પંચોતરે
ફળહળિયા ફરંગાણ;
ધર સોરઠ જોગો ધણી
ખોળજતર ખુમાણ.

[ સંવત ૧૮૭૫માં જે વખતે ફિરંગીઓ (અંગ્રેજો) સોરઠધરામાં ઊતર્યા તે વખતે જોગો ખુમાણ સોરઠની ધરતી રોકીને ઊભો રહ્યો હતો. ]

## ૨ : મુંજાવર મુરાદશા

ફિફાદ-ગામને-પાદર ઘાટી ઝાડી છે અને ઝાડીની અંદર ત્રણ-ચાર જૂની આંબલીઓની ઘેરી ઘટામાં ધનંતરશા પીરની દરગાહ આવેલી છે. સવાર-સાંજ એ સ્થળે લોબાનના ધૂપતી એવી ભભક છૂટે છે કે આપોઆપ ખુદાની યાદ જાગે, વિચારો ગેબમાં રમવા માંડે.

એક દિવસ સાંજ નમે છે. બુઢ્ઢો મુંજાવર મુરાદશા એક નળિયાની અંદર દેવતા ભરી તે ઉપર લોબાન ભભરાવી રહ્યો છે. ગામમાંથી હિન્દુઓના ઠાકરની પણ આરતી સંભળાય છે. પીરો અને દેવતાઓને બહાર નીકળવાની વેળા છે.

એવામાં ઓચિંતો એ-ઝાડીમાં એક બંદૂકનો ભડાકો થયો, ધુમાડા નીકળ્યા, અને 'ક્યો! ક્યો!' એવી કારમી કિકિયારી પાડતો એક રૂપાળો મોરલો ઊડ્યો. ઊડતો ઊડતો-ઊડવાની તો તાકાત નહોતી તેથી અરધોપરધો હવાની ઉપર જ તરતો તરતો-મોરલો નીચે ઊતર્યો અને દરગાહ પર ધૂપ દેતા બુઢ્ઢા મુંજાવર મુરાદશાના પહોળા ખોળામાં પોતાના આખા કલેવરનો ઢગલો કરીને મોરલો ઢળી પડ્યો.

ધોળી દાઢી ને માથે સેંથો પાડી ઓળેલા ધોળા લાંબા વાળવાળો, સફેદ ઘાટાં ભવાં અને સફેદ પાંપણોથી શોભતો, ગળે પીળા પારાની તસબી અને અંગે લીલી કફનીવાળો સાંઈ મૌલા ચમકી ઊઠે છે. મોરલાના મસ્ત શરીરમાંથી વહેતા ધગધગતા લોહી વડે એની લીલી કફની લાલચોળ બનવા લાગે છે ને પોતાના પ્યારા મોરલાના બદનને ગોદ સાથે ચાંપી લઈ એની મખમલ શી મુલાયમ આસમાની લાંબી ઢળી પડેલી ડોક પર હાથ ફેરવી પંપાળે છે, અને છેલ્લા દમ ખેંચતા એ-દેવપંખીને બેબાકળો બની પૂછે છે કે, 'અરે! અરે બચ્ચા મોતિયા! તીજે કયા હુવા! ઓ મેરા પ્યારા! કોન શયતાનકા બચ્ચાને તીજે જખમી કીયા! મોતિયા! મોતિયા! મોતિયા!'



૬૨

ત્યાં તો ઝાડીમાં ખડખડાટ થયો; 'મેલી દે, એય સાંઈ!' એવી ત્રાડ પડી ને હાથમાં સળગતી જામગરીવાળી લાંબી બંદૂક હિંડોળતો એક મદોન્મત્ત સંધી પોતાની ખૂની આંખો ખેંચીને શ્વાસભર્યો આવ્યો. આવીને એણે ફરીવાર હાકલ દીધી કે: 'મેલી દે મોરલાને!'

'અરે કમબખ્ત! તીને યે મોરલા પર ગોલી ચલાયા! ધનંતરશા પીરકી સવારી કરનેકા યે દુલ્દુલ પર ગોલી ચલાયા! તીને ઈસ જગામેં શિકાર કિયા, હેવાન!'

'હવે મેલ મેલ, હેવાનના દીકરા! ઝટ મોરલો મેલી દે, નીકર માર ખાઈશ!'

'અરે જાલિમ! યે પીરકા મોરલા!'

'હવે પીરનો મોરલો કેવો, ઉલ્લુ? ઝાડીનો વગડાઉ મોરલો હતો. ને આજ રોજા ખોલવાં છે તે શાક કરવા સારુ શિકાર કર્યો, એમાં ક્યાં તારા દીકરાને માર્યો છે? મેલી દે!'

એટલું બોલીને સંધીએ જોરાવરીથી મોરલાને મુંજાવરના ખોળાની બહાર ખેંચ્યો. મોરલાની છેલ્લી તગતગતી આંખો મુંજાવરના મોં સામે જોઈ રહી. પોચે પોચે હાથે એ જખમી પક્ષીને ઝાલી રાખવા ફકીરે ઘણી મહેનત કરી, પણ શિકારીએ મોરલાને ગરદન પકડીને ખેંચી લીધો. પ્રાણ વિનાનું દેહપિંજર લઈને શિકારી ચાલી નીકળ્યો.

'ધનંતરશા! પીર ધનંતરશા! ઓલિયા ધનંતરશા!' એમ ત્રણ ભયંકર અવાજ દેતો દેતો બુઝર્ગ મુંજાવર પીરની દરગાહ સામે ઘૂંટણીએ પડીને બેસી ગયો. ઝાડવાંની ચાળણી જેવી ઘટામાંથી આથમતા સૂરજની પચરંગી તડકી એ દરગાહ અને ફકીરને માથે ઢોળાવા લાગી. લોબાનનો ધૂપ ગોટેગોટ ધુમાડા ચડાવીને પીરના થાનકની ચોપાસ ઝાડવાંને પાંદડે પાંદડે છવાઈ ગયો. દરગાહનો ઓટો મુંજાવરના અવાજથી થરથરી ઊઠયો. પીર જાણે પોતાની સફેદ સોડ નીચે સળવળવા લાગ્યા હોય તેમ પવનમાં કફન ફરકી ઊઠયું અને આંસુડે નીતરતી આંખો મીંચીને મુજાવરે ત્રાડ દીધી કે: 'ઓ પીર! આજ રમજાન મહિનાની ખુદાઈ સાંજને ટાણે, તારા દુલ્દુલ મોતિયાનું શાક કરીને ખાનાર નાપાક ઇન્સાન ઉપર મારી કકડતી આંતરડીની કદુવા પુકારું છું, ઓ બાપ, કે મોરલો એના પેટમાં જ હોય ત્યાં જ જો ખુમાણોનાં ભાલાં એ માંસ ખાનારના પેટમાં પરોવાઈ ન જાય તો હું ફકીર નહિ, તું પીર નહિ, ને આસમાનમાં અલ્લાહ નહિ!'

એવા શાપ ઉચ્ચારીને મુંજાવરે ઓટાના પથ્થર ઉપર પોતાના બન્ને પંજા પછાડયા. પછાડવાની સાથે જ એનાં જર્જરિત આંગળાંના જીવતા નખ નીકળી પડયા. દસે આંગળીનાં ટેરવાંમાંથી લાલચોળ લોહીની ધારાઓ વહીને પીરની દરગાહ પર દડ! દડ! દડ! દડ! પડવા લાગી. પચાસ સંધી સિપાહીઓ ઝાડવાંના ઝુંડમાં થંભી જઈને આ કદુવા સાંભળી રહ્યા ને એ કમકમાટી ભરેલો દેખાવ સંધ્યાનાં અંધારાં-અજવાળાંમાં નિહાળી રહ્યા. સંધ્યા જાણે ગમગીન બની ગઈ. અંધારાં ઘેરાવા લાગ્યાં. તોપણ મુરાદશા દરગાહની સામે સૂનસાન બનીને ઘૂંટણભર બેઠો

જ રહ્યો. પોડી વારે અંધારામાં જાણે ગેબની મશાલો પ્રગટ થઈ. ઘોડાં ઉપર ચડીને જાણે કોઈ દેવ-સવારી ઝાડની ઘટામાં ચાલી ગઈ. માણસો વાતો કરતા કે કોઈ કોઈ વાર રાતે અંધારામાં આવા દીવા આંહીં જોવામાં આવે છે ને ધનંતરશા પીરની જ એ સવારી નીકળે છે.

'હવે એવા ફકીરડા તો બચારા કૈંક રખડે છે! એવાને તો રોવા-કૂટવાની ટેવ પડી! એવાની કકુવાયું તે ક્યાંય લાગતી હશે?' દાંત કાઢતાં કાઢતાં સંધીઓ માંહોમાંહે વાતો કરવા મંડયા.

'હા, હા એલા, તમતમારે ઝટ મોરલાને વનારી નાખો. ઝટ શાક રાંધીને રોજા છોડીએ. પેટમાં લા લાગી ગઈ છે, ને હજી તો પંથ બહુ લાંબો પડયો છે.'

એવી વાતો કરતાં કરતાં આખા દિવસના ભૂખ્યા-તરસ્યા બંદૂકદાર સંધીઓએ પાપની રસોઈ પકાવી. સ એ પેટ ભરીભરીને રોજા ખોલ્યાં. ફક્ત એક જ સંધીએ મોરલાનું માંસ ન ચાખ્યું.

એ પચાસ ઘોડાંનો પડાવ કોનો હતો? કોણ હતા આ સંધી સિપાહીઓ?

એ હતા ભાવનગર રાજના પગારદાર સંધીઓ. એનો આગેવાન હતો ઈસ્માઈલ સંધી. ખુમાણ શાખાના કાઠીઓ પાસેથી કુંડલા પરગણાનાં ચોરાશી ગામ આંચકી લઈને ભાવનગરના ઠાકોરે ઈસ્માઈલ જમાદારને એના પાંચસો અરકંદાજ ઘોડેસવારો સાથે કુંડલાની નાવલી નદીને કાંઠે થાણું બેસાડીને રાખ્યો હતો. ખુમાણો ભાવનગરના જોર સામે બહારવટે ઝૂઝતા હતા. કરડો, કદાવર અને નિમકહલાલીના પાકા રંગે રંગાઈ ગયેલો ઈસ્માઈલ જમાદાર તે દિવસે કુંડલા-થી નીકળી, પચાસ ઘોડે ભાવનગર ગામે પોતાનો ચડત પગાર વસૂલ લેવા જાય છે. રમજાન મહિનો ચાલે છે. સહુ સંધીઓ રોજા રહ્યા છે. તે દિવસની રાત ફિફાદ ગામમાં ગાળવા તમામ ઊતરી પડે છે. તે વખતે ધનંતરશા પીરની ઝાડીમાં આ બનાવ બને છે, અને ઈસ્માઈલ પોતે પણ પોતાના તકદીરનો ભુલાવ્યો એ પીરની ઝાડીના મોરલાની મારી ખાવા બેસી જાય છે. સાંઈના શાપની એને પરવા જ નથી.

આખી રાત ફિફાદ ગામમાં રહી પરોઢિયે સરગી કરી જમાદાર ઈસ્માઈલ પોતાના પચાસ ઘોડે ચાલી નીકળ્યો. મુરાદશા મુજાવરે ખુમાણોનાં ભાલાં ભોંકાવાનો શાપ દીધો, પણ એને તો જરાય એસાણ નથી કે આસપાસ પચીસ ગાઉમાં ક્યાંયે બહારવટિયાનો પગરવ પણ હોય. ખુમાણોને માથે ઠીકઠીકનો જાબદો કર્યાની ખુમારીમાં મૂછે વળ દેતો સરદાર ઘોડા હાંકયે જાય છે. એમાં બરાબર ઘેટી-આદપરના ઢાંસામાં દાખલ થતાં જ મહારાજે કોર કાઢી, અને સામી બાજુએ જાણે બીજો એક નાનકડો સૂરજ ઊગ્યો હોય એવું દેખાડતાં કિરણો જેવાં લાગતાં સોએક ભાલાં ઝળેળાટ કરી ઊઠયાં. એ ઝળેળાટ અને એ સજાવટ ઉપરથી પારખી જઈને સંધી-ઓએ અવાજ દીધો કે 'ઈસ્માઈલ જમાદાર! કાઠીઓ આવે છે!'

'' અરે હોય નહિ !'

' હોય નહિ શું ? લ્યો ત્યારે, એ...આ કટક વરતાણું!'

' ફકર નહિ. આપણે ખંભે એકાવન બંદૂકું પડીયું છે, ને ઈ બચારા આડહથિયારા છે. હમણાં વીંધી લઈએ. જામગરીયું ચેતાવો ઝટ !'

પલકમાં તો ચકમક અને લોઢાના ઘસારામાંથી એકાવન હાથમાં આગના તણખા, ઝીણાં રાતાં વગડાઉ ફૂલની માફક રમવા લાગ્યા અને જામગરીઓ ઝબૂકી ઊઠી. ' હાં...ફૂંકી ઘો !' એવો હુકમ થવાની સાથે એકાવન લાંબી બંદૂકો એ અલમસ્ત ભુજાઓમાં ઊપડીને પહોળી ઢાલ જેવી છાતીઓ ઉપર ટેકો લઈ ગઈ, તીણી આંખો પોતપોતાના વડિયાની સામે નિશાન લઈ રહી. સામેથી કાઠિઓનાં ઘોડાં વેરણછેરણ થઈ ગયાં. કોઈ પોતપોતાની ઘોડીઓના પેટાળે ઊતરી ગયા, કોઈએ ઘોડીઓની ગરદન આડાં માથાં સંતાડ્યાં, કોઈએ ઢાલો ઢાંકીને તલવારો ખેંચી લીધી, પણ સંધીઓ બંદૂકોના કાનમાં દારૂ મેલીને જ્યાં સળગતી જામગરી દાબે છે, ત્યાં તો સરરર થઈને કાનનો દારૂ સળગી ગયો. એકાવનમાંથી એક પણ બંદૂકનો ભડાકો ન થયો !

શું કારણ બન્યું હતું ?

પાછલી રાતે મેઘરવો પડેલો હોવાથી દારૂ હવાઈ ગયેલો એટલે બંદૂકો કાન પી ગઈ. કોઈને એ વાતની સરત નહોતી રહી, કેમકે મોરલાનો ભક્ષ કરનારનો કાળ આવવા નક્કી થઈ ચૂકેલો હતો. એકાવને બંદૂકો હાથમાં ઠરી રહી, અને સામેથી ચકોર કાઠીઓએ ઘોડીઓ ચાંપી. ચકર ! ચકર ! સહુના હાથમાં ભાલાં ફરવા લાગ્યાં. અગ્નિઝરતાં કોઈ કૂંડાળાં સળગતાં હોય એવો દેખાવ થઈ રહ્યો. ને મોખરે સંધીઓએ દાણો દાણો થઈ વેરાઈ જઈ ભાગવા માંડ્યું.

કાઠીઓએ જોયું કે હમણાં સંધીઓ હાથમાંથી ચાલ્યા જશે. ઘોડાંને આંબવા નહિ આપે. પલકારામાં કાઠીઓના આગેવાનને કરામત સૂઝી ગઈ. એણે હાકલ કરી કે: 'એલા જોજે હો; જો સંધીડા ઓલ્યા બૂટના કૂવામાં પેસી જાશે ને, તો આપણને મારી પાડશે હો ! પછી આપણી કારી નહિ ફાવે !'

ભાગતા સંધીઓ સાંભળે તેવી રીતે આ યુક્તિભર્યું વેણ બોલાયું : સાંભળતાંની વારે જ સંધીઓના કાન ચમક્યા. સાચેસાચ જાણે એ પાણી વગરના ભાંડિયા કૂવામાં દાખલ થઈ જવાથી આપણો બચાવ થઈ જશે એવી ભ્રમણામાં આંધળાભીંત બનીને એ એકાવને જણાએ એક સુકાઈ ગયેલા મોટા કૂવાની કોરી ખાઈમાં ઘોડાં કુદાવ્યાં. ફરીવાર બંદૂકો તોળી જામગરી ચાંપી, પણ કાન પી ગયેલી બંદૂકો ન જ વછૂટી. કાઠીઓએ ખાડાને કાંઠે ઊભા રહીને ભાલા-બરછી તેમ જ તલવારોના ઘા કરી સંધીઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો.

એક હાથ એ પચાસ લાશો વચ્ચેથી ઊભો થયો. એક સાંધી અખિશુદ્ધ શરીર એ ઘોર-ખાનામાંથી ઊભો થયો.

'અરે, આ શું કૌતક! આખા કટકનું ખળું થઈ ગયું ને તું એક જીવતો?'

'જીવતો છું એટલું જ નહિ, જોગા ખુમાણ, પણ આ ડિલને માથે નજર તો કર! તારો એક ઘાયે ક્યાંય ફૂટયો ભાળછ?'

બહારવટિયો થંભીને જોઈ રહ્યો.

'જોગીદાસ ખુમાણ! આ પચાસને માર્યા તેના તને તો ઝાઝા રંગ, પણ તારે ભાલે બેસનાર તો મુરાદશા મુંજાવરની કદુવા હતી. પીરનો મોરલો ખાનારનાં પેટમાં તારાં ભાલાં પરોવાવાનું નક્કી થઈ ચૂક્યું હતું. ને આંહીં જો! મેં મોરલો નો'તો ખાધો. મને એક પણ જખમ નથી ફૂટયો!'

'ક્યાં છે મુરાદશા?'

'આ ફિફાદની ઝાડીમાં: ધનંતરશા પીરને થાનકે. અભેમાન કર્યા વિના એના પગમાં પડી જા-જો બહારવટે જશ લેવો હોય તો!'

જેને મુખડે પરનારીસિદ્ધ કોઈ જોગંદરની જ્યોત પથરાઈ ગઈ છે, જેની આંખોમાંથી વેરની આગ સાથે ખાનદાનીનો રંગ ઝરે છે, જેની ભ્રૂકુટિમાં જીવલેણ મક્કમપણાનું રામધનુષ્ય ખેંચાયલું દીસે છે, એવો સૂરજમુખો બહારવટિયો જોગીદાસ પલભર વિચાર કરી રહ્યો. એણે ઘોડી મરડી. સહુ અસવારો એની પાછળ ચાલ્યા. ફિફાદની ઝાડીમાં પીરને ઓટે આંગળાંમાંથા નખ કાઢી નાખીને ગમગીન બેઠેલા બુઢ્ઢા મુંજાવર મુરાદશાના પગમાં જોગીદાસે પોતાના હાથ નાખી દીધા.

એનાં પાળેલાં કબૂતરો, ખિસકોલીઓ ને કાબરો એના શરીર પર રમતાં હતાં, એક ડાઘો કૂતરો એના પગ ચાટતો હતો.

પોતાના બન્ને હાથ બહારવટિયાના મસ્તક પર મૂકીને મુરાદશાએ દુવા દીધી કે: 'જોગીદાસ! બચ્ચ! પીર ધનંતરશા તારાં રખવાળાં કરશે!'

## ૩ ગિયા જાળ

ઠાકોર વજેસંગજી અફસોસ કરી રહ્યા છે:

'અહોહો! ખુમાણોએ મારું ઠીક ઢાળી દીધું: આણંદજી દીવાનને મારી પાડયા: આવો નાગર ફરી નહિ મળે.'

'ફિકર નહિ, બાપુ, આણંદજીની કાયા તો ભાવનગરની બાજરીને કણે કણે બંધાણી'તી ને? અને ટાણું આવ્યે તો લેખે ચડી જ જાવું જોવે ને?'

'શી રીતે વાત બની?'

'બાપુ, આણંદજીભાઈ તો મહુવે એના બાપનું શ્રાદ્ધ સારવા બેઠા હતા. ઘેરે મે'માનોનું જૂથ ક્યાંય માતું નો'તું. એમાં વાવડ સાંભળ્યા કે બહારવટિયા ભાણુગાળામાં પડયા છે. શ્રાદ્ધ અધૂરું મેલીને ઊઠયા. ભાણુગાળેથી બહારવટિયાને ભગાડીને આણંદજીભાઈએ ઝપટમાં લીધા. ખેરાળીના ડુંગરાની અંદર હરખાવદરના ગાળામાં ભેટંભેટા થઈ ગયા. એક આણંદજીભાઈ ને બીજા સૈયદ બાગો: એક નાગર ને બીજો આરબ: બેય જણા નિમકની રમત રમી જાણ્યા, બાપુ! આણંદજીભાઈને ઝાટકે ને સૈયદ બાગાને જમૈયે કાઠીનું ખળું કરી નાખ્યું. અંતે જોગીદાસને બત્રીજે ચાંપે ખુમાણે આણંદજીભાઈને બરછીએ પરોવી દીધા. સૈયદ બાગાને ડિલે પણ પૂરા બત્રીસ ઘા પડ્યા. ખુમાણો તો એ બેને જ ઢાળીને ભાગી છૂટયા.'

'ઠીક, જેવી મા ખોડિયારની મરજી! રાજ તરફથી આણંદજી દીવાનના માથા સાટે એના કુટુંબને ત્રણ ગામ આજથી 'જાવચ્ચંદરદીવાકરા' માંડી આપું છું: વીસળિયું, વડલી ને લુવારા.'

આખી કચારીના એકેએક માણસને ઠાકોર વજેસંગના માથા ઉપરથી ઓળઘોળ થઈ જવાના ઉમળકા આવ્યા.

'અને સૈયદ બાગાનું શું થયું?' ઠાકોરે સવાલ કર્યો.

'સૈયદ બાગો તો અટાણે પડદે પડયો છે, બાપુ! સૈયદ બાગાના જખમોને જ્યારે અમે હીરના ટેભ લઈ સીવવા માંડ્યા ત્યારે એણે હીરના ટેભાની ના પાડી. એણે તો, બાપુ, હઠ જ લીધી કે મને ચામડાની વાધરીના મજબૂત ટેભા લિયો. આખું અંગ વેતરાઈ ગયું'તું તોપણ એક ચુંકારો કર્યા વગર આરબે વાધરીના ટેભા લેવરાવ્યા. મોઢા આગળ આણંદજી દીવાનની લાશ પડી'તી.'

'રંગ છે આરબની જનેતાને! એને ધાવેલા તો જરૂર પડયે ઊભા ને ઊભા કરવતે પણ વેરાઈ જાય ને!'

કચારીમાં આરબ, અમીર, ઉમરાવો ને લશ્કરી અમલદારો બેઠા હતા એનાં ગુલાબી મોઢાં ઉપર બેય ગાલે ચાર-ચાર ચૂમકીઓ ઊપડી આવી. નિમકહલાલીનાં નિર્મળાં રાતાં લોહી સહુનાં શરીરની અંદરથી ઉછાળા મારતાં હમણાં જાણે કે ચામડીને ફાડીને બહાર ધરી આવશે એવી જોરાવર લાગણી પથરાઈ ગઈ. ત્યાં તો ચોપદારે જાહેર કર્યું:

'બાપુ! જીભાઈ રાઘવજી દીવાન પધારેલ છે.'

તુરત જ નાગર જોદ્ધો જીભાઈ રાઘવજી દેખાયો. કમ્મર પર કસકસતી સોનેરી ભેટમાં જમૈયા ઝબેલા છે: ગળે ઢાલ, કાખમાં શિરોહીની તલવાર ને હાથમાં ભાલો લીધો છે: પોતાના અમીરી દેખાવતી રૂપથી કચારીને નવા રંગે રંગતો જીભાઈ હાજર થયો. મહારાજ વજેસંગજી હેતભર્યા મળ્યા.

'જીભાઈ! આવી પોગ્યા? બંદોબસ્ત બરાબર કર્યો છે ને?'

'મ્હારાજને પ્રતાપે આ વખતે તો આખા ખુમાણ–પંથક માથે મગિયા–જાળ પાથરીને હાલ્યો આવું છું. મગ જેવડું યે માછલું–ખુમાણનું નાનકડું છોકરું પણ ક્યાંય આઘું પાછું ન થઈ શકે એવા સંધી બરકંદાજોનાં થાણાં કુંડલા, રાજુલા, ડુંગર, આંબરડી, મિતિયાળા વગેરે તમામ જગ્યાએ થાપી દીધાં છે. પાકેપાકી મગિયા–જાળ પાથરી દીધી છે, બાપા!'

'રંગ તમને, જીભાઈ! બાકી તો બહારવટિયાએ આણંદજીને માર્યા ત્યારથી મારું રૂંવાડું હેઠું બેસતું નથી..જોગીદાસના ક્યાંય વાવડ?'

'જ્યાં હશે ત્યાંથી મારી મગિયા–જાળમાં ઝલાઈ જાશે. હવે ફિકર નથી. જોગીદાસ બાપડો હવે કેટલા દી?'

'હા જ તો! ભાવનગરનો ચોર તો ભાગીને કેટલેક જાશે?' એક બીજા અમીરે ટાપસી પૂરી.

ત્યાં તો મહારાજને દુઃખ ભૂલવવા, હિંમત દેવા ને રૂડું મનાવવા બીજા બધા પણ બોલવા લાગ્યા કે: 'હવે બચાડી ચંદરમાની ભાગી શિયાળ તે ક્યાં જઈને રે'શે?'

'ક્યાં જઈને રે'શે? દેખ બચ્ચા! ઇધર રે'શે.'

કચારીના ખૂણામાંથી એવી એક ત્રાડ સંભળાઈ. ચમકીને મહારાજે એ ત્રાડ પાડનાર સામે જોયું. કચારીના તમામ માણસો એ અવાજ કરનારની ખુમારી દેખી સ્તબ્ધ થઈ ગયા અને ફરીવાર એ ધોળા વાંકડિયા ખંભે ઢળકતા વાળવાળા, સફેદ દાઢીમૂછના ભરાવવાળા, ધોળી પાંપણો ને નેણો નીચે તગતી ઝીણી આંખોવાળા, લીલા અંચળાવાળા ને ગળામાં પીળા પારાની માળાવાળા ફકીરે ત્રાડ દીધી કે: 'ઈસમેં રહેગા! યે મેરા ખપ્પરકે નીચુમેં રહેગા!'

એટલું કહેતાંની સાથે જ એ ફકીરે પોતાનું કાળું ખપ્પર કચારીમાં ઊંધું વાળ્યું.

'નખ્ખોદ વળ્યું!' ઠાકોરના મોંમાંથી ઉદ્ગાર નીકળ્યો. 'મુરાદશા ઓલિયાએ ખુમાણોને આશરો દીધો!'

તુરત જ ચતુર રાજાએ બાજી પલટી નાખી. મુનિવર મુરાદશાનો કોપ હેઠો બેસારવા મીઠાશ-થી બોલવા માંડ્યું કે, 'અરે હાં! હાં! હાં! સાંઈ મૌલા! ગુસ્સો શમાવી દો, બાવા! દુઃખ-ધોખો ન લગાડો. હોય, એ તો થયા કરે!'

'ઠાકોર ! ' મુરાદશાએ બોખા મોંમાંથી દુઃખનો અવાજ કાઢ્યો: 'મને દુઃખ કેમ ન લાગે? જોગીદાસ-જેવા લાખ રૂપિયાના કાઠીને ચોર-લૂંટારો બનાવી મૂકયો એ તો ઠીક, પણ ઉપર જાતાં એને નામે-આ કચારી ફાવે તેમ બકે? તારી કચારીની કીર્તિ ધૂળ મળે છે, રાજા બહાદર ! એમાં જોગીદાસને કાંઈ નાનપ નથી ચોંટતી.'

'સાંઈ મૌલા ! તમારી વાત સાચી છે. છીછરા પેટના મારા માણસોએ મારું સારું દેખાડવા માટે જોગીદાસને નાનપ દેવામાં ભૂલ કરી છે. મારા દિલમાં એવું કાંઈ જ નથી. મારા મનથી તો જોગીદાસ માઈનો પૂત છે. અને એના ગરાસ સાટુ એ અમને સંતાપે એમાં કાંઈ પણ ખોટું નથી, સાંઈ ! આપનો ગુસ્સો શમાવો ! '*

ભાવનગરમાં ગંગાજળિયા તળાવને આથમણે કાંઠે વડવાની જમીનના ખૂણા પર આજ પણ જે જગ્યા 'પીર મુરાદશાનો તકિયો ' નામે ઓળખાય છે ત્યાં વારંવાર અસૂરી વેળાએ આવીને બહારવટિયો ઊતરતો, દિવસોના દિવસ સુધી રહેતો, ને છતાં કોઈને એની બાતમી નહોતી મળતી.

## ૪ : સાદ વરત્યો

'બાપુ ! ગઝબ થઈ ગયો ! '

જોગીદાસે બહારવટે રઝળતાં રઝળતાં એક દિવસ મિતિયાળાના ડુંગરામાં પોતાના બાપ દાદા ખુમાણને શોકના સમાચાર સંભળાવ્યા.

'શું થયું, આપા ? '

'મહારાજ વજેસંગનો કુંવર +દાદભા ગુજરી ગયા.'

'અ ર ર ર ! દાદભા જેવો દીકરો ઝડપાઈ ગયો ? શું થયું ? ઓચિંતાનો કાળ કયાંથી આવ્યો?'

'ભાવનગરની શેરીએ શેરીએ ભમીને મેં કાનોકાન વાત સાંભળી કે શિહોરથી દશેરાને દી નાનલબા રાણીએ કુંવરને ભાવનગર દરિયો પૂજવા બોલાવ્યા, અને કુંવર દરિયો પૂજીને પાછા વળ્યા ત્યારે નાનલબાએ મંત્રેલ અડદને દાણે વધાવીને કંઈક કામણ કર્યું. કુંવરનું માથું ફાટવા માંડયું. શિહોર ભેળા થયા ત્યાં તો જીભ ઝલાઈ ગઈ ને દમ નીકળી ગયો.'

* લોકકથા છે કે મેલું વાળેલું ખપ્પર મુરાદશાએ ઊંચું ઉપાડી લીધું. ઉપાડતાં જ નીચે એક થાળીના ડાબલાનું તાજેતાજું, પગલું, ને બીજું, થાળીનું તાજી કરેલી લાદનું પોચકું દેખાયું.

+ તારીખો મેળવતાં જણાય છે કે આ મૃત્યુ-પ્રસંગ કુંવર દાદભાનો નહિ પણ એથી નાનેરા કુંવર કેસરીસિંહનો હોવો જોઈએ.

'કોપ થંયો! મહારાજને માથે આધેડ અવસ્થાએ વીજળી પડયા જેવું થયું, આપા!'

'વીજળી પડયાની તો શું વાત કરું, બાપુ! શિહોર ને ભાવનગરની શેરીએ શેરીએ છાતી-ફાટ વિલાપ થાય છે, વસ્તીનાં ઘરેઘરમાં પચીસ વરસનો જુવાન જોદ્ધો મરી ગયો હોય એવો કળેળાટ થાય છે.'

'આપા! બાપ! દાદભાની દેઈ પડે એનું સનાન તો આપણુંનેય આવ્યું કે'વાય. આપણે ના'વું જોવે.'

સહુ બહારવટિયાઓએ ફાળિયાં પહેરીને નદીમાં માથાબોળ સ્નાન કર્યું. પછી જુવાન જોગીદાસે વાત ઉચ્ચારી :

'બાપુ! એક વાત પૂછું?'

'ભલે, બાપ!'

'આપણે મહારાજના મોઢા સુધી ખરખરે ન જઈ આવવું જોવે?'

હાદો ખુમાણ લગરીક હોઠ મલકાવીને વિચારે ચડી ગયા. એને એકસામટા અનેક વિચારો આવ્યા. ઠાકોર વજેસંગ, જેની સામે આપણે મોટો ખેપ જગાવ્યો છે, એની રૂબરૂ ખરખરે જવું? જેના માણસોને આપણે મોલની માફક વાઢતા આવ્યા છીએ તે આપણને જીવતા મેલી દેશે? જે આપણને ઠાર મારવા હજારોની ફોજ ફેરવે છે, એ આપણને ખરખરો કર્યા પછી પાછા આવવા દેશે? પણ મારો જોગો તો જોગી જેવો છે. એને ખાનદાનીના મનસૂબા ઊપડે છે. એનું મન-ભંગ ન કરાય.

'જાયેં ભલે, પણ છતરાયા નથી જાવું, આપા! દરબારગઢમાં દાખલ થયા પછી મહારાજની તો મને બે નથી, પણ જો પ્રથમથી જ જાણ થાય તો પછી ઝાટકાની જ મેળ થાય, કેમકે પાસવાનો ન સમજી શકે કે આપણે લૌકિક કરવા આવ્યા છીએ.'

'ત્યારે, બાપુ?'

'કુંડલાનો સહુ કાઠી-કણબી દાયરો જાય એની સાથે તું પણ માથે ફાળિયું ઢાંકીને છાનો-મુંનો ગૂડો વાળી આવજે. બીજું તો શું થાય?'

કુંવર દાદભાને ખરખરે કુંડલાના કાઠી-કણબી ને મુત્સદ્દી તમામ શિહોર ચાલ્યા. તેમાં બહાર-વટિયો જોગીદાસ પણ પેસી ગયો. માથા પર પછેડી ઢાંકયા પછી એ પાંચસો જણના સમુદાયમાં કોણ છે તે ઓળખવાની તો ધારણા નહોતી. દરબારગઢની ડેલી પાસે સહુ હારમાં બેસીને રોવા લાગ્યા. રીત પ્રમાણે મહારાજ વજેસંગ એક પછી એક તમામને માથે હાથ દઈ છાના રાખવા

લાગ્યા. ચાલતાં ચાલતાં બરાબર જોગીદાસની પાસે પહોંચ્યા. માથે હાથ મૂકીને મહારાજે સાદ કર્યો : 'છાના રે', જોગીદાસ ખુમાણ ! છાના રે' !'

'જોગીદાસ ખુમાણ' એટલું નામ પડતાં તો શિહોર ઉપર જાણે વજ્ર પડ્યું. હાંફળા-ફાંફળા બનીને તમામ મહેમાનો આમતેમ જોવા લાગ્યા. સહુએ પોતપોતાની તરવાર સંભાળી. અને આંહીં બહારવટિયાએ પછેડી ખસેડીને પોતાનું પ્રતાપી મોં ખુલ્લું કર્યું. બહારવટિયો એટલું જ બોલ્યો કે 'ભવો વરત્યો, રાજ !'

'વરતું કેમ નહિ, જોગીદાસ ખુમાણ ! તારું ગજું ક્યાં અજાણ્યું છે ? પાંચસો આદમી વચ્ચે તારા હાકોટા પરખાય, તો પછી તારો વિલાપ કેમ ન વરતાય ?'

'બહારવટિયો ! બહારવટિયો ! બહારવટિયો !' એમ હાકોટા થવા લાગ્યા. સહુને લાગ્યું કે હમણાં જોગીદાસ મહારાજને મારી પાડશે. તલવારોની મૂઠે સહુના હાથ ગયા. ત્યાં તો ઠાકોરનો હાથ ઊંચો થયો. એણે સાદ દીધો કે, 'રજપૂતો ! આજ જોગીદાસભાઈ બાઝવા નથી આવ્યા, દીકરો ફાટી પડ્યો છે એને અફસોસે આવ્યા છે. મારા ગરાસમાં નહિ પણ મારા દુઃખમાં ભાગ લેવા આવ્યા છે.'

મહારાજ ગળગળા થયા. જોગીદાસની આંખોમાં પણ ઝળઝળિયાં આવ્યાં. માણસોએ અરધી ખેંચેલી તલવારો મ્યાન કરતાં કરતાં અગાઉ કદી ન જોયેલું ને ન સાંભળેલું એવું નજરે દીઠું. મહારાજ બોલ્યા : 'જોગીદાસ, બીશો મા !'

'બીનો હોત તો આવત શા માટે, રાજ !'

સહુ દાયરાની સાથે ખાઈ-પી, મહારાજને રામરામ કરી, પાછા જોગીદાસ ચડી નીકળ્યા. બહારવટિયાને નજરે જોઈ લેવા શિહોરની બજારે ચોકેચોક માણસ હલકયું હતું. બહારવટિયાના ચહેરા-મોરા જેણે કદી દીઠા નહોતા તેણે તો ખુમાણોને દૈત્યો જ કલ્પેલા હતા, પણ તે ટાણે લોકોએ જુવાન જોગીદાસનું જતિસ્વરૂપ આંખો ભરી ભરીને પી લીધું. આવો તપસ્વી પુરુષ નિર્દોષ કણબીઓનાં માથાં વાઢી વાઢીને સાંતીડે ટિંગાડતો હશે, ને એનાં ધડનાં ઘીસરાં કરીને ઢાંઢાને ગામ ભણી હાંકી મેલી રાજ્યની સોના સરખી સીમ ઉજ્જડ કરી મેલતો હશે એ વાત ઘડીભર તો ન મનાય તેવી લાગી.

ગઢારોપ મેદની વચ્ચે થઈને કોઈની પણ સામે નજર કર્યા વિના બહારવટિયો ચાલ્યો ગયો. જુવાન જોગીદાસની નજર જાણે દુનિયા કરતાં પાતાળની અંદર વધુ પડતી હોય તેમ એ તો એકધ્યાની યોગીની માફક નીચે જ આંખો નોંધીને નીકળી ગયો.

અનેક બાઈઓના મોંમાંથી અહોભાવનું વેણ નીકળી પડ્યું કે 'લખમણજતિનો અવતાર !'

## ૫ : બાપુને પરણાવ્યા

મિતિયાળાના કિલ્લામાં ત્રણે ભાઈઓ મસલતો કરે છે :

'ભાઈ ગેલા ખુમાણ !' જોગીદાસે મોટાભાઈને પૂછ્યું.

'હાં, આપા !'

'આપણે ત્રણે જણા બહારવટે ભાટકીએ છીએ. પણ બાપુ એકલા થઈ પડયા. પંચાણું વરસની આખી આવરદા ધિંગાણે ગઈ એટલે એકલા રે'વું ગોઠે કેમ ? એની ચાકરી કોણ કરે ?'

'ત્યારે શું કરવું, આપા ?'

'બીજું શું, બાપુને પરણાવીએ !'

'ઠેકાણું તપાસ્યું છે ?'

'હા, ઘૂઘરાળે જેબલિયા કાઠીની એક દીકરી છે.'

'પણ નવી માને દીકરા થાશે તો ?'

'તો તેની ચિંતા શી ? બાપના દીકરાથી વધુ રૂડું શું ?'

'ભાગ નહિ પડે ?'

'પણ ભાઈયું આપણે પડખે મદદમાંયે ઊભા રહેશે ને ? જાડા જણ હશું તો બહારવટું જોરથી ખેડાશે.'

પંચાણું વર્ષની ઉંમર છતાં દાદા ખુમાણની વજ્ર જેવી કાયા છે : બખ્તર, ટોપ, ભાલો, ઢાલ ને તરવાર-તમામ હથિયાર-પડિયારના ભાર મોતા બાપુ ઠેકડો મારી બ.વળા ઘોડા ઉપર ચડી બેસે છે. સામુ પાગડું ઝાલવાની જરૂર રહેતી નથી. એવા પોતાના બાપનું લગ્ન કરીને જોગીદાસે પિતાના સુખનો માર્ગ કાઢ્યો.

સાત વર્ષ વીત્યાં. જેબલિયાણી માના ખોળામાં બે સાવજ સરખા દીકરા રમે છે : એકનું નામ હીપો ને બીજાનું નામ જસો.

પણ આ ગુલતાનમાં દાદા ખુમાણને હવે ચેન પડતું નથી. રોજ રોજ દીકરાઓની તગડાતગડ સાંભળીને બાપનું દિલ ઊકળે છે. અંતર ઘરમાંથી ઊઠી જાય છે.

'દરબાર !' જુવાન જેબલિયાણી પોતાની જાત વિચારી જઈને ખરા ટાણાનાં વેણ બોલી કે : 'દરબાર ! હવે બસ; હવે આ દુનિયાને કડવી કરી નાખો. ભાણ-જોગીદાસ જેવા દીકરા બા'ર-

વરે ભાટકી ગીરમાં પાણાનાં ઓશીકાં કરે છે, એ વેળાએ આપણને આંહીં હિંડોળા–ખાટે હીંચકવું ન ઘટે.'

'સાચી વાત, કાઠિયાણી ! રંગ છે તને !' પોતાની જુવાન સ્ત્રીને એવા ધન્યવાદ દઈને આપા હાદાએ હથિયાર લીધાં. ઘરનું સુખ છોડીને દસ વરસ સુધી બહારવટું ખેડ્યું. એ હિસાબે એની અવસ્થા એકસો ને બાર વરસની થઈ. પછી તો એને બુઢાપો વરતાવા લાગ્યો. જોગીદાસે આગ્રહ કરીને વળી પાછા બાપુને ઘૂઘરાળે વિસામો લેવા મોકલી દીધા.

## ૬ : ફૂલધારે ઊતર્યા

પરનારી પેખી નહિ, મીટે માણારા !
શીંગી રખ્ય ચળિયા, જુવણ જોગીદાસીયા !

[ હે જુવાન જોગીદાસ ! શૃંગી ઋષિ જેવા મહા તપસ્વીઓ પણ પરસ્ત્રીમાં લપટી પડ્યા, પરંતુ હે માણા ! તેં તો પરાઈ સ્ત્રી પર મીટ સુદ્ધાંયે નથી માંડી. ]

બે જણા વાતો કરે છે :

'ભાઈ, આનું કારણ શું ?'

'શેનું, ભાઈ ?'

'જોગીદાસ ખુમાણ જ્યાં જ્યાં દાયરામાં બેસે ત્યાં ત્યાં ગામની બજાર તરફ પારોઠ દઈને જ કેમ બેસે છે ? અને માથે ફાળિયું કેમ ઓઢી રાખે છે ?'

'ભાઈ, રામને તે દી સીતાજીની ગોત્ય કરતાં કરતાં મારગેથી માતાજીનાં ઘરાણાં–લૂગડાં હાથ આવ્યાં, પછી લખમણજીને એ દેખાડીને કોનાં છે એ પૂછેલું. તે ટાણે લખમણજીએ શો જવાબ દીધો'તો, ખબર છે ?'

'હા, હા, કહ્યું'તું કે, મહારાજ, આ હાથનાં કંકણ, કાનનાં કુંડળ કે ગળાના હાર તો કોનાં હશે તેની મને કંઈ ગતાગમ નથી, કેમકે મેં કોઈ દી માતાજીના અંગ ઉપર નજર કરી નથી; પણ આ પગનાં ઝાંઝરને તો હું ઓળખી શકું છું, રોજ સવાર ઊઠીને હું માતાજીના પગમાં પડતો ત્યારે ઝાંઝર તો મારી નજરે પડતું'તું !'

'ત્યારે આજ જોગીદાસ પણ એ જ લખમણજતિનો અવતારી પુરુષ જન્મ્યો છે, બાપ ! એને બજાર સન્મુખ નજર રાખી ન પાલવે. એમાં હમણાં હમણાં બે અનુભવ એવા મળ્યા કે આ દુનિયાની માયાથી એ તપસી ચેતી ગયો છે.'

'શા અનુભવ?'

'એક દિવસ જોગીદાસ જુનીના વીડમાં આંટો દઈને બાબરિયાધાર આવતા'તા. હું ભેળો હતો. બેય ઘોડેસવાર થઈને આવતા'તા. આવતાં આવતાં જેમ અમે નવલખાના નેરડામાં ઘોડીઓ ઉતારી તેમ તો સૂરજના પચરંગી તેજે હીરા–મોતીએ મઢી દીધેલ હોય એવા ઝગારા મારતા એ પાણીના પ્રવાહમાં પિંડી પિંડી સુધી પગ બોળીને એક જુવાનડીને ઊભેલી દીઠી. અઢારેક વરસની હશે. પણ શી વાત કરું એના સ્વરૂપની! હમણાં જાણે રૂપ ઓગળીને પાણીના વહેનમાં વહ્યું જાશે! સામે નજર નોંધીએ તો નક્કી પાપે ભરાઈએ એવું એનું રૂપ: પણ આપાને તો એ વાતનું કાંઈ ઓસાણે ન મળે. નેરાની ભેખડ્યું અને જીવતી અસ્ત્રી–બેય આપાને તો એક સરખાં. આપાએ ઘોડી પાણીમાં નાખી. એમાં પડખે ચડીને એ જુવાનડીએ ઝબ દેતી ઘોડીની વાઘ ઝાલી. ઘોડીએ ઝબકીને મોઢાની ઝોંટ તો ઘણીયે દીધી, જોરાવર આદમીનુંયે કાંડું છૂટી જાય એવા જોરથી સાંકળ ઉલાળી, પણ એ જુવાનડી તો જળો જેવી ચોંટી જ પડી. આપો જોઈ રહ્યા. આપાને તો અચરજનો પાર જ ન રહ્યો: 'હાં! હાં! હાં! અરે બાઈ! બાપ! મેલ્ય, મેલ્ય, મેલી દે! નીકર ઘોડી વગાડી દેશે.' એમ આપો વીનવવા લાગ્યો.

'નહિ મેલું, આજ તો નહિ મેલું, જોગીદાસ!'

'અરે, પણ શું કામ છે તારે? કોઈ પાપિયા તારી વાંસે પડ્યા છે? તારો ધણી સંતાપે છે? શું છે? છેટે રહીને વાત કર. હું તારુ દુઃખ ટાળ્યા પહેલાં આંહીંથી ડગલુંયે નહિ ભરું. તું બી મા. ઘોડીને મેલી દે અને ઝટ તારી વાત કહી દે.'

'આજ તો તમને નહિ છોડું, જોગીદાસ! ઘણા દીથી ગોતતી'તી.'

'પણ તુ છો કોણ?'

'હું સુતારની દીકરી છું: કુંવારી છું.'

'કેમ કુંવારી છો, બાપ? પરણાવવાના પૈસા શું તારા બાપ પાસે નથી? તો હું આપું. તુંય મારી કમરીબાઈ–'

'જોગીદાસ ખુમાણ! બોલો મા, મારી આશા ભાંગો મા. હું તમારા શૂરાતનને માથે ઓળઘોળ થઈ જાવા મારી જાતભાત્ય પણ મેલી દેવા ભટકું છું. આમ જુઓ, જોગીદાસ, આ માથાના મોવાળા કોરા રાખવાનું નીમ લઈને બેઠું છું. આજ તુ મળ્યે–'

'અરે, મેલ્ય મેલ્ય મળવાવાળી! તુ તો મારી દીકરી કમરી કે'વા!'

આટલું બોલી, પોતાના ભાલાની બૂડી એ જોબનભરી સુતારણના હાથ ઉપર મારી, ઘોડીની વાઘ ફોંચી, આપા જોગીદાસે ઘોડી દોટાવી મેલી. પાછું વાળી ન જોયું. પછી સાંજરે બેરખાના

પારા પડતા મેલતાં મેલતાં સૂરજનો જાપ કરતા'તા ત્યારે ભેળા હોઠ ફફડાવીને બોલતા જાતા'તા કે 'હે બાપ! મારું રૂપ આવડું બધું રૂડું હશે એ મેં નહોતું જાણ્યું. મોઢું તરવારથી કાપીને કદરૂપું કરવાની તો છાતી નથી હાલતી, પણ આજથી તારી સાખે નીમ લઉં છું કે કોઈ પરનારીની સામે અમથી અમથીયે મીટ નહિ માંડું.'

. . અને બીજી વાત તો એથીયે વસમી બની ગઈ છે. પરનારી સામે નજર ન માંડવાનું નીમ એક દી' ઓચિંતું તૂટી પડયું. એક ગામને પાદર નદીકાંઠે એક દી સાંજટાણે પનિયારીયું આછાં વીરડા કરીને પાણી ભરતી હતી. રૂપાળા ત્રાંબાળુ હાંડા ઊટકાઈને ચકચકાટ કરતા હતા. આછરતા વીરડા, ઊટકેલાં બેડાં, મોતીની ઈંઢોણીયું, નમણાં મોઢાંવાળી ગામની બેન્યું-દીકરીયું, ને એ સહુને માથે જ્યોતિ પ્રગટાવતા સૂરજ મહારાજ—એ રૂડો દેખાવ આપોપ જોવા લાગ્યા. ઓલ્યા નીમનું ઓસાણ ચુકાઈ ગયું. પોતાને ઘરેથી આઈ અને દીકરીઓ બધાં આવે નદીકાંઠે બેસીને કિલ્લોળ કરતાં હોય એવી ઉમેદ થઈ આવી. પણ એ તો બચારાં ચોર બનીને ભાટકતાં'તાં.

ઘેરે આવીને જોગીદાસને યાદ ચડયું કે નીમ ભંગાણું છે. રાતે કોઈને ખબર ન પડે તેમ એણે આંખમાં મરચાંના ભૂકાનું ભરણ બર્યું. પાટા બાંધીને પોઢી ગયા. પ્રભાતે ઊઠયા ત્યાં તો આંખો ફૂલીને દડા થયેલી. ભાઈઓ પૂછવા લાગ્યા કે 'અરે! અરે! જોગીદાસ! આ શો કોપ થયો?'

'કાંઈ નહિ, બા! ઈ તો આંખ્યુંમાં થોડુંક વકારનું ઝેર રહી ગયું'તું તે નિતારી નાખ્યું!'

આવો નીમાધારી પુરુષ, લગરીકે ચૂક ન થાય તે માટે બજાર સામે કે રસ્તા સામે પારોઠ દઈને બેસે છે, ભાઈ!

નાંદુડી ગાળીમાં આ પ્રમાણે બે માણસો વાતો કરી રહ્યા છે. વીરડીથી ગેલા ખુમાણનો દીકરો, સરસાઈથી ભાણુ ખુમાણ, આંબરડીથી જોગીદાસ ખુમાણ: એમ હાદા ખુમાણના દીકરા આજ બહારવટું ખેડતાં ખેડતાં થોડોક વિસામો લેવા માટે ભેળા મળીને નાંદુડી ગાળીએ હુતાશણી રમે છે. કોયલોને ટૌકે કોઈ આંબેરણ ગાજતું હોય તેમ શરણાઈઓના ગહેકાટ થાય છે. બરાબર તે સમયે એક અસવારે આવીને નિસ્તેજ મોંએ સમાચાર દીધા કે: 'બાપુ, હાદો ખુમાણ ધ્રુધરાળે દેવ થયા.'

'બાપુ દેવ થયા? બાપુને તો નખમાંય રોગ નો'તોને?'

'બાપુને ભાવનગરની ફોજે માર્યા.'

'દગાથી, ભાગતાં ભાગતાં, કે ધિંગાણે રમતાં?'

'ધિંગાણે રમતાં.'

'કેવી રીતે ?'

'ફોજે ધૂધરાળાની સીમ ઘેરી લીધી. બાપુથી ભાગી નીકળાય તેવું તો રહ્યું નહોતું. એના મનથી તો ઘણીય એવી ગણતરી હતી કે જીવતો ઝલાઈ જાઉં. અને ફોજનો પણ બાપુને મારવાનો મનસૂબો નહોતો—જીવતા જ પકડી લેવાનો હુકમ હતો. પણ આપણા ભૂપતા ચારણે બાપુને ભારે પડકાર્યા. વાડીએ બાપુ હથિયાર છોડીને હાથકડી પહેરી લેવા લલચાઈ ગયા તે વખતે ભૂપતે બાપુને બિરદાવ્યા કે

(દુહો)

સો ફેરી શિહોરની લીધેલ ખૂમે લાજ,
(હવે) હાદલ કાં હથિયાર મેલે આલણરાકત !

[ હે આલા ખુમાણના પુત્ર હાદા ખુમાણ ! સો સો વાર તો તું શિહોર ઉપર તૂટી પડી ગોહિલપતિની લાજ લઈ આવેલ છો; અને આજ શું તું તારાં હથિયાર મેલીને શત્રુઓને કબજે જઈશ ?]

'આવાં આવાં બિરદ દઈને બાપુનાં રૂંવાડાં બેઠાં કર્યાં, અને બાપુ એકસો બાર વરસની અવસ્થાએ એક જુવાનની જેમ જાગી ઊઠ્યા. એણે હાકલ કરી કે 'એ ભાઈ ફોજવાળાઓ ! આ રહ્યો તમારો બાપ ! આવો ઝાલી લ્યો !' ફોજને આંગળી ચિંધાડી બાપુ બતાવ્યા અને એકલે પંડ્યે બાપુ ધિંગાણે ચડી જન્મારો ઉજાળવા મંડ્યા. સામી છાતીએ લડીને *ફૂલધારે ઊતર્યા.'

'બસ ત્યારે !' જોગીદાસ બોલી ઊઠ્યો. 'પૂરે ગઢપણે આપણો બાપ ફૂલધારે ઊતરી ગયા એ વાતના તે કાંઈ સોગ હોતા હશે ! એનાં તો ઉજવણાં કરાય. માટે હવે તો મોકળે મને આઠ આઠ શરણાઈયું જોડયેથી વગડાવો !'

'પણ બાપા !' કાસદિયાએ કહ્યું. 'બાપુનું માથું કાપીને ફોજ ભાવનગર લઈ ગઈ.'

જોગીદાસના આખા શરીર પર સમસમાટી ચાલી ગઈ. બાપ જેવા બાપના મહામૂલા માથાના બૂરા હાલ સાંભળતાં એનો કોઠો સળગી ઊઠ્યો. પણ નાહિંમતનું વચન કાઢવાનો એ વખત નહોતો. નાનેરા ભાઈઓની ધીરજ ખૂટવાની ધાસ્તી હતી. એ કારણથી પોતે મનની વેદના મનમાં શમાવીને કહ્યું : 'હશે બાપ ! ભાવનગરની આખી કચારી બાપુ જીવતે તો બાપુનું મોઢું શી રીતે જોઈ શકત ! ભલે હવે એ સાવજના મોંને નીરખી નીરખીને જોતા !'

## ૭ : પહેરામણી પાઘડી

આજે વજેસંગ મહારાજના રાજનગરમાં હાદા ખુમાણના મોતની વધામણી આવી છે. મહારાજના અંતરનો ઉલ્લાસ ક્યાંયે માતો નથી. પોતાનો બાપ મરવાથી બહારવટિયો જોગી-

* ફૂલધારે ઊતર્યા : તરવારની ધારે મર્યા.

દાસ હવે બધી આશા ગુમાવીને રાજને શરણે આવી ઊભો રહેશે એવી આશાની વાદળી સામે મીટ માંડીને મહારાજનું દિલ આષાઢ મહિનાના મોરલાની માફક થનગનવા લાગ્યું છે. આજે હાદા ખુમાણને મારનાર સિબંદીઓને પહેરામણી કરવા માટે કચારી ભરાણી છે. સાચાં વસ્ત્રોના સરપાવ, ભેટ દેવા માટેની તરવારો અને સાકરના રૂપેરી ખૂમચા મહારાજાની ગાદી સન્મુખ પ્રભાતને પહોર ઝગારા મારે છે.

તે વખતે કચારીમાં એક એવો આદમી બેઠો હતો કે જેને આ રંગરાગમાં ભાગ લેતાં ભોંઠામણનો પાર નથી રહ્યો. એ ક્રાકચ ગામનો ગલઢેરો મેરામણ ખુમાણ હતો. પોતે આજ અચાનક મહારાજને મળવા આવેલ છે અને એ પોતાના કુટુંબી હાદા ખુમાણના મોતના ઉત્સવમાં નુઘ્રટકે સપડાઈ ગયો છે. પણ એને ક્યાંયે સુખચેન નથી. પોતે એકલો છે. તલવારે પહોંચે તેમ નથી. તેથી એણે આખી મિજલસને તર્કથી ધૂળ મેળવવાનું નક્કી કર્યું છે. કટોકટીની ઘડી આવી પહોંચી છે.

'લાવો હવે પહેરામણી!' મહારાજે હાકલ કરી. ખૂમચા ઉપરથી રૂમાલ ઉપાડ્યા. ચારણોએ દુહા લલકાર્યા. ત્યાં તો મર્માળી હાવકી વાણીમાં મેરામણ ખુમાણ બોલી ઊઠ્યા :

'વાહ! વાહ! વાહ રે ભંણે' કાઠી તાળાં ભાગ્ય! ભારી ઊજળાં ભાગ્ય!'

'કેમ મેરામણ ખુમાણ, કોનાં ભાગ્ય?' ઠાકોરે પૂછ્યું.

'બીજાં કોનાં, બાપ? હાદા ખુમાણનાં!'

'કેમ?'

'કેમ શું? એકસો ને બાર વરસની અવસ્થા : હાથે કંપવા : પગે સોજા : આંખે ઝાંખપ : કાયાનો મકોડે મકોડો કથળી ગયેલ : આવી દશામાં જો બચાડો ભાવનગરની કેદમાં જીવતો આવ્યો હોત તો કેવા ખૂરા હાલ થઈ જાત? પાચે દીકરાને બહારવટા મેલી દઈ, મોમાં તરણાં લઈ આફરડા બાપની સંભાળ લેવા સાટુ થઈને મહારાજને શરણે આવવું પડત. નીકર મલક વાતું કરત કે બાપ બદીખાને સડે છે ને દીકરા તો બહાર મોજું માણે છે! પણ હવે ઈ માયલું કાંઈ રિયું? હવે તો નિરાંતે પાંચે જણા ભાવનગરનાં 'અઢારસેં' ઉજ્જડ કરશે. માટે સાકર તો આજ વહેંચો એના દીકરા કે સાવજ પાંજરેથી મોકળા થ્યા!'

આખી કચારી સાંભળે એ રીતે શબ્દો બોલાયા.

'સાકર-પહેરામણીના થાળ પાછા લઈ જાવ!'

એટલું કહીને મહારાજે ઝટપટ કચારી વિસર્જન કરી નાખી અને પોતે તે જ ઘડીએ હાદા ખુમાણના શોક બદલ માથે ધોળું ફાળિયું બાંધી લીધું.

## ૮ : દુશ્મનનું કારજ

ઠાકોર વજેસંગજી બગડેલી બાજી સુધારી રહ્યા છે :

'મેરામણ ખુમાણ, હવે શું કરું ? હાદા ખુમાણને મારીને તો મેં મોટી ખોટ ખાધી.'

'સાચું', મા'રાજ ! માથેથી ગાળ ઉતારવી હોય તો કુંડલા જઈને હાદા ખુમાણનું કારજ કરો, અને ભાણ–જોગીદાસને તેડાવીને કસુંબા પી લ્યો.'

ઠાકોર વજેસંગે કુંડલે જઈને પોતાના શત્રુનું કારજ આદર્યું. ત્રણે પરજમાં નેતા લખ્યાં. ભાણ–જોગીદાસને તેડી લાવવા માટે મેરામણ ખુમાણને મોકલ્યા.

નક્કી કરેલ દિવસે બેય બહારવટિયા ભાઈઓ ડુંગરમાથી ઊતરીને કુંડલે આવે છે. રસ્તે જોગીદાસ શિખામણ દઈ રહ્યો છે કે, 'ભાણ ! બાપ ! તું આકળો થતો નહિ. તારી તેજ પ્રકૃતિને જરા વશ રાખજે, ભાઈ !'

કુંડલાના દરબારગઢમાં આવ્યા, ત્યાં ડાયરો ઊભો થઈ ગયો. જોગીદાસે પૂછ્યું : 'કયાં છે, મા'રાજ ?'

'મા'રાજ તો નદીએ સરાવે છે.'

'મારા'જ પોતે સરાવવા ગયા છે ?'

'હા, આપા !'

બન્ને જણાએ ઘોડીઓ નદીના આરા તરફ લીધી. કાંઠે આવતા તો આઘેથી ઠાકોર વજેસંગને દેખ્યા : મૂછો પડાવીને મહારાજ રામનાટ ઉપર સરાવણું કરે છે.

'જો ભાણ ! જોઈ લે, બાપ ! બાપ તો તારો ને મારો મર્યો અને મૂછ બોડાવી છે ભાવનગરના ઠાકોરે · આપણા દુશ્મને ! આમ જો ખાનદાની ! તું કે હું મૂછ્યું પડાવી શકીએ એમ છે !'

( કાઠીઓ કદી પણ મૂછો પડાવતા નથી. રજપૂતો પડાવે છે )

ત્યાં તો ઠાકોરને સમાચાર પહોચ્યા. ઊંચું જોતું બન્ને બહારવટિયા સામે નજર કરીને ઠાકોરે મો મલકાવ્યું. જાણે મોટેરા ભાઈ હોય એટલું હેત પાથરી દીધું.

'ઊઠો ઊઠો, મહારાજ ! હવે બાકીનું અમને સરાવવા દ્યો. આપે તો અવધિ કરી !'

'આપાભાઈ !' મહારાજ બોલ્યા. 'હાદો ખુમાણ તમારા બાપુ, તેમ મારાયે બાપુ. હું મોટેરો દીકરો, તમે કોઈ ઘરે નહિ, એટલે હુ સરાવુ એમા શું ? મોટેરાને એટલો હક્ક તો રે'વા દ્યો, બાપ !'



૬૪

'ભલે મહારાજ !' જોગીદાસનું ગળું રૂંધાઈ ગયું.

સરામણું પૂરું થયે સહુ ગામમાં આવવા ઘોડે ચડ્યા. બરાબર ઝાંપે આવીને જોગીદાસે ઘોડ સામા કાંઠા ઉપર સાવર ગામ તરફ વાળી અને ઠાકોરને કહ્યું : 'રામ રામ, મહારાજ !'

'આપાભાઈ ! આ તરફ દરબારગઢમાં !'

'માફ રાખો, બાપા ! હું સાવરમાં ઉતારો કરીશ.'

'અરે...પણ—'

મેરામણ ખુમાણ બોલી ઊઠયા : "કાં મહારાજ ! ન સમજાણું ? જોગીદાસે કુંડલાનું પાણી હરામ કર્યું છે એટલે એણે ઘોડી તારવી."

"તો આપણો મુકામ પણ સાવરમાં નાખો.'

ઠાકોરનો હુકમ થયો. કારજની બધી તૈયારી કુંડલામાંથી સામા પાદરમાં લઈ જવામાં આવી.

ભલભલા કાઠીઓનું કારજ તે દિવસોમાં ઘઉંના ભરડકાનું થતું, તેને બદલે દાદા ખુમાણના કારજમાં ઠાકોરે સાટા-જલેબી ને મોહનથાળ દીધાં.

કેવળ કાંકચનો મેરામણ ખુમાણ ઠાકોરની કરામત ઓળખતો હતો. એણે મનમાં ને મનમાં કહ્યું : 'વાહ ઠાકોર ! રૂપાની થાળી ને સોનાની પાળી ! કલેજું ચીરે તોય મીઠી લાગે !'

'બોલાવો ભાણુ-જોગીદાસને કસુંબા પીવા. આજ બહારવટું પાર પાડીએ!' વજેસંગજીએ વાત ઉચ્ચારી.

બન્ને ભાઈઓ હાજર થયા. ઠાકોરે વાત ચલાવી :

'જુઓ, આપાભાઈ ! બાપુ આલા ખુમાણના વખતના વહીવટના ચોપડા તપાસો ! દરેક ભાઈને ત્રીસ ત્રીસ હજાર મળતા એથી વધુ તો તમે ન માગોને ?'

'ના.'

'ત્યારે છ ગામ ઉપાડી લ્યો, આપા ! તમે જ નામ પાડો !'

'પહેલું કુંડલા.'

કુંડલાનું નામ પડતાં જ મહારાજનું મોં ઊતરી ગયું. મહારાજે માથું ધુણાવ્યું :

'આપા ! કુંડલા તો નહિ. કુંડલા લેવા દરબારને ભારી દાખડો કરવો પડયો છે. દેદ રાણી-લાયા તોપખાનું દરકાવ્યું, તેમાં નેસડીના મૂળા પટેલના ચાળીસ દાંત તૂટી ગયા, તેના બદલામાં એને આખું જીતું સાવર દેવું પડયું. માટે કુંડલા સિવાય બીજું ઠીક પડે એ ગામ માગી લ્યો !'

'પહેલાં કુંડલા, પછી બીજું ખપે. કુંડલા માથા મોર્યં તો નાવલીનું પાણી ન ખપે, મહારાજ!'

'આપા! છ નહિ, સાત માગો, આઠ માગો, પણ કુંડલાની વાત પડતી મેલો.'

'મહારાજ છને બદલે પાચ આપે, પણ કુંડલા તો પે'લાં '

'એ ન બને, આપા!'

'તો રામરામ, ઠાકોર!'

ભાણ-જોગીદાસ ચડી નીકળ્યા. ભાણની રોમરાઈ અવળી થઈ ગઈ હતી, 'મરું કે મારું! મરું કે મારું!' એમ એને થતું હતું. નાવલીની બજારમાં નીકળતા જ ભાણ ખુમાણે મિયાંઠી સિપાહીઓ ઉપર ઝાટકા ચોડવા માંડ્યા. દોડીને જોગીદાસે ભાઈને ઝાલી લીધો · 'હાં હાં! ભાણ! સામી તેગ ખેંચે તેને જ મરાય બાપડા નિર્દોષને માથે આ તું શું કરી રિયો છો!'

ગોખમા ઊભેલા ઠાકોર ભાણની આ અકોણાઈ જોતા હતા. એણે પોતાના સિપાઈઓને ત્યાંથી હાકલ કરી 'ખબરદાર! બહારવટિયાને કોઈ આજ સામો ઘા ન કરજો, ભલે આપણા સો ખુન થઈ જાય!'

'જોયું, ભાણ? આ ઠાકોર વજેસંગ!'

બહારવટિયા ચાલી નીકળ્યા.

કારજના પ્રસંગ વિષે બીજી વાત આમ બોલાય છે:

જેતપુરના કાઠી-દરબાર મૂળવાળા કડેધડે હતા. ત્રણ પરજની કાઠયમા મૂળુવાળાનો મોભો ઊંચેરો ગણાતો. એનું વેણ ઝટ દઈને કોઈથી લોપાતું નહિ. એજન્સી સરકારની પાસે પણ સહુ કાઠીઓની ઢાલ થઈને ઊભો રહેનાર મૂળુવાળો હતો એને બોલાવીને કળાબાજ મહારાજે કહ્યું 'મૂળુભાઈ, હાદા ખુમાણ જેવો કાઠી પડ્યો એની તો આખા મલકને ખોટય કહેવાય, જીવતે એ મારો દુશ્મન હતો, પણ મૂઆ પછી તો મારો ભાઈ લેખું છું. મારે ભાવનગરને ખર્ચે મારે કુંડલા મુકામે એનું કારજ કરવું છે. તમારું કામ તો એટલા સારુ પડ્યું છે કે કારજમા તમે ભાણ-જોગીદાસને બોલાવી લાવો મારા હાથનો કસૂંબો લઈને પછી ભલે તુરત એ ચડી નીકળે, પણ એના બાપને માર્યા પછી હું એને અંજળી ભરી કસૂંબો ન લેવરાવું ત્યાં સુધી મારા જીવને જંપ નથી. વેર તો કોને ખબર છે ક્યાં સુધી હાલશે!'

કહેવાય છે કે ઠાકોરના પેટમાં દગો હતો. બહારવટિયાઓને ઝાલી લેવાની પેરવી હતી પણ કસૂંબો લેવાઈ રહ્યો, સહુ સહુને ઉતારે ગયા, રાત પડી, એટલે મૂળુવાળાએ સનસ કરીને બહારવટિયાને ચેતવ્યા 'હં. ભાણ-જોગીદાસ! હવે ચડી નીકળો ઝટ.!'

'અરે! પણ મહારાજ વળામા વાટ જોશે!

'તો પછી ઝાટકાનાં વાળુ સમજવાં, જોગીદાસ!'

આંહીં બહારવટિયા ચડી ગયા ને ત્યાં મહારાજને ખબર પડ્યા.

રોષે ચડેલા ઠાકોરે રાજકોટ પોલિટિકલ એજન્ટને ખબર દીધા કે બહારવટિયાને પકડી લેવાની મારી પેરવીને જેતપુરના મૂળુવાળાએ અને જસદણના શેલા ખાચરે ધૂળ મેળવી દીધી છે, બહારવટિયાને નસાડ્યા છે.'

આ ઉપરથી એજન્સી સરકારે જેતપુર અને જસદણ ઉપર સરકારી થાણાં બેસારી દીધાં હતાં.

## ૯ : ભીમ પાંચાળિયો

આખું ગામતરું થઈ ગયું. મોટેરા ભાઈ ગેલો ખુમાણ પણ ગુજરી ગયા છે. એટલે સહુ ભાઈઓમાં મોટા જોગીદાસને માથે ગલઢેરાઈ આવી. એ શી ઘોડે જોગીદાસ ઘૂમી રહલ છે. મહુવાથી જાફરાબાદ સુધીનો દરિયા–કિનારો પણ એ ઘોડાંના ડાબલા નીચે કંપવા લાગ્યો છે. બંદરે બંદરે ભાવનગર રાજનો વેપાર બંધ કરાવી દીધો છે.

મારગ જે મુંબઈ તણે જળબેડા ન જાય,
શેલે સમદરમાય જહાજ જોગીદાસના.

[ મુંબઈ નગરને જળમાર્ગે જહાજો જઈ શકતા નથી, કેમકે જોગીદાસનાં વહાણ એની ચોકી કરતાં સમુદ્રમાં તરી રહ્યાં છે. ]

એવે એક દિવસ જોગીદાસ વરતેજ ગામ ઉપર પડ્યા, વરતેજની બજાર લૂંટીને નાસી છૂટ્યા અને ઠાકોર વજેસંગ નજીકમાં શિહોર ગામે જ હતા ત્યાં એને ખબર પડી. ઠાકોરને અંગે ઝાળ ઊપડી ગઈ.

'આજ તો કાં હું નહિ, ને કાં જોગીદાસ નહિ' એવા સોગંદ લઈને ઠાકોર ઊભા થયા. હાથીએ ચડ્યા. સૈન્ય લઈને જોગીદાસને સગડે ચાલ્યા. ચારે દિશાએથી ઠાકોરની ફોજ બહારવટિયાના કેડા રૂંધવા લાગી અને આજ તો લાખ વાતે પણ જોગીદાસ હેમખેમ નહિ નીકળવા પામે એવી હાક આખા પ્રાંતમાં વાગી ઊઠી. મૂંઝાયેલ જોગીદાસ જે દિશામાં જાય છે તે દિશામાં પોતાના કાળદૂત ઊભેલા હોવાના સમાચાર સાંભળી પાછો વળે છે. ક્યાં જવું તે સૂઝતું નથી. અને પાછળ ઠાકોરની સવારીની ડમરીઓ આસમાનને ધૂંધળું બનાવતી આવે છે.

એવી હાલતમાં જોગીદાસ બંડારિયા ગામને પાદર નીકળ્યા. જોગ નજોગે પાદરમાં જ એક પુરુષ ઊભા છે. ઘોડી પાદરમાં ઊતરતાંની વાર જ બેય જણાએ અન્યોન્યને ઓળખી લીધા.

'ભીમ પાંચાળિયા, રામરામ !'

'ઓહોહોહો ! મારો બાપ...જોગીદાસ ખુમાણ !'

એટ ' કહી બે હાથનાં વારણાં લઈને ભીમ પાંચાળિયા નામના ચારણે બહારવટિયાને બિરદાવ્યો :

> ફૂંકે ટોપી ફેરવે, વાદી છાંડે વાદ;
> નાવે કંડીએ નાગ ઝાંઝડ જોગીદાસીયો !

[ હે જોગીદાસ, વજેસંગ જેવો વાદી મોરલી બજાવીને બીજા ઘણા ઘણા રાજારૂપી સર્પોને પોતાના કરંડિયામાં પકડી પાડે છે, પરંતુ એક તું ફણીધર જ એની મોરલીના નાદ પર ન મોહાયો તેં તો ફૂંફાડા મારીને એ વાદીની ટોપી જ ઉડાડી નાખી.]

'ભીમ પાંચાળિયા ! આજ એ દુહો ખોટો પડે તેમ છે. આજ તમારો ઝાંઝડ જોગીદાસીયો કરંડિયે પકડાઈ જાય તેમ છે. માટે રામ રામ ! આજ રોકાઈએ એવું રહ્યું નથી.'

દોટ કાઢીને ભીમ પાંચાળિયાએ જોગીદાસની ઘોડીની વાઘ ઝાલી લીધી અને કહ્યું: 'એમ તે કયાં જઈશ, બાપ ! તો પછે ભંડારિયાને પાદર નીકળવું નો'તું. રોટલા ખાધા વિના તો જવાશે નહિ !'

'હાં હાં, ભીમ પાંચાળિયા ! મેલી દ્યો, આજ તો નહિ જ !'

'પણ શું છે એવડું બધું ?'

'વાંસે ઠાકોર વજેસંગજી છે ને ચોગરદમ અમારી દશ્યું રૂંધાઈ ગઈ છે. હમણાં વેરી ભેટયા સમજો !'

'ભેટયાં ભેટયાં વેરીએ ! જોગીદાસ શિરામણ કરીને નીકળી ન જાય ત્યાં સુધી ઠાકોર વજેસંગ ભંડારિયાને સીમાડે ઊભા થઈ રે'વું પડે, મારા બાપ, મૂંઝાવ છો શીદ ! ઊતરો ઘોડીએથી, ખાધા વિના હાલવા નહિ દઉં !'

જોગીદાસ અચકાય છે

'અરે બાપ ! કહું છું કે તારું રૂંવાડુંય ખાંડું ન થાવા દઉં ! એલા ઝટ આપણે ઓરડે ખબર દ્યો કે ઊભાં ઊભાં રોટલા-શાક તૈયાર થઈ જાય ને ભેંસું દોવાઈ જાય ત્યાં હું હમણાં મહારાજને સીમાડે રોકીને આવી પોગું છું.'

જમવાની વરધી આપીને ચારણ ભંડારિયાને સીમાડે ઠાકોર વજેસંગજીની સામે હાલ્યો. હાથીની રૂપેરી અંબાડી ઉપર રુદ્ર સ્વરૂપે બેઠેલ ઠાકોરને છેટેથી વારણાં લઈને બિરદાવ્યા કે :

કડકે જમીનું પીઠ, બ્રહ્મંડ પડ ધડકે વજ
નાળ્યું છલક નત્રીક, ધુબાકે પેરંભના ધણી!

[ હે વજેસંગજી! હે પેરંભ બેટના ધણી! તારે ઘેર તો એટલી બધી તોપો છલકે છે કે એના અવાજથી પૃથ્વીની પીઠ કડાકા કરે છે અને વ્યોમનાં (આકાશનાં) પડ ધડકી જાય છે.]

'ખમા ગંગાજળિયા ગોહેલને! બાપ, અટાણે શીદ ભણી?'

'બીમ પાંચાળિયા! જોગીદાસની વાંસે નીકળ્યા છીએ.'

'જોગીદાસ તો મારા ખોળામાં છે, બાપ! તમે શીદ ધોડ કરો છો?'

'બીમ પાંચાળિયા, આજ તો મેં પ્રતિજ્ઞા કરી છે કે કાં હું નહિ ને કાં જોગીદાસ નહિ.'

'પણ બાપા! ત્રણ દિવસનો ભૂખ્યો જોગીદાસ અટાણે એક ટંક મારે આંગણે બટકું શિરામણી સારુ ઊતર્યો છે. હું હાથ જોડીને કહેવા આવ્યો છું કે કાં તો તમેય શિરામણ કરવા હાલો, ને કાં જોગીદાસ શિરાવીને ચડી જાય ત્યાં સુધી થોડીક વાર સીમાડે જ હાથીએથી હેઠા ઊતરીને જરાક આંટા મારો!'

'બીમ પાંચાળિયા! તમે મારા શત્રુને આશરો દીધો?'

'એમ ગણો તો એમ, પણ ઈ તો ગાએ રતન ગળ્યું કહેવાયને, બાપા! હું તો ગા છું. મારું પેટ ચીરવા કાંઈ હિંદુનો દીકરો હાલશે? અને આ તો જોગીદાસ જેવો પરોણો. પરોણો શું ગોહિલને ઘરેથી ભૂખ્યે પેટે જાય? ને પછી ક્યાં પકડાતો નથી? ભાવેણાના મહારાજને તો હજારું હાથ છે, બાપા!'

ઠાકોર વિચારમાં પડી ગયા. થોડોક ગુસ્સો ઊતરી ગયો.

'પરોણો ગોહિલને આંગણેથી ભૂખ્યો જાય?' એટલું જ વેણ એમના અંતરમાં રમી રહ્યું.

'ઊતરો, હેઠા ઊતરો, બાપા!' ચારણે ફરીવાર આજીજી કરી.

'બીમ પાંચાળિયા!' મહારાજનો બોથો કામદાર સાથે હતો તેણે તપી જઈને વચન કાઢ્યું. 'જો હાથીએ ચડ્યા મહારાજ હેઠા ઊતરે તો તો મહારાજની માએ ધૂળ ખાધી કહેવાય, ખબર છે!'

'બોથા કામદાર!' કોચવાએલા ચારણના મોંમાંથી વેણ છૂટી ગયું. 'મહારાજની માએ તો એને દૂધ પીને જણ્યા છે, બાકી તો વાણિયા-બામણુની માને અનાજ વીણતાં વીણતાં ધુડની ઢેફલી હાથમાં આવે તો મોંમાં મૂકવાની ટેવ હોય છે ખરી!'

ચારણનું મર્મ-વચન સાંભળીને ઠાકોરનું મોં મલકી ગયું. બોથા કામદારને તો બીજો શબ્દ ઉચ્ચારવાની હિંમત રહી જ નહિ; અને મહારાજે હસીને કહ્યું કે: 'બીમ પાંચાળિયા! જાવ, આજ

તો તમે તમારો નહિ પણ ભાવનગર રાજનો અતિથિ-ધર્મ પાળ્યો છે, એટલે હું મારી પ્રતિજ્ઞા તોડીને પણ પાછો વળું છું. મારવાની પ્રતિજ્ઞા કરતાં મહેમાનગતિનો ધર્મ ઘણો મોટો છે. જાવ, હું આજ જોગીદાસને જાવા દઉં છું.'

ઠાકોર હાથી વાળીને શિહોરને માર્ગે ચાલી નીકળ્યા.

## ૧૦ : શત્રુની સ્ત્રી

'કાં? કાંઈ શિકાર?'

'શિકાર તો શિકાર! પણ ભવ બધાનાં દાળદર ભાંગીને ભુક્કો કરી નાખે એવો! આકડે મધ અને માખીયું વિનાનું!'

'કોણ?'

'ભાવનગરનાં રાણી નાનીબા!'

'કયાં?'

'દડવે જાય છે—એના ભાઈ કેસરીસિંગને ઘેરે; ભેળા કુંવરડા છે; ભેળી ઘરેણાંની પેટી છે; અને સાથે અસવાર છે થોડા!'

'ચડો ત્યારે. કામ કરશું આપણે ને નામ પાડશું જોગીદાસનું! એની મયરાવટી જ છે મેલી, ભેખડાવી દઈએ!'

*આકડિયા ગામનો ટૂંકો કાઠી રાઘો ચાવડો ચોરીના ધંધા કરતાં કરતાં આજ છાનીમાની આટલી બાતમી મેળવીને ભાવનગર ઠાકોર વજેસંગજીનાં રાણી નાનીબાનું વેલડું લૂંટવા માટે પોતાના અસવારોને લઈ ટીંબા ગામની સીમમાં દડવાને માર્ગે ઘોડા બાંધીને સંતાઈ રહ્યો છે. રણવગડામાં નાચ કરતી કોઈ અપસરા સરીખું હિંગળોકિયા રંગનું ઓઝણું ચાલ્યું આવે છે. સંધ્યાની રૂંઝ્યો રહી ગઈ છે. ચારે છેડે સૂરજ આથમવાનું ટાણું થઈ ગયું તે વખતે બરાબર ઓચિંતો છાપો મારીને રાઘા ચાવડાના અસવારોએ નાનીબાના કેંક અસવારોને બરછીથી પરોવી લીધા, કેંક ભાગ્યા, થોડાકને બાંધી લીધા અને રાઘરે હાકલ કરી કે: 'બાઈ, ઘરેણાંની પેટી બહાર ફગાવી દેજો!'

થરથર કાંપતે સૂરે નાનીબાએ પૂછ્યું કે: 'તમે કોણ છો, બાપ?'

'જોગીદાસ ખુમાણના માણસો.'

* કોઈ કહે છે કે રાઘો ચાવડો નહિ, પણ સરંભડાનો કાઠી મેરામ તોતજો લૂંટવા આવેલો.

'અરરર ! જોગીદાસભાઈ અસ્ત્રીયુંને લૂંટે ખરા ? જોગીદાસ અખાજ ખાય ?'

'હા હા, ભૂખ્યે પેટે અખાજેય ભાવે. દાગીના લાવો !'

'અખાજ ભાવે ? ભૂખ્યો તોય સાવજ ! ઈ તરણાં જમે ?'

'કાઢી નાખો ઝટ ઘરાણાં, વાદ પછી કરજો !'

આટલી વાત થાય છે તેવામાં કોણ જાણે શી વગાત બની કે ચાળીસ ઘોડાંની પડઘીઓ ગાજી અને છેટેથી ત્રાડ સંભળાણી કે: 'કોણ છે એ ?'

'કોણ, જોગીદાસ ખુમાણ ! હાલો આવ, ભારે તાકડો થયો !' રાધે ચાવડે અવાજ પારખ્યો.

'તું કોણ ?'

'હું રાધો ચાવડો.'

'રાધડા ! અટાણે અંધારે શું છે ? કોની હારે વડચડ કરી રિયો છો ?'

'આપા, જોગીદાસ ખુમાણ ! હાલ્ય હાલ્ય, ઝટ હાલ્ય, આપણો બેયનો ભાગ ! પેટ ભરીને ઘરાણાં !'

'પણ કોણ છે ?'

'તારા શત્રુ વજેસંગની રાણી નાનીબા ! તારે તો વેર વાળવાની ખરી વેળા છે! બેય કુંવરડા પણ હારે છે, કરી નાખ ટૂંકું !'

'રાધા !' હસતાં હસતાં જોગીદાસ બોલ્યા. 'તું કાઠી ખરો, પણ ચોર-કાઠી ! નીકર તું જોગીદાસને આવી લાલચ આપવા ન આવત ! મારે વેર તો વજેસંગ મહારાજની સાથે છે, બોન નાનીબા હારે નહિ. ઈ તો મારી મા-બોન ગણાય. અને વળી અવળા, અંતરિયાળ. ઓધાર વગર ઊભેલી ! એની કાયા માથે કરોડુંનો દાગીનો પણ હિન્દવાને ગા અને મુસલમાનને સૂવર બરોબર સમજવો જોવે, રાધા ! હવે સમજતો જા !'

'ઠીક તયીં, જોગીદાસ ! તારાં-ભાગ્યમાં ભલે ભમરો રહ્યો ! તું તારે રસ્તે પડ, અમે એકલા પતાવશું !'

રાધો હજીયે સમજતો નથી.

'રાધા ! હવે તો તને રસ્તે પાડીને પછે જ અમથી પડાય. નાનીબાને કાંઈ અંતરિયાળ રઝળવા દેવાય ?'

'એટલે ?'

'એટલે એમ કે જો આ ટાણે જોગીદાસની નજર સામે રાધો નાનીબાના વેલડાને હાથ અડાડે,

તો જેઠા વડદરે એક હાથ તો ઠૂંઠો કરી દીધો છે, ને આજ બીજો હાથ પણ ખેડવી નાખું. એટલે મલક માથે પાપ કરતો તું બંધ પડી જા !'

'એમ છે ? તયેં તો થાજે માટી, જોગા !'

'માટી તો કાંઈ થયું થવાય છે, બા ? માએ જણ્યા ત્યારથી જેવા હોયીં એવા જ છીએ, રાઘડા ! બાકી તારે માથે કાળ ભમે છે, માટે ભલો થઈને રે'વા દે !'

રાઘા અને જોગીદાસે પોતાની ફોજો ભેડવી. ખીસાણ મચી ગયું. પોતાના અસવારોની લોથોના ઢગલા થતા દેખીને રાઘો ભાગી નીકળ્યો.

કાંપતે શરીરે નાનીબા રાણી માફામાં બેસી રહ્યાં છે. એને હજુયે ભરોસો નથી કે બહારવટિયાના પેટમાં કૂડકપટ છે કે નહિ. ઊનમાંથી ચૂલમાં પડવાની એને ફાળ છે.

જોગીદાસે હાકલ કરી: 'એલા ગાડાખેડુ ! માને પૂછ કે પાછું દડવે જાવું છે કે ભાવનગર ? જયાં કહો ત્યાં મેલી જાઉં. માને કહીએ કે હવે કાંઈ જ ફડકો રાખશો નહિ.'

નાનીબાએ બહારવટિયાના મોંમાંથી મોતી પડતાં હોય તેવાં વેણ સાંભળ્યાં. એને પોતાનો નવો અવતાર લાગ્યો. એણે કહેવરાવ્યું કે: 'જોગીદાસભાઈ ! વીરા ! બોન આવડા કરજમાંથી કયે ભવ છૂટશે ? ભાઈ, મને ભાવનગર ભેળી કરી ધો. હું આવડો ગણ કે દી ભૂલીશ ?'

'વેલડાને વીંટી વળો, ભાઈ !' જોગીદાસે હુકમ કર્યો.

ભાલાળા ઘોડેસવારોની વચ્ચે વીંટળાઈને વેલડું હાલતું થયું. મોખરે જોગીદાસની ઘોડી ચાલી નીકળી. પંથ કપાવા લાગ્યો.

અધરાત ભાંગી અને આભના નાના–મોટા તમામ તારલા એની દેરેવી જ્યોતે ઝબૂકી વગડાને ઉજમાળો કરવા મંડી પડ્યા, ત્યારે ભાવનગરનો સીમાડો આવી પહોંચ્યો. ઘોડીને વેલડાની ફડક પાસે લઈ જઈને બહારવટિયાએ રજા લીધી કે: 'બોન ! મા ! હવે તમારી હદ આવી ગઈ છે; હવે તમે ઘરને ઉંબરે ઊતરી ગયાં, બાપા ! હવે મને રજા છે ?'

'જોગીદાસભાઈ !' નાનીબાની છાતી છલકી. 'તમેય મારી ભેળા હાલો. હું મહારાજને કહી તમારું બહારવટું પાર પડાવું. તમારો વાળ વાંકો ન થાય !'

'માડી ! કાંઈ બદલાની લાલચે મેં તમારી વાર નથી કરી. અને તમારી સિફારસે બહારવટું પાર પડે એમાં જોગીદાસની વશેકાઈ શી ? મારો ગરાસ તો હું બેમાંથી એક જ રીતે મેળવીશ–કાં મહારાજની સાથે સામી છાતીના ઝાટકા લઈ–દઈને, ને કાં પ્રીતિની ગાયું ભરીને ! આજ તો રામ રામ ! મહારાજને મારા રામ રામ કહેજો !'

એટલું કહીને એણે અંધારે ઘોડી પાછી વાળી. ઘડીભરમાં તો ઘોડાં અલોપ થયાં, અને 'જોગીદાસભાઈ! જોગીદાસભાઈ!' એટલા સાદ જ માફાની ફડકમાંથી નીકળીને સીમાડાભરમાં સંભળાતા રહ્યા.

## ૧૨ : મહાપાપ

એક દિવસે જોગી લપસ્યો હતો :

આજે બહારવટિયો ખરચી–ખૂટ થઈ ગયો છે. સાથીઓને ખાવા દેવા માટે દાણા પણ નથી. અર્ધો વાલ પણ સોનું મળે તો તે લઈ લેવા માટે એ સનાળીના કાઠી રાઠોડ ધાધલને સાથે લઈને સીમમાં ભટકે છે. એના ત્રાસનો માર્યો કોઈ કણબી સાંતી તો જોડી શકતો નથી. સીમ ઉજ્જડ પડી છે. ઉનાળો ધખે છે. ત્યાં વીજપડી નામના ગામની સીમમાં ચાલતાં ચાલતાં એના ચકોર ભેરુબંધે નજર નોંધીને જોયું:

'શું જોછ, રાઠોડ ધાધલ?'

'પણે એક કણબી સાંઠીયું સડે છે. જોગીદાસ, એને જીવતો જાવા ન દેવાય હો!'

ઘડીક જોગીદાસનું દિલ પાછું હઠ્યું. 'રાઠોડ ધાધલ, ઘણીયું હત્યાયું કરી, હવે તો કાયર થઈ ગયો છું. એને ખેડવા દે હવે!'

'અરે, પણ એના કાનમાં કાંઈક સોનું હશે. લઈ લઈએ!'

'હા, ઈ ઠીક સંભાર્યું, હાલો!'

બન્ને અસવારોએ મારગને કાંઠે ઘોડીઓ ચડાવી અને પાધરી ખેતરમાં હાંકી. ઘોડીઓ ઢૂકડી આવી ને જેવા એ ખેડૂતે આઠ ડાબલાની પડઘી સાંભળી તેવો એ કોદાળી ખંભે નાખીને ભાગ્યો. ભાગતાંની વાર તો રાઠોડ ધાધલે બરછી ઉગામી, ઘોડી દોટાવીને પડકારો કર્યો કે: 'યાં ને યાં ઊભો રહી જાજે, જુવાન! નીકર હમણાં પરોવી લીધો જાણજે!'

ભયભીત કણબીએ પાછું જોયું. બરછી ચમકતી દીઠી. બહારવટિયાઓની નિશાનબાજીને એ જાણતો હતો ભાગે તો જીવનો ઉગારો નથી એમ સમજી થંભી ગયો. હાથમાંથી કોદાળી પડી ગઈ. એણે હાથ જોડયા, બૂમ પાડી કે: 'એ બાપા! તમારી ગો! મને મારશો મા!'

'એલા, કેમ અમારાં ખેતર ખેડછ? અમારા રોટલા આંચકીને શું તારો ઠાકોર પોતાની કોઠીયું ભરશે? બોલ, નીકર વીંધી નાખું છું!' જોગીદાસે ધમકી દીધી.

'ભૂલ થઈ, બાપા ! અટાણુ લગી મને કોઈએ કનડયો નો'તો તે ભૂલ થઈ. હવે મને મેલી દ્યો. ફરીવાર તમારું બહારવટું પાર પડયા મોર્ય આ દશ્યમાં ડગલું જ નહિ દઉં.'

'ખા ઠાકરના સમ !'

'ઠાકરના સમ !'

'ઠીક, અને આ કાનનાં કોકરવાં ને ફૂલિયાં કયાંથી પે'ર્યાં છે ? અમે રોટલા વિના રઝળીએ ને તમે સંધા અમારી જમીનું'ના કસ કાઢીને સોનેમઢયા ફરશો ? કાઢી દે સટ, અમારે બે-ત્રણ ઠીની રાબ થાશે, કાઢ્ય.'

'કાઢ્ય સટ, નીકર હમણાં આ ડાકી છૂટી જાણુજે !' એવો રાઠોડ ધાધલનો અવાજ આવ્યો. કણબી જુવાન એ અવાજ દેનારની સામે જુએ તો રાઠોડ ધાધલના હાથની આંગળીઓ પર ચકર ચકર ફરતી બરછી ભાળી. ફડકીને બીજી બાજુ જુએ તો જોગીદાસને ડોળા તાણતો ઊભેલ દીઠો. જાણે કાળનાં બે જડબાં ફાટેલાં હતાં. વચ્ચોવચ પોતે ઊભો હતો. જરાયે આનાકાની કરે તો જીવ નીકળી જવાની વાર નહોતી.

'એ બાપા !' આડા હાથ દઈને એ બોલ્યો. 'મને મારશો મા ! હું કાઢી દઉં !'

અઢાર વર્ષનો દૂધમલિયો કણબી : મહેનતુ, ભોળુડો અને ભગવાનથી ડરીને ચાલનારો ખેડૂત : જેના અરીસા જેવા પારદર્શક મોઢા ઉપર ચોખ્ખું લાલ ચણોઠી જેવું લોહી ઉછાળા મારી રહ્યું છે : જેને અર્ધમાથે કપાળ ઝગારા મારે છે : એવો આભકપાળો જુવાન : કડિયા ને ચોરણીની કોરી નકોર જોડી : કડિયાને છાતીએ કરચલિયાળી ઝાલર અને કમોનાં ઝૂમખાં : પકતી ચોરણીની નાડીએ એક દોથો પચરંગી ઊનનાં ઝૂમખાં ઝૂલે છે : પગમાં નવી મોજડીઓ પહેરી છે : માથાની લાંબી ચોટલીમાંથી બે ધાટી લટો બેય ખંભા ઉપર ઢળી છે : એવો કાળી ભમ્મર ને સાફ બે આંખોવાળો રૂપાળો કણબી જુવાન 'એ બાપા મારશો મા !' કહીને પોતાના કાનમાં પહેરેલ પીળા હળદર જેવા રંગના સાચા સોળવલા સોનાની ચીજો ચાર કાઢવા લાગ્યો : ફક્ત ચાર જ ચીજો: બે કોકરવાં ને બે ફૂલિયાં: કાઢતો જાય છે, રાઠોડ ધાધલની બરછી માથા ઉપર તોળાઈ રહી હોવાથી હાંફળો-ફાંફળો થાય છે. કોકરવાં ઝટ ઝટ નીકળી શકતાં નથી. કાઢી કાઢીને જોગીદાસે પાથરેલી પછેડીની ખોઈમાં નાખતો જાય છે. બહારવટિયા કોઈ આવી જવાની બીકમાં 'કાઢ્ય ઝટ !' એવો ડારો દે છે. જવાબમાં 'મારશો મા બાપા ! કાઢું છું !' કહી કણબી કોકરવાં કાઢે છે—એમ છેલ્લું કોકરવું નીકળી રહેવા આવ્યું છે, છૂટા પડવાની હવે વાર નથી.

તે વખતે—'મારશો મા: એને મારશો મા ! એ બાપા મારશો મા !' એવી આઘેરી શક સંભળાણી. બહારવટિયાના કાન ચમકયા. આંખો એ અવાજની દિશામાં મંડાણી. જોયું તો એક

ભતવારી ચાલી આવે છે. માથા પર કાંસાની તાંસળી, રોટલાની પોટકી ને છાસની નાની દોણી માંડી છે. તાંસળી અને દોણી ચમકતાં આવે છે.

પાસે આવી પંદર વર્ષની જુવાનડી પૂરેપૂરી વરતાણી, માથે ભાતીગળ ચૂંદડી : ભરતમાં ટંકાઈ ગયેલ કાપડનાં અને પે'રણનાં આભલાં ઝગમગી જાણે પ્રકાશની જાળી પાથરે છે : ડોકમાં હાંસિયું ને ઝરમર : હાથમાં ચાર ચાર તસુની હેમની ચીપો મઢેલ બલોયાં, ગુજરી ને ઠેર્યાં : પગમાં કડલાં ને કાંબી : અંગળીએ અણુવા ને વીંછિયા : કપાળે દામણી : આંખડીમાં કાજળ : સેંથે હિંગળો પૂરેલો : એવી ફૂલગુલાબી મોંવાળી, ચાર ભેંસોની છાશ ફેરવનાર ધીંગા હાથવાળી રૂપાળી કણબણ આવી. આવનારીના હૈયામાં શ્વાસ માતો નથી.

'એ બાપુ! મારશો મા! એને મારશો મા!'

'કોણ છે ઈ?' બહારવટિયાએ હાકલ દીધી.

'બાપા! આ મારો વર થાય છે. હજી હમણાં જ હું આણું વળીને આવું છું. એને મારશો મા! અમારી જોડી ખંડશો મા! કહો તો આ મારો એકોએક દાગીનો ઉતારી દઉં!'

'કાઢ્ય, સટ કાઢ્ય!' કહીને જોગીદાસ બાઈ તરફ ફર્યો. એની સામે ઓઈ ધરી. બહારવટિયો પોતાનું બિરદ ચૂકી ગયો. સ્ત્રીને શરીરેથી કાંઈ ન ઉતરાવાય એ વાતનું ઓસાણ આ સુંડલો-એક દાગીના દેખીને જોગીદાસને ન રહ્યું. એનું દિલ ચળી ગયું. એને ભાન જ ન રહ્યું કે પોતાને જોગી થઈ ને રહેવું છે.

કણબણ પોતાની કાયાને અડવી કરવા લાગી. ટપોટપ ટપોટપ દાગીના જોગીદાસની ઓઈમાં પડવા લાગ્યા. ને છતાંય રાઠોડ ધાધલની ચકર ચકર ફરતી બરછી જુવાનની છાતી સામી તોળાઈ રહી છે. જુવાનની આંખો ઘડીક પોતાની સ્ત્રી તરફ ડોળા ફેરવતી જાય છે ને ઘરાણાં કાઢતી કાઢતી કણબણ ફોસલાવી રહી છે કે, 'બાપુ, એને હવે મારશો મા હો! હું તમને આ તમામ દાગીના ઉતારી દઈશ! અને બાપુ! તમારે વધુ જોતા હશે તો ઘેરે જઈને મારા પટારામાંથી કાઢી લાવીશ. મારા પિયરમાં બહુ સારું છે ને, તે મને ઘણોય મોટો કરિયાવર કર્યો છે, અને ઈ બધાને મારે શું કરવું છે, બાપુ! મારા...'

એટલું વેણ અધૂરું રહ્યું અને રાઠોડ ધાધલના હાથમાંથી બરછી છૂટી. કેમ કરતાં છૂટી? રાઠોડ ધાધલને પોતાને પણ એ વાતની સરત ન રહી. બરછી છૂટી જુવાનની પહોળી લોહી-છલકતી છાતીમાં પડી. આરપાર નીકળી. જુવાન ધરતી પર પટકાઈ ગયો. બેય બાજુએ લોહીની ધારો મંડાણી. તરફડ! તરફડ! કણબી તરફડવા લાગ્યો.

'અરરર !' જોગીદાસના મોંમાંથી અરેરાટી નીકળી ગઈ. એની ખોઈ હાથમાંથી વછૂટી પડી. જમીન પર દાગીનાનો ઢગલો થયો.

ફાટી આંખે બેય જણા જોઈ રહ્યા.

કણબણની બે કાળી કાળી આંખો તાકી રહી. જાણે હમણાં ડોળા નીકળી પડશે ! એનું આખું અંગ કંપી ઊઠયું. મરતો જુવાન એની સામે મીટ માંડી રહ્યો છે.

બાઈએ ધણીની કોદાળી ઉપાડી ધડુસ ધડુસ પોતાના માથા પર ઝીંકવા માંડી. માથામાંથી લોહીના રેગાડા છૂટયા. મોવાળાની લટો ભીંજાણી. મોઢું રંગાઈ ગયું.

'કેર કર્યો ! કાળો ગજબ કર્યો ! રાઠોડા ! કમતિયા ! કાળમુખા ! કેર કર્યો !' જોગીદાસ પોકારી ઊઠયો.

'કેર કર્યો ! અરરર !' રાઠોડ ધાધલના મોંમાંથી પડઘો નીકળ્યો.

'રાઠોડા ! તારું આવું જ મોત થાજો ! તુંને ટીપું પાણી ન મળજો !' જોગીદાસે શાપ ઉચ્ચાર્યો.

ને આંહીં ધડુસકારા વધ્યા. ન જોઈ શકાય તેવો દેખાવ થઈ રહ્યો. બન્ને બહારવટિયા ભાગી છૂટયા. નોખા પડીને નાસી ગયા. ઊભા ન રહેવાયું.

રાઠોડ ધાધલનું ભારી બૂરું મોત થયું, અને જોગીદાસના વંશનું આજે સત્યાનાશ નીકળી ગયું છે.

## ૧૨ : ચારણે છેતર્યો

શિહોરને પાદર ગરીબશા પીરની જગ્યા પાસે પકતી ચોરણી, કણબી જેવું કેડિયું, ને માથે ઓથાલું બાંધીને એક આદમી ઊભો છે. ફક્ત ભેટની પછેડી સિવાય બીજી બધી વાતે કણબી જેવો દેખાય છે. સાંજ નમવા લાગી હતી. જાણે આ આદમી જલદી પોતાને ગામ જવા માટે કોઈ ગાડું-ગડેરું નીકળવાની વાટ જોતો કેડાને કાંઠે ઊભો હોય તેવું લાગે છે.

બરાબર અંધારાં ઊતરવાં શરૂ થયાં ત્યાં એક ખોકાનીદાર પડછંદ અસવાર ઢાલ, તરવાર ને ભાલા ચડી શોભતો નીકળ્યો. જેના નામની માનતાઓ ચાલતી ને બીજી બાજુ જેની પાછળ ફોજો ફરતી એ બહારવટિયો જોગીદાસ જ આજ એકલ ઘોડે દિવસ આથમ્યે નીકળેલો એકલા આંટા દેવાની એને આદત હતી

કેડાને કડિ ભેજળાં લૂગડાં અને પછેડીને ભેટ બાંધેલ આદમીને ભેળો ભાળી બહારવટિયાએ ઘોડી થોભાવી. એની બોકાનીમાંથી ઘેરો અવાજ નીકળ્યો:

'કેવો છો, એલા ?'

'ક...કણબી છું, બાપુ !' આદમીએ થોથરાતી જીભે ઉત્તર દીધો.

'કણબી કે ? ઠીક ત્યારે, ડગલુંય દેશ મા ! નીકર બરછીએ વીંધીશ !'

એટલું બોલીને જોગીદાસે ઘોડીને એ આદમીની થડોથડ લીધી.

'છાનોમાનો આવી જા મારી ઘોડી માથે, બેસી જા બેલાશે નીકર જીવતો નહિ મેલું !'

એટલું કહીને બહારવટિયાએ પોતાનો પહોળો પંજો લંબાવ્યો.

એ આદમીનું બાવડું ઝાલ્યું અને ઊંચે ઉપાડી લઈ પોતાની પાછળ ઘોડી પર બેસારી અંધારે અલોપ થયો.

માર્ગે જોગીદાસના મનમાં મનોરથ રમે છે કે આ આદમી શિહોરના કોઈ માલદાર મુખી–પટેલિયાનો દીકરો દેખાય છે. એને બાન પકડીને આપણી સંગાથે રાખશું અને એના બદલામાં પટેલ આકરડો રૂપિયાની ફાંટ ભરીને આપણને ડુંગરમાં દેવા આવશે !

બાન પકડેલ આદમી પણ જરાયે આકળો–બેબાકળો થતો નથી. એને કશો ભય નથી. એના દિલમાં તો આજ જોગીદાસની અજોડ ઘોડી ઉપર અસવારી કર્યાનો આનંદ છે.

શિહોરથી ઠેઠ માંડવા ગામ સુધીની મજલ થઈ. માંડવા ગામનું પાદર આવ્યું. આવતાંની વાર જ એ પાછળ બેઠેલ આદમી બુલંદ અવાજે દુહો લલકારી ઊઠયો:

ઠણકે નાર થીએ, ચત ખૂમા ! ચળિયું નહિ;
ભાખર ભીલડીએ, જડધર મોહ્યો જોગડા !

[ હે જોગી જેવા જોગા ખુમાણ ! જટાધારી શંકર સરીખા તો પામર ભીલડીને માથે મોહી પડયા, પરંતુ તારું ચિત્ત તો કોઈ નારીના પગના ઠણકાથી કદાપિ નથી ચળતું. ]

દુહાનો અવાજ પારખતાં જ જોગીદાસે ઘોડી થોભાવી. પાછળ નજર કરી. તારોડિયાને અજવાળે પોતે બાન પકડેલ આદમીનું મોઢું જોયું. એ મોં મલકી રહ્યું છે અને બન્ને હાથ લંબાવીને એ આદમી બહારવટિયાનાં ઓવારણાં લઈ રહ્યો છે કે :

'ખમા ! મોળા જોગીને ! આઈ તોળા ઝાઝાં રખવાળાં કરે, મોળા તપશી !'

'કોણ છો, એલા ?'

'ચારણ સાં, મોળા બાપ ! તોળો ભાણેજ સાં !'

'નામ ?'

'નામ લખુભાઈ ! આશે માંડવાનો રેવાશી સાં !'

'ત્યારે પહેલેથી સાચું કેમ ન કહ્યું ?'

'મોળા બાપ ! આજ શિહોરથી માંડવે પગપાળા તો પુગાઇ ઇમ નૂતું. અને કણબી થયા વન્યા તોળી ઘોડીને માથે તું બેસાર એમ નૂતો. એટલે ખોટું ભણવું પીઉં, બાપ !'

'અરે પણ અભાગિયા ! આટલા સાટુ તેં મારી ઘોડીને મારી નાખી !'

એટલું બોલીને ગંભીર મુખમુદ્રાવાળો બહારવટિયો હસી પડયો. હાથ ઝાલીને લખુભાઈ ચારણને હેઠે ઉતાર્યા. ચારણ નીચે ઊભો ઊભો ખમકારા દેવા લાગ્યો ને બહારવટિયાની ઘોડી અંધારે ચુપચાપ ચાલી ગઈ.

## ૧૩ : રખાતની દીકરી

'આ ગામનું નામ ?' બરછીની ચકચકતી અણી નોંધીને સામેનું ગામડું બતાવતાં બહારવટિયાએ પોતાના સાથીઓને ચાલતે ઘોડે પ્રશ્ન પૂછ્યો.

'ઈ ગામ બોડકી, આપા ! અને બોડકી એટલે તો બેય વાતે ઘી–કેળાં, સમજ્યા કે ?'

'ઘી–કેળાં વળી કેમ ?' બહારવટિયાએ ગામનાં ઘટાદાર આંબા, લીંબડા અને લીલુડી વાડીઓ ઉપર બરાબર વૈશાખના તાપમાં પોતાની નજરને ચરતી મેલી દઈને લોભાસે દિલે પૂછ્યું.

'આપા જોગીદાસ ! એક તો આવું હાંડા જેવું રળિયામણું ગામડું અને તેમાંય વળી આપણા દુશ્મનના કુટુંબનું ગામ !'

'કોનું ?'

'મહારાજ વજેસંગની દીકરીનું. આંહીંના ગઢમાં કાંઈ ભાવનગરના સોના–રૂપાનો પાર નહિ હોય. મહારાજ પણ જાણશે કે દાયજો બહુ દીધો'તો !'

'બોલો મા, આપા ! ઈ વાત ન બને !' બહારવટિયાએ ગામ અને સીમ ઉપરથી પોતાની નજર સંકેલીને બરછી પાછી પગ ઉપર ટેરવી લીધી. મોંમાંથી 'રામ !' શબ્દ પડતો સંભળાયો.

'કાં આપા ! ઘડીકમાં વળી શું સાંભર્યું ? આમાં કયું નીમ આડે આવ્યું ?'

'કાંઈ નહિ, વજેસંગજીની કુંવરીનાં પોટલાં આપણાથી કેમ ચૂંથી શકાય ? આપણે વેર તો છે વજેસંગની સાથે, દીકરી સાથે નહિ. ઈ તો આપણીયે દીકરી કહેવાય !'

'અરે જોગીદાસ, પણ પૂરી વાત તો સાંભળો !'

'શું છે!'

'આ વજેસંગની રાણીનાં કુંવરી નથી, પણ આ તો એની એક રખાતની દીકરી : કોઈ રાખતું નહોતું તે મહારાજે ધ્રાંગધ્રાના એક ભૂખલ્યા ભાયાતને આંહીં તેડાવી, પરણાવી, આ ગામ દઈને આંહીં જ રાખેલ છે.'

'તોય ઈ તો મહારાજની દીકરી ઠરી! પેટ ભલે રખાતનું રહ્યું, પણ લોહી મહારાજનું! હવે મને વધુ લોભમાં નાખો મા, ભાઈ! અને બોડકીને ભાંગવાની વાત મેલી દ્યો!'

એટલું બોલીને એ લોભામણા રૂપાળા ગામની સીમને જલદી વટાવી જવા માટે જોગીદાસે ઘોડીનો વેગ વધાર્યો. પણ ઓચિંતું જાણે કાંઈક યાદ આવ્યું હોય તેમ એણે પોતાની બંકી ગરદન ફેરવી પાછળના અસવારોને પ્રશ્ન કર્યો:

'ભાઈ! કોઈના ખડિયામાં કાંઈ સોનું–રૂપું...થોડું'ઘણુંયે નીકળે એમ છે?'

'કેમ, આપા! અંતારિયાળ કેમ જરૂર પડી?'

'મહારાજનાં કુંવરીને કાંઈક કાપડું દઈ મેલીએ. દીકરી જો જાણશે કે જોગીદાસ કાકો પાદર થઈને પરબારા ગયા, તો બહુ ધોખો કરશે!'

લોકવાયકા બોલે છે કે બહારવટિયાએ સીમના કોઈ ખેડૂતની સાથે મહારાજ વજેસંગની રખાતની પુત્રી માટે પહેરામણીનું થોડું સોનું મોકલ્યું હતું.

## ૧૪ : ગરીબી

સંધ્યાની રૂંઝયો રડી ગઈ છે. માણસ હાથતાળી દઈને જાય એવી ગટારોપ ઝાડી વચ્ચે ગીરની રાવલ નામની ઊંડી નદીનાં આછાં છીછરાં પાણી ચુપચાપ ચાલ્યાં જાય છે. નદીની બન્ને બાજુ ઝાડીની ઉપર આભે ટેકો દેતી હોય તેવી ઊંચી ભેખડો : એ ભેખડો ઉપર પણ કોઈ કોઈ ઠેકાણે ડુંગરા ઊભા થયેલા : નદીના વેકરામાં સાવજ–દીપડાનાં પગલાં પડેલાં : બેય બાજુની બોઓ-માંથી નીકળીને 'જનાવર' (સિંહ) જાણે હમણાં જ તાજાં પાણી પીને ચારો કરવા ચાલી નીકળ્યાં હોવાં જોઈએ, એવું દેખાતું હતું.

રાવલ નદીને એવે ભયંકર સ્થાને રોજ્ય–કોજ્ય દિવસ રહ્યાને ટાણે જોગીદાસ પોતાના ચાલીસ ઘોડેસવારો સાથે તુલસીશ્યામ જતાં જતાં રસ્તે બે ઘડી વિસામો લેવા ઊતરેલ છે. ચાલીસે ઘોડીઓ રાવલ નદીનાં લીલાં મીઠાં ઘાસ મોકળી ઊભીને ચરે છે. અસવારોમાંથી કોઈ ચકમક જગવી ચલમો પીવે છે ને કોઈ વળી કરગઠિયાં વીણીને હોકા ભરવા માટે દેવતા પાડે છે. જોગીદાસ પોતે તો પોતાની

ભુજા ઉપર ચડાવેલો બેરખો ઉતારીને સૂરજના જાપ કરી રહ્યો છે. સૂરજનાં અજવાળાં સંકેલાય છે, તેમ આંહીં બહારવટિયાની આંખો પણ ઈશ્વરભક્તિમાં બિડાય છે.

'જોગીદાસ ખુમાણ ! એક ચણોઠીભાર અફીણ હશે તમારા ખડિયામાં ?' એક કાઠીએ આવીને પ્રશ્ન કર્યો.

'ના, બાપ ! મારા ખડિયામાં તો તલ જેટલુંયે નથી.'

'કાંઈ ડાબલીમાં વળગ્યું હશે ?'

'હજી કાલ્ય જ ડાબલી લૂઈ લીધી'તી ને ! કાં, એટલી બધી શી જરૂર પડી છે ?'

'ભાઈ ભાણ ખુમાણની આંખ્યું ઊઠી છે. માંહીથી ડોળા જાણે નીકળી પડે છે. તે પોપચાં માથે ચોપડવું'તું. અફીણ ચોપડત તો આંખનું લોહી તોડી નાખત, ને વ્યાધિ કંઈક ઓછી થાત.'

'બીજા કોઈની પાસે નથી ?'

'બાપ ! તારા ખડિયામાં ન હોય તો પછી બીજાના ખડિયામાં તે ક્યાંથી હોય ?'

'આંખે ચોપડવા જેટલુંયે નહિ ?'

'ક્યાંથી હોય ? એક કોરી પણ કોઈની પાસે ન મળે, શેનું લેવું ?'

'ઠીક જીતવા ! જેવી સૂરજની મરજી !'

ચાળીસ ખડિયામાંથી–ચોરાસી પાદરના માલિકોના ચાળીસ ખડિયામાંથી–દુખતી આંખ ઉપર ચોપડવા જેટલુંય અફીણ ન નીકળ્યું, એવી તાણ્યનું ટાણું ભાળીને જોગીદાસનો જીવ ઉદાસ થઈ ગયો, પણ તરત એને અંતરમાં મોંઘામણ ઊપડયું. જાણે વિપત્તિ સામે પડકાર દેતો હોય એમ એણે છાતી ગજાવીને ખોંખારો ખાધો. ફરી વાર બધું વિસરી જઈ આથમતા સૂરજ સામે બેરખાના પારા ફેરવવા લાગ્યો.

માળા પૂરી થઈ. એ વખતે એક કાઠી ખોઈમાં કાંઈક ભરીને જોગીદાસની પાસે આવ્યો. મૂઠી ભરીને એણે કહ્યું: 'આ લ્યો, આપા !'

'શું છે, ભાઈ ?'

'આ બે મૂઠી ટોઠા ખાવ : એટલે કોઠામાં બે–ચાર ખોબા પાણીનો સમાવો થાય.'

'ટોઠા વળી શેના બાફયા ?'

'બાજરાના.'

'બાજરાના ! બાજરો ક્યાંથી ?'

'ઈયે વળી સાંભળવું છે, આપા ! સુગાશો નહિ ને ?'

'ના...રે ભાઈ ! સુગાવા જેવી શાહુકારી બહારવટિયાને વળી કેવી ! કહો જોઈએ ?'

'આપા ! આ ચાળીસે ઘોડીને કોક દી જોગાણ ચડાવ્યું હશે તેનો ચાટેલ બાજરો ચપટી ચપટી ચાળીસે પાવરામાં ચોંટી રહ્યો હશે એમ ઓસાણ આવ્યાથી ચાળીસે પાવરા ખંખેરીને ઈ બાજરાની ઘૂઘરી બાફી નાખી છે !'

'અરર ! ઘોડીયુંનો એંઠો બાજરો ?'

'એમાં શું, આપા ! પાણીમાં ધોઈને ઓર્યો'તો. બાકી તો શું થાય ? આજ આઠ-આઠ જમણુથી કડાકા થાય છે. અને સૌને ચપટી ચપટી ખાધે થોડોક ટકાવ થઈ જાશે ત્યાં તો આપાં, તુળસીશ્યામ ભેળા થઈ જાશું. આપા, ખાઈ લ્યો, કાંઈ ફકર નહિ.'

'સૌને વેં'ચ્યો કે ?'

'હા, સૌને. તમ તમારે ખાવ.'

ભૂખમરો ભોગવના ચાલીસ જણાએ એ બાજરાની મૂઠી મૂઠી ઘૂઘરી ખાઈ, બાકીનો ખાડો રાવલનાં પાણીથી પૂર્યો અને અંધારું થયે આખી ટોળી રાવલની ભેખડો ઓળંગી ભયંકર ડુંગરાઓમાંથી કેડીઓ ગોતી ગોતી તુલસીશ્યામને માર્ગે પડી.

## ૧૫ : તુલસીશ્યામમાં

'ઉઘાડો !'

બરાબર મધરાતે, ઊંચા ઊંચા ડુંગરાની ચોપાટ વચ્ચે ઊભેલા એ ઘોર વનગાઈ–વીટયા તુલસીશ્યામ નામના જાત્રાધામનાં તોતિંગ કમાડ પર ભાલાંની બૂડી ભટકાવીને બહારવટિયાઓએ સાદ કર્યો કે : 'ઉઘાડો !'

'કોણ છે અટાણે !' અંદરથી દરવાન ફાગાનીંદરમાં બોલ્યો.

'મે'માન છીએ, મેમાન ! ઉઘાડ ઝટ ! વધુ વાત સવારે પૂછજે !'

તોછડો જવાબ મળવાથી દરવાન વહેમાયો. કમાડની તરાડ પર કાન માંડયા તો ચાલીસ ઘોડાઓની પડમડ સાંભળી. દરવાન થરથર્યો.

'ઉઘાડ ઝટ ! ઉઘાડ, ભાઈ ! ભાંગી જેવી રાત અમારાં કાળજાં વીંધી રહી છે ! ઉઘાડ !'

'અટાણે કમાડ નહિ ઊઘડે !'

'કાં ? શું છે તે નહિ ઊઘડે ?'

'નહિ ઊઘડે ! તમ બહારવટિયા લાગો છો !'

'અરે, બાપ! બા'રવટિયા તો ખરા, પણ કાંઈ શામજી મહારાજના બા'રવટિયા નથી. એનાં તો છોરુડાં છીએ, ઉઘાડ ઝટ !'

'નહિ ઊઘડે, બહાર સૂઈ રો' !'

'એ...મ?' જોગીદાસે મોખરે આવીને ત્રાડ દીધી. 'નથી ઉઘાડતો ? કહીએ છીએ કે અમે શામજીના બહારવટિયા નથી. પણ જો હવે નહિ ઉઘાડને, તો હમણાં કમાડ ખેડવીને માલીપા આવશું, અને શામજીની મૂર્તિને માથે એક વાલની વાળીયે નહિ રે'વા દઈએ. અબઘડી લૂંટીને હાલી નીકળશું તો તારું મોઢું ખોઈ જેવું થઈ રહેશે. ઉઘાડ, ગોલા ! શામજીના આશરા તો ચોર–શાહુકાર સહુને માટે સરખા કે'વાય !'

એ ન ભુલાય તેવો નાદ સાંભળતાં જ દરવાનનો હાથ આપોઆપ અંધારામાં કમાડની સાંકળ ઉપર પડયો. અને 'કિ...ચૂ...ડ' અવાજે બેય કમાડ ઉઘાડાં ફટાક મેલાયાં. ચાલીસે ઘોડીઓ અંદર દાખલ થઈ.

* * *

'શામજી દાદા !'

પ્રભાતે જોગીદાસ પાઘડી ઉતારી ઉતારીને ઝૂલતે ચોટલે પ્રભુની શ્યામ પ્રતિમા સામે ઠપકો સંભળાવી રહ્યો છે: 'શામજી દાદા ! મારો ગરાસ લૂટાય ને મારાં બાયડી–છોકરાં શત્રુને ઉંબરે બેસીને બટકું રોટલો ખાય ઈ તો ઠીક; ભુજામાં બળ હશે તો મારી–ઝૂડીને ગરાસ પાછો મેળવશું; પણ દાદા ! તારા કોઠારમાંયે શું કણ ખૂટી ગયું કે મારા ચાળીસ અસવારોને આઠ દીની લાંઘણોનું પારણું ઘોડીયુંના એઠા બાજરાના ટેકવા ખાઈને કરવું પડે ! આવડો બધો અન્નનો દુકાળ તારા દેશમાં ! એવો તારો શો અપરાધ થઈ ગયો, દાદા ! હું શુ પાપી માયથોયે પાપીઓ લેખાણો ?'

જોરાવર છાતીના બહારવટિયાને પણ તે વખતે નેત્રોમાં ઝળઝળિયાં આવી ગયાં. પણ એક જ ઘડીમાં એ ચમકી ઊઠયો. એના કાનમાં જાણે કોઈ પડઘા બોલ્યા કે: 'ધડુસ ! ધડુસ ! ધડુસ !'

'સાચું ! સાચું ! દાદા, સાચું ! મારું પાપ મને સાંભરી ગયું. હવે તારો વાંક નહિ કાઢું !'

તાતા પાણીના દેવતાઈ કુંડમાં જઈ જોગીદાસે સ્નાન કર્યું. માથાનો લાંબો ચોટલો કોઈની નજરે ન પડી જાય તે માટે અંધારામાં સહુથી પહેલો પોતે નાહી આવ્યો અને ડુંગરના હૈયામાં 'જય શ્યામ ! જય શ્યામ ! જય શ્યામ !' એવી ધૂનના પડછંદા ગુંજવા લાગ્યા.

જગ્યાના મહંતે રસોઈની તૈયારી તો ઝડપથી માંડી દીધી હતી. પણ ચાલીસે કાઠીઓ ભૂખ્યા ડાંસ જેવા બનીને ધીરજ હારી બેઠા હતા. પેટમાં આગ થઈ હતી. રોટલા થાય છે ત્યાં તો વારે વારે દોડી દોડી 'ભણે', આપા ! ઝટ હાલો, ઝટ હાલો !' એવી ઉતાવળ કરાવતા હતા. ઉપવાસી જોગીદાસ પણ કાંઈ જેવોતેવો ભૂખ્યો નહોતો, પરંતુ અન્નમાં ચિત્ત ન જાય અને કાઠીઓ તોફાન મચાવી ન મૂકે તે કારણથી પોતે માળા ફેરવવા બેસી ગયો. કાઠીઓ બોલાવવા આવે તો શાંતિથી એમ જ જવાબ આપતો ગયો કે, 'હજી બે માળા બાકી છે, બા ! હજી એક જાપ અધૂરો છે ! હમણે પૂરો કરી લઉં છું !'

## ૧૯ : ગાંગો બારોટ

**ભા**વેણાના નાથ કાયર થઈ ગયા છે વજેસંગજીનાં કળ ને બળ બેય હારી ગયાં છે. મોટી વિમાસણ થઈ પડી છે.

'કોઈ જોગીદાસને પકડી સોંપે તો મારા ભાવનગર રાજમાંથી એક ચોવીસીનું મોં-માંગ્યું ચોસઠ્યું કાઢી આપું.'

'છે કોઈ મરદ મૂછાળો ! ?' એવી હાકલ કરીને બીડદાર કચારીમાં બીડું ફેરવવા મંડયો.

જસદણ દરબાર શેલા ખાચર ભાવનગરને ઘેર પરોણા છે. એનો હાથ મૂછોના કાતરા પર ગયો. ચોવીસીનું ચોસઠ્યું આપવાની વાત સાંભળીને એની દાઢ ડળકી. થાળીમાંથી બીડું ઉપાડીને એણે મોઢામાં મૂક્યું.

'તમે પોતે જ, આપા શેલા ?' વજેસંગજીએ પૂછયું.

'હા, ઠાકોર ! છ મહિને ગળામાં ગાળિયો નાખીને બહારવટિયો હાજર કરું !'

'અરે...રંગ શેલા ખાચર !' એવા રંગ લઈને શેલો ખાચર જસદણ સિધાવ્યા. થોડા દિવસ થયા ત્યાં તો એના કાઠીઓ અધીરા થઈ ગયા. ચોવીસીના ચોસઠ્યામાંથી પોતપોતાને બટકું બટકું મળવાની લાલચે જોગીદાસને ઝાલી લાવવા ઉતાવળા થઈ ગયા અને શેલા ખાચરને જઈ કહેવા લાગ્યા :

'ભણે આપા શેલા ! હવે તો બાંધી ઘોડીયું પાછલા પગની પાટું મારીને ઘોડાઢારનાં પડાળ તોડી નાખે છે, માટે હવે ઝટ કરો !'

'હા બા, હવે ચડીએં !'

તે અરસામાં જ એક માણસ જસદણની ડેલીએ આવ્યો. આવીને કહ્યું કે: 'તમારો ચોર દેખાડું !'

'તું કોણ છે ?'

'હું જોગીદાસનો જોષ જોવાવાળો.'

'અહીં કયાંથી ?'

'તકરાર થઈ, મને કાઢી મેલ્યો, હાલો દેખાડું !'

'કયાં પડ્યા છે ?'

'નાંદીવેલે : ભાણુગાળામાં.'

'કેટલા જણ છે ?'

'દસ જ જણા.'

'વાહ વા, કાઠીયું ! ઝટ ઘોડા પલાણો, અને ગાંગા બારોટ, તમારે પણ અમારી હારે આવવાનું છે !'

'બાપુ ! મને તેડી જવો રહેવા દ્યો !' ગાંગો બારોટ હાથ જોડીને બોલ્યો.

'ના, તમારે તો આવવું જ પડશે. અને જેવું જુઓ એવું અમારું પરાક્રમ ગાવું પડશે !'

એક સો ને વીસ અસવારે શેલો ખાચર ચડયા. લીલા-પીળા નેજા ફરકતા આવે છે. આભ ધૂંધળો થાય છે. જોગીદાસને દસ માણુસે ઝાલી લેવો એ આપા શેલાને મન આજ રમત વાત છે. સાથે પોતાના આશ્રિત ગાંગા રાવળને લીધો છે. પોતાના જશ ગવરાવવાના એને કોડ છે.

ભાણુગાળાની ભેખો ઉપર એક સો વીસ માણુસોની ધકમક સાંભળતાં જ જોગીદાસ ઘોડો પલાણી દસે માણુસો સાથે ચડી નીકળ્યો. નાનેરા ભાઈ ભાણે હાકલ કરી :

'આપા ! આમ ભૂંડાઈએ ભાગશું ? મલકમાં ભારે થઈને હવે હવળા થવુ છે ?'

'બાપ, ભાણુ ! બા'રવટિયા તો બચાય ત્યાં સુધી બચે. બા'રવટામાં ભાગ્યાની ખોટય નહિ.'

'પણ...આપા ! આમ તો જુઓ આ શેલો : કાગડો કાગડાની માટી ખાવા આવ્યો છે. અને એના મોઢા આગળ ભાણુ જોગીદાસ ભાગશે ? એથી તો કટકા થઈ જવું ભલું, આપા ! *દેવળ વાળાનું દેવસું ! પાછા ફરો !'

* દેવળવાળાનું દેવસું : સૂરજદેવળ તીર્થના સૂર્ય ભગવાનની દુહાઈ. ('સૂરજદેવળ' પાંચાળમાં આવેલું કાઠીઓનું તીર્થ છે.)

દસ અસવારે જોગીદાસ પાછો ફર્યો. ક્યારે ફર્યો એ ખબર ન પડી. ઓચિંતો પવન જેમ દિશા પલટાવે એમ બહારવટિયે વાટ પલટાવી. સુસવાટા મારતો જાણે વંટોળ આવ્યો. એને આવતો ભાળતાં જ શેલાના કટકમાંથી રામ ગયા. કટક ભાગ્યું.

શેલાએ સાદ દીધો : 'અરે...ભણેં કાઠીઓ ! ભાગો મા ! ભાગો મા !'

ભાગતા કાઠીઓએ જવાબ દીધો : 'ભણેં...આપા શેલા ! કાઠીનો દીકરો એમ સાંકળમાં આવુને મરે. દશમનને પડ તો દીમો જોસે બા !' (દુશ્મનને મેદાન તો દેવું જોઈએ.)

જાણે કાઠીઓ દુશ્મનોને પડ દેવા માટે ભાગતા હતા ! ત્યાં તો 'માડી થાજો જસદણિયાવ !' એવી રણહાક કરતા ભાણુ–જોગીદાસે દસે ઘોડાં ભેળાં કર્યાં.

'ભાગો ! ભણેં ભાગો ! પડ દ્યો ! ભણેં પડ દ્યો !' એવી કિકિયારી કરતા એક સો વીસ કાઠીઓ ઊપડ્યા.

શેલો સાદ કરે છે : 'એલા કાઠીઓ ! આ તો કાંકરા કરાવ્યા !'

ભાગતા કાઠીઓ કહે છે : 'આપા શેલા ! કાંકરા ભલા ! બાકી આંહીં ગરમાં જો પાળિયા થાશે ને, તો કોઈ સિંદોર ચડાવવાય નહિ આવે !'

'સાચું ભસ્યું બા !' કહીને શેલો પણ ભાગ્યો.

ગાંગો રાવળ બૂમો પાડતો રહ્યો કે 'એ આપા શેલા ! ગઝબ થાય છે. ભાગ્ય મા, ભાગ્ય મા !'

'ગાંગા ! તું હવે હળવો હળવો આવી પોગજે !'

એટલું કહીને શેલો ખાચર કટક સાથે પલાયન થયો અને આંહીં જોગીદાસને જોતાં જ ગાંગાની છાતી ફાટવા લાગી.

'વધન્યાં ! મારા વિસામાનાં વધન્યાં, બાપ !'

એમ બબ્બે હાથે વારણાં લઈને ગાંગાએ બહારવટિયાને બુલંદ અવાજે બિરદાવ્યા.

શરમિંદો બનીને બહારવટિયો બોલ્યો કે: 'ગાંગા બારોટ ! આ બિરદાવળીનાં મૂલ મૂકવાની વેળા આજ મારે નથી રહી. શું કરું ?'

'બાપ, જોગીદાસ ! હું આજ મોજ લેવા નથી આવ્યો. હું તો તારા ગણની ગંગામાં નાહી રહ્યો છું. તું તો અમારું તીરથ ઠર્યો !'

બહારવટિયાએ ગજા મુજબ શીખ કરીને ગાંગાને વિદાય કર્યો.

આંહીં શેલા ખાચરે થોડાંક હથિયાર-પડિયાર અને થોડાંક ઘોડાં ભાવનગર મોકલી દઈને ઠાકોર-ને કહેવરાવ્યું :

'બા'રવટિયા તો વાંદર્યાં જીમાં ! દી–રાત ગરની ઝાડીયુંમાં રે'વાવાળા ! સરસામાન મેલું, ઝાડવાંના વેલા પકડું પકડુંને ઝાડવા માથે ચડું ગા. ચડુંને ડુંગરામાં તડહકાવું ગા ! અને યાનો આ અસબાબ અમે આંચકી લીધો તે દઈ મેલીએ છીએ.'

ઠાકોર સમજી ગયા. આ ટારડાં ઘોડાં ને આ સરસામાન જોગીદાસનાં ન હોય ! શેલો ખાચર કરાં ફોસલાવે છે !

ઘૂમતો ઘૂમતો ગાંગો રાવળ ચાર મહિને જસદણમાં આવ્યો છે. શેલા ખાચરનો દાયરો ભરાયો છે. એવે સમયે કાઠીઓએ ગાંગાને છંછેડ્યો : 'ગાંગા બારોટ ! ભણેં હવે બાપુનો ગીત તો ભણ્ય ! ભાણગાળાના ધિંગાણામાં બાપુ શેલો ખાચર કેવા રૂડા દેખાણા, ઈ વાતનો ગીત ભણ્ય !'

ગાંગા રાવળે મોં મલકાવ્યું : 'ગીત તે કેમ કરીને ભણું, બા ! ત્યાં તો તમને વાંસામાં બા'રવટિયાનાં ભાલાં વાગતાં'તાં !'

'પણ તાળી જીભે કાંઈ ભાલાં વાગતાં સે ? ગીત ભણવામાં તારા બાપનો કાણું જાતો સે ? ચાર વીઘા પળત ખાચ, હોળી–દિવાળીએ દાત્ય લેચ, બાપુની મોજું લેચ, ઈ કાંઈ મફતિયો માલ છે ?'

'એટલે ! ખોટેખોટાં વખાણ ગાવા સાટુ મને બાપુ પળત ખવરાવે છે ?'

'હા ! હા ! વખાણ તો કરવાં જોશે. કવિ કે'વાનો ચિયો છો ?'

'ઠીક ત્યારે, સાંભળી લો. પણ એક કરાર : શીંગાથી પીંછા સુધી એકવાર સાંભળી લેવું : વચ્ચે મને રોકવો કે ટોકવો નહિ. આ ગીતમાં તો વડછડ છે; એટલે ઘડીક આપણું સારું આવશે, ઘડીક ભાણ જોગીદાસનું સારું આવશે, અને છેવટે બાપુનો ડંકો વાગશે. માટે મને વચ્ચે રોકો તો તમને સૂરજના સમ !'

'ભલે !'

ગાંગાએ ગીત રચી રાખેલું તે ઉપાડ્યું :

[ ગીત સાવજડું ]

બળ કરી અતગ હાલિયો ભારી,
લાવું પવંગ ભણે ખુમાણુંના લોંચ !
ખુમાણે દીધાં ભાલાં તરીંગમાં ખોચ,
ભોંયરા લગ આવિયો ભુંશે !

[ અતિ ગોઠું સૈન્ય લઈને શેલો ખાચર ચડ્યો : મનમાં હતું કે જાણે જોગીદાસ ખુમાણનાં ઘોડાં ઝૂંટવી લાવીએ. ત્યાં તો ઊલટાં, પોતાનાં ઘોડાંના તરીંગમાં જ ખુમાણોનાં ભાલાં ભોંકાયાં, એવાં ભાલાં ભોંકાયાં કે શેલો ખાચર ભોંયરગઢ સુધી ભાગતો આવ્યો. ]

જેસી તે હૈયે ના જાણ્યો,
અંગ એંકાર અધિકો આણ્યો,
આગળ ખુમા તણો હતો અથેણો,
(ત્યાં) માથે આવિયો દૂસરો મેણો : ૨

[હૃદયમાં કાંઈ વિચાર ન કર્યો. અંગમાં વધુ પડતો અહંકાર આણ્યો. અગાઉ ખુમાણો સાથે અથેણું તો હતું જ, ત્યાં વળી આ બીજું મેણું માથા પર આવ્યું.]

ખાચર ખોટ દૂસરી ખાધે,
ઝાળે ખુમો ભાણ જગાયો,
કૂડું શેલા કામ કમાયો,
ગરમાં જઈને લાજ ગમાયો ! ૩

[હે શેલા ખાચર ! તેં બીજી વાર ખોટ ખાધી. તેં ઝાડીમાં જઈને ભાણ ખુમાણ સમા સિંહને જગાડ્યો. તેં બહુ બૂરું કામ કર્યું. ગીરમાં જઈને તેં લાજ ગુમાવી.]

ધરપત ધિયે સબે ધૂડધાણી,
રાખી મેટ્યા ડોડ રામાણી,
માર્યા ફરતા ડોડ મોકાણી,
કરડ કાટ્યો ભાલે ડેબાણી ! ૪

[હે ધરપતિ ! તારું સર્વસ્વ ધૂળધાણી થઈ ગયું ! તારા ડોડાણી, મોકાણી અને ડેબાણીઓને બહારવટિયાઓએ બહુ માર્યા.)

આવણહેરો કહું અલબેલો,
ખેલ જઈને બીજે ખેલો !
ઝાટકિયો દસ ઘોડે ઝીલો,
છ વીસુથી ભાગ્યો શેલો !

[આલા ખુમાણનો પૌત્ર ભાણ જોગીદાસ તો અલબેલો છેઃ માટે હે ખાચરો ! તમે બીજે ક્યાંક જઈને રમત રમો ! દસ જ ઘોડે ભાણ જોગીદાસે ઝપાટો માર્યો ત્યાં તો છ વીસું (એકસો વીસ) ઘોડાં સાથે શેલો ખાચર ભાગી નીકળ્યો.]

'હયો બાપ ! આ ગીત !'

ગીત પૂરું થયું. શેલા ખાચરે આંખો લાલ કરી ગાંગાને કહ્યું: 'બાગેટ ! હવે જસદણમાં ર' તો ગા ખા !'

'થૂ તારા જસદણમાં !' કહીને ગાંગો ચાલી નીકળ્યો.

# ૬૭ : બાનને માર્યો

તલવારનો ફટકો બોલ્યો કે તુરત જોગીદાસે ઘોડી થોભાવી. પાછળ જોયું, પૂછયું: 'શું થયું ? ફટકો શેનો સંભળાણો ?'

માણસોનાં મોઢાં ઝાંખાં–ઝબ પડી ગયાં હતાં. કોઈએ જવાબ ન દીધો.

'નક્કી કાંઈક કાળો કામો કર્યો લાગે છે.'

જોગીદાસે ઘોડી પાછળ લીધી. જઈને જોયું. એક કણબીને તરવારને ઝાટકે મરનો–તરફડતો દીઠો.

'આ કોણ ભાઈ?'

'આપા ! આ મૂળા પટેલનો દીકરો, જે મૂળા પટેલે આપણા કુંડલા માથે ઠેઠ રાજુલાથી રાજની તોપું ખેંચીને આણી દીધી'તી અને જેના ચાળીસ ઢાંઢા ઈ તોપખનું તાણતાં મરી જવાથી ઠાકોરે આપાશું જૂનાસાવર ગામ દઈ દીધું, ઈ કમતિયાનો છોકરો !'

'બાન પકડયો'તો ને ?'

'હા, પણ જીભ કુવાડે કાપ્યા જેવી : આખે મારગે ગાળ્યું કાઢી, આપા ! એની જીભમાંથી લુવારની કોડયનાં ફૂલ ઝરતાં'તાં ઈ ખમી ન શકાણાં તે માર્યો.'

'બાનને માર્યો ? બૂરું કર્યું ! હવે આપણે કુંડલા ખાઈ રિયા ! બાનને માર્યો ! શું કહેવું, ભાઈ ! આ પાપનો તો સાત જન્મેય આરોવારો નહિ આવે, ઠાકર કયાંય નહિ સંઘરે !'

ડુંગરાના ગાળામાં મુકામ થયો. ત્યાં ભીમ પટેલના નરસી અને નાથો નામના બે દીકરાને બાન પકડીને સાથે આણ્યા છે. બહારવટિયાની રીત હતી કે બાન ભાગી ન જઈ શકે તેટલા માટે તેના પગને તળિયે અંગારા ચાંપી દેવા. તે સિવાય તો બાનને સારામાં સારું ખાવા–પીવાનું ને સૂવા-બેસવાનું આપી પરોણાની રીતે જ રાખતા.

અંગારા તૈયાર થયા, લાલચોળ ધગધગતા અંગારા દેખીને કણબીના બે દીકરામાંથી મોટો નાથો નામે હતો તે રોવા લાગ્યો. એને રોતો દેખીને નાનો નરસી બોલ્યો : 'હેઠ્ય કાયર ! રોવા બેઠો છો ! આપણે તો ખુમાણ ખોરડું ! સાવરિયાઓને ખોટય બેસે. બચાડા બા'રવટિયા વળી અંગારા શું ચાંપશે ? આમ જો ! આમ આપણી જાતે ચાંપી લેવાય !'

એટલું કહેતો નરસી ઊભો થયો. ઝગતા અંગારા ઉપર સબ ! સબ ! સબ ! પગ માંડીને ચાલ્યો ગયો. પગતળિયાનાં ખોભળાં ફાટી ગયાં અને અંગારા ઓલવાઈ ગયા.

બહારવટિયો જોગીદાસ મીટ માંડીને આ કણબીની હિંમત સામે જોઈ રહ્યો. એની આંખો ફાટી રહી. પડખે બેઠેલા સાથીને પૂછ્યું કે એણે પોતાને 'ખુમાણુ ખોરડું' કેમ કહ્યો ?'

'આપા ! એનો કાકો ઘરમથી પરેલ પાંચસેં ઘોડે આપણી વાંસે ભમે છે એટલે ઈ અરધા ખુમાણ જ કહેવાય ને ? કુંડલા પંથકના કણબી તો કરામત છે, આપા !'

## ૧૮ : કાઠિયાણીનો સંદેશો

માવતર મદઈપણું કરે, જાય બા'રવટે જે
એનાં છોરુને ચવ્ય દે, (તું) વેંડારછ વજપાળદે !

[હે વજેસંગ ઠાકોર ! જેનાં માવતર તારી સાથે શત્રુતા કરીને બહારવટે નીકળ્યાં છે, તેનાં જ નાનાં બચ્ચાંને તું પોષણ આપીને તારે ઘેરે પાળી રહ્યો છે.]

જોગીદાસનાં રાણી, બે દીકરા ને એક દીકરી, એમ ચારે જણાંને ઝાલી લઈ મહારાજે ભાવનગર તેડાવી લીધાં હતાં. રાજ-રખાવટથી જ એ બંદીવાનોને રાખવામાં આવ્યાં હતાં. દરબારગઢની અંદર જ એ કુટુંબના આવાસ હતા. આજે બહારવટિયાનો આદમી ત્યાં જઈ છૂપી રીતે 'આઈ'ની પાસેથી સમાચાર લઈને બાલુગાળે આવેલ છે. જોગીદાસ પૂછે છે :

'બાળબચ્ચાંના કાંઈ સમાચાર લાવ્યો છો, ભાઈ ?'

'આપા ! આજ તો આઈએ મોટે ટીપે આંસુડાં પાડતાં પાડતાં સમાચાર કહેવરાવ્યા છે.'

'આંસુડાં પાડ્યાં ? કેમ ? થાકી ગઈ કાઠિયાણી ? ભાવનગરના રાજદરબારમાં કાંઈ રખાવટ મોળી પડી ? ઠાકોરે કાંઈ કહ્યું ?'

'આપા ! કોઈએ કાંઈ કહ્યું નથી કે કારવ્યું નથી. આઈ થાક્યાંયે નથી. પણ આ આંસુડાં તો ઘણમૂલાં કે'વાય !'

'શું કે'વરાવ્યું છે ?'

'કે'વરાવ્યું છે કે, કાઠી ! હવે બા'રવટું કોના સામુ કરો છો ? મહારાજ તો દેવનો અવતાર છે. મહારાજે પોતે જ આપણી દીકરી કમરીબાઈને ઉડાણ કોટીલાને ઘેરે પરણાવી. એને એક લાખનો દાયજો દીધો. દુશ્મન ઊઠીને બાપ થયો !'

'હા ! ઈ વાત હું જાણું છું. મહારાજ આપણા ગામ બાપ છે, તે દાયજો ન કરે ? બીજું કાંઈ ?'

'બીજું તો કાંઈને કે'જો કે થોડા દી પહેલાં આપણો લાખો ને દરસર બેય જણા કુંવર નારુભા ને અખુભાની સાથે રમતા'તા એમાં લાખે કુંવર નારુભાને લપાટ મારી. કુંવર રોતા રોતા મહારાજ પાસે ગયા. જઈને કહ્યું કે, 'મને લાખે ખુમાણે માર્યું.' તે ટાણે મહારાજના મોમાંથી આ શબ્દ નીકળ્યા, કાંઈ! મહારાજે કહ્યું કે, 'બેટા! એનો વાંધો નહિ. એનો બાપ રોજ અમને મારે છે, તો પછી દીકરો તને મારે એમાં નવાઈ શી? અમેય વાંસો ચંચવાળી રહીએ છીએ!'

'કાંઈ! આખા દાયરાની વચ્ચે પોતાના ટિલાયત કુંવરને આવો જવાબ આપીને મહારાજ ખડખડ હસી પડ્યા. પછી પોતે નારુભાને હેતભર્યે હૈયે કહ્યું કે:

'ભાઈ! ઈ કેમ ન મારે? એને શું ખીજ ન આવે? એના બાપા આજ પંદર વરસથી ગામ-ગરાસ ખોઈને ડુંગરામાં ભાટકે છે, પાણાનાં ઓશીકાં કરે છે. ઈ દાઝનો માર્યો દીકરો આપણને હોર-ટાપલી કરે તો ખમી ખાઈએ, ભાઈ! એને માથે દખના ઝાડ ઊગ્યા છે.'

'કાંઈ! આખો દાયરો થઈ ગયો. અને મહારાજે લાખાને ખોળામાં બેસારીને ઊલટું એના હાથની હથેળી પંપાળી અને પૂછ્યું કે, 'બાપ! તુંને તો વાગ્યું નથી ને?'

'કાંઈ! આવી રખાવટ રાખનારની સામે હવે કયાં સુધી જુદ્ધ કરવાં છે? આવા દેવપુરુષને ખોળે તરવાર મેલી દેવા ન લાગીએ. અને હવે હાલો આવો, મહારાજના બેરુ બનો!'

સમાચાર સાંભળતાં સાંભળતાં બહારવટિયાના હાથમાં બેરખો થંભી ગયો. એની આંખોને ખૂણે બે મોટાં આંસુડાં લટકી પડ્યાં. કાંઈ બોલ્યા વગર જ એ બેઠો રહ્યો. ચારેકોર અંધારાં છવાઈ ગયાં.

## ૧૯ : ગાયોના નિસાસા

"આમાં વંશ ક્યાંથી રે'?"

બહારવટામાં વારંવાર ગામોગામની ગાયો તગડાય છે. એક દિવસ ત્રણસો-ચારસો ગાયોનું ધણ તગડીને બહારવટિયાએ નાદીવેલા ડુંગરના ગાળામાં ઘસી દીધું આડી મેલી વાડ કરાવી લીધી. ત્યાં ગાયોને ચરતી મેલીને બાબણગાળેથી બીજે જ દિવસ ભાગી નીકળવું પડ્યું. ભાગતા ભાગતા ગીર વીંધીને બહાર નીકળ્યા. બીજા મુલકમાં ઊતરી ગયા. નાદીવેલામાં ગાયો હાની છે એ વાતનું ઓસાણ પણ ન રહ્યું.

એક વરસ વીત્યે બહારવટિયા પાછા બાબણગાળે આવ્યા. જોગીદાસને ત્રણસે સેંતુઓ સાંભરી

આવી. હાંસામાં આવીને જુએ ત્યાં ત્રણસો ગાયોનાં ખોખાં (હાડપિંજર) પડેલાં. હાંસેલી ગાયો ખડ–પાણી વિના રિબાઈને મરી ગઈ હતી.

'બાપ ભાણ!'

'હાં આપા!'

'અંધકાર થયો!'

'હોય આપા! બા'રવટાં છે!'

'બહુ દી બા'રવટાં ખેલ્યાં. બાપ–ભાઈ બહુ મરાવ્યા. કણબીઓનાં ધીંસરાં કરવામાં કાંઈ બાકી નથી રાખી. અઢાર સો હત્યાયું લીધી. અને આ ગાય માતાજીયુંને તગડવામાં તો ત્રાસ જ નહોતો રાખ્યો. વાછરુને માતાઉંથી વછોડાવીને અનોધા નિસાપા લીધા. આમાં વંશ ક્યાંથી રે'શે?'

'આપા! ઈ બધું સંભારો છો શીદ?'

'સમસમ્યું રે'તું નથી એટલે સંભારું છું. ઠીક સંભારું છું. આટલાં પાપનો પોટલો બાંધવા છતાંય ખુમાણોમાંથી કોઈ પડખામાં ન આવ્યો. સાવરિયા ગરાસ માંડી માંડીને ભાડાની ગાડીયું હાંકવા લાગ્યા. કાકાઓને પોતપોતાનાં છ છ ગામનું ગળપણ વા'લું થયું. હવે આપણે ક્યાં સુધી રઝળશું? શો ફાયદો કાઢશું? ઝલાશું તો કૂતરાંને મોતે મરશું.'

'તયીં, આપા, કેમ કરશું? તરવાર છોડશું?'

'હા.'

'તો હાલો ભાવનગર.'

'ના, હેમાળે!'

'હાં!'

'જોગીદાસની તેગ ભાવનગરના ધણીને પગે તો ન છૂટે. કૈલાસના ધણીને પગે છૂટશે.'

'હેમાળો ગળવું ઠર્યું?'

'હા, તે વગર આ પાપનો પાર નહિ આવે.'

ભાણ–વજ્ર છાતીવાળો ભાણ–રોઈ પડયો: 'આપા! આપા!' કહી ખોળે ઢળી પડયો.

'રો મા, બાપ! મને રોકય મા. તું છોકરાંને ઓથ દેજે. ને હું મારા એકલાના નહિ, પણ આપણા સહુના મેલ ધોવા જાઉં છું. અને ભાણ! જોજે હો, જેબલિયાણી માની ને ભાઈ હીપા–જસાની સાર–સંભાળમાં મોળું કે'વરાવતો નહિ હો! બાપુનું ગામતરું છે.'

જોગીદાસ હિમાલયે ગળવા ચાલ્યા. જાણે એક હિમાલય બીજા હિમાલયને મળવા ચાલ્યો..

જોગીદાસ હેમાળે ગળવા ચાલ્યાની જાણ ભાવનગરમાં થઈ. મહારાજની સન્મુખ જ બહારવટિયાના દીકરા રમે છે. રાણીવાસમાં બહારવટિયાની રાણી બેઠી છે કે જેણે પંદર પંદર વરસો થયાં ધણીનું મોં જોયું નથી. અને જોગીદાસ હેમાળામાં ગળે તો ભાવનગરના વંશ ઉપર બદનામીનો પાર નહિ રહે!

મહારાજે બહારવટિયાને પાછો વાળવા માટે માણસો દોડાવ્યાં. ખુમાણ દાયરાને સંદેશો કહેવરાવ્યો કે, 'ઝટ આડા ફરીને આપાને પાછો વાળો. હું એને બોલે બહારવટું પાર પાડું.'

ખુમાણોને સાન આવી. આપાની પાછળ ઘોડાં દોટાવી મૂક્યાં. ગુજરાતની પેલી બાજુના માડા પરથી આપાને પાછા વાળ્યા. જોગીદાસ બોલ્યો.

'ભાઈયું! હવે મને શા સારુ ઘરમાં લઈ જાવ છો?'

મારગે જસદણમાં મુકામ કરેલ છે. ખુમાણ દાયરો ડેલીએ બેસીને કસૂંબા કાઢે છે તે વખતે અંદરથી કહેણ આવ્યું કે, 'ગઢમાંથી આઈ મહુ ખુમાણ ભાઈઓનાં દુ:ખણાં લેવા આવે છે.'

'ભલે', પધારો! ખુમાણોનાં મોટાં ભાગ્ય!'

ધરતી ન દુભાય તેવાં ધીરાં ડગલાં દેતાં *વૃદ્ધ કાઠિયાણી ચોપાટમાં આવ્યાં. મોઢે એંસી-નેવું વરસની રેખાઓ અંકાઈ ગઈ છે: અંગ પર કાળું ઓઢણું છે: જોતાં જ જોગમાયા લાગે છે: મોંમાંથી ફૂલડાં ઝરે છે.

એક પછી એક સહુની ઓળખાણ ચાલી. આઈ પૂછતાં જાય કે, 'આ કોણ?'

'આ ફલાણા! ફલાણા!' એમ જવાબ મળે છે અને આઈ દુ:ખણાં લે છે. એમ કરતાં કરતાં આઈ બીજે છેડે પહોંચ્યાં. આપેથી પૂછ્યું:

'આ કોણ?'

'ઈ જોગીદાસ ખુમાણ!'

'આ પંડ્યે જ જોગીદાસ ખુમાણ?'

આઈ એકીટશે જોઈ રહ્યાં. ઊગમણી દિશાએ બેસીને બહારવટિયો બેરખો ફેરવે છે. માથું નીચું ઢળ્યું છે. અંતરનાં ઊંડાણમાંથી 'સૂરજ! સૂરજ!' એવા ધ્વનિ ઊઠે છે. ધ્યાન સંભળાતા નથી, માત્ર હોઠ જ જરી જરી ફરકે છે. કાઠિયાણીએ જાણે કે આબુથી ઊતરી આવેલ, કોઈ જોગંદરને જોયો.

* હમીર ખાચરના ધખાણી શાખાના ભરવાળાં હોવાનું કહેવાય છે.

' આપા ! ' દાયરામાંથી કોઈ બોલ્યું ' આપા ! આઈ તમારાં દુઃખણાં લેવા આવ્યાં છે.'

' ના, બાપ ! ' આઈ બોલી ઊઠયાં. ' એનાં દુઃખણાં ન હોય. એ માનવી નથી, દેવ છે. લખમણ જતિનો અવતાર છે. એને માથે હું હાથ ન અડાડું. એને તો પગે જ લાગીશ !'

છેટે બેસીને ત્રણ વાર આઈએ બહારવટિયાની સામે પોતાના મલીરનો પાલવ ઢાળી માથું નમાવ્યું.

જોગીદાસે તો સ્ત્રી દેખીને પોતાના મોં આડે ફાળિયું નાખ્યું હતું, પણ આબાસે આબાસે આઈનો ખોળો ત્રણવાર નમતો દેખાયો અને ત્રણેવાર જોગીદાસે સામું શિર નમાવ્યું.

છાતી પિગાળી નાખે એવો આ દેખાવ હતો. દાયરો આખો મૂંગો બની શ્વાસ પણ ડરતો ડરતો લેતો હતો. સહુને જાણે સમાધિ ચડી હતી.

એમાં આઈએ ચુપકીદી તોડી. આખા દાયરા ઉપર એની આંખ પથરાઈ ગઈ. સહુનાં મોં નીરખી નીરખીને એણે વેણ કાઢયાં :

' ખુમાણ ખોરડાના ભાઈયું ! હું શું બોલું ? તમે ખોરડું સળગાવી દીધું. તમે કટંબ–કુવાડા થયા. તમે પારકા કુવાડાના હાથા થઈને લીલુડા વનનો સોથ જ કાઢી નાખ્યો ! તમે જૂથ બાંધીને આ જતિપુરુષને પડખે ઝૂઝી ન શકયા, માડી ! તમને ઘરનો છાંયો વા'લો થઈ પડ્યો ! ચીભડાંની ગાંસડી છૂટી પડે તેમ આખુંય આલા પેટ નોખું નોખું થઈ ગયું !–અરે, તમે પોતપોતાની પાંચ પાંચ ગામડી સાચવીને છાનામાના બેસી ગયા ! આ દેવ–અવતારીને એકલો બહારવટે રઝળવા દીધો ? તમે કાંડે ઝાલીને જોગીદાસને શત્રુને હાથ દોરી દીધો ? પારકાએ આવીને ઠેઠ પેટમાં નો'ર પરોવી દીધા ત્યાં સુધીયે તમને કાળ ન ચડ્યો ? '

દડ ! દડ ! દડ ! આઈની આંખોએ આંસુ વહેતાં મેલ્યાં. છેલ્લું વેણ કહ્યું :

' બીજું તો શું બોલું ? પણ કાઠીને વળી ગરાસ હોતા હશે ? કાઠીના હાથમાં તો રામ-પાતર જ રહેશે. અને ભાઈ ભોજ ખુમાણ ! કાઠી–વંશના જે કટંબ–કુવાડા બન્યા હશે, તેનાં પાપ સૂરજ શે સાંખશે ? નહિ સાંખે. '

એટલું કહીને આઈ ઓરડે ચાલ્યાં ગયાં. આંહીં દાયરો થંભી જ રહ્યો.

જોગીદાસના કાકા ભમોદરાવાળા ભોજ ખુમાણના મોં પરથી વિભૂતિ ઊડી ગઈ. આઈની વાણીમાં એણે ભવિષ્યના બોલ સાંભળ્યા.*

દાયરાના મન ઉપરથી ગમગીનીનો પડદો તોડવા માટે ચારણે મોટે સાદે દુહો લલકાર્યો કે–

*આજ એનો પણ વંશ નાબૂદ થયો છે.

અંગરેજે મલક ઊટાંકીયો, મયણ કેતો માણ;
ત્રણે પરજું તોળિયું, (એમાં) સારે જોગો ને ભાણ !

[ અંગ્રેજોએ આવીને સોરઠ દેશ તોળી જોયો, આ ધરતી કેટલીક વજનદાર છે તે તપાસી જોયું. કાઠીઓની ત્રણે પરજોને તોળી જોઈ, એમાં ભાણ ને જોગીદાસ બે જણ વજનદાર નીકળ્યા.]

## ૨૦ : પતાવટ

સામસામા બે શત્રુઓ બેઠેલા : વચ્ચે કસુંબાની કટોરી ઝલકે છે : પચીસ વરસનાં વેર એ બેય શત્રુઓની આંખોમાંથી અત્યારે નીતરી ગયાં છે. વજેસંગ ઠાકોર અને જોગીદાસ ખુમાણ સમાધાન કરવા ભેળા થયા છે.

' લ્યો, આપા ! માગી લ્યો ! ' અંજલિમાં કસુંબો લઈ ઠાકોરે હાથ લંબાવ્યો.

' માગી લેવાનું ટાણું તો ગિયું, મહારાજ ! આજ તો તમે આપો તે લઈ લેવું છે, માટે બોલી નાખો !' એમ કહીને બહારવટિયાએ ઠાકોરની અંજલિ પોતાના હાથે પકડી પોતાનું મોં નમાવ્યું.

' ત્યારે, આપા, એક તો કુંડલા...'

' કુંડલા ન ખપે, મહારાજ ! ' બહારવટિયાએ હાથ ઊંચો કર્યો. ઠાકોર ચમક્યા : ' આ શું બોલો છો, આપ ? કુંડલા સારુ તો આ જંગ મચાવ્યો, અને હવે કુંડલા ન ખપે ?'

' ન ખપે. મહારાજ બોલ્યા એટલે હું માની લઉં છું કે કુંડલા મને પોગ્યા. પણ હવે મારું અંતર કુંડલા માથેથી ઊતરી ગયું છે. મારો બાપ મૂવો તે દી મહારાજે મોટેરા દીકરા બનીને મૂંડાવેલું એટલે નાવલીનો કાંઠો ભલે મોટેરાને જ રિયો. વળી બીજી વાત એમ છે કે કુંડલા વિષે મને વહેમ પડ્યો છે. ચારણનો દુહો છે કે–

' કીં યે તારા કુંડલા, ભડ વખવાને ભોગ્ય,
આવણકા આરોગ્ય, હોય ને કસળે હાદાઉત !

' આ દુહે મને વહેમમાં નાખ્યો છે. અરથ તો સવળો છે કે ' હે હાદાના પુત્ર ! તારા કુંડલા તખતસિંહજી શી રીતે ભોગવશે ? હે આલણકા ! એનાથી હેમખેમ કુંડલા નહિ ખવાય ! ' પણ એથી ઊલટો અરથ પણ નીકળે છે. માટે કુંડલાને ટીંબે અમે નહિ ચડીએ. કુંડલા તો ભલે મહારાજને રિયું. '

'ત્યારે...એક આંબરડી. કબૂલ છે?'

'હા, બાપા! અભરે ભર્યું ગામ!'

'બીજું બગોયું.'

'એ પણ કબૂલ: સોના-સરખું!'

'એ બે તમને: વીરડી ને રબારીકું આપા ગેલાનાં છોરુને!'

'બરાબર.'

આગરિયા ને મોકરવું આપા ભાણુને!'

'વાજબી.'

'કવી ને જેજાદ ભાઈ ડીપા-જસાનાં મજમુ, થયા રાજી!'

'રાજી!'

'કાંઈ કોચવણ તો નથી રહી જાતી ને, આપાભાઈ? જોજો હો! જગત અમારી સો પેઢીએ પણ ભાવનગરને 'અધરમી' ન ભાખે!'

'ન ભાખે, બાપા! ભાખે એની જીભમાં કાંટા પરોવાય!'

'ત્યારે...આપાભાઈ! મને લાગે છે કે તમારા દીકરા તમારું ગઢપણ નહિ પાળે તો?' ઠાકોર હસ્યા.

'તો આંહીં આવીને રહીશ, બાપા!'

'ના, ના. આંહીંયે કદીક આ મારાં પેટ–અખુભા–નાનુભા પલટી જાય. આજ કોઈનો ભરોસો નહિ, કોઈની ઓશિયાળ નહિ. રાજ તમને *જીરા ખડિયાખરચી દાખલ આપે છે. જીવો ત્યાં સુધી ખાવ-પીઓ!'

બહારવટિયો આભો બન્યો. *જીરા! ત્રીસ હજારની ઊપજ આપનારું જીરા ગામ ઠાકોરે ખડિયા-ખરચીમાં નવાજ્યું!

* આ 'જીરા' વિષે એમ પણ બોલાય છે કે એ ખડિયાખરચી તરીકે નહિ, પણ જોગીદાસના દીકરા હાથા હરસૂરની ઘોડીમાં અપાયલું. કહેવાય છે કે આ 'જીરા' ગામ જોગીદાસના વિદેહ પછી પણ એના વંશમાં ચાલુ રહેલું. ત્રીજી પેઢીએ એભલ ખુમાણના વખતમાં એ વંશમાં એક વિધવા બાઈએ પોતાને પિત્રાઈઓ ગરાસ ખાવા દેતા ન હોવાથી 'જીરા' વિષેનો દસ્તાવેજ દરબારી અધિકારીને આપ્યો. અધિકારીએ જોયું કે 'જીરા' તો ફક્ત જોગીદાસની હયાતી પૂરતું જ બક્ષાયલું. એણે રાજમાં જાહેર કરીને ખાલસા કરાવી દીધું પૂછતા જતા ગયા ઓઝાના રાજપુરુષે કહ્યું કે 'જીરું' (જીરા) તો શાકમાં પડી ગયું!'

જોગીદાસે ઠાકોરના હાથમાંથી કસુંબો પીધો. સામી અંજલિ પિવરાવી. વરતીને વધામણી સંભળાવવા સહુ કચેરીમાં આવ્યા.

બહારવટિયાને શરણાગત નહિ, પણ સમવડિયો કરીને ઠાકોરે પોતાની સાથે અરધોઅરધ ગાદી પર બેસાર્યો અને બંદીજનોએ બેયને ત્રોવડ (સરખી તાકાતવાળા) તરીકે બિરદાવ્યા :

વન્ને અવરંગશા વર્ણ, દરંગો જોગીદાસ;
તણહા દલ અને વખતાવણ, આખડિયા એનાડ.

[ બેમાંથી કોને વત્તો–ઓછો કહું ! વન્ને મહારાજ ઔરંગઝેબ જેવો વીર ને સામો જોગીદાસ પણ દુર્ગાદાસ જેવો : એક વીર વખતસિંહનો તનય, ને બીજો વીર હાદા ખુમાણનો તનય, બન્ને બહાદુરોએ સામસામાં યુદ્ધ ખેલી જાણ્યાં. ]

એ બિરદાવળી સાંભળતાં વજેસંગજી ' વાહ કવિરાજ ! ' કહી મલકાય છે. જોગીદાસની સમોવડ ગણાવાનો એને શોચ નથી. મોટા મનનો ભૂપતિ રાજી થાય છે ને જોગીદાસનાં ગુણગાન વધુ રૂડાં બને છે :

તુ પાદર જૂના તણે, ફેસળિયો ફોજ;
(તે દી) બીબડીયું બંગલે, (તને) જોવે જોગીદાસિયા !

[ હે જોગીદાસ ! તું જે દિવસ જુનાગઢને પાદર ફોજ લઈને ચાલ્યો હતો, તે દિવસ તને બીબીઓ મોટા બંગલાની બારીઓના ચકમાંથી નયનો ભરીભરી નીરખતી હતી. ]

' સાંભળો આપાભાઈ ! તમારાં શૌર્ય અને સ્વરૂપ કેવાં ! ' એમ કહીને સાગરપેટો ઠાકોર બહારવટિયાને હસે છે, પણ બહારવટિયાના કાન જાણે ફૂટી ગયા છે. માથું નમાવીને એ તો કચેરીમાંયે બેરખો જ ફેરવે છે. એટલું જ બોલે છે કે, ' સાચું બાપા ! ચારણો છે, તે ફાવે તેમ બિરદાવે !'

પણ બંદીજનો તો તે દિવસ ગાંડાતૂર બનેલા હતા. કવિતાના નીરમાં બહારવટિયાને તરબોળ કરવો હતો : દુહા રેલાવા લાગ્યા :

દત સુરત ટેકો દઈ, રાખીતલ પ્રજરાણ
ખળભળતી ખુમાણ, જમી જોગીદાસિયા !

[ હે પરજોના રાજા ! કાઠીઓની પૃથ્વી ખળભળીને નીચે પટકાઈ જવાની હતી, તેને દાન તથા શૌર્યનો ટેકો દઈને તું જ રાખતલ બન્યો. ]

જોગા જોડ કમાડ, માણો મીતડપર–ધણી,
ન મડાયે મોભાળ, દુકળ મચાએ દાદાહત.

[ જોરાવાર કમાડ જેવો જોગીદાસ ! ભિતિયાળાનો ધણી : યુદ્ધ મચતી વેળા જરાય ન ચડક્યો. ]

ફરડયે કાક પિયે, પરડોતરાં પ્રજરાણ !
ડસતલ તું દહીવાણ, ચાંઝડ જોગીદાસિયા !

[ બીજાં નાનાં સાપોલિયાં ડસે તેનાથી તો શું થવાનું હતું ? પણ ભાવેણાંના નાથને તારા જેવો મોટો ફણીધર ડસ્યો ત્યારે જ ઝેર ચડ્યું. ]

જોગા ! જલમ ન થાત, ઘણમૂલા હાદલ-ઘરે
(તો તો) કાઠી કીં કે'વાત, સામી વડય સૂબા તણી !

[ હે જોગીદાસ ! મહામૂલા હાદા ખુમાણને ઘેર જો તારો જન્મ ન થયો હોત, તો કાઠી મોટા સૂબા મહારાજાનો સમોવડિયો ક્યાંથી લેખાયો હોત ? ]

અને ચારણોએ છેલ્લી શગ ચડાવી :

ધ્રુવ ચળે, મેરુ ડગે, મહદધ મેલે માણ,
(પણ) જોગો કીં જાતી કરે, ખત્રીવટ ખુમાણ !

[ ધ્રુવતારો ચલાયમાન થાય, મેરુનાં શિખર ડગે, મહોદધિ પોતાની મરજાદ મેલે, તોપણ જોગો ખુમાણ પોતાની ક્ષત્રીવટ કેમ જાતી કરે ? ]

બહારવટિયાની બિરદાવળ સાંભળી સાંભળી મહારાજ જાણે ધરાતા જ નથી. ચારણોને સામા હોંકારા પણ પોતે જ આપી રહેલ છે. શબ્દે શબ્દે પોતે બહારવટિયાની સામે મીટ માંડી રહે છે. જોગીદાસ એની નજરમાં જાણે નમાતો નથી. બહારવટિયાના ગુણવિસ્તારની સરખામણીમાં ગોહિલ-નો રાજવિસ્તાર નાનકડો લાગ્યો.

જ્યારે મહારાજનું દિલ આટલું ડોલી રહ્યું છે, ત્યારે બહારવટિયાના સંતનાં અંતરમાંથી તો આ બધી બિરદાવળ, પોયણને પાંદડેથી પાણી દડે તેમ દડી પડી. એના મુખડાની ગરવાઈ જરાય ઓછી ન થઈ. એ તો સૂરજના જાપમાં તલ્લીન છે, ને એને તો પોતાનાં પાતક સાંભરે છે.

પોતાના મનવાને મારી મારીને એ પ્રાયશ્ચિત્ત કરે છે.

મહારાજે ઇશારત કરી એટલે સભામાં રંગરાગ મંડાયા. સારંગીને માથે સુંવાળી કામઠીઓ અડી ને અંદરથી ઝીણા ઝીણા સૂર ઊઠયા. સાથે સ્ત્રીઓનાં ગળાં ગળવાં લાગ્યાં. નરઘાં ઉપર ઉસ્તાદની થાપી પડતાં તો રણુણ-ઝણુણ ઘૂઘરા બોલ્યા અને કિન્નરકંઠી રામજણીઓનો મુજરો મંડાણો.

વજો મહારાજ : કનૈયાલાલ : રસરાજનો જાણે અવતાર : અને મારુ વંશનો મોજીલો બેટડો : જેવો સંગ્રામમાં તેવો જ રસભોગમાં : વીણી વીણીને અમૂલખ વારાંગના તેડાવી હતી. કેમકે

આજ તો અનુપમ ઉજવણું હતું : જોગીદાસનું બહારવટું પાર પડ્યું હતું. વારાંગનાનાં ગળાં ગહેકવા લાગ્યાં.

અને જોગીદાસે પીઠ દીધી. આંખો અધમીંચી હતી તે પૂરેપૂરી બીડી દીધી. બેરખા તો હાથમાં ચાલી જ રહ્યો છે.

વજેમહારાજ કાંઈ સમજ્યા નહિ. એણે જાણ્યું કે બહારવટિયો દિશા બદલાવાની કાંઈક વિધિ કરતો હશે. નાચ–સંગીત ખીલવા લાગ્યાં. ક્યારી જાણે ગણિકાઓના સૂર–સરોવરમાં તરવા ને પીગળવા લાગી.

ઓચિંતા જોગીદાસે ઊઠીને ચાલવા માંડ્યું. વજેસંગજીએ વિસ્મય પામીને પૂછ્યું.

'આપાભાઈ! આ શું?'

'કાંઈ નહિ, બાપા! રજા લઉં છુ!'

'કાં?'

'એટલે...તમે સહુ આ નાચ–મજરા નિરાંતે ચલાવો.'

'કાંઈ સમજાતું નથી, આપાભાઈ!'

'મારુવા રાવ! તમે મારવાડ થકી આવો છો, તમારે પરવડે. પણ હું કાઠી છુ. મારી મા–બોન્યું નાચે, ને ઈ હું બેઠો બેઠો જોઉં, એમ ન બને.'

'અરે, આપા! આ મા–બોન્યું ન કે'વાય; આ તો નાયકાઉં–એનો ધંધો જ આ! ગણિકાઉં ગાય–નાચે એનો વાંધો?'

'ગણિકાઉં તોયે સ્ત્રીનાં ખોળિયાં : જનેતાનો અવતાર : જેના ઓદરમાં આપણે સહુ નવ મહિના ઊંઝરીએ એ જ માતાજીનાં કુળ : બધું એકનું એક, બાપા! તમે રજપૂત ઝટ નહિ સમજી શકો, પણ મને કાઠીને તો દીવા જેવું કળાય છે.'

*નાચ–મુજરા બંધ કરવામાં આવ્યા.

---

*જોગીદાસે આ પ્રસંગે પોતાની આંખો ફોડવા માંડેલી તેવી હકીકત અનુચિત લાગતાં આ આવૃત્તિમાંથી કાઢી નાખી છે.

અન્ય સાંભળેલા પ્રસંગો :

*કવિ શ્રી. ન્હાનાલાલ એક પ્રસંગ એમ પણ સંભળાવે છે કે નાથાનાર તથા ભાવનગર રાજની વચ્ચે સીમાડાની મોટી તકરાર હતી. કેમેય ગૂંચ નીકળે નહિ. બન્ને રાજ્યોને એમ સૂઝ્યું કે જોગીદાસ બહારવટિયો સતવાદી છે. સીમાડાનો અજોડ માહિતગાર છે. એ ખરો ન્યાય તોળશે. માટે એને જ આ તકરારનો ફેંસલો સોંપાયો હતો. સતવાદી બહારવટિયાએ ભાવનગરની સામે ભારમું વેર ચાલુ હતું છતાં સત્ય આપ્યું : ફેંસલે

મહારાજાએ બહારવટિયાના જોગ પૂરેપૂરા નીરખ્યા. અંતર ઓળઘોળ થઈ જવા લાગ્યું. જોગીદાસ જીવ્યા ત્યાં સુધી એને ઠાકોરે પોતાના ભાઈ કરી પાળ્યા.

## ઐતિહાસિક કથાગીત : બૅલેડ

[ આ ગીત રચનાર ચારણ કોણ તે નથી જાણી શકાયું. ભાવનગર રાજ્યના આશ્રિત હશે એમ લાગે છે. ભાવનગરના રાજકવિ શ્રી પિંગળશીભાઈના જૂના ચોપડામાંથી એમના સૌજન્યથી આ પ્રાપ્ત થયું છે. ]

પહ ચડિયો જે દી જોગડો પીઠો,
    આફડિયા ખાગે અરડીંગ;
જરદ કસી મરદે અંગ જડિયા
    સમવડિયા અડિયા તરસીંગ. ૧

[ જોગીદાસ ને પીઠો ખુમાણ યુદ્ધમાં ચઢ્યા. શૂરવીરો ખડગ લઈ આફળ્યા. મરદોએ અંગ પર બખ્તર કસ્યા. બરોબરિયા સિંહોએ જાણે જંગ માંડ્યો (સિંહોને ' તરસીંગ ' ત્રણ શીંગડાંવાળા કહેવામાં આવે છે.) ]

જુપ કરવા કારણ રણ જુટા,
    સાંકળ તોડ્ય બછુટા સિંહ;
મારે ખેધ ખેધ ખુમાણો
    લોહ તણો સર જાણે લીંહ. ૨

---

ભાવનગરના લાભમાં ગયો. એ પ્રસંગના ગુનતાનમાં બહારવટિયાને તેડાવવામાં આવ્યો હતો અને તે વખતે આ ઘટના બની હતી. કવિશ્રી એમ કહે છે કે જોગીદાસે તે વખતે જમૈયો ખેંચી પોતાની આંખો ફોડી નાખવા તૈયારી કરી હતી. આગલી આવૃત્તિમાં એ વર્ણવ્યું હતું, પણ વધુ વિચાર કરતાં એવું વર્ણન અત્યુક્તિભર્યું લાગતાં કાઢી નાખ્યું છે.

શ્રી. ધીરસિંહજી ગોહિલ લખી જણાવે છે :

જ્યારે ઠાકોર અને જોગીદાસ કસુંબો લેવા ભેળા થઈ તંબૂ બહાર બેઠા હતા ત્યારે ઓચિંતો એક સાપ નીકળ્યો. બધા એ સાપને દેખી ભાગ્યા. ફક્ત જોગીદાસ બેઠા રહ્યા સાપ જોગીદાસ તરફ ચાલ્યો.

ઠાકોર કહે : ' જોગીદાસ, ભાગો !'

બહારવટિયો કહે : ' ના મહારાજ ! આપ દેખો તેમ મારે સાપોલિયાથી ડરીને વગ વગ ભાગવું ન પરવડે !'

પલોંઠી વાળીને બહારવટિયો બેસી રહ્યો. સાપ એના શરીર પર ચડ્યો. માથા ઉપર ફેણ ઊંચી કરીને પછી ઊતરીને ચાલ્યો ગયો. જોગીદાસ જેમના તેમ બેસી રહ્યા.

[ યુદ્ધ–કારણે બહારવટિયા રણમાં ધસ્યા. જાણે સિંહ સાંકળ તોડીને વછૂટયા. ખુમાણોએ ઝરખિયા થઈ વેર માંડયું. જાણે એ તો લોઢા ઉપર આંકેલી લીટી–ભૂંસાય જ નહિ. ]

કુસંપે ખોયા મલક કાઠીએ,
  કરિયો ઘરમાં કટંબ–કળો;
સાવર ને કુંડલપર સારુ
  વધતે વધતે વધ્યો વળો. ૩

[ પરંતુ કાઠીઓએ કુસંપને કારણે મુલક ખોયો. ઘરની અંદર જ કુટુંબકલહ કર્યો. સાવર ને કુંડલા માટે વેર વધવા જ લાગ્યાં. ]

મત્ય મૂંઝાણી દશા માઠીએ,
  કાઠી બાધા ચડવા કડે;
ચેલો ભાણ આવિયા ચાલી
  જોગો આવધ અંગ જડે. ૪

પણ માઠી દશાને લીધે તેઓની મતિ મૂંઝાણી. કાઠીઓ બધા હઠે ચડયા. જસદણનો ચેલો ખાચર અને ભડલીનો ભાણ ખાચર આવ્યા. તે વખતે જોગીદાસ અંગ પર આયુધ કસતો હતો. ]

વેળા–સમો ન શકિયા વરતી,
  ફરતી ફોજ ફરે ફરગાણ;
ભાયું થિયા જેતપુર ભેળા
  ખાચર ને વાળા ખુમાણ. ૫

[ કાઠીઓ સમય ન વર્તી શકયા. ચોમેર અંગ્રેજોની ફોજ ફરતી હતી. છતાં બધા ભાઈઓ જેતપરમાં ભેળા થયા. ખાચર, ખુમાણ ને વાળા–ત્રણે. ]

વહરા તસર સિંધુ વાજિયા,
  સજિયા રણ વઢવા ભડ સોડ
પાવર–ધણી બધા પરિયાણે,
  મૂળુને સર બાંધો મોડ. ૬

[ ઘોર સિંધુડા રાગ વાગ્યા. સુભટો રણમાં વઢવા માટે સજ્જ થયા. પાવરના સ્વામીઓ (એટલે કે પાવર પ્રદેશમાંથી આવેલા કાઠીઓ) બધાએ પ્રયાણ કર્યું કે કાકા મૂળુવાળાના શિર પર સરદારીની પાઘ બંધાવીએ. ]

મૂળુ સાચો અખિયો માણે,
  જણે દાય ન આવે જેર;
હરતો ફેર મેરગર ફરવો,
  વજમલસું આદરવો વેર. ૭

[ મૂળુવાળાએ સાચી સલાહ આપી કે, ભાઈ! મેરુની પ્રદક્ષિણા કરવી જેટલી મુશ્કેલ છે, તેટલું જ વિકટ વજેસંગ સાથે વેર આદરવાનું છે.]

હેક વચન સાંભળ તણુ-દાદા!
નર–માદા થઈ રીઓ નમી!
પડખામાંય કંપની પેઠી,
જવા બેઠી હવે જમી. ૮

[ હે દાદાના તનય! એક વચન સાંભળ. હવે તો મરદો છો તે અબળાઓ બનીને નમી જાઓ, કેમકે હવે ભાવનગરના પડખામાં અંગ્રેજની કંપની પેઠી છે. હવે આપણી જમીન જવા બેઠી છે.]

ભાખે દાદા-સતણ બોલિયો
કાકા ભીતર રાખ કરાર!
જોગો કહે કરુ ધર જાતી
(તો) વંશ વાળા લાજે અણવાર. ૯

[ દાદા-સુતન જોગીદાસ ફરકેરાઈને બોલ્યો કે, હે કાકા! તું હ્રદયમાં ખાતરી રાખજે. હું જોગીદાસ જો ધરતી જવા દઉં તો તો અત્યારે આપણો અમર વાળા-ક્ષત્રિયોનો વંશ લાજે!]

મળી કે આવિયા માણા,
કો' મૂંઝાણા કરવું કેમ'
વાળો કહે મલકને વળગો,
જેસા—વેજા વળગ્યા જેમ. ૧૦

[ જેતપુર મૂળુવાળાની પાસે માણા (કાઠીઓ) આવ્યા. પૂછ્યું કે, કહો, હવે શું કરીએ? વાળાએ કહ્યું કે, જેસા-વેજા જેમ બહારવટે નીકળી દેશને ધમેડતા તેમ તમે પણ ધમેડો.]

મરદાં સજો થાવ હવ્ય મારી!
આડી પડી નકે ઉગાર,
ભૂપતિઓના મલક ઉજડો,
ધાડાં કરી લૂંટો ધરાર. ૧૧

[ હે મરદો! બહાદુર થઈને આજ સજો. હવે એવી આડી પડી છે કે ઉગાર નથી. હવે તો રાજાઓના મુલકને ઉજ્જડ કરો. ધાડ પાડીને ધરાર લૂંટો.]

એ કથ સુણી અરિયા ઉપાળા
મરના માળામાથ મિથર
વાસેપી ભાયર ને વાળા
રાળા હાળા કરી રિપર ૧૨

[ જેતપુર મૂળુવાળાનું આવું કથન સાંભળીને ખુમાણોએ ઉચાળા ભર્યા. ભરીને ગીરની ખીણોમાં ગયા. પણ પાછળથી ખાચરો અને વાળાઓ ખટપટ કરવા લાગ્યા. ]

પરથમ એ ખુટામણ પેઠું,
બેઠું સહુ ગ્રહી ઘરબાર,
જોગો કરે ખત્રવટ જાતી
(તો) ભૂવણ શેષ ન ઝીલે ભાર. ૧૩

[ પ્રથમ જ ખુટામણું પેઠું. બધા પોતાનાં ઘરબાર ઝાલી બેસી ગયા. ફક્ત એક જોગીદાસે કહ્યું કે જો હું ક્ષત્રીવટ જાતી કરું તો શેષનાગ પૃથ્વીનો ભાર ન ઝીલે. ]

ભૂસણ કસિયા જોધ જુવાણે,
ખુમાણે સજિયા ખંધાર;
પૃથ્વી કીધી ઘડે પાગડે,
બાધે દેશ પડે બુંબાડ. ૧૪

[ જુવાન જોદ્ધાઓએ બખ્તરો કસ્યા. ખુમાણોએ અશ્વો સજ્યા. પૃથ્વીમા નાસભાગ કરાવી મૂકી. આખા મુલકમાં બૂમ પડી. ]

દીવ અને રાજુલા ડરપે,
શેષ ન ધરપે હેઠે સાસ;
આવી રહી અચાનક ઊભો
દી ઊગે ત્યા જોગીદાસ ૧૫

[ દીવ અને રાજુલા શહેરો ડરે છે. શેષનાગ જાણે કે નીચો શ્વાસ નથી મેલી શકતો. દિવસ ઊગે છે ત્યા ઓચિંતો જોગીદાસ આવીને ઊભો રહે છે. ]

આઠ પહોર ઉદ્રકે ઊના
ઘર જૂના સુધી ધમસાણ;
પાટણરી દશ ધાઢ પડાવે,
ખાગાં ખગ ખાવે ખુમાણ ૧૬

[ ઊના શહેર આઠે પહોર ઉચાટમા રહે છે. જુનાગઢ સુધી ધમસાણ બોલે છે. પાટણની દિશામાં પણ બહારવટિયા પોકાર પડાવે છે. તલવારને જોરે ખુમાણો ખાય–પીએ છે. ]

એ ફરિયાદ વળ કન આવી,
અછબી ફોજ મગાવી એક,
ધંરી નેસ નીંગરુ લીધા,
ત્રણ પરબંરી પુરી ટેક. ૧૭

[ આવી ફરિયાદ વજેસંગની પાસે આવી. એણે એક મોટી ફોજ મગાવી કાઠીઓનાં નેસડાં-વાળા લૂંટી લીધાં. કાઠીઓની ત્રણે શાખાઓની ટેક છૂટી ગઈ. ]

ભૂખ્યા ગિરિ-ડુંગરે ભમિયા,
    સોઢડ જોખમિયા ભાઇયાં સાથ;
ગેલો દાદલ ચાંપો ગમિયા,
    નમિયા નહિ ખુમાણા-નાથ. ૧૮

[ બહારવટિયા ભૂખ્યા ભૂખ્યા ગીરના ડુંગરામાં ભમ્યા. બહુ જોખમો ખમ્યા. ગેલો ખુમાણ, દાદો ખુમાણ, ચાંપો ખુમાણ વગેરેના જાન ગુમાવ્યા, છતાં ખુમાણોનો નાથ જોગીદાસ ન નમ્યો. ]

ઠેરોઠેર ભેજિયાં થાણાં,
    કાઠી અણે ઝલાણા કોથ;
જસદણ અને જેતપર જબરી,
    ડરિયા મૂળુ-ચેલો દોય. ૧૯

[ વજેસંગે ઠેર ઠેર થાણાં મોકલ્યાં. કાઠીઓની ગરદન ઝલાઈ ગઈ. જેતપુર ને જસદણ પર પણ જપ્તી આવી એટલે મૂળુ વાળો ને ચેલો ખાચર બન્ને ડરી ગયા. ]

મૂળુ ચેલો બેય મળીને
    અરજ કરી અંગ્રેજ અગાં,
વજે લે આવ્યો સેન વલાતી
    ભતી કણ વધ રહે જગ્યા ! ૨૦

[ મૂળુ ને ચેલા બન્નેએ મળીને અંગ્રેજ પાસે અરજ કરી કે આ વજેસંગ ઠાકોરે વિલાયતી સેના–એટલે કે આરબોની સેના-ઉતારી, તો હવે અમારો ગરાસ શી રીતે રહેશે ? ]

અંગરેજ દીયો એમ ઉત્તર
    સૂતર ચાલો છોડ સ્વભાવ;
આશ કરો જે ગરાસ ઉગરે,
    (તો) જોગીદાસ લે આવો જાવ. ૨૧

[ અંગ્રેજે આવો ઉત્તર દીધો કે તમે તમારો લૂંટારુ સ્વભાવ છોડીને સીધા ચાલો, ને જો ગરાસ ઉગારવાની આશા રાખતા હો તો જાઓ, જોગીદાસને લઈ આવો ! ]

જોગા કને ગિયા કર જોડી
    ચેલો મૂળુ એમ ચવે;
ચરણે નમો વળને ચાલો
    (તીકર) હાલો પાવર દેશ હવે ૨૨

[ચેલો ને મૂળુ જોગીદાસ પાસે જઈ હાથ જોડી કહે છે કે કાં તો તમે વજેસંગને ચરણે નમો, નીકર ચાલો પાછા આપણા પૂર્વજોના વતન પાવર દેશમાં. કેમકે આહીં આપણને રહેવા નહિ આપે.]

જોગીદાસે મનમાં જાણ્યું
તાણ્યું વેર ન આવે તાવ,
આવો શરણે વજે ઉગારે
મારે તોય ધણી વજમાલ ૨૩

[જોગીદાસે મનમાં વિચાર્યું કે હવે વધુ વેર તાણવામાં ફાયદો નથી. વજેસંગજીને શરણે જ જઈએ, ઉગારશે ને કદાચ મારશે તોપણ માલિક છે.]

ખાળા ચાળા મેલ્ય ખુમાણે
વાળાનો લીધો વિશવાસ,
કૂડે દગો કાઠીએ કીધે,
દોરી દીધો જોગીદાસ. ૨૪

[ખુમાણોએ તોફાન મૂકીને વાળા(મૂળુ)નો વિશ્વાસ કર્યો. કાઠીએ (મૂળુએ ને ચેલાએ) જૂઠું બોલીને દગો દીધો. જોગીદાસને દોરી જઈ શત્રુના હાથમાં સોંપી દીધો.]

જોગો બાપુ કહે કર જોડી,
કરડી દેખી પરજ કજા!
ગજની વાર કરી ગોવિંદે,
વાર અમારી કરો વજા! ૨૫

[ભાણ જોગીદાસે હાથ જોડીને કહ્યું કે, હે વજેસંગજી! અમારી પરજની (જ્ઞાતિની) કુટિલતા અમે જોઈ લીધી. હવે તો ગજની વહાર જેમ ગોવિંદે કરી હતી, તેમ તું અમારી વહાર કર.]

મોટા થકી કદી નવ મરીએ,
અવગણ મત કરીએ અતપાન;
માવતર કેમ છોરવા મારે
છોરું થાય કછોરું છાન! ૨૬

[હે મહારાજા! ભલે અમે અવગુણો કર્યા છે, છતાં મોટા દિલના પુરુષને હાથે અમને મરવાની બીક નથી. છોરું કછોરું થાય, પણ માવતર છોરુને કેમ મારે?]

અવગણ તજી લિયા ગજુ અધપત,
મહેપત બાધા એમ મણે
જોગીદાસ વડ્યાને જાતો
તે દી રાખ્યો વખત તણે ૨૭

[ અધિપતિએ-રાજાએ અવગુણ તજીને ગુણ લીધો. અને આજે બધા રાજાઓ એમ કહે છે કે જોગીદાસને તે દિવસે અંગ્રેજના હાથમાં ચડીને વિલાયત જતો બચાવનાર તો વખતસિંહજીના પુત્ર વજેસંગ જ હતા. ]

પીડ ખુમાણાં તણી પિછાણી,
ધણીઅત જાણી વડા ધણી;
મારુ રાવ ! વજા મહારાજ !
તું માજા હિન્દવાણ તણી. ૨૮

[ તેં ખુમાણોની પીડા પિછાની, અને હે સમર્થ માલિક ! તેં તારો સ્વામી-ધર્મ સમજી લીધો. હે મારુ (મારવાડથી આવેલા સેજકજીના વંશજ) રાવ ! હે વજેસંગ મહારાજ ! તું હિન્દુઓની શોભારૂપ છે. ]

## ૨૧

## ઇતિહાસમાં સ્થાન

[ સૌરાષ્ટ્ર વિષેના ઐતિહાસિક પુસ્તકો પૈકી ફક્ત આ બેમાં આટલો જ ઉલ્લેખ છે, અને તેટલાની પણ પ્રમાણિકતા અચોક્કસ છે, કેમકે એણે ભાવનગર રાજ્યના જ એક અહેવાલનો આધાર લીધો છે.

### કેપ્ટન બેલનું કથન

[ 'History of Kathiawar' નામના પુસ્તકમાથી ]

પાનું ૧૬૮: 'હવે વખતસિંહજીનું ધ્યાન કુંડલાના મામલા તરફ ખેંચાયું. એ મહાલ આલા ખુમાણ નામના કાઠીના હાથમા હતો. આલાને છ દીકરા હતા ભોજ, મુળુ, હાદો, લુણો, સૂરો ને વીરો: ઈ. સ. ૧૭૮૪માં આલો ખુમાણ મરી ગયો ત્યારે ગરાસની વહેંચણીમા છયે ભાઈઓને ટંટો થયો. એમાંના ભોજ ખુમાણને એમ લાગ્યુ કે ખાસ કરી વહેચણમા એને જ નુકસાની ગઇ. તેથી તેણે વખતસંગજીની પાસે જઈને અમુક હક્કો રાખીને પોતાના ભાગનો બધો ગરાસ સોંપી દીધો. સોંપીને એ કુંડલે પાછો આવ્યો. ત્યારે આવું આચરણ કર્યાને કારણે પોતાના બધા ભાઈઓ પોતાને મારી નાખવા તૈયાર થયા. ભોજ ખુમાણે મદદ માટે ભાવનગરની પાસે માગણી કરી. અને વખતસિંહજીએ કુંડલા શહેરનો કબજો લેવા અને ભોજ ખુમાણના હિતના રક્ષણ સારુ ફોજ મોકલી. પણ બાકીના પાચ ભાઈઓ સામા થયા ને ફોજને પાછી હાંકી મૂકી. આ સ્થિતિમા બે ભાઇઓ જુનાગઢ ગયા અને ભોજ ખુમાણે જે લાવચો વખતસિંહ ગોહિલને આપેલો તે જ લાવચો નવાબ હામદખાનને આપી, પોતાના ભાઇ મુળુ ખુમાણ સામે સહાય માગી. નવાબે પણ કુંડલા ફોજ મોકલી, એને પણ મુળુ ખુમાણે હાંકી મૂકી.

૧૮૨૭: ખુમાણોએ ફરીવાર ભાવનગરના પ્રદેશ પર હુમલા કર્યા. સિહોર લૂંટ્યું. ત્યાં રહેતા થાણાને હરાવ્યું. પણ પછી ટાણાથી મોકલાયેલી ફોજને હાથે તેઓએ હાર ખાધી. ટાણાની ફોજે તેઓને પાલી-તાણા સુધી તગડયા.

ઉપરાઉપરી થતા આવા હલ્લાઓએ વજેસંગજીને બહુ થકવી દીધા. સાચા જિગરથી એને સુલેહ કર-વાની ઇચ્છા થઇ, એટલે એણે કાઠા પાસે કહેણ મોકલાવ્યું કે, 'જો તમો ભાવનગર આવો તો ફરીવાર સુલેહની વાટાઘાટ કરવા તૈયાર છું.'

કાઠીઓ કબૂલ થયા. એક વરસ સુધી વાટાઘાટ ચાલ્યા પછી ૧૮૨૯માં કરારો નક્કી થયા. તેમાં કાઠીઓએ નેસડી, જીરા, વીજપડી, ભીમોદ્રા, મિતિયાળાનો અમુક હિસ્સો, પોતે રાજ્યને નુકસાન કરેલું તેના બદલા તરીકે રાજ્યને આપવાનું કબૂલ કર્યું. આ કરારો મુંબઈ સરકારના પોલિ એજન્ટ મિ. બ્લેનને મોકલ્યા અને તે મંજૂર થયા.

## કિનકેઇડનું કથન

'Outlaws of Kathiawar'

પ્રકરણ ૨ પાનું ૧૫

'કાઠિયાવાડના બહારવટિયાના મેં ત્રણ વિભાગ પાડયા છે: એક ગરાસિયા બહારવટિયા, બીજા વાઘેરો, ને ત્રીજા મિયાણા. પહેલા વિભાગમાં ઘણાં જાણીતાં નામો ગણાય છે, કે જેમાં એક નાળવાળો (એ નાળવાળાને એક દુહામાં, વરસાદની ગર્જના સાંભળી પોતાનો કોઈ હરીફ ગર્જતો માની માથાં પછાડી મરનાર સાદુળા સિંહની સાથે સરખાવવામાં આવ્યો છે) અને બીજો આબરૂનો જોગો ખુમાણ પણ ગણાય છે. જોગો ખુમાણ, ખરી રીતે તો બહારવટિયો નહિ, પણ બળવાખોર કાઠીઓની ટોળીનો સરદાર હતો. જોગો ખુમાણ તો મારે મારા સંગ્રહની અંદર મળેલા એક ઉત્કૃષ્ટ દુહામાં માયલો વીર હતો.

મુ ચળે મેરુ ડગે *મહીપત મેલે મન,
જોગો કી જતી કરે, વટ ખુમાણ!

The Stars m y fall fiom heaven's dome,
* The pride of thrones depa t :
Yet valour still will make her h me
In Joga Khuman's heart

[ સોરઠી બહારવટિયા-૧ ]

---

* 'મહીપત મેલે મન' કેઇને મહ-ત=ગમુદ

# ઓળીપો

**પરણીને** આવી છે તે ઘડીથી રૂપીને જંપ નથી. એને તો બસ એક જ રઢ લાગી ગઈ છે. બાપોદર ગામના આઘા આઘા ઓરિયામાંથી જ્યારે રૂપી ધોળી માટીના થર ખોદી રહી હોય છે ત્યારે એને ભાન નથી રહેતું કે ઓરિયાની ભેખડમાં પોતે કેટલી ઊંડી ઊંડી ચાલી જાય છે. વટેમાર્ગુ જોતાં જોતાં ચેતવતાં જાય છે, 'રૂપી, ભેખડ પડશે ને તુંને દાટી દેશે, હો બેટા!'

પણ રૂપી તો મેરની દીકરી. એને તો એનાં ઘરઓરડાં આભલાં જેવાં ઊજળાં કરવાં છે. ઓરડામાં કમાનો વાળવી છે. દાણા ભરવાની મોટી મોટી કોઠીઓ ઘડીને તેના ઉપર નકશી કરવી છે. ગોખલા કંડારવા છે. ભીંત ઉપર ચિત્રામણ આલેખવાં છે. રૂપીને હાવકી, ચીકણી, માખણના પિંડા જેવી ધોળી માટી વગર કેમ ચાલે? દટાઈ જાય તોયે શું?

માટીના સુંડલા પોતાને માથે મેલીને, મલપતી મલપતી રૂપી ચાલી આવે છે. ધોમધખતા તાપમાં એનું રૂપાળું મોં રાતુંચોળ થાતું આવે છે. મોતીની સેર વિખરાણી હોય તેવાં પરસેવાનાં ટીપાં ટપકતાં આવે છે. કૂવાને કાંઠેય મેરાણીઓ મોઢાં મચકોડી વાતો કરે છે:

'નબાઈ, આ તો નવી નવાઈની આવી છે! કૂવામાં પાણી જ રે'વા દેતી નથ! કું'ણ જાણે અધરાતથી બેડાં તાણવા માંડે છે!'

નિસરણી ઉપર ચડીને રૂપી જ્યારે પોતાના ઘરની પછીતને અને ઊંચા ઊંચા કરાને ઓળીપા કરે છે ત્યારે પાડોશણો આશીર્વાદ દેતી જાય છે કે, 'વાલામૂઈ...પડે તો ઠીક થાય!'

ભૂખી-તરસી વહુને આખો દિવસ ઓળીપો કરતી નિહાળીને આસુ-અમરો હેતાળ ઠપકો આપે છે કે, 'અરે રૂપી, ખાધાનીયે ખબર ન પડે, બટા?'

એને માથે ચારે છેડે છૂટું ઓઢણું ઢળકે છે. ઘઉંવરણા ગાલ ઉપર ગોરમટીના છાંટા છંટાઈ ગયા છે. એના દેહના દાગીના ધૂળમાં રોળાણા છે. શરણાઈ-શી એના હાથની કળાઓ કોણી સુધી ગારામાં ગરકાવ છે. તોય રૂપીનાં રૂપ કાંઈ અછતાં રહે?

રૂપીનો વર નથુ રોટલો ખાવા આવે છે. એકલા બેસીને ખાવું એને ભાવતું નથી.

'રૂપી!' નથુ બહાર નીકળીને એને સાદ કરે છે. 'રૂપી, આવડી બધી કેવાની અધીરાઈ આવી છે ઘર શણગારવાની? કાંઈ મરી-બરી તો જવાની ન'થ ના!'

'લે ..જો તો, બાઈ! નથુ કેવી વાણી કાઢી રહ્યો છે! મેરની દીકરી ઓરડું ન શણગારે ત્યારે એનો જન્મારો કાંઈ ખપનો, નથુ?'

'હે ભગવાન ! આ મેરની છોકરી તો નવી નવાઈની ! ભારી કવરાવ્યો મને ! ભગવાન કરે ને નિસરણી લસરે જાય !' એટલું કહીને નથુ હસે છે.

'તો તો પીટયા, તારે જ મારી ચાકરી કરવી પડશે! સાંજ થાઉ તોયે તારા ખોળામાંથી ઊઠાં. જ નહિ ને ? ખોટી ખોટી માંદી પડેને સૂતી જ રાં !'

રૂપી અને એનો વર નથુ ખોરડાની પછીતે ઊભાં ઊભાં આવી મીઠડી વાતો કરીને અંતર ભરી લેતાં ને પેટ ભરવાની વાત ભૂલી જતાં હતાં. ઈશ્વરે પોતાની વહુને થોડા જ સમયમાં ઘરની આવી મમતા લગાડી દીધેલી દેખીને નથુડો પોતાના અંતરમાં સ્વર્ગનું સુખ અનુભવી રહ્યો છે. નિસરણીની ટોચે ઊભીને કરા લીંપતી સ્ત્રી જાણે આભની અટારીમાં ઊભેલી અપ્સરા હોય એવું એને લાગ્યા કરતું. ગોરમટીનાં છાંટણાંમાં ભીંજાયેલી એ જુવાન મેરાણી નથુને મન તો કોઈ નવલખાં રત્નમઢેલી પ્રતિમા જેવી દેખાતી. એના હૈયામાંથી ઉદ્‌ગાર નીકળી જતો કે 'ઓહોહો ! બાપોદર ગામના જુવાનિયામાં મારા સરખો સુખી મેર બીજો કોઈ ન મળે !'

એમ કરતાં કરતાં અષાડ ઊતરીને શ્રાવણ બેઠો. જોતજોતાંમાં તો બાપોદર ગામ હરિયાળી કુંજ જેવું બની ગયું. નદી અને નહેરાં છલોછલ હાલ્યાં જાય છે. ધરતીનાં ઢોરઢાંખર અને પંખીડાં હરખમાં હિલોળા મારે છે ને રૂપીએ વાર-તહેવાર રહેવા માંડી છે. સવાર પડે છે ને હાથમાં ચોખા-કંકાવટી લઈ રૂપી બાપોદરનાં દેવસ્થાનાં ગોતે છે, પીપળાને અને ગાયોને ચાંદલા કરી કરી ચોખા ચડાવે છે. નાગદેવતાના રાફડા પર દૂધ રેડે છે, રૂપીને મન તો આ સૃષ્ટિ શી રળિયામણી હતી ! ઓહોહો ! શી રળિયામણી હતી !

શીતળા સાતમ અને ગોકળ આઠમના તહેવાર ઢૂકડા આવ્યા. સાતમ-આઠમ ઉપર તો મેરાણીઓ ગાંડીતૂર બને. પરણેલી જુવાનડીઓને પિયરથી તેડાં આવે. રૂપીનેય માવતરથી સંદેશા આવ્યા કે, 'સાતમ-આઠમ કરવા વહેલી પહોંચજે.'

સાસુ-સસરાએ રાજીખુશીથી પોતાની લાડકવાયી વહુને મહિયર મહાલવાની રજા આપી. નવી જોડ લૂગડાં પહેરી, ઘરેણાંગાંઠાં ઠાંસી સવા વાંભનો ચોટલો ગૂંથી, સેંથે હીંગળો પૂરી ને આંખે કાજળ આંજી રૂપી પિયર જવા નીકળી. માથે લૂગડાંની નાની બચકી લીધી.

પરણ્યા પછી આજ પહેલી જ વાર નથુએ રૂપીને એના ખરા રૂપમાં નીરખી. નથુ પાસે રજા લેવા ગઈ. નથુથી ન રહેવાયું :

'રૂપી ! આ બધું પિયરિયામાં મા'લવા રાખે મૂકયું'તું ને ?' 'નથુ ! નથુ !' બોલો ને તો ઓછી ઓછી થે જાય ! તંઈ આ શણગાર તો નથુ મારે કોઈ દી નુતા સજ્યા !'

'લે...જો તો, બાઈ ? આડું કાં બોલતો હઈશ, નથુ ! કામકાજ આડે મને વેશ કરવાની

વેળા જ કે' દી હતી ! અને આજ પે'ર્યું છે એય તારે જ કાજે ને ! તું હાલ્ય મારી હારે. મને કાંઈ ત્યાં એકલાં થોડું ગમશે ! ' એટલું બોલતાં તો રૂપીની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

' અરે ગાંડી ! એમાં કોચવાઈ ગી ! અને માબાપની રજા વિના મારાથી અવાય ખરું કે ? '

' હું ફૂઈને અને મામાને બેયને કે'તી જાઉં છું ને ! તું જરૂર આવજે હો ! તારા વન્યા મારી સાતમ નૈ સુધરે, હો નથુડા ! '

એટલું કહીને રૂપી આસરા કને ગઈ. પોતાની નોખડી મીઠી વાણીમાં મેરની કન્યાએ તુંકારો દઈને કાલું કાલું તેણે કહ્યું :

' મામા, નથુને ચોક્કસ મેલજે હો, નીકર મારી સાતમ નહિ સુધરે ! '

સાસુને પગે પડીને રૂપી બોલીઃ ' ફૂઈ ! નથુને ચોક્કસ મેલજે હો ! નીતર મારી સાતમ નહિ સધરે ! '

' માડી, મેલશું તો ખરાં, પણ તારા માવતરનું માથે-બોટેય તેડું તો જોવે ને ! ' બુઢ્ઢી સાસુએ જવાબ દીધો.

' અરે ફૂઈ, એનો ધોખો તુ કરીશ નૈ. હું ત્યાં પહોંચ્યા ભેરી જ તેડું મોકલાવીશને ! '

એમ કહીને રૂપી બચકું ઉપાડીને બહાર નીકળી, કેમ જાણે ફરી કોઈ દિવસ પાછું આવવાનું જ ન હોય, એવી આંસુડેભરી આંખે ઓરડા સામે ટાંપી રહી. ખડકીમાંથી નીકળતાં પગ ભારે થઈ ગયા. છાનોમાનો નથુ પાદર સુધી વળાવવા ગયો. છલંગો મારતી મૃગલી જાણે પાછું વાળીને જોતી, લાકડીના છેડા ઉપર ટેકવેલા નથુના ગરીબડા મોં સામે તાકતી ગ . એનો છેલ્લો બોલ એક જ હતો :

' નથુડા, આવજે હો ! નીકર મારી સાતમ નૈ સધરે ! '

આઘે આઘે રૂપીના ઓઢણાનો છેડો પણ ઊડતો અલોપ થયો ત્યારે એક નિસાસો મેલીને નથુ ગામમાં ગયો. કામકાજમાં એનું ચિત્ત પરોવાઈ ગયું.

૨

' અરરર ! માડી ! દીકરીને પીટ્યાંએ કામ કરાવેં કરાવેંને અધમૂઈ કરે નાખી ! માથેથી મોડિયો ઊતર્યા પહેલાં તો મૂઆં રાખહ જેવાંએ પાણીની હેલ્યું ખેંચાવવા માંડી ! '

' પણ માડી, તને કહ્યું કોણે ? '

' કુણે શું, તારી પાડોશણુંએ ! સવારથી સાંજ લગે દીકરીને ઓળીપામા જ દાટે દીધી,

માડી! આમ તો જો! મેં માથે નરનો છાંટોય ન મરે. અને પદમ જેવી મારી રૂપીની હથેળીયું તો જો, રોગી ઉતરડાઈ જ ગી!'

'માડી, તને કોઈ ભંભેરે શું (ગયું) છે હો! અમારાં પાડોશી ભારી ઝેરીલાં છે, તું કોઈનું માનીશ મા હો! અને તેં મને તેડું મોકલ્યું, તારેં નથુને કીમ ન તેડાવ્યો! ઈ તો રિસાઈને બેઠો છે. ઝટ દેને બેપિયો મેલ્ય!'

'ચૂલામાં જાય તારો નથુડો! મારે એને તેડાવવો જ નથ, અને લાખ વાતેંય તને પાછી ઈ ઘરને ઉંબરે ચડવા દેવી નથ! ઘણાય મેર મળી રહેશે. એકની એક દીકરીને આખો જનવારો ઓળીપામાં નથ દાટૅ દેવી!'

દડ! દડ! દડ! રૂપીની કાળી કાળી બે મોટી આંખોમાંથી પાણી દડી પડ્યાં. એના હૈયામાં ધ્રાસકો પડી ગયો. એનું બોલવું માવતરને ગળે ઊતરતું જ નથી. અદેખી પાડોશણોએ પિયરિયાંના કાનમાં નિંદાનું ઝેર રેડી દીધું હતું. રૂપી શું બોલે, કોને સમજાવે? સાસરિયાંનું સારું બોલનારી એ છોકરીને સહુએ શરમાળ, ગુણિયલ અને આબરૂરખી ગણી હસી કાઢી. જેમ જેમ એ બોલતી ગઈ તેમ તેમ સહુને એને માટે વધુ ને વધુ અનુકંપા ઊપજતી ગઈ. અબોલ બનીને એ છાનીમાની ઓરડામાં બેસી ગઈ. રોવા જેટલી તો ત્યાં એકાંત પણ ક્યાંથી હોય?

રૂપીનો બાપ બાપોદર ગયો. વેવાઈઓને વસમાં વેણ સંભળાવ્યાં. બિચારાં બુઢ્ઢાં માવતર અને નથુ-એ ત્રણે જણાંને તો ધરતી મારગ આપે તો સમાઈ જવા જેવું થઈ ગયું. ત્રણેને એમ લાગ્યું કે રૂપીએ માવતરની આગળ પોતાનું દુઃખ ગાયું હશે. રૂપીના બાપે નથુને ગૂંજે થોડા રૂપિયા ઘાલ્યા અને છૂટાછેડાનું લખણું કરાવી લીધું. તે દિવસથી નથુનાં ઘરબારમાંથી રામ ઊઠી ગયા. ધાનનો કોળિયો કોઈને ભાવતો નથી. નથુને મનસૂબા ઊપડે છે.

૩

સારા-સુખી ઘરનો એક જુવાન મેર ગોતીને માબાપે રૂપીનું નાતરું કર્યું. રૂપીને તો રૂવે રૂવે આગ ઊપડી, પણ ગભરુડી દીકરી માવતરની ધાક અને શરમમાં દબાઈ ગઈ. એની છાતી ઉપર કોઈ મોટી શિલા જાણે ચંપાઈ ગઈ.

પિંજરમાં પુરાતી સારિકા થોડીવાર જેમ ચિચિયારી કરે તેમ રૂપીએ વિલાપ કર્યો કે, 'મને નથુ પાસ જાવા દિયો. મારે નાતરે નથ જાવું!'

એનું કલ્પાંત કોઈએ ન સાંભળ્યું. એ મૂરખી છોકરીને માવતરે સુખનું થાનક ગોતી દઈ એના હાથ ઝાલ્યા અને ગાડે નાખી. રૂપી કેમ કરીને રોવા મંડે? ઘૂમટા વગર સ્ત્રી બિચારી પોતાનું રોણું સંતાડે શી રીતે? મેરની દીકરીને ઘૂમટો ન હોય.

ચોથે દિવસે રૂપી ભાગીને પાછી આવી, અને ચીસ પાડી ઊઠી કે, ' નૈ જાઉં ! નૈ જાઉં ! મારા કટકા કરી નાખશો તોયે બીજે નૈ જાઉં, મને નથુ પાસે મેલો ! '

માવતરે માન્યું કે બે દિવસ પછી દીકરીનું મન જંપી જશે.

રૂપી પાણી ભરવા જાય છે. પાદર થઈને કેંક વટેમાર્ગુ નીકળે છે. કમો માણસ કયે ગામ જાય છે એટલુંયે પૂછ્યા વગર રૂપી તો સહુને કહે છે :

' ભાઈ, બાપોદરામાં નથુ મેરને સંદેશો દેજો ને કે સોમવારે સાંજે મને નદીની પાળ પાસે આવીને તેડે જાય, ત્યાં ઊભી ઊભી હું એની વાટય જોઈશ ! '

વટેમાર્ગુ બે ઘડી ટાંપીને હાલ્યાં જાય છે. બોલતાં જાય છે કે, ' ફટકયું લાગે છે ! '

સોમવારે બપોરે રૂપીએ લૂગડાંનો ગાંસડો લીધો, ' મા, હું ધોવા જાઉં છ. '

માએ માન્યું, ભલે મન જરી મોકળું કરી આવે.

ફૂલ જેવાં ઊજળાં લૂગડાં ધોઈ, માથાબોળ નાહી, લટો મોકળી મેલી, ધોમેલ લૂગડાં પહેરી, ધૂનાને કાંઠે લાંબી ડોક કરી કરીને મારગ માથે જોતી રૂપી થંભી છે. ક્યાંય નથુડો આવે છે ! ક્યાંય નથુની મૂર્તિ દેખાય છે ! એની તો હાલ્ય જ અછતી નહિ રહે ! એ તો હાથી જેવો ધૂળના ગોટા ઉડાડતો ને દુહા ગાતો ગાતો આવશે !

નહિ આવે ? અરે ન આવે કેમ ? સંદેસા મોકલ્યા છે ને ? કેટલા બધા સંદેશા !

સૂરજ નમવા માંડ્યો, પણ નથુડો ન આવ્યો. સાંજના લાંબા લાંબા ઓછાયા ઊતરવા લાગ્યા, તોય નથુડો ન આવ્યો. પંખી માળામા પોઢ્યાં, ગોધન ગામમાં પહોંચ્યું, ધૂનાનાં નીર ઊંઘવા લાગ્યાં, ઝાડ-પાંદડાંને જંપવાની વેળા થઈ, તોય નથુડો ન આવ્યો. ઘોર અંધારું થઈ ગયું તોય નથુડો ન જ આવ્યો. અરેરે, નથુડાનું હૈયું તે કેવું વજ્જર જેવું ! એને મારી જરાય દયા ન આવી ?

' રૂપી ! રૂપી ! રૂપી ! ' એવા સાદ સંભળાણા. રૂપી ચમકી : કોના સાદ ? નથુના ? ના, ના, આ સાદ તો ગામ ભણીથી આવે છે. સાદ ઢૂકડા આવ્યા: ' આ સાદ તો મારી માના. મારી મા મને ગોતવા આવે છે. '

' નથુ, તેં તો મારી સાતમ બગાડી ! અરે ભૂંડા, સંદેશાય ન ગણકાર્યા ! પણ હું હવે પાછી ક્યાં જાઉં ? હવે જો આવ્ય તો એક વાર ધૂનો ડખોરી જોજે. હું જીવતી હઈશ તો આપણે એકબીજાના હાથના આંકડા ભીડીને ભાગી નીકરશું. '

' રૂપી ! રૂપી ! રૂપી ! ' ગામને મારગેથી માતાના સાદ આવ્યા. જવાબમાં ' ધુબ્બાંગ ! ' દેતી રૂપી ધૂનામાં કૂદી પડી. ઓઢણામાં બાંધેલા પથરાએ એને તળિયે સંતાડી રાખી, પણ નથુડો તો ન જ આવ્યો.

'રૂપી ! રૂપી ! રૂપી !' પોકારતી મા ધૂનાને કાંઠે આવી. રાનનાં નીર બડબડિયાં બોલાવતાં જાણે હાંસી કરતાં હતાં કે, 'રૂપીની મા ! દીકરીને ઓળીપાના દુઃખમાંથી બરાબર ઉગારી લે !'

[સૌરાષ્ટ્રની રસધાર—૪]

## આ !

**ભ**ડલી ગામના ભાણુ ખાચરે પાકી અવસ્થાએ નવું ઘર કર્યું. સોળ વરસનાં આઈ કમરીબાઈએ જ્યારે ભડલીના દરબારગઢમાં પોતાની કંકુવરણી પગલી મૂકી, ત્યારે એનું જોબન લહેરે જતું હતું. એને શું ખબર કે આપો ભાણુ સાઠ વરસના બોખરધજ હશે ? માણારે બેસતી વખતે કાંઈ બહુ નીરખીને મોં નહોતું દેખાણું, કેમકે એક તો માથે રેશમી સિરીખ ઓઢેલું, ને એના ઉપર પાછી લાલ કીડિયા ભાતની પછેડી પહેરેલી.

સોળ વરસનાં કઠિયાણી કોડભર્યાં સાસરે આવ્યાં ત્યારે એની હેમવરણી કાયા ઉપર બાંધણીની કસૂંબલ ચૂંદડી મહેકી રહી હતી. કસૂંબલ રંગમાંથી તો કેવા મધુર બો છૂટે ! ચાર કોરવાળી, લાલ ચણોઠી જેવી રૂપાળી જીમી એણે પહેરી હતી. કટાબ કોરેલું કાપડું અંગે ઝગમગતું હતું. અને તાંતમાં લટકતો મોતીદાર મોરો ચાંદલો બરાબર કપાળ વચ્ચે હીંચકતો હતો.

પણ સાસરે આવ્યાં ત્યાં તો ચતુર કાઠિયાણીને જાણ પડી કે પોતે જુવાનીના રંગ માણવા નથી આવ્યાં, પણ આપા ભાણુનું ખોરડું ઉજાળવા આવ્યાં છે ! ગામની આધેડ બાઈઓ આવીને આ જોબનવંતીને પગે પડી પડી કહેવા લાગી: 'આઈ, અમે તો તમારાં છોરુ કહેવાઈએ, આશિષ દો.' ગામને ઘેરે ઘેરથી જુવાન વહુઓ આવીને આઈને પગે પડવા લાગી. કોઈ પોતાનાં છોકરાં આઈને પગે લગાડવા લાવી. આપા ભાણુના મોટા અમીરો પણ આવીને એને 'આઈ !' કહીને પૂછગાછ કરવા લાગ્યા. કોઈ એને હસીને તો બોલાવે જ નહિ ને ! સહુનાં મોઢાં 'આઈ' બોલતાં જ ભારેખમ બની જાય. એને લાડ કોણ લડાવે ? એને કોણ વહેલાં વહેલાં રાત્રિએ ઓરડે મોકલે ? એને માથે મીંડલાં લઈ, સેંથે હીંગળો પૂરી, પાટીએ સુગંધી સોંધો ચોપડી, કપાળે ટીલડી ચોડી, ગાલે શોભાની નાનકડી ટપકી કરી અને નેણુને સોંધે ભરી કમાન જેવાં કરી દઈને બથમાં લેનાર નણંદ, સાસુ કે તેવનેવડી સહિયર ત્યાં કોણ હોય ! હોય તો ખરાં, પણ 'આઇ'ને એવું થાય ? આઠે પહોર અને સાઠે ઘડી એ બાપડાં તો આઈ, આઈ, ને બસ આઈ !

કમરીબાઈ પોતાની જોબન-અવસ્થા ભૂલવા માંડ્યાં. કસૂંબલ, ભાતીગળ અને સુગંધી લૂગડાં ઉતારીને એણે ગૂઢાં વસ્ત્રો ધારણ કરી લીધાં. કપાળની તાંત, કાનની પાંદડી અને ડોકના હાર

મને કાંઈ હવે અરઘે ? હું તો આઈ કહેવાઉં ! એમ બોલીને એણે બધાય શણગાર અળગા કર્યાં. ફક્ત સૌભાગ્યનાં જ એંધાણ રાખ્યાં.

કાઠિયાણીને હજુય એક વાત હૈયામાં ખટક્તી હતી. બોખાં બોખાં સ્ત્રીપુરષો જ્યારે 'આઈ !' કહીને એની સાથે વાત કરતાં ત્યારે કાળા મલીર વડે પોતાનું મોઢું ઢાંકીને આઈ જવાબ દેતાં. દાડમકળી જેવા બત્રીસ દાંતની એને ભોંઠપ આવતી. સમજણાં થયાં ત્યારથી જ દાંતને એણે બહુ પ્રેમથી સાચવેલા હતા. એમાંય પરણતું હતું એટલે તો દાંતને પોથી અને મજીઠને રંગે રંગ્યા હતા. મહેનત લઈને મોઢું રૂડું બનાવ્યું હતું.

'બીજા શણગાર તો ઉતાર્યાં, પણ આ રોયા દાંતનું શું કરવું! લાજી મરું છું.' એ એમની રાત–દિવસની ચિંતા હતી.

એક દિવસ સવારે આપો ભાણુ અને બીજા ત્રણ–ચાર મહેમાનો ટાઢી છાશ પીવા બેઠા. તાંસળીમાં પળી પળી ઘી નાખીને પાંચે ભાણે પીરસી. પાસે ગોરસનાં દોણાં અને શીણાળા દૂધનાં બોઘરાં મૂકયાં. ઘીમાં ગોરસ નાખીને પછી તેમાં સાકરના ધોબા ભરી ભરી ભેળવ્યા અને સવા સવા ગજ પનાના કાંસાના થાળમાં બાજરાના રોટલા પીરસ્યા. થાળને માથે કેમ જાણે વેલણથી વણ્યા હોય તેવા સરખી જાડાઈવાળા રોટલા આઈએ બે નાનકડી હથેળી વચ્ચે ટીપીને કરેલા હતા. રોટલામાં ભાત પાડવા માટે તો આઈએ એક આંગળીનો નખ લાંબો રાખ્યો હતો અને આંગળીઓમાં વેઢ પહેર્યા હતા એટલે ઘડતાં ઘડતાં રોટલાને માથે ખાજલી, લેરિયું અને સાંકળીની ભાત્ય ઊપડતી આવે. એવી નકશીથી ભરેલા રોટલા તાવડીમાં પકવીને એણે ત્રાંબા જેવા બનાવેલા. એવા તો ઊંડા બનાવેલા કે અંદર પોણો પોણો શેર ઘી સમાઈ જાય.

આપા ભાણે રોટલો ભાંગીને બટકું મોઢામાં મૂકયું, પણ ચાવે શી રીતે ? દાંત ન મળે. પોચો રોટલો હોય તો જ ચોળીચોળીને પેઢાં વડે ચાવી શકે ને ! પણ આ તો કડાકાદાર રોટલો !

આપાએ મહેમાનોને પૂછ્યુંઃ 'કાં બા ! રોટલા તમને ફાવે છે કે ?'

'ઓહોહો ! આપા ભાણુ !' પરોણા વખાણ કરવા લાગ્યા. 'આવા રોટલા તો આંહીં જ ભાળ્યા હો ! કેવી રૂડી ત્રણ ત્રણ ભાત્યું ઊપડી છે! એવો દેખાવડો રોટલો છે કે ભાંગવાનું મન નથી થાતું. આપા ! અમારાં આઈ તો રાબ–છાશે બારે ડહ્યાં દેખાય છે.'

'આપા ભાણુનાં ભાગ્ય ચડિયાતાં છે !' બીજાએ મૂછો ઊંચી રાખીને તાંસળીમાંથી દૂધ પીતાં પીતાં ઉમેરો કર્યો.

'હા બા ! ભાગ્ય તો ખરાં !' આપા ભાણુ મરકના મરકતા બોલ્યા. 'પણ આવા રૂડા રોટલાની મીઠાશ માણવાના દૂધિયા દાંત હવે કયાં લેવા જાય ? નાનડિયાંને કાંઈ ખબર છે કે બોખાંને આવા કડકડિયા રોટલા ખાતાં પેઢાંમાં કેવી બળતરા હાલતી હશે ! રોટલાની રૂપ જોઈને હવે

આંખ્યું ધરવવી રહી બા ! પણ હોજરીની આગ એમ રોટલા જોયે કાંઈ ઓલાય છે ! હશે, જેવી સૂરજની મરજી ! બીજું શું થાય ?'

મર્મનાં વેણ કહેતાં તો કાઠીને એની જનેતાએ ગળથૂથીમાં જ પાઈ દીધું છે. આપો ભાણ સમજ્યા કે જોબનવંતી આઈ ને આજ બરછી જેવાં મર્મ-બાણ મારીને વીંધ્યાં છે એટલે હવે તો પૂરી કાળજીથી ભાણું સાચવશે.

રાત પડી. ડેલીએ ડાયરો વીંખાણો. દરબાર ઊઠીને સૂવાને ઓરડે ગયા. આઈ બેઠાં હતાં. પણ ગઈકાલના ભર્યા ગાલમાં આજ એને ખાડા દેખાયા. આપાએ પૂછ્યું :

'કાં, કેમ વહેલું વહેલું એક દિવસમાં ઘડપણ વરતાય છે ?'

આઈએ મોં મલકાવ્યું. હોઠ પહોળા થયા. ત્યાં તો આપા બોલી ઊઠ્યા: 'અરરર ! કાઠિયાણી ! આ શું ! મોઢામાંથી બત્રીસે દાડમકળિયું કયાં ગઈ ?'

'પાડી નાખી !' આઈએ હસીને જવાબ દીધો. રાતા રાતા હોઠ વચ્ચે કાળું ઘોર અંધારું દેખાણું.

'પાડી નાખી ! કાળો કોપ કર્યો ! પણ શા સાર ?'

'બોખાની પીડા સમજવા સારુ !'

આપા ભાણની આંખો ભીની થઈ ગઈ. એણે કપાળ કૂટયું. સવારે બોલેલાં વેણ બદલ બહુ પસ્તાયા, પણ કાઠિયાણીએ મોઢા ઉપરથી હસવું ઉતાર્યું જ નહિ. જાણે મનમાં કાંઈ નથી.

કમરીબાઈ જીવ્યાં ત્યાં સુધી આપા ભાણનું ઓરડું દીપાવ્યું. મર્યા પછી ઈ ગમાયા દેહવાયાં.

[સૌરાષ્ટ્રની રસધાર-૩]

## અણનમ માથાં

આ સંસારની અંદર ભાઈબંધો તો કંઈક ભાળ્યા. પ્રાણને સાટે પ્રાણ કાઢી દેનારા દીઠા, પણ જુગોજુગ જેની નામના રહી ગઈ એવા, બાર એકલોહિયા દોસ્તો તો સોરઠમાં આંબ-બરડી ગામને ટીંબે આજથી સાડાચારસો વરસ ઉપર પાકયા હતા.

બે નહિ, ચાર નહિ, પણ બાર ભાઈબંધોનું જૂથ. બારે અંતર એકબીજાને આંટી લઈ ગયેલાં ! બાર મંકોડા મેળવીને બનાવેલી લોઢાની સાંકળ જોઈ લ્યો ! બાર ખોળિયાં સોંસરવો એક જ આત્મા રમી રહ્યો છે !

સૂરજ-ચંદ્રની સાખે બેસીને બારે ભાઈબંધોએ એક દિવસ સમીસાંજને પહોરે કાંડાં બાંધ્યાં. છેલ્લી વારની ગાંઠ વાળી. બારેનો સરદાર વીસળ રાબો : પરજિયો ચારણ : સાત ગામડાંનો ધણી : હળવદના રાજસાહેબનો જમણો હાથ : જેના વાંસામાં જોગમાયાનો થાપો પડ્યો છે : જેણે પોતાની તરવાર વિના આ ધરતીના પડ ઉપર બીજા કોઈને માથું ન નમાવવાનાં વ્રત લીધાં છે : દેવતા જેને મોઢામોઢ હોંકારા દે છે : એવા અણનમ કહેવાતા વીસળ રાબાએ વાત ઉચ્ચારી :

'ભાઈ ધાનરવ ! ભાઈ સાજણ ! ભાઈ નાગાજણ ! રવિયા ! લખમણ ! તેજરવ ! ખીમરવ ! આલગા ! પાલા ! વેરસલ ! અને કેશવગર ! સાંભળો.'

'બોલો વીહળ બા !' એમ હોંકારો દઈને શંકરના ગણ સરખા અગિયાર જણાએ કાન માંડ્યા.

'સાંભળો ભાઈ, જીવતાં લગી તો દુનિયા બધી દોસ્તી નભાવતી આવે છે, પણ આપણા વ્રતમાં તો માતાજીએ વશેકાઈ મેલી છે. આપણને શાસ્તરની ઝાઝી ગતાગમ નથી. આપણું શાસ્તર એક જ કે જીવવું ત્યાંસુધીય એક સંગાથે, ને મરવું તોય સંગાથે-વાંસામોર્ય નહિ. છે કબૂલ ?'

'વીહળ બા ! રૂડી વાત ભણી. સરગાપરને ગામતરે વીહળ ગઢવી જેવો સથવારો ક્યાંથી મળશે ! સહુ પોતપોતાની તરવારને શિર ઉપર ચડાવીને સોગંદ ખાઓ, કે જીવવું ને મરવું એક જ સંગાથે.'

ડાલાં ડાલાં જેવડાં બારે માથા ઉપર બાર ઝગારા મારતાં ખડગ મંડાયાં. અને બારનું લોહી ભેળું કરીને લખત લખ્યાં કે, 'જીવવું-મરવું બારેયને એક સંગાથે-ઘડી એકનુંય છેટું ન પાડવું.'

અગિયાર પરજિયા ચારણ અને એક કેશવગર બાવો : મોતને મુકામે સહુ ભેળા થવાના છીએ એવા કોલ દઈને આનંદે ચડ્યા છે. વિજોગ પડવાના ઉચાટ મેલીને હવે સહુ પોતપોતાનાં ધંધાપાણીમાં ગરકાવ છે. કોઈ ગૌધન ચારે છે, કોઈ ઘોડાની સોદાગરી કેળવે છે. અને કેશવગર આંબરડીના ચોરામાં ઈશ્વરનાં ભજન-આરતી સંભાળે છે.

બીજી બાજુ શો બનાવ બન્યો ?

અમદાવાદની કચેરીમાં જઈને વીસળ ગઢવીના અદાવતિયા ચારણે સુલતાનના કાન ફૂંક્યા કે, 'અરે હે પાદશાહ સલામત ! તેં સારાય સોરઠને કડે કર્યો, મોટા મોટા હાકેમ તારા તખતને પાયે મુગટ ઝુકાવે, પણ તારી પાદશાહીને અવગણનારો એક પુરુષ જીવે છે.'

'કોણ છે એવો બે માથાળો ! જેની માએ સવાશેર સૂંઠ ખાધી હોય ?' પાદશાહે પોતાના ખૂની ડોળા ફેરવીને પૂછ્યું.

'આંબરડી સુંદરીનાં સાત સાંજણુ ગામનો ધણી વીસળ રાબો. જાતનો ચારણુ છે.'

'લા હોલ વલ્લાહ ! યા ખુદા તાલા ! યા પાક પરવરદિગાર !' એવી કલબલી ભાષામાં ધૂંવાડા કાઢતા, ઝરખિયાના ઝાપા જેવી દાઢીને માથે હાથ ફેરવતા, ઘેમચખ આંખોવાળા, પાડા જેવી કાંધવાળા, વસમી ત્રાડ દેવાવાળા, અક્કેક ઘેટો હજમ કરવાવાળા, અક્કેક બતક શરાબ પીવાવાળા, લોઢાનાં ટોપ-બખતર પહેરવાવાળા મુલતાણી, મકરાણી, અફગાની અને ઈરાની જોદ્ધાઓ ગોઠણભેર થઈ ગયા.

- 'શું ? સાત ગામડીનો ધણી એક ચારણુ આટલી શિરજોરી રાખે ? એની પાસે કેટલી ફોજ ?'

'ફોજ-બોજ કાંઈ નહિ, અલ્લાના ફિરસ્તા ! એક પોતે ને અગિયાર એના ભાઈબંધો, પણુ એની મગરૂબી આસમાનને અડી રહી છે. પાદશાહને બબ્બે કટકા ગાળ્યું કાઢે છે.'

સડડડડ ! સુલતાનની ફૂલગુલાબી કાયાને માથે નવાણું હજાર રૂંવાડાં ખોં થઈ ગયાં ! ફોજને હંકારવાનો હુકમ દીધો. અલ્લાનો કાળદૂત ધરતીને કડાકા લેવરાતો આંબરડી ગામ પર આવ્યો. ગામની સીમમાં તબૂ તાણીને ફરમાશ કરી કે, 'બોલાવો વીસળ રાબાને.'

એક હાથમાં ત્રિશૂળ, બીજા હાથમાં બળદની રાશ, ખભે ભવાની, ભેટમાં દોધારી કટારી, ગળામાં માળા ને માથે ઝૂલતો કાળો ચોટલો-એવા દેવતાઈ રૂપવાળો વીસળ રાબો પોતાની સીમમાં આતીડું હાંકે છે. આભામંડળનું દેવળ કર્યું છે. સૂરજના કિરણની સહસ્ર શિખાઓ બનાવી છે. નવરંગીલી દશ દિશાઓના ચાકળા-ચંદરવા કલ્પ્યા છે, અને બપોરની વરાળો નાખતી ધરતી દેવીના યજ્ઞ-કુંડ જેવી સળગે છે. માંહી પવનની જાણે ધૂપદાની પ્રગટ થઈ છે ! એવા ચૌદ બ્રહ્માંડના વિશ્વને મંદિર સરજી, માંહે ઊભો ઊભો ભક્ત વીસળો મહામાયાનું અઘોર આરાધન ગજાવી રહ્યો છે :

જ્યોતે પ્રબળા, જુગદમ્બા; આદ્ય અંબા ઇસરી
વદન ઝળળા, થઇ અમ્બા, તેજ તરળા તું ખરી,
હોતે અચાક, બીર હાક, બજે ડાક બમ્મણી,
જગમાય પરચો દીઠ જાહેર રાસ આવડ રમ્મણી.
જય રાસ આવડ રમ્મણી
જય રાસ આવડ રમ્મણી.
ભેરવે હલ્લા, ભલ્લ ભલ્લા, ખાગ ઝલ્લા ઝેલીય,
હોતે હમલ્લા, હાક હલ્લા, ઝુઝ મલ્લા ઝલ્લીયં,
ગાજે તબલ્લા, બીર ગલ્લા, ખોણ ટલ્લા ખમ્મણી,
જગમાય પરચો દીઠ જાહેર રાસ આવડ રમ્મણી.

ગમમમમ ! ગમમમ ! આભનો ઘુમ્મટ ગુંજે છે. દિશાની ગુફાઓ હોંકારા દિયે છે. અને સાંતીની

કોશને જાણે શેષનાગની ફેણુ માથે પહોંચાડીને પારસમણિના કટકા કરવાનું મન હોય, એવાં જોર કરીને કેય ઇડાં જેવા ધોળા બળદ સાંતીડું ખેંચે છે. ભક્તિના નૂરમાં બીંજાયેલી આંખે વીસળ પાઠો ત્રિભુવનની ઈસરી શક્તિનાં આરાધન ઉપાડે છે :

આકાસ-પાતળ તું ધર અંબર નામ સુરંનર પાય નમે,
ડિગપાલ ડગ્ગર, આઠહી ડુંગર, સાતહીં સાયર તેણુ સમે,
નવ નાથ અને નર ચોસઠ નારીએ હાથ પથારીએ તેમ હરી,
રવરાય રેવસીએ, જગ્જ પ્રમસીએ વક કળ વેસીએ ઇસવરી,
દેવી, વક્કળ વેસીએ ઈસવરી,
માડી વક્કળ વેસીએ ઇસવરી.

મેઘમાળા ગાજી હોય એવો હુલાવો ખાઈને મોરલા મલાર ગાવા લાગે છે. વીસળને અંગે અંગે ભક્તિની પુલકાવળ ઊપડી આવી છે.

એવે ટાણુ ઘોડેસવારે આવીને વાવડ દીધા કે, ‘ વીહળભા ! પાતશા તમારે પાદર આજ પરોણા થઈને ઊતરેલ છે.’

‘ પાતશાહની તો પરવા નથી, પણ પરોણો એટલે જ પાતશા.’ એમ બોલીને ચારણુ માંતીડે ધીમરું નાખી, બળદ હાંકી ઘેર પહોંચ્યો. બળદ બાંધી, કડબ નીરી, કોઈ જાતની ઉતાવળ ન હોય એમ પાતશાને મળવા ચાલ્યો.

‘ વીસળભા, સંભાળજો ! ચાડી પહોંચી છે.’ બજારના માણસોએ શિખામણુ સંભળાવી.

‘ હું બેમાથી કેને સભારું, ભાઈ! પાતશાને કે ચૌદ લોકની જગન્જનનીને!’

એટલો જવાબ વાળીને વીસળ ગઢવી સુલતાનના તંબૂમા દાખલ થયા. સિત્તેર ખાં અને બોંતર ઉમરાવ પણ જ્યાં અદમ ભીડી, શિર ઝુકાવી ગુલામોની રીતે હુકમ ઝીલતા બેઠા છે, સોરઠના રાજરાણાઓ જ્યાં અંજલિ જોડી આજ્ઞાની વાટ જોતા ઊભા છે ત્યા સાત ગામડીના ધણી એક ચારણે, રજભયેં લુગડે, અણુથડકી છાતીએ, ધીરેધીરે ડગલે પાતશાહના તખ્ત સામા આવીને એક હાથે આડી તરવાર ઝાલીને સલામ દીધી. એનું માથું અણુનમ રહ્યું.

‘ વીસળ ગઢવી !’ સુલતાને નાખોરાં ફુલાવીને પડકારો કર્યો. ‘ સલામ કોની કરી ?’

‘ સલામ તો કરી આ શક્તિની—અમારી તલવારની, ભણેં પાતશા !’ વીસળે ઠરૂ કલેજે જવાબ વાળ્યો.

‘ સોરઠના હાકેમને નથી નમતા ?’

‘ ના મોળા બાપ ! જોગમાયા વન્યા અવરાહીં કમણુહીં આ હાથની સલામું નોય કે આ માથાની નમરયું નોય; બાકી તોળી આવરદા માતાજી ક્રોડ વરસની કરે!’

'કેમ નથી નમતા ?'

'કાણ્યા સારુ નમાં ? માણહ માણહહીં કેવાનો નમે ? હાથ જોડવા લાયક તો એક અલ્લા અને દુજી આદ્યશક્તિ : એક બાપ અને દુજી માવડી ! આપણુ સંધા તો ભાઈયું બણ્યાયેં. બયું બરીને બેટીએ, પાદશા ! નમીએં નહિ ! તું કે હું, બેમાં કમણેય ઊંચ કે નીચ નસેં. તો પછેં, બોલ્ય પાતશા, કાણ્યા સારુ નમાં ?'

આરણુને વેણે જાણે સુલતાનની મગરૂબી ઉપર લોઢાના ઘણ પડયા. નાના બાળકના જેવી નિર્ભય અને નિર્દોષ વાણી સુલતાને આજ પહેલવહેલી સાંભળી. અદબ અને તાબેદારીના કડક કાયદા પળાવતો એ મુસલમાન હાકેમ આજ માનવીના સાફ દિલની ભાષા સાંભળીને અજાયબ થયો.

પણ સુલતાન ખરાડયો :

'કાં સલામ દે, કાં લડાઈ લે.'

'હા ! હા ! હા ! હા !' હસીને વીસળભા બોલ્યો. 'લડાઈ તો લીઆં; અબઘડી લીઆં ! મરણુના ભે તો માથે રાખ્યા નસેં. પણ પાતશા ! મોળો એક વેણ રાખ્ય.'

'કયા હે ?'

'ભણેં પાતશા, તોળી પાસેં હૂઠ દમંગળ ફોજ, અને મોળી પાસેં દસ ને એક દોસદાર : તોળી પાસેં તોપું–બંધૂકું, નાળ્યું–ઝંઝાળ્યું, અને અમણી પાસે એકેક ખડગ : ભણેં લડાઈ લીઆં, પણ દારૂગોળે નહિ; આડ હથિયારે. તોળા સૈકડામોઢે લડવૈયા: અમુ બાર ભાઈબંધ : આવી જા. અમણ્યા હાથ જોતો જા, અંણુનમ માથાં સેને કીમ કવળાસે જવાય ઈ જોતો જા !'

સુલતાને બેફિકર રહીને કેવળ તલવાર–ભાલાં જેવાં અણછૂટ આયુધોનું યુદ્ધ કરવાની કબૂલાત આપી.

'રંગ વીસળભા ! લડાઈ લેને આદો ! રંગ વીસળભા ! પાતશાની આગળ અણુનમ રે'ને આદો !'

એમ હરખના નાદ કરતા દસ ભાઈબંધોએ સામી બજારે દોટ દીધી, વીસળને બાથમાં ભરી લીધો. દસ ને એક અગિયાર જણા કેસરિયાં પાણી કરી લૂગડાં રંગે છે. સામસામા અબીલ-ગુલાલ છાંટે છે. માથાના મોટામોટા ચોટલા તેલમાં ઝબોળે છે.

મોરલા જેવા બાર ભાઈબંધોના મોતના પરિયાણની આવી વાતો જે ઘડીએ સુલતાનના તંબૂમાં પહોંચી તે વખતે દાઢીએ હાથ ફેરવીને પોતે પસ્તાવો કરવા લાગ્યો કે, 'ભૂલ થઈ, જબરી ભૂલ થઈ. બાર નિરપરાધી વીરપુરુષો વટના માર્યા મારી ફોજને હાથે હમણા કતલ થઈ જાશે. યા અલ્લા ! મેં ખોટ ખાધી. મારી હાથે હત્યા ચડશે. કોઈ આ આફતમાંથી ઊગરવાનો ઇલાજ બતાવે ?'

'ઇલાજ છે, ખુદાવંદ !' વજીર બોલ્યો. 'આપણો પડાવ ગામના ઝાંપા પાસેથી ઉપાડીને ગામની પછવાડેની દીવાલે લઈ જઈએ. વીસળ રાણો ઝાંપેથી નીકળવા જશે એટલે એની પીઠ આપણી બાજુ થશે. બસ, એને આપણે સંભળાવી દેશું કે અમને તેં પીઠ દેખાડી, હવે જંગ હોય નહિ.'

સુલતાનની ફોજ ગામની પછવાડેની દિશાએ જઈ ઊભી. અગિયાર ભાઈબંધો સગાંવહાલાંઓને જીવ્યા-મૂઆના જુહાર કરીને ડેલીએથી નીકળવા જાય છે ત્યાં વસ્તીએ અવાજ દીધો : 'વીસળ બા ! વેરીની ફોજ ગામની પછીતે ઊભી છે અને ઝાંપેથી જાશો તો અપ્રુનમ વીસળે ભારથમાં [1]પારોઠનાં પગલાં ભર્યાં કહેવાશે હો !'

'પારોઠનાં પગલાં ! વીહળો ભરશે ?' વીસળભાની આંખોમાં તેજ વધ્યાં. 'ધાનરવભા ! નાગાજણભા ! રવિયા ! લખમણ ! તેજરવ ! ખીમરવ ! દરબારગઢની પછીત તોડી નાખો ! સામી છાતીએ બા'ર નીકળીએં !'

પછીત તોડીને અગિયાર યોદ્ધા યજ્ઞના પુરોહિત જેવા બહાર નીકળ્યા. સુલતાને હાથીના હોદ્દા ઉપરથી હુતાશણીના ઘેરૈયા જેવા હુલ્લાસમાં ગરકાવ અગિયાર દોસ્તદારોને દેખ્યા. 'અલ્લાહ ! અલ્લાહ ! અલ્લાહ ! ઇમાનને ખાતર દુનિયાની મિટ્ટી ખંખેરીને મોતના ડાચામાં ચાલ્યા આવે છે ! એની સમશેરના ઘા ઝીલશે કોણ ?'

એવે ટાણે વીસળ રાબાએ કેશવગરને સવાલ કર્યો :

વીહળ પૂછે બામણા, સુણ કેસવ કંધાળા,
કણ પગલે સગ પામીએં, પરાતક નેહાળા.

'અરે હે કેશવગર મહારાજ, હે બ્રાહ્મણ, સાંભળ. હે પુસ્તકપોથીના નિહાળનાર જ્ઞાની, બોલ, આપણે કેવી રીતે મરીએ તો સ્વર્ગ પમાય ? એ જ્ઞાન બતાવનારું કોઈ પુસ્તક તેં નિહાળ્યું છે ?' અંતરમાં જેને જ્ઞાનનાં અજવાળાં પ્રગટ થઈ ગયાં છે, જેની સુરતાના તાર પરમદેવની સાથે બંધાઈ ગયા છે, વિદ્યા જીભને ટેરવે રમે છે તે કેશવગરે પોતાના કોઠાની અજાણી વાણી ઉકેલીને ઉત્તર દીધો કે : 'વીહળભા !

'કુંડે મરણ જે કરે, ગળે હેમાળાં,
કરવત કે ભેરવ કરે, શીખળાં શાખાળાં,
ત્રિયા ત્રંબાસ આપતળ, જે મરે હડાળા;
તે વરદિયક વીહળા સરગે સોપાળા.

'વીહળભા ! કાં તો માણસ કુંડાળે પડીને પ્રાણ છાંડે, કાં હેમાળો ગળે, કાં કાશીએ જઈ કરવત મેલાવે, કાં ગિરનાર માથે જઈ ભેરવ-જપ ખાય, કાં સાવજ સામે બથોબથ લડીને મરે,

---

૧ પીઠનાં

કાં અબળા માટે, ગાય માટે કે પોતાના ગરાસ માટે જાત આપે—એટલી જાતનાં મોતમાંથી એકેય મોતનાં વ્રત ધારણ કરે તેને જ આવતે ભવ અમરાપુરી મળે, હે ભાઈ વીહળ !'

સાંભળીને વીસળે સમશેર ખેંચી, સમશેરની પીંછીએ કરીને ખળાવા જમીનમાં લીટો દઈ કુંડાળું કાઢ્યું.

' જુવાનો !' વીસળે વાણીનો ટંકાર કર્યો. ' જુવાનો ! આજ આપણાં અમરાપુરનાં ગામ-તરાં છે. અને કેશવગરે ગણાવ્યા એટલા કેડામાંથી ' કુંડાળે મરણુ 'નો કેડો આજ લગી દુનિયાને માથે કોરો પડ્યો છે. બીજે માર્ગે તો પાંડવો સરખા કંઈકનાં પગલાં પડ્યાં છે, પણ આજ આપણે સહુએ આ નવી વાટે હાલી નીકળવું છે. જોજો હો ભાઈબંધો ! આજ ભાઈબંધીનાં પારખાં થાશે. આજ આખર લગી લડજો અને સાંજ પડે ત્યારે મોતની સેજડીએ એક સંગાથે સૂવા આવી પહોંચજો. કહો, કબૂલ છે ?'

' રૂડું વેણ ભણ્યું, વીહળભા !' દસે જણાએ લલકાર દીધો.

' આકળા થાઓ મા, ભાઈ, સાંભળો, કુંડાળે આવવું તો ખરું, પણ પોતપોતાનાં હથિયાર-પડિયાર, કટકાફાળિયાં અને કાયાના પરજેપરજા નોખા થઈ ગયા હોય તોય વીણીને સાથે આણવા ! બોલો, બનશે ?'

' વીહળભા !' ભાઈબંધો ગરજ્યા. ' ચંદર-સૂરજની સાખે માથે ખડગ મેલીને વ્રત લીધાં છે, આ કેસરિયા વાઘા પહેર્યા છે, આ કંકુના થાપા લીધા છે, અને હવે વળી નવી કબૂલાત શી બાકી રહી ? અમે તો તારા ઓછાયા, બાપ ! વાંસોવાંસ ડગલાં દીધે આવશું !'

' જુઓ ભાઈ ! અત્યારે આજ સાંજરે આપણામાંથી આંહીં જે કુંડાળા બહાર, એ ઈશ્વરને આંગણેય કુંડાળા બહાર–વીસરશો મા !'

દસે જણાએ માથાં નમાવ્યાં.

' અરે ! પણ આપણો તેજરવભા ક્યાં ?'

' તેજરવ પરગામ ગયો છે.'

' આ...હા ! તેજરવ રહી ગયો. હઠાળો તેજરવ વાંસેથી માથાં પછાડીને મરશે. પણ હવે વેળા નથી. ઓલે અવતાર ભેળા થાશું !'

અગિયારે જણાએ એકબીજાને બથમાં લઈ ભેટી લીધું. જીવ્યા–મૂઆના રામરામ કર્યા. જુદા પડવાની ઘડી આવી પહોંચી.

સામે એક ખૂણામાં ઊભેલા હાથી સામે આંગળી ચિંધાડી વીસળ બોલ્યો : ' ભાઈ, ઓલી

અંબાડીમાં પાતશા બેઠો છે. એને માથે ઘા ન હોય, હો કે! પાતશા તો પચીસમો પીર કહેવાય. સાખુંનો પાળનાર ભણાય. એને તો લોઢાના હોદ્દામાં બેઠાં બેઠાં આપણી રમત જોવા દેજો હો!'

'હો ભાઈ!'

માથે પાણીનો ગોળો માંડીને નેસમાંથી માંજૂડી રબારણ હાલી આવે છે. આવીને એણે કુંડાળા ઢૂકડો ગોળો ઉતાર્યો. 'વીહળ આપા, આ પાણી!'

'માંજૂડી બેટા, રંગ તને! ઠીક કર્યું. પાછા વળશું ત્યારે તરસ બહુ લાગી હશે, અમે વળીએ ત્યાં સુધી આંહીં બેસજે!'

એટલું બોલીને અગિયાર યોદ્ધાએ 'જે ચંડી! જે જોગણી!' 'જે ચંડી! જે જોગણી!'ની હાકલો દીધી. દોટ કાઢી. અગિયારે જણા પગપાળા, અને સામે—

હે જલંગા હંસલા કમંધ મકરાણી,
રોપ કેઆડા મંકડા આરબ ખરસાણી,
અરવર જંગા આહણા પે પંથા પાણી,
અષ્ય શશાંગા ભેખીઆ સજીયા પતશાણી,
રેવત વંકા રાવતાં મખમલ પલાણી,
સવરે વજડે વાજતી ઘોડે ચડી પઠાણી.

જલંગા, હંસલા, મારવાડી, મકરાણી, કયાડા, માંકડા, આરબી, ખોરાસાની, એવા જાતજાતના પાણીપંથા અને પહાડને વીંધે એવી જાંઘોવાળા ઘોડાને માથે મખમલનાં પલાણ માંડીને પઠાણો ઊતર્યા.

ઝાકાઝીક: ઝાકાઝીક: ઝાકાઝીક: સામાસામી તરવારોની તાળીઓ પડવા મંડી. એક એક ભાઈબંધ સો સો શત્રુના ઝાટકા ઝીલવા મંડયો. એક એક જણે જાણે અનેક રૂપ કાઢીને ઘૂમવા માંડયું. અને હાથીને હોદ્દેથી સુલતાન જોઈ જોઈને પોકાર કરવા લાગ્યો કે, 'યા અલ્લાહ! યા અલ્લાહ! ઈમાનને ખાતર ઈન્સાન કેવા જિગરથી મરી રહ્યો છે!'

'વાહ કેશવગર! વાહ બાવાજી! વાહ બ્રાહ્મણ તારી વીરતા!' એવા ધન્યવાદ દેતો દેતો વીસળ રાબો કેશવગરનું ધિંગાણું નીરખે છે.

શું નીરખે છે? કેશવગરના પેટ પર ઘા પડયા છે. માંહીંથી આંતરડાં નીકળીને ધરતી પર દસરડાય છે, આંતરડાં પગમાં અટવાય છે, અને જંગ ખેલતો બાવો આંતરડાંને ઉપાડીને પોતાને ખભે ચડાવી લે છે

'વીહળભા!' વીસળના નાનેરા ભાઈ લખમણે સાદ દીધો: 'વીહળભા, જીવતાં સુધી મારી

સાથે અબોલા રાખ્યા, અને આજ મસ્તુક આવ્યાં તોય મને તારા મોઢાનો મીઠો સુખન નહિ! વીહળ, કેશવગરને ભલકારા દઈ રિયા છો, પણ આમ તો નજર માંડો!'

ડોક ફેરવીને જ્યાં વીસળ પોતાના ભાઈની સાગે મીટ માંડે ત્યાં તો, જમણો પગ જુદો.પડી ગયો છે એને બગલમાં દાબીને એક પગે ઠેકતો ઠેકતો લખમણ વેરીઓની તરવાર ઠણુકાવી રહ્યો છે. ભાઈને ભાળતાં જ જીવતરના અબોલા તૂટી પડયા. વીસળની છાતી ફાટફાટ થઈ રહી.

'એ બાપ લખમણ! તું તો રામનો ભાઈ! તને ભલકારા ન હોય! તું શૂરવીરતા દાખવ એમાં નવાઈ કેવી? પણ કેશવ તો લોટની ચપટીનો માગતલ બાવો—માગણ ઊઠીને આંતરડાંની વરમાળ ડોકે પહેરી લ્યે એની વડાઈ કહેવાય, મારા લખમણ જતિ!'

સાંજ પડી. ઝડવઝડ દિવસ રહ્યો. સુલતાનનું કાળજું ફફડી ઊઠયું. 'યા ખુદા! આઠ-હથિયારે આ બહાદુરો નહિ મરે અને હમણાં મારી ફોજનું માથેમાથું આ અગિયારે જણા ખાજરાનાં ડૂંડાંની જેમ લણી લેશે.'

'તીર-કામઠાં છોડાવો! ગલોલીઓ ચલાવો!' હાથીની અંબાડીમાંથી ફરમાન છૂટયું. છૂટતાંની વાર તો હડુડુડુડુ! હમમમમમ! ધડ! ધડ! ધડ!—

સીંગણ છૂટે બાર શું, હય નાળ વછૂટે,
સાબળ ફૂટ સોંસરા સૂરત સલટે
પ્રેમ પ્રગટે ઘટ વચ્ચે, પટા પ્રાછટે;
ત્રૂટે કુંસણ તોપતણ ખાગે અવઝટે.

પાતશાહી ફોજની ગલોલીઓ છૂટી. ઢાલોને વીંધીને સીસાં સોંસરવાં ગયાં. છાતીઓમાં ઘા પડયા. નવરાતના ગરબા જેવા બનીને અગિયાર ભાઈબંધો જુદ્ધમાંથી બહાર નીકળ્યા. કોઈ એક પગે ઠેકતો આવે છે, કોઈ આંતરડાં ઉપાડતો ચાલ્યો આવે છે, કોઈ ધડ હાથમાં માથું લઈને દોડયું આવે છે. એમ અગિયાર જણા પોતાની કાયાનો કટકે કટકો ઉપાડીને કુંડાળે પહોંચ્યા. પછી વીસળે છેલ્લી વારનો મંત્ર ભણ્યોઃ 'ભાઈબંધો, સુરાપરીનાં ધામ દેખાય છે. હાલી નીકળો!'

સહુ બેઠા. લોહીનો ગારો કરી સહુએ અકેક બબ્બે પિંડ વાળ્યા. આંતરડાંનાં ઓશીકાં કર્યાં. અને સામસામા રામરામ કરી અગિયારે જણા પડખોપડખ પોઢયા.

ટોયલી ભરી ભરીને માંજૂડી રબારણ અગિયારે મોતના વરમાગુંઓને પાણી પાય છે, પેટના દીકરા પ્રમાણે સહુનાં માથાં ઉપર હાથ પંપાળે છે. ત્યાં તો અગિયારેની ઓળખાણ કરવા સુલતાન પોતાના ચાડિયા ફૂકડિયા ચારણને લઈને કુંડાળે આવ્યો.

આંગળી ચિંધાડીને પાતશાહ પૂછતો જાય છે કે: 'આ કોણ? આ કોણ?'

અને ભાલાની અણી અડાડી અડાડીને ફૂકડિયો ઓળખાણ દેતો જાય છે કે : 'આ વીસળ ! આ ધાનરવ ! આ લખમણ !'

'મારા પીટયા !' માજૂડીએ કાળવચન કાઢ્યું 'તને વાગે મારા વાશીઆગના ભાલાં ! મારા સૂતેલા સાવજને શીદ જગાડ છ ? જીવતા હતા તે ટાણે ઓળખાવવા આવવું'તું ને ?'*

માજૂડીની આંખમાં આંસુ આવ્યાં. શરમાઈને સુનતાન પાછો વળ્યો. ફોજ ઉપાડીને ચાલી નીકળ્યો.

ગાડું લઈને સાંજ ટાણે તેજરવ સોયો ગામમાં આવે છે. એને આજના બનાવની જરાય ગતાગમ નથી પાદર આવીને એણે લોહીની નીકો ભાળી. એને આખી વાતની ખબર પડી. તેજરવ દોડ્યો, માથે ફાળિયું ઓઢી સ્ત્રીના જેવા વિલાપ કરતો દોડયો આસમાને ઝાળો નાખતી અગિયાર શૂરાઓની એક સામટી ચૂપી સળગી રહી છે, દેન દેવા આવેલું ગામનું લોક એ ભડકાનો તાપ ન ખમાવાથી છેટે જઈ બેઠું છે. દોડીને સહુએ તેજરવના હાથ ઝાલી લીધા. 'હશે ! તેજરવ આપા ! હરિને ગમ્યું તે સાચું ! હવે ટાઢા પડો !'

'એ ભાઈ, મને રોકો મા ! તે દી છોડીયું છમે નોંતી રમી, પણ મરદોએ હાડા બાંધ્યાં હતા.'

છૂટીને તેજરવ દોડ્યો, છલંગ મારીને તેજરવ સોયા એ અગિયારે ભાઈબંધોની ચિતા સામે ઊભીને બોલ્યા .

'વીહળભા, તમુ હારે જીવમટોસટની બોલીએ હુ બંધાણો હતો અને આજ મને છેતરીને હાલી નીકળ્યા ! મને છેટું પાડી દીધું ! પણ હે અગ્નિદેવતા ! મારો ફેર ભાગી નાખજે જોજે હો, અમરાપરીના ઓરડામાં વીહળભા મારી મોઢા આગળ દાખલ ન થઇ જાય !'

એટલું બોલીને અગિયાર ભાઈબંધોની ચિતા ઉપર તેજરવે આસન વાળ્યું હાથમાં માળા લીધી. બળતી ઝાળોની વચ્ચે બેસીને 'હર ! હર ! હર !'ના જાપ જપતો મણકા ફેરવવા લાગ્યો. આખીયે કાયા સળગી ઊઠી ત્યાર પછી જ એના હાથમાં માળા પડી

દુહો

'તેજરવે વન લે હાડા માથે હોમિયા,
'સોયે મરણ સટે, વીસળસુ વાચા બંધલ''

* અને ભરવાડણની વાણી સાચી પડી વીસળનો દીકરો વાશીઆગ જ આ યુદ્ધને ટાણે પારણામાં હીંચકતો હતો. તેણે જુવાનીમાં અમદાવાદની બજારમાં પોતાના બાપને ભાલાની અણીએ ચઢાવનાર ચારણને ભાલે વીંધ્યો હતો.

અને અણનમ માથાનો તે દિવસે જેજેકાર બોલાયો.*

[ સૌરાષ્ટ્રની રસધાર—૪ ]

## દુશ્મનોની ખાનદાની

'મુંજાસરને પાદર થઈ ને નીકળીએ અને ભોકાભાઈને કસૂંબો પાયા વિના ચાલ્યા જવાય ?'

'આપા રામ ખાચર ! કસૂંબો રખડી પડશે હો ! અને ઝાટકા ઊડશે. રે'વા દ્યો. વાત કરવા જેવી નથી. તમે એના સગા માશિયા મામૈયાવાળાની લોથ ઢાળીને હાલ્યા આવો છો !'

'અરે, ફિકર નહિ ! ભોકાનેય ક્યાં મામૈયા હારે સારાસારી હતી ! એ તો ઊલટો રાજી થશે. બોલાવો એને.'

સાતલ્લી નદીના કાંઠા પર પ્રભાતને પહોરે મુંજાસર ગામને સીમાડે પચીસ કાઠીઓનો પડાવ થઈ ગયો છે. એ પચીસ અસવારોનો સરદાર ચોટીલાનો રામો ખાચર છે. ત્રણ દિવસના પંથ કાપતો રામો ખાચર જૂનાં વેર વાળવા પોતાનો નાનકડો મેલીકાર લઈને માલશીકું ગામ ભાંગવા ચડ્યો હતો. માલશીકાનો માલ વાળીને રામો ખાચર વળી નીકળ્યા છે.

પચીસ કાઠીઓ પોતાનાં હથિયાર હેઠે મેલીને સાતલ્લીના તેલ જેવાં નીરમાં પોતાનાં રજે-ભર્યાં મોઢાં ધુએ છે. અને ગળાં ફુલાવીને ઘોરતા નાદે ઊગતા સૂરજની સ્તુતિ લલકારે છે કે—

ભલે ઊગા ભાણ, ભાણ તુંહારાં ભામણાં,
મરણ જીવણ લગ માણ, રાખો કશ્યપરાઉત.

[ હે ભાનુ ! તમે ભલે ઊગ્યા, તમારાં ઓવારણાં લઈએ છીએ ! હે કશ્યપ ઋષિના કુંવર ! મૃત્યુ સુધી અમારી આબરૂ જાળવજો. ]

*આબરડી ગામનો અસલ ટીંબો સાયલા તાબે હજુ મોજૂદ છે. ત્યાં મૃત્યુનું 'કુંડાળું' દોરવામાં આવેલું ત્યાં એક દેરી છે. ઓટા ઉપર બાર પાળિયા છે. એ યુદ્ધમાં વીસા રાબાએ હાથીના દંતૂશળ પર પગ દઈને સુલતાનના શાહજાદા મોબતખાનને હણેલો તેની એંધાણી તરીકે 'મહોબતખાન પીરની જગ્યા' છે. એક વાવ પણ ત્યાં દટાયેલી છે અને લોકોક્તિ મુજબ એ વાવનું પાણી પીનારાઓ તમામ શૂરા થતા તેથી બાદશાહે જ વાવ પુરાવેલી હતી. વીસળ રાબો ચોરાસી જાતના વ્રત પાળતો અને શત્રુઓની તરવારની ધાર બાંધી જાણતો એમ મનાય છે.

આ ઘટનાની સાક્ષી પૂરતું 'નિશાણી' નામે ઓળખાતું એક પ્રાચીન ઐતિહાસિક ચારણી કાવ્ય પુસ્તકને અંતે પરિશિષ્ટમાં આપ્યું છે. વાર્તામાં કેટલાંક અવતરણો પણ તેમાંથી લીધાં છે.

સામસામા ભડ આફળે, ભાગે કેતારા ભ્રમ,
વણ વેળા કશ્યપ વણા, સૂરજ રાખો શરમ.

[ સામસામા જ્યારે શૂરવીરો યુદ્ધ કરતા હોય, જ્યારે કેટલાયે બહાદુરોની આબરૂ ધૂળ મળતી હોય, તે ટાણે હે કશ્યપના કુમાર ! અમારી ઇજ્જત રાખજો ! ]

કોઈ વળી ચલાળાના આપા દાનાને યાદ કરે છે, કોઈ પાળિયાદના આપા વિસામણને સંભારે છે, કોઈ એકલપગે ઊભા રહી સૂરજદેવળમાં નામ રટે છે.

ભૂખ્યા કાઠીઓની લાંબે લાંબે પહોંચતી નજરો મુજાસરને કેડે મંડાઈ. અને બીજાં બધાં દેવસ્થાનોના જાપ છોડીને સહુ લલકાર કરી ઊઠયા : ' એ ભણે' દૂધની તાંબડીયું ઝબકી ! એ ગોરસનાં દોણાં આદાં ( આવ્યાં ) ! એ ભણે' રોટલાની થાળીયું આદી ! ભણે' ચોખાનાં હાંડલાં આદાં ! સાકરના ખૂમચા આદા ! '

મુજાસરનો કાઠી ગલઢેરો ભોકો વાળો રામા ખાચરના સમાચાર સાંભળીને શિરામણ ઉપડાવી મહેમાનોને છાસયું પાવા હાલ્યો આવે છે. સાથે પચીસ-ત્રીસ કાઠીઓનો દાયરો લીધો છે. દૂધ-દહીંનાં દોણાં લેવરાવ્યાં છે. સાકર, ચોખા, રોટલા અને માખણના પિંડા લેવરાવ્યાં છે. હજી માલશીકું ભાંગ્યાના એને ખબર નથી પડ્યા.

ચાલ્યા આવે છે, એમાં એક માનવી આઘેથી આડો ઊતરતો ભાળ્યો. ' એલા...ગઢવી નાજભાઈ હાંતી તો નહિ ? હા, હા, એ જ. એલા...બોલાવો બોલાવો !...એ ઊભા રો', નાજભાઇ, ઊભા રો' ! '

પણ એ પુરુષ થંભતો નથી. ફરી વાર સાદ પાડયા.

' એ નાજભાઈ ! રામદુવાઈ છે તમને ! ' રામદુવાઈ દેવાયાથી નાજભાઈ ચારણ થંભી ગયો, પણ જેમ ભોકો વાળો નજીક આવ્યો તેમ ચારણે પોતાની પછેડી માથા ઉપર નાખીને ઘૂમટો તાણી લીધો. વાંસો વાળીને ઊભો રહ્યો.

' અરે નાજભાઈ ! આ લાજ કેની કરી ? '

' લાજ તો કરી જેઠની ? ' ચારણ બોલ્યો.

' જેઠ વળી કોણ ? '

' ભોકો વાળો ! '

' ગઢવી ! કેમ અવળું બોલો છો ? કાંઈ અપરાધ ? '

' ભોકા વાળા, મામૈયાવાળાના લોહીનો કસૂંબો પીવા જાઓ છો ! '

'મામૈયાના લોહીનો ?'

'હા, મામૈયાને મારી, માલશીકાનો માલ વાળીને આપો રામો ચાલ્યો આવે છે.'

'નાજભાઈ !' ભોકાવાળાએ ઘોડો વાળ્યો. 'મને ખબર નહોતી. હવે તો–

ચડયે ઘોડે ચોટીલો લીઉં
તે દી મુંજાસરનું પાણી પીઉં
ચડયે ઘોડે ચોટીલો લીઉં
તે દી પલંગ-પથારી કરું.

'રોટલા પાછા લઈ જાઓ. કૂતરાં-કાગડાને ખવરાવી દીઓ.' એમ-કહીને ભોકાવાળાએ ...ડો પાછો લઈ લીધો.

સાતસ્લીને કાંઠેથી બગલાના જેવી લાંબી ડોક ઊંચી કરીને દૂધ-રોટલા અને સાકર-ચોખાની ...ાટ જોતાં જોતાં પાંચાળિયા કાઠીઓની ગરદન દુખવા આવી. ત્યાં તો રોટલાને સાટે અસવાર ...ાવીને ઊભો રહ્યો અને રામા ખાચરને સંદેશો આપ્યો : 'ભોકે વાળે કે'વાર્યું છે કે તમારી ...યાગીમાં રે'જો, અમે ચોટીલાને માથે ચડી આવીએ છીએ.'

'ભણ...આપા રામા !' બીજા કાઠીઓ બોલી ઊઠયા. 'અમે નહોતા ભણતા, કે દસૂંઓ ...ેર થઉ જાશે ?'

રામો ખાચર કાસદ તરફ ફર્યા :

'ભાઈ અસવાર ! ભોકાભાઈને કહેજે, કાંઈ ફિકર નહિ. આવજે, ખુશીથી આવજે ચોટીલે. ...ા આવે એને દેવળવાળાની દુહાઈ છે !'

૨

ચોટીલાની ડેલીએ રકાઝક થઈ રહી છે. રામા ખાચરને પેટ દીકરાનો વસ્તાર નથી. બે ભાઈ વચ્ચે એકનો એક દીકરો છે. ભત્રીજે આજ માથાં ઝીંકવા માંડ્યાં છે કે, 'ના મોટાબાપુ ! આજ હું એકલો જ વાર લઈને ચડીશ. આજ તમેય નહિ, બાપુયે નહિ, હું એકલો. મારે ભોકા કાકાને જોવા છે.'

'બાપ ! બાપ ! એવી હઠ ન હોય. તારું ગજું નહિ, અને ભોકો કાકો રણસંગ્રામમાં જોયા જેવો નથી. બાપ, હઠ કર મા !' પણ કુંવરે ન માન્યું.

બસો તેવતેવડા હેડીના અસવારોને લઈને એ ચોટીલાની બહાર નીકળ્યો.

સાંબધારની રોચે મુંજાસરનાં પાંચસો ભાલાં ઝબકારા મારે છે. આપો ભોકો ચોટીલાના મામૈયાની વાટ જોતા બેઠા છે ત્યાં ઘોડાં આવતાં ભાળ્યાં. આગલા અસવારે જાણે ભાલે આભ

ઉપાડી લીધો છે. મૂછનો દોરોય ફૂટ્યો નથી એવા સરદારને દેખીને આપા ભોકાએ પૂછ્યું : 'આ, આ મોવડી કોણ ?

'આપા, એ રામા ખાચરનો ભત્રીજો. પરણીને મીંઢળ હજી છૂટ્યો નથી હો ! બે ભાઈ વચ્ચે એક જ છે. વીણી લ્યો, એટલે રામા ખાચરના વંશનો દીવડો જ સંચોડો ઓલવાઈ જાય.'

ત્યાં તો ચોટીલાની વાર લગોલગ આવી પહોંચી.

ધાર ઉપરથી ભોકો ઊતર્યો—જાણે ડુંગર માથેથી પોથ ચાલ્યો આવે છે. પોપટના ઘેરા ઉપર બાજ ઝપટ કરે એમ સોરઠનો પંજાદાર કાઠીઓ ચોટીલાના જુવાનો ઉપર તૂટી પડ્યા.

રામા ખાચરના ભત્રીજાના શબ ઉપર પછેડી ઓઢાડીને ભોકાવાળો વળી નીકળ્યો.

ધિંગાણું પૂરું થયે રામો ખાચર આવી પહોંચ્યા. જુએ તો લોથોના ઢગલા પડેલા. માથે ગરજાં ઊડે છે. પાંચપાંચ-દસદસને ભેળા ખડકીને સામટા અગ્નિદાહ દીધા.

દાયરો ઝંખવાણો પડી ગયો હતો. રામો ખાચર બોલે છે : 'એક જણો જઈને મુંજાસર આપા ભોકાને ખબર આપો કે અમેય આવીએ છીએ. એક તારો કાઠી ને એક મારો કાઠી : એમ સામસામા સરખો સંગ્રામ રમે. છેવટે તું અને હું : બેમાંથી જે મરે તેના દેન બેય દાયરા ભેળા બેસીને દે. સાચા મરદ હોય તે તો એ રીતે રણુ ખેલે.'

ભોકાવાળાએ કાગળનો જવાબ વાળ્યો : 'બા, તમે ઘડપણના રે'વા દેજો. ફેરવણીમાં ઘસાઈ જાશો. અમે જ સામા હાલીને ફરીવાર આવીએ છીએ.'

૩

'કાઠિયાણી !' રામા ખાચરે આઈને બોલાવ્યાં. 'કાઠિયાણી, હવે જીવતરના ભરોસા ઓછા છે. આ વખત ભોકાની સાથે મોતનો મામલો મચવાનો છે. પાછા વળાશે નહિ.'

'તે તમારી શી મરજી છે ?'

'બીજી તો કાંઈ નહિ, પણ ગીગીનો વિવા પતાવી લેવાની ! તમે જાણો છો, મરણ પરણને ઠેલતું આવે છે.'

'બહુ સારું, કાઠી ! જેવી તમારી મરજી !' કહીને કાઠિયાણીએ લગનની તૈયારી કરવા માંડી. માંડછાંડ, ગાર-ગોરમટી અને ભરત-ગૂંથણના આદર કરી દીધા.

ગીગીનાં બલોયાં ઉતરાવવાં છે. તે દિવસમાં હળવદ શહેરની દોમદોમ સાયબી. હળવદના મણિયારો જેવા ચૂડલા પાંચાળનો બીજો કોઈ કારીગર ઉતારી જાણે નહિ. હળવદમાં આપણા ગામના શેઠ છે ત્યાં પરમાણું મોકલી આપો. અસલ હાથીદાંતનાં બલોયાં ઉતરાવીને મોકલાવી દેશે.'

મોતીચંદ મૂળ તો ચોટીલાનો વાણિયો; પણ હળવદમાં એનો વેપાર ચાલે છે. પાસે બે પૈસાનો જીવ થઈ ગયેલો. રામા ખાચરના ખોરડા સાથે અસલથી નાતો જાળવતો આવે છે. પરમાણુ પ્રમાણે બલોયાંની જોડ ઉતરાવીને એણે મોકલી. બહેન પહેરવા મંડ્યાં, પણ બલોયાં હાથે ચડ્યાં નહિ. દોરા-વા સાંકડાં પડ્યાં. બીજે દિવસ માણુસો જઈ ને બે બીજાં બલોયાં ઉતરાવી લાવ્યા, પણ ત્યાં તો વળી દોરા-વા મોટાં થયાં.

હળવદથી શેઠે કહેવરાવ્યું : 'એનને જ આંહીં તેડી લાવો. દાંઢા ઘરમાં ઊભા હશે ત્યાં જ સરખા માપનાં બલોયાં ચડાવી લેવાશે. સાંજટાણે પાછાં ચોટીલા ભેળાં થઈ જશે.'

વેલડું જોડીને કન્યા હળવદ ચાલી. સાથે પાંચ હથિયારબંધ કાઠીઓ લીધા છે.

મોતીચંદ શેઠને ફળિયે વેલડું છોડીને બાઈ સામી જ બજારે મણિયારાનું હાટડું હતું ત્યાં બેસીને બલોયાં ઉતરાવવા મંડ્યાં.

હાટડાની દીવાલે દીવાલે હાથીદાંતના ચૂડલા લટકે છે, કસુંબલ રંગની ઝાંય આખા ઓરડામાં છવાઈ રહી છે. એની વચ્ચે બેઠી છે જુવાન કાઠી-કન્યા. એના દેહની ચંપકવરણી કાન્તિ જાણે રંગની છોળોમાં નાહી રહી છે. તૈયાર થયેલાં બલોયાં પહેરીને ઊઠવા જાય છે ત્યાં તો ઓચિંતી કન્યા ઝબકી ઊઠી. એના ઉપર જાણે કોઈ ઓછાયો પડ્યો. મુખ રાતુંચોળ થઈ ગયું. 'ઊઠો ઊઠો !' એટલું એનાથી બોલાઈ ગયું.

'શું થયું? બાને શું થયું? કેમ ગભરાઈ ગયાં?' માણુસો પૂછપરછ કરવા મંડ્યા. બાઈ બોલી કે : 'ઝટ ઊઠો, વેલડું જોડાવો.'

કાઠીઓએ હાટમાંથી બહાર નીકળીને જોયું-સમજ પડી ગઈ. હળવદનો ગાલો દરબાર ઘોડે ચડીને હાલ્યો જાય છે. ડોક ફેરવીને પાછું વાળી જોતો જાય છે.

'શેઠ, ઓરા આવજો !' દરબારે મોતીચંદને હાટડે ઘોડો થંભાવીને હસતે મુખે શેઠને એકાંતે બોલાવ્યા.

હાથને જોડી મોતીચંદ શાહે દડી કાઢી. જઈ ને કહ્યું : 'ફરમાવો, અન્નદાતા !'

'મોતીચંદ શેઠ!' દરબારે કરડી આંખ કરીને ડારો દમ દીધો. 'મેમાન અમારાં છે. ગઢમાં માંડ્યું કરાવવી છે, માટે રોકવાં છે. જાશે તો તમારી પાસેથી લેશું ! રેઢાં મેલશો મા !'

એટલું બોલીને દરબારે ઘોડો હાંક્યો.

મોતીચંદ શેઠ બાઘોલા જેવા ઘેર ગયા.

'મોતીચંદ મામા !' કાઠીની દીકરી બોલી. 'હવે અમને ઝટ ઘર ભેળાં થવા દો. મને આંહીં અસુખ થાય છે.'

'બોનબા! ભાણીબા! બેટા! હવે કાઠિયાણી બની જાવ! હવે વેલડું બહાર નીકળે નહિ! ટાળ ઊભો થયો છે, અને એમ થાય તે દી મારે સોમલની વાટકી જેટલો આ સંસારમાં સ્વાદ રહે. માટે હવે તો આ ડેલીમાં બેસી રહો, બાપ! આ બાયડી, છોકરાં અને છેલ્લો હું-એટલાં જીવતાં બેઠેલ છીએ ત્યાં સુધી તમારું રૂંવાડુંય ન ફરકે!'

દરવાનોને એણે આજ્ઞા દીધી: 'ડેલી બંધ કરો. તાળાં મારી દો.'

ડેલીનાં બારણાં બંધ થયાં-અને એક અસવાર પાછલી બારીએથી ચોટીલાને માર્ગે ચાલી નીકળ્યો.

## ૪

'આ તે શું કહેવાય? રામની મઢીએ કાગડા ઊડે એમ ચોટીલું ઉજ્જડ કાં કળાય?'

'આપા ભોકા, રામા ખાચરને ગઢપણ છે ખરું ને, એટલે કાગળ લખ્યા પછી પાછું બે વરસ સંસારનો સ્વાદ લઈ લેવાનું મન થઈ ગયું હશે!'

'હોય નહિ, રામાને હું ઓળખું છું. આજ રામો જીવ ન બગાડે. નક્કી કાંઈક ભેદ છે, નાજાભાઈ! ગામમાં ડોકાઈ તો આવો, દાયરો શું કરે છે?'

નાજોભાઈ ગઢવી ગામમાં ગયા. ગામને જાણે ચૂડેલ ભરખી ગઈ હોય એવી ઝાંખપ ભરી છે. ડેલીએ આવે ત્યાં ઠાંસોઠાંસ દાયરો બેઠો છે, પણ કોઈના મોં પર નૂરનો છાંટોય નથી રહ્યો.

'આવો નાજાભાઈ!' એમ કહીને કાઠીઓ ઊભા થયા. ચારણને બાથમાં ઘાલીને મળ્યા, બેસાર્યા, કસુંબો લેવરાવ્યો. પણ કોઈ કશો ભેદ કહેતું નથી. ચારણે કહ્યું:

'રામા ખાચર, બાપ, ભોકોવાળો ક્યારુના તમારી વાટ જોઈને બેઠા છે!'

'હા, ગઢવી, આ હવે ઘડી-બે ઘડીમાં જ અમારા બાકીના જુવાનો આવી પહોંચે એટલે ચડીએ છીએ. હવે ઝાઝીવાર નથી. ભોકાભાઈને વાટ જોવરાવવી પડી એનો અમનેય અફસોસ થાય છે!'

નાજભાઈ ગઢવીને કશું ન સમજાયું: આ ખાચર દાયરો આજ મરવા ટાણે કાં કાળાંમશ મોઢાં લઈને બેઠો?

નાજભાઈ બાઈઓને ઓરડે ગયા. ત્યાંયે ઉદાસીના ઓછાયા.

'આઈ! આજ આ શું થઈ રહ્યું છે?' એણે બાઈને પૂછ્યું.

'બેન હળવદ બધોયા ઉતરાવવા ગઈ. એને હળવદ દરબારે માંડ્યું કરવા રાત રોકાવી છે. હવે ઘડીયું જાય છે-કાં દીકરીએ પેટ કટાર નાખી હશે, ને કાં એને એક ભવમાં બે ભવ થયા

હશે. અને વાણિયાના તે શા ભરોસા! દોરીને દઈ દે એવા લાલચુડા!' એમ કહેતાં બાઈ રડી પડ્યાં.

'એમાં ખાચર દાયરો મૂંઝાઈને બેઠો છે?'

'હા માડી, એક કોર ભોકાભાઈ ને બીજી કોર હળવદનો રાજ–બેમાંથી પહેલું ક્યાં પહોંચવું?'

ચારણ ચાલી નીકળ્યો. સડેડાટ સીધો ડુંગરાની ધારે આવ્યો. આવીને આખી વાત કહી.

સાંભળીને ભોકાવાળો ઊંડા વિચારમાં પડ્યો. પછી એણે ગઢવીને કહ્યું: 'નાજભાઈ, વેર કાંઈ થોડાં જૂનાં થઈ જાય છે!'

નાજભાઈ કહે: 'ના, આપા!'

'તો પછી ચોટીલાના દાયરાને ખબર દો કે અમે મળવા આવીએ છીએ.'

જઈ ને ભોકાવાળાએ કહ્યું:

'આપા રામા, ઊઠ ભાઈ! ગીગીને ઊનો વાયે ન વાય. ઊઠ, પછી આપણે હિસાબ સમજી લેશું.'

પાંચસો ઘોડાંની હાવળે આભને ચીરી નાખ્યું. હળવદને માર્ગે જાણે વંટોળિયો હાલ્યો.

૫

હળવદમાં સાંજ પડી ગઈ છે. મોતીચંદ વાણિયો પોતાની પાછલી બારીએથી નદીએ આંટા ખાય છે. ત્યાં તો નદીકાંઠે ભૂરિયાં લટૂરિયાં, રાખમાં રોળેલી પહાડી કાયાઓ, તુળસીના પારાવાળા બેરખા, અને સિંદૂર આંજ્યો હોય એવી રાતીચોળ આંખોવાળા નાગડા બાવાની જમાતના પડાવ થાતા જોયા. સાથે ડંકા, નિશાન, હથિયાર અને ઘોડાં દેખ્યાં. વાણિયાએ પૂછ્યું: 'બાવાજી, ક્યાં રહેવું?'

'ચિતોડ!'

'કેની કોર જાશો?'

'ચાકરી મિલે વહાં!'

'મારે ઘેર રહેશો?'

'તું બનિયા ક્યા દેગા?'

'બીજે શું મળશે?'

'પંદરા પંદરા રૂપૈયા.'

'આપણા સોળ સોળ!'

'રામા ખાચર ! હવે એનને ફેરા ફરવીને વે'લા પધારજો. અમે વાટ જોઈને બેઠા છીએ.'

'લેલડું થંભાવો !' બાઈએ અંદર બેઠાં બેઠાં અવાજ દીધો.

'કાં બાપ ! કેમ ઊભું રાખ્યું ?' બાપુએ પૂછ્યું.

'બાપુ ! હું કાકણુ છું !'

'કેમ દીકરી ?'

'તમને સહુને કપાવી નાખીને મારે શો સવાદ લેવો છે ?'

'શું કરીએં, દીકરી, બોલે બધાણા છીએ. !'

પડદો ઊંચો કરીને બાઈએ સાદ કર્યો: 'ભોકા કાકા !'

'કાં બાપ !' ભોકોવાળો પાસે આવ્યો.

'તો પછી મને શીદ ઉગારી ?'

'રામા ખાચર !' ભોકાવાળો બોલ્યો. 'આ લે તલવાર. તારા ભત્રીજાના માથા સાટે ઉતારી લે મારું માથું !'

'આપા ભોકા, એવા સાત ભત્રીજાનાં માથાં તેં વાઢયા હોત, તોય આજ તેં એનો હિસાબ ચૂકવી દીધો છે, ભાઈ !'

બેય શત્રુઓ ભેટયા. સાથે કસુંબા પીધા. રામા ખાચરની દીકરીને પરણાવી ભોકોવાળો મુળાસર ગયો.

[ સૌરાષ્ટ્રની રસધાર-૪]

## મરસિયાની મોજ

**ના**ગાજણ ગઢવીની ઘરવાળી કાંઈ મરસિયા ગાય છે ! કાંઈ મીઠા મરસિયા ગાય છે ! વજ્રની છાતીનેય વીંધી નાખે એવા એના વિલાપ !

કોઈને મીઠે ગળે ધોળમંગળ ગાતાં આવડે, કોઈ વળી રાસડા લેવરાવતાં લેવરાવતાં આભ-ધરતીને ચકડોળે ચડાવે, કોઈ હાલરડાં ગાઈને નખ્ખોદમાં નખ્ખોદ છોકરાંનેય છાનાં રાખી ઉંઘાડી દે, પણ આ ચારણીને તો રોવાનો ઈલમ હાથ પડી ગયેલો. સાંભળનારને સાચોસાચ મરીને પોતાના નામને એના કંઠમાં ઉતરાવવાનું મન થાય.

નાગાજણ ! નાગાજણ ! તું ભાગ્યશાળી છો હો ! તારી અઓ જે દી તારા નામના મરસિયા બોલશે, તે દી તો કાંઈ બાબી નહિ રહે. કાચા-પોચાની છાતી તે દી ઝીલશે નહિ.

નાગાજણને વિચાર ઊપડ્યો : 'સાચી વાત. હું મરીશ તે દી ? તે દી મારા મરસિયા સહુ સાંભળશે, ફક્ત હું જ નહિ સાંભળું. એમ તે કાંઈ થાય ! એવો હિસાબો માણ્યા વિના તે કાંઈ મરી જવાતું હશે ?'

'હું આજે ગામતરે જાઉં છું. આઠે જમણે આવીશ.' એમ કહી નાગાજણ ચાલી નીકળ્યો. દિવસ આથમવા ટાણે અંધારામાં પાછો આવીને ખોરડાની પછીતે સંતાઈને બેસી ગયો. માણસે આવીને ચારણીને સમાચાર દીધા : 'બોન, તારાં કરમ ફૂટી ગયાં. સીમાડે નાગાજણને કાળો એરુ આભડ્યો. એના પ્રાણ નીકળી ગયા.'

ધીમે ધીમે ચારણીના દિલમાં વિયોગનું દુઃખ જેમ જેમ ઘૂંટાતું ગયું તેમ તેમ એ મરસિયા ગાતી રોવા લાગી :

ચડિયું ચાક ભંબાળ, ફરયું દાત્રાણાના ધણી !
નાગાજણ ગરનાર, ધુંખળિયો પાડાના ધણી ! ૧

[ હે દાત્રાણા ગામના ચારણ નાગાજણ ! હે ચારણોના કુળ(પાડા)ના વડીલ ! આજે તું મરતાં તો દિશાઓ જાણે ચક્કર ફરવા લાગી-જાણે ગિરનાર પર્વત ખળભળ્યો.

ગઢવી ગળબથ્થે, નાગાજણ મળશે નહિ,
રમતિયાળ રમે, દીપક ગો' દાત્રાણા-ધણી. ૨

[ હે નાગાજણ ગઢવી, ગળે બથો ભરવા માટે તું હવે ક્યાંથી મળવાનો ! હે કુળના દીપક, પ્રીતિની રમતો રમીને તું તો ચાલ્યો ગયો ! ]

સૂતો સૌ સંસાર, સાયર-જળ સૂવે નહિ,
ઘટમા ધૂઘરમાળ, નાખીને હાલ્યો નાગાજણ ! ૩

[ સૃષ્ટિના તમામ જીવ રોજ થોડી થોડી વાર તો જંપી જાય, પણ દરિયાનાં નીરને જંપ જ ક્યાં ? દિવસ અને રાત એ રુદન કરે છે. મારા અંતરના સમુદ્રની પણ તું મરતાં એવી જ ગતિ થઈ ગઈ છે. હૃદયમાં કલ્પાંતની ઘૂઘરમાળા પહેરાવીને, હે નાગાજણ, તું ચાલ્યો ગયો ! ]

ગઢવી બીજે ગામ, અધઘડી, આહેરતું નહિ,
નાગાજણનું નામ, દુર્લભ થયું દાત્રાણા-ધણી ! ૪

સદ સાબદો કરે, નાગાજણ ઉંઘાયું નહિ,
(એનો) માઙભી ગ્યે મરે, સફરી શણગારેલ રિયું. ૫

[હે નાગાજણ ! જીવતરની નૌકાના સઢ ચડાવ્યા, મુસાફરીને માટે બધી તૈયારી કરી, પણ ત્યાં તો તું–નાવિક–જ ચાલ્યો ગયો અને વહાણ શણગારેલું જ રહી ગયું.]

સૂતો સોડ્ય કરે, બોલાવ્યો બોલે નહિ,
હોંકારો નવ દે, નાગાજણ નીંભર થયો. ૬

[હે સોડ તાણીને સૂતેલા કંથ ! કાં મારા સાદનો હોંકારોયે નથી દેતો ? હે નાગાજણ ! તું કેમ નઠોર થયો ?]

મ જાણ મીઠપ સે', તું ખપીએ ખારાં
ભાડાતને ભાડાં, નરા દેવા નાગાજણ ! ૭

[હે પતિ નાગાજણ ! એમ મા સમજજે કે હવે જીવવામાં મને મીઠાશ છે. તું ચાલ્યો જતાં તો અન્નજળ ખારાં થઈ પડ્યાં છે. શું કરું ? દેહનાં ભાડાં તો આત્મારૂપી ભાડૂતને દેવાં જ પડે છે.]

ભાંગ્યું ભાડ ચડે, વાણુ વસિયાતું તણું !
ઓધો પંથ આવે, નાગળ તૂટ્યું નાગાજણા ! ૮

[હે વહાલા નાગાજણ ! તારું જીવતર તો અમારા જેવા પરદેશી વેપારીના વહાણ તુલ્ય હતું. આજ એ નાવ અરધે પંથે આવીને ખરાબે ચડીને ભાગી ગયું. મારી નૌકાનાં દોરડા છેદાઈ ગયાં. હવે હું ક્યાં નીકળીશ ? ]

આંસુડે ઘૂમટો ભીંજાઈ ગયો અને જેમ જેમ રાત જામતી ગઈ તેમ તેમ એને ક- વધુ ને વધુ ગળતો ચાલ્યો. નાગાજણની છાતી ગજ ગજના ઉછાળા મારવા મંડી. ધરાઈ રહ્યો. તૃપ્ત થઈ ગયો. ધર પછવાડેથી આવીને એણે ચારણીનો ઘૂમટો ખેંચ્યો.

'લે, હવે બસ કર, બસ કર, તારી વા'લપનાં પારખાં થઈ ગયાં !'

ચારણી ચોંકી–આ શું ? મડું મસાણેથી પાછું આવ્યું ?

'ચારણ ! જોગમાયાની આણ છે. બોલ, માનવી કે પ્રેત ?'

'માનવી ! રૂંવાડુંયે ફર્યું નથી !'

'ચારણ, એરુ નથી આભડ્યો ?'

'ના, એ તો મરસિયા માણવાની મોજ !'

'માણી લીધી ?'

'પેટ ભરી ભરીને !'



૭૨

ચારણીએ ભરથાર સામે પીઠ ફેરવી. ઘૂમટો વધુ નીચો ઉતાર્યો.

ચારણે ચમકીને પૂછ્યું : 'કેમ આમ ?'

'ચાલ્યો જા ગઢવી ! તુંને મેં મૂઓ વાંછ્યો ! તારું નામ દઈને હું તુંને રોઈ ! હવે તું મારે મન મડું જ છો ! મડાનાં મોઢાં જોવાય નહિ. જા, જીવીએ ત્યાં લગી રામરામ જાણજે !'

'આ શું, ચારણી ?'

'ચારણીની ટેકડી !'

લોક-વાણી ભાખે છે કે અબોલા અને એ અજોણાં જીવતરભર ટક્યાં હતાં.

[સૌરાષ્ટ્રની રસધાર-૪]

## કરિયાવર

'આ માંડ્યું-છાંડ્યું ને ચાકળા-ચંદરવા કોના સારુ રાખી જાછ, બેટા હીરબાઈ ? બધુંય ઉતારીને તારા ઘરભેળું કરી દે, બાપ !'

'ના બાપુ ! ભીંતું અડવી ન કરાય !'

'અરે બેટા, હવે વળી મારે ભીંતું અડવી શું, ને ભરી શું ! ઉતારી લે, બાઈ ! એકેએક ચીજ ઉતારી લે. મેંથી એ નહિ જોયું જાય, બેટા ! મને એ માંડ્ય-છાંડ્ય કરનારી સાંભરશે ને હાલું મારું મન બળશે !'

નિસરણી માંડીને દીકરી દીવાલો ઉપરથી શણગારો ઉતારી રહી છે અને બુઢ્ઢો બાપ એને ઘરની તમામ શોભા-સંપત્તિ કરિયાવરમાં લઈ જવા આગ્રહ કરે છે. માનું ઘણાં વર્ષથી અવસાન થયું છે. સાત ખોટની એક જ દીકરી હીરબાઈને ઉછેરીઉછેરી બાપે આજ અઢાર વર્ષની ઉંમરે તેને પરણાવી છે. આજ ભાણેજ (જમાઈ) તેડવા આવેલ હોવાથી બાપ દીકરીને દાયજો દેવા લાગ્યો છે. બેડાં, ત્રાંબા-કૂંડીઓ, ડબરા, ગાદલાં, ગોદડાં, ધડકીઓ, તોરણ, ચાકળા, ચંદરવા, સોનારૂપાના દાગીના—જે કાંઈ પિતાના ભર્યાભાદર્યા ઘરમાં હતું તે તમામ પિતા દીકરીને દેવા આગ્રહ કરે છે. ગાડાં ને ગાડાં ભરાઈ રહ્યાં છે.

'હાંઉ, બાપુ ! હવે બસ કરી જાઓ !' હીરબાઈએ આડા હાથ દીધા.

'પણ હું રાખી મેલું કોના સારુ, બાપ ? હું તો હવે બે ચોમાસાં માંડ જોઈશ. અને મારું ગામતરું થશે તો આ પિમાઈઓ આંહીં તને થોડા ડગલુંય ભરવા દેવાના છે ?'

દીકરી મોં છુપાવતી જાય છે, પાલવડે આંસુડાં લોહતી જાય છે અને બાપુના ઘરના શણુ-ગાર ઉતારતી જાય છે.

'હીરબાઈ !' ડોસો પોતાની પાઘડીને છેડે ચીંથરીમાં બાંધેલા વાઘ–નખ લઈને આવ્યો. 'આ લે, બેટા, અમારો ભાણેજ થાય એને ગળે પહેરાવજે. મેં તો ઘરમાંથી કૈંક વરસો થયાં દીપડો મારીને કાઢી રાખેલ, તારે ભાઈ થાય એની ડોકે બાંધવાની આશાએ, પણ સૂરજે એ સાવજના નખ પહેરનારો નહિ સરજ્યો હોય...હશે ! હવે પ્રભુ તારું મીઠું મોં કરાવે ત્યારે પો'રા-વજે હો !'

માનો જણ્યો ભાઈ એ વખતે હીરબાઈને સાંભરી આવ્યો. આજ ભોજાઈ વગર નણંદનું માથું ઓળી, મીંડલાં ગૂંથી, દસે આંગળીએ ટાચકા ફૂટે એવાં મીઠડાં લઈ સાસરિયે વળાવનાર કોઈ ન મળે. અને બાપુનું ભાણું દસ વરસથી પોતે સાચવેલું, તેનું હવે જતન રાખનાર કોઈ ન રહ્યું. હીરબાઈએ એકાંતે આંસુ ઢાલવ્યાં.

પચીસેક ગાડાંની હેલ્યો ભરાઈને કરિયાવર તૈયાર થયો. હીરબાઈએ નાહી–ધોઈ આણાતને અરઘે તેવાં વસ્ત્રાભૂષણો સજી, રૂપનીતરતા અંગને જાણે સોને–રૂપે મઢી લીધું. માવતરના ઘરને છાંયડે ફરી વાર કદી બેસવું નથી એવું જાણીને છેલ્લી મીટ માંડી બહાર નીકળી. ગાયો–ભેંસો એને બહુ વહાલી હતી, એટલે જઈને પશુડાંને ગળે બાઝી પડી. પશુ જાણે જુદાઈની ઘડી પારખી ગયાં હોય તેમ મોંમાંથી ખડનાં તરણાં મેલી દઈ હીરબાઈના હાથપગ ચાટવા લાગ્યાં.

'બાપુ ! આ વોડકી વિયાય ત્યારે મને બળી ખાવા બોલાવજે હો, નીકર બોઘરું ભરીને ખીરું મોકલજે !' હીરબાઈએ પોતાની માનીતી ગાય સામે આંગળી ચીંધીને બાપને ભલામણ દીધી.

'અરે બેટા, બોલાવવાની વળી કોને ખબર છે ? તારી ભેળી ગાડાને ઠાઠે બાંધતી જ જાને, બાઈ !'

એમ કહીને બાપુએ વોડકી પણ પુત્રી ભેળી વોળાવી.

આગળ દીકરીનું વેલડું : પડખે લાકડી લઈને ડગુમગુ વળાવવા જતો બુઢ્ઢો બાપ : અને પાછળ કરિયાવરનાં પચીસ ગાડાં—એવી આખી અસવારી ચાંપરડા ગામના દરબારગઢમાંથી અમૃત–ચોઘડિયે ચાલતી થઈ. હીરબાઈ તો ચાંપરડાનો હીરો હતી એટલે અરધું ગામ એને વળાવવા હલકયું છે. એક બાજુ અઢાર વરસની યૌવનમસ્ત કાઠી–કન્યા, રેવાળ ચાલે ઘોડી ખેલવતા પોતાના કંથને નિહાળીને આવતીકાલથી મીઠો ઘર–સંસાર માંડવાના મનોરથોને હિંડોળે હીંચે છે અને બીજી બાજુ બુઢ્ઢા, બોખા, બાળક જેવા બાપને પોચોપોચો રોટલો ઘડી, એના ગરભને ઘીમાં ચોળી, તાણ કરીકરી કોણ ખવરાવશે એની ચિંતા જાણે કે એના મનોરથ–હિંડો-ળાને છેદી રહી છે.

'દાદાને આંગણે આંબલો
'આંબલો ઘેર ગંભીર જો!
'એક તે પાન દાદા તોડિયું
'દાદા ગાળ નો દેજો જો!
'અમે રે લીલા વનની ચરકલી
'ઊડી જશું પરદેશ જો!
'આજ રે દાદા કેરા દેશમાં
'કાલે જશું પરદેશ જો.'

એમ કરતાં આખી અસવારી ચોરે પહોંચી. એટલે હીરબાઈનો કાકો અને તેના બે જુવાન દીકરા ચોરેથી હેઠા ઊતર્યા. હીરબાઈએ જાણ્યું કે મળવા આવે છે. તો મળીને બાપુની ભલામણ પણ દઈ લઉં એવી ઇચ્છાથી એણે જમણે પડખે વેલડીના માફાનો પડદો ઊંચો કર્યો. આંખો ભીની હતી, છતાં ઓશિયાળું હાસ્ય આણીને એણે પોતાના કાકા–પિત્રાઈ ભાઈઓનાં છેટેથી ઓવારણાં લીધાં.

'કાકા, મારા બાપુને સાચવ......'

એટલું વેણ પૂરું નથી થયું ત્યાં તો બન્ને જુવાનો બોલ્યા :

'ગાડાં પાછાં વાળો!'

'કાં, શીદ પાછાં વળાવો છો?' બુઢ્ઢાએ પૂછ્યું.

'તું નિર્વંશ છો, ડોસા, અમે કાંઈ નિર્વંશ નથી. અમે કાંઈ મરી નથી પરવાર્યા તે આખો દરબારગઢ દીકરીના દાયજામાં હાલીને પારકે પાદર મેલવી દિયો છો!'

'અરે ભાઈ! મારે એકનું એક પેટ; એને આજ નથી મા કે નથી ભાઈ–એને હું કરિયાવર પણ ન દઉં? અને હવે તો હું મૂંએ મારો ગરાસ ને દરબારગઢ તો તમારા જ છે ને?'

'તું તો ઘણુંય લૂટાવી દે, પણ અમે નાના ગીગલા નથી! પાછાં વાળો ગાડાં, નીકર કાંઈક સાંભળશો!'

હીરબાઈએ આ દેખાવ નજરોનજર દીઠો. બુઢ્ઢો બાપ બે હાથ જોડી કરગરે છે અને પિત્રાઈઓ ડોળા ફાડી ડાંગો ઉગામે છે. દેખીને દીકરીને રૂંવાડે રૂંવાડે ઝાળ લાગી ગઈ. માફાનો પડદો ઉછાળી મેલી, ઘૂમટો તાણી, ઠેકડો મારીને હીરબાઈ નીચે ઊતરી અને બાપુનો હાથ ઝાલી કહ્યું :

'બસ બાપુ, પતી ગયું. હાલો, પાછા વળો, ભાઈ ગાડાખેડુઓ! ગાડાં તમામ પાછાં વાળો, આજ શકન સારાં નથી.'

'પાછાં શીદ વળશે?' એવી હાક દેતો હીરબાઈ નો વર ઘોડીને મોખરે હાંકી લાવ્યો. એને પંજે એની તરવારની મૂઠ ઉપર પહોંચ્યો.

'કાઠી!' હીરબાઈએ ઘૂમટો આડો કરીને હાથ ઊંચો કર્યો. 'કાઠી, આજ કજિયાનું વેળું નથી. અને તું મૂંઝા મા. સૌ પાછાં વળો.'

ગાડાં પાછાં વળ્યાં. હીરબાઈ અડવાણે પગે પાછી ઘેર આવી. ડેલીમાં આવીને જોયું તે બાપુ હજુ પાછળ દૂર ચાલ્યા આવે છે. ઘોડી પર બેઠેલ ધણી વિચારમાં પડી ગયો છે. એને જોઈને હીરબાઈ બોલી:

'કાઠી, તારે હૈયે ધરપત રાખ. તને સંતાપવો નથી.'

એમ કહી પોતાના હેમે મઢ્યા ગળામાંથી ઝરમર, કોટિયું, કાંઠલી, ચંદણહાર વગેરે દાગીના કાઢી ધણીને આપતાં આપતાં બોલી:

'આ લે, કાઠી, તું બીજું ઘર ગોતી લેજે અને મારી વાટય જોવી મેલી દેજે.'

'કાં?'

'કાં શું? હવે તો બાપને ઘેર દીકરો ન જન્મે ત્યાં સુધી મારે સંસાર વાસવો નથી. મારા બાપના ઘરમાં પીંગે ભાઈ ન મળે, એટલે જ ભરી બજારમાં જીવતર બગડે ને! હવે તો પારણામાં ભાઈને હીંચોળીને જ આવીશ! નીકર જીવતરભરના જુહાર સમજજે, કાઠી, ને તું વાટય જોઈશ મા. તને રાજીખુશીથી રજા છે. બીજું ઘર કરી લેજે. આ લે આ ખરચી.'

એટલું કહીને બાઈએ દાગીના અને રૂપિયાની પોટલી પોતાના ધણીના હાથમાં દીધી. કરિયાવરનો સામાન પાછો ઠલવાઈ ગયો.

વળતા દિવસથી હીરબાઈએ બાપના ઘરમાં આખું ખાડું હતું તેમાંથી ડુંગરની ટૂક તોડી નાખે એવી, દેવળના થંભ જેવા પગવાળી, ત્રણ ત્રણ આંટાળાં શીંગે શોભતી, કાંટફાંટ જેટલાં આઉવાળી સાત ફૂંઢી ભેંસોને નોખી તારવી, ગોવાળોને આજ્ઞા દીધી કે, 'ભાઈ આયરૂ! આપણી સીમના ઊભા મોલમાં આ સાતેને પહર ચારવા મંડો; અને મારો બાપ કરું-ડિલે ક્યાંય માખી નામ ન બેસવા દેજો, અને એને મન હોય ત્યાં સુધી માંદણે બેસવા દેજો!'

ભરવાડો એ રીતે સાતે ભેંસોને સાચવવા મંડ્યા. ભેંસોને દૂધના ફગર ચડવા લાગ્યા. બબ્બે જણા બદલાય ત્યારે તો દોવાઈ રહે એવાં તો આઉ ભરાતાં થયાં. એક ભેંસનું દૂધ બીજીને પવાય, બીજીનું ત્રીજીને, ત્રીજીનું ચોથીને, અને એ રીતે છેક છઠ્ઠીનું દૂધ સાતમીને પિવરાવવા લાગી. છેવટ સાતમીના દૂધમાં સાકર, કેસર ને એલચી-જાયફળ નાખી, અંદર સળી ઊભી રહે એવો ધારો કઢો કરી, સગી જનેતા જેમ પેટના બાળકને પિવાડે તેમ દીકરી બાપુને પિવરાવવા લાગી.

બાપને તો એક હસવું ને બીજી હાણુ જેવું થઈ પડ્યું છે. શરમિંદા બનીને પિતા કન્યાની સામે કાલાવાલા કરે છે કે 'ગગી! બેટા! મને આ અવસ્થાએ આ કેસર ને આ કઢા તે કાંઈ શોભે? અને તું તારી આ ધારણા મેલી દે, બાપ! મા' મહિનાનું તો માવઠું કે'વાય!'

'કાંઈ બોલશો મા, બાપુ!' એટલું કહીને પુત્રી પિતાને દૂધના કઢા પાવા લાગી. દીકરી હતી તે માતા બની ગઈ.

એક મહિનો, બે મહિના ને ત્રણ મહિના: ત્યાં તો સાઠ વરસના ડોસાને જુવાનીનો રંગ ફૂટવા લાગ્યો. કાયાનું અણુયે અણુ કિરણો કાઢતું થયું. ધોળા વાળને કાળપ ચડી. ઘોડેસવારી કરીને સવાર–સાંજ બાપ સીમાડાની બહાર દોડતાં હરણુ સાથે હોડ કરવા લાગ્યો. અને મોં–માગ્યાં મૂલ ચૂકવીને દીકરીએ બાપને કાઠીની એક જુવાન કન્યા વેરે પરણાવ્યો.

એક વરસ–અને એક દીકરો. બીજું વરસ–બીજો દીકરો: દેવના ચક્ર જેવા બે ભાઈઓ બહેનના ખોળામાં ઘુઘવાટા કરવા લાગ્યા અને હીરની દોરીએ હીંચોળતી બહેનને હાલરડાં ગાતી ભાયાતોએ સાંભળી.

રાત ને દિવસ બહેન તો પોતાના ભાઈઓને નવરાવવા–ધોવરાવવામાં, ખવરાવવા–પિવરાવવામાં ને એનાં બાળોતિયાં સાફ કરવામાં તલ્લીન બની ગઈ છે.

એમ કરતાં તો ત્રણ વરસની રૂંઝયો વળી ગઈ અને ચોથે વરસે સીમાડા ઉપર ખેપટ ઊડતી દેખાણી. જોતજોતાંમાં કોઈ રોઝી ઘોડીનો અસવાર ઝાંપામાં દાખલ થયો. ગામની પનિયારીઓ હાલાં બેડાં લઈને દરબારગઢમાં દોડી: 'બા, વધામણી! ધાધલ આવી પહોંચ્યા છે!'

આવીને કાઠીએ ધરાણાં–રૂપિયાની પોટલી પડતી મેલી.

'બાપુ!' હીરબાઈએ બાપને કહ્યું. 'હવે આ વખતે તો ગઢની ખીલી પણ નહિ રહેવા દઉં. તમે નવી વસાવી લેજો!'

એમ બોલીને હીરબાઈએ ગાડાં ભર્યાં. દરબારગઢમાં એક ખીંતી પણ ન રહેવા દીધી. ફરી વાર વેલડું જોડાણું. ગામ વળાવવા હલક્યું. ચોરો આવ્યો. માફાની ફડક ઊંચી થઈ. હીરબાઈએ ગલગોટાના ફૂલ જેવું ડોકું બહાર કાઢ્યું અને ચોરે પ્રેત જેવા નિર્જીવ બની બેઠેલા ભાયાતોને પડકારી સંભળાવ્યું:

'આવો કાકા અને ભાઈઓ! હવે ફરો આડા!'

'ના રે બેટા, અમે ક્યાં કહીએ છીએ?'

'શેના કહો? પારણે એકને સાટે બે રમે છે! અને હવે તો ગાડાની હેડ્યું ગણ્યા જ કરજો!'*

- [સૌરાષ્ટ્રની રસધાર-૫]

* આ ઘટના જૂનાગઢ નજીક ચાંપરડા ગામે બની છે. કાઠીનું નામ વાઘાવાળો અથવા ઊગાવાળો બોલાય છે. કોઇ વળી આ બનાવ આયરોમાં બન્યો હોવાનું ભાખે છે.

# ભૂત રુએ ભેંકાર

નેસડામાં રાતે વાળુ કરીને સહુ માલધારીઓ બેઠા હતા. આઘેથી ભૂતના ભડકા સળગતા લાગે તેવી રીતે ચલમો ઉપરનો દેવતા ફૂંકે ફૂંકે ઝબૂકતો ને વળી ઝાંખો પડી જતો હતો. વરસાદ મોટે મોટે ફોરે ઠમ ! ઠમ ! ઠમ ! પડતો હતો અને નીચાં નીચાં ઘરનાં નેવાં ટપકતાં હતાં તેનાં ટીપાં નીચે બાખોચિયાંમાં પડીને ટપક ! ટપ ! ટપક ! ટપ ! એવા ભાતભાતના સૂર કાઢી કાંઈક વાતો કરતાં હતાં. આખી ગીર ઉપર અંધારું પથરાઈ ગયું હતું. વાત તો એમ ચાલતી હતી કે—

'ભાઈ, હમણાં એક ચમત્કાર બની ગયો !'

'શુ ચમત્કાર ?'

'કંટાળે ગામેતીને ઘેર એક ચારણ આવેલો : ચીંથરેહાલ ચારણ : વાર્તા–કવિતા તો કાંઈ આવડે નહિ : પણ ગામેતી જેવો આયર તે ક્યાંય થાવો છે, બા ! સહુને આપે તેમ એને પણ શીખ આપી. ચારણ બંધાણી માણસ, પણ કંટાળે અફીણ રે'તું નહોતું, અને ચારણને ઉતાર આવી ગયેલો : એટલે દી આથમી ગયો હતો તોયે રજા લઈને પડખેના ગામડામાં ઝટ પહોંચી જવા માટે રવાના થયો : ઝોલાપરી નદીને સામે કાંઠે ચડ્યો અને માંગડાનો ડુંગર આવ્યો ત્યાં ભાન ભૂલીને રસ્તો ચૂકી ગયો. અંધારું ઘીકાંઠીકતું જામી ગયું, અને નાડયું ત્રૂટતી હતી એટલે ચારણ તો ડુંગર ઉપર ઢગલો થઈને પડી ગયો : થોડી વાર થઈ ત્યાં અંધારામાં પણ ઉજાસ મારે તેવાં ધોળાં બાસ્તા જેવાં લૂગડાં પહેરેલો એક માનવી ત્યાં આવ્યો અને ચારણના હાથમ. છેટેથી અફીણનો એક ગોટો નાખીને કહ્યું : 'લ્યો, ગઢવા !'

ગઢવો કહે : 'આ ક્યાંથી, બાપ ?'

આદમી કહે : 'કંટાળેથી ગામેતીએ મોકલાવ્યું છે.'

'ચારણે તરત જ અફીણ ખાધું : જિંદગીમાં કદી નહોતું ચાખ્યું તેવું અફીણ : શરીરમાં કાંટો આવ્યો એટલે ચારણ એ જ ટાણે પાછો વળીને કંટાળે આવ્યો : ગામેતીને પગે પડીને બોલ્યો : 'બાપ ! ક્રોડ દિવાળી તારો વૈભવ ટકજો ! મને આજ નવું જીવતર દીધું !'

ગામેતી અચંબો પામીને કહે : 'કેમ, ભાઈ ?'

'બાપ ! મારી વાંસે ડુંગરમાં અફીણ પોગતું કર્યું એ તો તું વિના બીજો કોણ કરે !'

'ના ભાઈ ! અમને તો ખબર પણ નથી ! ગઢમાં તો ચણોઠી જેટલું પણ અફીણ નથી ને ! કોણ આવ્યું'તું ?'

'અરે બાપ! ધોળે લૂગડે જુવાન આદમી આવીને મને હાથોહાથ આપી ગયો ને તમારું નામ લીધું!'

સાંભળીને સહુ એકબીજાની સામે સમસ્યાથી નીરખી રહ્યા. ગામેતી આટલું જ બોલ્યા—

'નક્કી માંગડાવાળો!'

-આવો ચમત્કાર બન્યો, ભાઈ!

'ઓહોહોહો! હજીયે શું માંગડાવાળાનો છુટકારો નહિ થયો હોય?' માલધારીઓ એક-બીજાને પૂછવા લાગ્યા.

બીજાએ વળી જવાબ દીધો: 'એની વાસના ભારી જોરાવર હતી ને, ભાઈ! વાસના મટ્યા વિના નવું ખોળિયું ક્યાંથી લેવાય? ગજબની વાસના હતી માંગડાવાળાની!'

અજાણ્યાએ સવાલ કર્યો: 'એવી શી વાત બની હતી, ભાઈ! માંગડાવાળો કોણ? ક્યાંનો?'

'માંગડાવાળો આપણી ધાંતરવડીને કાંઠે આવેલ ગામ ધાંતરવડના રાજપુત જેઠાવાળાનો દીકરો થાય. વાળાઓ હજી વટલીને કાઠી નહોતા થયા ઈ વખતમાં થઈ ગયો ને ભરજુવાનીમાં ભાલે વીંધાણો.'

એમ થાતાં તો વાતચીતે વાર્તાનું સ્વરૂપ ધારણ કર્યું. રવાજ નામના વાજિંત્ર ઉપર ઝણેણાટી બોલાવતાં એ વાતડાહ્યા પરોણાએ દુહા આરંભ્યા:

હુઇ હાકોહાક, દળ છૂટયા દેરોતના;
શેલે આવ્યા સાખ,' લખિયલ વણ લેવાય નહિ. ૧

દેવતાની બાંધેલી ધૂમલી નગરીમાં હાકલો પડી: ગજકુળમાંથી દળકટક છૂટયાં: કાળાવડ ગામનો કાઠી ચાડવો બાયલ ધણ વાળી જાય છે: મામા ભાણુ જેઠવાએ કહ્યું કે, 'સહુ ચડજો, પણ ભાણેજ માગડાને જગાડશો મા. એ પારકી થાપણ છે, પરોણો છે.'

પણ માંગડાનાં તકદીરમાં આંબે લટકતી એ સાખ મેળવવાનું સરજાયું નહોતું. *પાટણના નગરશેઠની કન્યા પદ્માવતી પ્રારબ્ધમાંથી ખડવાતું માંડેલ હતું: ઊંઘમાંથી એ ઊઠયો. દરબારગઢ સૂનકાર દીઠો. જાણ થઈ કે મામા ફોજ લઈ ને ગયા: અરે હાય હાય! હું ગાની વા'રે ન ચડું! એવી ઊંઘ!

બક્કલ ઘોડા, વલ્લ વંકડા, હલ્લ બાંધવાં હથિયાર;
ઝાઝી ફોજુંમા ઝીંકવા, મરવું એક જ વાર. ૨

* તે સમયમાં પાટણો ઘણાં હતાં એટલે ધૂમલી નગરનું કોઈ શહેર પાટણ નામથી ઓળખાતું હશે.

શોભીતો ઘોડો રંગમાં હોય: શિર પર વાંકડિયા વાળ ઝૂલતા હોય: શરીર ઉપર હથિયાર ચકચકાટ કરે: આહા! સાચા વીરને એક જ વાર મરવાની–મોટી ફોજમાં ઝંપલાવીને ભલી ભાતે મરવાની ઝંખના હોય છે.

અસવાર પાટણની બજાર ચીરીને સોંસરવો નીકળ્યો, કેમકે જતાં જતાં એકવાર ચાર નજરું એક કરી લેવી હતી–છેલ્લી વારના રામરામ કરવા હતા.

ઘોડા ઘોડાને ઘાટ, અસવારે ઊણો નહિ;
(એનું) ભાલું ભરે આકાશ, મીંટે ભાળ્યો માંગડો. ૩

ઝરૂખામાં બેઠેલી નગરશેઠની દીકરીએ પોતાના પ્રીતમ માંગડાને દીઠો: ઘાટીલો ઘોડો. એવો જ લાયક અસવાર, આસમાનને માપતો ઊંચો ભાલો: એવા મનના માનેલા ક્ષત્રી કંથને વાણિયાની દીકરીએ દીઠો અને ચારે નજરુના તાર સંધાયા.

અમે વેપારી વાણિયા, તમે રાજની રીત;
પૂરવ ભવની પ્રીત, મળિયાં તમસું માંગડા! ૪

હે સ્વામી માંગડા! આપણી જાત તો જુદી છે, પણ પૂર્વભવની પ્રીતિએ આ જન્મે નાત જાતનાં બંધન ભેદીને આપણને જોડી દીધેલ છે. માટે—

મેડી ઉપર માંડેલ છે, પિતળિયા પાસાહ;
(એની) ગેગડી તું સગા, મારતો જા તું માંગડા! ૫

હે સગા! મેડી ઉપર ચોપાટ માંડી છે. પિતળિયા પાસા પડ્યા છે. સંકલ્પ કરી કરીને હું તારી સાથે એકલી એકલી બાજી રમી રહી છું. માટે તું એકવાર ઉપર આવી, દાવ નાખી, સોગઠી મારતો જા, એટલે આપણું લગ્ન સફળ થાય.

'ના ના, પદ્માવતી! રજપૂતની એ રીત ન હોય. હું તો ગાની વા'રે ચડ્યો છું. રસ્તે રમત કરવા મુજથી રોકાવાય નહિ, પણ તું વાટ જોજે. હમણાં પાછો વળું છું. પછી રમી દેશું.'

ઘોડો દોટાવી મૂક્યો. ગયો! ગયો! ગયો! ત્રીસ-ત્રીસ ગાઉનો પંથ કાપી નાખ્યો. હીરણ નદીને કાંઠે મોટા વડલા હેઠળ ઘૂમરીનું ગોચણ ભીનું છે ને લૂટારો ચાડવો બાયલ બાણું જોદ્ધાની ફોજ સાથે ધીંગાણું કરી રહ્યો છે. ત્યાં તો માંગડો દેખાણો—

જીવનો પાડો જ વઢિયાની વેળા નહિ;
રેગે તારી મા, તું પરદેશી પ્રેમું'ર ૬

ચાડવો કહે છે કે, 'એ જુવાન! તું પરગામથી પરોણો આવેલ કહેવાય. તારે હજુ લડ-

વાની ઉંમર નથી થઈ. તું રોળાઈ જઈશ તો તારી મા રોશે. માટે જીવતો પાછો વળી જા!'

પણ ત્યાં તો—

ઝળકળતો કટકે, ઢાકોટે ઢબાણો નહિ;
અહરાણ હૂકળતે, મચીયો ખાગે માંગડો. ૭

ચાડવા કાઠીના હાકલા-પડકારા સાંભળીને માંગડો ન થડક્યો. એ હૂકળતા શત્રુઓની સાથે માંગડો તલવારથી ભેટવા દોડ્યો.

વળી છે પાછી વાર, મૂંડે મોઢે ભાણની;
(પણ) એકલડો અસવાર, મીટે ન ભાળું માંગડો. ૮

પદ્માવતી ઝરૂખે બેસીને વાટ જ જોતી હતી. એણે જોયું કે ઝાંખાં મોં લઈને ભાણ જેઠ-વાની ફોજ પાછી ચાલી આવે છે, પણ એકલવાયો ગયેલો અસવાર માંગડો કાં ન દેખાય?

પાઘડીયું પચાસ, આંટાળીયું એકેય નહિ;
ઈ ઘોડો ને અસવાર, મીટે ન ભાળું માંગડો. ૯

આ પચાસ-પચાસ પાઘડિયાળા દેખાય છે, પણ રૂડી આંટીઓ પાડીને બાંધેલ પાઘડીવાળો મારો પ્રીતમ માંગડો નથી. એ ઘોડો ને એ અસવાર નથી દેખાતા. હોય તો સહુથી નોખો તરી રહે ને!

કોણ જાણે, કદાચ પાછળ રહ્યો હશે, મારી પાસે આવવા માટે જાણીજોઈને પાછળ રહી ગયો હશે! કોલ દઈ ને ગયા પછી પરબારો તે કેમ ચાલ્યો જાય? ત્યાં તો—

ઘોડો આવે ઘૂમતો, માથે સોનેરી સાજ;
એકલડો અસવાર, મીટે ન ભાળું માંગડો. ૧૦

સોનેરી સાજ થકી શોભતો એકલો ઘોડો ઘૂમતો ઘૂમતો ચાલ્યો આવે છે. એની પીઠ ઉપર એ એકલડો અસવાર ન દીઠો. જરૂર મારો માંગડો રણમાં કામ રિયો!

અસવારોએ અટારી સામે આવીને સંદેશો કહ્યો:

પદમાનો પ્રીતાળ, હીરણની હદમા રિયો;
ઝાઝા દેજે જુવાર, મરતાં બોલ્યો માંગડો. ૧૧

હે સતી પદ્માવતી! તારો પ્રીતમ તો હીરણ નદીને કાંઠે રહ્યો. અને એણે મરતી વેળા કહ્યું કે પદ્માને મારા ઝાઝા કરીને જુહાર દેજે!

વડલે વીરા દેત, સોનેરી સિરપાવનો;
(ત્યાં) બાયલ બીજે દેશ, માર્યો જેડાણી માંગડો. ૧૨

સોડચું લાવો સાત, માંગડાના મોસાળની;
કરશે મા કલપાંત, પારે ઊભી પદમાવતી. ૧૩

માંગડાના મોસાળમાંથી સાત સોડ્યો લાવીને એના શબને દેન દેવાય છે. અને પદ્માવતી નદીને કાંઠે વિલાપ કરતી ઊભી છે. તેને સહુ છાની રાખે છે.

પદ્માવતી શું બોલે છે ?—

મારા પંડ પર કોઇ, રાતા છાંટા રગતના;
રિયાં જનમારો રોઇ, મીંટે ન ભાળું માંગડો. ૧૪

મારા અંગ ઉપર રક્તના છાંટા પડ્યા હશે ! મને એવાં અપશુકન મળ્યાં હશે ! એવી હું અભાગણી ! એટલે મારે રોઈ રોઈ ને અવતાર ગુજારવો રહ્યો !

૨

ભૂતવડલાની ઘટામાં એક દિવસ સાંજે એક વાણિયાની જાન છૂટી છે. અઘોર જંગલમાં બળદની ડોકે ટોકરીઓ વાગે છે ને વાણિયા ભાતાના ડબરા ઉઘાડી ઉઘાડીને ટીમણ કરે છે. બેજો વાંકડી મૂછોવાળો રજપૂત ગામધણી અરસીવાળો વોળાવિયો બનીને આવ્યો છે. વડલાની ડાળ નીચે અરસીવાળો બેઠો છે, તે વખતે ટપાક ! ટપાક ! ટપાક ! વડલા ઉપરથી કંઈક ટીપાં પડ્યાં.

'અરે ! આ શું ? વાદળમાં ક્યાંય વાદળી ન મળે ને મે ક્યાંથી ? ના, ના. આ તો ટાઢા નહિ, બરડો ખદબદી જાય એવા ઊના પાણીના છાંટા : અરે...ના રે ના ! આ પાણી નો'ય, આ તો કોઈનું ધગધગતું લોહી !

વોળાવિયો ક્ષત્રિય અરસીવાળો ઊંચે નજર કરે ત્યાં તો ડાળી ઉપર બેસીને કોઈ જુવાન રુદન કરે છે. એનું મોં દેખીને અરસીને અનુકંપા વછૂટી : 'કોણ છો ?'

'ભૂત છું.'

સૌ રોતો સંસાર; (એને) પાંપણીએ પાણી પડે;
(પણ) ભૂત રુએ ભેંકાર, (એને) લોચનિયે લોહી ઝરે. ૧૫

હે રજપૂત ! સંસારનાં માનવીઓ રુએ છે છતાં એ રુએ ત્યારે એની પાંપણે પાણી પડે, પરંતુ આ તો ભૂતનાં રુદન : ભયંકર રુદન : હૈયાનાં લોહી નીતરીનીતરીને એનાં લોચનમાંથી ઝરે. ભૂતના અંતરની વેદના કેવી વસમી ! ઓહો–કેવી દારુણ !

'તું ભૂતડો છો? કોનો ભૂત?'

'ન ઓળખ્યો, કાકા?'

તું બેટો તું બાપ, અરસી ! ાં ઓળખ નહિ ?
પેલા ભવનાં પાપ, આ જન્મમાં આવી નડ્યાં. 16

હે કાકા અરસી! તારા સગા ભાઈ જેગાવાળ નો હું દીકરો, એટલે તારો પણ દીકરો: ને તું મારો બાપ: છતાંય હજુ ન ઓળખ્યો? આ ભૂતની દશાને પામ્યો એ મારા પૂર્વજન્મનાં પાપનું ફળ છે. મેં પૂર્વ ભવે પ્રીતિ બાંધેલી હતી.

'અરે. તું માંગડો! બેટા, તું આંહીં ક્યાંથી? તને એવાં શાં દુ:ખ મરણ પછી પણ રહી ગયાં?'

ભૂતડો બેંકાર વિલાપ કરતો બોલે છે કે—

માયલીયું મનમાંય, દાખીને કેને દેખાડીએં?
વીંધાણા વડમાંય, પદમાનું પરણ્યા વિના. 17

હે કાકા! ભીતરની વેદના કોને ઉઘાડી કરી બતાવું? પદ્મા સાથે પરણ્યા વિના જ મારે આ વડલાની ઘટામાં વીંધાવું પડ્યું. અને કાકા, હવે તો –

ભેળાં રહીં ભૂત, આવી ગયું એ જંગવા;
તન સળગે તાબૂત, અરસી વણ ઓલાય નૈ. 18

આંહીં ભૂતાવળના વૃંદમાં અમે બધાં આ ગરને ઓળંગી બહાર નીકળવા તલખીએં છીએ પણ અમારાં અંગો વાસનાની આગથી સળગી ઊઠ્યાં છે તે તારી મદદ વગર નહિ ઓલવાય, હે કાકા!

'તે હવે હું શું કરું, બેટા?'

'મને પાટણ તેડતો જા. મારી પદ્માવતી સાથે પરણવા દે. મારી પરણેતર આજ બીજાને જાય છે એ વિચાર મને સળગાવી મેલે છે, કાકા!'

'અરે ગાંડા! તું પ્રેત છો. તને કેમ કરીને લઈ જાઉં?'

'બસ, કાકા?'

સર્યું તુટીયું સગા! નેરણ નેધારાં થિયાં;
વાયેલ વા કવા અરસી જળ ઊંડા ગિયાં. 19

હે સગા! આજ તારા સ્નેહની સરવાણીઓ કેમ તૂટી ગઈ! એવા તે કેવા ઝેરી પવન વાયા કે તારી પ્રીતિનાં નીર આટલાં બધાં ઊંડાં ઊતરી ગયાં!

છાવરો તવખે, જપ નહિ, જાય વાળાની જાન,
અરસી મેલ્યા એકના, પદમા પરાવ પ્રાણ ૨૦

ઓ અરસી! આ જાન જતી જોઈ હું ને અંતર ચિંતાય છે મારા પ્રાણ મેં પદ્માવતીની પાસે મૂક્યા છે—

સખ હૂંઠ નગા (તે તે) પદમાયું પાગ વિ‌ઉ,
અરસી આ વનમા ભૂતાં થી બળવું પિયુ. ૨૧

હે નગા! સુખ તો ખરું ત્યાં પદ્માવતી પાસે હતું અને આ જંગલમાં ભૂતોની સાથે રહેવું પડ્યું. કે હવે તો હું સળગું છું. મને એકવાર પરણી લેવા દે

'શી રીતે?

'તમારી જાનનો વરરાજો કદરૂપો છે, ઓ કાકા! એને બદલે મને વરરાજો બનીને માયરે જાવા દે. ચાર ફેરા ફરવા દે.'

'પછી?'

'પછી પાછો વળીને આહીં વડલાને થાનક ઊતરી પડીશ નદીને સામે કાંઠે જો હું ચડું તો મને ભૂતનાથની આણ છે'

કોઈ ગુફાના પોલાણમાં પવન સૂસવતો હોય તેવા ભૂતના વિલાપ સાંભળીને અગ્રીવાળાના શ્વાસ ઊંચા થઈ ગયા. વાણિયાને ભૂતની વાત કરીશ તો બીને આહીં જ ફાટી પડશે! શું કરું? વિમાસણ થઈ પડી

'કાકા!' ભૂતનો અવાજ આવ્યો 'વાણિયાને ભડકાવવા નથી હું આહીં મારી મેડી-મેડીયું ઊભી કરું છું. આજ મારી ડેલીએ હું વાણિયાની જાનને ઉતારો આપીશ'

ઘોડાને [illegible], બળદને મોળા ખાણ,
જમાડે વાળાની જાન, જાન ખતેથી ભૂતડો ૨૨

ઉજાડ વનમાં હીરણ્યને કાંઠે મોટો દરબારગઢ ઊભો થઈ ગયો. જાનના ઘોડાને માણુ બાજરાના જોગાણ, વેલ્યના બળદને કપાસિયાના બહોળા ખાણ અને જાનૈયાને ભોજન દીધા શેઠે જાણ્યું કે કોઈક ગરાસિયાએ આહીં અંતરિયાળ ગઢ બાંધ્યો હશે!

અરસીએ વાત ઉચ્ચારી શેઠિયા આ કદરૂપો વરરાજો લઈને જાશું તો વેવાઈ ના પાડીને ઊભો રહેશે માટે આપણે આ ગઢવાળા રૂડા રજપૂતને વર બનાવી તેડી જાયે વળતા આંહીં ઉતારી મેલશું.'

વાણિયા કબૂલ થયા

૩

ઊંચે સળગે આભ, નીચે ધરતીના ધડા;
ઓલવવાને આવ, વે'લો ધાંત્રવડા ધણી! ૨૩

**પીઠીભરી** કન્યા પદ્માવતી પાટણની મેડીએ બેઠીને વિલાપ કરે છે કે, હે ધાંતરવડના ધણી માંગડા! આજ પરપુરુષ સાથે મારાં લગન મંડાયેલ છે. હું કોઈને મોંએ મારું અંતર ઉઘાડી શકતી નથી. મારે એક ભવમાં બે ભવ થાય છે. ઊંચે આભ સળગ્યો છે. નીચે ધરતી ધખધખે છે. માટે હે સ્વામી! તું વહેલો વહેલો મારી જ્વાળાઓ ઓલવવા આવજે!

જાનની વેલ્યો ગાજી. વર પરણવા આવ્યો. હથેવાળો મેળવતાં પદ્માવતીએ સામા પુરુષને દીઠો–પરપુરુષને નહિ, પણ ખુદ માંગડાને દીઠો. વાતનો ભેદ સમજ્યા વગર કલેજે ટાઢક વળી ગઈ. આ મરેલું માનવી આંહીં ક્યાંથી? શું પરલોકમાંથી મને લઈ જવા આવ્યો? કે શું કોઈ દેવતાએ એને માથે અમીનો કુંપો છાંટી સજીવન કર્યો?

પરણી ઊતર્યાં અને જાન પાછી વળી. હીરણ્યને કાંઠે ભૂત-વડલો આવ્યો અને સંધ્યાનાં ઘેરાતાં અંધારાંમાં, એ બેંકાર જંગલની અંદર, વરરાજો ભડકારૂપે છલંગ મારી વડલાની ઘટામાં અલોપ થયો, ને આંહીં વેલડામાં કન્યાએ પોતાની બાજુએ જોયું તો જેની સાથે ચાર ફેરા ફરવા ચોરીએ ચડી હતી તેને બદલે બીજો કદરૂપો આદમી દીઠો. છલંગ મારીને પદ્માવતી પણ વેલ્યમાંથી નીચે ઊતરી પડી.

'અરે હાં! હાં! વહુ દીકરા! શું થયું?'

'રામ રામ છે, વાણિયા! જ્યાં મારો પરણ્યો ત્યાં જ હું!'

'અરે દીકરી, એ તો બનાવટી હતો!'

'ગમે તે હોય, બીજાનાં મીંઢોળ ન બાંધું!'

સમજાવી, પણ ન સમજી. ઘોર જંગલમાં એ અબળાને એકલી મૂકીને જાન ચાલી નીકળી. વેલડાનાં પૈડાંના અવાજ સીમાડા સુધી સંભળાઈને બંધ પડી ગયા. અને મોટી મોટી ખાવા ધાતી ભેખડો વચ્ચે વહી જતી હીરણ્ય નદીના નીર પણ ટાઢે પહોરે વિલાપના સૂર બાંધી પુકારવા લાગ્યાં. ઝાડવે ઝાડવું પ્રેત જેવું બનીને બિવરાવવા લાગ્યું. અને 'માંગડાવાળા! માંગડાવાળા! માંગડાવાળા!' એવા ત્રણ ત્રણ સાદ કરીને જ્યારે પદ્મા પોતાના પિયુને બોલાવવા લાગી ત્યારે ભેખડોમાંથી પડછંદા ઊઠીને ભયંકર બની જતી એ એક એક ચીસના જવાબમાં ઝડડડ! ઝડડડ! ઝડડડ! એવા ભૂત-ભડકા વડલાની ડાળેડાળે ઊઠવા લાગ્યા.

વડલા તારી વરાળ, પાને પાને પરજળી;
(હું) ફિરૉં ઝંપાવું ઝાળ, (મને) ભડકા લાગે ભૂતના. ૨૪

વડલા ! તારે પાંદડે પાંદડે ભૂતની જ્વાળા સળગી ઊઠી છે. હું દિવસ-રાત એ ભડકામાં સળગી રહી છું. હું આ આગને ક્યાં જઈને ઓલાવું ?

એ રીતે અદૃશ્ય ભૂતના ભડકામાં રાત ને દિવસ આ એકલવાઈ સુંદરી સળગે છે. પોતાના નાથને ગોતવા એ વડલા ઉપર ચડીને ડાળે ડાળે ને પાંદડે પાંદડે જુએ છે :

ડાળે ડાળે હું ફરું, પાને પાને દુઃખ;
મરતાં વાળો માંગડો, સ્વપને ન રહ્યું સુખ. ૨૫

એ ગોતાગોતમાં સળગવા સિવાય બીજું કાંઈયે નથી રહ્યું. એ મરેલા પિયુની અણછીપી વાસના જ જ્વાળારૂપે જંગલને સળગાવી રહી છે.

દિવસ બધો આવી આગ સળગે છે, ને રાતે એ ઉજ્જડ વગડામાં માયાવી દરબારગઢ ઊભો થાય છે. એ માંગડો ભૂત માનવીની કાયા કરીને પદ્માવતી સાથે વસે છે. પરોઢિયે પાછી એ બધી માયા સંકેલાઈ જાય છે ને પદ્મા એકલી સળગતી રહે છે.

૪

એ જુવાન ઘોડેસવારો ગીરમાં ચાલ્યા જાય છે. દિવસ આથમી ગયો છે ને અંધારાં ઘેરાય છે. એ વિકરાળ ઝાડીમાં કોઈ માનવી કે પંખી દેખાતાં નથી. જુવાનો ભૂખથી ને મુસાફરીથી ચાળી લોથપોથ થઈ ગયા છે.

ઘાટા જંગલમાં રસ્તાની એક બાજુએથી માદણામાં બેઠેલી એક ભેંસ ઊભી થઈ અને ચાલવા લાગી.

જુવાનો જોઈ રહ્યા. એક કહે કે : 'ભાઈ, આજ તો આવડી આ જ ભેંસના દૂધે વિયાળુ કરીએ.'

'બહુ સારું !'

અંધારે અંધારે ભેંસનું પૂછડું પકડીને અસવારો ચાલવા લાગ્યા. થોડીક વારે ઉજ્જડ વગડામાં રૂપાળો દરબારગઢ દેખાણો ને ભેંસ એ ગઢની ડેલીમાં ચાલી ગઈ.

અસવારો પણ ડેલીમાં જઈ પલાણ છાંડી ઊતરીને ચોપાટમાં બેઠા. ગઢ મોટો, પણ પ્રમાણમાં કાંઈ બોલચાલ સંભળાતી નથી. કોઈ દરવાન પણ હાજર નથી.

પડીક થયું ત્યાં તો સફેદ વસ્ત્રોવાળો ખૂબસૂરત જુવાન આવીને ઊભો રહ્યો. મૂંગો મૂંગો બથ ભરીને એ મહેમાનો સાથે બેઠો. જઈને ઘોડાહારમાં બેય ઘોડાં બાંધી આવ્યો.

વાળુની વેળા થઈ. જુવાને ઓરડામાં ગાદલીઓ પથરાવીને બેય પરોણાને જમવા બેસાર્યા. રૂપ જેને સમાતાં નથી એવી એક સ્ત્રીએ આવીને રોટલા, શાક ને દૂધ પીરસ્યાં. રાતે ઓસરીમાં મહેમાનો માટે ઢોલિયા ઢળાણા. કોઈ કોઈની સાથે કાંઈ વાતચીત કર્યા વિના સૂવા ગયાં.

મુસાફરો તો અજાયબીમાં પડ્યા છે આંહીં અંતરિયાળ આ દરબારગઢ કોણે બંધાવ્યો! આવડા મોટા ગઢમાં બે જ સ્ત્રી–પુરુષ શી રીતે રહેતાં હશે? બોલતાં–ચાલતાં કેમ નથી? આવાં રૂપાળાં બે મોઢાં ઉપર દુઃખની પીળાશ શા માટે?

ત્યાં તો અંદરના ઓરડામાં સૂતેલો એ પુરુષ કણુણતો હોય એવું સંભળાણું. કોઈ ભારી કારમી વેદના થાતી હોય એવી રીતે ધણી કણકી રહ્યો છે. આખી રાત કણકયા જ કરે છે. જંપ લેતો જ નથી.

મુસાફરો ચોંકીને સાંભળતા જ રહ્યા. બેમાંથી એકેયને ઊંઘ આવી જ નહિ. વિચારમાં પડી ગયા. ભળકડા–ટાણે કણકારા બંધ પડ્યા પછી મુસાફરોની આંખો મળી ગઈ.

સવારે સારી પેઠે તડકા ચડી ગયા ત્યારે મુસાફરોની આંખ ઊઘડી. નજર કરે તો ન મળે દરબારગઢ કે ન મળે ઢોલિયા! બેય જણા ધરતી ઉપર પોઢ્યા ને બેયનાં ઘોડાં બોરડીનાં જાળાં સાથે બાંધેલ: માથે વડલો છે ને પડખે ઊંચી ભેખડો વચ્ચે ધોળે દિવસેય બિવરાવે તેવા અવાજ કરતી નદી ચાલી જાય છે.

તાજુબ થઈને બેય બહારવટિયા ચાલી તો નીકળ્યા, બેયનાં કલેજાં થડકી પણ ગયાં, પણ સાંજ પડી ત્યાં બેમાંથી એક ભાઈ બોલ્યો:

'ભાઈ! એ ગમે તે હોય, પણ આપણે એનો રોટલો ખાધો, ને હવે શું એનું દુઃખ મટાડ્યા વિના ભાગી જાશું?'

'સાચું, ન જવાય! આજ પાછા પહોંચીને પતો મેળવીએ.'

રાત પડતાં પાછા એ જ ઠેકાણે જઈ ઊભા રહ્યા: એ જ દરબારગઢ, એ જ ચોપાટ, એ જ જુવાન, એ જ રાંધીને પીરસનાર રંભા, અને એ પથારી.

વાળુ કરીને ઊભા થયા એટલે બેય મુસાફરો એ જુવાનની આડા ફરીને ઊભા રહ્યા અને પૂછ્યું: 'બોલો, કોણ છો તમે? ને આખી રાત કણકયા કરો છો કેમ?'

'તમને એ જાણીને શો ફાયદો છે?'

'અમે રાજપૂતો છીએ જેનો રોટલો જમ્યા એનું દુઃખ ટાળીએ નહિ તો જીવતર શા ખપનું છે?'

'જુવાનો !' ભાલા જેવી તીણી નજર નોંધીને ઘરધણી બોલ્યો. 'જુવાનો ! ડરશો નહિ ને ?'

'ડર્યા હોત તો પાછા શીદ આવત ?'

છાતી ચીરી નાખે તેવો ભયંકર સ્વર કાઢીને જુવાન બોલ્યો-અંદરથી આંતરડાં કપાતાં હોય એવી વેદનાભરી વાણીમાં બોલ્યો : 'જુવાનો ! હું માગડોવાળો !'

'માંગડોવાળો ! ! !'

મુસાફરોનાં મોંમાં ચીસ દબાઈ રહી.

'હા, હું ધાંતરવડીનો ધણી માંગડો : કમોતે મૂઓ : ભૂત સરજ્યો છું. તે દી આડવા બાયલની બરછી ખાઈને હું પડ્યો. એ બરછીની કરચ મારી છાતીના હાડકામાં વીંધાઈને ભાંગી ગઈ. હજી એ હાડકું ને એ બરછીની કરચ આ વડલાની વાઝમાં દટાઈને પડ્યાં છે. એ બરછી-ની કરચ મારી છાતીમાં દિવસ ને રાત ખટકે છે. તેથી કણકું છું, ભાઈ!'

'એનો ઈલાજ શો ?'

'તમારાથી બને તો તમે હાડકું ગોતીને બરછીની કરચ કાઢો, ને મારાં હાડકાં દામા-કુંડમાં પહોંચતાં કરો. નીકર આ વાસના-દેહ ટકશે ત્યાં સુધી હું એના ખટકા ખમ્યા જ કરીશ.'

એટલું બોલીને 'ઓહ ! ઓહ !' કરતો જુવાન ઓરડામાં ગયો. મુસાફરો સૂતા : સવારે એ ને એ દશા દેખી.

વાઝના થડમાં ખોદાણકામ કરીને ભૂતે કહેલું હાડકું ગોતી કાઢ્યું. બરછીનો ટુકડો જુદો પાડીને એ હાડકાં લઈ બેય બહારવટિયા દામેકુંડ ચાલ્યા ગયા.

૫

ભાદરવા મહિનાની મેઘલી રાતે એક નગરના દરબારગઢને ઝરૂખે પાદશાહ અને હુરમ જાગતાં બેઠાં છે. નદીમાં પૂર ઘૂઘવે છે. આસમાનમાં ગાજવીજ અને કડાકા થાય છે વીજળીએ એવી તો ધૂમાધૂમ માંડી છે કે જાણે આકાશની જગ્યા એને ઓછી પડે છે. હુરમ બોલી :

'ઓહોહોહો ! કેવી કાળી ઘોર રાત છે !'

પાદશાહે કહ્યું : 'આવી રાતે કોણ ઘરની બહાર ભમતું હશે ?'

'બીજું તો કોણ ભમતું હોય ? બિચારા મારા ભાઈઓ, જેને માથે તમ સરખા રાજાનું વેર તોળાઈ રહ્યું છે !'

'કોણ...જેસો-વેજો ?'

'હા ખાવિંદ! તમારા બહારવટિયા, પણ મારા તો છબના માનેલા સાચા ભાઈઓ!'

'બેગમ! અટાણે મને એનું શૂરાતન સમજાય છે. આવી ભયંકર રાતે શું વગડો વીંઝતા હશે? બખોલોમાં સૂતા હશે?'

'બીજું શું કરે, ખાવિંદ? તમે એને સૂવાનું બીજું ઠેકાણું ક્યાં રહેવા દીધું છે?'

'સુણો! અટાણે એ બેય ભાઈ હાજર થાય તો માફી આપું, ગામડાં પાછાં સોંપીને બહારવટું પાર પાડું એવું મન થઈ જાય છે.'

'અરેરે! અટાણે એ આંહીં ક્યાંથી હોય!'

'સાદ તો કરો!'

'ખાવિંદ, મશ્કરી?'

'ના, ના, મારા સમ, સાદ તો કરો!'

ઝરૂખાની બારીએ જઈ ને દુરમે અંધારામાં સાદ દીધો: 'જેસાજી...ભાઈ! વેજાજી...ભાઈ!'

નીચેથી જવાબ આવ્યો: 'રાણીમા! હાજર છીએ!'

'ઓહોહો! ભાઈ, અટાણે તમે આંહીં ક્યાંથી?'

'પાદશાહની રખેવાળી કરવા, બોન!'

'તમારા શત્રુની રખેવાળી!'

'હા, બોન!'

'કેમ?'

'અમારે માથે આળ ચડે તે બીકે.'

'શેનું આળ?'

'કોઈ બીજો દુશ્મન આવીને પાદશા'નું માથું વાઢે, ને નામ અમારાં લેવાય! અમે રયા બહારવટિયા! અમારી મથરાવટી જ મેલી, બોન! અમારા માથે જ કાળી ટીલી આવે! અમારું ખોટું નામ લેવાય એ કેમ સંખાય?'

'વાહ રે મારા વીરાઓ! રોજ ચોકી કરો છો!'

'ના બોન, આવી કોઈ ભયંકર રાત હોય તે ટાણે જ!'

પાદશાહે કાનોકાન આ વાતચીત સાંભળી. અટારી પરથી કૂદી પડીને એ રજપૂત-વીરને ભેટી લેવાનું દિલ થયું. છાતી ફાટવા લાગી. પાદશાહ બોલ્યો:

'જેસાજી-વેજાજી! સવારે ક્યારીએ આવજો, કસુંબા પીવા છે!'

'બાપુ! ક્યાં તો નહિ થાય ને?'

'રાજાનો બોલ છે. ઈતબાર આવતો હોય તો હાજર થજો!'

એ હોંકારા દેનાર કોણ હતું? માંગડાવાળાનું પ્રેત હતું. બહારવટિયા ભાઈઓ પોતાનું કામ કરવા દામેકુંડ ગયા છે, અને આંહીં પાદશાહની દેવડી હેઠળ બહારવટું પાર પાડવાનો મોકો મળ્યો છે, એ જાણીને બહારવટિયાનો ઓશિંગણ ભૂત જેસા-વેજાને નામે હાજર થયો હતો.

પાદશાહનો કોલ મળતાં જ એણે જઈને બહારવટિયાઓને જાણ દીધી.

ક્યારીમાં બહારવટાં પાર પડ્યાં. સામસામા કસુંબા પિવાણા.

એ માંગડોવાળો ગીરમાં ઘણે ઘણે ઠેકાણે રહ્યો હોવાનું કહેવાય છે, અને જે ડુંગર ઉપર એણે ચારણને અફીણનો ગોટો દીધો તે પણ એના વસવાટ ઉપરથી જ 'માંગડાનો ડુંગર' કહેવાય છે.

એટલું કહીને વાર્તા કહેનારે ચલમ હાથમાં લીધી, સગડીના ઓલવાઈ જતા અંગારામાં નવાં કરગઠિયાં નાખીને તાપણું સતેજ કર્યું અને ઝોકે આવેલા માલધારીઓ ભેંસોને પહર છોડતાં પહેલાંની નાનકડી નીંદરમાં પડ્યા.

[ સૌરાષ્ટ્રની રસધાર-૫ ]

## બાળાપણની પ્રીત

વિજાણંદ આરો વીંઝણો (ને) શેણી આડી ભીંત,
પડદેથી વાતું કરે, બાળાપણની પ્રીત. ૧

**મા**વતરે નાનપણમાંથી મૂકેલો અનાથ એક છોકરો પરાયો માલ ચારીચારીને પેટ-વડિયે ઊછરતો હતો. ગીરના ડુંગરામાં આથડતાં આથડતાં એની અવસ્થા વધતી જતી હતી. પણ એ નમાયા છોકરાને ઘસી-ચોળીને નવરાવનાર-ધોવરાવનાર કોઈ નહોતું. એના માથામાં જૂઓ પડતી અને રજ્જુ છોકરો મોટો થાતાંથાતાં એ રીતે પોતાનાં ખરાં રંગરૂપ ખોઈ બેઠો હતો.

કોઈ બેરુખધ વિનાના એકલા આથડતા એ છોકરાએ આખરે એક સંગાથીને હાથ કરી લીધું: ગીરની વનસ્પતિમાં ભમીભમીને એક તૂંબડાના વેલા પરથી ગોળ મોટાં બે તૂંબડાં ઉતાર્યાં. પવનની લહેરે લહેરે જેના પોલાણમાંથી દિવસરાત કોઈ ઝીણી સૂર વગડ્યા કરતા એવા એક

વાંસની પાંચ કાતળીઓનો કટકો કાપી લીધો. વાંસને બેય છેડે તુંબડાં પરોવીને છોકરાએ તે ઉપર તાર અને તાંત્યો બાધ્યા. કોઈ ઝાડવાના થડમાં ઝરતો રસ લાવીને એ જંતર (વાજિંત્ર) ઉપર ચોપડી દીધો. ઉપર મોરપિચ્છનો ગુચ્છો લગાવ્યો. એવું રૂપાળું બીન બનાવીને જ્યારે પહેલી વાર એ છોકરાએ જંતરના તાર ઉપર પોતાની આંગળીઓ ફેરવી, તે વખતે એ વાંસ અને તૂબડાંના પોલાણમાં કોઈ જુગજુગનું જૂનું મંગાથી બેઠું હોય ને સામા હોંકારા દેતું હોય એવા સૂરો સંભળાણા. થોડે દિવસે તો છોકરાએ જંતરને ખંભે ઉપાડી ફક્ત હૈયાની જ ઊકલત પ્રમાણે આંગળીઓ ચલાવી, ઝાડવે-ઝાડવે, ઝરણે-ઝરણે ને ગીરને ગાળેગાળે ગીતો બેસાડવાનું આદરી દીધું. જંતર ઉપર અજબ ઝડપે એનો હાથ બેસી ગયો છત્રીસે રાગરાગણીઓ એની સામે હાથ જોડીને ઊભાં રહ્યાં :

જંતર મોટે તૂંબડે, બત્રીસે ગમે;
છત્રીસ લાવણ રમે, વિજાણંદને ટેરવે. ૨

મોટાં તૂંબડાંવાળું એ બીન : એમાં બત્રીસ તો ગમા ગોઠવેલા : અને એમાંથી છત્રીસ જુદીજુદી રાગણીઓ વિજાણંદનાં ટેરવાંનો સ્પર્શ થતાં તો કલ્લોલ કરી રમવા લાગે છે.

ગીરથી ગોડું ઢૂકડું ગોરવિયાળી નામે એક ગામ આવેલું છે. કોઈ કોઈ વાર પોતાની પાંચ ભેંસોને ધોળાને વિજાણંદ આ ગોરવિયાળી ગામમાં આવતો. પહેલી વાર જ્યારે એ આવ્યો ત્યારે ગામને પાદર કૂવાકાંઠે જઈને એણે પનિયારીઓને કહ્યું : 'પાણી પાશો ?'

એમાંથી એક પનિયારી હજુ કુમારિકા હતી. કુમારિકાએ આ પાણી માગનારા છોકરાની સામે જોયું. જોતાં જ ઘડો સીંચીને કાઢ્યો હતો તે પણ એણે ઠાલવી નાખ્યો. જરાક મોં મચકોડ્યું. પોતાની સંગાથણને કહ્યું કે : 'બીન, ઈને પાણી પાજે. મું તો ઇ નો વદરો રૂપ ભાળીને હારે મરાં, બાપ !'

એટલું બોલી એ રૂપ-નીતરતી કુમારિકા પોતાના ગોરા અંગ ઉપરની કાળી કામળી મચરાવતીએથી મોખરે તાણી લઈ, માથે બેડું મૂકી, ઉતાવળે ગામ તરફ ચાલતી થઈ. પાછળથી બીજી પનિયારીએ સાદ દીધો કે: 'બણેં શેણીબા ! તોળી ગાગર કાળમખો કાગડો ભોટતો સે !'

વિજાણંદે તરત એ બાઈને કહ્યું કે: 'અરે બાઈ ! માણસ કરતાં કાગડો તો ચડિયાતા રૂપવાળો ખરો ને ! કાગડો આખું બેડું ભોટે છે, પણ મને ખોબો પાણી પાતાંયે ઈનો જીવ નો હાલ્યો, હરો !'

તરસ્યો છોકરો પાણી પીને ગામમાં ગયો. ગામમાં વેદો ગોરવિયાળો નામે મોટો માલધારી પરજિયો ચારણ વસે છે. વેદાને આંગણે ત્રણસો ભેંસો દૂઝે છે. પ્રભુના ચારે હાથ એ

ચારણને માથે છે. એ વેદા ગોરવિયાળાની ડેલીએ જઈને વિજાણંદે પોતાનું જંતર-ટિંગાડી વિસામો કર્યો. વેદા ગઢવીએ બાળકને આદરમાન દીધાં. રાતે વાળુ કરતાં કરતાં વિજાણંદે એરંડિયા તેલના દીવાને ઝાંખે ઝાંખે અજવાળે પીરસવા આવનારી કન્યાને ઓળખી : કૂવાને કાંઠે મને કદરૂપો કહીને પાણી પાયા વિના ચાલી નીકળેલી છોકરી તે આ પોતે જ : વેદાની સાત ખોટની એકની એક જ દીકરી : બાપ એને વારે વારે ' શેણી ! બેટા શેણી ! ' કહીને સાદ કરે છે. ઠીક જીતવા ! વેદાની દીકરી મને ભિખારીને પાણી ન પાય એનો ધોખો હોય કાંઈ ? ક્યાં હું નમાયો, નબાપો, નિર્ધન ! ને ક્યાં આ બાદશાહી બગીચાની ડોલર-કળી !

વાળુ કરીને સહુ ફળીમાં ચંદ્રને અજવાળે ખાટલા ઢાળી બેઠા છે. ઉનાળાની રાત, એટલે આભ જાણે હીરે મઢાઈ ગયું છે. શીતળ પવન ઝાડવાંની ડાળીઓ સાથે ભાતભાતના ગેલ કરી રહ્યો છે. અને એમાં પોતાની પાંચ ભેંસોએ વીંટી લીધેલા ખાટલા ઉપરથી વિજાણંદે જંતરને ખંભે લઈ બજાવવાનો આદર કર્યો. વાજિંત્રના પોલાણમાં પોઢેલી કોઈ વનદેવી પોતાના ભેરુનાં સુંવાળાં ટેરવાં અડતાંની વાર જ જાગીને પોતાનાં વીતકેની વાતો કરતી હોય તેવા વિલાપના સૂર સંભળાવા લાગ્યા. દીકરા-વિહોણી માતા રોતી હોય, પિયુ-વિજોગણ અબળા ઝૂરતી હોય, ભાઈ-વછોઈ બહેન ઝંખતી હોય, પ્રભુએ ત્યજેલો ભક્ત વલવલતો હોય અને ધણી વિનાનાં ઢોર ધા દેતાં હોય, એવા એવા ધ્વનિ નીકળવા લાગ્યા. વચ્ચે વચ્ચે વાજિંત્રના તારમાંથી ભીંડના સૂર નીકળતાં તો સાંભળનારા સહુને કલેજે ન કહેવાય, ન કળાય ને ન સહેવાય તેવું કંઈ કંઈ થાવા લાગ્યું. હાથમાં હોકા હતા તેની ફૂંકો લેવાતી બંધ થઈ, કૂતરાએ ભસવું છોડી દીધું, ભેંસો વાગોળતી અટકી ગઈ અને વેદાના ઘરની અંદરથી જાણે એક ઊંડો ઊંડો નિઃશ્વાસ નીકળ્યો હોય તેવો અવાજ સંભળાણો :

'જંતર ઝાલ્યું હાથ, ભાંચળિયે ભાંગતી રાતનું;
સાથ લે સંગાથ, વાઢેલ સઢ વિજાણંદે * 3

ભાંચળિયા શાખના એ વિજાણંદ ચારણે ભાંગતી રાતે બીન હાથમાં ઝાલીને બજાવ્યું, જાણે કે અમને પોતાની સંગાથે સંગીતના ઊંડા દરિયામાં લઈ જઈને પછી ત્યાં એણે અમારી નૌકાના સઢ છેદી નાખ્યા !

વેદા ગઢવીને મોહ લગાડીને વિજાણંદ ચાલી નીકળ્યો. પણ પછી તો વારેવારે એને નોતરાં મળવા લાગ્યાં. જંતર લઈને વારંવાર વિજાણંદ ગોરવિયાળી આવ-જા કરવા લાગ્યો. એવી

* બીજો પાઠ—

જંતર વાયું જે, આંગણિયે આવીને;
કાળજ કરવતીએ, વાઢી ગિયો વિજાણંદ દે.

ફેકે ભાંગતી રાતોમાં ભીંતની આડશે બેઠેલી કન્યા શેણીના જીવતરની નૌકાના સઢ ચિરાતા ગયા. અને–

ગમે ગમે ગોઠડી, નવ તાંત્યુંમાં નેહ;
હૈયામાં હલકેહ, વિજાણંદનાં તૂંબડાં. ૪

એ વાજિંત્રનો પ્રત્યેક ગમો ગાતોગાતો જાણે કે શેણીની સાથે જ ગુપ્ત ગોઠડી કરી રહ્યો હતો. નવે તાંતો જાણે શેણીની સાથે જ સ્નેહ બાંધતી હતી. અને એ બીનનાં તૂંબડાં ઘેરા પડછંદા પાડીને જાણે એકલી શેણીના હૈયામાં જ હલકા દેતાં હતાં.

જેને કદરૂપો કહી અને જેના મોંથી બી જઈ કૂવાને કાંઠેથી શેણી ભાગી નીકળી હતી, તેનું ગુપ્ત સ્વરૂપ હવે શેણીએ એના ગુણભર્યા સંગીતમાં નીરખ્યું. નીરખીને ગાંઠ વાળી લીધી કે બીજા બધા તો ભાઈ-બાપ છે. પણ ચારણની દીકરી મોંએ ચડીને કોઈને પોતાના મનની વાત કરી ન શકી. નેસડામાં કોઈ સરખી સહિયર નથી, ઘરમાં કોઈ બહેન-ભોજાઈ નથી. ગામનાં સ્રી-પુરુષો શેણી આઈને જોગમાયાનો અવતાર કરી જાણતાં. શેણી આઈએ અખંડ કુમારિકા રહેવાનો જ નિરધાર કર્યો છે એમ સહુને ખબર હતી. બાપને તો સ્વપ્નેય ધારણા નહોતી કે આવા કદરૂપા જુવાન ઉપર પોતાની લાડકી દીકરીનું દિલ ચોંટી શકે. ફક્ત એક વિજાણંદે જ શેણીની નીચે ઢળતી આંખોમાં ને થરથર ધ્રૂજતા હોઠમાં પ્રીતિની છાની વાત વાંચી લીધી.

એવી એક રાતનો ચોથો પહોર ચાલે છે. વિજાણંદની વીણાના સ્વર-છંટકાવમાં આખો ડાયરો નીતરી રહ્યો છે. જોરથી શ્વાસ લીધે પણ પાપ બેસે એવી રાગ-રાગણીની ઊંડી જમાવટ રાતના હૈયા ઉપર થઈ ગઈ છે. ઓરડામાં દીવાની દિવેટે મોગરો ચડી ગયો છે તેને ખેરવા ઊઠવાને પણ એ ઓરડાની ઓથમાં બેસી રહેલી કન્યાનું મન નથી કબૂલતું. બગાસું પણ આવ્યા વગર આખી રાત નીકળી જાય છે. પ્રભાતે વેદા ગોરવિયાળાએ ડાયરો ભરી, કસૂંબો લેવરાવી, વિજાણંદને કહ્યું :

'ભાણેજ ! ઘણા દી તેં અમને મોજ કરાવી. આજ તો હવે તારી મોજનો વારો છે. આ મારા ઘરમાં આટલી ગાયું-ભેંસું છે, રિદ્ધિ-સિદ્ધિ છે, એમાંથી તને મોજ આવે તે ચીજ માગી લે, ભાણેજ !'

વિજાણંદે માથું ધરતી તરફ ઢાળી દીધું. ઓરડામાં શેણીને હૈયે શ્વાસ સમાતા નથી. કાળજું ફડક ફડક થાય છે. કોણ જાણે ચારણ શી ચીજ માગશે!

'કેમ ભા ! કેમ માથું નીચું ઢાળી દીધું ?'

'મામા! શું માગું? રિદ્ધિ-સિદ્ધિની તો અબળખા નથી રહી. જેનું પણ હું સાચવી શકું એટલી તો જગદંબાએ દીધી છે. હવે ભાર કોના સારુ વેંઢારું?'

'વિજાણંદ! માગી લે કહું છું. મારી મોજ મારી જાય નહિ. મને અસદ્‌ગતિ મળે. માગી લે ઝટ!'

'પણ-હું માગીશ ઈ તમથી નહિ દેવાય, મામા!'

'હું મારી દેહ વેચીને પણ તારો સવાલ પૂરો કરીશ. આંચકો ખા મા. માગી લે. ન આપું તો દેહ પાડી નાખું.'

'મામા, એક જ માગણી કરું છું. શેણીનો હાથ...!'

સાંભળતાં જ વેદા ગઢવીના મુખ પરથી સોળે કળાઓ સંકેલાઈ ગઈ. હથેળીમાં કસુંબાની અંજલિ ભરેલી તે ધરતી પર ઢોળી નાખી. કપાળે પરસેવાનાં બિન્દુ બાઝી ગયાં. કોચવાઈને વેદાએ કહ્યું :

'છોકરા, માગવાની રીતે માગવું જોઈએ. તેં આજ મારું મોત ખગાડ્યું : વેદાની સાત ખોટની દીકરી તારા જેવા ભટકતા ભિખારીને મળે-જેને નથી માવતર કે નથી એકેય કૂબો!'

'કાંઈ નહિ, મામા, મારી ભૂલ થઈ!'

એટલું જ કહી, જંતર ખંભે ઉપાડીને ગરીબડે મોંએ વિજાણંદ ખાધા-પીધા વગર ચાલી નીકળ્યો. અને આખા ચારણ-ડાયરાએ વેદા ગોરવિયાળા ઉપર પીટ પાડવાનું આદર્યું :

'વેદા ગઢવી, ભણેં વેણ પાળવો નૂતો તો વેણ દીધો કેવા સારુ? ચારણ તાળે આંગણે નિસાસો નાખેને હાલે નીકળ્યો ઈ ખબર છે? તાળું ધનોતપનોત નીકળે જીસે!'

વિમાસણ કરીને વેદાએ કહ્યું : 'પાછો વાળી આવો એને!'

પાદરથી વિજાણંદને પાછો વાળી આવ્યા. વેદો ફરી વાર બોલ્યો : 'ભણેં ભરવાડા, મોળી સાત ખોટયની શેણી ઇ (એમ) નો મળે; શેણીનું કાંડું જોતું હોય તો જા, નવચંદરીયું ભેંસ્યું, એક સો ને માથે એક ભેળીયું કરીને લે આવ્ય; એક વરસની અવધ્ય દેતો સાં. પોર બરાબર - આ જ તથ્યે જો નો પોગાય, જો એક દીનું મોડું થાય, તો જાણજે કે આ ભવમાં શેણીનું મોંયે જોવા નૈ મળે. નીકર એક વરસની અવધ્યમાં આવેં ને એક સો એક નવચંદરીયું મોળે ખીલે બાંધે જાજે, અને ખુશીથી શેણીને હથેવાળે પરણતો જાજે. છે કબૂલ!'

'કબૂલ છે, મામા!'

એટલું કહીને વિજાણંદ વળી નીકળ્યો. પોતાની પાંચ ભેંસો હતી તેને બચ્ચાંઓ ભરી-

ભરીને કોઈક ઓળખીતા નેસમાં મેલી દીધી. પાંચેની સામે હાથ જોડીને બોલ્યો : 'મારી માતાજીયું ! ડુંગરામાં નિરાંતે ચરજો. હું હમણાં આવું છું. વરસને વીતતાં વાર નહિ લાગે. અને પછી તમારાં ખાણ નીરનારી, ગોરસડાં મેળવનારી, પાડરુ પાળનારી, ને વલોણાં ગજવનારી શેણી આપણે ઘેર આવશે ! રૂડાં ઘર બાંધીને નદીકાંઠે ક્યાંક રે'શું ! કોચવાશો મા હો !'

ભેંસોની આંખોમાં મોટે ટીપે આંસુડાં ચાલ્યાં જાય છે. વિજાણંદની પણ છાતી ભરાઈ આવી. પણ એ તો હિંમતભેર ચાલી નીકળ્યો. એને તો ખાતરી હતી કે મારું જંતર જે નેસડામાં જઈને વગાડીશ, ત્યાંથી પાંચ-પાંચ નવચંદરી ભેંસો શું મને નહિ મળે? એવાં વીસ નેસડાં તો પાંચ મહિનામાં ફરી વળીશ.

> વિજાણંદ હાલી નીકળ્યો, પો ઠી ડા પ લા ણે,
> ડાબો થાને ગણેશ ! (તો) વિજાણંદ પાછો વળે. ૫

પોઠિયા પર સવાર થઈને વિજાણંદ ચાલી નીકળ્યો. ઝૂરતી શેણી જંગલના તેતરને વીનવે છે કે, હે ગણેશ પંખી ! તું મારા પિયુની આડો ડાબી બાજુએ ઊતરજે, કે જેથી અપશુકન સમજીને એ પાછો વળે': ફરી વાર શેણીએ પોકાર કર્યો :

> હરણા, તારી ડોકમાં ઘ ડા વું ઘૂ ઘ ર મા ળ
> સોને મઢાવું શીંગડી, વિજાણંદ પાછો વાળ્ય ! ૬

હે હરણ ! તું ડાબી બાજુ ઊતરીને વિજાણંદને અપશુકન દે. તો હું તારે કંઠે ઘૂઘરમાળ પહેરાવીશ, તારી શીંગડીઓ સોને મઢાવીશ !

નેસડે નેસડે જઈને વિજાણંદ ગળતી રાતનું જંતર બજાવે છે અને માનવીની આંખોમાંથી નીંદર ઉડાડી મૂકે છે. પ્રભાતે પ્રભાતે ભરદાયરામાં વિજાણંદને ભેટ આપવાની વાતો થાય છે. પણ નવચંદરી ભેંસોનું નામ પડતાં નેસવાસીઓ લાચાર બની જાય છે. ચાર ચાર પગ ધોળા : પૂછડાને છેડે ધોળા વાળ : અકેક આંચળ ધોળો : લલાટમાં ધોળું ટીલું : મોં ધોળું : અકેક આંખ ધોળી—એવાં નવ નવ શ્વેતરંગી ચંદ્ર-ચિહ્નોવાળી ભેંસો તે નવચંદરી કહેવાય. એવી ભેંસો ક્યાંક મળે છે, ને ક્યાંક નથી મળતી. નવમાંથી એક પણ ઓછું ચાંદું તો ચાલે તેમ નથી.

વિજાણંદની ગણતરી ખોટી પડી. પાંચ-પાંચની ધારણા હતી ત્યાંથી એકએક પણ માંડમાંડ નીકળી. મળી તેમનેમ હાંકીને વિજાણંદ ભમવા લાગ્યો. આઘેઆઘે નીકળી ગયો. કેટલો દૂર નીકળી પડ્યો છે તેનું ભાન ન રહ્યું. ખાવું-પીવું, નાહવું-ધોવું, લૂગડાં બદલવાં કે હસીબોલીને વાતો કરવી એ બધું જ વિજાણંદ વીસરી ગયો છે. દિવસ ને રાત જંતર ઉપર જ એનાં ટેરવાં ફરે છે, અને 'નવચંદરી ભેંસ' એટલો જ મોંમાંથી સવાલ પડે છે. ગીર વટાવીને વિજાણંદ બર-

ગામમાં, હાલારમાં, ઝાલાવાડમાં, જ્યાં જ્યાં કોઈ નવચંદરીના સમાચાર મળે ત્યાં ત્યાં-રઝળે-છે. દિવસ પછી દિવસની અને પછી તો પહોરેપહોરની ગણતરી કરે છે. એમ કરતાં બાર વરસમાં થોડા જ દિવસ ઓછા રહ્યા. વેદાએ આપેલી અવધ ચાલી આવતી હતી.

અહીં ગોરવિયાળી ગામમાં શેણીના યૌવનની કળીઓ પણ ઊઘડી ગઈ હતી. પ્રેમનું ખેતર પાકી ગયું હતું. શેણીના તલસાટ શું બોલતા હતા !—

ખેતર પાક્યું કણ ઝરે, મન બેઠું માળે,
બજ્ય વેંલો વિજાણંદા, (મને) રોઝડાં રંઝાડે.

હે વિજાણંદ ! મારા જીવનનું ખેતર પાકી ગયું છે. યૌવનરૂપી દાણા નીચે ઝરી જાય છે. અંતઃકરણ તારી રાહ જોતું માળા પર બેઠું છે. હવે તું ઝટ પાછો વળજે, કેમકે નાદાન આરણ ઉમેદવારોરૂપી રોઝડાં મારા જીવન-ખેતરને રંઝાડે છે. (મને પરણવા પ્રયત્ન કરી રહ્યા છે.)

ખેતર પાક્યું કણ ઝરે, મન બેઠું માળે;
અધવચ મેલ્યાં એકલાં, હાલ્ય હૈડા હેમાળે, ૮

જીવનનું ખેતર પાકી ગયું છે, યૌવનરૂપી પોંક (લીલા દાણા) શેકાઈને ખાવા માટે તૈયાર થઈ ગયા છે. મારું મન માળા ઉપર બેઠું બેઠું વાટ જુએ છે. વિજાણંદે તો મને અધવચ્ચે રઝળાવી. માટે હે હૃદય ! ચાલો હવે હિમાલયે ગળવા !

વાટ જોવાનો છેલ્લો દિવસ હતો. અષાઢ બેસી ગયો. જગત પર વર્ષાનો ઊગમ થયો.

વરસ વળ્યાં વાદળ વળ્યાં, ધરતી નીલાણી
(પણ) એક વિજાણંદને કારણે, શેણી સુકાણી. ૯

વરસ પાછું વળ્યું વાદળાં પણ બરાબર બાર માસની મુદતે હાજર થઈ ગયાં. પૃથ્વી એ સહુનાં પુનર્મિલન થકી નીલી વનસ્પતિના જોબનરંગે હસી-ઉલ્લસી ઊઠી. હાય, એ બધાં તો લીલુડાં બન્યાં, કેમકે મિલનનું સુખ પામ્યાં; સુકાઈ શોષાઈ સળગી ગઈ એક માત્ર શેણી; કારણ-કે એને એકલીને જ વિયોગ રહ્યો વહાલા વિજાણંદનો.

તે દિવસે ગોરવિયાળી ગામને પાદર પાણી સીંચતી પનિયારી શેણી ગામેગામ બણીથી ચાલ્યા આવતા લાંબાલાંબા કેડા ઉપર મીટ માંડીને જોયા કરે છે કે ક્યાંય વિજાણંદ આવે ! ક્યાંય એક સો એક નવચંદરીઓનું ખાડું ગોરજના ડમ્મર ઉડાડતું આવે ! ક્યાંયે જંતરના સંદેશા લઈને પવનની લહરીઓ આવે !

જો આવે તો આજ આ કૂવાકાંઠે પેટ ભરીભરીને પીએ એટલું પાણી પાઉં : એની એકસો ને એક નવચંદરીઓને પણ મારે હાથે બેડાં સીંચીસીંચીને પાણીએ ધરવ કરાવું : લાંબો પંથ કરીને આવતા પિયુડાને માથાબોળ નવરાવું : એનાં લૂગડાં આ ઓઝત નદીની ધોળી ધૂળમાં ઘસીને

ઊજળાં દૂધ જેવાં કરી સૂકાતું : તે દિવસ પાણી પાયું નહોતું એનો આજ બદલો વાળી દઉં : પણ વિજાણંદ તો દિવસ રોળ્યકોળ્ય રહ્યો છતાં આવતો નથી. પાદરથી નીકળતી ઓઝત નદીને શેણી પોકારે છે કે—

ચડ ટીંબા ચડ ટીબડી, ચડ ગુંદાળી ધાર;
ઓઝત, ઉછાળો લઇ વિજાણંદ પાછો વાળ! ૧૦

ઓ બહેન ઓઝત! તું ઊંચી ટીબી-ટેકરીએ ચડનારી છે. તું વિજાણંદને ક્યાંઈક આઘે-આઘે જોઈ શકતી હોઈશ. ભલી થઈને એકવાર ઉછાળો મારી, એનો પંથ રોકી, તું એને ઝટ પાછો વાળજે!

દિવસ આથમ્યો. આશા ઓઝતને કાંઠે મૂકીને શેણી એકું બારી પેર ગઈ. જઈને જુએ છે તો વેદો હરખઘેલો થઈને બેઠો છે

'બાપ શેણી!' વેદો બોલ્યો. 'હવે અટાણે લાપસીનાં આંધણ મેલજે, હો ગીગી! ઈ કાળમખો નસેં પોગ્યો ને આપણે ઊગરે ગા! અરરર! મોળી હંમશી જીભી ગીગી ઈ કાગડાને હાથ જાત તો મોળો મોત બગડત! મૂકય બેટા, ઝટ લાપસીનાં આધણ મૂકય!'

આંસુડે પનાળેલા લોટની લાપસી કરીને દીકરીએ બાપને ખવરાવી. ખાઈ–પીને બાપ તો ઘસઘસાટ ઘોંટયો. પણ શેણી શે સુખે સુએ? આખી રાત પવનમા કમાડ ભભડે તો ઝબકે છે કે વિજાણંદની વીણા રોતી લાગે છે, ને પલકવાર ઝોલું આવતાં જ સ્વપ્નમાં વિજાણંદને ઠપકો દેવા લાગે છે કે : 'અરે ભૂંડા! રસ્તે આટલો બધો ખોટીપો? કોણ કામણગારું તને મળ્યું'તું?'

આખી રાત અજંપામાં ગાળી. પ્રભાતે ઊઠીને શેણીએ પોતાનું પોટલું બાંધ્યું. બાપુની પાસે હાથ જોડીને બોલી :

'બાપુ! કમણ્ડ જોડાવી દેશો!'

'કાં, બાપ! કીસેં જાનો છે?'

'હેમાળે ગળવા!'

'અરરર! દીકરી! ગાંડી થે ગી! આવડી અવસ્થાએ વેરાગ કાસેયા આદો! ભણેં બાઈ, હવે તું બી મા. હવે આપણી બે માતર ટળે ગી. હવે તોળા સાટુ હું સારો ઠેકાણો જોવા નીકળતો થો. હેમાળે ગળવા તે જવાય, મારા ઓધાર!'

'બાપુ!' શેણીએ ધરતી ખોતરતાં ખોતરતાં સંભળાવ્યું. 'બાપુ, હવે એ બધી આશા મેલી દો. હવે તો—

વિજાણંદની વરમાળ, બીજાની બાંધું નહિ,
મારુ દેહ હજુ વાર, બાપ હવે મેરુ ગાળને. ૧૧

તે દિવસે બાપને જાણ થઈ કે દીકરી તો વિજાણંદના નામની જ માળા ફેરવે છે! બાપુએ બહુ સમજાવી. ઉલ્લો જવાબ વાળી દીધો :

'હવે તો, બાપુ, એ આવે કે ન આવે : હવે અવધ પૂરી થઈ. ને હવે તો મળશું હેમાળાના ખોળામાં, નીકર આવતે અવતાર. હવે મારો મારગ રોકશો મા!'

ગામનાં માણસો હજાર હજાર વાતો કરીને મનાવવા લાગ્યાં કે : 'બેન! રોકાઈ જા. હજી એ આવશે!'

'આવી રહ્યો, બાપ! હવે આવીને મોં શું દેખાડે!'

કોઈ બોલ્યું : 'અરે ગાંગી! બાવડ કરાવીએ!'

સાંભળી સાંભળીને શેણીએ કહ્યું :

મતું શું દિયો માનવી, જણ જણની જૂજવી,
કાઘપ એવડી હતી (તો) વિજાણંદ કાં વાળ્યો નહિ! ૧૨

'અરે હે માનવીઓ! હવે આવી રીતે મને દરેક જણ જુદી જુદી શિખામણોનું મોં લઈને આપો છો? એટલું બધું ડહાપણ હતું ત્યારે વિજાણંદને તે દિવસે કાં પાછો ન વાળ્યો!'

'અરે બાઈ! વિજાણંદ જેવા મેહાવેના પર તું શું મોહી છે? બીજા ક્યાં નથી?'

'ભલે રહ્યા :—

ધોબી લૂગડ ધોય, રૂપાળાસે રાચુ નહિ;
મર મેલડિયો હોય, (તોય) વર વા'લો વિજાણંદો. ૧૩

'ધોબીનાં ધોયેલ સફેદ કપડાં પહેરનાર રૂપાળા કોઈ પુરુષ ઉપર હું નથી મોહતી. મેલોઘેલો છતાં એ વિજાણંદ જ મને વહાલો છે.' અને વળી—

છાળાનાં ચારેલ, ખોરાં ઘી ખવાય નૈ;
ભેયું'નાં મથેલ, વા'લા ઘી વિજાણંદનાં. ૧૪

'હે મારાં સલાહકાર માનવીઓ! બકરાંનાં ચારેલાં એવાં બગડેલ ઘી મારાથી નહિ ખાઈ શકાય. મને તો વહાલાં છે વિજાણંદે ભેંસોનાં મહી-મંથન કરીને ઉતારેલ શુદ્ધ ઘી. (ભાવાર્થ એ છે કે અન્ય ચારણોનો મલિન સ્નેહ મારે ન જોઈએ.')

ડમણીમાં બેસીને અઢાર વરસની શેણી ચાલી નીકળી. માર્ગે મલક-મલકની સીમો વીંધતી જાય છે અને વિયોગે વલવલતી જાય છે :

મારગડે મહી કરું, જોવું જે ગંગના જે શ;
જોતું દેશ-વિદેશ, (કોય) વાવડ દો વિજાણંદના. ૧૫

'રસ્તાને કાંઠે હું મઢૂલી બાંધીને જોગણનો વેશ લઈ બેસીશ. દેશોદેશ હું વિજાણંદની શોધ કરીશ. અરે, મને વિજાણંદનો પત્તો આપો !'

માર્ગે ભાલપ્રદેશ આવ્યો. ગામડાંની બજારે નીસરીને શેણી સાદ પાડતી જાય છે કે: 'ઓ ભાઈઓ !

(કોઈ) જંતરવાળો જુવાન, ભાલમાં ભૂલો પડયો:
(હું) સગડે પાડું સાદ, (મને) વાવડ દ્યો વિજાણંદના. ૧૬

'હા હા, બાઈ, થોડા દી પહેલાં જ એવો એક જુવાન આંહીં નીકળેલો નવચંદરી ભેંસોના વાવડ પૂછતો હતો.' એમ માણસો પત્તો દેવા લાગ્યા.

'દેખાવે કેવો હતો?' જવાબ મળે છે—

લાલ સુરંગી ધોતિયે, કેસરભીને વાન,
હાલ્યો જાતો હાટડે, જંતરવાળો જુવાન. ૧૭

'માથા પર લાલ ફેંટો હતો. સહેજ શ્યામ રંગ હતો. હજી હમણાં જ ઓલી બજારમાં હાલ્યો જતો હતો.'

'કઈ દશ્યે ઊતર્યો ?'

'નવચંદરીની ભાળ લેતો લેતો આમ ઉપલા મલકમાં ચાલ્યો ગયો લાગે છે, બાઈ !'

સાંભળીને ત્યાંથી શેણી પગપાળી દોડવા લાગે છે. ઓ જાય ! ઓ ચાલ્યો જાય ! એમ માણસો એંધાણી દેતા જાય તેમ તેમ તો જલદી એને ઝાલી લેવા માટે વેગથી આગળ વધવા દોડે છે પણ એનાથી કેટલુંક દોડાય ? વરેમાણુંના દેખતા આ રીતે દોડાય ?

ચલું તો ચૂંકું નીકળે, ધોડયે લાજી મરું,
વિજાણંદ વાગડ ઊતર્યો, ઊભી પોલ્યું કરું. ૧૮

'હું ચાલું છું તો મોડું થવાથી પેટમાં શૂળ નીકળે છે. દોડતાં તો હું લજ્જા પામું છું અને વિજાણંદ તો છેક વાગડમાં ઊતરી ગયો દીસે છે. લાકડી ઉપર મારી ધાબળી ચડાવીને હું વનરાઈમાં ફરકાવતી જાઉં છું. (પોલ્યું કરું છું.) જાણે ક્યાંઈક દૂર ચાલ્યો જતો વિજાણંદ મારી એ નિશાની દેખીને ઊભો રહેશે.'

એમ અરધી ઘેલી બનીને પંથ કાપતી કાપતી સતી શેણી હિમાલયના ચરણોમાં પહોંચી. આશા છોડીને ઉપર ચડવા લાગી. તીર્થેતીર્થ કરતી કરતી ઊંચાં શિખરોમાં દાખલ થઈ. ઋષિમુનિઓની ગુફાઓ આઠે પહોર ધખી રહી છે: આલેક ! આલેક ! અને ૐકારના અઘોર નાદ શિખરેશિખરથી પાખંડ બોલાવે છે: અપ્સરાઓ સ્નાન-ક્રીડા કરવા આવતી હોય તેવાં સરોવરો

હિલોળા ખાઈ રહ્યાં છે : મઢીએ મઢીએ ભગવાંધારી ને કાં ભભૂતધારી તપસ્વીઓનાં પહોળાં ગળાં હોંકારા દઈ રહ્યાં છે. એવા જાગતા-જીવતા હિમાલયની લીલી, રાતી, પીળી ને ગુલાબી એવી અઢાર ભાર વનસ્પતિમાં થઈને વરુ-વાઘની ત્રાડો સાંભળતી શેણી થાક્યા વિના ચાલી જ ગઈ. મઢીઓ મેલી, માનવી મેલ્યાં, વનસ્પતિ મેલી ને વાઘ-વરુ મેલ્યાં; અને ક્યાં આવી ?

જ્યાં ચારે દિશાએ બરફના ડુંગરા છે : જ્યાં ઉપરથીયે બરફ વરસે છે : નીચેનાં નીર પણ જ્યાં ઠરીને હિમ થઈ ગયાં છે : સૂરજનો તાપ જ્યાં ડોકિયું યે કરતો નથી : એવી અઘોર એકાંતમાં અઢાર વરસની કંકુવરણી ચારણીનાં પગલાં પડ્યાં. ત્યાં શેણી હેમાળો ગળવા બેઠી.

બેઠી, ઘણો સમય બેઠી, પણ શરીર ગળતું કાં નથી ? પાંડવો સરીખાનાં લોખંડી હાડ જ્યાં ઓગળી ગયાં ત્યાં આ માખણ જેવી નાની શી દેહડી કાં લોઢાની માફક સાબૂત રહી છે ?

' હે બાપ હેમાળા ! હે મોક્ષપુરીના દ્વારપાળ ! હે સતી પાર્વતીના પિતા ! હું યે તારી દીકરી થઈને તારે ખોળે સમાવા આવી છું ! મારાં એવાં તે શાં પાતક દીઠાં કે મને તારા પાષાણોથીયે વધુ કઠોર હૈયાની માનીને તેં તરછોડી ? આવડી વેદના હું આ બરફની ચિતામાં બેઠી બેઠી ક્યાં સુધી ખમીશ ! મને ઝટ તારા શરણમાં લે ! '

જવાબમાં જાણે હિમાલય સામા હોંકારા દેવા લાગ્યો : ' બેટા ! તું બાળકુંવારી કહેવાય ! એકલું આંહીં કોઈ ઓગળી શકે નહિ, અને તારા અંતરમાં બીજું માનવી બેઠું છે. જા બાપ, પરણીને પછી બેલડીએ ગળવા આવજે ! '

' હવે તો પાછી ફરી રહી ! પાછી જઈ ને ક્યાં ગોતું ? પંથભૂલ્યો એ જંતરવાળો હવે મને ક્યાં ભેટે ? હે બાપ ! રામચંદ્રજીએ જાનકીજીની પૂતળી કરીને જગન-ટાણે પડખે બેસાડેલી : તો હું યે મારા સંકલ્પના સ્વામીનું પૂતળું કરીને આંહીં જ પરણી લઉં છું.'

હેમાળે શેણીનાં હાડ, ગળિયાં નવ ગાળ્યો;
(પછી) કાસનાં પૂતળ કરે, પરાણે પરણી ઊતર્યાં. ૧૯

' કાસ ' અર્થાત્ દર્ભનું પૂતળું કરીને શેણીએ એમાં વહાલા વિજાણંદને સંકલ્પ મૂક્યો. પૂતળાને પોતાની ગોદમાં બેસાડીને અગ્નિના કુંડ સરીખા એ શિખરને ચાર આંટા દીધા અને પછી પૂતળાને ખોળામાં લઈ શેણી બરફમાં બેસી ગઈ. આગ લાગી હોય તેવી રીતે અંગ ઓગળવા લાગ્યું. પગમાંથી લોહી શોષાય છે. ઘડી પહેલાં જે પગમાંથી કંકુવરણી કાન્તિ ફૂટતી હતી તે પગ શ્યામ પડી ગયા. પગમાંથી પ્રાણ જતા રહ્યા. જોતજોતાંમાં તો ગોઠણ સુધીનાં હાડકાં પણ ગળીને પાણી થઈ ગયાં. ત્યાં તો ડુંગરાનાં છેટાંછેટાં શિખરોમાંથી :

' શેણી ! શેણી ! શેણી ! ' એવા શબ્દો સંભળાણા.

'અરે, આ મારા નામના સાદ કોણ દે છે ?'

ફરીવાર અવાજ ઊંડા ગાળામાં ઊતરી ગયા.

'ફટ રે ફટ જીવ ! હજુયે એના ભણકારા ! હે અભાગિયા જીવ ! હવે ચીંથરાં ન ફાડ !'

ત્યાં તો ફરીવાર : 'શેણી ! શેણી ! શેણી !' એવા સાદ ઢૂકડા સંભળાણા.

'શેણી ! શેણી ! શેણી !' સાદ ઢૂકડા ને ઢૂકડા આવવા લાગ્યા અને સામે ડુંગરા પડઘા દેવા લાગી પડયા : 'શેણી ! શેણી ! શેણી !'

કામળી સંકોડીને શેણીએ બરફની બેખોમાંથી સામે જવાબ વાળ્યો :

'હાલ્યો આવ ! હાલ્યો આવ ! હાલ્યો આવ !'

અવાજને એંધાણે એંધાણે એક આદમી દોડ્યો આવે છે. પથરામાં ઠોકરો ખાતો, પડતો, લોહીલોહાણ થતો થતો, ને છતાં પણ પાછો ઊઠીને કાયા ખંખેરી દોડતો, ભર્યે શ્વાસે ચાલ્યો આવે છે. મોંમાં 'શેણી ! શેણી ! શેણી !' સિવાય બીજો શબ્દ નથી.

બરફની ઊંચી દીવાલોવાળા એ ગાળામાંથી, ઝાંખેઝાંખે અજવાળે, જેમ કોઈ બે ઓળા પડયા હોય તેમ બન્નેએ એકબીજાને નિહાળ્યાં : જંતરવાળો જુવાન નીચી ભેખડ ઉપર : અને હાડ-ગળતી શેણી ઊંચે બરફના કુંડમાં.

દૂબળા પડી ગયેલા અવાજે શેણી બોલી : 'ચારણ ! આવી પહોંચ્યો !'

'પહોંચ્યો છું, મારા પ્રાણ ! એક જ દિવસનું મોડું થયું. પણ તારા બાપને એકસો ને એક પૂરી નવચંદરીયું ગણી દીધી છે, શેણી ! હવે હાલો, હાલો, ઓઝતને કાંઠે ખોરડાં કરીએ !'

'હવે તો વૈતરણીને કાંઠે ખોરડાં કરશું, વહાલા !'

'શેણી ! ઓ શેણી ! શું થયું !'

ઉપરથી પડછાયો બોલે છે :

હાડાં હેમાળે, ગળિયાં જે ગુડાં લગે;
વિજાણંદ વળે, પણભૂરા ભને ઘરે. ૨૦

'હે મહામૂલા વિજાણંદ ! મારાં હાડકાં ગોઠણગોઠણ સુધી તો આ હિમાળયમાં ઓગળી ગયાં. માટે હવે તો, મહામૂલા વહાલા, તું પાછો વળી ઘેર ચાલ્યો જા !'

'પગ ઓગળી ગયા ? ફિકર નહિ !—

વળ વળ વેદાની, (તો) પાંગળી હો તોય પાળશું;
કાંધે કાવડ કરી, (તને) જાત્રા ભળી જુવારશું. ૨૧

'ઊભી થા, પાછી વળ, ઓ વેદાની પુત્રી ! તું લૂલી થઈ ગઈ હોઈશ તોપણ હું તને કાવડમાં બેસારી, મારી કાંધ પર ઉપાડી, અડસઠે તીર્થોની યાત્રા કરાવીશ. પાછી વળ, ઓ પ્રાણાધાર ! પાછી વળ !'

'ના વિજાણંદ ! હવે પાછી નહિ વળું :

> વળું તો રહું વાંઝણી, મુવા ન પામું આગ;
> આહુકો અવતાર, વણસાડ્યો વિજાણંદા ! ૨૨

'હવે જો પાછી વળું તો મારે તારી સાથે શરીરસંબંધ ન થઈ શકે ને પુત્ર વિના મને મરતી વેળા કોણ અગ્નિ મૂકે ? એટલે આવતો જન્મ પણ બગડે. માટે હવે તો આ એક જ જન્મ વણસ્યો તેટલું બસ છે.'

'પાછી વળ ! પાછી વળ ! પાછી વળ !' એવા પોકાર ઊઠ્યા.

'હવે હું તારા કામની નથી રહી, વિજાણંદ ! કેમકે હવે તો–

> ગળિયું અરધું ગાત્ર, અરધામાં અરધું રિયું;
> હવે મસળતા હાથ, વિજાણંદ પાછા વળો ! ૨૩

'હે વિજાણંદ, હવે તો મારું પોણા ભાગનું શરીર ગળી ગયું છે. હવે તું ફોગટ મહેનત કર્યા વિના પાછો વળી જા.'

ફરીવાર એ ધુમ્મસઘેરી ભેખડ પરથી દૂબળો અવાજ આવ્યો : 'પણ ચારણ ! છેલ્લી એક ઝંખના રહી ગઈ છે. મરતાં મરતાં એકવાર તારું જંતર સાંભળવું છે.'

> વિજાણંદ જંતર વગાડ, હેમાળો હલકું દિયે;
> મોહ્યા માછલમાર, માછલીયું ટોળે વળે. ૨૪

'એકવાર બજાવી લે.'

ખંભેથી બીન ઉતારીને ચારણે ટેરવાં ફેરવ્યાં. ઝાંખે અજવાળે વાજિંત્રના સૂર રડવા લાગ્યા. અંધારું કંપી ઊઠ્યું. હિમાલય પહાડ હોંકારા દેવા લાગ્યો. દૂરદૂર નીચાણે સરોવરોમાં જાળ નાખતા મચ્છીમારો થંભી ગયા. અને માછલીઓ એ ગીત સાંભળવા ટોળે મળીને પાણી ઉપર પોતાનાં ચળકતાં મોં રાખી ઊભી રહી.

વાજિંત્ર વાગે છે : અને ગીતને તાલેતાલે બરફમાંથી 'રામ ! રામ ! રામ ! રામ !' એવા જાપ બોલાય છે. જાપ જપાતા રહ્યા ને જંતર બજતું જ રહ્યું. એક તરફથી રામનામના અવાજ ધીરા પડવા લાગ્યા, બીજી તરફથી જંતરના તાર વધુ ને વધુ જોરથી ઝણેણાટી દેવા લાગ્યા. આખરે રામરામના ઉચ્ચાર અટકી ગયા ને ભેખડ ઉપરથી એક ધડાકો થયો. બેભાન જંત્રીના હાથમાંથી જંતર નીચે પછડાયું.

જંતર ભાંગ્યું જડ પડી, ત્રૂટ્યો મેળી ત્રાગ;
વેદાની શેણી હલ ગઈ, જંત્રી ન કાઢે રાગ. ૨૫

વાજિંત્ર પટકાઈ ગયું. અંદર ચિરાડ પડી ગઈ. એનો મુખ્ય તાર પણ તૂટી પડ્યો. વેદા ચારણની પુત્રી શેણીના પ્રાણ ચાલી નીકળ્યા, એટલે હવે વીણાનો બજાવનાર પણ સૂર કાઢતો અટકી ગયો, અને—

ભૂખે ખાધું ભાત, પેટ ભરી પામર જીં;
શેણી જેવો સંગાથ, મેલીને વિજાણંદ વળ્યો. ૨૬

શેણી જેવા સંગાથને હિમાલયમાં વળાવી વિજાણંદ ચારણ ખાલી હાથે પાછો વળ્યો. અને જીવતર ટક્યું ત્યાં સુધી પામર માનવીની પેઠે પોતાના ભુખ્યા પેટને ભરતો રહ્યો ! *

[ સૌરાષ્ટ્રની રસધાર-૫ ]

## શેત્રુજીને કાંઠે

શેત્રુજીના કાંઠા બારે માસ લીલાછમ રહેતા. ગોહણ ગોઠણ વા ઊંચું ખેવડાનું ખડ આઠે પહોર પવનમાં લહેરિયાં ખાતું, અને બેય કાંઠાની ભેંસો, ડુંગરાની ટૂકને તોડી નાખે તેવાં જાજરમાન માથાં હલાવી, પૂછડાં ફંગોળી ફંગોળી ઊભે કાંઠે ચારો ચરતી. પાસેની ગીરમાંથી સાવજની ડણકો સંભળાતી.

---

* કેટલાક ચારણો એમ કહે છે કે શેણીને વિજાણંદ ઉપર પ્રીતિ હોવાની વાત બનાવટી જ છે; શેણી તો જોગમાયાનો અવતાર હતી અને એણે તો પોતાના પિતાને બાલ્યાવસ્થાથી જ કહી રાખેલું કે 'મારો સંબંધ કરશો જ નહિ.' તેથી પોતે તો વિજાણંદથી બચવા માટે જ હિમાલય નાસી ગયેલી.

મેં આ વાર્તામાં બન્ને પક્ષનો પ્રેમ હોવાની હકીકત સ્વીકારી છે તે આ પ્રાચીન દુહાઓ પરથી. ન પરણવાનો નિશ્ચય હોવા છતાં પણ શેણીને વિજાણંદ પર વહાલ ઊપજ્યું, એ તો ઊલટું એની પ્રીતિની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરે છે, અને આવા પરમ પવિત્ર પ્રેમાવેશથી તો એનું સતીપણું અથવા જોગમાયાપણું ઊલટું વધુ ઉજ્જ્વલ બને છે. બીજી અનેક ચારણી સતીઓ પણ પરણેલી હતી જ

બોચલિયા ચારણોને આજે પણ ભરવાડોના વિવાહ વખતે કોરી (પાવલી) લાગો મળે છે. તેઓ ભરવાડને જ માગે છે. લોકકથા એવી છે કે હિમાલયમાં વિજાણંદ પોતાની ભેરે મરવા ન આવી શક્યો તેથી શેણીએ શરાપ્યો કે 'જા, ભરુ બાડકાવનો રે'જે.' બીજી લોકકથા એવી છે કે શેણુબાઈ સાથે હિમાલય જવામાં ભેગો ખીમડ નામનો રાવળ હતો. તે પણ પાછો ફરી ગયો એટલે શેણુબાઈએ એને કહ્યું: 'હે દૈયાકૂટ !' ત્યારથી રાવળ બહુ ભૂલકણા હોય છે. તેમના લગ્નોમાં 'શેણી-ખીમડની પડની પૂપરી' વહેંચવાનો રિવાજ છે.

બેય કાંઠે પારેવાંના માળા જેવાં આહીરોનાં બે નેસડાં પડ્યાં છે. સવાર–સાંજ ભેંસોના આંચળની શેડ્યોને ધમોડે અને છાશને વલોણે બેય નેસડાં સીમ બથ્થીને ગાજતી મેલે છે. અંદર સળી ઊભી રહી જાય એવાં ધાટાં દૂધ દોણાંમાં સમાતાં નથી. વલોણાં ઘુમાવતી આહીરાણીઓ નેતરાં ઉપર આખાં અંગને એવી તો છટાથી નીડોળે છે કે જાણે શરીરમાંથી રૂપની છોળો છલકાઈ ઊઠે છે– હાથાનાં સરોવર જાણે હેલે ચડે છે.

પહોર દિવસ ચડતાં બેય નેસડાંમાંથી ભેંસો ધોળીને બે છોકરાં નીકળે છે : એક છોકરો ને એક છોકરી : બેયને દસ–બાર વરસની અવસ્થા વહી જાય છે. છોકરાને ઉઘાડે માથે વેંતવેંતનાં ઓડિયાં ઓળેલાં હોય છે, ને છોકરીનો મીંડલા લઈને વાળેલ મોટો અંબોડો ભાતીગળ લૂગડા-ની કૂંચલીમાં ઢંકાયેલો હોય છે. બેયના હાથમાં લાકડી : બેય આંબલીની ઊંચી ઊંચી ડાળીથી પાકાપાકા કાતરા ગોતી કાઢી, લાકડીને ઘાએ મનધાર્યાં નિશાન આંટીને પાડી નાખે, અને વહેંચી વહેંચી ખાય. વાંદરાં જેવાં રમતિયાળ બેય છોકરાં ગોંદરાનાં ઝાડની ઘટામાં ઓળકોળાંબો રમે છે. ઘણી વાર છોકરી એ છોકરાને ઝાલી લે છે. પણ ઘણી વાર તો છોકરો જાણી બૂજીને જ પોતાને ઝલાવા દે છે. આલણદેને ઝાલવી તે કરતાં એના હાથે ઝલાવું એમાં દેવરાને વધુ આનંદ પડતો. ઘણીવાર તો આ જાણી જોઈને ઝલાઈ જવાની દેવરાની દાનત દેખાઈ આવતી. આલણદે ખિજાઈને કહેતી કે ‘ તો કાંઈ નહિ, બાઈ ! આવી રમતમાં શી મઝા પડે ? સાચુકલો તો તું દોડતો નથી ને !’

‘ તો તો .સવારથી સાંજ સુધીય તારે માથેથી દા નહિ ઊતરે, ખબર છે !’

માંહીં મોતી પડ્યું હોય તોયે વીણી લેવાય એવાં નિર્મળ શેતલનાં પાણી ખળખળ નાદે ચાલ્યાં જતાં, અને આલણદે ને દેવરો બન્ને ભેખડ ઉપર બેસીને પાણીમાં પગ બોળતાં. બેય જણાંના દસે આંગળીએ માછલીઓ ટોળે વળતી અને એમાંથી કોના પગ ઊજળા તે વાતનો વાદ ચાલતો.

‘ આમ જો, દેવરા, મારા પગ ઊજળા !’

‘ એમાં શું ? કોઢિયાંના પગ તારાથીયે ઊજળા હોય છે. ઊજળાં એટલાં કોઢિયાં !’

‘ ના, આપરથી ઊજળાં એટલાં કોઢિયાં !’

‘ એમ તો આપણા ગામનાં ગધેડાંય ધોળાં હોય છે !’

ઉનાળાના બપોર થતા ત્યારે આંબલી અને વડલાની છાંયડીમાં નદીની લહરીઓથી દેવરાની આંખો મળી જતી. વાગોળતી ભેંસના શરીરનો તકિયો કરીને દેવરો પોઢી જતો અને આલણદે એકલી ઊભી ઊભી ડોબાંનું ધ્યાન રાખતી. કોઈ કોઈ વાર સમળીઓનાં પીછાં લઈને દેવરાનાં ઓડિયાંમાં ઊભાં કરતી. કોઈ વાર દેવરાની પછેડીની કોરે બાંધેલ બાજરાનો સીસોઠ્યો શોટ્યો

માછલીઓને ખવરાવી દઈ, પછી એ ભૂખ્યા છોકરાને પોતાના હાથનો ઘડેલો રોટલો ખવરાવવા પ્રેમતી ખાતો ખાતો દેવરો બોલતો .

'અરેરે આલણદે ! મારી મા નચરી ગનડી થઈ ગઈ! એને હાથે હવે તારા જેવા રોટલા થાતા નથી !'

'તો હું તુને દા'ડી રોટલા ઘડીને લાવી દઈશ !'

'કેટલા દી? જોજે હો, ઓલ્યે પળીગ ને? ખૂટ્ય નહિ થા ને?'

'હા ! સમજી ગઈ ! તો તો આ લે !' એમ કહીને આલણદે અગૂંઠો બતવતી.

સાંજે ખાડુ ધોળાને દેવરો પોતાને નેસડે જાતો ત્યારે જાણી જોઈ ને એકાદ પાડરુ ને હાકતુ ભૂલી જાતો. પાછળથી પાડરુ હાંકીને આલણદે દેવરાને ઘેર જાતી અને હાકય કરીને કહેતી કે:

'એવા દેવરા, રોજ પાડરુ હાકવુ ભૂલી જાઠ, તે ભાન ક્યા બળ્યું છે? આયરનો છોકરો થઈને આવો ભૂલકણો કા થિયો? આ લે, હવે જો ભૂલીશ તો હું મારા ડોબા ભેગુ હાકી જઈશ !'

દેવરાની રડવળ મા આ કુંજના બચ્ચા જેવી છોકરીને ટીગટીગીને જોઈ રહેતી અને એને ઊભી રાખીને ઘોળ તનતુ ગૂજુ ભરતી કહેતી . 'લે માડી આલણદે, તુ રોજ પાડરુ મેલવા આવ છ તેનુ આ મહેનતાણુ !'

તરત દેવરો બોલતો : 'મા, દા'ડી દા'ડી તમે એને તનના ગૂંજા મ ભરાવો ? ઈ તો હેવાઈ થઈ જાશે હો ? પછી નત્ય ઊઠીને આપણો ઉબરો ટોચશે !'

દાંત કાઢીને છોકરી પોતાને નેસડે ચાની જતી.

ડોશી પાડોશીના ઘરમા જઈને વગર બોલાવી, વગર મોભન્યે, વેવણી બનીને કહેતી: 'જો તો ખરી, બાઈ ! કેવી જોડ્ય મળી જાય છે ! આવી છોડી આગણે આવે તો મારે ભવની ભૂખ ભાગી જાય ને !'

'પણ ડોશી ! તમે રાજા-માણસ કા થાવ ? ક્યા હરસર આયરનુ ખોરડું ને ક્યા તમારો કૂબો !'

'હાં માડી ! થિયુ ત્યારે !' એમ બોલીને ડોશી ડુંગર જેવડો નિમાસો મૂકતી.

૨

આલણદેના અંગ ઉપર બાળાપણ ઊતરીને હવે તો જોબનના રંગ ચડતા થયા છે. માથા ઉપરથી મોસલો ઊતરીને હવે તો ચૂંદડી ઓઢાઈ ગઈ છે. હવે આલણદે બેસો ચારવા આવતી બંધ થઈ છે, પણ સવારસાંજ માથે પિત્તળની હેલ્ય મેલી નદીએ પાણી ભરવા નીકળે છે તે વખતે

એકબીજાંની સાથે ચાર આંખોના મેળાપ થાય છે. અને એમાંય તે, આંખો હજુ મળી-ન ળી-હોય ત્યાં તો બેય જણાંની પાંપણો, કંજૂસ માણસના પટારા જેવી તરત નીચી ઢળી પડે . બાળાપણુની એટલી છૂટી જીભ પણ જાણે આજ કોઈ અદીઠ કારણથી ઝલાઈ ગઈ છે ને ાંમાંથી વાચા ફૂટતી નથી. વીરડાને કાંઠે બેસીને પાણી ઉલેચતી પોતાની બાળાપણુની ભેરુડીના ંદડીના છેડા નદીના વાયરાની અંદર ફરકતા હોય અને એમ થાતાં માથાનો સવા ગજ ચોટલો હાર ડોકિયાં કરી જાતો હોય તે જોવામાં પણ એબ છે એવું માનનારો દેવરો આયર, નીચે ળે પીપળે, ભેખડ ઉપર સ્તબ્ધ બેઠો રહેતો.

આલણુદેનો બાપ માનશે એ આશા હજુ દેવરે ખોઈ નથી. બરાબર એ જ વખતે હર- પર આયરના ઘરમાં ધણી-ધણિયાણી વચ્ચે આવી વાતો ચાલી રહી છે:

'ના ના, મારી સાત ખોટયની એક જ દીકરીને એ ડોસલીના ગોલાપા કરવા સારુ ઢોરની જેમ દોરી નથી દેવી. માવતરમાં ખાધાનું ને પહેર્યા-ઓઢયાનું અઢળક સુખ લીધું, અને હવે એને એ રાંકના ઘરમાં જઈ થીગડાં પે'રવાં, ખરું ને?'

'અરે આયરાણી, બેય જણાંને નાનપણની પ્રીત્યું છે, અને શું દીકરીને એ દખી થાવા દેશે? વળી આપણને કરિયાવર કરવાની કયાં ત્રેવડ નથી?'

'આપણે સોને મઢીએ તોય એ પીત્યાં ઉતારી લેશે. એને બે તો છોડીયું છે-આંકેલ સાંઢ જેવી: ઈ બેય નણદું બાપડી દીકરીનાં ઘરાણાં-લૂગડાં પે'રી ફાડશે. મારે ઈ નથી કરવું. હું તો અછોઅછો સાયબીમાં દીકરીને દેવાની છું. અને આપણે કયાં ચિંતા છે? સો ઠેકાણેથા આયરો આવવા પડે છે!'

'પણ છોડીનું મન......'

'ઈ તો અણસમજુ કહેવાય. બે દી આંસુડાં પાડશે. પછી વૈભવ ભાળશે ત્યાં બધુંય વિસારે પડી જાશે!'

'ઠીક ત્યારે.' કહીને આલણુદેનો બાપ ડેલીએ ચાલ્યો ગયો.

૩

નેસને પાદર પરગામની બંદૂકો વછૂટી. ઢોલત્રાંસાં ધડૂકયાં. શરણાઈઓના મીઠા સૂર મંડાણા. પરદેશી આયરની જાન ગાજતે-વાજતે સામૈયે ગામમાં ગઈ અને તરવારધારી મોડબંધાએ પોતાના ગોઠણ સુધી ઢળકતા લાંબા હાથે સાસરાની ઊંચીઊંચી ડેલીએ ઊભા રહીને તોરણનું પાંદડું તોડ્યું. વરરાજાનાં તો બબ્બે મોઢે વખાણ થવા લાગ્યાં, અને આયરોની દીકરીએ એ ઓરડે જઈ ને આલણુદેને વાત કરી: 'બેન, આવો આયર કોઈ દી ગામમાં પરણવા આવ્યો નો'તો! તું તો બહુ ભાગ્યશાળી!'

રાંદલમાના અખંડ બળતા બે દીવડાની સામે બેઠેલી, દિલ ભાંગી પડે એટલાં સોનાં-રૂપાંએ શોભતી આલણદેનાં બેય નેત્રોમાંથી ડળકડળક આંસુડાં ચાલવા લાગ્યાં. દીવાની જ્યોત એ પાણીવાળી આંખોમાં ઝળહળી ઊઠી અને રાંદલમાની મલકાતી મૂર્તિ સામે બે હાથ જોડીને મનમાં મનમાં આલણદે બોલી: 'હે મા! તું સૂરજદાદાની રાણી થઈને મારી આ ફજેતી થાવા દઈશ? તારા સતના દીવડા બળે છે, ને શું હું ગાય ખાટકીવાડે દોરાય તેમ દોરાઈ જઈશ?'

માંડવા નીચે ગામેગામના આયરો એકઠા મળ્યા છે. નિખારેલ પાણકોરાનાં નવાં લૂગડાં અને માથે પછેડીઓ પહેરી કૈંક જુવાનો રૂડિયાળી ડાંગ પછાડતા ટલ્લા મારે છે. વરલાડડો દોલરો દસે આંગળીએ વેઢ પહેરી બાજઠ ઉપર વીરભદ્ર જેવો શોભે છે. સહુ ફૂલગુલાબી થઈને ફરે છે. ફક્ત એક દેવરાના અંગ ઉપર જ ઊજળાં લૂગડાં નથી, કે નથી મોં ઉપર જરીકે તેજ. દેવરો ભાનભૂલ્યો થઈને ભમે છે. બારી ઉઘાડીને આલણદે પછીતે નજર કરે છે, ત્યાં દેવરાને નીચે ઢળેલે માથે ચાલ્યો જતો દેખે છે. આલણદે કહે છે કે–

આ ભાડાળા ભમે, (ઇ) રૂપાળાનું રાચું નહિ,
(તું) ડોલરિયો થઈને, માણ ને માડવ દેવરા! ૧

'અરે દેવરા! આંહીં ભમનારા આયરો રૂપાળા છે, પણ એ નાદાનોના રૂપથી હું રાજી થતી નથી. તું મારા માંડવા નીચે શીદ નથી મહાલતો?'

'આલણદે! હવે તો ડોલરિયા થઈને ફરવાના દી વયા ગયા. હવે બળતાને શીદ બાળો છો, બાઈ! હવે તો ભૂલી જાવ ને અંજળ-દાણો-પાણી લખ્યાં છે તેની સાથે ફરા ફરો, કંસાર જમો, ને સંસાર માંડો!'

'અરે દેવરા!

મળિયા મૂઢ ઘણાય, મનલાગર મળિયા નહિ;
(તેથી) વરરખું રહી વનમાંય દહ અમારે દેવરા! ૨

'ને તું મને આજ શે દાવે ઠપકો દઈ રિયો છો, બોલ્ય! બોલી નાખ્ય! છે તારી હિંમત? છે છાતીમાં જોર? અબઘડી જ આ મીંઢળ તોડીને ચાલી નીકળું!'

દેવરાએ ડોકું ધુણાવ્યું.

'હાંઉ ત્યારે, તું જ ઊઠીને મને દોરી દે ને!'

ટોળામાંથી તારવી, હાંકું દિયે ઢોર
(એમ) ચિત્ત અમારું ચોર, દોરી દીધું દેવરે. ૩

'દેવરા! ચોર જેમ પારકાં પશુના ટોળામાંથી એક ઢોરને તારવી જઈને બરાબર પાછું

કોઈકને સસ્સને ભાવે વેચી નાખે છે, તેમ તું પણ આજ મને પશુતુલ્ય ગણીને પરાયાને હવાલે કરી રહ્યો છો : રડતી-કકળતી દોરીને દઈ રહ્યો છો !'

વરઘોડિયાંને માવરે પધરાવ્યાં, ચોરીએ ચડી ચાર આંટા ફરવાનો સમય થયો, પણ આલણદે-ની કાયા સ્થિર નથી રહેતી.

ફરતાં ચડે મું ફેર, મંગળ આટા મન વન્યા;
(મારી) આંખ્યુંમાં અંધેર, ચિતડું ચગડોળે ચડયું. ૪

વર-કન્યા કંસાર જમવા બેઠાં. પણ એ કંસાર તો કન્યાને મન વિષ જેવો છે :

ચોરી આટા ચાર, (હું) ફડફડને દસડે ફરી;
(પણ) કેમ જમું કંસાર દાખ માને મું દેવરા. ૫

શેત્રુજીને કાંઠે ઝાડવેઝાડવાંની ને જળની માછલીઓની સાખે મેં જેની સાથે એક ભાણે બેસીને રોટલા ધડવાના મીઠા કોલ દીધા, એ પુરુષને ત્યજી હું આજ કોની સાથે કંસારના કોળિયા ભરવા બેઠી ? અરેરે, આયરાણીના બોલનું શું આટલું જ મૂલ ! વિચારીવિચારીને કન્યા ઝૂરે છે. કુળમરજાદનાં લંગર જેને પગે પડી ગયાં તેનાથી નાસી છુટાતું નથી.

જાન ઊઘલવાની વેળા થઈ છે. પાનેતરનો ઘૂમટો તાણીને આલણદે ઓરડાની પાછલી પરસાળે થાંભલી ઝાલીને ઊભી છે. શું કરું ! જીભ કરડીને મરું ? કે છેડાછેડીની ગાંઠ છોડીને વનરાવનના મારગ લઉં ? એવા મનસૂબા કરે છે ત્યાં દેવરો આવીને ઊભો રહ્યોઃ

'આલણદે, બાળપણનો બેરુબંધ આજ છેલ્લી આશિષ દેવા આવ્યો છે.'

સિધાવો ભલે સજણા, લિયો લાખેણા લાહ;
દેવરા કેરા દાહ, અમ કરમે અવળા પડ્યા. ૬

અંતર વલોવાઈ જતું હતું તેને દબાવીને દેવરો કોઈ પ્રેત હસે તેમ હસ્યો.

'હાં ! હાં ! દેવરા ! જાળવી જા !

દેવરા દાંત મ કાઢય, દોખી તારા દેખશે;
હસવું ને બીજી હાલય, વાતું બેયની વંઠશે. ૭

'આલણદે ! હવે વળી વાત વંઠીને શી થવાની હતી ? હવે હતું એટલું તો બધુંય હારી ગયાં. મારાં નાનપણથી સાચવેલાં રતન આજ રોળાઈ ગયાં. હવે શેની બીક છે ! સિધાવો, આલણદે ! મને હવે ભૂલી જજે !'

'થયું હવે તો દેવરા !

કાયર કાંય કરે, વાલમ ! વાળે વેર;
આવજે તું આહીર, દેશ અમારે દેવરા ! ૮

'કોઈક દિવસ મારી માંદગી તપાસવા વૈદને વેશે, ઓસડિયાંની કોથળી ખંભે નાખીને અમારે દેશ આવજે, દેવરા !'

સામઠીયું સગા ! (કે'તો) પાલખીયું પુગાડિશ;
આવો આષઢા ! ડમ્મર કરીને દેવરા ! ૯

'હે સ્વજન ! તું કહે તો તને લેવા માટે હું સામી પાલખી પહોંચાડીશ. હે અષાઢીલા મેઘ સમ પિયુ ! તારો મેઘાડમ્બર કરીને પ્રીતિનાં નીર વરસાવવા આવજે !'

આલણદે વેલ્યમાં બેઠી. પૈ સિંચાણા, નાળિયેર વધેરાણાં અને જોતજોતાંમાં તો વેલડું શેત્રુંજીકાંઠાના ઝાડવાં વળોટી ગયું. ઘૂઘરમાળના રણકાર, આઘેઆઘેના વગડામાં આલણદે રોતી હોય તેના રુદનસ્વર જેવા, પાદર ઊભેલો દેવરો સાંભળતો રહ્યો.

સાજણ હાલ્યા સાસરે, આંસુડાં ઝેરી,
પાડોશી હાલ્યાં વોળામણે, માવતર થ્યા વેરી.
માવતર થ્યાં વેરી તે કિયો,
સુખ–દુઃખ મનમા સમજી લિયો.
કે' તમાચી સુમરો, ગિયાં સાજણ ને તજીયે શેરી,
સાજણ હાલ્યાં સાસરે, આંસુડાં ઝેરી.

૪

નદીને તીરે ઝાડ ઊભા છે. વેલ્યમા બેઠેલી આલણદે એ ઘટામાં પણ પોતાના વાલમનાં સંભારણા ભાળે છે. આહાહા ! આહીં આવીને દેવરો રોજ સવારે દાતણ કરતો. હું એને તાજાં દોહીને ઢીલાળાં દૂધ પાતી.

(આ) તરવેણીને તીર, (અમે) સાગવનેય સરજ્યા નહિ;
(નીકર) આવતડો આહીર, દાતણ કરવા દેવરો. ૧૦

'અરેરે ! હું માનવીનો અવતાર પામી, તે કરતાં આ નદીને કાંઠે વનનું ઝાડવું સરજાઈ હોત તો કેવું સુખ થાત ! રોજ મારો પ્રીતમ દેવરો મારી ડાળખી તોડીને દાતણ કરત. હું મૂંગું મૂંગું ઝાડવું થઈને એના દર્શન તો કરત ! મારી ડાળીઓ ઝુલાવીને એને વીંજણો તો ઢોળત ! મારી છાંયડી કરીને એનો તડકો તો ખાળત ! પણ કર્મની કઠણાઈએ હું તો સ્ત્રીનો અવતાર પામી !'

બપોરના તડકા થયા. વૈશાખની લૂ વરસવા લાગી. જાનૈયા ભૂખ્યા થયા. નદીકાંઠો આવ્યો. ટીમણ કરવા માટે ગાડાં છોડવામાં આવ્યા. સહુએ ખાધું. તે પછી નદીને કાંઠે સહુ જાનડીઓએ વીરડો ઉલેચ્યો, પણ પાણી આવ્યું નહિ. જાનડીઓ અરસપરસ હોડ વદી :

'એલી બાઈયું', જેને પોતાનો વર વા'લો હશે એને હાથે પાણી આછરશે.'

રૂપાળાં છૂંદણાંવાળા હાથની સુંવાળી થપાટો વીરડાનાં ડહોળાં પાણીને વાગવા લાગી. પણ પાણી તો એકેય આહીરાણીના અંતરની વહાલપની સાક્ષી પૂરતું નથી. થાકીને જાનડીઓ સામસામી તાળીઓ દેવા લાગી ત્યાં બે-ચાર જણી બોલી :

'એલી એય, ઓલી વહુ લાડડીને ઉતારો વેલ્યમાંથી હાથ ઝાલીને હેઠી-જોઈએ તો ખરાં, ઈ નવી પરણીને આવે છે તે વર ઉપર કેવુંક હેત છે!'

મનની વરાળને પાણી કરીને પાંપણે ટપકાવતી આલણદે વીરડાને કાંઠે આવી. આવીને મંત્ર બોલે તે રીતે મનમાં બોલી :

(આ) વેળુમાં વીરડો, ખૂંદ્યો ન ખમે નીર;
(પણ) આછાં આવજો નીર, જે દશ ઊભો દેવરો! ૧૧

'આ મારો વીર વીરડો, બીજી સ્ત્રીઓનાં ખૂંદણ ખમી શક્યો નહિ-એનાં પાણીને ચોખ્ખાં કરવાનું કોઈથી ન બન્યું, અને હવે એને કેટલોક ખૂંદવો! હવે તો હે વિધાતા! જે દિશામાં મારો પ્રિયતમ દેવરો ઊભો હોય તે દિશામાંથી આછાં નીરની સરવાણીઓ ચાલી આવજો!'

એટલું કહીને જ્યાં આલણદેએ એક જ ચાપવું ભરીને વીરડો ઉલેચ્યો, ત્યાં તો પોતાના પિયરની દિશામાંથી વીરડામાં આછી સેરો આવવા લાગી. દેવરાનો સંદેશો દેતી હોય તેમ સરવાણીઓ બડબડિયાં બોલાવી દેવરાના અંતર સરીખા ચોખ્ખા પરપોટા પાણી ઉપર ચડાવવા લાગી. ઘડીક વારમાં તો વીરડો જાણે મોતીએ ભર્યો હોય તેવી કાળી, વાદળી, લીલી, પીળી ને ધોળી કાંકરીઓ પાણીને તળિયે ચળકી રહી. આખી જાને આછું પાણી પીધું જાનડીઓમાં વાતો ચાલી કે: 'વાહ રે વહુવારુનાં હેત! ઢોલરો કેવો નસીબદાર!'

૫

વરઘોડિયાંનાં સામૈયાં થાય છે. ઢોલરાનું કળશી કુટુંબ કુળવહુવારુનાં પગલાં થયાં જાણીને કોડે ઊભરાય છે, પણ વહુને તો એ હેતપ્રીતમાં ક્યાંયે જંપ નથી :

સામૈયાના સૂર, ફૂલ-દડો ફાવે નહિ,
દેવરો મારે દૂર, ઢોલરે મન ઠરે નહિ. ૧૨

વરઘોડિયાંને ફૂલદડે રમાડો : ગલાલની કોથળીઓ ભરાવો : ઢોલરાને પૂરેપૂરો લહાવો લેવરાવો: કોડભરી લાડડીને ઓછું ન આવવા દેજો : પણ-

મૂઠી ભરીને માર, ગલાલનો ગોટે નહિ,
અંતરમાં અંગાર, દેવરાવણ દાઝયું પડે. ૧૩

આલણદેનું શરીર ઢોલરાના હાથના ગલાલના માર શી રીતે ખમી શકે? એને તો એ ગલાલની મૂઠીઓ સળગતા અંગારા સરખા લાગતી હતી. દેવરા વિના બીજાના હાથનો ગલાલ શે સહેવાય !

* * *

થંભ થડકે મેડી હસે, ખેલણ લગ્ગી ખાટ
સો સજણાં ભલે આવિયાં, જેની જોતાં વાટ. ૧૪

એવા ઉછાળા મારતા અંતરે ઢોલરો અધરાતે દાયરામાંથી છૂટો પડીને પોતાના ઓરડા તરફ ચાલ્યો આવે છે. ઓરડામાં કેમ જાણે નાનકડું આભામંડળ ગોઠવાઈ ગયું હોય તેવું, ચારે ભીંતે ચોડેલ ચાકળા-ચંદરવાનાં આભલાં ઉપર દીવાનું તેજ ચળકારા કરતું હોવાથી દેખાય છે. મારાં પગલાંના અવાજ ઉપર કાન માંડીને આયરાણી ક્યારની આતુર હૈયે ઓરડાને બારણે ટોડલા ઝાલીને ઊભી હશે એવું ચિંતવનો ચિંતવતો ઢોલરો જ્યાં ઓસરીએ ચડે, ત્યાં તો ઊલટું પોતાની નવી વહુને મશ-ઢળેલ મોઢે ઓરડામાં બેઠેલી દેખીને એના ઉનાવળે ડગલાં દેતા પગ ઢીલા પડી ગયા. માતાએ ઊલટથી શણગારેલ ઓરડામાં આલણદેને શું કાંઈ ઊણપ લાગી હશે ! હસીને સામી ડગલાં માંડવાને બદલે સૂનકાર હૈયે બેઠી કેમ રહી છે? માવતરની લાડકવાઈ દીકરીને મહિયર સાંભરતું હશે ? કે શું હું એને મનગમતો નહિ હોઉં ?

એવી ચિંતાએ ચડીને, સ્ત્રી જેમ પોતાના સ્વામીને મનાવવા કોમળ ઈલાજો કરે તેમ, પુરુષ પોતાની પરણેતરને રીઝવવા માટે મહેનત કરવા મંડ્યો :

'ચાલ આલણદે ! તારો ચોટલો ગૂંથી દઉં, તારા માથામાં ફૂલેલ તેલનાં કચોળાં ઠલવું. ચાલ, મન ઉપરથી ભાર ઉતારી નાખ.'

એમ કહીને ઢોલરો અડકવા આવ્યો, ત્યાં તો હરણી પારધીને દેખી ફાળ ભરે તે રીતે આયરાણી ખસીને આઘે જઈને બેઠી.

'કાં !'

'કાં શું !'

ચોટો ચાર જ હાથ, ગૂથ્યો ગોરે માણસે;
(એના) ગુણની વાળેલ ગાંઠ, દોરો છોડે દેવરો. ૧૫

'આયર ! આ ચોટલામાં તો બીજા હાથનો દોરો ગૂંથાઈ ગયો, અને ક્યારુની એ ગાંઠ વળી ગઈ. હવે તું આપેરો રે'જે. સંસારને સંબંધે હું તારી પરણેતર ખરી છું ખરી, ને મરીશ ત્યાં સુધી તારા ઘરમાં રહી તારા ગોલાપા કરીશ, પણ તારો ને મારો છેટેથી અડવાના રામરામ જાણજે !'

ઢોલરો સમજી ગયો, ઘૂંટડો ગળી ગયો, એણે માન્યું કે થોડીક પંપાળીશ ત્યાં જૂની પ્રીત ભૂલીને નવા નેહ બાંધશે. એવું ચિંતવીને ફરીવાર ફોસલામણાં આદર્યાં:

'આલણદે! મૂંઝા મા. ઉતાવળી થા મા એમ કાંઈ આખો ભવ નીકળવાનો છે? આપણે તો આયર વરણ: જૂની વાતો ભૂલી જવામાં આપણને એબ નથી. આવ આપણે ચોપાટ રમીએ.'

'ઢોલરા! તું જેવો ખાનદાન આયર આજ શીદ ચીંથરાં ફાડી રહ્યો છે? તુંને ખબર નથી આયર, પણ-

સાવ સોનાને સોગઠે, પરથમ રમિયલ પાટ,
(ત દી) હૈયું ને જમણો હાથ, દા'માં જીતેલ દેવરો. ૧૬

'કાંઈ નહિ, આલણદે! તારું ચિત્ત ચકડોળે ચડ્યું છે. આજની રાત તું નીંદર કરી જા. મનની ઉકળાટ હેઠા બેસી જશે. લે તને ઢોલિયો ઢાળી દઉં. સુખેથી સૂઈ જા. બીશ મા. હું તારી મરજાદ નહિ લોપું.'

એમ કહીને ઢોલરાએ ઢોલિયો ઢાળીને તે પર મશરૂની તળાઈ બિછાવી. પણ આલણદેને તો એ ગોખરુની પથારી બરાબર છે:

કિમ સોઉં સજણા! સું સૂતેય સખ નહિ,
પાંપણનાં પરિયાણ, ભાંગ્યા વણ ભાગે નહિ. ૧૭

'મારે શી રીતે સૂવું? મારી એ પાંપણો નોખી પડી ગઈ છે–એ દેવરાનાં દર્શન કર્યા વિના તો ભેળી જ થાય તેમ નથી. પોપચાં બિડાવાની જ ના પાડે છે. જે દી એને જોશું તે દી જ હવે-તો જંપીને સૂશું, નીકર જીવતર આખુંય જાગવાનું છે.'

મનાવી મનાવીને ઢોલરાની જીભના કૂચા વળી ગયા. મનોરથ જેના મનમાં માતા નથી એવો ફાટતી જુવાનીવાળો આહીર આજ પરણ્યાની પહેલી જ રાતે પોતાની પરણેતરના આવા આચાર દેખીને અંતરમાં વલોવાઈ ગયો. એનાં રૂંવાડાં બેઠાં થઈ ગયાં. એના શરીરમાં થરેરાટી છૂટી અને હોઠ કંપવા લાગ્યા. ધીરેધીરે ક્રોધ ઊપડવા લાગ્યો. આંખો ત્રાંબાવરણી થઈ ગઈ.

'અરર! એક સ્ત્રીની જાત ઊઠીને આટલી હદ સુધી મને તરછોડે? પરણ્યા પછી પણ પારકા પુરુષનું નામ ન છોડે? એમ હતું તો મને પ્રથમથી કાં ન ચેતાવ્યો? મારી ફજેતી શીદ બોલાવી? મને ટળવળતો કાં કરી મેલ્યો? બળાત્કાર કરું? ચોટલે ઝાલીને બહાર કાઢું? કે આંહીં ને આંહીં કટકા કરું?'

થર! થર! થર! થર! આખું અંગ ધ્રૂજી ઊઠ્યું. ધગધગતા શબ્દો હોઠે આવીને પાછા વળી ગયા...

'ના, ના, જીતવા ! એમાં એનો શો ગુનો ? જન્મનો જે સંગાથી હતો એના પરથી એનું હેત શી-રીતે ખસે ? આખો ભવ બાળીને પણ આંહીં કુળમરજાદને કાજે મારાં વાસીદાં વાળવા જે તૈયાર થઈ છે એ શું મારવા લાયક કે પૂજવા લાયક ? હું ભૂલ્યો. મારા સ્વાર્થે મને ભાન ભુલાવ્યું. આવી જોગમાયાને મેં દૂભવી !'

અંતરમાં ઊછળેલું બધુંય વિષ પી જઈને ઢોલરો બહાર નીકળ્યો. ઓસરીમાં પથારી નાખીને ઊંઘી ગયો. આલણદેએ આખી રાતનું જાગરણ કર્યું.

ભળકડું થાતાં તો આલણદે ઘરના કામકાજમાં સહુની સાથે લાગી પડી. છાણના સૂંડા ભરી-ભરીને ભેળા કરવા માંડી, વાળવા લાગી અને તેવતેવડી નણદોની સાથે છાશનું વલોણું ઘુમાવવા લાગી. સાસુજીએ ઊઠીને નવી વહુને ધૂળ-રાખમાં રોળાતી દેખી.

'અરે દીકરા, આવીને તરત તે કાંઈ વાસીદાં હોય ? મેલી દે સાવરણી. હમણાં તો, બેટા, તારે ખાવાપીવાના ને હરવાફરવાના દી કે'વાય !'

'ના ફુઈ, મને કામ વગર ગોઠે નહિ. પાંચ દી વે'લું કે મોડું કરવું તો છે જ ને ?'

વહુના હાથ અડ્યા ત્યાં ત્યાં જાણે મોતીડાં વરસ્યાં. સાસુ ને નણદો તો હોઠે આંગળી મેલીને ટગર ટગર જોઈ જ રહી કે કેવી ચતુર વહુ આવી છે !

પણ વચ્ચે વચ્ચે વહુના હાથમાં સાવરણી ને નેતરાં થંભી જાય છે. વહુને કાંઈ બોલાવે તો એ સાંભળતી નથી. આંખો કોણ જાણે ક્યાંય ફાટી રહે છે. એ વાતનું ધ્યાન કોઈને નથી રહ્યું.

જમવાટાણું થયું છે. સાસુએ હોંશેહોંશે જૂઈનાં ફૂલ જેવા ચોખા રાંધ્યા છે. 'વહુ દીકરા, થાકી ગઈ હઈશ, માટે પ્રેગી જા ફળફળના ચોખા ખાવા !'

ચોખામાં તપેલી ભરીને ઘી રેડ્યું. દળેલી સાકર છાંટી. પણ કોણ જમે ? વહુ તો બોલી બોલી કહે છે કે :

> ઊનાં ફળફળતાંય, ભોજનિયાં ભાવે નહિ,
> હેત હૈયામાંય, દાઝે સૂતલ દેવરો. ૧૭

'અરે રે, ઊનાં ભોજન તો હું શી રીતે જમું ? મારા અંતરમાં દેવરો સૂતો છે, તેની કોમળ કાયા એ ઊના કોળિયાથી ક્યાંઈક દાઝી જાય તો !'

એવી વહાલાની વિજોગણ એક બાજુથી ખાતીપીતી નથી, ને બીજી બાજુ કુળધર્મનું જતન કરવાનું ક્યાંયે ચૂકતી નથી. પણ દિવસ પછી દિવસ વીતતા ગયા. અંતરના ઉત્પાત સંતાડવા આલણદે બહુ બહુ મથી, તોયે એનું ચિત્તભ્રમ ઉઘાડું પડવા લાગ્યું. મોતીની ઇંઢોણી ઉપર ત્રાંબાની હેલ્ય મેલી સૈયરોના સાથમાં પાદરને કૂવે પાણી ભરવા જાય છે, બધી સૈયરો આઠ-આઠ

બેડાં ભરીને ચાલી જાય છે તોયે આલણદેની એક પણ હેલ્ય હજી ભરાતી નથી. પાણીમાં જાણે દેવરાનો પડછાયો પડ્યો હોય એવી કલ્પના કરતી કરતી આલણદે ઊભી રહે છે. સીંચણ હાથમાં થંભી રહે છે. એમ ને એમ દિવસ આથમે છે. કૂવામાં પડછાયો દેખાતો બંધ થાય છે, પારેવાં ઘુઘવાટા છોડીને માળામાં લપાય છે, વાદળાં વીખરાય છે, ને દિશાઓ ઉપર અંધારાના પડદા ઊતરે છે, ત્યારે આલણદે ઠાલે બેડે ઘેર આવે છે, અને સાસુના ઠપકા સાંભળી લે છે:

સીંચણ ચાળીસ હાથ, પાણીમાં પૂગ્યું નહિ;
વાલ્યમ જોતાં વાટ, દી આથમાવ્યો દેવરા ! ૧૮

'હે બાઈજી! સીંચણ તો ઘણુંય ચાળીસ હાથ લાંબું હતું, પણ પાણીને પહોંચ્યું જ નહિ. મારો દિવસ તો દેવરાની વાટ જોવામાં જ આથમી ગયો.'

નિસાસો નાખીને સાસુ બોલ્યાં કે: 'અરેરે! આ હરાયું ઢોર આહીં કયાંથી આવ્યું ? આનું તો ફટકી ગયું લાગે છે! આ તો મારું કુળ બોળાવવાની થઈ!'

*

સાજણ ચાલ્યાં સાસરે, આડાં દઈને વન;
રાતે ન આવે નિંદરા, દીનાં ન ભાવે અન્ન.
દીનાં ન ભાવે અન્ન તે કોને કહીએં ?
વા'લાં સજણાંને વેણે વળગ્યા રહીએં.

સાંજનું ટાણું છે. દેવરો પોતાના ઘરની ઓસરીએ બેઠો છે. ડોસી આવીને પૂછે છે કે: 'ગગા, આજ તો તારા સારુ જારનો ખીચડો મેલું છું, ભાવશે ને ?'

'માડી, મને ભૂખ નથી લાગી.'

'ભૂખ કેમ ન લાગે, બેટા ? ફક્ત રોટલો લઈ ને સીમમાં ગ્યો તો, એમાં શું પેટ ભરાઈ ગયું ?'

'પણ માડી, હમણાં મને પેટમાં ઠીક નથી રે'તું !'

'બાપુ ! ગઈ વાતને પછે ભવ બધો સંભાર્યા જ કરાય ? હવે તડ્યા મેલી દે ને એ વાતની!'

'ના મા, એવું કાંઈ નથી.' એટલું બોલતાં દેવરાને ગળે ડૂમો ભરાઈ આવ્યો.

દેવરાની બે જુવાન બહેનો ઓસરીના બારણિયામાં ખીચડો ખાંડતી હતી તેની આંખમાં પણ ભાઈનું ગળેલું શરીર જોઈજોઈ ને ઝળઝળિયાં આવી ગયાં.

'ઠીક માડી, ખીચડો કરજો. સહુ ભેળાં બેસીને આજ તો ખાશું.'

'બસ, મારા બાપ !'

ડોસીને તો જાણે બારે મેઘ ખાંગા થઈ ગયા.

બરાબર એ ટાણે એક બાવો ને બાવણ એકતારો વગાડતાં ચાલ્યાં આવે છે, ને એના ભજનનાં વેણ સાંભળીને દેવરાના કાન ચમકે છે:

પે'લા પે'લા જુગમાં રાણી! તું હતી પોપટી ને,
અમે રે પોપટ રાય, રાજા રામના.
ઓતરા તે ખંડમાં આંબલો પાક્યો ત્યારે,
સૂડલે મારી મને ચાંચ, રાણી પીંગળા!
ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને,
તોય નો હાલી તું મોરી સાથ રાણી પીંગળા!
દનડા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના-૧

દેવરાને ભજન બહુ પ્યારું લાગ્યું. એણે બાવા-બાવણને બોલાવી પોતાની ઓસરીએ બેસાર્યાં. ભજન આગળ ચાલ્યું:

બીજા બીજા જુગમાં રે તું હતી મૃગલી ને
અમે મૃગેશર રાય, રાજા રામના.
વનરા તે વનમા સાધ્યો પારાધીડે ફાંસલો ને,
પડતાં છાંડ્યા મેં મારા પ્રાણ રાણી પીંગલા!
ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તોય નો આવી તું મોરી પાસ રાણી પીંગલા!
દનરા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના-૨

સાંભળી સાંભળીને દેવરાની છાતી વીંધાવા લાગી:

ત્રીજા ત્રીજા જુગમા રે તું રાણી બામણી ને,
અમે હતા તપેસર રાય, રાજા રામના
કુંડળિક વનમા રે ફૂલ વીણવા ગ્યા'તા મુને
ડસિયલ કાળુડો નાગ, રાણી પીંગળા!
ઈ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને,
તોય ન આવી તું મોરી પાસ રાણી પીંગળા!
દનડા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના!-૩

ચોથા ચોથા જુગમાં રે તું રાણી પીંગળા ને,
અમે ભરથરી રાય રે,
ચાર ચાર જુગનો ઘરવાસ હતો જી રે;
ટોય નો હાલી મોરી તું સાથ રાણી પીંગલા!
દનડા સંભારો ખમ્મા! પૂરવ જલમના સે'વાસના!-૪

આડોશીપાડોશી તમામ ભજન ઉપર થંભી ગયાં છે. દેવરા જેવો વજ્રની છાતીવાળો જુવાન

પણુ આંસુડાં વહાવી રહ્યો છે. ઘરમાં ઘરડી મા રડે છે. ઓસરીમાં જુવાન બે બહેનો રુએ છે. પાલવડે આંસુડા લૂછતાં જાય છે. 'તોય નો આવી તું મેરી પાસ...'ના પડઘા ગાજી રહ્યા છે. તે વખતે વેલ્યની ઘૂઘરમાળ રણુકી અને ડેલીએ જાણે કોઈએ પૂછ્યું કે: 'દેવરા આયરનું ઘર આ કે?'

પોતાનું નામ બોલાતાં તરત જ દેવરો ડેલીએ દોડ્યો અને કોઈ પરદેશી પરોણાને દેખીને, ઓળખાણુ નહોતી છતાં, વહાલું સગું આવ્યું હોય તેવે અવાજે કહ્યું:

'આવો બા, આવો, આ જ ઘર રામધણીનું, ઊતરો!'

ઠેકડો મારીને ગાડાખેડુ નીચે ઊતર્યો. બેય જણા બંને હાથ દઈને મળ્યા. બળદનાં જોતર છોડી નાખ્યાં. મહાદેવના પોઠિયા જેવા રૂડા, ગરુડનાં ઇંડાં જેવા ધોળા અને હરણ જેવા થનગનના બે બળદોને, અમૂલખ ભરતભરેલી ઝૂલ્યો ઉતારી લઈને દેવરે ગમાણુમાં બાંધી દીધા. નાગરવેલ જેવું આષાઢ મહિનાનું લીલું ઘાસ નીર્યું. ગળે ઘૂઘરમાળ બાંધેલી તે ગજવતા બેય બળદ ખડ બટકાવવા મંડ્યા. અને પછી હિંગળોકિયા માફાનો પડદો ઊંચો કરીને કંકુની ઢગલીઓ થાતી આવે તેવી પાનીઓવાળી એક જોબનવંતી સ્ત્રી નીચે ઊતરી. વેલ્યનો ગાડાખેડુ મોખરે ચાલ્યો. સ્ત્રીએ પાછળ પગલાં દીધાં. અજાણ્યો ગાડાખેડુ ઓસરીએ ચડ્યો અને ડોસીને ટૌકો કર્યો:

'આઈ, આ અમારી બેનને પોંખી લ્યો!'

ચકિત થાતાં ડોસી બહાર આવ્યાં: આ બેન કોણ? પોંખણાં શાનાં? આ ગાડાખેડુ ક્યાંનો? કાંઈ સમજાતું નથી. ગાડાખેડુએ પોતાની સાથેની સ્ત્રીને કહ્યું:

'બેન, બાપ, સાસુને પગે પડ!'

યુવતીએ ડોસીના પગમાં માથું ઢાળી દીધું. વગર ઓળખ્યે ડોસીએ વારણાં લીધાં. દેવરાની બન્ને બહેનો મહેમાનને ઘરમાં લઈ ગઈ. અને દેવરો તો ઓસરીએ આવીને ઢોલરા સામે ચકળવકળ તાકી જ રહ્યો.

'ઓળખાણુ પડે છે?' ઢોલરાએ પૂછ્યું.

'થોડી થોડી! તાજા જ જોયા હોય એવી અણસાર છે!'

'હું ઢોલરો, દેવરા! તારું હતું તેને હું ચોરી ગયેલો—તે આજ પાછું દેવા આવ્યો છું.'

'શું, ભાઈ?'

'તારું જીવતર: તારી પરણેતર!'

'મારી પરણેતર?'

'હા બાપ, તારી પરણેતર! હૈયાના હેતથી તને વરેલી ઈ તારી પરણેતર! મેં તો ભૂલથી વેચાણ લીધેલી. વહેવારને હાટડે માનવી વેચાતાં મળે છે, પણ માનવીએ માનવીએ ફેર છે એની મને જાણ નહોતી, દેરા!'

'આયર! ભાઈ!' એટલું જ બોલાયું. દેવરાની છાતી ફાટવા લાગી.

'દેવરા, જરાય અચકાઈશ મા! હું પરણ્યો ત્યારથી જ એ તો માની જણી બોન રહી છે.'

કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝ્યાં હતાં તેને લૂછતો લૂછતો દેવરો કંઈક વિચારે ચડી ગયો. પછી મનમાં કાંઈક નક્કી કર્યું હોય એવે અવાજે પોતાની માને સાદ પાડ્યો:

'માડી! બેય બોનુંને પાનેતર પહેરાવો અને ઝટ બને બોલાવો, ઝટ કરો, સમો જાય છે!'

ઢોલરો ચેત્યો: 'અરે ભાઈ, આ તું શું કરછ? હું આટલા સારુ આવ્યો'તો?'

'ઢોલરા, તેં તો એવી કરી છે કે મારું ચામડું ઉતરડી તારી સગતળીયું નખાવું તોય તારો ગણ ન જાય! અને તારા જેવા આયરને મારી બોનું ન દઉં તો હું કોને દઈશ?'

'પણ ભાઈ, બે—'

'બોલ મા!'

દીકરીયું દેવાય, વહુ઼ દેવાય નહિ,
એક સાટે બે જાય, ઢાલ માગે તોય ઢોલરો. ૧૫

'ઢોલરા! ભાઈ! દીકરીઓ તો દેવાય, પણ પોતાની પરણેતરને પાછી આણીને સોંપી દેવી, એ તો મોટા જોગીજતિયોયે નથી બન્યું! હું બે આપું છું, તોપણ તારી દાસ (તારું લેણું) તો મારા ઉપર બાકી જ રહેલી જાણજે!'

ઘડિયાં લગન લેવાણાં. ચડોચડ બે માંડવા નંખાયા. એકમાં દેવરા અને આણલદેની જોડ બેઠી: બીજામાં ઢોલરા અને દેવરાની બે બહેનોની ત્રિપુટી બેઠી. જોડાજોડ વિવાહ થયા અને પછી તો એ પાંચ છોકરાં ને છઠ્ઠી ડોસી—છયે માનવીની છાતીઓમાં સુખ ક્યાંય સમાયાં નહિ, છલકાઈ ગયાં. સહુએ સાથે બેસીને જુવારનો ખીચડો ખાધો.

[સૌરાષ્ટ્રની રસધાર-૫]

## દાના ભગત

(જન્મ : સંવત-૧૭૮૪ * મૃત્યુ : સંવત-૧૮૭૮)

પાંચાળને ગામે ગામે દયા અને દાનનો બોધ દેવા જાદરો ભગત એકવાર આણંદપર ભાડલા નામે ગામમાં આવી પહોંચ્યા છે. જાદરો તો પીર ગણાતો. દુઃખિયાં, અપંગ, આંધળાં, વાંઝિયાં-તમામ આવીને એની દુઆ માગતાં.

એમાં એક કાઠિયાણી, માથે ગૂઢું મલીર ઓઢેલું, બાવીસ વર્ષનો જુવાન દીકરાને લાકડીએ દોરેલો, અને આપાની પાસે આવી ઊભી રહી. ભગતે પડખે બેઠેલાઓને પૂછ્યું:

'આ બોન કોણ છે, ભાઈ?'

'બાપુ, કાળા ખાચરને ઘેરથી આઈ છે. કાળો ખાચર દેવ થઈ ગયા છે, ને સત્તર વરસ થયાં આઈ આ છોકરાને ઉછેરે છે.'

'તે...દીકરાને દોરે છે કાં?'

'બાપુ, છોકરાને બેય આંખે જનમથી અંધાપો છે.'

'છોકરાનું નામ?'

'નામ દાનો.'

'આંહીં આવ, બાપ દાના ખાચર! તારી આંખ્યું જોઉં, બાપ!'

દાનો થડમાં આવ્યો. પડખામાં બેસીને ભગતે આંખો તપાસી. પછી નાનું છોકરું દાંત કાઢે તેવી રીતે ખડખડાટ હસીને બોલ્યા: 'બાપ દાના! આટલાં વરસથી ઢોંગ કરીને બિચારી રંડવાળ માને શીદ સંતાપી? તારી આંખ્યુંનાં રતન તો આબાદ છે, ભાઈ! તું આંધળો શેનો? દાબીમાં ઘોડાં દોડતાં હોય ઈ યે તું ભાળ છ. તારી નજરું તો નવ ખંડમાં રમે છે. ઠાકરનું નામ લઈને આંખ્યું ઉઘાડ, બાપ! તારે તો હજી કંઈકને દુનિયામાં દેખતાં કરવાનાં છે ઈ કાં ભૂલી જા?'

*દાનાએ આંખો ઉઘાડી. ચોપચાંના પડદા ઊંચા થયા. જગતનું અજવાળું આજ અવતાર

* આ પ્રસંગને પરચાનું રૂપ શા માટે આપવું જોઈએ? આગળના સંતો-ભક્તો પોતાની પાસે સારી સારી વનસ્પતિની દવાઓ રાખીને લોકોના વ્યાધિઓ મટાડતા હોવાનો સંભવ છે દાનાની આંખોઉપર પણ ઉપચાર કરવાને બદલે જદરાએ કોઈ ડુંગરિયાળ ઔષધિ જ લગાવી હશે.

ધરીને પહેલી વાર દીઠું. આંખમાં જ્યોત રમવા લાગી. માતા સામે, સગાંવહાલાં સામે, ચારે કોર નજર ફેરવી. ત્યાં ભગત બોલ્યા :

'બાપ, ઊંચે ઈશ્વર સામું જોયું ?'

દાનાએ ગગનમાં નજર માંડી. ઈશ્વર પ્રત્યે હાથ જોડ્યા. બાવીસ વરસનાં ભરજોબન અને સંસારનાં સુખ માણવાની લાલસા : માની પ્રીતિ: બાપનો મૂકેલો વૈભવ-બધુંય સર્પની કાંચળીની માફક પલવારમાં અંગ ઉપરથી ઊતરી ગયું : દાનાના મુખમંડળ ઉપર ભગવા રંગની ઝભક ફરી આવી. એણે જાદરાના પગ ઝાલી એટલું જ કહ્યું કે: 'બાપુ ! હવે મારે ઘેર નથી જાવું ! તમારી સાથે જ આવવું છે !'

'માડી ! એકવાર ઘરે તો હાલ્ય, તારાં લૂગડાં બાંધી દઉં !' બેબાકળી માતાએ દીકરાને બોલાવ્યો.

'હા હા, બાપ દાના, ઘેરે જઈ આવ. પછી તું તારે જગ્યામાં હાલ્યો આવજે !'

'બાપુ ! માં ! મારું ઘર મેં ગોતી લીધું છે. હવે મારે કાંઈ પોટલું બાંધવું નથી. મારે તો મારે સાથે ઘેરે જ જાવાનું પરિયાણ છે !'

માની આંખમાંથી દડ દડ પાણી પડવા મંડ્યાં. જાદરા ભગતે માને કહ્યું : 'આઈ ! આંસુ પાડછ ? કાઠિયાણી થઈને ? એકાદ સાંતી જમીનનાં ઢેફાં સારુ તારો દીકરો ધિંગાણે કામ આવત, તે વખતે તું આંસુ ન પાડત, અને આજ સંસાર આખાને જીતવા નીકળનારા દીકરાને અપશુકન શીદ દઈ રહી છો. મા ? છાની રે' !'

૨

જુવાન દાનાએ ભગવાં પહેર્યાં. ગુરુની આજ્ઞા મળી કે: 'બાપ ! કામધેનુની ચાકરી કરવા મંડી જા !'

આજ્ઞા મુજબ દાનો ગાયોને સંભાળવા લાગ્યો. અધરાતે પહર છોડીને માંડવના વંકા ડુંગરાઓમાં એકલો જુવાન ધેનુઓને ચારે છે. ભમી ભમીને કૂણાં ઘાટાં ખડવાળી ખીણો ગોત્યા કરે છે. ગાયોને ધરવી ધરવીને ભળકડે પાછી જગ્યામાં આણે છે. પોતે જ તમામ ધેનુઓને દોહવે છે. ગમાણમાંથી વાસીદાં વાળી, છાણના સૂંડા માથે ઉપાડી રેગાડે નીતરતો જુવાન જોગી છાણાં થાપે છે. વળી પાછો ગાયો ઘોળીને સીમમાં કોઈએ ન દીઠાં હોય એવાં ખડનાં સ્થળો ઉપર જઈ પહોંચે છે. પાણીના મોટા મોટા ધરામાં ધેનુઓને ધમારી, વડલાની ઘટા હેઠે બેસાડી, કોઈનાં ગળાં ખજવાળતો, કોઈની રુંવાડીમાંથી ઝીણી ઈતરડીઓ કાઢતો, કોઈની બગાઓ પકડતો, કોઈના કંઠે બાંધવા માટે ફૂમકાં ગૂંથતો, ને કોઈની ખરીએ મે શીંગડીએ એરડી વારીને તેલ ચોપડતો

બાળો જોગી જ્યારે પોતાની કામધેનુઓને મસ્ત બની વાગોળતી જોતો, ત્યારે એને પણ કોઈ સ્વર્ગીય આનંદનો નશો ચડતો, નેત્રો ઘેઘૂર બની જતાં, અને ગળું ગુંજવા લાગતું કે:

'આ જો ગગન-લહેરું આવે રે
ઝીણાં ઝીણાં મોતીડાં અઝર ઝરે રે.'

ગુરુ જાદરા ભગતે સમાત લીધી અને પછી પંચાળમાં દુકાળ પડ્યો. સેંજળ લીલી સોરઠ-ધરાનાં દર્શન માટે જુવાન દાનો ધેનુઓનું ધણ ઘોળીને થાનથી ચાલી નીકળ્યો. આવીને એણે ગીરકાંઠાના કાઠિયાઈ ગામ ગરમલીની સીમમાં ઉતારો નાખ્યો. ત્યાંથી માતાજીઓને (ગાયોને) તુલસીશ્યામ તરફ ઘોળી ગીરના ડુંગરામાં ગાયોને આંટા દેવરાવ્યા. તુલસીશ્યામ તો વંકે ડુંગરે વિંટળાયલું, સજીવન ઝરણાંથી શોભતું, તાતા પાણીના કુંડ વડે ભાવિકોને ઈશ્વરી ચમત્કાર દેખાડતું પ્રભુ–ધામ હતું; પરંતુ આપા દાનાનો જીવ ત્યાં ન ઠર્યો. ત્યાંથી નીકળીને જેનગર ગામમાં પહોંચ્યા. ટીંબો સજીવન દીઠો. ગામના ગોવાળોને પૂછ્યું : 'ભાઈ રાયકા, આંહીં રહું ?'

'રો'ને, બા ! અમારે ક્યાં ખડ વાઢીને ખવડાવવું પડે છે?'

ગોવાળોની હેતપ્રીત દેખીને ભગતનો જીવ ગોઠ્યો. ભગત ગાયો ચારવા લાગ્યા.

એક દિવસ પ્રભાતે ગોવાળો ગામને પાદર ટોળે વળીને ઊભા છે. જાણે કોઈનું છોકરું મરી ગયેલું હોય એવા અફસોસમાં સહુ એક પીપળાની લીલી મોટી ડાળ પડેલી તેને ચોપાસ વીંટીને ઊભા છે. અંદરોઅંદર વાતો થાય છે કે ક્યે પાપીએ પીપળાની ડાળ કાપી નાખી?

'માતાજીયુંને વિસરામ લેવાની શીળી છાંયડી ખંડિત થઈ ગઈ!'

'અને પંખીડાંનાં લીલાં બેસણાં તૂટ્યાં!'

પીપળો તો પાદરનું રૂપ હતો. એની ડાળ માથે ઘા પડ્યો એ તો જાણે માલધારીઓનાં માથાં પર વાગ્યો હતો.

આમ અફસોસ થઈ રહ્યો છે ત્યાં આપો દાનો આવી પહોંચ્યા. પીપળો વઢાવાની વાત એને પણ કહેવામાં આવી.

'ભણેં બાપ રાયકાઓ !' આપો બોલ્યા. 'યામાં કાંઉં થઈ ગો' ! ડાળ્યને ભોંમાં વાવું ઘો ને ! એકને સાટે બે પીપળા થાહે !'

'અરે, આપા !' માલધારીઓ હસવા લાગ્યા. 'પીપર, વડલો કે આંબો ઈ સંધાંયની ડાળ્ય વાવીએ તો ઊગે, પણ કોઈ પીપળાની ડાળ્ય તે ફરી વાર ચોંટે, ભગત !'

'ઘણા સાટુ નો ચોંટે, બાપ? સંધાંય જેમ પીપળાની ડાળ્ય સોત ઊગે ! ઠાકરને ઘરે ઈમાં ભેદ હોવે નહિ, માટે ઠાકોરનો નામ લઈને વાવું ઘો, બા ! હાલો, ખોદો ખાડો !'



૭૯

ખાડો ખોદાવ્યો તેમાં ભગતે ડાળ રોપી. ઉપર ધૂળ વાળી ખામણું કરીને દરરોજ પોતે જ પાણી સીંચવા લાગ્યા. દિવસ જતાં ઝપાટાભેર ડાળ કોળી, પાંદડાંની ઘટા બંધાઈ ગઈ. ચળકતાં પાંદડાં ચંદ્રસૂરજનાં તેજ ઝીલીને રાતદિવસ હસવા લાગ્યાં. ડાળે ડાળે પંખીડે માળા નાખ્યા. આજે પણ એ પીપળો ઊભો છે.

3

જેનગર છોડ્યું. ફરીવાર ગાયો ધોળીને ગરમલી આવ્યા. બપોરને ટાણે સૂરજ ધખ્યો છે. ગોંદરે ઝાડવાંને છાંયે પોતે ગાના ડિલનો તકિયો કરીને બેઠા છે. ત્યાં સામે એક કણબીની છોકરીને દેખી. છોકરીએ માથા ઉપર મોશલો ઓઢેલો છે. દાંત ભીંસીને બે હાથે માથું ખજવાળે છે. માથામાં કાળી લા લાગી હોય તેમ ચીસેચીસો પાડે છે. છોકરીથી ક્યાંયે રહેવાતું નથી.

જુવાન દાનો ઊઠીને એની પાસે ગયો, પૂછ્યું : ' બાપ ! કેવા સારુ રાડ્યું પાડતી સો ?'

પણ જવાબ આપવાનો સમય છોકરીને ન હતો. એ તો માથું હસડતી જ રહી.

' માથામાં કાણું થ્યો છે, બાપ ! મુહેં જોવા તો દે !'

એટલું બોલીને એણે છોકરીના માથા પરથી કૂંચલી ઉપાડી, ત્યાં તો માથામાંથી દુર્ગંધ નીકળી. આખું માથું ઉંદરડીથી ગદગદી ગયું છે. અંદર જીવાત ખદબદે છે. પાચ-પરુના રેગાડા ચાલ્યા જાય છે. વાળનું નામનિશાન પણ નથી રહ્યું.

આપા દાનાનું અંતર આ નાની દીકરીનું દુઃખ દેખીને ઓગળી ગયું. એને એકેય દવા આવડતી ન હતી. દવા વિચારવાની ધીરજ પણ ન રહે એવો કરુણ એ દેખાવ હતો.

' ઠાકર ! ઠાકર ! દીકરીની જાત્યને આવડો દખ !'

એટલું બોલીને એણે છોડીનું માથું ઝાલી લીધું, હાથ પકડી લીધા, અને પોતાની જીભ વતી એ આખા માથાને ચાટ્યું-એક વાર, બે વાર ને ત્રણ વાર ચાટ્યું.

છોડીને માથામાં જાણે ઊંડી ટાઢક વળી ગઈ. એની ચીસો અટકી ગઈ. માથે હાથ ફેરવતાં જ ગૂમડાંનાં ભીંગડાં ટપોટપ નીચે ખરી પડ્યાં. અને થોડા દિવસમાં તો એ ફૂલસરીખા માથા ઉપર કાળા કાળા વાળના કોંટા ફૂટી નીકળ્યા.

છોકરીએ ભગત બાપુના ચરણોમાં માથું નાખી દીધું. બાપુના પગ ઝાલી લીધા. બાપુના મોં સામે મીટ માંડી રહી. ભગતનાં નેત્રોમાંથી તો દયાની અમૃત-ધારાઓ વરસી રહી છે.

લાંબી સુંવાળી લટો વડે શોભતી કણબીની બાળકી ભગતના ખોળામાં પડીને પૂછે છે : ' હેં બાપુ ! ઓલી મારા માથાની ઊંદરી ક્યાં ગઈ ?'

'બેટા, ઈ તો હું ખાઈ ગો !' એમ કહીને ભોળિયો ભગત દાંત કાઢે છે.

૪

'ગાયુંની તો ચાકરી કરી રહ્યો છું, પણ ગરીબગુરબાં ને સાધુસંત મારે આંગણેથી અન્ન-જળ વિના જાય છે. ઠાકર ઈ કેમ ખમશે ?'

ભગતે સદાવ્રત વહેતું કર્યું. દાણાની ટહેલ નાખીને અનાજ ભેળું કરવા માંડ્યું. ગામલોકોએ દળી-ભરડી દેવાનું પણ માથે લીધું. ગરીબગુરબાં, લૂલાં-પાંગળાં, ઘરડાં-બુઢ્ઢાં તેમ જ મુસાફર સાધુ-બાવાઓને દાળરોટલા આપવા લાગ્યા. એક પણ અન્નનું ક્ષુધાર્થી ભૂખ્યે પેટે પાછું જતું નથી. આપા દાનાનો રોટલો મુલકમાં છતો થવા લાગ્યો.

એમાં દુકાળ ફાટી નીકળ્યો. 'અનાજ ! અનાજ !' પોકારતો આખો દેશ હલકયો. દાના ભગતને દ્વારે રાંધણાંનો પાર ન રહ્યો. દાળના મોટા રંધાડા ને રોટલાની વીસ વીસ તાવડી ચાલવા લાગ્યાં. અનાજનાં ગાડાં આવી આવીને આપા દાનાની કોઠીઓમાં ઠલવાય છે, પણ કોઈને ખબર નથી પડતી કે એ ક્યાંથી આવે છે ને કોણ મોકલે છે ?

દેનાર તો ન થાક્યાં, પણ દળનાર-ભરડનાર ગામલોકો ગળે આવી ગયાં. ગામને બહુ ભીંસ પડવાથી લોકો બોલ્યાં કે, 'બાપુ ! ફક્ત બામણ-સાધુને રોટલા આપો, બીજાં કોઈને નહિ. નીકર અમે પોગી નહિ શકીએ.'

'અરે...ભલે બાપ !' ઓશિયાળા થઈને આપા દાના બોલ્યા. 'હવે તમારે ગામને દળ-વોય નહિ ને ભરડવોય નહિ. લ્યો આ પાંચ કોરી. એના ચોખા લાવો ને ગળ લાવો. આ માતાજીયું મળે છે તે માથે છાંટો છાંટો ઘી દેશું, એટલે તમારે મારો હડચો ખમવો નહિ, ઠીક બાપ !'

દાળ-રોટલાને બદલે ગોળ, ચોખા ને ઘીનું સદાવ્રત વહેતું થયું. ચોખાનાં છાલકાં બહારથી આવતાં થયાં, ઠાકરે એ પાંચ કોરીના ચોખા-ગોળમાં અખૂટ અમી સીંચી દીધાં. કોઈ દિવસ તૂટ આવી નહિ, કેમકે ભગતની આસ્થા કદીયે ડગી નહિ.

ગરમલીથી ચાલીને એક દિવસ આપા દાનાએ ચલાળા ગામમાં જગ્યા બાંધી. ત્યાં પણ ગોળ-ચોખાનું અન્નક્ષેત્ર વહેતું કર્યું.

૫

પોતાની ગાયો હાંકીને દાનો ભગત ગીરમાં સિધાવ્યા છે. એક દિવસ કાળે બપોરે ગાયો તદ્દન નપાણિયા મુલકમાં ઊતરી. માણસોએ બોકાસાં દીધાં : 'બાપુ, પાણીની જોગવાઈ આટલામાં ક્યાંયે નથી.'

'ભણે', ત્યો બાપ! હું મોંગળ જઉં ને પાણીની તપાસ કરાં.'

આટલું બોલીને ભગત આગળ ચાલી નીકળ્યા. ગીરમાં દેવળા નામનું ગામ છે, ત્યાંની સીમમાં આવ્યા. જુએ તો ત્યાં દુકાળની મારી બે-ત્રણ હજાર ગાયો દેશાવરથી ગીરમાં જવા ઊતરી પડેલી છે. ખદબદ ખદબદ થાતી એટલી ગાયો પાણી વિના ટળવળે છે, પણ ગામમાં એવો મોટો પિયાવો નથી. ગાયોની શી ગતિ થશે એવા ઉચાટ કરતાં ગામલોકો પાદરમાં ઊભાં છે. આટલી ગાયો આપણે ટીંબે પાણી વિના પ્રાણ છાંડશે તો આપણે ઉજ્જડ થઈ જાશું એવી બીકે ગામની વસ્તી ગાયોનાં ભાંભરડાં દેતાં ઓશિયાળાં મોં સામે જોઈ રહી છે.

ત્યાં બૂમ પડી: 'એ...આપો દાનો દેખાય!'

ભગત આવી પહોંચ્યા. ગામલોકોએ કહ્યું: 'બાપુ! આમ જુઓ!'

'કાં બાપ! આ કાણું?'

'બાપુ! નવ લાખ ગાયું!'

'ઓહોહોહો! નવ લખ માતાજીયું! ભણેં, તવ્ય તો આ ગોકળિયું ભણાય! આ તો નંદજીનો ગામ ગોકળ! વાહ! વાહ! આ તો મોટી જાત્રા ભણાય!'

'અરે બાપુ! નવે લાખ આંહીં જ ઢળી પડશે—આંહીં પાણી ન મળે!'

'પાણી ન મળે? ઈ તે કદી હોવે બા! માતાજીને પુન્ય-પરતાપે ઠાકર પાણી મોકલ્યા વિનાં રે' ખરો? ધરતીમાતા તો સદાય અમીએ ભરી છે: કૂડું ભણો મા!'

એટલું બોલીને ભગતે ચારે બાજુ નજર કરી અને એણે એક નાનો વોંકળો દીઠો.

'એ.. લો, બાપ! ભણેં આ રહી નદી! આસે તો નકરો પાણી જ ભર્યો છે ને શું!'

'અરે બાપુ! ઈ તો ખોટું નેરડું, નકરી વેળુ. સાત માથોડેય પાણીનો છાંટો ન મળે!'

'ના બાપુ, ઈમું ભણો મા, મંડો ખોદવા. ગુપત ગંગા હાલી જાતી સે. હાં, માળા બાપ! સહુ સંપીને ઉધમ માંડો, એટલે ઠાકરને પાણી દીધા વન્યા છૂટકો જ નહિ. રોતલને કે હાળહરીને કાંઈ ઠાકર દેતો હશે, બાપા?'

પોતે હાથ વતી વેકરો ખોદવા લાગ્યા. હસતાં હસતાં ગામલોકો પણ મદદે વળગ્યાં. ઘડીમાં તો ત્યાં વેકૂરની મોટી પાળ ચડી.

'એ...જુઓ, બાપ! લીલો કળાણો!'

બીનો વેકરો આવ્યો. કમર કમર જેટલું ખોદાણકામ થયું—અને પાણી તબક્યું.

'હવે ખસુ જાવ, બાપ! અને માતાજીયુંને વાંભ કરુને બોલાવો. હવે ઠાકર પાણી ને ઘેને કિસે જાશે?'

આંહીં ગાયોને વાંભ દીધી, ને ત્યાં જાણે પાતાળ ફૂટયું. છાતી સમાણો વીરડો મીઠે પાણીએ છલકાઈ ગયો. પાણીનું વહેણ બંધાઈ ગયું અને તરસે આંધળી બનેલી ગાયો પાણી ચસકાવવા લાગી. ગાયોનાં શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં ભગત કહેવા લાગ્યા: 'ભણેં માવડીયું! કામ-ધેનુ! આ તમારા પરતાપે પાણી-નીકળ્યાં—જમનાજી છલકયાં. પીવો, ખૂબ પીવો!'

આજે પણ 'નવલખો વીરડો' નામે ઓળખાતું એ અખંડ જળાશય ચાલુ છે. એને લોકો 'આપા દાનાનો વીરડો' પણ કહે છે. થોડાં વર્ષો પર કોઈ ખેડૂતે ત્યાં વાવેતર કરી એ વીરડાનું પાણી વાળ્યું, એટલે લાખો પશુઓની તરસ છિપાવતાં એ અખૂટ પાણી થોડા દિવસમાં જ ખૂટી ગયાં. વાવેતર બંધ થયું એટલે ફરીવાર વીરડો ચાલુ થયો.

૬

ભાવનગરથી ગધેડાં ઉપર ચોખાનાં છાલકાં ભરાવીને ભગત ચલાળા તરફ ચાલ્યા આવે છે. પોતે ઘોડી ઉપર છે અને ગધેડાંને જોગી લોકો હાંકતા આવે છે. ચૈત્ર–વૈશાખના બપોર ચડ્યા છે. ઊની લૂ વાય છે. બરાબર પાડરશિંગાની સીમમાં આવતાં માર્ગે એક વાડીના ઘોરિયામાં ગધેડાં પાણી પીવા ચડ્યાં. વાડીનાં અખૂટ પાણી વહ્યાં આવે છે અને ઉપર સામટા સાત કોસ જૂત્યા છે. ૭૦–૮૦ વીઘામાં ઉનાળાનો છાસટિયો ઊભો ઊભો અખંડ પાણી પી રહ્યો છે. આમ છતાંય ગધેડાં જ્યાં ઘોરિયામાં મોં નાખવા જાય છે ત્યાં તો વાડીમાંથી ચહકા થયા, સાતે કોશિયાએ કોસ ઊભા રાખીને હાથમાં પરોણા લઈ દોટ દીધી. ગાળોની ત્રમઝટ બોલાવતાં બોલાવતાં ગધેડાંનાં મોં ઉપર પરોણાની પ્રાછટ દીધી.

'અરે, ભણેં બાપ!' દાનો ભગત આ ત્રાસ જોઈ ને બોલ્યા. 'બાપડાં પશુડાં તરસ્યાં છે, યાને પાણી પીવા દ્યો ને! કાણા સારુ મારતા સો?'

'મારે નહિ ત્યારે શું ચાટે? કાંઈ તારાં ગધેડાંને પાણી પીવા સાટુ કોસ જોડ્યા છે? કાળ-વરસનું પાણી ક્યાં વધારાનું છે?'

'અરે, ભણેં બાપ! પાણીનો તૂટો હેવાનો? આ સાત કોસ વહેતા સે ને?'

'તે તારા જેવા મફતિયા સાટુ કોસ નથી જોડ્યા, બાવા! હાલ્યો જા છાનોમૂનો. પાણી નહિ પાવા દઈએ!'

'અરે, ભણેં ભાઈ! ઠાકરની પાસે તો સંધાંય જીવડાં સરખાં! ઠાકરે તમુંહે પાતાળ-પાણી

દીનો સે! શીદ આ ગભરુના નિસાપા લેતા સો! પીવા ઘો, પીવા ઘો, ઠાકર તમુંહેં ગ્રાગ્રે પાણી આપશે!'

'હવે હાલ્યો જા, ઠાકરના દીકરા! પાણી નથી કૂવામાં!'

'પાણી નથી!' એટલો શબ્દ જ્યારે પાંચ વાર બોલાયો, ભગતના કાલાવાલા એળે ગયા, અને તરસ્યાં ગધેડાંનાં મોં પર લાકડીઓનો માર જોઈ ન શકાયો, ત્યારે દુભાઈને ભગત એટલું જ બોલ્યા કે: 'ભણેં ભાઈ, હાંકો ગધેડાંને. યાના કૂવામાં પાણી નસેં. હાંકો, મોંગળ આ સાતકોસી વાડી રહી, ઈસે પાશું!'

'હા હા! જા, પજ્ય ઈ સાતકોસી વાડીમાં!' એમ બોલીને કણબીઓએ હાંસી કરી.

ભગત આગળ ચાલ્યા. પોતે જેની સામે આંગળી ચીંધાડીને બતાવી તે વાડી સાતકોસી તો નહોતી, પણ એકકોસીયે નહોતી. વીસ–પચીસ કયારામાં છાસટિયો કરીને એક ગરીબ ખેડૂત પોતાના ઠૂંઠેલા બળદથી એક કોસ ચલાવે છે, દસ કયારા પાવે ત્યાં કૂવાનું તળિયું દેખાય છે. વળી બળદ છોડી નાખીને કણબી વાટ જોતો ત્યારે ઘણી વારે કોસ બૂડવા જેટલું પાણી ભરાય છે.

એવી હાલતવાળા કૂવા પર જઈને ભગતે સાદ કર્યો: 'ભણેં બાપ જોગીડાઓ! ગધેડાંહીં આંસે આણો. આ સાતકોસીના ધોરિયામાં પાણી પાવ! હાં બાપ પટલ! કોસ કાઢવા મંઝ! તરસ્યાં જીવડાં પાણી પીને તોહેં દુવા દેશે!'

દુઃખી કણબી બોલ્યો: 'પણ બાપા! કોસ પૂરો બૂડતોયે નથી. શી રીતે કાઢું?'

'ભણેં બાપ! યામાં તો સેંજળ શેત્રુંજી હાલી જાતી સે, તું તારે કાઢવા મંઝ. તરસ્યાં જીવડાંની દુવાથી પાણી આવશે!'

કણબીએ કોસ જોડ્યો. ગધેડાં પાણી પીવા લાગ્યાં. પહેલો કોસ, અને બીજે કોસે તો બળદને અને ચાળાને એક હાથનું છેટું ઓછું થયું. ત્રીજો, ચોથો ને પાંચમો કોસ નીકળે ત્યાં તો કૂવો અરધે સુધી ભરાયો. આંહીં ગધેડાં ધરાયાં: ત્યાં કૂવો છલકાયો.

'જો ભણેં પટલ! હું નો'તો ભણતો કે આ ગભરુ જીવડાંની દુવાએં કરીને સારો થાય! જો વાડીમાં પાણી વધુ ગો. આ કેની વાડી છે?'

'બાપા! આ વાડી ગોરખા ખુમાણની!'

'અને ઓલી?'

'વીસામણ ખુમાણની!'

'અરેરે! વીસામણની વાડીમાં પાણી ન મળે, કાણું કરવો?'

ગોરખા ખુમાણનો ખોટો કૂવો જે વખતે સાતકોસી વાડી બને એટલો છલકાઈ ઊઠયો તે વખતે પેલી સાતકોસી વાડીને તળિયે સાતે કોસ લાંબા થઈને સૂઈ ગયા. સાત દુકાળે પણ અખૂટ રહે તેવાં એનાં નીર શોષાવા લાગ્યાં. કોસ પછડાય છે એવું લાગતાં કોશિયો વાડીમાં નજર કરવા ગયો. જુએ છે તો કૂવાના ડારની અંદર થઈને તમામ પાણી પાતાળમાં ચાલ્યું જાય છે.

ખેડૂતો ગામમાં દોડ્યા. પોતાના જમીનદાર વીસામણ ખુમાણ પાસે જઈ ચીસ પાડી: 'હે બાપુ! વાડીમાં છાંટોય પાણી ન મળે!'

'શું થયું?'

'કો'ક કાઠી આવ્યો'તો, અમે એનાં ગધેડાંને પાણી પીવા ન દીધું. એણે આપા ગોરખાને કૂવે પાણી પાયું. અટાણે ત્યાં પાણી છલકાય છે.'

વીસામણ ખુમાણે તપાસ કરી. ખબર પડી કે એ કાઠી તો આપો દાનો: આપો દાનો ગામમાં રાત રહ્યા છે. વીસામણે આપાને પગે જઈ હાથ નાખ્યા: પોકાર કર્યો કે: 'એ આપા! તમારી ગા! મારી સાતકોસી ઉપર કાળો કેર ગુજર્યો! મારાં છોકરાં રઝળ્યાં!'

'ભણેં બાપ વીસામણ! હું કાણું કરાં! ઈ કૂવો જ ખોરો છે!'

આજ પણ એ સાતકોસી વાડીનો ગંજાવર કૂવો ભાઠ થઈને જ પડ્યો છે, અને ગોરખા ખુમાણની વાડી સાતકોસી બની છે.

૭

'ભણેં ગોર! હવે આ બેય રાજગર છોરડા મોટા થઉ ગા! અને હવે યાને નાતમાં લઉ લો તો માળે માથેથો ભાર ઊતરે. નીકર બચારા છોરડાને કોઈ દીકરી નૅ દ્યે!'

'પણ બાપુ! જગ્યાનો રોટલો ખાઈને ઈ તો વટલ્યા કહેવાય!'

'ના ના, ભણેં બાપ! મેં યાની દેહ નસેં વટલાવી. હિંદુસ્તાની સાધુને બામણિયે રસોઈ જ યાને અમે જમાડતા. હું ઠાકરની સાખે ભણુતો સાં!'

'ઠીક ભગત! જોશું!'

'અને વળી જરૂર હોવે તો હું તમાળી નાત્યને જમાડાં.'

'ના બાપુ! ઈ દાખડો રેવા ધો. આંહીં દેવળા ગામમાં હમણાં જ રાજગરની નાત્ય કારજ માથે ભેળી થશે, ત્યાં તમે છોકરાને લઈ આવજો.'

પાંચ-સાત વર્ષના બે રાજગર છોકરાઓ હતા: માબાપ મરી ગયાં છે. ગાયો ભગડાઢા ચરે

એનો દુકાળ પડ્યો. છોકરાને નાત્યના કોઈ માણસે સંઘર્યા નહિ. એ નિરાધારોને આપા દાનાને આંગણે આધાર મળ્યો. પણ પોતે કાઠી હોવાથી છોકરાઓને ચોખે રસોડે જ જમાડી, પેટનાં બચ્ચાંની માફક મોટા કર્યા. છોકરા ઉંમરલાયક થવાથી હવે આપાએ એને ન્યાતમાં ભેળવવા મહેનત માંડી.

કારજટાણે પોતે દેવળા ગામે ગયા. જઈને રાજગર જ્ઞાતિના પટેલિયાઓને હાથ જોડી અરજ કરી કે: 'બાપ! હવે યાને નાત્ય-ગંગામાં નવરાવું લ્યો!'

'ભલે, બાપુ!'

એટલું કહી બન્ને છોકરાઓને જમણમાં જમવા લઈ ગયા. પણ સમજણા છોકરાઓએ ઉતારે આવીને બાપુને વાત કરી કે: 'બાપુ! અમને તો નોખા બેસાડીને જમાડ્યા!'

ભગતે ફરીવાર ન્યાત-પટેલિયાને તેડાવીને વિનતિ કરી. ધુત્તા પટેલો બોલ્યા: 'ના, ના બાપુ! છોકરાઓને તો વહેમ છે. અમે તો એને ભેળા જ બેસાર્યા'તા!'

'તવ્ય બાપ! હું ભણ્યાં ઈ કરો! તમમાં મોટેરા હો ઈ યાની થાળીમાં જ જમુ લ્યો!'

'થાળીમાં ભેળા બેસીને જમી લ્યો!' એ વેણુ સાંભળતાં જ આગેવાનો એકબીજા સામે જોવા લાગ્યા. ને છેવટે દંભનો અંતરપટ ઉઘાડીને બોલ્યા: 'બાપુ! એમ તો નહિ બને! છોકરાઓએ જગ્યાના રોટલા ખાઈને કાયા અભડાવી છે માટે ગંગાજી નાવ્વા ગયા વગર ઉપાય નથી.'

'ભણું બાપ! તવ્ય ઈ ચોખોચટ ભણું નાખોને! ખુશીથી ગંગાજી નાઈ આવે, પછી કાંઈ?'

'પછી કાંઈ નહિ.'

જરા વાર વિચાર કરીને ભગત બોલ્યા: 'હેં બાપ! ભણે આ છોકરા ગરીબ છે, ગંગાજીએ પોગી ન શકે, અને સાટે ગંગાજી જ આસેં પધારુને યાને નવરાવે તો કેમ?'

બાવાની બેવકૂફી ઉપર બધા રાજગર મરક મરક હસવા લાગ્યા. તમાશો જોવાની વૃત્તિથી બોલ્યા: 'તો બહુ સારું!'

'વાહ વાહ! એલા, કોઈ એક તાંસળી લાવજે તો!'

ભગતે તાંસળી મંગાવી. ઊભા થયા. બે હાથમાં તાંસળી ઝાલીને આકાશ સન્મુખ ધરી રાખી. પોતે આભ સામી મીટ માંડીને બોલ્યા: 'એ માડી! તું તો અધમ-ઓધારણ છો! આભ મેલુને ધરતીના મળ ધોવા આવી છો! તું તો, ભણેં માવડી, ભગતુંની જીભને વશ છો! જો મા, આ બેય છોરડા પવિતર જ રહ્યા હોય તો તો તું આવીને યાને નવરાવું જાજે. ઈ બચાડા તારી પાસે પોગે એમ નસેં!'

એટલું ઉચ્ચારીને ભગત ઊભા રહ્યા. સહુ જુએ છે તેમ તાંસળી છલકાણી. ઉપરથી નિર્મળાં નીરની ધારાઓ છૂટી. અને ભગતે છોકરાને બોલાવ્યા : 'ભણેં' છોરડાઓ ! બાપ, હાલો ! બેય જણા નાઈ લ્યો !'

છોકરા તરબોળ બની નાહ્યા. તોપણ ધારા ચાલુ છે. ભગતે સાદ દીધો : 'બાપ ! બીજા જેને નાવો હોય ઈ આવે !'

બીજા ઘણાએ સ્નાન કર્યું.

'હવે બાપ ! ભણેં, હવે તો છોકરાઓને નહિ તારવો ને ?'

'ના.'

પણ રાજગર ન્યાત ન માની. એણે તો કહ્યું કે આપો તો કામણકૂટિયો છે. ઈથી કાંઈ ગંગાજી આંહીં આવી ગઈ ? ઈ તો છોકરાઓએ ગંગાજીએ જઈ આવવું જ પડશે.

તે દિવસે ન્યાતમાં છોકરાને તારવવામાં આવ્યા એ વાત જાણીને ભગતનું દિલ બેહાઈ ગયું. 'ઠાકર ! ઠાકર !' એમ બોલીને ભગતે નિશ્વાસ નાખ્યા.

બપોર થયા ત્યાં તો બુમાબુમ ને દેકારોડ થઈ પડી. રાજગરોએ આવીને ભગતના પગ ઝાલી લીધા : 'બાપુ ! તમારી ગા' ! કોઈ રીતે ઉગારો !'

'કાં બાપ ! કાણું થ્યો ?'

'ન્યાતમાં જમનારા તમામને ઝાડો ને ઊલટી ચાલ્યાં છે. સૌનું મોત સામે આવી ઊભું છે. કોઈ રીતે ઉગારો !'

'ભણેં બાપ ! હું કાણું કરાં ! મેં કાંઈ મંતર-દાણા છાંટ્યા નથી. મેં કાંઈ સરાપ નથી દીનો. હું તો ગાયુંનો ગરીબ રેલવો સાં, બાપ ! માળો કાણું ઉપા' !'

'બાપુ ! ઓલ્યા રાજગરના છોકરા...'

'હા બાપ ! મારી આંતરડી કોચવાણી છે. બાકી મેં કાણુંય કામણ કર્યું નથી. છોરડાની કહુવા લાગી હોય તો ઈ જાણે ને તમે જાણો !'

'બાપુ ! તમે કહો એમ કરીએ !'

'બાપ ! તો પછી ભણેં ઈ છોરડા રાંધે ને તમે સધા જમો !'

'ભલે, બાપુ !'

'ભણેં છોરાઓ ! તમે રાંધુ જાણો છો ?'

'બાપુ ! અમને તો ચોખા રાંધતાં આવડે, બીજું કાંઈ નહિ.'

છોકરાઓએ ભાત રાંધ્યા ને એ ભાતે આખી ન્યાત જમી.

૮

સંધ્યાની રૂંઝપો રહી ગઈ છે. અંધારાં ઊતરવા લાગ્યાં છે. તે ટાણે ચલાળા ગામથી દૂર દૂર ઝાડીની અંદર એક ગાડાખેડુ કાંટાની મોટી ધાંસી પોતાના ગાડા ઉપર ચડાવવા મથે છે. પણ ભારે વજનની ધાંસી કેમેય ચડતી નથી. બપોર દિવસથી મથ્યા કરતો એ આદમી આખરે અંધારું ઘોર થઈ ગયે થાકયો, અને ધાંસી ચડાવવા માટેનું લાકડું ફગાવી દીધું. ધાંસીની એક બાજુ ગાડાનું ઠાઠું રાખ્યું, અને બીજી બાજુ પોતે કાંટામાં પોતાની કમ્મર ભરાવી, જોર કરી, સાદ દીધોઃ 'એ આપા દાના ! ધાંસી ચડાવજો !'

જોર દીધું. ધાંસી ચ ગઈ. પોતાને એક પણ કાંટો વાગ્યો નહિ. પોતે ગાડું હાંકી ઘેર ગયો. પોતે દાના ભગતની જગ્યાનો હજામ હતો. નામ દાનો હતું. રોજની માફક આજ પણ રાતે એ ભગતના પગ ચાંપવા ચાલ્યો.

'ભાણે', બાપ દાના ! મારા વાંસામાં એક કાંટો છે તે કાઢુ નાખજે.' ભગત બોલ્યા. દીવો લઈને હજામ પોતાની નેરણી વતી કાંટો કાઢે છે. જુએ છે તો બે નહિ, પણ આખા વાંસામાં કાંટા હતા.

'બાપુ ! આટલા બધા કાંટા કયાં વાગ્યા ?'

'સીમમાં, ભાઈ !'

'શી રીતે ?'

'તારી ધાંસી ચડાવી ને, આ રીતે.'

'બાપુ ! તમે !'

'કેમ ન હોઉં, બાપુ ! તેં મને સંભારીને સાદ કર્યો; તું મારી રોજ ચાકરી કરનારો : ને હું તારું વેણુ કો'ક દીયે ન રાખું, ભાઈ ?'

'બાપુ ! મારી ભૂલ થઈ !'

'કાંઈ વાંધો નહિ, બાપ ! સાધુનાં તો એ કામ છે.'

૯

ચલાળા ગામમાં બે સોની ભાઈઓ અડોઅડ રહે છે. બન્નેનાં ઘર વચ્ચે એક જાળી છે. બન્નેને અદાવત છે. એક દિવસ એ બેમાથી જે ગરીબડો ભાઈ હતો તેનો ઘોડો ફળિયામાં બાંધ્યો બાંધ્યો, વચલી જાળીના સળિયા વાટે પોતાનું મોં નાખી જીભ ફેરવતો હતો.

જાળીમાં બેઠેલા દૂધીલા સોનીએ પોતાના પાડોશીને હાનિ પહોંચાડવાનો ભારી લાગ જોયો. ધારદાર હથિયાર લઈને ઘોડાની જીભ કાપી નાખી. ચાર આંગળ જેટલો જીભનો ટુકડો લગભગ જુદો થઈ જતાં તો લોહીલોહાણ ઘોડો જમીન પર પછડાટી ખાઈને તરફડવા લાગ્યો. વેદનાનો પાર ન રહ્યો.

ઘોડાના માલિકનું આખું ઘર એ ચીસો સાંભળીને દોડયું આવ્યું. ગરીબ માણસો પોતાના લાડકવાયા ઘોડાને આવી કરપીણ રીતે તરફડી મરતો જોઈ ચોધાર આંસુડે રોવા લાગ્યાં. છોકરાં ઘોડાને બાઝી પડયાં. ઘરનો માલિક ' આપા દાના ! આપા દાના ! એવા જાપ જપવા લાગ્યો.

નાનું શું ગામ. તરત જગ્યામાં જાણ થઈ. ગામલોકોના દુઃખની જરાક પણ વાત જાણતાં દોડયા જનાર દાના ભગત જલદી સોનીને ઘેર પહોંચ્યા. ઘરનાં માણસો બાપુને દેખી પગે પડયાં. બોલ્યાં : ' બાપુ, અમારાથી ઘોડાની પીડ જોવાતી નથી. '

' અરેરે ભાઇ ! આવો કાળો કામો કોણે કર્યો ? બાપડા અબોલ પશુ ઉપર આ જુલમ ! ભગવાન એનાં લેખાં લેશે, ભાઈ ! પણ આ કટકો જીભની સાથે રેવી નો લેવાય ? '

' અરેરે બાપુ ! સોનુંરૂપું રેવાય, પણ કાંઈ જીભ રેવાય ? '

' પણ કાણા સાટુ નો રેવાય ? તું તો, બાપ, સોની છો. તાળો ઈ તો કસબ છે. લે, ઝટ કર. ઘઉંનો લોટ પલાળીને લાવો. તમારી ધમણી (ફૂંકણી) લાવો. લ્યો હું આ કટકો જીભ સાથે ઝાલી રાખું. અને તું, બાપ, આ લોટનો રેણ દઇ દે. ચારે ફરતો લોટ ચોંટાડું સાંધો કરુ દે. ' લોટ ચોંટાડયો.

' લે બાપ ! હવે આ ફૂંકણીથી ફૂંક તો ! સાંધો મળી જાશે. લે હું ફૂંકું ! '

પોતે ફૂંકવા માંડયું અને પછી સોની પાસે ફૂંકાવ્યું. જેમ જેમ ફૂંક લાગતી ગઈ તેમ તેમ ધાતુનો સાંધો મળી જાય એવો જીભનો સાંધો મળતો ગયો. જેવી હતી તેવી જીભ બની ગઈ. ઘોડો ઊભો થઈને હણહણ્યો. ભગતના હાથપગ ચાટયા. છોકરાં ઘોડાની ડોકે બાઝી પડયાં. ઘડી પહેલાં કળેળાટ અને કાળો ઓકાસો પાડનારાં માણસોને આનંદનાં આંસુડે ભીંજાતાં ભાળી પરમ સંતોષ પામતા ભગત ચાલ્યા ગયા. પોતાના ચરણમાં પડનાર એ સોનીને કહ્યું : 'ભણે' બાપ ! માળે પગે હાથ શીદ નાખતો સો ? મેં કાણું કર્યું સે ? ઈ તો તાળો હાથકસબ અને ઠાકરની દુવા : એથી જ બન્યું છે, બા ! '

૧૦

કાઠીઓના તરફ ભગતનું અંતર કોચવાયું હતું. એક દિવસ જેતપુરનો જેતાણી ડાયરો કુંડલા ખુમાણોની પાસે જાય છે. રસ્તે ચલાળામાં દરબાર ઓકાવાળાને ઘેર ઉતારા કરે છે. પંદર દિવસ સુધી ચલાળાની પરોણાચાકરી માણીને મહેમાનો કુંડલા ભણી ચાલ્યા. શેલ નદીને કાંઠે

શાદુળ ભગતે કડતાલ ખખડાવીને સૂર ઉપાડયો:

'એ જી મારે રોમે રોમે રામબાણ વાગ્યાં !'

ઢોલક, મંજીરા, એકતારો અને આખી મંડળીનો નાદ : તમામની જમાવટ થઈ. દિશાઓ ખખડવા લાગી. ખાટલીના પાયા ડગમગી ગયા. આપા દાનાએ સાદ કર્યો: 'વાહ, બાપ શાદુળ ! ધન્ય તારી ભગતિને !'

તેમ તેમ શાદુળ ભગતને નશો ચડયો. શરીર પછડાટી દેવા લાગ્યું. હમણાં જાણે ખાટલીનો ભુક્કો થશે.

પણ પલકમાં તો કોણ જાણે શાથી ખાટલાના પાયા ડોલતા બંધ થયા. શાદુળ ભગતે ભીંસ દીધી એટલે પાયા ઊલટા સ્થિર થયા-જાણે લોઢાના થાંભલા ખોડાઈ ગયા.

ભજનની ઝીંક બોલી. આવેશમાં ઉછાળા વધ્યા. નશો ગગને ચડયો. શરીર જાણે તૂટવા લાગ્યું.

પણ ખાટલીના પાયા ચસકતા નથી. ભજનિક થાકયો. અધરાત થઈ.

'એ જી મારે રોમે રોમે રામબાણ વાગ્યાં!'

એ ચરણ ઢીલું પડયું. શાદુળ ભગત ખાટલી પરથી ઊઠી ગયા. આપા દાનાએ પૂછ્યું: 'કાં બાપ! ખાટલી ભાંગી ને?'

શાદુળ ભગતે નીચું જોયું.

'અરે, ભણે શાદુળ ! તું ભણતો સો કે મારે 'રોમરોમે રામબાણ વાગાં !' રોમે રોમે રામબાણ વાગાં તોયે તું આવડા ફૂદકા કેમ કરુને મારી શકછ, બાપ ! મુંહે તો, બાપ જરાક એક બૂડી અડુ ગી' છે, ત્યાં તો હું ટાઢોબોળ થઉ ગો સાં ! ને તોંહે રોમે રોમે રામબાણ વાગાં તોય એવડો જોર કીસેથી ?'

શાદુળ ભગતની પાંપણ ધરતી ખોતરતી રહી છે. એનો મદ ગળેલો જોઈને આપા દાના બોલ્યા: 'જો બાપ શાદુળ! દંભ-ધોખો લગાડીશ મા ! તોંહે એક વાત ભણવા આરો સાં. ગરીબ બચારાં લોકોનાં ઘરમાં વહુ આણો વળુને આવે તયેં ભેળી એક ઢોલિયો લાવી હોય. બીજો ઢોલિયો કીસેયો હોય ? એમાં તું ઘરોઘરના ઢોલિયા ભાંગતો ફરછ, ઈ કેટલો મોટો પાપ ! માણસું કેવા નિસાપા નાખે ? એ બાપ ! અંતરમાં રંગાઉ જા. બહારનો તમાસો કેવા સારુ કરવો ?'

શાદુળ ભગતનો ગર્વ ગળી પડયો. તે દિવસથી એણે ઢોલિયા ભાંગવાનો ધંધો મૂકી દીધો.

૧૨

**ભગતની** નિર્લોભી પ્રકૃતિનાં થોડાંએક દૃષ્ટાંતો મળી આવે છે. એક વાત એવી ચાલે છે કે ભાવનગરથી ઠાકોર વજેસંગજીએ, દાના ભગતની સિદ્ધિઓની વાતો સાંભળી, એની મશ્કરી

રવા માટે લાકડાનું બનાવટી નાળિયેર બનાવી, લૂગડામાં લપેટી, પોતાના મહોર–સિક્કા સહિત જગ્યામાં ભેટ મોકલાવ્યું. ભગતે પોતાની મશ્કરીથી માઠું નહિ લગાડતાં, સહુ માણસો વચ્ચે એમ ને એમ નાળિયેર હલાવીને પાણી ખખડતું બતાવ્યું. પછી એ ને એ સીલબંધ સ્થિતિમાં પાછું ભાવનગર મોકલી દીધું. ત્યાં શ્રીફળ સાચું નીકળ્યું. કહેવાય છે કે પછી ભાવનગરના ઠાકોરે ચલાળાની જગ્યામાં કરજાળું ગામ સમર્પણ કર્યું.

ભગતે જવાબ કહાવ્યો : 'ના રે, બાપ! સાધુને વળી ગામ કેવાં ? ઈ તો ખેડૂતનો સંતાપ હશે એટલે જ આપણને દેતા હશે.'

ગામ ન લીધું. પણ ઠાકોરે મહામહેનતે ભગતને મનાવીને છ સાંતી જમીનનો જગ્યામાં સ્વીકાર કરાવ્યો.

બીજી વાત ગાયકવાડી સૂબા વિઠોબા વિષે બોલાય છે. એમાં પણ ચમત્કારની વધુ પડતી ભેળસેળ કરવામાં આવે છે. કહે છે કે ગરીબ બિચારો વિઠુ વડોદરા રાજનો એક ઘોડેસવાર હતો. એ જાતનો મહારાષ્ટ્રી બ્રાહ્મણ હતો. એક દિવસ એની વેળા વળી. ઘોડેથી એ હાથીની અંબાડીએ બેઠો. કાઠિયાવાડમાં ગાયકવાડનો સૂબો બનીને આવ્યો. કોઈ કાઠીને હાથીને પગે બાંધી છૂંદતો, કોઈને દંડતો, પીટતો, એમ કાઠી કોમને જેર કરતો ચાલ્યો આવે છે. કાઠિયાવાડમાં હાક બોલી કે વિઠોબા આવે છે! દાવાનળ આવે છે! પેશકશી ન ભરે તેના ગરાસ આંચકી લઈ ધૂળ ચાટતા કરે છે!

કાઠી કોમના એ મહાકાળ સમા વિઠોબાના ઓળા બગસરાના કાઠી દરબાર હરસૂરવાળા ઉપર ઊતર્યા. હરસૂરવાળાને અમરેલી લઈ જઈ પગમાં પાંચ શેરની બેડીઓ પહેરાવી કેદમાં પૂર્યો.

પરંતુ રાતે એક કૌતુક થાય છે. રાત વીતે ને સવાર પડયે પહેરેગીરો જુએ તો હરસૂરવાળાની પગબેડી તૂટીને દૂર પડી હોય છે.

એક વાર, બે વાર, ને ત્રણ વાર બેડીઓ તૂટી ત્યારે વિઠોબાને કાને વાત પહોંચી. વિઠોબાએ આવીને પૂછ્યું :

'હરસૂરવાળા! તારી બેડીઓ કોણ તોડે છે?'

'મને ખબર નથી. હું કાંઈ જાણતો નથી.'

'તું કાંઈ કરે છે?'

'હા, મારા ઇષ્ટદેવનું સ્મરણ કરું છું. ફક્ત બે દોહા બોલીને સૂઉં છું :

જીરાણેથી ન વે, સાજાં કરે શરીર,
જહિયલ હોઈ જંજીર, લાગે વધ હાનો લગવ

આવતાં સહુને વિચાર ઊપડયો કે કુંડલા જઈને કસુંબા-પાણી-શેનાં કાઢશું ? ખરચી હતી તે તો ચલાળે કસુંબામાં ખૂટી ગઈ હતી.

'ભણેં, હાલો પાછા ! ચલાળું ભાંગીએ. ત્યાં કણબણોના પગમાં કાંબી-કડલાં ખૂબ ઠણકે છે.'

દુષ્ટ કાઠીઓએ પાછા આવીને લૂંટ આદરી. ઘણું લીધું, પણ ત્યાં તો ઘણી વસ્તી પોતાની માલ-મત્તા લઈને આપા દાનાની જગ્યામાં પેસી ગઈ. માન્યું કે કાઠીઓ જગ્યાને માથે નહિ આવે. ત્યાં તો લૂંટારાનું ધ્યાન ખેંચાયું.

'એલા ! સંધી વસ્તી માયા ઉપાડીને ક્યાં ગઈ ?'

'ગઈ હશે જગ્યામાં.'

'હાલો, લૂંટો જગ્યાને !'

કાઠીઓ જગ્યામાં પેઠા. એમણે મરજાદ મેલી. ઠાકરના ધરતી એબ લીધી. દોડીને આપો દાનો આડા ઊભા રહ્યા. કહ્યું, 'ભણેં બાપ ! ગામને લૂંટયું ઈંથી ધરાણા નથી તે હવે ઠાકરની મરજાદ લોપવા આવ્યા છો ? અને ભૂલી ન જાવ કે હું કાઠીભગત છું.'

કાઠી ન માન્યા. લૂંટ આદરી. એ ક્રૂરતા ભાળીને ભગતે ગાયની માફક આકાશ સામે જોઈ ભાંભરડા દીધા. એના મુખમાંથી ધા નીકળી કે 'કાઠીઓ સહુ પોઠી બનશે': કાઠીઓ કેવળ વેઠિયા બની જશે ! (આજે કાઠીઓની એ જ દશા થઈ દેખાય છે.)

કાઠીની ફોજમાં મીરાંજી ધધુકિયો હતો. એને નાહવું હતું. જોરાવરીથી જગ્યાના સાધુને હુકમ કર્યો : 'મને સીંચીને નવરાવ.'

ત્યાં ભગત દોડયા : 'એ બાપ ! ભણે સાધુડી સંતાપવો રે'વા દે. હું નવરાવાં, હાલ્ય બાપ !'

કૂવાની પાળે મીરાંજી ધધુકિયો નાહવા બેઠો. ભગતે ડોલ સીંચી સીંચીને મીરાંજીના માથા પર પાણી રેડ્યું. રેડતાં રેડતાં કહ્યું : 'તારે માથે ઝાઝો મે વરસે બાપ ! મારી આંતરડી ખૂબ ઠરી છે !'

ઝાઝો મે, પણ ગલોલીનો : મીરાંજીને માથે એ મે બરાબર વરસ્યો. લૂંટારાઓને કુંડલે જતાં રસ્તે નદીમાં વાઘરીના વાડા આવ્યા. વાઘરીએ વિચાર કર્યો : 'રોજ શિયાળ મારું છું તે આજ તો આ કટકમાંથી એક ઢીમ ઢાળી દઉં.' એવું વિચારી, ઝૂંપડામાં બેઠાં બેઠાં, ઝૂંપડાની સાંઠીઓમાંથી બંદૂકની નાળી બહાર કાઢી ભડાકો કર્યો. મીરાંજી મોખરે હતો. એને જ ગોળી ચોંટી. પોતાના જ લોહીમાં એ તરબોળ બનીને નાહ્યો.*

---

* આ દુષ્કૃત્યને કારણે આજ સુધી જેતપુરના કાઠીઓ સામે ચલાળાની જગ્યાને અપૈયો છે. વચ્ચે ક્રોમમાં પછી એક વખતે જેતપુર તરફથી હાથીની ભેટ સ્વીકારી હતી.

[1] જેવાણી પાઠીને અવે એ દિવસોની કદુવા લાગી હોય તેમ આજે એ કુળ પાયમાલ છે.

## ૧૧

'...ઈ છે ભણે ? શાદુળ ભગત ઢોલિયા ભાંગતો છે !'

'હા બાપુ ! સાચોસાચ ! શાદુળ ભગત જ્યારે ભજનમાં બેસે છે, હાથમાં કડતાલો લઈ ને જ્યારે ઈશ્વરની વાણી ઉપાડે છે, ત્યારે ઝ્ર અગમની હારે એકાકાર થામ છે. એની આખી કાયા ઉછાળા મારે છે. આંખો ઘેઘૂર બને છે. અને એ આવેશમાં એવું તો જોશ કરે છે કે ગમે તેવો મજબૂત ઢોલિયો પણ કડાક કરતો તૂટી પડે છે.'

'ઓહોહો ! રંગ છે એની ભગતિને, બાપ ! એવા કેટલાક ઢોલિયા તોડયા !'

'કાંઈ પાર નથી રહ્યો, બાપુ !'

'ભાઈ ! ભાઈ ! તબ્ય તો ભણે માળે યાનાં દરશન કરુને રામરસ પીવો પડશે.'

'ભણે બાપુ ! આ વખતે તરણેતરને મેળે વાત !'

*પરબ વાવડીની જગ્યાના કાંઠી સાધુ શાદુળ ભગતની ભક્તિ વિષે આપા દાનાએ આવી કંઈ કંઈ વાતો સાંભળી. અંતરમાં અચંબો થયો કે આ શી વાત ! ઈશ્વરના રંગમાં રંગાઈ ગયેલો પુરુષ આટલો બધો ઉછાળો કેમ દેખાડે ? એની વૃત્તિઓ તો ઠરીને શીતળ થઈ જવી જોઈએ.

પાંચાળમાં થાન પાસે તરણેતરનો મેળો ભરાય છે, ત્યાં આપા દાના વરસોવરસ જાતા તેમ આ વખતે પણ ગયા. ત્યાં આવેલા શાદુળ ભગતને કહેવરાવ્યું કે, આપની પ્રભુ-વાણી સાંભળવી છે. શાદુળ ભગતને ખબર પહોંચેના કે પોતે ઢોલિયો કેમ ભાંગે છે તે જોવાની આપા દાનાને આકાંક્ષા છે. શાદુળના અંતરમાં અહંકારનો કાંટો ફૂટયો. એણે તે દિવસ રાતે ભજન જમાવ્યાં. શાદુળ ભગતના માણસોએ આપા દાનાને કહ્યું: 'ભગત ! એક ઢોલિયો મગાવી દ્યો.'

'ભલે, બાપ !'

ઢોલિયાને બદલે ભરવાડના વાસમાંથી એક તકલાદી ખાટલી મંગાવી કહ્યું: 'લે બાપ, શાદુળા પીર ! યાને માથે બેસ !'

શાદુળના સેવકો હસ્યા: 'અરે, આપા દાના ! આ ખાટલી ઉપર બેસીને ભજન શેં થાશે ! મોટા ઢોલિયાય ઝીંક નથી ઝાલતા ને ?'

'કાણું કરવો, બાપ ! આસેં ઢોલિયો કમણુ આપે ? ઈ તો ઠાકર ઠાકર ! ખાટલી ભાંગે ઈયે કાંઈ ઓછી વાત છે, બાપ ! હાં, ચલાવો !'

---

* આ જગ્યાના સ્થાપક સંત દેવીદાસનું વૃત્તાંત 'પુરાતન જ્યોત' નામે મારા પુસ્તકમાં છે.—ઝ.

એને બીજો દોહો :

કાઠીકુળ ઉજ્વળ કર્યું, વધારણ વાના
સહાયે સુખ ઊપજે, દુઃખભંજણ દાના ।

'એ દાનો ભગત કોણ છે?'

'ચલાળાનો કાઠી સંત છે.'

'મને મુલાકાત કરાવીશ?'

'હું પૂછી આવું.'

હરસૂરવાળો ચલાળે આવ્યો. વિઠોબાની વાત કરી. દાના ભગતે જવાબ દીધો કે: 'ભણે' બા! માળે સબાની કાંઈ પડી નથ. હું સાધુ માણસ. સૂબાહી મળવાનો મુંહે' નો આવડે આંઈ ઠાકરની જગ્યામાં રસાલો, રૈયાસત કે છડી-નિશાન ન હોય. ગરીબ સાધુડાં બી મરે!'

'પણ બાપુ! વિઠોબા આવ્યે અમને તમામને બહુ સારાવાટ થશે.'

'તો ભણય યાને કે સાદે પોશાકે એકલો આવવો હોવે તો આવે. ભેળા ચોપદાર-ચપરાસી ને લાવે.'

દક્ષિણી બ્રાહ્મણને વેશે વિઠોબા ચલાળે આવ્યો. સત્તા અને સાયબી એણે ચલાળાના સીમાડા બહાર રાખી દીધાં. તે દિવસ શંકરાત (મકરસંક્રાંતિ) હતી. બ્રાહ્મણો જગ્યામાં માગવા જતા હતા. વિઠોબા પણ એ ટોળામાં ભળીને ચાલ્યો. જાડપછેડિયો સાદો ભગત, રોજની માફક આજ પ્રભાતે પણ જગ્યાને ઓટે બેસીને જુવારના સંડામાંથી બ્રાહ્મણ-સાધુઓને ખોબે ખોબે જુવાર આપે છે. એને વિઠોબા દીવાન આવ્યાની જરાયે પરવા નથી. સહુની સાથે વડોદરાનો દીવાન પણ ઓટા સામે ઊભો છે. ભગત એના બોલાવ્યા વિના બોલતા નથી, એની સામે નજર પણ માંડતા નથી. વિઠોબાએ તો પોતાની સન્મુખ પ્રભુની સત્તાનો સૂબો દીઠો.

સહુ બ્રાહ્મણ-સાધુઓ ઝોળી ધરીને ભગતના ખોબામાંથી જુવાર લઈ રહ્યા છે. એ વખતે વિઠોબા પણ આવ્યો. સન્મુખ ઊભા રહીને એણે પોતાનો દુપટ્ટો ધરી રાખ્યો, બોલ્યા :

'બાપુ! મને પણ આપો!'

'ભણે' બાપ વિઠોબા, તમુહીં જાર આપા?'

'હા બાપુ! હું પણ પરદેશી બ્રાહ્મણ છું. ખોળો પાથરીને માગું છું, જાર માટે જ આ મુલકમાં આવ્યો છું.'

'તવ્ય તો ભણે', આ લે વિઠોબા! આ લે! આ લે! આ લે!'

એમ પાંચ ખોબા જુવાર નાખી, તોય વિઠોબા પાલવ તારવતો નથી. ભગત જ્યાં ખોબો નાખવા જાય ત્યાં પડખેથી એક કાઠી બોલ્યો :

'આપા, બસ કરો! કાઠી સારુ કાંઈક તો રાખો! બધીય દઈ દેશો?'

કાઠીઓની લૂંટફાટથી કાયત્રાયેલા ભગતે આંખ ફેરવી: "કાઠી સારુ! ભણે' કાઠી ગરાસ ખાશે? કાઠીના કરમમાં જાર માતાજી રે'શે? ઠાકર જાણે! ઠીક, હું તો અટકું છું!'

છઠ્ઠો ખોબો ભગતે સૂંડામાં પાછો નાખ્યો અને વિઠોબાને કહ્યું: 'ભણે' વિઠોબા! જા ભાઈ! કાઠીનારથી દ્વારકા સુધીની જાર ઠાકર તને–તારા રાજને–અર્પણ કરે છે. અનિયા કરીશ મા, ભાઈ! અને એટલેથી સંતોષ વાળજે!'

વિઠોબા ફોજ લઈને ઊપડયો. પાંચ મહાલ જીતીને પાછો આવ્યો. બોલ્યો: 'આપા! હું જગ્યાને પાણિયા ગામ દઉં છું.'

'ના બાપ! બાવાને ગરાસ ન હોય! ઠાકર એમાં રાજી નહિ! બાવાઓ બાઝી મરે!'

'પણ ભગત, મેં તો સંકલ્પ કરી નાખ્યો છે.'

'વૈષ્ણવના ગોસાઈને દે, એને ભોગ વાગ્લો છે.'

'બાપુ! સોનારિયું આપું!'

'ના બાપ, ના! સાધુ ગરાસનો ગળપણુ ચાખે તો બહેકી જાય. અમારે ન ખપે. અમે તો આકાશ સામી મીટ માંડનારા!'

ભગતને પગે પડી, આગ્રહ કરી, વિઠોબાએ સોનારિયાની સો વીઘા જમીન કાઢી દીધી, અને રૂ ઉપર એક મણે એક આનો જગ્યાનો લાગો ઠરાવી દીધો.

લોકો માને છે કે ભગતના હાથથી લીધેલા જુવારના પાંચ ખોબા એને ભાખ્યા મુજબ બરાબર ફળી પડયા. અમરેલીના પાંચ મહાલ બંધાઈ ગયા.

૧૩

**પાંચાળમાં** થાન પાસે તરણેતર (ત્રિનેત્ર) નામનું શંકરનું તીર્થધામ છે. વરસોવરસ ત્યાં મેળો ભરાય છે. પાંચાળના બધા ભક્તો ભેળા થાય, તેમાં ચલાળેથી આપો દાનો પણ દર વરસે આવી જેઠ મહિનાથી ભાદરવા મહિના સુધી મુકામ કરે છે. એક વખત ભગતે જાત્રાળુનો પોકાર સાંભળ્યો કે પાળિયાદ ગામના કાઠી પાતા મનનો મોટો દીકરો વીસામણ મન મોટો લૂંટારો જાગ્યો છે. વીસામણ વાટમાં ઓડા બાંધીને વટેમાર્ગુના જાનમાલ લૂંટી જાય છે. પાંચાળના રસ્તે રસ્તા એણે રૂંધી લીધા છે.

ભગતના મનમાં વિચાર થયા જ કરે છે: કોક દી વીસામણને ને મારે ચાર આંખ્યું ભેગી થાય તો ઠીક.

થાનનાં દેવળો પર ચડાવવાની ધજાઓ એક પોઠિયા ઉપર લાદીને આપો દાનો પોતાના સાધુઓ સાથે પાંચાળ જાય છે. વનરાઈમાં ઝાંઝ-પખાજ અને કડતાલોના નાદ સાથે હરિભજન ગવાતાં આવે છે.

માંડવના ડુંગરા જાણે હરિજન બનીને સાદ પુરાવે છે.

માંડવ ઉપર ઓડા બાંધીને બેઠેલા વિકરાળ ધાડપાડુ વીસામણે પોતાના કાઠીઓને કહ્યું: 'જાવ, કો'ક રેશમીનો પોઠિયો લાગે છે, લૂંટી લો!'

તપાસ કરીને કાઠીઓ બોલ્યા: 'પણ...આપા વીસામણ! એની હારે ઓલ્યો દાનો સંગેટો છે. ઈ સાધુ કે'વાય!'

'તો એને લૂંટશો મા. બેળા જાત્રાળુ છે તે તમામને ખંખેરી લેજો.'

લૂંટારાઓએ ભક્તમંડળને ઘેરી લીધું અને ત્રાડ પાડી કે: 'માલમત્તા મેલો હેઠે!'

દાનો ભગત સહુની મોખરે આવીને પૂછવા લાગ્યા: 'ભાઈ! પે'લો મુંહે લૂટો, પછી આ સહુને.'

'તું ખસી જા, ભગત! તુંને ન લૂંટવો એવી અમારા સરદારની આણ છે.'

'તવ્ય તો તમારો સરદાર સાવ હૈયાવોણો નથ દેખાતો. કિસે છે તમારો સરદાર!'

'સામેના ડુંગરા માથે.'

'ભલા થઈને મુંહે ત્યાં સુધી લઈ જાવ, પછે ખુશીથી આ સંઘને લૂંટી લેજો.'

ભગત ડુંગર ઉપર ગયા. અસુર જેવો લૂંટારો વીસામણ વાંકડી મૂછે ને વિકરાળ ચહેરે બેઠો છે. લૂંટનો માલ ઢગલામોઢે પડેલો છે, અને એક મંગાળા ઉપર બે મોટાં હાંડલાં ચડેલાં છે. ખાવાનું રંધાતું હોય તેવું લાગ્યું.

'ભણે બાપ વીસામણ! તું ભગવાનનાં જાત્રાળુહીં લૂંટતો સો, બાપ? હું તો કામધેનની ટેલ કરતો સાં.'

લૂંટારો બેપરવાઈથી બોલ્યો: 'ભણે ભગત! હું ભગવાન-બગવાનમાં કાંઈય સમજું નહિ. તું ને તારા ટેલિયા હાલ્યા જાવ. બીજાં જાતરાળુહીં તો લૂંટવા જ જોશે.'

'બાપ વીસામણ! ઈ તો તું જેવા ધાડપાડુનોય ધરમ નથ. તારી હારે હાલનારહીં તું લૂંટાવા દે ખરો?'

લૂંટારાની આંખોની બન્ને ભમર ખેંચાણી: 'કમણ છે ઈમરો માડી કે મારી હારે હાલનારહીં લૂટે?'

'તવ્ય બાપ ! માળી હારે હાલનારહીં હું કી લૂંટાવા દિયાં ? પે'લા મુંહે વીંધુ ને પછે લૂંટો.'

લૂંટારા કંઈક ખચકાયા. દાના ભગતે આગળ ચલાવ્યું :

'બાપ વીસામણ ! મેં તો જાણ્યો 'તો કે આ હાંડલાં ચડતાં સે, તે અમ ભૂખ્યા સાધુડા તાંળી હારે શિરામણી કરશું. આ હાંડલીમાં કાણું ઓર્યો સે, ભાઈ ?'

લૂંટારો લજવાઈ ગયો. અંદર આખા એક ઘેટાનું માંસ રંધાતું હતું. જીભ ઉપર શરમ ચડી બેઠી. જૂઠો જવાબ દીધો : 'ચોખા ચડે છે.'

'ચોખા તુંહે વા'લા છે, બાપ ?'

'વા'લા તો હોય જ ના !'

'તયેં બાપ, આ ભૂખ્યાં-દુઃખ્યાં જાત્રાળુહીં દીયે માનાં કિમાં પેટ ઠરહે ! તુંહે દુવા દેવે ! લાવ્ય, લાવ્ય બાપ, શિરાવીએ !'

હાંડલી પાસે જઈને ભગતે ઢાંકણી ઉઘાડી. લૂંટારાના ભોંઠામણનો પાર ન હતો. હતો ઘાતકી, પણ લાજશરમ નહોતી છૂટી.

લોકો કહે છે કે માંસને બદલે ચોખાની ફોરમ છૂટી. હાંડલીના મોંમાં ધોળાફૂલ ચોખા ઊભરાણા.

'બાપ વીસામણ ! જીમી આસ્થા ઈમું ભગવાન આપતો સે. તાળી આસ્થા તો જબ્બર સે ? તું તો રામદે પીરનો અવતાર ! અને તાળી આ દશા ?'

વીસામણ પગમાં પડી ગયો.

'તું બા'રવટિયો છો. જીમી તાળી બરછી વાગતી સે ને ઈમાં જ તાળાં વેણ વ.ગશે.'

'કિસે જાઉં ?' લૂંટારાના હૃદયબંધ તૂટી ગયા.

'પાળિયાદ જા, બાપ, ઠાકરના નામની ધજા બાંધજે. તુંહે ગળ-ચોખા વા'લા છે ને, એટલે ગળ-ચોખાનો સદાવ્રત બાંધજે, બાપ ! ને કામધેનને સેવતો રેજે !'

વીસામણે ત્યાં ને ત્યાં હથિયાર ભાંગ્યાં. ડોકમાં માળા નાખી. પાળિયાદમાં સ્થાનક સ્થાપ્યું. દાના-વીસામણની જોડલી ગવાવા લાગી.

દાનો વીસળ દો જણા, સાવઠ ઉભા સાણ,
અંધારું અળગું કર્યું, જપે સારી જન.
ચોર્યાં, ચોર્યાં ને દીપણાં, વાચે ચારે વેદ,
વીતર દેવસ ભેદ, વચને અમુલખ વીસળો.

૧૪

ધજડી ગામના કોઈ ગઢવીની એક જુવાન દીકરી હતી. એનું નામ લાખુ. લાખુને રાણપર ગામે પરણાવેલી. પણ લાખુ પોતે જાડી-મોટી, અને ધણી હતો ઉલળટાઉ. લાખુમાં એ સંપટવું મન ઠર્યું નહિ. મારી-કૂટીને એણે લાખુને ઘરમાંથી કાઢી મૂકી. ચલાળામાં પોતાનું મોસાળ હતું ત્યાં આવીને લાખુ મામાની ઓથે રહી. એના ધણીએ તો નવી સ્ત્રી કરી, એટલે લાખુનાં મોસાળિયાંએ પણ વિચાર કર્યો કે આપણે લાખુને બીજે કયાંઈક દઈ દઈએ, પણ લાખુએ ન માન્યું.

દુઃખની દાઝેલી લાખુએ પોતાના જીવને ધર્મકામમાં પરોવવા માટે આપા દાનાની જગ્યામાં ગાયમાતાઓની ચાકરી આદરી દીધી. પણ એ ભોળી જુવાનડી પોતાના મનના વિકારને છેવટે ન દબાવી શકી. જગ્યાના જ કોઈ બાવાના સમાગમમાં નિર્દોષ લાખુ ફસાઈ પડી.

લાખુને ઓધાન રહ્યું. ગામમાં અને પરગામમાં એની બદનામી થવા લાગી. લોકો બોલતાં થયાં કે, 'રાંડને ઘરધાવતાં ઘરણી નહિ ને આપાના ખૂંટડાઓમાં જઈને રહી.' સગાંવહાલાંએ એને તિરસ્કાર દીધો. ધરતી પોતાને ક્યાંયે સંઘરે એમ ન લાગવાથી છેવટે પાણીનો આશરો લઈ આપઘાત કરવાનો મનસૂબો લાખુના અંતરમાં ઊપડવા લાગ્યો.

અધરાતે જગ્યાનાં સહુ માણસો ઊંઘી ગયાં એટલે લાખુ કૂવાકાંઠે ગઈ: 'હે આપા દાના!' એવો નિસાસો નાખીને મંડાણેથી પડતું મેલવા જાય છે ત્યાં કોઈએ એનું કાંડું ઝાલ્યું.

કાંડું ઝાલનાર આપા દાના પોતે જ હતા. સહુ ઊંઘી જાય ત્યારે આપાને જાગવાની અને જગ્યામાં આંટા દેવાની ટેવ હતી.

'લાખુ! બેટા! કૂવામાં પડીને હાથપગ શીદ ભાંગની છો? તારા પેટમાં તો બળભદર છે, ઈ કોઈનો માર્યો નથી મરવાનો. નાહક શીદ વલખાં મારુ રઈ છો?'

લાખુ રોઈ પડી: 'બાપુ, હું કયાં જઈને સમાઉં? જીવતાં મને કોણ સંઘરશે?'

પંપાળીને ભગત બોલ્યા: 'દીકરી! ઠાકર તુંને સંઘરશે. ને આ જગ્યા તારાં સાચાં માવતરનો ઘર જ માનજે!'

ભગત લાખુનું રક્ષણ કરવા લાગ્યા. નવ મહિને એને દીકરો અવતર્યો. દીકરો છ મહિનાનો થયો એટલે ભગત પોતે જ મંશા તેડવા ને રમાડવા. પોતે જ એનું નામ 'ગીગલો' પાડ્યું. સાત વરસની અવસ્થા થઈ ત્યાં ગીગલો વાછરું ચારવા માંડ્યો. એથી મોટો થયો એટલે માંડ્યો ગાયો ચારવા. એમ કરતાં ગીગલો બાવીશ વરસનો જુવાન જોદ્ધો બન્યો. રાત અને દિવસ ભૂખ અને તરસ જોયા વિના ગાયોનાં છાણવારીદાં અને પહર-ચારણમાં ગીગલો તલ્લીન બની ગયો છે.

એવે એક દિવસે પાળિયાદથી વીસામણ ભગત આપા દાનાના અતિથિ થયા છે. સવારને

પહોર આપો વીસામણ અને આપો દાનો એટલે બેઠાં બેઠાં સાધુ-બ્રાહ્મણને અને અપંગોને જુવાર આપે છે.

સન્મુખ ગીગલો ગાયોનું વાસીદું કરે છે. માથા પર છાણના સૂંડા ઉપાડી ઉપાડીને ગીગલો એક ઠેકાણે ઢગલો કરે છે. માથે મે વરસે છે તેથી સૂંડલો ચૂવે છે. છાણના રેગાડા ગીગલાના મોં ઉપર તરબોળ ચાલ્યા જાય છે. એ દેખાવ જોઈને આપો વીસામણ બોલ્યા : 'આપા દાના, હવે તો હદ થઈ. હવે તો ગીગલાના સૂંડા ઉતરાવોને ?'

'આપા, તમેય સમરથ છો. અને આ જ જગ્યાને આંગણે અતિથિ છો. તમે જ ઉતારાવોને !'

આપા દાનાએ ગીગાને સાદ દીધો: 'બેટા ગીગલા, સૂંડો ઉતારી નાખ ! આસેં આવીને આપા વીસામણને પગે લાગ.'

'બાપુ ! મારા હાથ છાણવાળા છે. અવેડે ધોઈ આવું !'

'ના ના, બેટા ! ધોવાની જરૂર નથ ઈ ને ઈ આવ.'

બોહો પડતો પડતો ગીગલો બગડેલે હાથે આવ્યો. આઘેથી બેય સંતોને પગે પડવા લાગ્યો. ત્યાં તો આપા દાનાએ એના છાણવાળા હાથ પોતાના ગુલાબ સરખા હાથમાં ઝાલી લીધા ને કહ્યું: 'ગીગલા ! બા ! તારે બાવોજી પરસન છે. તું અમ બેયથી મોટો. આજથી તું ગીગો નહિ, પણ ગીગલો પીર !'

પોતાને હાથે ભગતે ગીગાનું મોં લૂછી નાખ્યું. છાણના રેગાડા નીચે ઢંકાયલી વિભૂતિ ગીગાના મુખમંડળ પર રમવા લાગી. એના અંતરમાં નવાં અજવાળાં થઈ ગયાં. આત્માનાં બંધ રહેલાં કમાડ ઊઘડી ગયાં.

ભગતે ગીગાની માતાને સાદ કરી બોલાવી. તે દિવસ જુવારની રાબ કરાવી. એ નીચી જાતનાં ગણાતાં ગધે મા-દીકરાને પોતાના જ ભેળું એક જ થાળીમાંથી ખવરાવ્યું. આપો દાનો લાખુ ડોશીના પગમાં માથું ઢાળીને બોલ્યા કે, 'માતાજી ! તારો બેટડો...ઠાકરનો ખરો થઈ ગયો છે. તુંમાં પાપ નો'તું. તું તો ઓલિયાની જનેતા હતી તું ને દુભવતલ મહા પાપમાં પડી. લે હવે, દીકરાની સિદ્ધિ દેખીને આંખ્યું ઠાર્ય, માવડી !'

'અને બાપ ગીગલા ! આજ આપણે ભેળાં બેસીને રાબડી ખાધી એટલે, આજથી ધરમની ધજા બાંધીને તું ભૂખ્યાં-દુખ્યાંને રાબડી દેતો જા !'

ગીગા ભગતની જુદી જગ્યા બંધાઈ. રાબ-રોટલા હડેડાટ હાલવા માંડ્યાં. ગામોતું પણ ઘણું બંધાઈ ગયું. એવામાં ઉત્તર હિંદુસ્તાનમાંથી વિકરાળ ખાખી બાવાની એક જમાત જાત્રા કરતી ચલાળે આવી ઊતરી અને તે સમયના રિવાજ પ્રમાણે આ જુલમી બાવાઓએ દાના ભગતની

જગ્યામાં માલપૂઆની રસોઈ માગી. તે વખતે દાના ભગતનો દેહ છૂટી ગયેલો. પોતે તો જતિપુરુષ હતા એટલે જગ્યાની ગાદી ઉપર પોતાના ભાઈનો વંશ ચાલનો. તેમના કુટુંબી દેવો ભગત ગાદીએ હતા. આ ભગત ડાઢી ડાઢીને જે કોઈ આવે તેને એમ જ કહેતા કે, 'જાવ ગીગલા પાસે !' એ જ રીતે ખાખી બાવાઓને પણ આપા દેવાએ ગીગા ભગતની જગ્યામાં મોકલ્યા. ગીગાએ તો નિયમ પ્રમાણે જુવાર આપવા માંડી. ખાખીઓએ ખિજાઈને ભગતને બહુ કોચવ્યા. માર માર્યો, લૂંટીઝૂંટીને ખાઈ ગયા.

ચલાળામાં રહેવું હવે ઉચિત નથી એમ માની ગીગો ભગત ગાયો લઈને ચાલી નીકળ્યા. આંબા, અમરેલી, સીમરણ અને ગીરમાં ચાચઈ-એમ જગ્યાઓ બાંધી બાંધીને ૭ વર્ષ કાઢી નાખ્યાં. ચાચઈમાં પણ દરબાર માણશિયાવાળાના ભાઈ વાજસુરવાળાએ ભગતની ગાયો પોતાની વાડીમાં પડવાથી ભગતના રેલવાને માર્યો, તેથી ગીગા ભગતે સતાધાર નામના ગીરના ગામમાં જઈ જગ્યા બાંધી.

વીસાવદર ગામથી ત્રણ ગાઉ ઉપર ગીરના ડુંગરની અને ગીચ જંગલની વચ્ચે કેવળ સતના આધારે સ્થાપેલા આ સતાધાર ધામમાં આપા ગીગાની કરુણા બે ધારાઓ વાટે વહેવા લાગી. એક ગૌ-સેવા ને બીજી ગરીબ-સેવા. ગીરના ડુંગરમાં ગાયો માટે ચરાણનો તોટો નહોતો. શ્રદ્ધાળુ ગામડિયાં 'આપા ગીગા' ને નામે પોતાનું કંઈક કલ્યાણ થતાં જ સતાધારને ખીલે ગાય, ભેંસ કે ઘોડા બાંધી જતાં અને તે જ રીતે છાશ-દૂધ વિના દુખી થતાં દીનજનોને ભગત એ પશુ પાછાં ભેટ દેતા. બીજી બાજુ આઘેથી અને ઓરેથી અપંગો રક્તપિત્તિયા અને અશક્તો-હજારો પગ ઢરડીને સતાધાર ભેળાં થઈ જતાં. એટલે ત્યાં એને કશી સૂગ વિના રામરોટી અપાતા. સતાધાર તો જૂના સમયનો અનાથ-આશ્રમ હતો. ગીગો માનવીને દેતો, તેમ ઈશ્વર પણ ગીગાને દઈ જ રહેતો. મુસલમાન જાતના એ ગધ્ધે સંતને જગતના જાતિભેદ તો ટળી ગયા હતા.

૧૫

ચલાળા ગામમાં ઉકા દોશી નામના એક વેપારી રહે. હાટમાં ન માય એટલાં ઘીનાં કુડલાં, દોદસો મણ તેલે ભરેલી લોઢાની કોઠી, ધીકતો વેપાર. હાટ તો જાણે હાંકયું જાય છે.

'આપા !' ઉકા દોશીએ ભગતને કહ્યું. 'આપા, અમને જગ્યાનું મોદીખાનું આપોને.'

'બહુ સારું, ભલે' ઉકા ! પણ આ તો મૂડિયાનો માલ ભણાય. તું, બાપ, ક્યાંએ હાંસલ લેશ મા હો !'

'ના રે આપા, હાંસલની વાત તે હોય ! આ તો મલકમાં લૂંટારાનાં ઘોડાં ફરે છે તે અમે છાતી ઠોકીને કહી શકીએ કે અમે આપાના મુનીમ છીએ, એટલે અમને લૂંટે નહિ.'

'તો ભણે', બાપ !'

જગ્યાના મોદીખાનાનો ઉપાડ થવા લાગ્યો. બે મહિના થયા ત્યાં તો ઉકાએ આપાને કહ્યું: 'આ હિસાબનો ગોટો સારો નહિ. ચોખ્ખું કરી નાખીએ.'

'તો ભણે', બાપ !'

તરત ભગત દુકાન પર ગયા. ઉકાએ કહ્યું: 'આપા, કાંઈક તમારો સાખિયો (સાક્ષી) તેડી આવશો ને ?'

'અરે, ભણે' બાપ ! સાખિયો વળી ક્યાંસેથી લાવાં !'

એ જ વખતે ત્યાં ઉંદરડી નીકળી એટલે ભગત બોલ્યા:

'અરે, ભણે' આ ઉંદરડી આપડો સાખિયો !'

ઉકાને દાંત આવ્યા: 'આપા ! શું બોલો છો ?'

'હા, બાપ હા ! ઉંદરડી તો ગણેશનો વાહન: તાળોય નો રાખે ને માળોય નો રાખે. ઈ આપડો સાખિયો. લે કર્ય હવે આંકડો !'

'આપા ! પાંસઠ કોરી લેણી થાય છે.'

ભગત સમજ્યા હતા કે વાણિયાએ પચ્ચીસ કોરી વધારી દીધી છે, પણ પોતે મૂઠી ભરીને કોરી કાઢી: 'લે બાપ ! ઘણું લે, પણ ભણે' બાપ ઉકા, આ ધર્માદાની કોરી આકરી છે હો !'

'હેં'-હું'-હેં', આપા ! અમારે તો સુંવાળી ને આકરી મણેય સારી !' લુચ્ચો ઉકો હસ્યો.

આંકડો ચુકાવીને ભગત તો જગ્યામાં ગયા. અને આંહીં વાળુટાણે ઉકા દોશી દુકાન વાસીને ઘેર ગયા.

બીડેલી દુકાનમાં દીવો બળે છે. (તે દિવસોમાં તો કોડિયામાં મીઠું તેલ પૂરીને વાટ પ્રગટાવવામાં આવતી.) તે ટાણે પેલી સાક્ષી બનેલી ઉંદરડી ત્યાં આવી. આવીને એણે સળગતી દિવેટ ઉપાડી. ઉપાડીને કાપડની તાજી આવેલી ગાંસડીઓમાં ચાંપી દીધી.

હાટ સળગ્યું. તેલની કોઠી, ઘીનાં કૂલડાં, કાપડ-તમામના ભડકા આકાશે ચડ્યા. આગ દુકાનને આંટો લઈ વળી.

ઉકો આવ્યો. જોતાંની વાર જ બધું સમજી ગયો. લોકોને કહ્યું: 'ભાઈઓ ! કોઈ ઓલવવાની મહેનત કરશો મા. એ નહિ ઓલવાય.'

ઉકો દોશી જગ્યામાં આવ્યો. સામે જ ભગત બેઠા હતા. ભગત બોલ્યા: 'અરેરે ! ભણે' ઉકા ! તાળે તો મોટી નુકસાની ગઈ !'

થોડીવારમાં તો સીધા વોંકળા સોંસરવી એક કાળી-આખે અંગે કાળી-રૂપાળી ગાય ચાલી આવે છે. પૂછડું ઊંચું કરીને માથે લઈ લીધું છે. કાન ઊભા થઈ ગયા છે. તાજી વિયાઈ હોય એવું આઉ ઝૂલે છે. આવીને ગાય ઊભી રહી. ભગત એને 'મા ! મા ! મા ! કરતાં ખંજવાળવા લાગ્યા.

'વીસામણ ! દો'તાં આવડે છે ?'

વીસામણ ફરીવાર ભોઠો પડ્યો.

'વીસામણ ! ખાખરાનાં પાંદડાં તોડીને પડિયા કરવા માંડ.'

પાંચ પાંચ શેઝો પાડીને ભગત પડિયા ભરવા લાગ્યાં.

'સહુ મનખ્યો ભલે પરસાદી હમે.'

માણસ આવીને પડિયા પીતા જાય છે.

'બાપ વીસામણ ! માતાજીને ડિલે હાથ તો ફેરવ્ય ! ઈ તો આવડશેને ? લે આપણે બેય હાથ ફેરવીએ. માતાજી દુઆ દેશે !'

શરમિંદા થતા વીસામણનો હાથ પોતે ઝાલીને ગાયના શરીર પર ફેરવ્યો. જેમ જેમ હાથ ફરતો ગયો તેમ તેમ ગાયનો દેહ કાળો મટીને શ્વેતસુંદર બનવા લાગ્યો.

'ભણે' બાપ વીસામણ ! આ પંડ્યે જ ગંગાજી : આ જગતની તરણ-તારણી : સંસાર એના નીરમાં નાહીને પોતાના મેલના થરેથર એમાં પધરાવે છે પણ એ મેલ ધોવા માતાજી પોતે તો બાપડી સંતુની જ પાસે આવે છે, હો બાપ ! ઈ તરણ-તારણીનાયે મળ કાઢવા માટે માનવીનું મન સમરથ છે. માટે ભાઈ, સાચી ગંગા તો આપડાં ધરમપુન્યની: સાચી ગંગા આપણા દલની ચોખ્ખાઈની : આપણાં પાપના પસ્તાવાની !'

'જાવ માતાજી ! હવે પાછાં પધારો ! તમને મોટો પંથ પડ્યો આજ, માવડી !'

એટલું બોલીને ભગત ગાયના ચરણમાં પડી ગયા. ભગતને શરીરે ધેનુ ચાટવા લાગી. ચાટીને પાછી ચાલી નીકળી.

વીસામણ તે દિવસ પૂરેપૂરો ચેત્યો.

સંવત ૧૮૭૮ના પોષ વદ ૧૧ ના રોજ પ્રભાતે આપાનો દેહ પડ્યો.

એણે કોઈને દીકરા દીધા, દરિયે ડૂબતાં વહાણમાં અંતરીક્ષમાંથી ગાબડું પૂર્યું, મરેલાંને જીવતાં કર્યાં, આડસર વધાર્યું વગેરે કહેવાતા કેટલાએક પરચા વાટે એમના જીવનની કશી વિશેષ ઉચ્ચતા દેખાતી નથી, તેથી એ વિસ્તારપૂર્વક લખ્યા નથી.

[ સોરઠી સંતો ]

## લોકસાહિત્ય : ગીતો

જેનાં રચનારાંએ કદી કાગળ ને લેખણ પકડયાં નહિ હોય, એ રચનારાં કોણ તેની જ કોઈને ખબર નહિ હોય: એનું નામ લોકગીત. ધરતીનાં કોઈ અગમ્ય અંધારાં પડોમાંથી વહ્યાં આવતાં ઝરણાંનું મૂળ જેમ કોઇ કદાપિ શોધી શક્યું નથી, તેમ આ લોકગીતોનાં ઉત્પત્તિસ્થાન પણ અણશોધ્યાં જ રહ્યાં છે. ગુજરાતનો લોક-સમાજ ગાવા માટે તલસી ઊઠયો. એની કુંજોમાં જેમ પંખીઓ ટૌકયા વિના ન રહી શકયાં, તેમ ગુજરાતના મનુષ્યો પણ ગાયા વગર ન જંપી શકયા. લોક-સમાજના ઉદ્યમો અને ધંધાઓ પણ સંગીતાલયો બની ગયા. લોકોનું જીવન હળવું ફૂલ થઈ ગયું.



'આપા, એ તો તમારા સાખિયાએ સાચી સાખ પુરાવી! મારાં કૂડ મને ઠીક નડયાં! હવે મને એનો ઓરતો નથી, પણ મારે મૂડીમાં દીકરો પેટ ન મળે. બહુ મૂંઝાઉં છું, વંશ નહિ રહે.'

'ભણું બાપ! કાશીએ જા! તીરથના'!'.

'અરે, આપા! ઈ સાડા સાતસો ગાઉ હું એકલે પડે શી રીતે પોગું?'

'તયીં, બાપ! દ્વારકા જઈ આવ. રણછોડરાય દેશે!'

'ના રે, આપા! એટલે બધેય ન પોગાય!'

'તો બાપ! પ્રાચી જઈ આવ. સાવ ઓરું!'

'ના ના, ત્યાંયે હું ન પોગું!'

'તો તુળશીશ્યામ જા, થે ઠીક? સાવ ઓરું. સવારે જઈને સાંજે પાછો વળી આવ્ય!'

'અરે આપા! ઈ તો ગર્ય. વચમાં દીપડા ને બાઘડા આવે!'

'તયીં બાપ, કાંઈ તીરથ નાયા વિના દીકરો થાય?'

હકો દેશી જગ્યાને અવેડે નાહ્યો. નાહીને આવી આપા દાનાને ફરતા ચાર આંટા દીધા. અને આપાએ પૂછ્યું:

'કાં બાપ?'

હકો બોલ્યો:

ગંગા, જમના, ગોમતી, કાશી પંથ કેદાર;
અડસઠ તીરથ એકઠાં, દાન તણે દેદાર.

સાંભળીને આપાએ તુળસીનું પાંદડું લીધું. તોડીને એના રેસા તપાસ્યા. પછી બોલ્યા: 'ભણે હકા! તારાં નસીબમાં ચાર દીકરા, માળી આશિષ છે!'

'પણ આપા! એને ભોજનનું શું?'

'ચારમાંથી બે સારા, ને બે ગડગડપાટ!'

*હકાને ચાર દીકરા થયા. તેમાંના બે, જેનો કુંડલે ને બગસરે પ્રવાહ ચાલ્યો, તે સુખી થયા ને ચલાળે રહેનારા બેનો વંશ ગરીબ રહ્યો.

૧૫

'બાપ વીસામણ! હમણે હમણે તું અણોસરો કાણા સારુ દેખાઅ? દિલમાં કંઈ દુખાવો છે?'

* આ વાત બરાબર નથી, હકાને બે જ દીકરા હતા.

'આપા ! દુખાવો તો બીજો શો હોય ? બહુ પાપ કર્યાં છે, રૂંવાડે રૂંવાડે પાતક ભર્યાં છે, મનમાં જંપ નથી વળતો. જાણે એકવાર ગંગાજી જઈને નાહી આવું એવું થયા કરે છે.'

'સાચું', ભાઈ ! ગંગાજી તો તરણતારણી ભણાય, સાચું !'

તરણેતરને મેળે જાતાં જાતાં આપા દાના અને વીસામણ વચ્ચે વારંવાર આવી વાતો થયા કરે છે. વારંવાર વીસામણનું દિલ ગંગાજી તરફ દોડયા કરે છે. આપા દાના પણ વારેવારે એના આ વિચારને 'સાચું ! સાચું !' એવા શબ્દે વધાવી લે છે, પણ કદી ચોખ્ખી હા–ના કહેતા નથી.

તરણેતરનો મેળો મળ્યો છે. માનવી માતાં નથી. માંડવના ડુંગરાનો પાણેપાણો સજીવન બની જાણે મેળાનાં ભજન–કીર્તનમાં ટહુકા પૂરે છે. તે વખતે બંને જણા માંડવમાં ઊભા છે.

શ્રાવણ માસનાં સરવડાં ઝીનતી ચોમેરની ધરતી લીલી ઓઢણીએ મલકી રહી છે અને ઠેકાણે ઠેકાણે ધેનુઓનાં ધણ, કંઠે ગુંજતી ટોકરીઓ ને પગમાં રૂમઝૂમતાં ઝાંઝરે ડુંગરાને ગજવે છે.

આપા દાનાની આંખો દસે દિશામાં રમવા લાગી. પાંચાળ–પોતાની પ્યારી જન્મભોમ પાંચાળ–ને આવી રળિયામણી ભાળીને ભગતનો પ્રાણ ઈશ્વર પ્રતિ આખરે પીગળી પડયો. જગતના ભાર ઝીલનારી ધેનુઓનાં સુખ-કલ્લોલ નિહાળી આપાનાં નેત્રો જાણે સુખ-સમાધિમાં ઘેરાવા લાગ્યાં. વીસામણ એમની બદલાતી મુખમુદ્રા સામે તાકીને જાણે પોતાના પાપાત્માની તરસ છિપાવા મંડી પડયો. સુખના કેફમાં ભગત બોલ્યા :

'બાપ વીસામણ ! આ માંડવમાં મારું દલ બહુ ઠરે છે. નાનપણમાં હું આંઈ કામધેનુઓ ચારતો એ સમો આજ સાંભરી આવે છે. ફરીવાર ઠાકર બાળપણ આપે, બધું ય ગ્નાન ભૂલી જવાય, જગત મને માનતું મટી જાય, ને હું સદાકાળ આંઈ ગાવડીયું જ ચાર્યા કરું, માતાજીયું ને ખંજવાળ્યા જ કરું, ઈ તો મને મુગતિ થકીયે મીઠરું લાગે છે. ઓહો જીતવા ! ઈ દી તો ગયા ! હવે તો આ મોટપની શિલા હેઠ મનડું ભીંસાઈ મૂવું ! ઠાકર ! ઠાકર ! ઠાકર ! હે ઠાકર !'

ભગતનો આત્મા જાણે ઊંડી કોઈ ગુફામાં ઊતરી ગયો. નેત્રોમાંથી દડ દડ દડ ધારા ચાલી.
'બાપ વીસામણ ! તું ને વાંભ દેતાં આવડે છે ?'

ભોંઠો પડીને વીસામણ બોલ્યો : 'આપા ! કુકર્મના કરનારે ગા કયાંથી ચારી હોય તે વાંભ દઈ જાણું ? કાગડાના મોંમાં રામ કયાંથી હોય, બાપુ !'

કાનમાં આંગળી નાખીને ભગતે પોતે જ વાંભ દીધી. નાનપણનો મહાવરો હતો, મીઠું ગળું હતું, ને આજ ગાયો ઉપર અંતઃકરણ ઓગળી જતું હતું. ગોવાળ તે શું વાંભ દેશે–એવી મીઠી, વિજોગી બાળક માને બોલાવવા વિલાપ કરે તેવી, મોરલો વાદળીને રોકવા મલ્હારના સૂર પુકારે તેવી એક વાંભ દીધી.



## લોકસાહિત્ય : ગીતો

## મોટાં ખોરડાં !

[ ગામમાં જ પિયર હતું. દુઃખિયારી વહુએ માતાની પાસે જઈને સાસરિયાનાં દુઃખો સંભળાવ્યાં. ભરડ્સ બનીને પાછળ આવેલી નણંદે આ વાત ઘેર જઇને કહી. સાસરિયામાં સહુને થયું કે વહુએ આપણા મોટા આબરૂદાર ઘરની નિન્દા કરી ! વરને સહુએ ઉશ્કેરી મૂક્યો. સોમલ ઘૂંટીને એણે સ્રીને કહ્યું કે કાં તું પી, કાં હું પીઉં ! 'મોટાં ખોરડાં'ની આબરૂ ખાતર સ્રીએ ઝેર પી લીધું. ]

ગામમાં સાસરું ને ગામમાં પિરિયું રે લોલ,
દીકરી કે'ને સખદખની વાત જો,
કવળા સાસરિયામાં જીવવું રે લોલ.

સખના વારા તો માતા વહી ગયા રે લોલ,
દખનાં ઊગ્યાં છે ઝીણાં ઝાડ જો,
કવળા સાસરિયામાં જીવવું રે લોલ.

પછવાડે ઊભી નણદી સાંભળે રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

નણદીએ જઈ સાસુને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સાસુએ જઇ સસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.



## લોકસાહિત્ય : ગીતો

## મોટાં ખોરડાં !

[ ગામમાં જ પિયર હતું. દુખિયારી વહુએ માતાની પાસે જઈને સાસરિયાનાં દુઃખો સંભળાવ્યાં. જાસૂસ બનીને પાછળ આવેલી નણંદે આ વાત ઘેર જઈને કહી. સાસરિયામાં સહુને થયું કે વહુએ આપણા મોટા આબરૂદાર ઘરની નિન્દા કરી ! વરને સહુએ ઉશ્કેરી મૂક્યો. સોમલ ઘૂંટીને એણે સ્ત્રીને કહ્યું કે કાં તું પી, કાં હું પીઉં । 'મોટાં ખોરડાં'ની આબરૂ ખાતર સ્ત્રીએ ઝેર પી લીધું. ]

ગામમાં સાસરું ને ગામમાં પિયરિયું રે લોલ,
દીકરી કે'જો સખદખની વાત જો,
કવળા સાસરિયામાં જીવવું રે લોલ.

સખના વાશ તો માતા વહી ગયા રે લોલ,
દખનાં ઊગ્યાં છે ઝીણાં ઝાડ જો,
કવળા સાસરિયામાં જીવવું રે લોલ.

પછવાડે ઊભી નણદી સાંભળે રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

નણદીએ જઈ સાસુને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સાસુએ જઇ સસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સાસરે જઈ જેઠને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

જેઠે જઈ પરણ્યાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

પરણ્યે જઈ તેજી ઘોડો છોડીયો રે લોલ,
જઈ ઉભાડયો ગાંધીડાને હાટ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

અધશેરો અમલિયાં તોળાવીયાં રે લોલ,
પાશેરો તોળાવ્યો સુમલખાર જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સોનલા વાટકડે અમલ ઘોળીયાં રે લોલ,
પીવો ગોરી, નકર હું પી જાઉં જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

ઘટક દઈને ગોરાંદે પી ગયાં રે લોલ,
ઘરચોળાની ઠાંસી એણે સોડય જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

આટકાટનાં લાકડાં મગાવીયાં રે લોલ,
ખોખરી હાંડીમાં લીધી આગ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

પ'લો વિસામો ઘરને ઉંબરે રે લોલ,
બીજો વિસામો ઝાંપા બા'ર જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

ત્રીજો વિસામો ગાયને ગોંદરે રે લોલ,
ચોથો વિસામો સમશાન જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સોનલા સરખી વહુની ચે' બળે રે લોલ,
રૂપલા સરખી વહુની રાખ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

બાળી-ઝાળીને જીવડો ઘેર આવ્યો રે લોલ,
હવે માડી મંદિરિયે મોકળાશ જો,
*ભવનો ઓશિયાળો હવે હું રહ્યો રે લોલ.

[ રઢિયાળી રાત-૧ ]

## દીકરાની ઝંખના

[ પુત્રહીન માતાથી હવે તો મેણાં સહેવાતાં નથી. રાંદલ માની પાસે એ કેવો દીકરો માગી રહી છે! ઘરની લીલી લીલી ગાર ઉપર પોતાની નાની નાની પગલીઓ પાડનારો, રોટલા ઘડતી વખતે નાનકડી ચાનકી માગનારો, દળતી વખતે ઘંટીના થાળામાં લોટની જે શગ ચડતી હોય તે પાડી નાખનારો, ખોળો ખૂંદી ખૂંદીને ધોયેલો સાડલો બગાડનારો ને છાશ કરતી વખતે માખણ માગનારો: આ પ્રત્યેક કામ કરતી વખતે એને એવો દીકરો સાંભરે છે. નાના મરતીઓર ને લાડકવાયા બાળકનું આ સર્વસ્પર્શી ચિત્ર છે. લગ્ન અથવા સીમન્ત પ્રસંગે ઘરમાં રન્નાદે માતાની સ્થાપના કરતી વેળા ગાવાનું ગીત છે. ]

લીંપ્યું ને ગૂંપ્યું મારું આંગણું;
પગલીનો પાડનાર દ્યોને રન્નાદે !
વાંઝિયા-મેણાં માતા દોહ્યલાં !

દળણાં દળીને ઊભી રહી;
પાળ્યુંનો પાડનાર દ્યોને રન્નાદે !
વાંઝિયા-મેણાં માતા દોહ્યલાં !

---

*હવે માડી દેજો દોટાદોટ જો,
સહુનો ઓશિયાળો હવે હું રહ્યો રે લોલ.

મહીડાં વલોવી ઊભી રહી;
માખણનો માગનાર દ્યોને રન્નાદે !
વાંઝિયા-મેણાં મા'તા દોહ્યલાં !

પાણી ભરીને ઊભી રહી;
છેડાનો ઝાલનાર દ્યોને રન્નાદે !
વાંઝિયા-મેણાં માતા દોહ્યલાં !

રોટલા ઘડીને ઊભી રહી;
ચાનકીનો માગનાર દ્યોને રન્નાદે !
વાંઝિયા-મેણાં માતા દોહ્યલાં !

ધોયો-ધફોયો મારો સાડલો;
ખોળાનો ખૂંદનાર દ્યોને રન્નાદે,
વાંઝિયા-મેણાં માતા દોહ્યલાં !

( એ પ્રમાણે પુત્ર મળતા ગાય છે )

લીંપ્યું ગૂંપ્યું છે મારું આંગણું;
પગલાંનો પાડનાર દીધો રન્નાદે !
અનિરુદ્ધ કુંવર મારો લાડકો !

વગેરે વગેરે

[ રઢિયાળી રાત-૧ ]

*

# નો દીઠી

[ બાર વરસે રજપૂત ઘેર આવે છે. મેડીમાં ઝાકઝમાળ દીવો બળે છે. પણ પાતળી પરમાર ક્યાં ? પોતાની પત્ની ક્યાં ? માતાએ બહુ બહુ બહાના બતાવ્યાં. રજપૂત ઠેર ઠેર શોધી વળ્યો. આખરે ભેદ પ્રગટ થયો. હત્યારી માએ જ એને તાજેતર મારી નાખેલી. નેવા ઉપર એ લોહીલોહાણ ચૂંદડી સુકાતી જોઇ. રડતા સ્વામીએ સ્ત્રીનો બચકો વીંખ્યો. પોતાની ગેરહાજરીમાં સ્ત્રીએ કદીયે નહોતા પહેર્યાં તે કોરાં વસ્ત્રાભૂષણ જોઇ જોઇને સ્વામી છાતીફાટ રડ્યો. ]

માડી ! બાર બાર વરસે આવીયો,
માડી ! નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા !
*મોલુમાં દીવો શગ બળે રે.

દીકરા ! હેઠો બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર !
પાણી ભરીને હમણાં આવશે રે.

માડી ! કૂવા ને વાવ્યું જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા !
મોલુમાં દીવો શગ બળે રે.

દીકરા ! હેઠો બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર !
દળણાં દળીને હમણાં આવશે રે.

માડી ! ઘંટીયું ને રથડા જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા !
મોલુમાં દીવો શગ બળે રે.

દીકરા ! હેઠો બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર !
ધાન ખાંડીને હમણાં આવશે રે.

માડી ! ખારણિયા ખારણિયા જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા
મોલુમાં દીવો શગ બળે રે.

* "નેવે તે નવરંગ ચૂંદડી રે" એમ પણ કહેવાય છે વહુને મારી નાખીને એની લોહીવાળી ચૂંદડી ધોઇ સાસુએ નેવા પર વાળી સૂકવેલી.

દીકરા ! હેઠો બેસીને હથિયાર છોડય રે    કલૈયા કુંવર!
ધોણ્યું ધોઈને હમણે આવશે રે.
માડી ! નદીયું ને નેરાં જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાર્થ રે    જાડેજી મા !
મોલુમાં દીવો શગ બળે રે.
એના બચકામાં કોરી બાંધણી રે,
એની બાંધણી દેખીને બાવો થાઉં રે   ગોઝારણ મા !
મોલુમાં આંબો મોડીયો રે.
એના બચકામાં કોરી ટીલડી રે,
એની ટીલડી તાણીને તરસૂળ તાણું રે   ગોઝારણ મા !
મોલુમાં આંબો મોડીયો રે.

[ રઢિયાળી રાત-૧ ]

## માનેતીની આંખ

[ ભોજાઇને સુંદર બનાવવા દિયરના મનોરથ હશે. પણ પ્રેમાળ નારી પોતાના કંથની ગેરહાજરીમા મેંદી વડે હાથ રંગીને કોને દેખાડે ? સતીના શણગાર તો પતિને ખાતર જ હોય. પતિ સાંભર્યો. વિધવિધ બહાનાં આપી તેડાવ્યો. પણ ભાઈબહેનના લગ્નની કે માતાના મોતની એ યુદ્ધઘેલડા પરદેશીને બહુ તાણ નથી. છેલ્લા ખબર ફક્ત માનેતીની આંખો જ દુઃખવાના પહોંચે છે, એટલે પછી તો એનું હૈયું હાથ રહેતું નથી. એ પાછો આવે છે. ]

મેંદી તે વાવી માળવે,
એનો રંગ ગીયો ગુજરાત
મેંદી રંગ લાગ્યો રે.
નાનો દેરીડો લાડકો ને
કાંઇ લાવ્યો મેંદીનો છોડ—મેંદી રંગ લાગ્યો રે.
વાટી-ઘૂંટીને ભર્યાં વાટકા,
ભાભી રંગો તમારા હાથ—મેંદી રંગ લાગ્યો રે.

હાથ રંગીને હેરી શું રે કરું
એનો જોનારો પરદેશ—મેંદી રંગ લાગ્યો રે.
લાખ ટકા આલું રોકડા,
કોઈ જાવ જો દરિયાપાર—મેંદી રંગ લાગ્યો રે.
શોક્યના સાયબાને જઈ એટલું કે'જો,
તારી બેની પરણે ઘરે આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.
બેની પરણે તો ભલે પરણે,
એની આઝા દી રોકજો જાન—મેંદી રંગ લાગ્યો રે.
શોક્યના સાયબાને જઈ એટલું કે'જો,
તારો વીરો પરણે ઘરે આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.
વીરો પરણે તો ભલે પરણે,
એની જાડેરી જોડજો જાન—મેંદી રંગ લાગ્યો રે.
શોક્યના સાયબાને જઈ એટલું કે'જો,
તારી માડી મરે ઘરે આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.
માડી મરે તો ભલે મરે,
એને બાળજો બોરડી હેઠ—મેંદી રંગ લાગ્યો રે.
શોક્યના સાયબાને જઈ એટલું કે'જો
તારી માનેતીની ઊઠી આંખ—મેંદી રંગ લાગ્યો રે.
હાલો સિપાઈઓ, હાલો ભાઈબંધીઓ,
હવે હલકે બાંધો હથિયાર—મેંદી રંગ લાગ્યો રે.

[ રઢિયાળી રાત-૧ ]

*

## રાણકદેવડી

[ આ લોકકથા સુવિખ્યાત છે. પરંતુ આ ગીતમાં ભાણેજનું નામ જાહળ (જેસળ) છે તે ઇતિહાસ પ્રમાણે દેશળ હોવું જોઇએ. ઉપરાંત આંહીં ભાણેજ મામી ઉપર કુદૃષ્ટિ કરે છે, અને મામીનું અપમાન થતાં પોતે જ જઈને રા'ખેંગારને મારે છે; જ્યારે ઇતિહાસ ભાખે છે કે દેશળ તો રાજ્ય-લોભને ખાતર કેવળ ફૂટીને સિદ્ધરાજની સેનાને તેડી લાવે છે અને રા'ને સિદ્ધરાજ પોતે જ મારે છે. ]

ગઢમાં વાગ્યા રે કાંઈ જાંગીના ઢોલ રે
જાંગીના ઢોલ રે
રાજાને ઘેરે કુંવરી અવતર્યાં.
તેડાવો તેડાવો રે કાંઈ જાણાપુરના જોશી રે
જાણાપુરના જોશી રે
કુંવરીના જોશ જોવરાવીએં.
જાણતલ જોશીએ રે કાંઇ એમ જ કીધું રે
એમ જ કીધું રે
કુંવરીને ભોંમાં ભંડારજો.
પે'લે પાયે રે એના દાદાને ભાર રે
દાદાને ભાર રે
બીજે પાયે રે એની માતને.
ત્રીજે પાયે રે એના વીરાને ભાર રે
વીરાને ભાર રે
ચોથે પાયે રે એના કંથને.
મગાવો મગાવો રે કાંઈ કમળવેલી ચૂંદડી રે
કમળવેલી ચૂંદડી રે
કુંવરીને ભોંમાં ભંડારીયાં.
તેજમલ ઓઝો રે કાંઈ માટી ખોદવા જાય રે
માટી ખોદવા જાય રે
ખાણુમાં દીઠાં નાનાં બાળુડાં.

તેજમલ ઓઠી રે નાના બાળકને તેડા રે
બાળકને તેડા રે
આપણાં વાંઝિયા-મેણાં ભાંગશે.

રાણુકદેવડી રે કાંઈ વધે દી ને રાત રે
વધે દી ને રાત રે
પાંચ વરસની પાણી ભરે.

પાણી ભરતાં રે કાંઈ વાણિયા-ભામણ રે
કાંઈ વાણિયા-ભામણ રે
એક કોરે ભરે રાણુકદેવડી.

રાણુકદેવડી રે કાંઇ પાણીડાંની હાર્ય રે
પાણીડાંની હાર્ય રે
રાય ને ખેંગાર ઘોડાં ખેલવે.

વાયા વાયા રે કાંઈ ઓતર-દખણા વાય રે
ઓતર-દખણા વાય રે
ચૂંદડીના છેડા ફરૂકીયા.

જોયા જોયા રે એની કેડ્યુંના લાંક રે
કેડ્યુંના લાંક રે
બીજો જોયો સવા ગજ ચોટલો.

રાય ને ખેંગાર રે કાંઈ એટલું જ પૂછ્યું રે
એટલું જ પૂછ્યું રે
કોણ રાય કેરી તું બેટડી ?

કોની બેટી રે ? તારું કોણ છે નામ રે ?
કોણ છે નામ રે ?
પરણી કે બાળકુંવારડી ?

તેજમલ ઓઝાની બેટી ને રાણક છે નામ રે
-રાણક છે નામ રે
હજી હું છું બાળકુંવારડી

રાય ને ખેંગાર રે કાંઈ વાંસે વાંસે આવ્યો રે
વાંસે વાંસે આવ્યો રે
ઝાંપલે આવીને ઊભો રિયો.

તેજમલ ઓઝા રે તારી ઝાંપલી ઉઘાડય રે
ઝાંપલી ઉઘાડય રે
તારી દીકરીનાં માગાં આવીયાં.

અમે કે'વાયેં રે કાંઇ કચરિયા કુંભાર રે
કચરિયા કુંભાર રે
તમે કે'વાઓ ગઢ રે ગરાસિયા.

મગાવો મગાવો રે કાંઇ આલાલીલા વાંસ રે
આલાલીલા વાંસ રે
ચોરી ચિતરાવો ચાંપાનેરની.

પરણે પરણે રે કાંઈ રાય ને ખેંગાર રે
રાય ને ખેંગાર રે
એક પરણે રે રાણકદેવડી.

પરણી ઊતરી રે કાંઇ ઓરડીએ પધાર્યાં રે
ઓરડીએ પધાર્યાં રે
જળહળ ભાણેજ રઢય લઈ વચ્ચો.

મામી દેવડી રે તારા પગડા દેખાડય રે
પગડા દેખાડય રે
હાથ જોવાની રઢ્ય લાગીયું.

પગ જોશે રે કાંઈ રાય ને ખેંગાર રે
રાય ને ખેંગાર રે
હાથ જોશે રે રાયની દાસીયું.

ભાભી દેવડી રે તારું મોઢું દેખાડય રે
મોઢું દેખાડય રે
ચોટલો જોવાની રઢયું લાગીયું.

મોઢું જોશે રે કાંઈ રાય ને ખેંગાર રે
રાય ને ખેંગાર રે
ચોટલો જોશે રે રાયની દાસીયું.

ભાભી દેવડી રે તારી આંખડીયું દેખાડય રે
આંખડીયું દેખાડય રે
દાંત દેખીને રઢયું લાગીયું.

આંખ્યું જોશે રે કાંઈ રાય ને ખેંગાર રે
રાય ને ખેંગાર રે
દાંત જોશે રે રાયની દાસીયું.

ધનભા નણુદી રે તારા જળહળને વાર્ય રે
જળહળને વાર્ય રે
એવડાં હસ્યાં રે અમે નૈ ખમીએં.

ભાભી દેવડી રે મારો જળહળ છે મોંઘો રે
જળહળ છે મોંઘો રે
તુજને પરણીને ઘેર આવશે.

મોંઘો હોય તો રે કાંઇ સૂળીએ ચડાવ્ય રે
સૂળીએ ચડાવ્ય રે
માથું મેલજે રે ગઢને કાંગરે.

ત્યાંથી જળહળ રે કાંઇ ડેલીએ આવ્યો રે
ડેલીએ આવ્યો રે
આવીને બારણે ઊભો રિયો.

મામી દેવડી રે તારા ઝાંપલા ઉઘાડય રે
ઝાંપલા ઉઘાડય રે
આજુની રાતે મામાને મારવો.

તારા મામાની રે કાંઈ દુઃખે ડાબી આંખ્ય રે
દુઃખે ડાબી આંખ્ય રે
પાટો બાંધ્યો રે કડવો લીંબડો.

ઝાંપલો ભાંગી રે કાંઇ ઓરડીએ આવ્યો રે
ઓરડીએ આવ્યો રે
આવીને બારણે ઊભો રિયો.

મામી દેવડી રે તારા ઓરડા ઉઘાડય રે
ઓરડા ઉઘાડય રે
આજુની રાતે મામાને મારવો.

તારા મામાની રે કાંઇ દુઃખે ડાબી આંખ્ય રે
દુઃખે ડાબી આંખ્ય રે
પાટો બાંધ્યો રે કડવો લીંબડો.

કમાડ ભાંગી રે કાંઈ ઢોલિયે આવ્યો રે
ઢોલિયે આવ્યો રે
ખડગ કાઢીને મામાને મા યો.

ત્યાંથી દેવડી રે ભાગી બારણે આવ્યાં રે
બારણે આવ્યાં રે
આવીને ચોકમાં ઊભાં રિયાં.

સુકાજો સુકાજો રે કાંઈ લીલી નાગરવેલ્ય રે
લીલી નાગરવેલ્ય રે
રાય ને એ'ગારસું લીલી રે'જો !

પડજો પડજો રે કાંઇ ગઢ ને ગિરનાર રે
ગઢ ને ગિરનાર રે
રાય તે એ'ગારસું ઊભા રે'જો !

ત્યાંથી દેવડી રે કાંઇ વઢવાણમાં આવ્યાં રે
વઢવાણમાં આવ્યાં રે
આવીને પાદર ઊભાં રિયાં.

ભમીયાં ભમીયાં રે કાંઈ દિવસ બે રાત રે
દિવસ બે રાત રે
કોઇએ ન આલ્યું છાણું દેવતા.

ખડકી ખડકી રે કાંઈ વેળુડાની સેજ રે
વેળુડાની સેજ રે
વાયે તે દેવતા પરગટ થિયો.

બળતી દેવડી રે કાંઈ દિયે છે સરાપ રે
દિયે છે સરાપ રે
પાંપાની પોળ વસઈ રે'જો.

બળતી દેવડી રે કાંઈ દિયે છે સરાપ રે
દિયે છે સરાપ રે
સાતે જન્મારે જળહુળ વાંઝિયો !

[ રઢિયાળી રાત-૨ ]

*

આવો આવો મારા માનસંગ દીકરા !
છેલ્લાં ધાવણ ધાવો જી રે !

પુતર જઇને પારણે પોઢાડયો,
નેણલે આંસુડાંની ધારું જી રે !

ઝાંઝ, પખાજ ને જંતર વાગે,
દીકરો ને વહુ પધરાવે જી રે !

પાછું વાળી જોજો અભેસંગ દીકરા !
ઘોડલાં કોણ ખેલવશે જી રે ?

ઈ રે શું બોલ્યા સમરથ બાપુ !
નાનો ભાઇ ખેલવશે જી રે !

પાછું વાળી જોજો વહુ રે વાઘેલી,વહુ !
પુતર કોને ભળાવ્યા જી રે ?

કોણ ધવરાવશે, કોણ રમાડશે,
કેમ કરી મોટા થાશે જી રે ?

દેરાણી ધવરાવશે, નણદી રમાડશે,
જેઠાણી ઉછેરશે જી રે !

પ'લે પગથિયે જઇ પગ દીધો,
પાતાળે પાણી ઝબક્યાં જી રે !

બીજે પગથિયે જઇ પગ દીધો,
કાંઠાં તે બૂડ પાણી આવ્યાં જી રે !

ત્રીજે પગથિયે જઇ પગ દીધો,
કડ્ય કડ્ય સમાં નીર આવ્યાં જી રે !

ચોથે પગથિયે જઈ પગ દીધો,
છાતી સમાં નીર આવ્યાં જી રે !

પાંચમે પગથિયે જઇ પગ દીધો,
પરવશ પડિયા પ્રાણિયા જી રે.

એક હોંકારો દ્યો રે અભેસંગ !
ગોઝારાં પાણી કોણ પીશે જી રે ?

પીશે તે ચારણ, પીશે તે ભાટો,
પીશે અભેસંગનો દાદો જી રે !

એક હોંકારો દ્યો રે વાઘેલી વહુ !
ગોઝારાં પાણી કોણ પીશે જી રે ?

પીશે તે વાણિયાં, પીશે તે બ્રાહ્મણ,
પીશે વાણુલાનાં લોકો જી રે !

તરી છે ચૂંદડી ને તર્યો છે મોળિયો,
તર્યાં અભેસંગનાં મોળિયાં જી રે !

ગાતાં ને વાતાં ઘરમાં આવ્યાં,
ઓરડા અણોસરા લાગે જી રે !

વા'લાં હતાં તેને ઓળે એસાર્યાં,
દવલાંને પાતાળ પૂર્યાં જી રે !

[ રઢિયાળી રાત-૩ ]

*

## જળદેવતાને બલિદાન

[ જુદાં જુદાં અનેક ગામોનાં જળાશયો વિષે બોલાતી આ કથા છે. નવાણમાં પાણી નથી આવતું; જળદેવતા ભોગ માગે છે; ગામનો ઠાકોર પોતાના દીકરા-વહુનું બલિદાન ચડાવે છે. વાત્સલ્યની વેદના, દાંપત્યની વહાલપ અને સમાજ-સુખ કાજે સ્વાર્પણ–એ ત્રણે ભાવથી વિભૂષિત બનીને જળસમાધિ લેનારાં આ વરવધૂએ લોક-જીવનમાં અમર એક અશ્રુગંગા વહાવી દીધી છે. ઘણી પંક્તિઓ પાછળથી ઉમેરાઈ લાગે છે.]

બાર બાર વરસે નવાણ ગળાવ્યાં
    નવાણે નીર નો આવ્યાં જી રે !
તેડાવો જાણુતલ તેડાવો જોશી,
    જોશીડા જોશ જોવરાવો જી રે !
જાણુતલ જોશીડો એમ કરી બોલ્યો,
    દીકરો ને વહુ પધરાવો જી રે !
ઘોડાં ખેલવતા વીર રે અભેસંગ !
    દા દા જી બો લા વે જી રે !
શું રે કો' છો મારા સમરથ દાદા ?
    શા કાજે બોલાવ્યા જી રે ?
જાણુતલ જોશીડો એમ કરી બોલ્યો,
    દીકરો ને વહુ પધરાવો જી રે !
એમાં તે શું મારા સમરથ દાદા !
    પારકી જણીને પૂછી આવો જી રે !
બેટડો ધવરાવતાં વહુ રે વાઘેલી વહુ !
    સા સુ જી . બો લા વે જી રે !
શું કો' છો મારાં સમરથ સાસુ ?
    શા કાજે બોલાવ્યાં જી રે ?
જાણુતલ જોશીડો એમ કરી બોલ્યો,
    દીકરો ને વહુ પધરાવો જી રે !

એમાં તે શું મારાં સમરથ સાસુ !
*જે કે'શો તે કરશું જી રે !

ઊઠોને રે મારા નાના દેરીડા !
મૈયર હું મળી આવું જી રે.

મરવાનાં હોય તો ભલે રે મરજો,
એનાં વખાણુ નો હોયે જી રે !

મારી માતાજીને એટલું કે'જો,
મોડિયો ને ચૂંદડી લાવે જી રે !

ઊઠોને રે મારાં સમરથ જેઠાણી !
ઊનાં પાણી મેલો જી રે !

ઊઠોને રે મારાં સમરથ દેરાણી !
માથાં અમારાં ગૂંથો જી રે !

ઊઠોને રે મારા સમરથ દેરી !
વેલડીયું શણગારો જી રે !

ઊઠોને રે મારાં સમરથ નણદી !
છેડાછેડી બાંધો જી રે !

ઊઠોને રે મારા સમરથ સસરા !
જાંગીના (ઢોલ) વગડાવો જી રે !

* પાઠાન્તર

મેલો મૈયરિયે સંપેતરાં જી રે !
ઇ રે સંપેતરાંમાં એટલું કે'જો
ચૂંદડી ને મોડિયો લાવે જી રે !

# ગરવાને માથે

[ જૂનાગઢમાં દાતારના ડુંગર પર જેની પ્રતિષ્ઠા છે તે વેલા નામના એક કાઠી સંત થઈ ગયા. તેનું નામ 'રૂખડ બાવો' કહેવાતું. બાર વર્ષ સુધી એણે ઉપવાસી રહી ગિરનારની પ્રદક્ષિણા કરી હતી. ચાલીસ દિવસના ઉપવાસી ઈસુ મહારાજ વનરાવનમાં ઘૂમી રહ્યા હતા તેનું ભવ્ય ચિત્ર–Christ in wilderness–પશ્ચિમના કોઈ કલાધરે આબાદ નિપજાવેલ છે. લોક-હૃદયમાંથી આલેખાયેલું આ રૂખડ જોગીનું પણ એવું જ ભરત શબ્દ-ચિત્ર છે. વાદળની સાથે વાતો કરતો એ ગરવો ગિરનાર અને તેની શિખરમાળા પર ભમતા આ જટાધારી જોગીરાજ : કોઈ ગભીર સંધ્યાકાળે કે ફૂટતા પ્રભાતે આ દૃશ્ય કેવું થતું હશે! લોકચક્ષુમાં એની કેવી પ્રેરણા થઈ હશે! ઉપમાઓની જ ધારા છૂટે છે. મોરલીને માથે ઝૂકી રહેલા નાગ જેવો : કૂવાની ઉપર જળભરપૂર ઝૂમતા કોસ જેવો : બેટાની ઉપર વાત્સલ્યભર્યું હૈયું નમાવીને ઊભેલા પિતા જેવો : પાંગળા પતિ ઉપર પોતાનાં નેત્રોનું અમૃત વરસાવતી સ્નેહઘેલી પત્ની જેવો : અને ધરતી ઉપર પોતાની વિરાટ કાયાને વિસ્તારી તારલારૂપી કરોડો આંખો વડે હેત નિતારતા આસમાન જેવો : એવો યોગીવર. ]

રૂખડ બાવા તું હળવો હળવો હાલ્ય જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો,
જેમ ઝળુંબે મોરલીને માથે નાગ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો.
જેમ ઝળુંબે કૂવાને માથે કોસ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો.
જેમ ઝળુંબે બેટાને માથે બાપ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો.
જેમ ઝળુંબે નરને માથે નાર જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો.
જેમ ઝળુંબે ગોપીને માથે કાન જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો.×

× જેમ ઝળુંબે તેતરને માથે બાજ જો,
ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબીયો.

જેમ ગળુંએ ધરતી માથે આભ જો,
ગરવાને માથે રે રૂખડિયો ગળુંબીયો.

[ રઢિયાળી રાત—૨ ]

## દેવના દીધેલ

[ માતા ગાય છે કે હે બેટા ! તું તો દેવની દીધેલ દોલત છે. તું તો મારા ઘરનું સુગંધી ફૂલ છે. તું તો મારું સાચું નાણું છે. તારા માટે તો મેં શિવપાર્વતીને પ્રસન્ન કર્યાં અને હનુમાનજીને પણ તેલ ચડાવ્યાં. એવો તું તો મહામૂલો છે. માટે તું આ સંસારમાં દીર્ઘાયુ ભોગવજે ! ]

તમે મારા દેવના દીધેલ છો,
તમે મારા માગી લીધેલ છો,
આવ્યા ત્યારે અમર થઈને રો' !

મા'દેવ જાઉં ઉતાવળી ને જઈ ચડાવું ફૂલ;
મા'દેવજી પરસન થયા ત્યારે આવ્યા તમે અણમૂલ

તમે મારું નગદ નાણું છો,
તમે મારું ફૂલ વસાણું છો,
આવ્યા ત્યારે અમર થઈને રો' !

મા'દેવ જાઉં ઉતાવળી ને જઈ ચડાવું હાર;
પારવતી પરસન થયાં ત્યારે આવ્યા હૈયાના હાર
—તમે મારું નગદ૦

હડમાન જાઉં ઉતાવળી ને જઈ ચડાવું તેલ;
હડમાનજી પરસન થયા ત્યારે ઘોડિયાં બાંધ્યાં ઘેર
—તમે મારું નગદ૦

તમે મારા દેવના દીધેલ છો,
તમે મારા માગી લીધેલ છો,
આવ્યા ત્યારે અમર થઈને રો' !

[ રઢિયાળી રાત—૨ ]

## સ્વપ્નાં

[ સાસરિયાના કુટુંબ-સુખથી વંચિત એવી કોઇ અતિ દુઃખિયારીએ અથવા તો લગ્નજીવનના ઉમળકા અનુભવતી કુમારિકાએ પોતાના ભૂખ્યા મનોરથોને તૃપ્ત કરવા માટે નિદ્રામાં ને નિદ્રામાં સ્વપ્ન-સૃષ્ટિ ( daydreaming ) સરજી દીસે છે. સસરાને ભવ્ય ડુંગર સ્વરૂપે દેખ્યો, એ ડુંગરામાંથી નીસરતી સ્નેહ-સરિતામાં સાસુજીને નાહતાં કલ્પ્યાં, કુટુંબને રસકસ વડે પોષનારા જેઠને વલોણાની ઉપમા દીધી, અને વડીલપદે બેઠેલાં જેઠાણીને એ રસકસમાંથી મોટો હિસ્સો માણતાં આલેખ્યાં. દિયર તો હમેશાં ઝીણકો ને જરા તીખો-લવિંગની લાકડી જેવડો, અને દેરાણી તો નાનું બાળ એટલે ઢીંગલેપોતિયે જ રમતી હોય : નણંદનો પતિ તો જોગી સરીખો દેશાટને ભટકતો હોય અને પિયરમાં રહેતી લાડકવાયી નણંદ તો સોનાની થાળીમાં જ જમે. પોતાના ગુરુજીને પારસ-પીપળાની પવિત્રતા અર્પી, ગુરુ-પત્નીને તુળસીનો ક્યારો પૂજતાં કલ્પ્યાં. અને સુખી જીવનની છેલ્લી ટોચ તો બીજી કઇ હોય ! પતિને ગુલાબના ગોટા જેવો કલ્પે છે અને એ ફૂલની ફોરમો પોતે પોતાની સે ચ-ચૂંદડીમાંથી મહેકતી કલ્પે છે. ]

આજ રે સ્વપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદીયું રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો ઘમ્મર વલોણું દીઠું જો,
દહીંદૂધના વાટકા રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો લવિંગ-લાકડી દીઠી જો,
ઢીંગલાં[1] ને પોતિયાં રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો જટાળો જોગી દીઠો જો,
સોનાની[2] થાળી રે સાહેલી મારા સ્વપનામાં રે.[3]
આજ રે સ્વપનામાં મેં તો પારસ-પીપળો દીઠો જો,
તુળસીનો ક્યારો રે સાહેલી મારા સ્વપનામાં રે.
આજ રે સ્વપનામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો,
ફૂલડિયાંની ફોર્યું રે સાહેલી મારા સ્વપનામાં રે.

૧ બીજો પાઠઃ—'ટાચકડા ચૂસણીયું...' ૨ બીજો પાઠ :—'ધીવડિયાની વાઢી...' ૩ નણંદ-નણદોઇવાળા ચોથા સ્વપ્નાને આમ પણ ગવાય છેઃ—

આજ રે સ્વપનામા મેં તો ગોખલામાં ગોરબાઈ દીઠાં જો,
વાડીનો વાંદરો રે સાહેલી મારા સ્વપનામાં રે.

ડોલતો ડુંગર ઈ તો અમારો સસરો બે,
ખળખળતી નદીએ રે સાસુજી મારાં ના'તાં'તાં રે.
ધમ્મર વલોણું ઈ તો અમારો જેઠ બે,
દહીંદૂધના વાટકા રે જેઠાણી મારાં જમતાં'તાં રે.
લવિંગ-લાકડી ઈ તો અમારો દેર બે,
ઢીંગલે ને પોતિયે રે દેરાણી મારાં રમતાં'તાં રે.
જટાળો જોગી ઈ તો અમારો નણદોઈ બે,
સોનાની થાળીએ રે નણંદી મારાં ખાતાં'તાં રે.
પારસ-પીપળો ઈ તો અમારો ગોર બે,
તુળસીનો કયારો રે ગોરાણી મારાં પૂજતાં'તાં રે.
ગુલાબી ગોટો ઈ તો અમારો પરણ્યો બે,
ફૂલડિયાંની ફોરૂં સાહેલી મારી ચૂંદડીમાં રે.

[ રઢિયાળી રાત—૨ ]

## અબોલડા શેના !

શેના લીધા મોરા શ્યામ,
અબોલડા શેના લીધા રે !
શેના લીધા દીનાનાથ,
અબોલડા શેના લીધા રે !
દિલડામાં રહી જાશે દાઘ,
અબોલડા શેના લીધા રે !
હૈયામાં રહી જાશે હામ,
અબોલડા શેના લીધા રે !
—શેના૦

ઉતારા દેશું ઓરડા રાજ !
દેશું મેડી કેરા મોલ—અબોલડાં૦

[ રઢિયાળી રાત—૨ ]

## -સંતાકૂકડી

[ પતિપત્ની અરસપરસ આમોદ કરતા કરતાં કલ્પનાની અંદર સંતાકૂકડીની રમત રમે છે. સ્વામી પોતાની પ્રિયતમાને હરકોઇ સ્થળે, ચાહે તે વેશમા પણ પકડી પકડીને મીઠી ખીજ ઉપજાવવા મથે છે. ]

લવિંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો !
ફૂલ કેરી દડૂલીએ સીતાએ વેર વાળ્યાં જો !

રામ તમારે બોલડિયે હું નદીએ નાણું થાઈશ જો !
તમે થશો જો નદીએ નાણું હું ધોબીડો થઈશ જો !

રામ તમારે બોલડિયે હું [1]પરઘેર દળવા જઇશ જો !
તમે જશો જો પરઘેર દળવા, [2]હું ઘંટુલો થઇશ જો !

રામ તમારે બોલડિયે હું પરઘેર ખાંડવા જઇશ જો !
તમે જશો જો પરઘેર ખાંડવા, હું સાંબેલું થઇશ જો !

રામ તમારે બોલડિયે હું રણની રોઝડી થઇશ જો !
તમે થશો જો રણની રોઝડી, હું સૂડલિયો થઇશ જો !

રામ તમારે બોલડિયે હું જળ—માછલડી થઇશ જો !
તમે થશો જો જળ—માછલડી, હું [3]માછીડો થઈશ જો !

રામ તમારે બોલડિયે હું આકાશ—વીજળી થઇશ જો !
તમે થશો જો આકાશ—વીજળી, હું મેહુલિયો થઈશ જો !

---

૧. પાઠાન્તર : ' પરઘેર ઘંટી થઈશ જો !'
૨. „ : ' હું ટંકારો થઇશ જો !'
૩. ' માછીડો ' કરતાં ' જળમોજું ' વધુ દીપે છે.

રામ ! તમારે બોલડિયે હું બળીને ઢગલો થઈશ જો !
તમે થશો જો બળીને ઢગલો, હું ભભૂતિયો થઈશ જો !

[ રઢિયાળી રાત—૩ ]

## દૂધે તે ભરી

[ જાણે મોતી જડયાં હોય એવી ઝગમગતી, કોઈ દૂધ-શા મીઠા નીરના સરોવરની પાળે, કોઇ એક સુંદર જળાશયને તીરે, યુવાન-યુવતીનું પહેલું મિલન થતું કલ્પાય છે. ઈશ્વર અને પાર્વતીનો જ પરિશુદ્ધ ભાવ અખંડિત રાખીને અહીં વર-કન્યાના આચરણની સરસ મર્યાદ બંધાય છે. મળ્યાં : ઓચિંતો વિનોદ થયો : વૈશાખ માસની ઝમકતી ઋતુમાં પરણવાના કોલ પણ દેવાયા : ]

દૂધે તે ભરી રે તળાવડી, મોતીડે બાંધી પાળ,
ઇશવર ધોવે ધોતિયાં, પારવતી પાણીની હાર.
હળવાં તે ધોજો ઇંશવર ધોતિયાં ! છંટાશે મારાં ચીર,
અમ ઘેર દાદોજી રિસાળવા, માતા મારી દેશે ગાળ.
નહિ તારો દાદોજી રિસાળવા, નહિ દેશે માતા તારી ગાળ,
આપણ બેય મળી પરણશું વૈશાખ મહિના માંય.

[ ચુંદડી—૧ ]

## દાદા ! વર જોજો કાંઇ

[ કવિત્વભરી વાણીમાં પ્રશ્નોત્તર જ્ઞાતિની કુમારિકાએ ગુણોનું ઝીણું વર્ણન કર્યું. જગતની ઉત્તમ જોડ-લીઓ ગણી બતાવી: પતિ દેરા માયલો દેવ ને પોતે પૂતળી: પતિ વાડી માયલો મોરલો ને પોતે ઢળકતી ઢેલડી: પતિ આષાઢીલો મેઘ અને પોતે ઝબૂકતી વીજળી : પતિ ચંપાફૂલનો છોડ ને પોતે ચંપા-પુષ્પની-પાખડી. ]

કન્યા દાદાજીને ખોળે બેઠાં એમ ભણે રે
દાદા ! વર જોજો કાંઇ દેરા માયલો દેવ રે
કન્યા દેરાસર પૂતળી રે

કન્યા કાકાજીના ખોળે બેઠાં એમ ભણે રે
કાકા! વર જોજે કાંઈ વાડી માયલો મોર રે
કન્યા ઢળકતી ઢેલડી રે

કન્યા મામાજીના ખોળે બેઠાં એમ ભણે રે,
મામા! વર જોજે કાંઈ અષાઢીલો મેઘ રે
કન્યા ઝબૂકણુ વીજળી રે

કન્યા વીરાજીને ખોળે બેઠાં એમ ભણે રે,
વીરા! વર જોજે કાંઇ ચાંપલિયાનો છોડ રે
કન્યા ચંપાસર પાંખડી રે.

દાદા! દરશણુ લાગ્યો દેરા માયલો દેવ રે,
દરશામણુ લાગી પૂતળી રે.

કાકા! ખેલણુ લાગ્યો વાડી માયલો મોર રે,
ખેલામણુ લાગી ઢેલડી રે.

મામા! વરસણુ લાગ્યો આષાઢીલો મેઘ રે,
ઝબૂકણુ લાગી વીજળી રે.

વીરા! સોરમ લાગ્યો ચાંપલિયાનો છોડ રે,
સોરંભે લાગી પાંખડી રે.

[ ચૂંદડી–૧ ]

## કુંવારી ચડી રે કમાડ

[ પછી જાણે કે વડીલોએ પુછાવ્યું . ઓ બહેન! તારું અંતર ક્યાંયે ઠરેલું છે? તે વર્ણવ્યા પ્રમાણેનો કોઈ વર ક્યાંયે દીઠો છે? અથવા તું જોઇ રાખીશ? ]

દીકરી પોતાનો કંથ પસંદ કરવાને વિષે ઓરડાને બારણે ચડી ઊભી ઊભી નિહાળે છે એણે તો જાણી મૂકો હતો તે જ જોયો. એ 'વહુવારિયા' અર્થાત પ્રવીણ વરની વાતો ચલાવી : શામા શામા પ્રવીણ! રમતમાં પ્રવીણ . Sportsman : અટપટી બજારમાંથી પણ ગેડી વડે દડો કાઢી જાય। ભણતરમાં પ્રવીણ'

સુંદર મરોડદાર અક્ષરો કાઢનારો : જમવામાં ચતુર–ગંદો, ગોબરો કે અકરાંતિયો નહિ : પ્રિયદર્શી–સરોવરમાં સ્નાન કરતાં જેના માથાની સુંવાળી કાળી ચોટલી શોભી ઊઠેલી : અને લક્ષ્મીનાં લેખાં કરવામાં પ્રવીણ–વેપારી : એવો સુલક્ષણો સ્વામી મને પરણાવજો । ]

*કુંવારી ચડી રે કમાડ સુંદર વરને નીરખવા રે
દાદા મોરા એ વર પરણાવ, એ વર છે વેંવારિયો રે
[1]ધીડી મોરી ક્યાં તમે દીઠા ને ક્યાં તમારાં મન મોહ્યાં રે
રમતો'તો બવળી બજાર, દડૂલે મારાં મન મોહ્યાં રે
કુંવારી ચડી રે કમાડ, સુંદર વરને નીરખવા રે
વીરા મોરા એ વર જોજે, એ વર છે વેંવારિયો રે
બેની મોરી ક્યાં તમે દીઠા, ને ક્યાં તમારાં મન મોહ્યાં રે
ભણતો'તો ભટની નિશાળે, અક્ષરે મારાં મન મોહ્યાં રે
કુંવારી ચડી રે કમાડ, સુંદર વરને નીરખવા રે
કાકા મોરા એ વર જોજે, એ વર છે વેંવારિયો રે
ભત્રીજ મોરી ક્યાં તમે દીઠા, ને ક્યાં તમારાં મન મોહ્યાં રે
જમતો'તો સોનાને થાળે, કોળીડે મારાં મન મોહ્યાં રે

ચૂંદડી—૧ ]

* પ્રશ્નોત્તર ગીત : આંહીં પાઠ ફરી ગયા.

*સોય રંગ રમે રે કુંવારાં કન્યાજી એમ ભણે રે
દાદાજી મુજ પરણાવો, એ વર છે વેંવારિયો રે
કહો દીકરી ક્યાં દીઠા, શેણે તારાં મન મોહ્યા રે
રમતા'તા બંશરી બજાર દડૂલે મારાં મન મોહ્યાં રે

* * *

જમતા'તા શાક ને દાળ, ચતુરાઈએ મન મોહ્યાં રે

* * *

ઝીલતા'તા સરોવરની પાળ, ચોટલે બાઈના મન મોહ્યાં રે

* * *

બેસતા'તા મેડી ને મોલ, લક્ષ્મીનાં લેખાં કરે રે.

૧. દીકરી. ૨. અટપટી. ૩ ભોજનને કોળિયે.

## મામેરાં-વેળા

[1]વીરા ! ચાંદલિયો ઊગ્યો ને હરણ્યું આથમી રે
વીરા ! કયાં લગણ જોઉં તમારી વાટ
મામેરાં-વેળા વહી જશે રે

*બેની ! પાટણ ગ્યો'તો પટોળાં વોરવા રે
બેની ! પાટણમાં પડી'તી હડતાળ
અમદાવાદ ગ્યો'તો વોરવા રે

વીરા ! ચાંદલિયો ઊગ્યો ને હરણ્યું આથમી રે
વીરા કયાં લગણ જોઉં તમારી વાટ રે !
મામેરાં વેળા વહી જશે રે

*બેની ! ચીતળ ગ્યો'તો ચૂંદડી વોરવા રે
બેની ! ચીતળમાં પડી'તી હડતાળ
અમદાવાદ ગ્યો'તો વોરવા રે
[ ચૂંદડી—૧ ]

---

૧ ચંદ્રોદય વખતે જ મૃગશીર્ષ નક્ષત્રનો અસ્ત થાય તે બતાવે છે કે માસ વૈશાખ હશે.

* પાઠાન્તર :
બેની ! દોશીડાને હાટે ઘોડો હલકિયો રે
બેની ! ઘરચોળા વસાવતા લાગી વ૨ રે
મામેરાં વેળા હવે થાશે રે !
બેની ! સોનીડાને હાટે ઘોડો હવકિયો રે !
બેની ! ઝુમનણા વમાવવા લાગી વાર રે
મામેરા વેળા હવે થાશે રે !

## દાદાને આંગણ આંબલો

[ પિતાના આંગણનો ઘેરગંભીર વડલો તજવાની વેળા આવી પહોંચી. અને પંખીણી જેવી પુત્રી પિતાની ક્ષમા માગવા લાગી ]

દાદાને આંગણ આંબલો, આંબલો ઘેર ગંભીર જો,
એક તે પાન મેં ચૂંટિયું, દાદા ગાળ નો દેજો જો,
અમે રે લીલા વનની ચરકલડી, ઊડી જાશું પરદેશ જો,
અમે લીલા વનની ચરકલડી, ઊડી જાશું પરદેશ જો,
આજ દાદાજીના દેશમાં, કાલે જાશું પરદેશ જો,
દાદાને વાલા દીકરા, અમને દીધાં પરદેશ જો !

[ સુંદરી—૨ ]

## સૂતાં તે સપનાં લાગીયાં

હું સૂતી રે મારા રંગ રે મોલમાં
સૂતાં તે સપનાં લાગીયાં જી રે !
ઊંડાં જળહળ રે મેં તો સપનામાં દીઠાં
માન સરોવર ભર્યાં દીઠાં જી રે !
આંગણે હસ્તી રે મેં તો સપનામાં દીઠા
કુંભ કળશ ત્યાં ભર્યા દીઠા જી રે !

મેડીએ દીવડો રે મેં તો સપનામાં દીઠો
કંકુ કેસર કેરાં છાંટણાં જી રે !
સૂતા જાગો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ઉકેલજો જી રે !
ઊંડાં જળહુળ રે ગોરી મૈયર તમારું
માન સરોવર તારું સાસરું જી રે !
આંગણે હસ્તી રે ગોરી વીરો તમારો
કુંભ કળશ તારાં કુળનાં જી રે !*
આંગણે આંબલો રે ગોરી સસરો તમારો
જાય જાવંત્રી સાસુ તારી જી રે !
મોતીના ચોક રે ગોરી કંથ તમારો
લીલી હરિયાળી નણંદ તમારી જી રે !
મેડીએ દીવડો રે ગોરી કુંવર તમારો
કંકુ કેસરીઆં વવારું તમારાં જી રે !
ઘણું જીવજો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ભલા કર્યા જી રે !

અન્ય પુસ્તકમાં એક સ્વપ્નું વધુ બોલાય છે.

મેં તો જાણ્યું રે ઘર વચ્ચે ગહુળી શી પૂરી
લીલુડાં તોરણ બંધાઇ રહ્યાં રે
ઘર વચ્ચે ગહુળી તે ગોરી દીકરી તમારી
લીલુડાં તોરણ જમાઈ તારો રે
[ ચૂંદડી—૧ ]

* આહીં સુધી તો સ્વપનાંને પિયર તેમ જ સાસરું એક સાથે ઘટાવાય છે, પણ તે પછી એ સંકલના [illegible]ટે છે. મૂળ ગીત ખંડિત સ્વરૂપે રહ્યું દીસે છે.

## સંભરિયા

[ અત્યાર સુધીના લગભગ બધા મળતા આવતા છંદોની એકતાનતામાં દોમળિયા નામનું આ વૃત્ત વિવિધતા આણે છે. નાદને હિસાબે આ કાવ્ય અન્ય સર્વથી ચડે છે. શબ્દ-ગૂંથણી શુદ્ધ ડીંગળી છે, અને એટલી બધી સહજ રીતે આવી ગઇ છે, કે પ્રયાસની તાણ્ નું સ દેખાતી નથી. તોપ-ગોળાની ગતિએ શબ્દો વાયુમાં હિલ્લોલ લેતા ચાલે છે; પરંતુ કમભાગ્યે આની બાર કડીઓમાંથી ફક્ત ચાર જ કે જે ધ્રાંગધ્રા પંથકના બે મોતીસર ભાઈઓને કંઠે હતી, તે ભાવનગર કવિ શ્રી પીંગળસિંહભાઈને ઘેર તેઓનો ભેટો થઈ જતા પ્રાપ્ત થઇ. બાકીની આઠ તેઓના ચોપડામાં છે. પ્રયાસ કરવા છતાં હજુ તે હાથ લાગી નથી. કોઈ મામૈયા નામના મોતીસરે એના આશ્રયદાતા ચારણ અજુભાઇ નથુભાઇની સ્મૃતિમાં આ મરશિયા રચ્યા છે. કવિ કે દાતાનાં ગામની ખબર નથી. મોતીસર નામની એક ભચક કોમ છે. એની ઉત્પત્તિ વગેરે માટે પ્રવેશકમાં જોવું. ]

રાગ ઝકોળા સાત રસ
તાલ ઠણુંકા તાલ
કાવા પાવા કેસરા,
ઘર આવો અજમાલ !

[ રંગ રાગની રેલમછેલ બોલે છે. સાતે રસ લેવાય છે, નાચ ગાનના તાલ ઠમકાર ચાલે છે. એવા દિવસોમા કેસરીઆ કાવા પિવડાવવા માટે હે અજુભાઇ ! તમે ઘેર આવો !

વધ વધ ખટ રત વરણવાં,
અવધ કરે દન આજ,
સેલ [1]તણી પર સરળકે,
રંગભીનો નથરાજ.

[ આજના દિવસની અવધિ કરીને હું એક પછી એક છ ઋતુ વર્ણવું છું. આ વખતે મને રંગભીનો નથુભાઈ (અજુભાઇનો પિતા) રહેલ કરાવે છે.

બાપૈયા મુખ બોલિયા,
પિયુ ! પિયુ ! પરવેશ,
અણ રત તું અજમાલરો,
સાંભરિયો અલણેશ.

[ બપૈયા મુખથી પિયુ ! પિયુ ! બોલ્યા એવી ઋતુમા અજુભાઈનો પુત્ર આલેભાઈ યાદ આવ્યો. ]

---

૧. તેની ઉપર.

આષાઢ

ગરદે મોર ઝિંગોરિયા,
મ્હેલ થરક્કે માઢ;
[1]વરખારી રત [2]વહણુવાં,
આયો ઘઘૂંબ અષાઢ.

[ ગિરિ પર મોરલા ઝીંગોર્યા. મહેલ ને મેડી ચડકારા ( પડછંદા ) દેવા લાગ્યા. હું વર્ષાની ઋતુ વર્ણવું છું. ઘઘુંબીને અષાઢ આવ્યો. ]

: છંદ-દોઢળિયા :

આષાઢ ઘઘૂંબીય લૂંબીય અમ્બર,
વદ્દળ ઐવળ ચોવળિયં,
મ્હેલાર [3]મહેલીય [4]લાડગેહેલીય,
નીલ છલે ન ઝલે નળિયં;
[5]અંદ્ર ગાજ અગાજ કરે ધર ઉપર,
અંબ નયાં સર ઉભરિયાં;
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરિયા;
જીય ! સોય તણી રત સંભરિયા,
મુને સોય તણી રત સંભરિયા.

[ આષાઢ ઘઘુંબ્યો. આસમાન લુંબઝુંબ થઇ રહ્યું. વાદળાં ઍવડાં ને ચોવડાં બંધાયાં. મહેલ મહાલ્યો લાડ-ઘેલાં બન્યાં નીર. ]

---

૧. વર્ષાની ૨. વર્ણવું. ૩. આ કાવ્યમાં ' ઘઘુંબીય ' ' લુંબીય ', ' ગેહેલીય ' વગેરે શબ્દોને અંતે 'ય' આવે છે તે અક્ષર કેવળ અનુપ્રાસ આણવા માટે જ લગાડાય છે, અર્થશૂન્ય છે. ૪. લાડઘેલી ચારણી સાહિત્યમાં 'ઘ' ને બદલે 'ગ' નો ઉપયોગ વિશિષ્ટ નાદ-વૈભવ નિપજાવવા માટે થાય છે : દૃષ્ટાંત

પાછા પેસે ના, ગજ દંતૂશળ ગેલીઆ !

[ હે (ઘેલીઆ) ઘેલાશા ! હાથીના દંતૂશળ પાછા ન પેસે. ]

૫. ઇંદ્ર.

નળિયાંમાં ન ઝીલી શકાય તેટલાં બધાં છલકયાં. ધરતી પર ઇંદ્ર ગાજવીજ કરવા લાગ્યો. સરોવરોમાં નવાં પાણી ઊભરાયાં. એવી ઋતુમાં મને નથુભાઇનો કુંવર આલણભાઈ સાંભરી આવ્યો. ]

શ્રાવણ

નવ ખંડ નીલાણીય પાવન પાણીય
વાણીએ દાદૂર મોર વળે,
શવદાસ ચડાવણ પૂંજય શંકર
શ્રાવણ માસ જળે સલળે,
પ્રયનાર કરે નત નાવણ પૂજય
શંકરરાં વ્રત મદ્ધરિયાં;
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
ગોય તણી રત સંભરિયા.

[ નવે ખંડ લીલા થઈ ગયા પૃથ્વી પાણી વડે વિશુદ્ધ થઈ ગઈ છે દેડકા ને મોરલાને ફરી વાર વાચા ફૂટી છે. શિવના ભક્તો શંકરને પૂજા ચડાવી રહ્યા છે શ્રાવણ માસ જળ ભરપૂર બન્યો છે પુરુષો ને નારીઓ નિત્ય પૂજા માટે સ્નાન કરે છે શંકરના વ્રત સુધરે છે. એ ઋતુમાં. ]

ભાદરવો

રંગ ભાદ્રવ શામ ઘટા રંગ રાતોય,
રંગ નીલમ્બર શ્વેત રજે,
ફળ ફુલ અપ્રમ્બળ કમ્મળ ફેલીય,
વેલીય નેક અનેક વજે.
[1]પરિયાં દન સોળ ક્રિલોળમે [2]પોખત
[3]કાગ-રખી મુખ [4]ક્રમ્મ કિયા,
અજમાલ નથુ તણુ કુંવર આલણુ,
ગોય તણી રત સંભરિયા.

[ ભાદરવા મહિનામા કાળા રંગની ઘન ઘટા બની અંબર (આકાશ) રાતા, નીલ અને શ્વેત રંગો ધારણ કરવા માંડ્યુ. ફળ-ફૂલનો અઢળક ફાલ ઊતર્યો અનેક વેલીઓ શોભવા લાગી માસના છેલ્લા સોળ દિવસ સુધી પૂર્વજોને શ્રાદ્ધ નાખીને કિલ્લોલ સાથે પોષવામા આવે છે કાગ-ઋષિઓ (કાગડા)ને મોંએ અન્ન આપી લોકો ધર્મ કરે છે એ ઋતુમા ]

---

1 પિતૃઓ. 2 પોષે છે 3 કાગડા ઋષિઓના અવતાર મનાવા લાગે છે 4 ધર્મ.

આસો

અન્ન સાત પકાયાય, આસોય આયાય,
નીર ઠેરાયાય નીતરિયાં,
જળ ઉપર કમ્મળ રૂપ ખીલે જ્યમ,
પાવશ દેહ પલ્લાતરિયાં;
મછ છીપ તણી રત જામત મોતીએ,
ઠીક ઝળુમળ નંગ થિયા;
અજમાલ નથુ તણ કુંવર આલણ,
ચોય તણી રત સંભરિયા.

[ સાત જાતનાં અન્ન પાકયા આસો માસ આવ્યો. મેના પાણી ચંળીને નીતરી ગયાં. જળ ઉપર કમળો ખીલ્યા........આ ઋતુમા છીપોની અંદર મોતી બન્યાં. ઝળહળતા સરસ નંગ (મોતી) પાકયાં. એ ઋતુમાં......]
[ ઋતુ-ગીતો ]

## જોબનિયાને રાખો

[ દીપણી દીપવા મજૂરો ગાય છે. હે માનવીઓ ! જોબનિયું સાચવીને રાખો. જીવતરના હુલ્લાસને વેડફો ના. ]

*

જોબનિયું આજ આવ્યું ને કાલ્ય જાશે
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૧
જોબનિયાને માથાના અંબોડામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૨
જોબનિયાને પાઘડીના આંટામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૩
જોબનિયાને આંખ્યના ઉલાળામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૪

જોબનિયાને હરખના હિલોળામાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૫
જોબનિયાને હાથની હથેળીમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૬
જોબનિયાને ઘાઘરાના ઘેરમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૭
જોબનિયાને પગની પાનીમાં રાખો
જોબનિયું કાલ્ય જાતું રે'શે ! ૮

[ રઢિયાળી રાત-૪ ]

## ના છડિયાં હથિયાર

[ 'મુરુભા ! હથિયાર છોડવાનું મન થાય છે ?'
''હવે હથિયાર છોડું ! કિનારે આવીને બૂડું ! અટાણે તો દેવાવાળું ગીત મોંયે ચડે છે.'
' ધીરે કંઠે મુણું ગાવા લાગ્યો : ]

*ના છડિયાં રે હથિયાર અલાલા બેલી !
મરણુંજો હુકડી વાર, દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં હથિયાર !

[ હથિયાર નહિ છોડીએ. અલ્લા અલ્લા કરો ઓ ભાઈઓ ! એક વાર મરવું તો છે જ. દેવોભા કહે છે કે ઓ વંકડા મરદ મુરુભા ! આપણે હથિયાર નહિ છોડીએ. ]

પેલો ધીંગણો પીપરડીએ કિયો ઉતે
કીને ન ખાધી માર, દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર !

[પહેલું ધીંગાણું પીપરડીનું કર્યું ત્યાં કોઈએ માર ન ખાધો. ]

હેબટ લટૂરજી વારું રે ચડિયું બેલી !
જસ્તી માછરડેજી ધાર, દેવોભા ચેતો,
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર.

[ હેબટ લટૂરની ફોજ ચડી, ત્યારે માછરડાની ધાર પર ચડયા ]

જોરો રફલ હણે છાતીએ ચડાયો નાર
હેબટ લટુર મુંજો ઘા ! દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર.

[ જોરાળી રાયફલ છાતીએ દેવાએ ચડાવીને કહ્યું કે જોઈ લેજે હેબટ લટૂર ! મારો ઘા કેવો થાય છે ]

ડાબે તે પડખે ભેરવ બોલે જુવાનો !
ધીંગાણેમેં લોહેંજી ધમસાણ, દેવોભા ચેતો-મુરૂભા૦

[ ડાબી બાજુએ ભેરવ-પક્ષી બોલ્યું છે, માટે આજ તો ધીંગાણામા લોહાનાં ધમસાણ બોલશે. આજ મરશું એવાં શુકન દેખાય છે. ]

* ના છડિયાં તલવાર ! અલા લા બેલી !
મરણેજો હકડી વાર ! દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર.

[ સોરઠી બહારવટિયા-૨ ]

---

* કીનકેઈડ આનું ભાષાન્તર કરતાં લખે છે :

Here is a quartrain that was supposed to have been chanted as the storming party came up and from its spirit, might have been sung on the banks of the proud Eurotas.—

'Hear the brothers Manik say.
'Fame or death be ours to-day,
'Captives we shall never be,
'Death may find, but find us free.'

## સૂરજ-ચાંદડું-વ્રત

: ૧ :

આષાઢની અજવાળી અગિયારશે શરૂ થાય.

સૌભાગ્યવતી હંમેશ સૂરજની પૂજા કરે :

સાડાચાર મહિના એક ટંક જમે :

પિત્તળના થાળી-વાટકામાં ન જમેઃ પતરાવળામાં જમે.

વરસાદને લઈને સૂરજ ન ઊગે એટલા દિવસના અપવાસ પડે.

ઉજવણામા કાંસાનું પદ આપે, રૂપાનો સૂરજનો રથ ને સોનાની સૂરજની મૂર્તિ ને રૂપાનો ચાંદો બ્રાહ્મણને આપે.

વ્રતની કથા આમ કહેવાય છે :

[ આ વાર્તા ગુજરાત તરફ કહેવાય છે ]

*

સૂર્યનારાયણ હતા.
સૂર્યનારાયણની માએ સૂર્યનારાયણને કહેવા માંડ્યું.
ભાઈ, ભાઈ, તમે પરણોને.
મા, મારે પરણે ઘણું સંકટ થશેને,
ભાઈ, મારે વૃદ્ધપણું થયું છેને
મારાથી કાંઈ કામ નીપજતાં નથીને
માટે તમે પરણોને.

ત્યારે કહેઃ વારુસ્તોને,
આપણા જોડના વનમાં એક રન્નાદે છેને;
એક ડાસી છેને,
તમે ત્યાં જઈ કહી આવોને,
'તમારી રન્નાદેને સૂર્યનારાયણ જોડે પરણાવશોને?

માએ તો જઈને કહ્યું છે ને
ડોશીએ તો જવાબ દીધો છેને કે—
'ત્યારે તમારા સૂર્યનારાયણ પૃથ્વી પરકંમા કરવા જાયને,
'મારી રન્નાદે ઊગતાંને આથમતાં સુધી ભૂખે મરેને.'

ત્યારે કહે છે, સારુંને,

સૂર્યનારાયણ ઊગીને આવ્યા.
પોતાની માને પૂછવા લાગ્યા.

'ભાઇ, મને તો ના કહીને,
એ ને એમ કહેવા લાગ્યાં કે,
ઊગતાં ને આથમતાં ભૂખે મરે ને?'

સૂર્યનારાયણે કહેવા માંડયુંને
આપણાં માગાં પાછાં ઠેલ્યાંને,
આપોઆપ હા કહેડાવું ને!

એમણે તો તડકા ને તાપ મેલ્યાને,
માણુસ આકળવીકળ કર્યાંને
કોઠીઓ કલાડાં ભાગી ગયાંને
તાવડીઓ તૂટી ગઈને
રન્નાદેની માની તાવડી ભાંગી ગઇને
રન્નાદેને એમની માએ પૂછવા માંડયુંને,
બેન, આપણે કોઈની તાવડી ખપે નહિને,
ભાખરી સારું તાવડી માટે
સૂર્યનારાયણની માને ઘેર જાવને.

રન્નાદે તો સૂર્યનારાયણને ઘેર ગયાંને,
અમને તમારી તાવડી આલોને,

આંન, આંન, તારે મોઢે વાત કરીએ તો તું શું જાણે રે ?
તારી માને મોકલને !
રન્નાદે તો ઘેર પાછા ગયાને,
મા, મા, મને ના કહીને,
આન, તું શરત આેઢમા શું જાણુંને,
રન્નાદેની મા સૂર્યનારાયણને ઘેર ગયાંને
'તમારી તાવડી આલોને,'
'ત્યારે ભાડી હીંકરી, લઉ દીકરી'
ત્યારે કહે 'વારૂસ્તોને'
હું રન્નાદેને મોકલુ છુને,
રન્નાદે તો તાવડી લેવા ગયા છેને,
રોટલા ઘડી તાવડી પાછી મોકલે છેને
આકાશમાથી એ સાંઢીઆ સૂર્યનારાયણે મોકલ્યાને,
બીક લાગીને હાથમાથી તાવડી સરી પડીને,
ત્યારે રન્નાદે વીલે મોઢે ઘેર ગયાને,
'મા, મા, તાવડી ભાંગી ગઈને,
ત્યારે આંન કશી ફિકર નહીને,
શરતે પેઠીશું ને
ડોશી તો ડોશીને કહેવા ગયાં ને
'તમારી તાવડી ભાંગી ગઈને,'
'ત્યારે બોલ્યાં હો તે કબૂલજેને.'

૨

સૂર્યનારાયણ ઊગીને આવ્યાને,
બાઈ, તાવડી તો ભાગી ગઈને,

તમારા તો વિવાહ થયાને
પેઠણુ થઈને,
વિવાહ નક્કી કર્યોને,
સૂર્યનારાયણુની આ તો કહુવા ગયાંને,
'મારા સૂર્યનારાયણુ તો પરણુવા આવશેને,
'તમારી જાદવ કુળની જાન,
મારે કશી સગવડ છે નહિને.
'વડીઓ પાપડની સોરામણુ રાખવી નહિને,
પીરસાં રાંધવાની સોરામણુ રાખવી નહિ,
સૂર્યનારાયણુ પાસે અક્ષેપાતર છેને,
પાંચે પકવાન ઉભારાશેને
નાતજાતો જમી રહેશે ને.
સૂર્યનારાયણુ લગ્ન નિરધારી પરણુવા આવ્યાને,
એમને ઘેર તો તેત્રીશ કરોડ દેવ લઈને આવ્યાને,
રન્નાદેને મંડપમાં પધરાવ્યા છેને,
ચારે મંગળ પરિપૂર્ણ થઇ રહ્યાંને,
જાન તો ભાવતાં ને ફાવતાં જમે છેને,
તેને કશી ન્યૂન નથીને,
રન્નાદેની માએ મળી એવી યથાશક્તિ પહેરામણી આપી,
રન્નાદેને વિદાય કર્યાં ને.

: ૩ :

ત્યારે સૂર્યનારાયણુ ઘેર આવ્યાને
ત્યારે તેમણે જ ઊગવા જવા માંડયુંને
રન્નાદેએ કહ્યું : 'આકરતું પાણી પીતા જાવને.
મારે જમવાની છૂટી થાય ને.'
'હું તો જગતનો પિતા કહેવાઉ ને

'મારે તો કીડીથી કુંજર સુધી પૂરું કરવાનું ને
'મારાથી જમાય નહિને '
સૂર્યનારાયણુ તેમ કરી ઊગવા ગયાને,
ત્યારે રન્નાદેએ વિચાર કર્યોને
'એ કીડી કુંજરનું પૂરું કરે છેને
આજે આપણે નેટુ જોઇએને.'
એક કીડી હશેને,
જતી'તી તે ડાબલીમાં નાખીને.
રન્નાદેએ નાહી ધોઇને ચોખાનો કપાળમાં ચાંલ્લો કર્યો હતોને,
જેવી ડાબલી અડકાવા જાય છે
તેમ ચોખાનો દાણો ડાબલીમાં પડી ગયોને
તેમણે તો કોઠીમાં ડાબલી સંતાડી દીધીને,
સૂર્યનારાયણુ તો આથમીને ઘેર આવ્યાને
ત્યારે એમણે તો પૂછવા માંડયું
'તમે બધાનું પૂરું કર્યું ?'
'હા; હું તો બધાનું પૂરું કરીને આવ્યોને.'
'કીડીથી કુંજર સુધી કર્યું છેને ?'
'તમારી જાણમાં હોય તો લાવોને ?.'
ત્યારે પેલાં તો ધાયાં ધાયાં ડાબલી લઈને આવ્યાંને,
ઓળ છ'પે ડાબલી ઉઘાડી જોઇને
કીડી ચોખાનો દાણો ખાતી'તીને
ધીમી રહીને ચોખાનો દાણો વેગળો મેલ્યોને,
ત્યારે સૂર્યનારાયણુને ડાબલી બતાવી,
તેમણે તો ઉઘાડી ને જુએ તો કીડી મહીં ભૂખી છેને
ત્યારે સૂર્યનારાયણે કહેવા માંડ્યું,
એ તો કીડી ચોખાનો દાણો ખાતી'તી તે તમે આઘો મેલ્યોને

'ત્યારે જે થાય તે તમે બંધુ જાણો છો?'
'હું તો બધુયે જાણું ને'
'આપણી પડોશણનાં છાણાં કોણે લીધાં છે ને?'
'થોડા બોલી લઈ જાય છે ને,
વત્તાબોલીને માથે પડે છે ને'
સૂર્યનારાયણ તો ઊગવા ગયા ને,
ત્યારે પેલી તો સહિયરો પાણી ગયાં ને,
તેમની જોડે રન્નાદે પાણી ગયાં છે ને,
અલી ઓ આમ આવ, તને વાત કહું ને?
તારાં છાણાં પેલી વત્તાબોલી નથી લઈ જતી
પણ થોડા બોલી લઈ જાય છે ને.
તું વત્તાબોલીને ગાળો ભાંડીશ નહીં ને.
તને કોને કહ્યું ને?
મને મારા સૂર્યનારાયણે કહ્યું છે ને.
પેલાં તો કટમકટા લડવા માંડયું ને
સામાસામી ગાળો ભાંડે છે ને,
પાંચ પચાસ ગાળો સૂર્યનારાયણને ભાંડી છે ને.
સૂર્યનારાયણ ઊગીને ઘેર આવ્યા ને,
તમે ચાડી ખાધી ને,
મને ગાળો ભંડાવી ને,
માટે તમને શાપ દઉં છું ને,
તમે બૈરાંના પેટમાં વાત નહિ ટકે ને,
તમે ભભડતાં ભભડતાં રહેશો ને,
સંતોષ ને સબૂરી નહિ વળે ને.

૪

એક દહાડો સૂર્યનારાયણું જમ્યા,

ને બે ગ્રાસ રહ્યા છેને;
એક ગ્રાસ સાસુ ખાય છે,
એક ગ્રાસ રન્નાદે ખાય છે;

સૂર્યનારાયણે માને પૂછવા માંડ્યુંને
મા, મા, કેમ સુકાયાં છોને,
ભાઈ, ઘરની વાત જાણો છોને,
તમારે કશું અજાણ્યું નથીને,
જુઓ, મારે પરણે બહુ દુઃખ આવ્યુંને
ભાઈ, કશીયે ફિકર નહિને.

રન્નાદે એક દહાડો કરગરીને કહેવા લાગીને
હવે ભાઈશાબ શાપના અનુગ્રહ કરોને,
બધું ય દુઃખ વેઠાય પણ ભૂખનું દુઃખ વેઠાતું નથીને
એક ગ્રાસ તમારી મા ખાય છે,
ને એક ગ્રાસ હું ખાઉં છુંને,
માટે હવે મને અનુગ્રહ કરોને,
તમે મારું વ્રત કરોને,
તમારું વ્રત હું જાણતી નથીને !
સવાત્રણ શેર ચોખાનો લોટ
સવાશેર ઘી
સવાશેર ખાંડ

એણા ફીણીને લાડુ કરો
રૂપાનો રથ કરાવો,
સૂર્યનારાયણની મૂર્તિ કરાવો,
એક પાત્રમાં કંદિયું મેલીને,
મંદિરમાં અર્પણ કરોને,
તો તમને સંતોષ વળશેને.

: ૫ :

પછી રન્નાદેએ વ્રત કર્યું'ને
છ મહિના વ્રત, વાત સાંભળીને ખાવાનું'ને
એમને તો એક દિવસ વાત સાંભળનાર મળે નહિને,
વનમાં ગૌતમ ઋષિ બેઠા'તાને,
ઋષિના શાપે અહલ્યા શલ્યા હતાંને
તે શલ્યા અગાડી ઋષિ બેઠેલા છેને,
ત્યાં આગળ રન્નાદે વાત કહેવા ગયાંને,
શલ્યા હતાં તે અહલ્યા થઈ ગયાંને
બીજે વને ગયાંને
સીતારામ બેઠાં'તાને
ત્યાં આગળ સીતારામને વાત કરીને,
સીતામાતાએ વ્રત કર્યાંને,
વનવાસ છોડી અયોધ્યા ગયાંને,
અયોધ્યાની ગાદીએ બેઠાંને.
દુઃખના માર્યાં તારામતી પાણી ભરતાં'તાંને
હરિશ્ચંદ્ર રાજા પરઘેર મજૂરી કરતા'તાને
હરિશ્ચંદ્રરાજા. તારામતી અને રન્નાદે ત્રણે બેઠાં છે ને
રન્નાદેએ વાત કહીને
એમના દુઃખના દહાડા નિવારણ થઇ ગયાને
સૂર્યનારાયણની સહાયતાએ
એમને એમનાં અમરરાજ મળ્યાંને.
રન્નાદે ઘેર આવ્યાંને.
સૂર્યનારાયણે અખેપાત્ર સામું જોયું'ને,
એમને મનમાં વિચાર થયોને
રન્નાદેને નજર જમાડયાની વરતી છે ને

એની કૃપાદૃષ્ટિથી અખેપાત્રમાં અન્ન ઉભરાયાંને
રિદ્ધસિદ્ધિ બે બારણે થઇ રહીને,
સૂર્યનારાયણનાં કરેલાં વ્રત પરિપૂર્ણ થયાંને
જય સૂર્યનારાયણ !
દેવને ફળ્યાં.
એવાં માનવીને ફળજો.

[ કંકાવટી-૨ ]

સ્વ. વલ્લભભાઇ પટેલ
શ્રી. કાકા કાલેલકર
,, કિશોરલાલ ઘ. મશરૂવાળા
,, મંગળદાસ પકવાસા
,, અમૃતલાલ દલપતભાઇ શેઠ
,, કૃષ્ણલાલ મો. ઝવેરી
,, ગણેશ વાસુદેવ માવલંકર
,, બળવંતરાય મહેતા
,, રવિશંકર મહારાજ
,, સામળદાસ ગાંધી
,, ચંદુલાલ મ. દેસાઇ
,, ધૂમકેતુ
,, રવિશંકર રાવળ
,, રસિકલાલ છો. પરીખ
,, જમશેદજી નસરવાનજી મહેતા
,, ડૉ. હરિપ્રસાદ દેસાઇ
,, નાથાલાલ મ. શાહ
,, રામનરેશ ત્રિપાઠી
,, પરમાનંદ કાપડિયા
,, દુલા કાગ
,, પં. બેચરદાસ દોશી
,, સુશીલ
,, ગુણવંતરાય આચાર્ય
,, કપીલ ઠક્કર
,, ચુનીલાલ વર્ધમાન શાહ
,, બચુભાઇ રાવત
,, સોપાન
,, રવિશંકર મહેતા
,, જીવુભાઇ પ્ર. મહેતા
,, ચંદ્રવદન મહેતા
,, રામુ ઠક્કર
,, મનસુખલાલ ઝવેરી
,, વિજયરાય વૈદ્ય
,, અનંતરાય રાવળ
,, મનુભાઇ જોધાણી
,, ચત્રભુજ દોશી
,, દેશળજી પરમાર

શ્રી. ડૉ. ભાનુરાય શુક્લ
,, જ્યોત્સ્ના શુક્લ
,, બકુલેશ
,, વિજયાબેન પરીખ
,, પૂર્ણિમા પકવાસા
,, લાભુબેન મહેતા
,, ગજાનન વિ. જોષી
,, કેશવલાલ મ. શાહ
,, રતિલાલ શેઠ
,, જેઠાલાલ જોષી
,, પ્રભુદાસ બાલુભાઇ પટવારી
,, ડૉ. નરસિંહ મ. શાહ
,, રમણીક મેઘાણી
,, મુનિ પુણ્ય વિજયજી
,, વૈદ જટુભાઇ ભટ્ટ
,, જયભિખ્ખુ
,, ધીરજલાલ ધનજીભાઇ શાહ
,, યશવંત શુક્લ
,, દિલીપ કોઠારી
,, શયદા
,, ઇશ્વર પેટલીકર
,, હસમુખલાલ કાજી
,, ચુનીલાલ મડિયા
,, બાલુભાઇ વૈદ્ય
,, પીતાંબર પટેલ
,, બાલમુકુંદ દવે
,, મકરન્દ દવે
,, શશિન ઓઝા
,, કરસનદાસ માણેક
,, કવિ દુલા કાગ
,, શંકરદાન જેઠીભાઇ
,, દાદાભાઇ નાનાભાઇ ખાચર
,, જયમનગૌરી પાઠકજી
,, અશોક હર્ષ
,, પનીલ
,, ઉપેન્દ્ર પંડ્યા
,, જસુ દાણી



## અંજલિ

**સ્વ.** ભાઈ ઝવેરચંદ મેઘાણી ભારતની સ્વતંત્રતાના યુદ્ધના સૈનિકોમાંના એક અગ્રગણ્ય સૈનિક હતા. એમની વાણીમાં વીરતા ભરેલી હતી. ગુજરાતી સાહિત્યમાં એમણે નોંધવાલાયક ભાગ ભજવ્યો હતો. એ સાહિત્ય એમને અમર કરી રહેશે. એમના અચાનક ચાલી જવાથી ગુજરાતને ભારે ખોટ પડી છે તે સહેજે પુરાય તેમ નથી. માત્ર સંતોષની વાત એટલી જ છે કે જે સ્વતંત્રતાને માટે એ જિંદગીભર લડ્યા હતા તે અચૂક આવી રહેલી જાણીને ગયા

વલ્લભભાઈ પટેલ



લોકમાનસ, લોકજીવન અને લોકસાહિત્યની એકાગ્ર નિષ્ઠાથી ભક્તિ કરનાર શ્રી ઝવેરચંદ મેઘાણીનો જોટો ગુજરાતમાં જ શું, હિન્દુસ્તાનમાં મળવો મુશ્કેલ છે. આમ કહેતી વખતે પંજાબના સાહિત્ય-ફકીર શ્રી દેવેન્દ્ર સત્યાર્થીને હું ભૂલ્યો નથી ઝવેરચંદભાઈની સેવાના તોલે આવે એવી સેવા લોકસાહિત્યને ફાળે હજી બીજે ક્યાંય આવી નથી. બુલંદ અવાજ, બુલંદ ભાવના અને બુલંદ પ્રવૃત્તિ તે ઝવેરચંદ મેઘાણી.

એ વધારે જીવ્યા હોત તો લોકસાહિત્યની ઘણી ઘણી સેવા કરત. ઘણું જીવવાનો એમનો અધિકાર હતો. એમના કેટલાય સંકલ્પો બર આવવાના બાકી હતા. છતાં એમનાં અવસાનનો શોક કરવાનું મન નથી થતું. એમના મૃત્યુથી સાહિત્યસેવાને ભારેમાં ભારે ખોટ ગઈ છે એવું દુઃખ તીવ્ર છે. પણ ઝવેરચંદ મેઘાણી જેવા જીવો ઇતિહાસના કે સમાજશાસ્ત્રના કોઈ નિયમ પ્રમાણે આવતા નથી, પછી આપણી અપેક્ષા પ્રમાણે જીવે એવી ઈચ્છા આપણે શી રીતે રાખી શકીએ? એમણે કરેલું કામ એમને કોઈએ સોંપ્યું ન હતું, એમની પાસેથી એ કામ છીનવી લેવાની કોઈની શક્તિ ન હતી, લોકસાહિત્યની સેવામાંથી એમને ચળાવવા પણ કોઈ સમર્થ નીવડ્યું નહિ. એમણે લોકસાહિત્ય, લોકગીત અને લોકસંગીતની સેવા કરવા પૂરતી જ જીવનસિદ્ધિ કેળવી હતી. શરીર ચાલ્યું ત્યાં સુધી એ સેવા એમણે અખંડ કરી. બાકી બધાં સંકલ્પો અને મુરાદો

એમણે ગૌણ કર્યાં. શરીર ટક્યું ત્યાં સુધી સેવા કરી અને ઉપવનમાંથી દ્વિજરાજ ઊડી જાય તેમ આપણી વચ્ચેથી તેઓ ઊડી ગયા.

—કાકા કાલેલકર



ડૉ. મેઘાણી પછી શ્રી. ઝવેરચંદ મેઘાણી પણ આટલા જલદી અને અણધારી રીતે ઊપડી જશે એવી કોણે કલ્પના કરી હોય? એમનું મરણ ગુજરાતી સમાજને ન પુરાય એવી ખોટ છે કવિઓ, લેખકો, વાર્તાકારો તો ઘણુંયે પાકશે, પણ શ્રી મેઘાણી જેવા સહૃદય અને સસ્કારી કવિ-લેખક-વાર્તાકાર વિરલ જ રહેશે.

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ॥ એ એમની કૃતિ વિષે કહી શકાય એમ છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા



સામાન્ય કોટિના માણસનું હૃદય અને લાગણી સમજવામાં, તેની રગેરગ જાણવામાં અને તેને સાદી અને સરળ ભાષામાં ચીતરવામાં એમની શક્તિ અદ્વિતીય હતી. 'કોઈનો લાડકવાયો'નું ગીત ભાઈ મેઘાણી જ લખી શકે. એમની ઉચ્ચ ભાવના અદ્વિતીય શૈલી, જૂની ભાષાનો ખરો રસ આજના જમાનાના લોકોને ચખાડનાર આ માણસમાં અજબ શક્તિ હતી. સાદું સરળ જીવન, નિરાભિમાનીપણું, આ જમાનામાં પણ જેને પૈસાનો લોભ સરખો પણ સ્પર્શ્યો નહોતો એવા પુરુષના જીવનનો અંત અકાળે થાય તો ખૂબ સખત દુઃખની લાગણી થાય એમાં નવાઈ શી! એમનું જીવન અને કવન હંમેશાં યશસ્વી રહેશે. એમનું જીવન બીજાઓને માટે આદર્શરૂપ થઈ પડશે

મંગળદાસ પકવાસા



ગુજરાતી વાંચનારી દુનિયામાં જો આજે પ્લેબિસાઈટ એટલે કે લોકમત લેવાય કે ગુજરાતી-ઓમાં સૌથી જાણીતો અને માનીતો કવિ કોણ? તો મને લાગે છે કે ભાઈશ્રી ઝવેરચંદ મેઘાણીનું નામ પહેલું આવે.

પોતાના દેશના લોકસાહિત્યનું સંશોધન કરી મોટી સખ્યામાં પુસ્તકરૂપે પ્રસિદ્ધિ આપનાર એમના જેવા વિદ્વાનો દુનિયાના કોઈક જ દેશે પેદા કર્યા છે કોઈએ એ દૃષ્ટિએ એમને જોયા નથી અને એમની સરખામણી કરી નથી. જો એમ થાય તો મને ખાતરી છે કે ગુજરાતને દુનિયાની કીર્તિનું માન મળે.

એમનો 'ચોરાનો પોકાર' એ જાણે એમના આત્માનું પ્રતિબિમ્બ જ હતું. ત્યાર પછીના એમનાં આજ સુધીના લખાણોમાં વેદના, ચીસ, પોકાર જ આપણે સૌએ જોયા છે કોઈ કુદરત-

નાચતું હરણ હોય, એને તીર વાગે અને પછી તે લોહીલોહાણ દશામાં ફાળ ભરતું, ચીસ પાડતું દોડતું હોય, એવી ભાવભરી-વેદનાભરી એમની કવિતા હતી.

સરસ્વતીદેવીને પડેલી એના સંતાનની આ ખોટ કોણ પૂરશે ?

અમૃતલાલ દલપતભાઇ શેઠ



...એમની કલ્પનાશક્તિ કેટલા ઊંચા પ્રકારની હતી, એની આ એક જીવતી-જાગતી સાબિતી છે. જૂની દંતકથાઓ તથા તેમાંથી દેખાઈ આવતું આપણું તે વખતનું જીવન એ પણ એમણે એ જ રીતે અપનાવી લઈ, એ દંતકથાઓને જીવતી કરી, મૃતપ્રાય દશામાંથી બચાવી લીધી. એમના એ અનુપમ કાર્યની ગુજરાતે કદર કરી છે, અને એમણે એ દિશામાં જે પહેલ કરી છે તે ખરેખર અણમોલી છે. મુંબઈ યુનિવર્સિટીમાં ત્રણ-ચાર વરસ પર આપેલાં જાહેર વ્યાખ્યાનો માટે પણ એમનું નામ મેં જ સૂચવેલું અને તે ભાષણોની લોકપ્રિયતા કેટલે બધે દરજ્જે જોવામાં આવતી તે વાત તો તેના શ્રોતાઓની મોટી સંખ્યા પરથી સમજાતી. એમના બુલંદ અવાજ અને ગાવાની લઢણથી મુંબઈની ગુજરાતી પ્રજા મુગ્ધ થઈ ગયેલી અને મારી ભલામણ આટલી બધી સફળતા પામી એ જોઈ મને સંતોષ થાય એમાં શી નવાઈ !

છેલ્લા અમે ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન વખતે રાજકોટમાં મળ્યા તે ત્યારબાદ મુંબઈમાં મને મળવા આવવાના હતા, તે આવી શકયા નહિ. તે પછી બોટાદ ગયા. ત્યાં અવસાન થયું અને અમે મળી શકયા નહિ. એ વિયોગ રહી ગયો તે રહી જ ગયો.

કૃષ્ણલાલ મો. ઝવેરી



ગુર્જર પ્રજાનાં સંસ્કૃતિ, શૌર્ય અને વૈભવનું દર્શન હવે કોણ કરાવશે ? લોકજીવનના સાગરમાં ડૂબકી મારી, કચ્ચર-કટકિયાં મોતીના આ જમાનામાં ખરાં મોતી કોણ લાવશે ? કોણ પારખશે ? ગુજરાતના વિશ્વવિદ્યાલયમાં ભાઈ મેઘાણીનું સ્વતંત્ર અને અનેરું સ્થાન હોવાની મારી કલ્પના મૂળથી જ પડી ભાંગી, સ્વપ્નવત્ થઈ-" हा हंत हंत नलिनीम् गज उज्जहार " એ ભીતિ થઈ. ચિ. ભાઈ મહેન્દ્રને દિલાસાનો તાર તથા કાગળ લખવામાં મારે માટે દિલાસો અને શાંતિ મેળવવા પ્રયત્ન કર્યો.

ગણેશ વાસુદેવ માવલંકર



એમના કુટુંબને એમની ખોટ પડી, મિત્રો એમને સંભારીને અશ્રુ સારશે, એમના કદરદાન પ્રશંસકો એમની ખોટ અનુભવશે. બોટાદની એમની મઢૂલીમાં હવે એમનાં દર્શન નહિ થાય.

સાહિત્યનો એ તપસ્વી આજે અદૃશ્ય થયો છે. પરંતુ, ગુર્જરસમાજ એમનાં કાવ્યો ગાશે અને સાંભળશે, એમની કથાઓ વાંચશે અને પ્રેરણા ઝીલશે, એમના મહામૂલા વારસાને મૂલવશે. તેઓ મૃત્યુ જીતી ગયા છે. એમની જેવાને મૃત્યુ વિસ્મૃતિના અંધકારમાં હડસેલી શકતું નથી. તેજનું બિંબ એમના વ્યક્તિત્વ ઉપર ઝળહળતું દેખાયા કરશે અને એમની સ્મૃતિને તાજી અને વિશુદ્ધ રાખશે.

બળવંતરાય મહેતા



ગામડાંના લોકો એમનાં ગીતો સાંભળીને ગાંડા બનતા. એમનો અવાજ ખુમારીથી ભરેલો હતો. અને તેઓ જ્યારે જ્યારે ગીતો ગાતા ત્યારે તે જૂના હતા તોયે નવા જેવા લાગતા હતા. એકલા ગામડાંના લોકો નહિ પણ શહેરના લોકો પણ એમનાં ગીતો એમને મોઢેથી સાંભળીને ગાંડા બનતા. એક મોટા દાક્તરે પણ મને કહ્યું હતું કે, 'આ તો કોઈ જાદુગર છે. આપણને રડાવે છે, આંખમાં પાણી લાવી દે છે અને પછી તુરત જ હસાવી દે છે.'

તેઓ વધુ જીવ્યા હોત તો ગુજરાતની હંકાઈ ગયેલી સમૃદ્ધિને બહાર લાવત. તેઓ કહેતા કે હવે કાઠિયાવાડ પૂરું કર્યું છે અને ગુજરાતની શોધ શરૂ કરવી છે, પણ આ તો મનોરથ હવે મનમાં જ રહી ગયો.

એમના જવાથી એક અદ્‌ભુત પુરુષ ગયો છે, એક સાચો જાદુગર ગયો છે એની વધારે ખાતરી તો હવે મને થાય છે.

'.. ગુજરાતનું આ અમૂલું રત્ન અકાળે ઝૂંટવી લેવાનું દૈવને શાથી ગમ્યું હશે?...તેમની ખોટ તો આખા ગુજરાતને સાલવાની છે. શ્રી. મેઘાણી તો ગુજરાતની મૂડી હતા. એમના વિયોગે ગુજરાતને ગમગીન બનાવી મૂક્યું છે. એમની ખોટ કોણ પૂરશે?'

રવિશંકર મહારાજ



મેઘાણીની અજોડ વિપુલતામાંથી પરાધીન રાષ્ટ્રના કંઈક સુધાતોને વાચા મળી, ભારતવર્ષના વાવટાને લહરાવાનું આકાશ મળ્યું, ગુજરાતની નવવધૂને મહાલવાની ધરતી મળી, ગોરાના કો લવરમૂછિયા ભરથારને ક્રીડાનો પટ સાંપડી ગયો, ધરતીનાં વહેતાં પાણીને જોનારી નવી જ આંખો લાધી રહી, કાઠિયાવાડના લોકસાહિત્યને સંજીવની મળી, ઢેરમતાં કંકુને ઊડવાનું ઠેકાણું મળ્યું, ઊનાં આંસુને વહેવાનું સાધન મળ્યું અને પડછંદ દેશભક્તિને ઊછળનારી કમાનો મળી.

મેઘાણીની કમાએ તો કોઈક કલ્પતરુ જેવી જ શોભાઓ રચી.

સૌનો લાડકવાયો સૌને છોડીને એકાએક મહાયાત્રાએ ઊપડી ગયો. કાયા ઢળી, અને કીર્તિ-મંદિર બાકી રહ્યું. મેઘાણીને ભાળ્યા સિવાય, મહાગુજરાત, તારે તો, આજે, એ કીર્તિમંદિરમાં જ વસવું રહ્યું !

—સામળદાસ ગાંધી



એમનો ઉપકાર ઓછો નથી. એમની બારવાદિની કવિતા અને વીરરસથી ઊભરાતી વાર્તાઓએ ગુજરાતી ભાષામાં કાંઈ અનેરું તેજ આણ્યું છે.

'મેઘાણી' અટક તો ઘણાતીયે હશે, પરન્તુ મેઘાણી નામ ઉચ્ચારતાં એક જ 'મેઘાણી' જ્યાં જ્યાં ગુજરાતી વસે છે તેમના ખ્યાલમાં આવે છે, તે મેઘાણી શરીરથી આપણી વચ્ચેથી ગયા.

અડાસ અને કરાડીના વીરત્વની મોતીભાઈ વિણુ પાસેથી વાતો સાંભળવા ભાઈ મેઘાણી ભરૂચ આવીને ત્રણ–ચાર દિવસ રહેવાના હતા. અને એ વાતો એમની લાક્ષણિક શૈલીમાં ઉતારીને ગુજરાતનું વીરત્વ જગત આગળ મૂકવાના હતા. ભવિષ્યમાં અડાસ અને કરાડીની કથાઓ લખાશે, પરન્તુ ઝવેરચંદભાઈની ભાષામાં કોઈ ઉતારી શકશે ખરું ?

ચદુલાલ મ. દેસાઇ



મેઘાણીને ગુજરાતીઓ હમેશાં યાદ રાખશે એક અનુપમ દિવ્ય ગાયક તરીકે. મેઘાણીએ ધરતીમાં પોઢી ગયેલાં એટલાં બધાં લોક-ગીતને અને લોક-સંસ્કારોને જગાડયાં છે કે જાણે એ તમામે તમામ એમની પોતાની વિશિષ્ટ શૈલી અને હલક વિના હવે અપંગ જેવાં લાગશે. લોકગીતો—અને આપણી સામાન્ય છંદબદ્ધ કવિતાઓ—એમની વચ્ચે એક મહાન અંતર છે. એમને પ્રગટ થવા માટે જુદી જુદી પ્રાથમિક ભૂમિકા જોઈએ છે. લોકગીતોના સુંદરમાં સુંદર ભાવને, જ્યાં સુધી તમે કંઠ ન આપો ત્યાં સુધી એ ભાવ અપ્રગટ જેવો અને શાંત નિદ્રસ્થ હોય તેવો જણાય છે. એને જે કંઠ આપે છે એ લોકગીતોનો કવિ છે અને ગાયક પણ છે. મેઘાણીના કંઠમાં એવી નૈસર્ગિક મોહિની હતી કે લોકગીતોને એવો ગાયક મેળવવા માટે તો હવે વર્ષોનાં વર્ષો રાહ જોવી પડશે.

ધૂમકેતુ



ઘણીવાર અમે મોડી રાત સુધી વાત કરતા, પણ તે બહુ મુશ્કિલથી પોતાનાં હૃદયના કમાડ ખોલ્યા કરતાં, પણ ક્યાં સુધી છાનું રહે ? દુનિયાને ડહાપણ અને સલૂણાઈની વાતો શીખવનાર અંતરે સદા કળાકળતો હતો. એનાં આંતરિક મનોમંથનમાં સાથ કે સહાય આપે એવા મિત્ર કે મુરબ્બી વિનાનો એ એકલો–અટૂલો સંસાર-ધરતી પરનો પ્રવાસી હતો.

સગો ભાઈ ગયો હોય એવું લાગે છે...દુનિયા એમને સમજવા જેવી સ્થિતિમાં આવી ત્યારે એણે અમરપંથ લીધો. પચીસ વર્ષ વધુ કાઢયાં હોત તો ગુજરાતના એ ટાગોર હતા. જીવનભર ઝૂઝતાં એ આત્માએ શાંતિ માટે કદી વલખું મારતાં ધર્યાંળે રાખ્યું, અને છેવટ પ્રભુની શાંતિ લઈ લીધી

રવિશંકર રાવળ

ॐ

મેઘાણી લોકપ્રિય છે એ જેમ આપણે જાણીએ છીએ તેમ તે પણ જાણતા. લોકપ્રિય થવું એ એમને અપ્રિય હતું, કારણકે તે લોકોને ચાહતા હતા. લોકજીવનમાંથી ભાવ લઈ તેનો તે રસ બનાવતા! અને એ રસ પી લોકો પાનારને ચાહે તો કોને ન ગમે? પણ લોકપ્રિયતાનો સ્વાદ લેતાં લેતા તેમને શંકા થઈ જતી કે 'લોકો મને બનાવતા તો નથી ને? હું મારા વેગમાં તણાઈ જાઉં છું! લલકારું છું! ગાઉં છું! અભિનય કરું છું! આ તમાશો જોવા મળે છે એની લોક વાહ વાહ કરે છે?' પણ લોક ખુશ થાય એમનો એમને વાંધો ન હતો, એથી તો સંતોષ પામતા, પણ એ દ્વારા જે ભાવના એમને મથતી હતી તે ભાવના ગ્રહણ કરવાની કોઈ તસદી લેતું હશે?—તેની તેમને શંકા રહેતી.

આ શંકાથી એ વ્યગ્ર થતા: 'મારે હવે ભાષણો નથી આપવાં, મારે સ્વસ્થતાએ સંશોધન કરવું છે. એકેડેમિક કામ કરવું છે.' તેમના છેવટના મેળાપોમાં મેઘાણી વારંવાર 'એકેડેમિક' કામ ઉપર—એકેડેમિક દૃષ્ટિ ઉપર, એકેડેમિક વાતાવરણ ઉપર બહુ ભાર મૂકતા. આવા કામના અવકાશ માટે યોજના પણ તેમણે વિચારી હતી.

મેઘાણીનું સાચું સ્મારક એ નથી કે ગુજરાતમાં લોકસાહિત્ય અગર લોકસંસ્કૃતિના અધ્યયન-સંશોધન માટે એકે એકેડેમી સ્થપાય?-કમમાં કમ તેનું એક આસન (Chair) થાય?

રસિકલાલ છો. પરીખ

∴

એની વાણીથી, શબ્દોથી કવિતાઓથી હજારો મનુષ્યોએ આનંદ લીધો છે, મનથી મજબૂત બન્યા છે. નિરાશામાંથી આઝાદ થયા છે, દુખીઓના દુઃખો દૂર થયાં છે, સુખીઓનાં સુખમાં વધારો થયો છે એમાં તો કશો શક નથી. ગુજરાતનાં અને હિંદનાં સદ્ભાગ્ય હતાં કે ઝવેરચંદ મેઘાણીએ આ પ્રાંતમા, આપણા દેશમા જન્મ લીધો. આપણે તેને સમજ્યા કે નહિ, આપણે તેને લાયક હતા કે નહિ, એ તો સર્વ પોતે જ સમજી શકે. પણ હમેશાં સાધારણ રીતે બને છે તેમ માણસની ખરી ખોટ તેનો સાચો સંદેશ, તેનું શિક્ષણ તેની સુંદર જિંદગી-તેનું શરીર છૂટે છે પછી જ આપણને સમજવામાં આવે છે.

—જમશેદજી નસરવાનજી મહેતા

મંદિરોની કળા, દેવોનાં નેત્રો, દહેરાંની પવિત્રતા, આસ્તિક લોકોના માનસ પર દેવળોની અસરો, ગૃહસ્થાશ્રમજીવનમાં રહેલી શુભ કવિતા, સામાન્ય ગણાતાં નાનાં લોકોની મોટાઇઓ–એવું એવું મેં એમને ઘણું બતાવ્યું અને બતાવવાનું બાકી હતું. ગયા રાજકીય સંગ્રામના કેટલાયે અપ્રસિદ્ધ વીરનાયકો સાથે મળવાના કાર્યક્રમો અમે ઘડ્યા હતા, એ બધા એમના જવાથી ભાંગી પડ્યા. હવે મને લાગે છે કે, મેં એમની સાથે આટલો બધો પ્રેમ ના કર્યો હોત તો, સારું થાત; આટલું બધું દુઃખ ના થાત પણ બીજો વિચાર કરું છું ત્યારે સમજાય છે કે, પ્રેમ કરીને ખુવાર થવું તે શુષ્ક જીવન જીવવા કરતાં સારું છે.

જાપાનમાં ચિત્રોની એક પદ્ધતિ છે, એને અનુસરીને મદ્રાસ કળાભવનના આચાર્ય શ્રી. રાય ચૌધરીએ એક ટરકી કૂકડાકૂકડીનું સુંદર ચિત્ર દોર્યું છે એમાં કૂકડાકૂકડી બન્ને પોતાપોતાનાં જીવનની સોળે કળાએ ખીલેલાં, વનના જળાશયને એક ખૂણે જીવનનો આનંદ ભોગવતાં બેઠાં છે.

એ ચિત્રમાં દર્શાવેલી પુણ્ય પ્રાકટ્યની સાહિત્યકળા ભાઈ મેઘાણીએ પ્રાપ્ત કરી હતી. એનો આનંદ એ લેવા ના રહ્યા એટલું જ દુઃખ મને જલાવી રહ્યું છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

❀

જેવી એમની કલમમાં મીઠાશ હતી તેવી જ વાણીમાં. અજાણ્યાને તો એ ખોટું લગાડતા જ નહિ, પણ સહકાર્યકરોને પણ એમના લેખન-દોષો એટલી બધી મીઠાશ અને મમતાથી એ સુધરાવતા કે કેટલાકને તો એમના (મેઘાણી) ગમા-અણગમાની પણ સમજણ આજ સુધી નહિ પડી હોય. મારા પૂરતું તો હું કહી શકું કે એમણે જ મને લખતો કર્યો. મારા લેખનમાં એમની કલમે કોઈ અક્ષર ન પાડ્યા હોય તો હું માનતો કે એમને એ પસંદ પડયું નથી.

રવિવારે બપોરે ભાવનગરમાં ભાઈ સુશીલ અને હું અમને અચાનક સાંપડેલા ઝવેરચંદ-ભાઈના દેહવિલયના સમાચાર પછી સ્વર્ગસ્થની સેવાનાં મૂલ મૂલવતાં ભારે હૈયે વાતો કરતા હતા ત્યાં મેં કહ્યું: 'સુશીલભાઇ! ગુજરાતને ન પુરાય એવી ખોટ પડી!'

સુશીલભાઈએ જવાબ વાળ્યો:

'અરે, ખોટ તો માગ–તમારા જેવાના મૃત્યુની ગણાવી શકાય, જો મિત્રોને ગણવી હોય તો. ઝવેરચંદભાઈનો જન્મ તો આકસ્મિક છે, સૈકામાં એકાદ જ એવી વ્યક્તિ જન્મે છે. એટલે ખોટ પડી હોય તો તો આખા સૈકાને ખોટ છે.'

નાથાલાલ મ. શાહ

श्री मेघाणीजी से कभी मेरी प्रत्यक्ष मुलाकात नहि हुई। मैं कई बार बंबई गया, पर प्रयत्न करने पर भी मैं सफल नहि हुआ। उनकी करीब करीब सभी पुस्तकें मेरे पास हैं। उनके अंदरसे मैं उनका विशाल और प्रेमालु हृदय का चित्र देखा करता हूं। उनको गुजरात और गुजराती साहित्य के लिये मैं ईश्वरकी एक देन मानता हूं। हमारी पुरातन संस्कृति को प्रकाशमें लाकर उन्होंने वर्तमान को सुंदर और सुखदायक बनाया है।

मैं और मेघाणीजी एक ही मार्ग के पथिक थे। वे आगे थे, मैं पीछे! हिन्दी प्रान्तों के ग्राम-गीतों के संग्रहमें मैंने उनका अनुसरण किया है।

रामनरेश त्रिपाठी



ભાઈ મેઘાણી કરતાં વધારે ઊંચી કક્ષાનો કવિ મળશે, નવલકથાકાર મળશે, વિવેચક મળશે, પત્રકાર મળશે, અનુવાદક મળશે, ગાયક મળશે, પણ જે માનવતાની ઉચ્ચ કક્ષા આપણે ભાઈ મેઘાણીમાં અનુભવગોચાર કરી છે, જે દર્દ અને વેદનાના તીણા સૂરો મેઘાણીની વીણામાંથી ઊઠતા આપણે સાંભળ્યા છે, તે માનવતા, તે દર્દ, તે વેદના આપણને તો આપણા જીવનમાં અન્યત્ર લાધવાનાં છે જ નહિ. કેટલો શક્તિસંપન્ન આત્મા? અને એમ છતાં કેટલી બધી લાઘવતા? કેટલી અગાધ વિદ્વતા અને સાહિત્યસમૃદ્ધિ? અને એમ છતાં આજીવન વિદ્યાર્થી! 'મને ગીતો આપો, ગામનો આપો, ભજનો આપો, નવા ઢાળો આપો' એવો સદાનો એ યાચક અને સંશોધક! કેટલી મોટી જીવનસાધના!

પરમાનંદ કાપડિયા



એમનાં લોકગીતો વિષે મારે લખવું નકામું હું માનું છું. એમણે કબર ખોદી કાઢી મૈયતોને ઉઠાવ્યાં અને જિવાડયાં. એણે મમાણે મસાણ જગાડયાં. કાળી રાતે મસાણોમાં સાદ પાડયા. મુડદાંએ હોંકારા દીધા. હજારો પ્રેતોને એમણે કપડાં પહેરાવ્યાં. એ પ્રેત નથી, નીચાં નથી, લુચ્ચાં અને હરામખોર નથી એમ સાબિત કરી જગતના ચોકમાં ઊભાં રાખ્યાં. માણસોએ કબૂલ કર્યું કે, હા, એ સાચાં માણસ છે

આપણા બધાના આવા જૂઠા અન્યાયથી બળી ઓલાઈ ગએલા એ સાચેસાચા માનવીઓને એણે પોતાની કલમથી અમૃતજળ છાંટી બેઠા કર્યાં, ઠંડા કર્યા, સજીવન કર્યાં.

ધૂળમાં ખોવાઈ ગયેલ જૂના માણસોની એણે ઓળખાણ આપી, એટલે હું એને ધૂળધોયાની ઉપમા આપું છું. પોતે ધૂળ ધોઈને સાચું સોનું આપણને આપતો ગયો.

મારે મન તો એ ભાઈ હતો, મિત્ર હતો, કોઈ દુઃખદ વખતનો વિસામો હતો. ઉંમરે ઉંમરે તો એ મને ગુરુ-સમ લાગતો.

દુલા કાગ

પૂ. ગાંધીજી કહે છે કે, 'હિંદુસ્તાન શહેરોમાં નથી, પણ તેનાં સાત લાખ ગામડાંઓમાં છે. હિંદુસ્તાનના અભ્યુદય માટે કાર્ય કરનારાઓએ ગામડાંમાં જઈને પ્રવૃત્તિ કરવી જોઈએ'. તેમનો આ આદેશ સાહિત્યની દૃષ્ટિએ જો કોઈએ ઝીલ્યો હોય તો મારે મન મેઘાણીભાઈએ જ ઝીલ્યો કહેવાય.

પં. બેચરદાસ દોશી

ॐ

મેઘાણીભાઈ સાથેની મૈત્રી-એમની સાથેનો સુદીર્ઘ પરિચય એ મારા જીવનનું મહાન સૌભાગ્ય છે. હું માનું છું કે મારા પૂર્વના કોઈ પુણ્યયોગે જ તે પ્રાપ્ત થયો હતો-મારી ઈચ્છાથી નહિ તેટલો મેઘાણીભાઈની સુહૃદયતાથી એ સુદૃઢ બન્યો હતો.

મેઘાણીભાઈ જતાં મને મારી પૂન્યક્ષીણતા દેખાય છે. છેલ્લી વાર મળી લેવાના વાયદા કરવા છતાં વચ્ચે જ સંતપ્ત સહરાનું રણ આવી પડયું.

સુશીલ

ॐ

બાપુ મહાકવિ હતા, કવિસમ્રાટ હતા, સર્વશ્રેષ્ઠ કવિ હતા કે નહિ એની ચર્ચા ભલે કરનારા કરે પણ બાપુ જનતાના કવિ હતા: જાગૃત થતી રાષ્ટ્રભાવનાની જબાન હતા; વીર, શૌર્ય ને કરુણ રસના અજોડ ગાંધર્વ હતા એનો કોઈ ઈન્કાર કરી શકશે?

સ્વર્ગસ્થનાં સર્જનોનું મૂલ્યાંકન કરવાનો સમય હજી નથી આવ્યો. કાળની ચાળણી એમનાં લખાણોમાંથી કેટલું રાખશે ને કેટલું ચાળી નાખશે એ કહેવાનો આજે સમય નથી. એમના કેટલાક ગ્રંથો ગુજરાતી સાહિત્ય-આકાશમાં નક્ષત્રોની જેમ ચીરકાળ ઝળકતા રહેશે ને કેટલા ગ્રંથો ખરતા તારાની જેમ ખસી જશે, એ તો હજી દસ-વીશ વર્ષ પછી નક્કી થશે. પણ એક વાત ચોક્કસ છે કે એમનાં કાવ્યો તો સદાકાળ રહેશે-બીજે કયાંય નહિ તો લોકોના કંઠમાં. ત્યાંથી એનાં કાવ્યોને ખસેડી શકે એવો બીજો કવિ ગુજરાતમાં તો પાકશે ત્યારે પાકશે.

ગુણવંતરાય આચાર્ય

ॐ

એ ઝરણા જેવા સ્વરને, એ પંખી જેવા સ્વરને પર્વત-શિખરથી પડતા ધોધ જેવો થતો નિહાળ્યો, એ પાતળી કાયાને કદાવર બનેલી આટલાં વરસો દરમિયાન નિહાળી છે. એ એક લેખમાંથી પચાસ પુસ્તકો પ્રગટતાં જોયાં છે. પાંચસો માણસના સમૂહને મુગ્ધ કરનાર એ ગીતોને હજારોની મેદનીને કલાકો સુધી થંભાવી દેતાં જોયાં જાણ્યાં છે. પણ એ કોમળ સ્નેહ-હૃદય, એ આદર-માશુક જેવો મૈત્રિભાવ, આટલાં વરસો દરમિયાન એવો ને એવો અનુભવ્યો છે.

ફોડીને ઝરણુ લગી પુગનાર કલાકાર વ્યથા અનુભવે છે પણ એ વ્યથા, એનું ઉમદા પરિણામ બની જાય છે. એમાંથી સર્જન જાગે છે. એ સર્જન કલાકારને સુખી કરે છે.

મારા અને માનવતાના આ મિત્ર, ઝવેરચંદ મેઘાણીનું મૃત્યુ એ માનવતાનો એક નિઃશ્વાસ બની ગયેલ છે.

મને તો એમનો રંગ લાગ્યો છે. એટલે તો ગવાઈ જવાય છે.

રાજ મને લાગ્યો મેઘાણીનો રંગ !

જીતુભાઈ મ. મહેતા



હું તો એટલું જ કહું છું કે એ છૂટી ગયા. આ સંસાર અત્યારે જીવવા જેવો નથી. દુનિયામાં ક્યાંય જંપ નથી. સુખ નથી, તેમાંથી એ સદ્‌ગત છૂટી સુખી થયા.

ચંદ્રવદન મહેતા



**૨૫** વરસ લગી જીંદગીના વરસે વરસ ને વરસના દિવસે દિવસ એણે ઘૂંટડે ઘૂંટડે તરેહ તરેહનાં ઝેર પી પીને જગતની સમક્ષ અમૃત પીરસ્યાં છે, જીવનમાં જે જે ઝંઝાવાત, વિટંબણાઓ અને વેદનાઓ ઝવેરચંદ મેઘાણીએ સદા હસતું મ્હોં રાખીને સહન કર્યા કરી છે એટલી સહન કરવાની તાકાત કોઈ સામાન્ય માનવીમાં હોય જ નહિં. અને એ બધું સહેતાં સહેતાં પણ એણે ગુજરાતને જે આપ્યું છે તે ગુજરાતી સાહિત્યના આરંભકાળથી તે આજ લગીમાં બીજા કોઈથી આપી શકાયું નથી અને હવે કોઈ આપશે કે કેમ એ તો કોણ જાણે છે !

રાસુ ઠક્કર



**સારસ્વત** ધર્મની એમની ઉપાસના પણ કેટલી અડગ અને અવિચ્છિન્ન હતી ? પૂરી પા સદી સુધી ઘડીનોયે થાક ખાવા થંભ્યા વિના એમણે લખ્યા કર્યું, લખ્યા જ કર્યું ! એમણે કાવ્યો લખ્યાં ને નવલિકાઓ લખી નવલકથાઓ લખી ને નાટિકાઓ લખી, પ્રવાસવર્ણનો લખ્યાં ને વિવેચન સંશોધન સંપાદન કર્યાં; માર્મિક હાસ્ય પણ એમણે આપ્યું ને જનતાની જબાન પણ એ બન્યા. એમના વાગ્વૈભવે હજારોના હૃદયોને ડોલાવ્યા છે, હજારોને પ્રેર્યા છે, હજારોની આંખોને આંસુભીની કરી છે ને હજારોની આંખોનાં અશ્રુ લૂછ્યાં છે. એ વૈભવનું મૂલ્યાંકન આપણે એમના સમકાલીનો તો શી રીતે કરી શકીએ ? સાચું મૂલ્યાંકન તો મહાકાલ કરશે.

મનસુખલાલ ઝવેરી



શબ્દદાનના એ શબ્દો એકાદ તાત્ત્વિક સત્ર પણ સુઝાડે છે. તમે જીવતાં અમને અમારા સંસ્કારવારસા પ્રત્યે જાગ્રત કર્યા, તો મરતાં જીવનની ક્ષણભંગુરતા પ્રત્યે જાગ્રત કર્યા. બંને સ્થિતિમાં ઉદ્‌બોધન એ જ તમારું કર્તવ્ય કર્મ હતું. શબ્દસ્વામીઓમાંના પણ થોડાને જ આવું વિરલ સદ્‌ભાગ્ય સાંપડે છે.

ગીત ખરાં ને સાહિત્ય ખરું; પણ સૌથી વધુ તો, તમારી માનવતા. એની ખરી ઓળખ પામી શકે એવા બહુ થોડા અમારામાં છે, પણ તમે તો એ કીમિયા વડે કેટલાય અજાણ્યા કે અલ્પ-જાણ્યાના સુદ્ધાં સ્વજન બની જતા, એના પ્રભાવે જ, પેઢીઓ લગી ટકશે એવી લાખેણી લહાણુ અમને તમે દઈ ગયા. એ હજીયે વધુ લૂંટવાનો અમને તો લોભ હતો. એવા અધિક લાભને અયોગ્ય અમે તમને લાગ્યા ? પ્રભુને તો લાગ્યા જ હશું: બાકી તો એને ઘેર શી ખોટ હતી કે તમ સરખાને ઊંઘતા જ ઝડપે !

વિજયરાય વૈદ્ય



પત્રકારત્વે તથા લોકસાહિત્યના સત્યપરિશીલને એમના ગદ્યને ઘડવામાં ઘણો ભાગ ભજવ્યો છે. પત્રકારત્વે એમના ગદ્યને પ્રવાહી અને વેગીલું બનાવ્યું; લોકસાહિત્યના પરિશીલને તળપદી, ધરતીનાં જાયાંની, લોકભાષાની મીઠાશ, સુગંધ બળ અને ઘીંગાપણું એમના ગદ્યને સંપડાવ્યું. ગદ્યની પ્રવાહિતામાં તો મેઘાણી વર્તમાન પેઢીમાં આપણા અજોડ લેખક હતા, ભાષાની મોહકતા પણ એમની અદ્‌ભુત હતી. મેઘાણીની ભાષા અને શૈલી પણ આમ ગુજરાત ભૂલી શકે તેમ નથી. એમની ઉદ્યમપરાયણતા, કાર્યનિષ્ઠા, મિત્રપ્રેમ, સ્નેહાળતા વગેરે ગુણો વિશે તો એમના સંબંધમાં આવેલા અનેકો બોલી શકે તેમ છે. પણ સહુથી આકર્ષક તો એમના બે ગુણ: વિનમ્રતા અને મીઠાશ. પોતાને વિશે ઘણું ઘણું માની બેસી પોતાની વડાઈની ગુલબાંગો મારનાર ક્ષુદ્ર મિથ્યાભિમાનથી એમનો સંસ્કારી અને વિવેકશીલ આત્મા કેટલાય ગાઉ દૂર રહ્યો હતો. એમની મીઠાશ કાઠિયાવાડીઓ જેમાં પાવરધા હોવાનું સાચીખોટી રીતે ગુજરાતમાં મનાય છે તેવી વ્યવહારદક્ષતાની કે મુત્સદ્દીગીરીની કે દેખાડવાની નહિ. પણ ખરેખર તેમના હૈયાની સુકુમારતાનું જ બાહ્ય ચિહ્‌ન હતી. ભાવભર્યું 'ભાઈ' એવું એમનું સંબોધન જેમણે એક વાર પણ સાંભળ્યું હશે તે કદાપી ભૂલી શકશે નહિ.

અનંતરાય રાવળ



અનેક સાહિત્યકારોના પરિચયમાં આવ્યા પછી, શ્રી. મેઘાણીભાઈ વિષે એટલું સ્પષ્ટ કહી શકાય કે, કોઈ પણ સાહિત્યકારને મિત્રો હોય, તેના કરતાં તેમને વધુમાં વધુ, સહાનુભુતિ ધરાવતા મિત્રો હતા. કોઈ તેમને દુશ્મન નહોતું. સ્વજન થઈ જવાના ગુણે, અનેક યજમાનો તેમને પોતાના જ ગણતા. ગુણગ્રાહકતા કોઈ પણ જાહેર જીવન ગાળતી વ્યક્તિ કરતા વધારે. આથી ઊગતો સાહિ-

વઢયા છીએ. અબોલા રાખ્યા છે, 'મારા પર પત્ર ન લખશો, આ મારો છેલ્લો પત્ર છે.' એવી ધમકીઓ પણ સાંભળી છે, છતાં એવા ને એવા રહ્યા છીએ. ભરસભામાં બેઠીને મળ્યા છીએ. એકબીજાને બાથમાં લઈને રડયા છીએ એ તો એક સળંગ ઇતિહાસ છે પણ એ તો વખતસર અપાશે.

અત્યારે તો, ગઈ રાત્રે, મુ. શ્રી. નટવરલાલભાઇ સુરતી સાહેબે મને એમની વિદાય વિષે વાતો કરતાં Tennyson ની લીટીઓ યાદ આપી તે જ મૂકવી પડે :

'O for the touch of a vanished hand,
And the sound of a voice that is still'

કપીલ ઠક્કર



**શ્રી.** મેઘાણીની શૈલીએ લોકસાહિત્યનું સંશોધન કરવાનો રસ ધરાવનાર કોઈ જિજ્ઞાસુ લેખક અત્યારે ક્ષિતિજમા દેખાતો નથી. ગ્રામજીવનમાં અવગાહન કરીને એ જીવનને લેખન દ્વારા મૂર્ત કરનારા થોડા સફળ લેખકો ગુજરાતને મળ્યા છે. પરંતુ પુનઃ નિઃશ્વાસ સ્ફુરે છે કે તેઓનો ભંડોળ થોડા સમયમાં લગભગ ખાલી થયો છે કે થઈ રહેવા આવ્યો છે ! નવું દર્શન અને નવી પ્રેરણા માટેનો પ્રયાસ શ્રી. મેઘાણીએ જીવનભર છોડ્યો નહોતો. અને તેથી જ તેમની રસધારા અણખૂટ રહી શકી હતી. ઉદય પામતા લેખકવર્ગને માટે તો શ્રી. મેઘાણીની લેખિનીનો આ જ મૂલ્યવાન સંદેશ હોય એમ હું માનું છું.

ચુનીલાલ વર્ધમાન શાહ



એમનું દેહચિત્ર અને એમના ધીમા દર્દભર્યા અવાજના ભણકાર મન આગળથી ખસતાં જ નથી.

એમના જવાથી શી ખોટ પડી છે તે આજે નહિ એટલી ભવિષ્યમાં સમજાવાની છે. સ્વજનો ને સ્નેહીઓના અંતરમાં પડેલા ઘા, કાળ એના અદૃષ્ટ મલમથી રુઝાવશે તે ખરું પણ દેશની એ ખોટ તો અણપૂરી જ રહેવાની છે.

બચુભાઇ રાવત



મેઘાણીભાઈ ગુજરાતના એક શ્રેષ્ઠ સાહિત્યકાર હતા, અનેક નવલેખકોનું પ્રેરણા સ્થાન હતા, ધૂળમાં રગદોળાતા લોક સાહિત્યના રત્નોને પ્રકાશમા લાવનાર હતા, માનવ જીવનના ઉંડાણોના પારખનાર હતા, કુશળ પત્રકાર હતા, ઘણુ હતાં, પરંતુ આ તમામ સિદ્ધિ કરતાં વધુ મહાન સિદ્ધિ

તો એમની માનવતામાં ઝળહળતી જોઈ છે, તેઓને પ્રસિદ્ધિ મળી છે સાહિત્યકાર તરીકે. સાહિત્યકાર તરીકે તેઓ મહાન હતા એમાં શંકા નથી. સાહિત્યનું કોઈ એવું ક્ષેત્ર એમની પ્રતિભાથી અણસ્પર્શ્યું રહ્યું નથી, લોકસાહિત્યમાં પ્રવેશ કર્યો અને સાચી યશપ્રાપ્તિ કરી લીધી. અંતરના રસે રસેલું સંશોધન ગુજરાત–સૌરાષ્ટ્ર વાસીઓએ જોયું ને માણ્યું, કવિ અને ગાયક તરીકેની એમની કીર્તિ ૧૯૩૦માં જ પરાકાષ્ટાએ પહોંચી હતી, તે પછીના સોળ વર્ષ સુધી કવિતાદેવીની પૂજા એમણે ચાલુજ રાખી, મળેલી મહત્તા ને ટકાવી રાખી હતી. નવલકથા, નવલિકા, વિવેચન, નાટક, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન, શું એમણે નથી આપ્યું ! અને જે ક્ષેત્રમાં પગ મૂક્યો ત્યાંએ લોકપ્રિય બન્યા, ઝળકી ઉઠયા."

"કોઈ વાડામાં એ કદી પુરાયા નથી તેમ જાતે વાડો ઉભો કર્યો નથી, કોઇની શેહમાં દબાયા નથી તેમ પોતાની શેહમાં કોઇને દબાવવાનો પ્રયાસ એમણે કર્યો નથી. એમનાં ગીતો સાંભળવાં, પ્રવચનો સાંભળવા એ તો લહાવો હતોજ, પરંતુ તેથીએ મોટો લહાવો તો એમની વાતો સાંભળવામાં હતો. એ લહાવો તો સેંકડો મિત્રોએ હવે ગુમાવ્યોજ. એમનામાં લાગણીની સચ્ચાઈ હતી, એમની ખ્યાતિ અને શક્તિથી તેઓ અજાણ્યુ નહોતા, છતાં ગમે તેવા નાના માણસ પાસેથી પણ એ શીખવાનું શીખી લેતા, પ્રસિદ્ધિનો મોહ, માન પ્રતિષ્ઠાનો લોભ એમને કદી સ્પર્શ્યો–જાણ્યો નથી. માન પાનના સ્થાનોથી સામાન્ય રીતે તેઓ દૂર રહેવાનુંજ પસંદ કરતા હતા, છતાં તેઓ અતડા કે એકલવિહારી નહોતા. પ્રેમ આપતા ને ઝીલતા, એમનું મિત્ર મંડળ અનેક વિધ ક્ષેત્રોમાં પ્રસરેલું છે, જ્યાં તેઓ ગયા છે ત્યાં પોતાની સુવાસ મૂકી આવ્યા છે. મેઘાણીભાઈના જવાથી સાચેજ ગુજરાત દરિદ્ર બન્યું છે.

સોપાન



આ સમાચારે જગાવેલો સંક્ષોભ મારા ચૈતન્યમાંથી હજીયે પૂરો ઓસર્યો નથી...હું જરા વિચિત્ર માણસ છું. તત્ત્વજ્ઞાને મને જીવનના પ્રસંગો—સુખદુ:ખ, જરા, મૃત્યુ વગેરે–પ્રત્યે થોડો અચેત બનાવી દીધો છે, એટલે કોઈના અવસાનના સમાચારથી—સ્વજનના પણ અવસાનથી—હું અસ્વસ્થ બનતો નથી પણ જિંદગીમાં બે અનુભવો એવા મળ્યા છે કે જ્યારે તદ્દન સામાન્ય માણસના કરતાં પણ વધુ પ્રમાણમાં સ્વસ્થતા ગુમાવી બેઠો છું અને દિવસો સુધી તે ફરી મેળવી શક્યો નથી—એક ખાંસાહેબ અબ્દુલ કરીમખાંનું અવસાન અને બીજું મેઘાણીભાઈનું.'

રવિશંકર મહેતા



ઝવેરચંદ મેઘાણી કલાકાર હતા. કલાકાર શિલાની હેઠળથી ઝરણાં ગાતે છે ને એનો કલરવ હવામાં મેળવે છે. હીરાજડિત ઝરણું, એના ઉપર કોઈ ને કોઈ શિલા બેઠેલી હોય છે. એ શિલાને

ત્યકાર હોય, લોકસાહિત્યમાં રસ લેનાર સેવક હોય, મધુર કંઠવાળો ભજનિક હોય કે, હળદરને ગાંઠીએ વેપારી થઈ જનાર ગાંધી હોય-તેનો વિશિષ્ટ ગુણ કયો છે અને તેની પાસેથી મેળવવા જેવું શું છે તે જોવાની કે મેળવવાની તેમની દૃષ્ટિ રહેતી.

મનુભાઈ જોધાણી

❧

મૃત્યુ આ ઝડપી જમાનામાં એક સામાન્ય ઘટનાં બની ગયું છે. કોઈ મૃત્યુ માત્ર શિષ્ટાચારના સાચા ખોટા બે શબ્દો માગી લે છે કોઈ મૃત્યુ આંખમાં-અશ્રુઓને આમંત્ર છે બે ચાર નીશ્વાસો પડાવી લે છે અને તુરતજ આપણને વ્યવહારના વમળમાં ધકેલી દે છે. પણ કોઇક મૃત્યુ તો આપણા આખા કલેવરને હચમચાવી મુકે છે. પામરતાની જીવનની પાટી પર પાડેલા સેંકડો લીસોટાઓને ભૂસી નાખે છે, નિર્મલ દ્રષ્ટી બક્ષે છે અને આપણી પાસે જીવનના હિસાબનું સરવૈયું માગી લે છે, એવું જીવંત અને વીરલ મૃત્યુ છે મેઘાણીભાઈનું-બાપુનું. અમારા સૌના લાડકવાયાનું.

ચત્રભુજ દોશી

❧

'...સગા ભાઈના મૃત્યુ જેટલો શોક થયો...લોકસાહિત્ય જાણે રાંડી પડ્યું.. કવિ-લેખકો આવશે અને જશે. પણ મેઘાણીભાઈ થવાના છે? મેઘાણી તો એક જ...મેઘાણીભાઈની સાહિત્યવસંત હવે જ ઓર મહેકતી હતી. પણ પેલા કાવ્યની જેમ – He is gone when our need was the sorest. જ્યારે એમની પૂરી જરૂર હતી ત્યારે જ એ ગયા.'

—દેશળજી પરમાર

❧

પણ પાછું યાદ આવે છે...એ જ શામળદાસ કોલેજના દિવસો અને એમની ખુબ પ્રિય કલાપીની કૃતિઃ

"હું જાઉં છું હું જાઉં છું –
ત્યાં આવશો કોઈ યે નહી..."

તેઓ ભલે ના પાડે પણ આપણને કોઇને ત્યાં ગયા વગર છૂટકો છે?

ડૉ. ભાનુરાય શુક્લ

❧

"રાજ વસંતના જી કે યુદ્ધ જગાવણાં!
ગાઓ ગાવણા જી કે યુદ્ધ જગાવણાં
ગાઓ બજાઓ, યુદ્ધ જગાવો, વાહ ધીર વધામણા,
ગુર્જરી તારે મધુવને ટહૂકે મયુરો મરણના!"

જીવનમાં આવી વસંત પ્રગટે એ ધન્ય પ્રસંગ તો જરૂર કહેવાય. આ કાવ્યમાં મૃત્યુનું

અવનતું સ્વરૂપ, આલેખાયું છે. મૃત્યુનું દર્શન હમેશાં કારમું, વિકાળ ભયાનક હોય છે. એની આગાહી શરીરમાં કંપ ઉપજાવે છે. એવા મૃત્યુના વધામણાં ઉમળકાથી સત્કારવાં અને 'હુવડ બોલ્યું'' એમ કહેવાને બદલે—'ગુર્જરી તારે મધુવને ટહુકે મયુરો મરણના' એમ ગાવું એ ખરેખર કોઈ અપૂર્વ પ્રેરણાનુંજ સૂચક છે. યુદ્ધનું-મૃત્યુનું આવું ચિત્ર શ્રી. મેઘાણી આલેખી શક્યા, કારણ કે અનેક જીવંત કાવ્યોનો–જીવંત ચિત્રોનો ઓપ એમની કલ્પનાને અને કાવ્યશક્તિને ચઢયો હતો.

જયોત્સ્ના શુકલ

❀

મારી તો માન્યતા છે એનું એક એક ગીત, એક એક નવલિકા, નવલકથા, નાટય વિવેચન નિબંધમાં એવા ઈન્સાનોનાં ઝખ્માયેલા જીગરના ધબકારા છે કે સમગ્ર ઇન્સાનીયતને અદકી અને આબાદ રાખવામાં પોતાની જાતને નીચોવી નાખે છે.

એવા ઝવેરચંદ મેઘાણીને મારાં લાખ લાખ, કરોડ કરોડ વંદન હો.

અદ્દેશ

❀

જ્યાં જાય ત્યાં તેમનું સાહિત્ય ભેગું કરવામાંજ મશગુલ હોય. મોટા સાહિત્યકારો પાસેથી મોટા વિચારો મેળવે; મારા જેવી બહેનો પાસેથી જુના સ્મરણો હાલરડાથી માંડી લગ્ન ગીતો અને છેવટે મરસિયામાં પણ કરૂણતા અને શબ્દ ગૂંથણી છે તેની સમજાવટ કરે.

કાઠિયાવાડી પુરાણા સાહિત્યને ભેગું કરવાની તેમની અનેક હોંશ અધૂરી રહી તેમનું કાવ્ય 'કોઇનો લાડકવાયો' યાદ કરતાં એમ થાય છે કે ખરેખર ભાઈ તો સહુનો લાડકવાયો થઇને અડધે રસ્તે પંટાણ મુકી ચાલ્યો ગયો જેના સહવાસમાં આવે તેનો તો તે લાડકવાયો જ બની બેસે.

વિજયાબેન પરીખ

❀

ગાવા સિવાયની સાધારણ વાતચીતમાં પણ એમના અવાજમાં એકજાતની મીઠાશ અને મમતા ભારોભાર ભરેલાં હતાં. એમનું સૌજન્ય તદ્દન અજાણ્યા માણસને પણ વશ કરી લે તેવું હતું. આવા મેઘાણીભાઈ આપણી પાસેથી આટલી જલદી વિદાય લઈ લેશે એવો તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. વાસ્તવિક રીતે માનવું પડે છે મેઘાણીભાઈ હવે આપણી પાસે નથી. પણ એમના જીવન દરમિયાન એમણે ફેલાવેલી ફોરમ દ્વારા અને એમણે કરેલી અમુલ્ય સાહિત્ય સેવા દ્વારા એ આપણામાં સદાય જીવંત છે અને રહેશે. એમના ગીતો સદાય આપણા કાનમાં ગુંજ્યા જ કરશે.

પૂર્ણિમા પકવાસા

❀

હવે એ ફૂલામણું નામ સાંભળવાનું નથી! હવે એ ગીતોના જલસામાં જવાનું નથી! હવે આ વીસ બાવીસ વરસના ઇતિહાસને અને ઓળખાણને ભૂલી જવાનાં છે! સમજાતું નથી, આ દુનિયાનો નિયમ કેવો છે! ને ભગવાને આ ખોટી શી ઇન્દ્રજાળ ઊભી કરી છે!

લાભુબેન મહેતા

☙

ગુર્જરીના હજારીગલ ફૂલનો એક લાખેણો ભાગ જાણે એકાએક લૂંટાઈ-વેરાન થઈ ગયો લાગે છે: પણ જે ફૂલની જીવન ફોરમ ફોરતી રહે છે તેને ખાંડું કોણ કહેશે?

ગજાનન વિ. જોષી

☙

એ ખરેખર ચાલી ગયા છે. ઘણુંયે આ જગતમાં આવે છે, ને ઘણા ચાલ્યા જાય છે. પણ માનવ જીવન સાર્થક હતું કે નહીં તેની પારાશીશી કઈ? એમણે જ એમના એક લાક્ષણિક કાવ્યમાં એ મૂકી આપેલ છે. આ રહી તે કડીઓ :-

મોટાનાં મોત ચાર ડાઘુએ જાણિયાં, નાનાની ખાંભી પૂજાય !

તેમ, તેમની પણ, ગુજરાત, ખરેખર ખાંભી પૂજશે !

કેશવલાલ મ. શાહ

☙

'સૌના લાડકવાયા' બનવાનું વીરલ સદ્‌ભાગ્ય એમણે શી રીતે પ્રાપ્ત કર્યું હશે! વિચારતાં લાગે છે કે શ્રી. મેઘાણીભાઈ માનવતાની મૂર્તિ હતા. માનવીનું હૃદય તેમણે વાંચ્યું હતું. સંવેદના જોઈ હતી. જનતાની ઊર્મિ એ એમની ઊર્મિ હતી અને એ સંવેદનાને, માનવીની હૃદયજ્વાળાઓને, માનવીના ઉલ્લાસોને ભરતીને, બધાને તેમણે સાહિત્યવાટે વહાવી હતી. માનવીને પોતાનું હૃદય વાંચનાર સાંપડ્યો હતો અને એટલે જ હજારો વ્યક્તિઓ તેમના પ્રત્યે આકર્ષાઈ હતી. હજારો વ્યક્તિઓના પ્રત્યક્ષ રીતે અને પરોક્ષ રીતે એ આત્મબંધુ બન્યા હતા.

રતિલાલ શેઠ

☙

મને તો તેઓ સમાજના અને કાળના ખડકોની નીચે વહેતી લોકજીવનને પાવન કરનારી અને સાહિત્યજીવનને પોષનારી લોકસાહિત્યની ગંગાને ઉપર લાવનાર એક ભગીરથ લાગ્યા. તેમનામાં બીજા બધા ગુણોની ઉપર પહેલી નજરે સ્પષ્ટ વર્તી શકાય એવો કોઈ મહાગુણ હતો તો તે હતો 'મહાન માનવ'નો અપૂર્વ વારસો. આવા નરવીરો દેશનું ગૌરવ છે, આજે આપણે અમુક અંશે આ વૈભવ વિહોણા થયા છીએ.

જેઠાલાલ જોશી

શ્રી. મેઘાણીનું સાહિત્યસર્જક તરીકેનું સ્થાન મહાન અને ચિરંજીવ છે; પરંતુ તેમને તેથી યે ઉચ્ચ સ્થાન રગેરગમાં અને બૂંદેબૂંદમાં છલકાઇ રહેલ માનવતાએ પ્રાપ્ત કરાવેલ છે. સર્જનસ્વામી અને કલાસ્વામી કરતાં ય જીવનયાત્રી તરીકે તેઓ અત્યંત ઉન્નત શિખરે ચડેલા છે. એમના જીવનના બધા પ્રસંગો બરોબર વણાશે ત્યારે જ પ્રજાને તેમની પૂરેપૂરી પિછાન થશે.

પ્રભુદાસ બાહુભાઈ પટવારી



ગુજરાતી ભાષા રહેશે ત્યાં સુધી તેના સાહિત્યમાં તેમનો અક્ષર દેહ અમર છે. અન્ય પ્રાંતોના મુકાબલે ગુજરાતી લોકસાહિત્ય પ્રગતિશીલ છે એનું ગૌરવ સદ્‌ગત મેઘાણીને છે. આખાએ પ્રજાના સંવેદન, રુદન, હાસ્ય, લહાવા અને ઓરિયા, ઝંખના અને તૃપ્તિ એ સર્વનું તાદૃશ્ય દર્શન તો લોકસાહિત્ય કરાવે છે. એ લોકસાહિત્યને શોધી શોધીને પીરસનારે માત્ર સાહિત્યને સમૃદ્ધ કર્યું એમ માનીએ તો આપણે તેમના કાર્યને અન્યાય કરી બેસીએ. મેઘાણીએ તો સૌરાષ્ટ્રની પ્રજાને આત્મભાન કરાવ્યું છે એમ કહીએ તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી.

ડૉ. નરસિંહ મૂ. શાહ



સંતવાણીનું પુસ્તક પ્રેસમાં ગયુ છે એમ છેલ્લે જાણેલું-એ પ્રગટ થયેલું જોવા આજે એ નથી રહ્યા, છતાં "શબ્દના વેપાર" માં કહ્યા મુજબ -

'હૈડા કેરી ધારણે તારે કર હોઈ જે સર જી

એ જ સૂરોના ઈમાની ભાઈ ! ગાયા કર ચકચૂર...' જ એમણે ગાયું છે—ને જીવન જીવ્યા છે એ ઓછા સુખની વાત છે ?

રમણીક મેઘાણી



ભાઇશ્રી મેઘાણીના આખા જીવનનું આપણે અવલોકન કરીએ તો તેમણે દેશસેવા, સાહિત્યસેવા આદિ પાછળ પોતાની કાયાને ઘસી નાખી છે, એટલું જ નહિ, પણ અતિ અશક્ત હાલતમાં પણ પોતાની એ સેવામાં એમણે ઉણપ આવવા દીધી નથી. ભાઇશ્રી મેઘાણીએ વિનાશાભિમુખ અને ઉપેક્ષિત વિવિધ પ્રકારના કવિતા વાર્તામય ગદ્ય-પદ્ય લોક સાહિત્યની ગંભિરતા અને રસમયતાનું તલસ્પર્શી પરીક્ષણ કરી, એ લોકસાહિત્યને પુનર્જીવન આપવા સાથે, એ વિવિધ પ્રકારના લોકસાહિત્ય-અમૃતરસનું આપણને પાન કરાવ્યું છે, એ એમના જીવનની ચિરંજીવ કારકિર્દી અથવા વિશેષતા છે.

મુનિ પુણ્ય વિજયજી

આ'વાં નરરત્નો મરીને અમર બને છે. સદાય જીવંત જ છે. આપણી આંખે એમનું સ્થુલ શરીર દેખાતું નથી, પણ એમનો સુક્ષ્મ આત્મા તો સદાય એમનાં કાર્યો રૂપે આપણી પાસે વસે છે. એમને જોઈને આપણે પ્રેરણા મેળવીએ. અને એમના જીવનના મહદ્અંશોને ઓળખીને એનું અનુકરણ કરીએ એ એમનું તર્પણ છે. આપણી એ નિત્યાંજલિ એમના ગતાત્માને સુખ અને શાન્તિ અર્પશે

**વૈદ જટુભાઈ ભટ્ટ**

❀

**શ્રી.** મેઘાણીભાઈ એક દિલસોજ, દિલાવર, દિલદર્દભર્યા પુરુષ હતા. આટલી શક્તિ, આટલી ભક્તિ, આટલી સ્નેહાળતા આજે તો કોઈ એકમાં દેખાતી નથી.

શ્રી. મેઘાણીભાઈ સાહિત્ય જગતના એક સમર્થ ' કલમબાજ ' હતા, એ જે વિષય પર હાથ અજમાવતા એને પૂરો પાર ઉતારતા. નવલકથા, નવલિકા–વાર્તા, વિવેચન, પત્રકારિત્વ, લોકસાહિત્ય, જે કોઈ અંગને અડતા કે લોહ જાણે પારસ બની જતું. સ્વાધ્યાયની એ શક્તિ હતી. સંવેદનાનું એ સર્જન હતું. ગુર્જરદેવીને ખોળે એવો ' All round ' સર્વ ક્ષેત્રોને આવરી લેતો સરસ્વતી-પુત્ર હજી જાણ્યો નથી.

**જય ભિખ્ખુ**

❀

શરીરને જે પોષકતત્ત્વો જોઈએ તે મેળવવાની કદી તેમણે જિજ્ઞાસા ન બતાવી–માત્ર તેમણે ધ્યાન રાખ્યું કામ તરફ. અને તેમની એ કાર્યપરાયણતાએ આપણને આપ્યા નવલકથાકાર અને નવલિકાકાર મેઘાણી; કવિ અને રાષ્ટ્રશાયર મેઘાણી; પત્રકાર અને ઉચ્ચ કોટિના વિવેચક મેઘાણી. અને સૌના ઉપર કળશ ચડાવે તેવા લોકસાહિત્યના અખંડ અભ્યાસી અને નિરૂપક મેઘાણી.

**ધીરજલાલ ધનુભાઈ શાહ**

❀

માનવતા અને માનવી પ્રત્યેની સહાનુકંપા એ જ શ્રી. મેઘાણીની સમસ્ત લેખનપ્રવૃત્તિનો પ્રધાન સૂર હરહંમેશ રહ્યો છે.

**યશવંત શુક્લ**

❀

મનુષ્યના હૃદયને જીતી લેવાની એમની આ કળાને લીધે જ એ લોકસાહિત્યનું આવું વિરાટ કામ કરી શકયા હતા. માણસોનાં હૃદયપારો ઉઘાડી, એમના ભીડાયેલા કંઠ અને જબાનો પરનાં સંકોચનાં તાળાં હઠાવી ગીતો, વાતો વ૦ નો આટલો જબ્બર સંચય કરનાર માણસમાં માત્ર પરિશ્રમ સહન કરવાની શક્તિ, ધૂળે દટાયેલાં ગામડાંઓમાં એકલાં રખડી શકવાની ખડતલતા,

લોકસાહિત્ય માટેની તીવ્ર લગની અને સોનું તથા પિત્તળ પારખવાની સંશોધક દૃષ્ટિ જ હની એમ ન્હોતું; મનુષ્યહૃદયને જીતવાની એમની અનોખી કળાનો પણ એ કાર્યની સફળતામાં ઓછો ફાળો ન હતો. વિવિધ પ્રકારના સ્વભાવ, વિચિત્રતાઓ, પૂર્વગ્રહો, ભયો, વિ. થી ભરપૂર ભડકી ઊઠે એવા માણસોનાં દિલ ખોલાવવાનું કામ કેવી ચતુરસુજાણ સહાનુભૂતિથી એમણે કર્યું હશે એ વિચારવા જેવું છે.

દિલીપ કોઠારી

❧

એની કવિતાના ચરણે ચરણે આપણને અનેક શ્રુતીગાન મળશે. એની કવિતામાં વીરતા, શૃંગાર, કરુણ, કોમળતા, ચિત્રકારના અનેક ચિત્ર, અને કોણ જાણે કેટલુંય હતું.

અને એનું ગદ્ય ? અવશ્ય મેઘાણી ગદ્યના માલીક હતા. મેઘાણીએ ગુર્જર ગીરાને સોળ કળાથી શણગારવા યત્ન કર્યા હતા. હવે એવા શણગાર ગુર્જર ગીરાને કોણ સજાવશે ?

-રાયહા

❧

પ્રથમ હું તેમના લખાણુથી મુગ્ધ થયો હતો. પછી તેમના માયાળુ પત્રોથી આકર્ષાયો. એમનો કંઠ સાંભળીને તો ગાંડોઘેલો થઇ ગયો. એમણે મારી લેખન પ્રવૃત્તિમાં લીધેલો રસ અને કરેલું માર્ગદર્શન માટે તો હું સદાનો ઋણી છું જ.

પરંતુ આજે જ્યારે જગત કહે છે કે એ સદાના ગયા ત્યારે એમની મૂર્તિ મારી સન્મુખથી ખસતી નથી. અને સાચે જ અવસાન નિમિત્તે સમાચાર સાથે છપાયેલ એમની છબી જોઇ આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. આજે એ છબી સામે એકીટસે તાકીને જોઈ પણ શકતો નથી.

ઇશ્વર પેટલીકર

❧

સાહિત્યે જ પ્રેરેલો છે, પોતાના વક્તવ્યને અનુરૂપ દેહછટાઓ, મુખમુદ્રાઓ, હાથ અને પગના હલનચલન, આંખનો તરફડાટ કે તલસાટ, આંસુ કે કટાક્ષ–એ સર્વ એમનામાં છે. તે ઉપરાંત એમનામાં છે, રજુઆતની ચિત્રાત્મક શૈલી. આ સર્વ ભેગા મળી મેઘાણીને લોકસાહિત્ય માટેના એક સમર્થ, સમૃદ્ધિ અને ભાવના-વિવશ પ્રચારક બનાવે છે. કેમ ન હોય ! એનાં ઓડિયાં એની લીંબુની ફાડ જેવી ભાવનાઘેલી-કેટલીક વાર કસુંબલ રાતી આંખો, ભરેલું સહૃદયતાભર્યું પ્રેમાળ વદન, નહિ ઉંચું, નહિ ટૂંકું. નહિ સ્થૂલ, નહિ સૂક્ષ્મ એવું મધ્યમ દેહપ્રમાણ, માથે નાનકડો ફટકો, ઉરેમ પર જવાહર જાકીટ પહેરેલા મોહામણા મેઘાણીને જોતાંની સાથે જ શ્રોતાઓ એની સાથે તાદાત્મ્ય અનુભવવા મંડી જતાં અને એમના મુખમાંથી મધુર મીઠાં બોલ સરતા ત્યારે કોણ એ ખુમંદ ભાવવાહી કંઠની મોહિનીમાંથી છટકી શક્યું છે !

હસમુખલાલ કાજી

વ્યાપક માનવતા અને સમભાવ એ જ સાચા, સહૃદય દાર્શનિક સમા પત્રકાર શ્રી. મેઘાણીનાં કવચ હતાં.

ચુનીલાલ પડિયા

મેઘાણીએ મોટાં દાનો નથી કર્યાં કે મોટા ફાળા ઊઘરાવાની સરદારી નથી લીધી એ ભલે, પણ સામાન્ય માનવીની દુઃખની વાત સાંભળી તેમનું હૃદય કદી દ્રવ્યા વિના નથી રહ્યું.

સામાન્ય વાચકને ઝવેરચંદભાઇએ હંમેશ આરાધ્યદેવ માન્યો હતો. એના પ્રત્યે તેમણે કદી ય બેદરકારી દાખવી નહોતી. મેઘાણીભાઈ જીવ્યા આ સામાન્ય વાચકના સાથમાં, અને હવે તેઓ અમર થશે આ જનતાના જ પ્રેમને કારણે.

બાણુભાઇ વૈદ્ય

મેઘાણીભાઈ તો ગયા ! પણ તેમનું સૌજન્ય, તેમનું વ્યક્તિત્વ અને તેમની કલા પાછળ મૂકતા ગયા છે. કાળબળે બધું યે ભૂલાશે પણ આ ત્રણ વસ્તુઓ તો નહિ જ ભૂલાય.

પીતાંબર પટેલ

આજીવન તેઓ લોકસાહિત્યના પરિવ્રાજક રહ્યા. આ પરિભ્રમણમાંથી એમને એક અતિ મૂલ્યવાન વસ્તુ એ લાધી કે સમસ્ત જાત માટે તેમનામાં બિરાદરી અને હમદર્દીનો અજબ તલસાટ જાગી ઊઠયો. યોગિમાં જેમ કુંડલિની જાગ્રત થાય તેમ આ તલસાટે જ તેમને છેવટની ઘડી સુધી અખંડોદ્યોગ કરાવ્યો; અનેક દુર્લભ વસ્તુઓને સુલભ કરી બતાવી. ભારખલી ભેખડ જેવા મેઘાણીભાઈ, કોઈ અદષ્ટ સ્વરઝંકારની ગેબી દિશામાં, કોઈ મહાગાયકની ભજનમંડળીમાં આતમતંબૂર રણુકાવતા આપણી વચ્ચેથી ચાલી નીકળ્યા. મહાકાળની ફાળ જાણે એમની સામે ટકરાઈને પાછી પડી જતી લાગે છે.

બાળમુકુંદ દવે

' ભાઈનો પ્રેમ ને તેમની મહાનુભાવતા આ જિંદગીમાં હું ભૂલી નહિ શકું. તેમણે એક પણ ચોપડી ન લખી હોત તોયે તે સ્વયં માન ને પૂજ્યતાના અધિકારી હતા. ' શાહજહાં 'ની આ કડીઓ ગૂંજતાં મને હમેશાં ભાઈની સ્મૃતિ તાજી થતીઃ—

તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત્
તાઈ તવ જીવનેર રથ
પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર બારંબાર ! '

મકરન્દ દવે

નીડર પત્રકાર, બુલંદકંઠી મસ્ત ગાયક, સમર્થ નવલકથાકાર, રસભર નવલકથાઓના સર્જક, સોરઠી સંસ્કૃતિના પરમાનુરાગી આરાધક, કસુંબલરંગી કવિતાના રચનાર, લોકસાહિત્યના પુરસ્કર્તા, સંશોધક અને સંપાદક ને છેવટે છલોછલ માનવતા અને સૌજન્યથી નીતરતા શ્રી. મેઘાણીભાઈના અવસાન પાછળ સોરઠની ધરતી તો કરુણાર્ત્ત સ્વરે પોકારી પોકારી કહેવાની:—

> करुणाविमुखेन मृत्युना,
> हरता त्वां वद किं न मे हृतम् ।

દર્શન ઓઝા

## આમ અચાનક જવું ન'તું

(૧)

તમ હૈયાની અમૃત-નિર્ઝરિણી-
મહોંથી ઊઠતા ગીત કેરા ધ્વનિ
ઘેરા ગુંજી રહ્યા અમ આતમમાં
કોઈ જૂદેરી લોમની વાણી બની:
અને એ રસપાનની પ્યાસ હજુ
ઉરમાં અણછિપી ઝુરન્તી રહી
ત્યાહં આ શું અચાનક, માયા સમેટીને,
મૃત્યુતણી વીરા, વાટ ગ્રહી !

(૨)

વીરા, આમ એકાએક કેમ રુઠ્યા:
સુધા-ગાણું અધૂરું મેલીને ઊઠ્યા !
વીરા, કે રસ હિંડોલ ડોલન્તી આ
મહેફિલના પુણ્યપુંજ ખુટ્યા !
અરે રાત ને વાતની મસ્તી હજુ
વધુ ને વધુ જામતી જાતી હતી:
અને પ્યાસી હૈયાઓની આંખો હજુ વીરા,
આશાના રંગથી રાતી હતી !

# એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી

[ ૧ ]

### મરસિયા-દુહા

[ બોટાદ ખરખરે જતાં ]

ઊભો ઉવાટે, જીભ કલમને જોખવા;
એનો કાળાઉત કાંટે, તેં વસમાં તોળ્યાં વાણીઆ !

( કેટલાક સાક્ષરો વિદ્વાનો કલમબાજોને રસ્તે તું ન ચાલ્યો અને એનાથી ( ઉવાટે ) આડ બીડ જુદે રસ્તે ચાલ્યો. હે વાણીઆ ! તેં કલમ અને જીભ-વાણી બેઉનો તોલ એક જ કાંટે કર્યો. )

ઝવેર ભરીઆં જે, હીરાન માણેક હાટમાં;
એનો કાળાઉત કેને, વારસ દીધો વાણીઆ !

( હે ઝવેરચંદ ! તારા હાટમાં હીરામાણેક વગેરે અમૂલ્ય રત્નો સંઘર્યાં છે. એનો વારસો તેં કોને આપ્યો ? )

હાથ વખાણું હોય, કે વખાણું દિલ વાણીઆ;
કલમ વખાણું કોય, કે તારી જીભવખાણું ઝવેરચંદ !

( હે ઝવેરચંદ ! ઉદારતામાં તારા દિલનાં વખાણ કરું કે કામઢા તારા હાથને વખાણું ? ડાયરાની જમાવટમાં ચારણી ગીતો લલકારવામાં તારી જીભ વખાણું કે એકએક વિષયને વર્ણવતી તારી કલમ વખાણું ! )

હૈયે ન જુદો હોય, ભરતર એકજ ભાતનાં;
એવી જોડી સઘળે જોય ક્યાંય કાગે ન દીઠો કાળાઉત !

( હે કાળીદાસ મેઘાણીના પુત્ર ! મેં-કાગે ફરીફરીને શોધખોળ કરી, પણ જેનું અંદર અને બહાર એક જ જાતનું જીવન હોય એવી તારી જોડી ક્યાંય દીઠી નહિ. )

હું ભમીઓ ભાયાણી, સાતે સાયર ઊતર્યો;
ક્યાંય મર્મી મેઘાણી, કાગે ન દીઠો કાળાઉત !

( હું ભાયાણી-ભાયા કાગનો પુત્ર દરિયાપાર ઊતર્યો અને તારી જેવા મર્મપારખુ માણસની ઘણી ગોતણ કરી, પણ કાળીદાસનો પુત્ર ઝવેરચંદ ક્યાંય ન જોયો. )

માંડી મેઘાણી ! હૈડે વાણીની હાટડી;
કદી કાળો કાળાણી, વેપાર ન કીધો વાણીઆ !

( હે કાળાણી: કાળીદાસના પુત્ર ઝવેરચંદ ! તેં વાણીના વેપારની હાટડી હૃદયમાં ખોલી પણ કોઈ દિવસ એકે ય શબ્દનો કાળો બજાર કરી સરસ્વતીને ન વેચી. )

કીરતી તણી કોથળી, એમાં ન ઘટય આવી;
એવો કરીઓ કાળાણી, વાણીનો વેપાર વાણીઆ !

( હે કાળીદાસના પુત્ર ! તું જાતે વાણીઓ ખરોનાં; એટલે યશરૂપી ધનની કોથળી ભરી એમાં કોઈ દિવસ અપયશ રૂપી ખોટ ન લાગવા દીધી. જીવનના વેપારને કલંકિત ન બનવા દીધો. )

કોઈને કાળાણી ! દલાલાં દીધાં નઈ;
એવો માંડેલ મેઘાણી, તેં વાણીનો ધંધો વાણીઆ !

( હે કાળીદાસના પુત્ર ! તેં વાણીનો વેપાર માંડેલો પણ એમાં કોઈને દલાલું ન આપ્યું. એટલે ગમે તેવો માલ દલાલ ખપાવી દે એ જાતનો ધંધો કદી ન કર્યો. )

કંઠ કહેણી ને કાવ્યનાં, હતાં સુખ હસતાં;
આજ ઝવેરચંદ જાતાં, એણે કાળપ પકડી કાળાઉત !

( કંઠ, કહેણી અને કાવ્યશકિત એ ત્રણે વાનાં તારામાં ભર્યાં હતાં આજે તું ગુજરી જવાથી ત્રણે વસ્તુઓ ઉદાસ બની છે. એને મોઢે ઝાંખપ આવી છે. )

શૂરાં છાપાં ને સાધવાં, ત્રણુ ચારણુ વાતાં;
એટલાં ઝવેરચંદ જાતાં, કકળી ઊઠયાં કાળાઉત !

( સોરઠના સાચા શૂરવીરો, તેં ખેડેલાં છાપાંઓ, સોરઠના સંતો ચારણો અને મૂર્તિમંત વારતા—એ પાંચે ઝવેરચંદ મેઘાણી જાતાં કકળી ઊઠયાં.

છંદાં ગીતો ને સોરઠા, સોરઠ સરવાણી;
એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી.

( ચારણી છંદો, ગીતો, કાઠિયાવાડના સાહિત્યનો પ્રાણ સમો સોરઠો અને સાચી સોરઠી ભાષા—એ ચારે ઝવેરચંદ મેઘાણીના મરણુથી લોહીને આંસુએ રોયાં. )

કવિ દુલા કાગ

❀

## હાહાકાર હુઓ

દોહો

મરણું મેઘાણી તણું, સાંભળતાં શ્રવણે,
સારા સોરઠ દેશમાં, નીર આવ્યાં નયણે.

(૩)

હજુ તો તમ કંઠ થકી સુણવા
હતા સૂર ને તાન કંઈક નવા–
હજુ બાકી હતા રસરૂપ વિરાટના
કૈંક રૂપો ગીતમાં ગૂંથવા :
અરે એ સહુ ઓતરદા ઉપરના
અણુપુરલ ઉર મહીં જ રહ્યા :
અને છેવટ કેરા જુહાર કર્યા વણુ
વીરા, તમે મૃત્યુપંથ વહ્યા :

(૪)

હતું જીવન ગાનતણી લગની :
રસ–યોગની જાણે અખંડ ધૂણી :
શતઝાળ સદાય ભભૂકી રહ્યો
રસ–બ્રહ્મ આરાધનનો અગનિ :
અરે હૈયાના ઈન્ધણ હોમી હોમી તમે
ધૂણી એ ધીખતી રાખી હતી :
વીરા, વિશ્વને હૂંફ દેવા તમે રાત દી'
જાતને જલતી રાખી હતી !

(૫)

વીરા, માનવતાના ખંડેર પડ્યાં :
માથે કૈંક થરો પશુતાના ચડ્યા :
અને સચ્ચિદ–આનંદ સૃષ્ટિના આ
અણુએ અણુ શોક થકી પ્રજળ્યાં–
વીરા, આનંદ કેરી એ સૃષ્ટિને, શોકના
દાવાનળેથી ઉદ્ધારવી'તી :
વીરા, ગીતની ગંગા વહાવી તમારે તો
માનવતાને મ્હોરાવવી'તી !

(૬)

'ધરતીને પટે પગલે પગલે'
જલતો હવ ઓલવું ગીત-જળે
તમે ઘૂમ્યા ભરી વણુથાક વીરા,
એવી તાલાવેલી ડગલે ને ગળે !–
અરે, કાવ્ય ને ગીતની, માનવ-પ્રીતની,
યાત્રા તમારી અધૂરી રહી :
વીરા, ભોમકા તો જુઓ ખૂબ પીધું તો ય
પીવા કાજે હજુ ઝૂરી રહી !

(૭)

સૂની કુંજ પૂછેઃ મારો કોકિલ કયાં ?
દિલમાં રસ સિંચતું એ દિલ કયાં ?
વીરા, એ જ વલોપાત હીબકતો
પુરની સૂની માનવ-મહેફિલમાં–
અરે, સુખના સાગર રેલાવીને વીરા,
આમ અચાનક જાવું ન'તું :
અરે, ઓશિંગણુ અમ ઉર તણી છેલ્લી
વંદના લેવા રોકાવું હતું !

(૮)

તમે જ્યાં હો ત્યહાં ઘડી થંભી વીરા
જોઈ લેજો વિજોગી ઉરના ચીરા
ચીરે ચીરે ઘવાયલ યાદ અને
ફરિયાદની એક અબોલ ગિરા...
...તમે દેવોની મૃત્યુવિહીન જમાતની
જ્યોતિમાં જ્યોતિ બનીને ભળ્યા :
તમે જતાં, તમારી સાલોમ તણા અરે,
પાપાણુ કાળમીંઢાયે રડ્યા !

કરસનદાસ માણેક

છપ્પય

મેઘાણી ગ્યો મરદ વાણિયો વિશ્વ વછીતો,
મેઘાણી ગ્યો મરદ સત્યવક્તા શોભીતો;
મેઘાણી ગ્યો મરદ ચારણાંપ્રિય ગુણુ ચાહક,
મેઘાણી ગ્યો મરદ કવિ લેખક અતિ લાયક.
ભારતી તણો સેવક સપૂત,
ઓચિંતો અદ્રશ થિયોં;
યશનામ શરિર કરિ ગ્યો અચળ,
વાહ મેઘાણી વાણિયો. ૧

જેનું નામ ઝવેરચંદ મેઘાણી જાહેર;
વૈશ્ય છતાં મહાવીર નિરંકુશવક્તા નાહર;
લોકપ્રિય આઝાદ લેખની ચિત આકર્ષક;
દેશ દાઝ બળ બુદ્ધિ કળાગુણુ ગૌરવ દર્શક;
અદ્ભુત કવિ લેખક અજબ,
સોરઠ ઘર શોભા ગિયો;
શુભ નામ સફળ ફેરો કરી,
વિયો ગિયો હા વાણિયો. ૨

દોહો

મેઘાણી મરતાં મરદ, ભારતીતણો ભૂવો;
ઘર સોરઠ ગુજરાતમાં, હાહાકાર હુવો. ૧

શંકરદાન જેઠીભાઈ

## ઠાકરને ઠપકો

ભારતનું ભૂષણુ હતો, વળી સેવક હતો સખરો
(ઇ) મેઘાણી મરતાં, તને ઠાકર છે ઠપકો. ૧

ભજન ગાતો ભાવથી, રામ અને રબરો
(ઇ) મેઘાણી મરતાં, તને ઠાકર છે ઠપકો. ૨

સાંભળતો નથી શામળા, જ્ઞાનભેરો ક્યો કણકો,
(આ) ઝવેરચંદ જાતાં જગત, (તને) ઠાકર દે છે ઠપકો. ૩

ક્યાંવેણે મળશું ભલા, આવીશ જ્યારે અબકો
(ત્યાં તો) ઝવેરચંદ જાતો રહ્યો, (ઇ) ઠાકર તને ઠપકો ૪.

છંદાં, ગીતાં, સોરઠા, (વળી) દેશી જે દૂહા,
(એટલા) મેઘાણી સુવા, વટાળ કરશે વાણિયા. ૫

ચીંથરીયોય, ચારણુ મળે, (તો) પગુમાં જઈ પડતો,
(ઈ) મરમી મેઘાણી ગયો, (ક્યાંઇ) જોતાંય નથી જડતો. ૬

સંભળાવ્ય આવી સોરઠા, (અને) ગા મધુરાં ગાન
મેઘાણી થા મેમાન, તારી વાટુ જોયે છે વાણિયા. ૭

દાદાભાઈ નાજાભાઈ ખાચર

## શૂરજનની જાયો

મેઘ સમું ઘેરું ગાજંતો
મેઘાણી શું ચાલ્યો ?
ચાલ્યો તોયે સહુ અંતરને
ઘેરો એણે ઘાલ્યો;
અમર ઉભો શૂરજનની જાયો.

જૂનાનો શોધક ને સર્જક
નવી શૂરી ગાથાનો,
વકતા, ગાયક, જનતાનાયક
કવિ ફુંળા ભાવેનો;
અમર ઉભો શૂરજનની જાયો.

દૂર સુ દૂર રવીન્દ્ર તણા જે
મૃદુ ધબકારા ઝીલે,

તે ઉરના ધબકારા કાળ ન
લૂંટી શકે કો કાળેઃ
અમર ઉભો યુગજનની જાયો.

જયમનગૌરી પાઠકજી

ૐ

## સોરઠની ભોમકાનો સાંઇ ગયો !

જ્યાં સર્વે જાય, એના ન્હોયે ઓરતા,
પણ મેઘાણી જાય, વસમાં એ મનવારણાં.
ફૂલડાંક્યારી માંહ્ય, ફોરે મઘમઘ ફૂલડાં,
માનવકુળની માંહ્ય, મ્હોર્યો એક તું માનવી.
ધરતીનાં પયપાન, પીને અમૃત તેં ઝર્યાં,
સંસારે વખપાન, એકલ પંડ ઉતારિયાં.
ગાયાં તેં જગચોક, મીઠી ગળકે ગીતડાં,
રોયો તું ઘરગોખ, આંસુ અંધારે સર્યાં.
હાતમદિલ હેતાળ, માની તોય વિનમ્ર તું,
અક્કડ તોય ઉદાર, સાંઈ હતો સોરઠ તણો.
વૃક્ષવિના જ્યમ પાળ, મેઘવિના જ્યમ વીજળી,
વિણ સિંદૂર સોહાગ, તું જતાં સોરઠ ઠરી.
જિંદાદિલ તેં જંપ, જીવનમાં જાણ્યો નહીં,
જોઇ તને નિષ્કંપ, નેત્રો નહિ રંધ્રો રહ્યાં.
શાયા જાતે લાખ, કોડાધીશ કરોડ યે,
જતે ન એવી ખાધ, તું જતાં ખમવી પડી.
ફટ ગોઝારા કાળ ! જનકાળજડાં છોડીને,
યુગકાળજડે ઘાવ, મારી મેઘાણી કર્યો.

અશોક ૧૫

ૐ

## આંસુની ભેટ

એલ્યા ! બુલંદ અવાજે જેની છબી ખેંચાણી,
શી ગાઢ નિદ્રામાંહે તુજ આંખડી ઘેરાણી !
મુજ જિંદગીએ નાખ્યો મુજને ય અંદેશામાં
જ્યારે ઉમ્મીદો મારી સહુ ફાગમાં ફેંકાણી.
છોડે નહીં મુજ કેડો એટે પડેલી પ્રીતિ,
ના જાણતું કો એવી છે વેદના મેં જાણી !
છોડી પ્રિયાનો વ્હાલો હૃદથી વધુ દરવાઝો
જોયો નથી કો રસ્તો આ આશકે સ્હેલાણી.
તું તો દીપાવી ચુક્યો જાહેર તારી સેવા
તૂટી ગયેલી લળ શી જે ભોંય પર વેરાણી,
તુજ ભાલનો પરસેવો છે પાવડે ખડકાયો
ને નામનાને ખોળે તુજ નામની છે લ્હાણી.
બેસાખ્તા નીકળે છે જેના મુખેથી વચનો
એવા કવિના ઘરમાં પ્રજ્ઞા ભરે છે પાણી;
ગાશે મરસિયા તારા ચાહે ચઢેલી ચૂડી,
વ્હેતી નલોવાણીમાં તારી રહેશે વાણી.
ગમગીનનું આશ્વાસન, ગુમરાહનું આલંબન
ભાષા તણી ખિદમત છે–ક્યાં નોંધ એ લેવાણી !
છે મોતના બુર્કાનું કેવુ અજબ આકર્ષણ ?
વ્હાસી ગયો જ્યાં 'વ્હાનો' પૂછ્યો તહીં મેઘાણી.
રાખ્યો હતો નિરખતનો દાવો ન 'પત્યા' સાથે
સ્વીકાર યોગ્ય ગણે તે મુજ આંસુની એધાણી.

પતીલ

## શાયરને

ગયો બસ નકીજ તું ખરૂં જ કે કદી એ હવાં
શકે નહીં નિહાળી આ નયન દોડતાં ઢૂંઢતાં
તને અજબ મૂર્તિને ?
ચઢી લીધાં જ તેં જે ભલા !
અસીમ ઉર-સ્નેહથી ધરતીને અરે ધૂળને,
ગણી અધિક સ્વર્ગથી, પછી જવાય કે આમ તે ?
ખરે જ પણ તું ગયો ?
અમે જીવી રહ્યા છ એથી વધુ જીવી તો તું રહ્યો,
તહીં કયમ કરી જ માન્યું પણ જાય કે તું ગયો !
બુલંદ તુજ કંઠ એ, સુદૃઢ દેહનો થંભ એ,
શહાદતભર્યા સ્વંત તુજ શાયરીસૂર એ,
જીવંત અમ રોમરોમ; તદપિ ગયો માનવું
ગયો જ યદિ તો હવે,
સદાય દિલમસ્ત આશક ! શું એવું થયું તે ન કહે ?
અરે કંઇક તો કહે !
જુહાર વિણુ આમ છેહ દઈ લાડિલા ! છોડતાં
મુહબ્બતભીનાં ઉરો, કંઈ હજાર કેં લાખ હા !
થશે જ ગમગીન બે દિલ-જરીક તો જોવું'તું !
રડે ધરતી-છેલ્લું છેલ્લું જરી આંસુ તો લ્હોવું" તું !
ગયો જ પણ તો ય:-જેવું ગજ્યું-કિન્તુ વ્યોમાંગણે
ધીરૂં ગરજી ઘૂમતા સજલ મેઘ ગંભીરને,
ધરાતલ પરે ઝુકી વરસી ગ્યા વિના ચેન ના;
તુંએ ય ત્યમ મેઘ હે ! કદીક તો નકી આવજે,
કદીક ઉર તપ્ત રંક ધરતી તણું ઠારજે.

ઉપેન્દ્ર પંડ્યા

## કોટિ કોટિ વંદન !

એના 'રઢિયાળી રાતે'
જીવનનિશામાં પ્રકાશ સિંચ્યાં,
એનાં 'વેણી ફૂલે'
ભગિનીઓને આનંદી અને ઉલ્લાસિત કરી;
એના 'કિલ્લોલે'
બાળકોને કલ્લોલતાં કર્યાં
એને 'હાલરડે'
બાલમાતાના ભોળા અંતરમાં
ગીતોની હલક પૂરી,
એની 'રસધારે'
લોકજીવનનો રસ ટપકયો;
એની 'કંકાવટી' એ
આર્યતામાં સંજીવન પૂર્યાં;
એને 'સિંધુડે' સિંધુડે
શૂરવીરોનાં શોણિત ઉછળ્યાં,
એને 'એકતારે'થી
ભકતોની ભજનાવલિ જાગી,
એની 'યુગવંદના' એ
યુગબલનાં પૂજન પ્રગટાવ્યાં;
એના 'માણસાઈના દીવા' એ
શુષ્ક યાંત્રિક જીવનમાં
પ્રેરણાનો જ્યોત ઝળહળાવ્યો.

ॐ

એનાં ગીત કાવ્યો એટલે
માનવદિલનાં

વેદન, સંવેદન,
એનાં કથાપાત્રો એટલે
મનુજબાલનું જીવન પ્રતિબિમ્બ.
મૃત્યુને સાથરે સૂતેલા
પ્રજાદિલના લોકસાહિત્યને
મેઘાણીએ જ આપ્યાં છે
ખરાં સંજીવન દાન.
જનઉવેખાતી ઉરઉર્મિઓને
એણે જ ઉતારી છે
શબ્દદેહમાં,—
સુંદર અને સુમધુર
ગીત પદાવલિમાં.

❀

નિઃશબ્દમાં જેણે શબ્દ જગવ્યો,
મૃત્યુમાં જેણે પ્રાણ પૂર્યાં.
કટુતામાં જેણે કવિતા આણી,
શુષ્કતામાં જેણે સ્નેહ સર્જ્યો,
માટીનાં માનવીમાં જેણે-
માનવતા ને માણસાઈ,
રસિકતા ને રસસર્જકતા પૂરી,
અમ પંથના એ યાત્રાળુને-
સર્વપ્રિય મેઘાણીભાઈને-
મૃત્યુ શા, અને અશ્રુ શા ?
એને તો હોજો
રસભર માનવ દિલ દિલનાં
કોટિ કોટિ વંદન !

જમુ દાણી